

કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન ગુજરાતી

(પારહ : ...૨૬, ૨૭, ૨૮...)

૪૭. સૂરએ મુહમ્મદ (સ.અ.વ.)

થી

૬૩. સૂરએ મુનાફિકૂન

## ભાગ-10


❁ મૂળ લેખક ❁

હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

❁ અનુવાદક ❁

ઇસ્માઇલ પટેલ ખાનપુરી





❁ પ્રકાશક ❁

હઝરત મવલાના ઇસ્માઇલ વલી ભૂતા સા. (દા.બ.)

મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ,

મદ્રસા રોડ, મુ. પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)

ઇન્ડિયા

بسم الله الرحمن الرحیم

ભાગ ૧૦

કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

(પારહ : ...૨૬, ૨૭, ૨૮...) ગુજરાતી

૪૭. સૂરએ મુહમ્મદ (સ.અ.વ.)
થી
૬૩. સૂરએ મુનાફિકૂન


મૂળ લેખક

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ (રહ.)

અનુવાદક

ઇલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)







પ્રકાશક

હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ

ગુજરાત (ઇન્ડિયા)

કિતાબનું નામ : મઆરિફુલ કુર્આન (ગુજરાતી)

ભાગ : ૧૦ (દશ)

મૂળ લેખક : હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)
૪૬, રહમત નગર સોસાયટી,
આબાદ નગરની મસ્જિદ સામે,
બાયપાસ રોડ, મુ.પો. જંબુસર,
તા. જંબુસર, જિ. ભરૂચ –૩૯૨૧૫૦
મો. નં. +91 9898797394 / 8511073186

પ્રત સંખ્યા : ૧૧૦૦ (અગિયારસો)

પ્રકાશક : હઝરત મવલાના ઈસ્માઈલ ભૂતા સાહબ (દા.બ.)
સ્થાપક તથા મોહતમિમ : જામિઅતુલ બનાત ટંકારીઆ,
મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ,
(ગુજરાત–ઈન્ડિયા)
ફોન નં.: (૦૨૬૪૨) ૨૭૦૩૩૦, ૨૭૦૯૩૨
પ્રેસિડેંટ : મજલિસે ખુદ્દામુદ્દીન ઈન્ટરનેશનલ: લંડન–યુ.કે.
પ્રેસિડેંટ : મજલિસે તહફ્ફુઝે અહલે સુન્નત વલ જમાઅત (લંડન–યુ.કે.)

પ્રકાશન વર્ષ : ઓગષ્ટ ૨૦૧૪ બ મુતાબિક શવ્વાલ ૧૪૩૫ હિજરી

હદિયો :

ટાઇપ સેટિંગ : સફવાન ઈલ્યાસ પટેલ (ખાનપુરી)
સાલેહ પ્રિન્ટર્સ, મો. ૭૫૬૭૯૩૪૪૩૬

Printed By : Rabbani Offset Printers, Motia Park, Bhopal.
Mo. 09303137321, (O) (0755) 3064655

**મેળવવાનું સ્થળ**

| :: ઇન્ડિયામાં :: | :: ઇંગ્લેન્ડમાં :: |
|---|---|
| જામિઅતુલ બનાત ટંકારીઆ<br>મુ.પો. ટંકારીઆ, તા. જિ. ભરૂચ<br>ફોન નંબર :<br>(૦૨૬૪૨) ૨૭૦૩૩૦, ૨૭૦૯૩૨ | Maulana Ismail Bhuta<br>101, Windsor Road,<br>London E7 ORA (U.K.)<br>Ph. (Fax) 020 8471 7866 |

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

## ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

# ● અનુક્રમણિકા ●

પ્રકરણ (૪૭)

# સૂરએ મુહમ્મદ ﷺ

સૂરએ મુહમ્મદ ﷺ મદીનામાં નાઝિલ થઈ, તેમાં ૩૮ આયતો અને ૪ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મુહમ્મદ ﷺ : આયત નં. ૧-૨-૩)**



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જે લોકો કે કાફિર થયા અને અન્યોને અલ્લાહના માર્ગથી રોક્યા અલ્લાહે તેમના કરેલા કર્મો નાબૂદ કરી નાંખ્યા. (૧) અને જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા અને એને માન્યું જે મુહમ્મદ (ﷺ) ઉપર ઊતર્યું અને તે જ તેમના પરવરદિગાર તરફથી સાચો દીન છે, તેમના ઉપરથી તેમની બુરાઈઓ ઉતારે અને તેમની હાલતને સુધારે. (૨) આ એટલા માટે કે જેઓ*

*કાફિર છે તેઓ જૂઠી વાત ઉપર ચાલ્યા અને જેઓ ઈમાન લાવ્યા તેમણે પોતાના પરવરદિગાર તરફથી સાચી વાત માની; આ રીતે અલ્લાહ લોકોને તેમના અહેવાલ બતાવે છે. (૩)*

**તફસીર :**

જે લોકો (પોતે પણ) કાફિર થયા અને (અન્યોને પણ) અલ્લાહના માર્ગથી અટકાવ્યા (જેમકે કાફિરોના સરદારોની ટેવ હતી કે તન, મન, ધનથી દરેક પ્રકારની કોશીશ ઈસ્લામનો માર્ગ રોકવા માટે કરતા હતા બસ) અલ્લાહે તેમના કર્મો નાબૂદ કરી દીધા (એટલે કે જે કામોને તેઓ નેક સમજી રહ્યા છે ઈમાન ન હોવાના કારણે તે સ્વીકાર્ય નથી, બલકે તેમાંથી અમુક કર્મો ક્રોધપાત્ર છે, જેમકે અલ્લાહના માર્ગથી અટકાવવામાં ખર્ચ કરવો (فَسَيُنْفِقُوْنَهَا ثُمَّ تَكُوْنُ عَلَيْهِمْ حَسْرَةً) અને (તેનાથી વિપરીત) જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સારા કામ કર્યા અને (તેમના ઈમાનની વિગતવાર પરિસ્થિતિ એ છે કે) તેઓ એ બધા ઉપર ઈમાન લાવ્યા કે જે મુહમ્મદ (ﷺ) ઉપર નાઝિલ કરવામાં આવ્યું છે અને તે (જે નાઝિલ કરવામાં આવ્યું છે તે) તેમના પરવરદિગાર પાસેથી (આવેલું) તદ્દન સત્ય (પણ) છે (જેનું માનવું પણ જરૂરી છે બસ) અલ્લાહ તઆલા તેમના ગુનાહ તેમના ઉપરથી ઉતારશે (એટલે કે મા'ફ કરી આપશે) અને (બંને દુનિયામાં) તેમની હાલત ઠીક રાખશે (દુનિયામાં તો એ રીતે કે તેમના નેક કર્મોની ઉત્કંઠા વધતી જશે અને આખિરતમાં એ રીતે કે તેમને અઝાબથી છુટકારો અને જન્નતમાં પ્રવેશ મળશે અને) આ (જે મો'મિનોની ખુશહાલી અને કાફિરોની ખરાબ પરિસ્થિતિ વર્ણન કરવામાં આવી) તે કારણથી છે કે કાફિર તો ખોટા માર્ગ ઉપર ચાલ્યા અને ઈમાનવાળા સાચા માર્ગ ઉપર ચાલ્યા જે તેમના પરવરદિગાર તરફથી (આવ્યો) છે (અને ખોટો માર્ગ નિષ્ફળતાનું કારણ હોવું અને સાચો માર્ગ સફળતાનું કારણ હોવું દેખીતું છે એટલા માટે તેઓ નિષ્ફળ થયા અને ઈમાનવાળા સફળ થયા અને જો ઈસ્લામ સાચો માર્ગ હોવામાં કોઈ શંકા હોય તો مِنْ رَّبِّهِمْ થી તેનો જવાબ આપવામાં આવ્યો કે તેના સાચા હોવાની દલીલ એ છે કે તે અલ્લાહ તરફથી છે અને અલ્લાહ તરફથી હોવું બધા જ નબવી મોઅ્જિઝાઓથી વિશિષ્ટ સ્વરૂપે કુર્આનની પ્રતિષ્ઠાથી પણ સાબિત છે અને) અલ્લાહ તઆલા એ જ પ્રમાણે (જેવી આ હાલત વર્ણન કરી) લોકોને (લાભ અને હિદાયત) માટે તે (ઉપરોક્ત વર્ણન

કરવામાં આવેલ લોકો)ની પરિસ્થિતિઓ વર્ણન કરે છે (જેથી પ્રોત્સાહન અને ધમકી બંને રીતે માર્ગદર્શન કરવામાં આવે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ મુહમ્મદ ﷺનું બીજું નામ "સૂરએ કિતાલ" પણ છે કારણ કે તેમાં જિહાદ અને લડાઈના હુકમો વર્ણન થયા છે. મદીનાની હિજરત પછી તરત જ આ સૂરત નાઝિલ થઈ, એટલે સુધી કે તેની એક આયત كَأَيِّنْ مِنْ قَرْيَةٍ વિશે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એવું નકલ થયું છે કે તે મક્કી આયત છે, કારણ કે તે એવા સમયે ઊતરી છે જ્યારે કે આપ ﷺ હિજરતની નિય્યતથી મક્કએ મુઅજ્જમહથી નીકળ્યા અને મક્કા મુકર્રમહની વસ્તી તથા બયતુલ્લાહની ઉપર દૃષ્ટિ કરીને આપે ફરમાવ્યું કે સમગ્ર દુનિયાના શહેરોમાં મને તું જ પ્રિય છે, જો મક્કાવાળા મને અહીંયાંથી કાઢતા ન હોત તો હું પોતે પોતાની મરજીથી મક્કા મુકર્રમહને છોડત નહીં. તફસીરકારોની પરિભાષા પ્રમાણે જે આયતો મદીનાની હિજરતની મુસાફરી દરમિયાન નાઝિલ થઈ છે તે મક્કી કહેવાય છે, ખુલાસો એ છે કે આ સૂરત મદીનાની હિજરત પછી તરત જ નાઝિલ થઈ છે અને અહીંયાં પહોંચીને કાફિરો સાથે જિહાદ અને લડાઈના હુકમો ઊતર્યા છે.

صَدُّوا عَنْ سَبِيلِ اللّٰهِ માં શબ્દ سَبِيلِ اللّٰهِ (સબીલિલ્લાહ)નો ભાવાર્થ "ઈસ્લામ" છે. أَضَلَّ أَعْمَالَهُمْ માં કાફિરોના તે કર્મો ભાવાર્થ સ્વરૂપે છે જે નેક કામો ગણાય છે જેમકે દરિદ્રોની મદદ અને સહાયતા, પડોશીઓની હિમાયત અને રક્ષણ, દાન અને દક્ષિણા, સદકહ-ખયરાત વગેરે કે આ કર્મો પોતે નેક અને ભલા છે પરંતુ આખિરતમાં તેનો લાભ ઈમાન લાવવા સાથે શરત સ્વરૂપે રાખવામાં આવ્યો છે. કાફિરોના એવા નેક અમલો આખિરતમાં તેમના કંઈ જ કામ આવશે નહીં, અલબત્ત દુનિયામાં જ તેમને તેમના નેક કર્મોના બદલે રાહત અને આરામ આપવામાં આવે છે.

وَآمَنُوا بِمَا نُزِّلَ عَلَى مُحَمَّدٍ જો કે પ્રથમ વાક્યમાં ઈમાન અને નેક કર્મોનું વર્ણન આવી ચૂક્યું છે જેમાં રસૂલે કરીમ ﷺની રિસાલત અને આપ ﷺ ઉપર ઊતરનારી વહી પણ સામેલ છે પરંતુ આ બીજા વાક્યમાં તેનું ખુલાસાવાર વર્ણન કરવામાં એ બતાવવું મંજૂર છે કે ઈમાનનો મૂળ પાયો એના ઉપર છે કે

ખાતમુન્નબિય્યિન ﷺની બધી જ તા"લીમનો સાચા દિલથી સ્વીકાર કરવામાં આવે.

وَأَصْلَحَ بَالَهُمْ માં શબ્દ بَال (બા–લ) ક્યારેક મોભા અને હાલતની પરિસ્થિતિના અર્થમાં આવે છે અને ક્યારેક "દિલ"ના અર્થમાં પણ આવે છે, અત્રે બંને અર્થ લઈ શકાય છે. પ્રથમ અર્થ લેવામાં આવે તો આયતનો ભાવાર્થ એ થશે કે અલ્લાહ તઆલાએ તેમના વર્તમાનને એટલે કે દુનિયા અને આખિરતના બધા જ કામોને ઠીક કરી દીધા અને બીજા સ્વરૂપમાં અર્થ એ થશે કે અલ્લાહ તઆલાએ તેમના દિલોને ઠીક કરી દીધા, ખુલાસો તેનો પણ એ જ થશે કે બધા જ કામો ઠીક કરી દીધા કારણ કે કાર્યોનું ઠીક હોવું દિલ ઠીક હોવા સાથે આવશ્યક અને જરૂરી છે.

---

## આયતો : (સૂરએ મુહમ્મદ ﷺ : આયત નં. ૪...)

فَإِذَا لَقِيتُمُ الَّذِينَ كَفَرُوا فَضَرْبَ الرِّقَابِ حَتَّىٰ إِذَا أَثْخَنتُمُوهُمْ فَشُدُّوا
الْوَثَاقَ فَإِمَّا مَنًّا بَعْدُ وَإِمَّا فِدَاءً حَتَّىٰ تَضَعَ الْحَرْبُ أَوْزَارَهَا

## તરજુમો :

*બસ જ્યારે તમે કાફિરોના મુકાબલામાં હોવ તો ગરદનો મારો, એટલે સુધી કે જ્યારે તેમનો કચ્ચરઘાણ વાળી ચૂકો તો પકડાયેલાઓને મુશ્કેટાટ બાંધી લો, પછી યા તો અહેસાન કરો (છોડી મૂકો) અને યા તો વળતર લો, જ્યાં સુધી યુદ્ધ પોતાના હથિયાર હેઠા મૂકે. (૪...)*

## તફસીર :

(ઉપરોક્ત આયતોમાં ઈમાનવાળાઓનું સુધારાવાદી હોવાનું અને કાફિરોનું ફસાદખોર હોવાનું વર્ણન થયું છે, તેના અનુસંધાને કુફ્ર અને કાફિરોના ફસાદને રોકવા માટે આ આયતમાં જિહાદના હુકમનું વર્ણન છે.) બસ જ્યારે તમારો કાફિરો સાથે મુકાબલો થઈ જાય તો તેમની ગરદનો મારો એટલે સુધી કે જ્યારે તમે તેમની ખૂબ ખૂનરેઝી કરી ચૂકો (જેની મર્યાદા એ છે કે કાફિરોનો માન મોભો અને દબદબો તથા શક્તિ તૂટી જાય અને યુદ્ધ બંધ કરવાથી મુસલમાનોનું

નુકસાન અથવા કાફિરોના વિજયનો ભય ન રહે) તો (તે સમયે કાફિરોને કેદ પકડીને) મુશ્કેટાટ બાંધી લો, પછી ત્યારબાદ (તમને બે વાતોનો અધિકાર છે) યા તો વળતર વિના છોડી આપો અથવા વળતર લઈને છોડી આપો (અને આ કેદ તથા કતલનો હુકમ એ સમય સુધી છે) જ્યાં સુધી કે લડવૈયા (દુશ્મન) પોતાના હથિયાર હેઠાં ન મૂકે, (અને તેનો ભાવાર્થ એ છે કે યા તો ઈસ્લામનો સ્વીકાર કરી લે અથવા તો મુસલમાનોના આધીન જિમ્મી તરીકે રહેવાનું કબૂલ કરી લે તો પછી ન તો કતલ કરવું જાઈઝ છે અને ન જ કેદ કરવું).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતથી બે વાતો સાબિત થઈ. પ્રથમ એ કે યુદ્ધ દ્વારા કાફિરોનો દબદબો અને શક્તિ તૂટી જાય તો હવે કત્લ કરવાના બદલે તેમને કેદ પકડી લેવામાં આવે, પછી તે યુદ્ધકેદીઓ વિશે મુસલમાનોને બે અધિકારો આપવામાં આવ્યા છે. એક એ કે તેમના ઉપર ઉપકાર કરવામાં આવે, કોઈ ફિદિયો અથવા વળતર લીધા વિના છોડી દેવામાં આવે. બીજું એ કે તેમની પાસેથી કોઈ ફિદિયો લઈને છોડી દેવામાં આવે, ફિદિયો એ પણ હોઈ શકે છે કે આપણા અમુક મુસલમાનો તેમની પાસે કેદ હોય તો તેની સાથે અદલાબદલી કરી લેવામાં આવે અને એ પણ થઈ શકે છે કે કંઈક માલનું વળતર લઈને છોડી દેવામાં આવે, આ હુકમ દેખીતી રીતે એ હુકમના વિરુદ્ધ છે કે સૂરએ અન્ફાલની આયતમાં આવી ચૂક્યો છે જેમાં ગઝ્વએ બદ્રના કેદીઓને વળતર લઈને છોડી દેવાના મશ્વરા ઉપર અલ્લાહ તઆલા તરફથી ઈતાબ થયો અને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે આપણા આ અમલ ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ નજીક આવી ગયો હતો, જો એ અઝાબ આવ્યો હોત તો તેનાથી ઉમર ઈબ્ને ખત્તાબ અને સઅદ બિન મઆઝ (રદિ.) સિવાય કોઈ બચ્યું ન હોત. કારણ કે તેમણે ફિદિયો લઈને છોડવાની સલાહનો વિરોધ કર્યો હતો જેની પૂરી વિગત "મઆરિફુલ કુર્આન"ની ઉર્દૂની ચોથી જિલ્દમાં આવી ચૂકી છે, ખુલાસો એ છે કે "આયતે અન્ફાલે" બદ્રના કેદીઓને વળતર લઈને છોડવાનું પણ પ્રતિબંધિત કરી દીધું તો વિના વળતરે છોઠી દેવું પ્રથમ કક્ષાએ પ્રતિબંધિત હશે અને સૂરએ મુહમ્મદ ﷺની પ્રસ્તુત આયતે તે બંને વસ્તુઓને જાઈઝ ઠરાવી દીધું છે, એટલા માટે ઘણા સહાબા (રદિ.) અને ફિકહના ઈમામોએ ફરમાવ્યું કે સૂરએ મુહમ્મદની આ આયતે સૂરએ

અન્ફાલની આયતને મન્સૂખ (રદ) કરી દીધી, તફસીરે મઝહરીમાં છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) અને હસન તથા અતાઅ્ (રદિ.) તથા ઘણા સહાબા તથા જમહૂર ફુકહાનું આ જ નિવેદન છે તથા ફિકહના ઈમામોમાંથી થૌરી, શાફઈ, અહમદ, ઈસ્હાક (રહ.) વગેરેનો પણ આ જ મત છે અને ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે ગઝ્વએ બદ્રના મોકા ઉપર મુસલમાનો લઘુમતીમાં હતા, તે સમયે વિના વળતરે છોડી મૂકી અહેસાન કરવાની અથવા ઉપકાર કરવાની અથવા વળતર લઈ છોડી મૂકવા (ફિદિયા)ની મનાઈ આવી અને પછી જ્યારે મુસલમાનોનો દબદબો અને સંખ્યા વધી ગઈ તો સૂરએ મુહમ્મદમાં આ બંને અધિકારોની પરવાનગી આપવામાં આવી. તફસીરે મઝહરીમાં હઝરત કાઝી શનાઉલ્લાહ (રહ.)એ તેને નકલ કરીને ફરમાવ્યું કે આ જ નિવેદન સાચું અને વધારે પ્રચલિત છે, કારણ કે પોતે રસૂલે કરીમﷺએ તેના ઉપર અમલ કર્યો અને આપ ﷺ પછી ખુલફાએ રાશિદીન (રહ.)એ તેના ઉપર અમલ કર્યો એટલા માટે આ આયત સૂરએ અન્ફાલની આયત માટે "નાસિખ" (રદ કરનાર) છે, કારણ એ છે કે સૂરએ અન્ફાલની આયત ગઝ્વએ બદ્રના સમયે નાઝિલ થઈ જે હિજરતના બીજા વર્ષે થઈ છે અને રસૂલે કરીમ ﷺએ સન હિજરી ૬ ગઝ્વએ હુદૈબિય્યહમાં જે કેદીઓને વિના વળતરે આઝાદ કર્યા છે તે સૂરએ મુહમ્મદની આ પ્રસ્તુત આયત પ્રમાણે છે.

સહીહ મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે મક્કાવાળાઓમાંથી ૮૦ વ્યક્તિઓ અચાનક "જબલે તનઈમ"થી ઊતર્યા જેઓ રસૂલે કરીમ ﷺને બેખબર જોઈને હત્યા કરવાનો ઈરાદો કરી રહ્યા હતા, રસૂલે કરીમ ﷺએ તેમને જીવતા પકડી લીધા પછી વિના વળતરે છોડી દીધા, એના જ ઉપર સૂરએ ફતહની આ આયત નાઝિલ થઈ, وَهُوَ الَّذِىْ كَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ وَاَيْدِيَكُمْ عَنْهُمْ بِبَطْنِ مَكَّةَ مِنْ بَعْدِ اَنْ اَظْفَرَكُمْ عَلَيْهِمْ ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)નો પ્રખ્યાત મત તેમની આ રિવાયત પ્રમાણે એ છે કે યુદ્ધકેદીઓને વિના વળતરે અથવા વળતર લઈને સ્વતંત્ર કરવા જાઈઝ નથી એટલા જ માટે હનફી ઉલમાએ સૂરએ મુહમ્મદની પ્રસ્તુત આયતને ઈમામે આ'ઝમ નજીક મન્સૂખ અને સૂરએ અન્ફાલની આયતને નાસિખ ઠરાવી છે પરંતુ તફસીરે મઝહરીએ એવું સ્પષ્ટ કરી આપ્યું છે કે સૂરએ અન્ફાલની આયત પહેલાં અને

સૂરએ મુહમ્મદની આયત પાછળથી નાઝિલ થઈ છે, એટલા માટે તે જ નાસિખ અને અન્ફાલની આયત મન્સૂખ છે તથા ઈમામે આ'ઝમનો પ્રચલિત મત પણ જમહૂર સહાબા (રદિ.) અને ફુકુહા પ્રમાણે યુદ્ધકેદીઓને આઝાદ કરી દેવાનું જાઈઝ હોવું નકલ કર્યું છે જ્યારે કે તે મુસલમાનોના હિતમાં હોય અને ફરમાવ્યું કે આ જ સાચું અને પ્રચલિત છે. હનફી ઉલમામાંથી અલ્લામહ ઈબ્ને હુમામહ (રહ.)એ ફત્હુલ કદીરમાં આવું જ વલણ ધરાવ્યું છે, તેમણે લખ્યું છે કે "કૂદૂરી અને હિદાયહ"ની રિવાયતો પ્રમાણે ઈમામે આ'ઝમ નજીક કેદીઓને ફિદિયો લઈને આઝાદ કરી શકાતા નથી અને ઈમામે આ'ઝમ અબૂહનીફહ (રહ.) નજીક આ એક રિવાયત છે પરંતુ તેમનાથી જ એક બીજી રિવાયત તફસીરે કબીરમાં જમહૂરના કૌલ પ્રમાણે જાઈઝ હોવાનું નકલ થયું છે અને આ જ તે બંને રિવાયતોમાં વધારે સચોટ છે અને ઈમામ તહાવીએ "મઆનિ-અલ-આષાર"માં તેને જ અબૂહનીફહ (રહ.)નો મત હોવાનું ઠરાવ્યું છે.

ખુલાસો એ છે કે સૂરએ મુહમ્મદ અને સૂરએ અન્ફાલની બંને આયતો જમહૂર સહાબા (રદિ.) અને ઈમામો નજીક મન્સૂખ નથી. મુસલમાનોની પરિસ્થિતિઓ અને જરૂરતોના તા'બે મુસ્લિમોના ઈમામને એ અધિકાર છે કે તેમાં જે પણ સ્વરૂપ યોગ્ય સમજે તેને અપનાવે. કુર્તુબીએ રસૂલે કરીમ ﷺ અને ખુલફાએ રાશિદીનના અમલથી એ સાબિત કર્યું છે કે યુદ્ધકેદીઓને ક્યારેક કતલ કરવામાં આવ્યા છે અને ક્યારેક ગુલામ બનાવવામાં આવ્યા છે તો ક્યારેક વળતર લઈને છોડવામાં આવ્યા છે અને ક્યારેક વિના વળતરે જ આઝાદ કરી દેવામાં આવ્યા છે, વળતર લેવામાં એવું પણ સામેલ છે કે તેમના બદલામાં મુસલમાન કેદીઓને આઝાદ કરાવી લેવામાં આવે અને એ પણ કે તેમની પાસેથી અમુક માલ લઈને છોડવામાં આવે. બંને પ્રકારના સ્વરૂપો રસૂલે કરીમ ﷺ અને ખુલફાએ રાશિદીન (રદિ.)ના અમલથી સાબિત છે. આ વિગત નકલ કર્યા પછી તેમણે ફરમાવ્યું કે આથી જાણ થઈ કે આ મા'મલામાં જે આયતોને નાસિખ અને મન્સૂખ કહેવામાં આવી વાસ્તવમાં તે બધી મુહકમ છે, તેમાંથી કોઈ મન્સૂખ નથી એટલા માટે કે જ્યારે કાફિરો કેદી બનીને આપણા કબ્જામાં આવે તો મુસ્લિમોના ઈમામને ચાર બાબતોનો અધિકાર છે કે યોગ્ય સમજે તો કતલ કરી નાંખે અને મુસલમાનોનું હિત સમજે તો તેમને ગુલામ અથવા લોંડી બનાવી લે અને જો

વળતર લઈને છોડી દેવામાં હિત હોય તો ફિદીયો માલનો અથવા મુસલમાન કેદીઓની અદલાબદલીનો કરી છોડી દેવામાં આવે અથવા તો વિના વળતરે આઝાદ કરી દેવામાં આવે. કુર્તુબીએ આ વિગત નકલ કરીને લખ્યું છે, وَهٰذَا الْقَوْلُ يُرْوٰى مِنْ اَهْلِ الْمَدِيْنَةِ وَالشَّافِعِيِّ وَاَبِىْ عُبَيْدٍ وَحَكَاهُ الطَّحَاوِىُّ مَذْهَبًا عَنْ اَبِىْ حَنِيْفَةَ وَالْمَشْهُوْرُ مَاقَدَّمْنَاهُ એટલે કે, મદીનાના ઉલમાનું આ જ નિવેદન છે અને આ જ નિવેદન શાફઈ અને અબૂઉબયદનું છે અને ઈમામ તહાવી (રહ.)એ અબૂહનીફહ (રહ.)થી આ જ નિવેદન નકલ કર્યું છે, જો કે તેમનો મશહૂર મત તેનાથી વિપરીત છે.

*(કુર્તુબી, પેજ : ૨૨૮, જિલ્દ : ૧૬)*

**યુદ્ધકેદીઓ વિશે મુસ્લિમોના ઇમામને ચાર અધિકારો :**

પ્રસ્તુત ચર્ચાથી સ્પષ્ટ થઈ ગયું કે યુદ્ધકેદીઓને કતલ અને اِسْتِرْقَاق એટલે કે ગુલામ બનાવી લેવાનો જે મુસ્લિમોના ઈમામને અધિકાર છે તેના ઉપર તો સમગ્ર ઉમ્મતનો ઈજ્માઅ્ છે અને વળતર લઈને અથવા વિના વળતરે સ્વતંત્ર કરવામાં જો કે અમુક મતભેદો છે પરંતુ જમહૂરના મતે આ બંને સ્વરૂપો પણ જાઈઝ છે.

**ઇસ્લામમાં ગુલામીની ચર્ચા :**

અત્રે એક સવાલ એ પેદા થાય છે કે યુદ્ધકેદીઓને આઝાદ છોડી દેવામાં તો ફુક્હાનો કંઈક મતભેદ છે પરંતુ કતલ કરવામાં અથવા ગુલામ બનાવવાની પરવાનગીમાં કોઈ મતભેદ નથી, સૌનો ઈજ્માઅ્ છે. તેના બંને સ્વરૂપો જાઈઝ છે પછી કુર્આને કરીમમાં આ બંને સ્વરૂપોનું વર્ણન કેમ કરવામાં ન આવ્યું અને માત્ર સ્વતંત્ર છોડવાના બે સ્વરૂપોનું જ વર્ણન કેમ કરવામાં આવ્યું ? આ પ્રશ્નનો જવાબ ઈમામ રાઝીએ તફસીરે કબીરમાં એવો આપ્યો છે કે અત્રે માત્ર તે જ બે સ્વરૂપોનું વર્ણન કરવામાં આવ્યું છે જે દરેક સ્થળે અને દરેક સમયે જાઈઝ છે, ગુલામ બનાવવાનું વર્ણન એટલા માટે નથી કરવામાં આવ્યું કે અરબના યુદ્ધકેદીઓને ગુલામ બનાવવાની પરવાનગી નથી અને અપંગો વગેરેને કતલ કરવું પણ જાઈઝ નથી તદુપરાંત કતલનું વર્ણન ઉપર આવી ચૂક્યું છે.

*(તફસીરે કબીર, પેજ : ૫૦૮, જિલ્દ : ૭)*

બીજી વાત એ કે જ્યાં સુધી કતલ કરવાનો અથવા ગુલામ બનાવવાનો

સંબંધ છે તેનું જાઇઝ હોવું ઘણું પ્રખ્યાત અને પ્રચલિત હતું, સૌને ખબર હતી કે આ બંને સ્વરૂપો જાઇઝ છે એથી વિપરીત આઝાદ છોડી દેવાને ગઝ્વએ બદ્રના પ્રસંગે પ્રતિબંધિત કરવામાં આવ્યું હતું, હવે આ સ્થળે આઝાદ છોડી દેવાની પરવાનગી આપવાનો જ હેતુ હતો એટલા માટે એ જ બે સ્વરૂપો એટલે કે વળતર લઈ છોડી મૂકવાનો અથવા વિના વળતરે ઉપકાર કરી છોડી મૂકવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો અને જે સ્વરૂપો પ્રથમથી જાઇઝ હતા તેમને આ પ્રસંગે વર્ણન કરવાની કોઈ આવશ્યકતા ન હતી તેથી આ આયતોમાં તેના વિશે મૌન સેવવામાં આવ્યું એટલા માટે આ આયતોથી એ પરિણામ કાઢવું કોઈ રીતે ઠીક નથી કે આ આયતોના નાઝિલ થયા પછી કતલ કરવાની અથવા ગુલામ બનાવવાની પરવાનગી મન્સૂખ કરી દેવામાં આવી છે નહિતર જો ગુલામ બનાવવાનો હુકમ મન્સૂખ થઈ ગયો હોત તો કુર્આન અને હદીષમાં કોઈ એક સ્થળે તો એની મનાઈ અવશ્ય હોત અને જો આ આયત જ મનાઈના સ્થાને હતી તો રસૂલે કરીમ ﷺ અને આપ ﷺ પછી કુર્આન અને હદીષ ઉપર પ્રાણ ન્યોછાવર કરનાર સહાબએ કિરામ (રદિ.)એ અનેક ગઝ્વાત (પવિત્ર યુદ્ધો)માં યુદ્ધકેદીઓને ગુલામ કેમ બનાવ્યા ? હદીષની રિવાયતો અને ઇતિહાસમાં ગુલામ બનાવવાનું વર્ણન એટલા મોટા પ્રમાણમાં અને એટલા બધા પુનરાવર્તિત સ્વરૂપે આવ્યું છે કે તેનો ઇન્કાર કરવો હઠાગ્રહ સિવાય કંઈ જ નથી.

રહી એ શંકા કે ઇસ્લામ જે માનવ અધિકારોનો સૌથી મોટો સંરક્ષક છે તેણે ગુલામીની પરવાનગી કેમ આપી ? બસ વાસ્તવમાં આ શંકા એ કારણે પેદા થાય છે કે ઇસ્લામની જાઇઝ કરેલી ગુલામીને બીજા ધર્મો અને કોમોની ગુલામી ઉપર અનુમાનિત કરી લેવામાં આવ્યું છે જ્યારે કે ઇસ્લામે ગુલામોને જે હકો અર્પણ કર્યા અને સમાજમાં તેમને જે સ્થાન આપ્યું ત્યાર પછી તે માત્ર નામની ગુલામી રહી ગઈ; બલકે તે વાસ્તવમાં ભાઈચારો બની ગયો છે અને જો તેની હકીકત અને આત્મા ઉપર નજર નાંખવામાં આવે તો ઘણા બધા સ્વરૂપોમાં યુદ્ધકેદીઓ સાથે એથી વધારે સારો વર્તાવ શક્ય નથી, પ્રખ્યાત પૂર્વીય બાબતોના યુરોપીય જાણકાર (Orientalist) ડૉ. ગુસ્તાવ લી. બૉને પોતાના પુસ્તક "આરબ સભ્યતા" (Arab Civilisation)માં લખ્યું છે,

*"ગુલામનો શબ્દ જ્યારે કોઈ યુરોપીયન વ્યક્તિની સામે બોલવામાં આવે છે જે ત્રીસ વર્ષો દરમિયાન લખાયેલ અમેરિકી સાહિત્યને વાંચવાની ટેવ ધરાવે છે તો તેના દિલમાં તે ગરીબોની કલ્પના આવી જાય છે જેઓ સાંકળોમાં જકડાયેલા હોય છે, તેમના ગળામાં તોક પડેલા છે અને તેમને કોરડા મારી મારીને હાંકવામાં આવી રહ્યા છે, તેમનો ખોરાક તેમના જીવવા માટે પણ પૂરતો નથી અને તેમના રહેવા માટે અંધારી કોટડીઓ સિવાય કંઈ જ નથી. મારે અત્રે એ ચર્ચા નથી કરવી કે આ કલ્પના કેટલી હદે યોગ્ય છે ! અને અંગ્રેજોઓ અમુક વર્ષોથી અમેરિકામાં જે કંઈ કર્યું છે તે વાતો તેના ઉપર બંધ બેસે છે અથવા નહીં પરંતુ એ બિલકુલ વિશ્વાસપાત્ર વાત છે કે ઈસ્લામના અનુયાયીઓના ત્યાં ગુલામીની કલ્પના ખ્રીસ્તીઓના ત્યાં ગુલામીની કલ્પના કરતાં તદ્દન ભિન્ન છે."*

(مَنقُولْ اَزْدَائِرَةِ مَعَارِفُ الْقُرْآنِ لِفَرِيْدُوَجْدِی، ص ٢٧٩ ج ٣ مَادَّةُ "اِسْتِرْقَاق")

વાસ્તવિકતા એ છે કે ઘણા બધા સ્વરૂપો એવા હોય છે જેમાં યુદ્ધકેદીઓને ગુલામ બનાવવાથી ઉત્તમ કોઈ બીજો વિકલ્પ નથી હોતો, કારણ કે જો ગુલામ બનાવવામાં ન આવે તો તાર્કિક રીતે ત્રણ સ્વરૂપો જ શક્ય છે; યા તો તેને કતલ કરવામાં આવે અથવા તો આઝાદ છોડી મૂકવામાં આવે અથવા કાયમી કેદી બનાવીને રાખવામાં આવે અને ઘણા સમયે આ ત્રણે સ્વરૂપો જાહેર હિત વિરુદ્ધ હોય છે, કતલ કરવું એટલા માટે ઠીક નથી હોતું કે કેદી ઘણી સારી આવડતોનો માલિક હોય છે, સ્વતંત્ર છોડી દેવામાં અમુક વખતે એવો ભય હોય છે કે "દારુલ હર્બ" (મુસ્લિમોની દુશ્મન ભૂમિ)માં પહોંચીને તે મુસલમાનો માટે ફરીવાર મોટો ખતરો બની જાય, હવે બે જ સ્વરૂપો બાકી રહી જાય છે યા તો તેને કાયમી કેદી બનાવીને વર્તમાન સમયની જેમ કોઈ દૂર સુદૂરના ટાપુ ઉપર નાંખી દેવામાં આવે અથવા તો પછી ગુલામ બનાવીને તેની આવડતોનો ઉપયોગ કરવામાં આવે અને તેના માનવ અધિકારોની પૂરી દેખરેખ રાખવામાં આવે. દરેક વ્યક્તિ વિચારી શકે છે કે ઉપરોક્ત સ્વરૂપોમાંથી ઉત્તમ પરિસ્થિતિ કઈ છે, ખાસ કરીને જ્યારે કે ગુલામો વિશે ઈસ્લામનો દષ્ટિકોણ તે છે જે એક પ્રખ્યાત હદીષમાં સરકારે દો આલમ ﷺ એ નીચેના શબ્દો પ્રમાણે રજૂ કર્યો છે.

اِخْوَانُكُمْ جَعَلَهُمُ اللّٰهُ تَحْتَ اَيْدِيْكُمْ فَمَنْ كَانَ اَخُوْهُ تَحْتَ يَدَيْهِ فَلْيُطْعِمْهُ مِمَّا يَاْكُلُ وَلْيُلْبِسْهُ مِمَّا يَلْبَسُ وَلَا يُكَلِّفْهُ مَا يَغْلِبُهُ فَاِنْ كَلَّفَهُ مَا يَغْلِبُهُ فَلْيُعِنْهُ

(بخاری، مسلم، ابوداؤد وغیرہ)

*"તમારા ગુલામ તમારા ભાઈ છે જેમને અલ્લાહે તમારા તા'બે કર્યા છે, બસ જેનો ભાઈ એના તા'બે જ હોય તેણે તેને એમાંથી જ ખવડાવવું જોઈએ જે તે પોતે ખાય છે અને એમાંથી જ પહેરાવવું જોઈએ જે તે પોતે પહેરે છે અને તેને એવા કામનું કષ્ટ ન આપે જે તેના માટે વેઠી ન શકાય એવું હોય અને જો તેને એવા કામનું કષ્ટ આપે તો તે પોતે પણ (તેમાં) તેની મદદ કરે."*

સામાજિક અને સાંસ્કૃતિક હકોના આધારે ઈસ્લામે ગુલામોને જે ઉચ્ચ કક્ષા અર્પણ કરી તે સ્વતંત્ર વ્યક્તિ સાથે લગભગ સરખી છે, એટલા માટે બીજી કોમોથી વિપરીત ઈસ્લામે ગુલામોને નિકાહની ન જ માત્ર પરવાનગી આપી બલકે માલિકોને اَنْكِحُوا الْاَيَامٰى مِنْكُمْ આ આયત દ્વારા એ બાબતની તાકીદ કરવામાં આવી છે એટલે સુધી કે તે આઝાદ સ્ત્રીઓથી પણ નિકાહ કરી શકે છે, માલે ગનીમતમાં તેનો હિસ્સો આઝાદ મુજાહિદો સમાન હોય છે અને દુશ્મનને શરણ આપવામાં તેનું વચન એ જ પ્રમાણે ભરોસાપાત્ર છે જે પ્રમાણે આઝાદ વ્યક્તિનું. કુર્આન અને હદીષમાં તેમની સાથે સદ્‌વ્યવહારના એટલા હુકમો આવ્યા છે કે જો તેમને એકઠા કરવામાં આવે તો એક આગવું પુસ્તક બની શકે છે એટલે સુધી કે હઝરત અલી (રદિ.)નું ફરમાન છે કે સરકારે દો આલમ ﷺના જે શબ્દો અંતિમ સમય સુધી જીભ મુબારક ઉપર હતા અને જેના પછી આપ ﷺ હકીકી માલિકને જઈ મળ્યા તે આ શબ્દો હતા.

اَلصَّلٰوةَ الصَّلٰوةَ، اِتَّقُوا اللّٰهَ فِيْمَا مَلَكَتْ اَيْمَانُكُمْ

*"નમાઝનો ખ્યાલ રાખો, પોતાના હાથ નીચેના ગુલામો વિશે અલ્લાહથી ડરો."*

*(અબૂ દાવૂદ, બાબ હક્કુલ મમલૂક)*

ગુલામો માટે શિક્ષણ અને કેળવણીની જે તકો ઈસ્લામે ઉપલબ્ધ કરાવી છે તેનો અંદાજો એ વાતથી લગાવી શકાય છે કે અબ્દુલ મલિક બિન મરવાનના સમયકાળમાં ઈસ્લામી સામ્રાજ્યના લગભગ બધા જ રાજ્યોમાં જ્ઞાન અને કળાના

ઉચ્ચ હોદ્દાઓ ઉપર લગભગ બધા જ ગુલામો બિરાજમાન હતા જેમની ઘટના ઇતિહાસની અનેક કિતાબોમાં ઉપસ્થિત છે, પછી આ નામની ગુલામીને પણ ધીરે ધીરે સમાપ્ત અથવા ઓછી કરવા માટે ગુલામોને આઝાદ કરવાની એટલી ફઝીલતો કુર્આન અને હદીષમાં વર્ણન થઈ છે કે કદાચ જ કોઈ નેકી તેની બરાબરી કરી શકે છે, વિવિધ ફિકહી હુકમોમાં ગુલામોને આઝાદ કરવા માટે બહાનાઓ શોધવામાં આવ્યા છે, રોઝાનો કફ્ફારો, કતલનો કફ્ફારો, કફ્ફારએ જિહાદ, કફ્ફારએ યમીન (કસમ તોડવાનો કફ્ફારો) વગેરે આ બધા જ સ્વરૂપોમાં સૌ પ્રથમ એ હુકમ આવે છે કે કોઈ ગુલામને આઝાદ કરવામાં આવે, એટલે સુધી કે હદીષમાં એમ પણ ફરમાવવામાં આવ્યું છે કે જો કોઈએ ગુલામને નાહક થપ્પડ મારી દીધી તો તેનો કફ્ફારો એ છે કે તેને આઝાદ કરી દેવામાં આવે.

*(સહીહ મુસ્લિમ, બાબ સોહબતુલ મમાલિક)*

એટલા માટે સહાબએ કિરામ (રદિ.) જે પ્રમાણમાં ગુલામો આઝાદ કરતા હતા તેનો અંદાજો એ વાતથી આવી શકે છે કે "નઝ્બુલ વહાદ"ના કર્તાએ અમુક સહાબએ કિરામ (રદિ.)એ આઝાદ કરેલ ગુલામોની સંખ્યા વર્ણન કરી છે.

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) –૬૯
હઝરત અબ્બાસ (રદિ.) – ૭૦
હઝરત હકીમ બિન હિઝામ (રદિ.) – ૧૦૦
અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) – ૧૦૦૦
હઝરત ઉસ્માન ગની (રદિ.) – ૨૦
હઝરત ઝુલ્કિલા અલ હિમાયરી (રદિ.) – એક દિવસમાં ૮ હજાર
હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.) – ૩૦૦૦૦

(فَتْحُ الْعَلَّامِ شَرْحُ بُلُوْغِ الْمَرَامِ اَزْنَوَابْ صِدِّيْق حَسَنْ خَانْصَاحَبْ ج ۲ ص ۲۳۲ كِتَابُ الْعِتْقِ)

ઉપરોક્ત સંખ્યાથી જાણ થાય છે કે, માત્ર સાત સહાબા (રદિ.)એ ૩૯૨૫૯ ગુલામો આઝાદ કર્યા અને દેખીતું છે કે બીજા હજારો સહાબા (રદિ.)ના આઝાદ કરેલા ગુલામોની સંખ્યા એનાથી કેટલીય વધારે હશે, મતલબ કે ઈસ્લામે ગુલામીની વ્યવસ્થામાં જે આમૂલ પરિવર્તન કર્યું જે પણ વ્યક્તિ તેના ઉપર ન્યાયની દ્દષ્ટિએ જોશે તો એ પરિણામ ઉપર પહોંચ્યા વગર નહીં રહી શકે કે તેને

બીજી કોમોના ગુલામીના હુકમો ઉપર અનુમાનિત કરવું બિલકુલ ખોટું છે અને આ સુધારણાઓ પછી યુદ્ધકેદીઓને ગુલામ બનાવવાની પરવાનગી તેમના ઉપર એક મહાન ઉપકાર બની ગઈ છે.

અત્રે એ પણ યાદ રાખવું જોઈએ કે યુદ્ધકેદીઓને ગુલામ બનાવવાનો હુકમ માત્ર મુબાહ અને જાઈઝની મર્યાદા સુધી જ છે, એટલે કે જો ઈસ્લામી હુકૂમત જાહેર હિત સમજે તો તેમને ગુલામ બનાવી શકે છે એવું કરવું મુસ્તહબ અથવા વાજિબ બાબત નથી બલકે કુર્આન અને હદીષમાં સામૂહિક ફરમાનથી આઝાદ કરવું શ્રેષ્ઠ હોવું સમજમાં આવે છે અને આ પરવાનગી પણ એ સમય સુધી જ છે જ્યાં સુધી તેના વિરુદ્ધ દુશ્મન સાથે કોઈ કરાર ન થાય અને જો દુશ્મન સાથે એવો કરાર થઈ જાય કે તે ન તો અમારા કેદીઓને ગુલામ બનાવશે અને ન જ અમે તેમના કેદીઓને ગુલામ બનાવીશું; તો પછી આ કરારની પાબંદી જરૂરી બનશે. આપણા યુગમાં દુનિયાના ઘણા દેશોએ આવો કરાર કરી રાખ્યો છે એટલા માટે જો ઈસ્લામિક દેશો આ કરારમાં સામેલ થાય તો તેમના માટે ગુલામ બનાવવું એવા સમય સુધી જાઈઝ નથી જ્યાં સુધી આ કરાર કાયમ છે.

---

## આયતો : (સૂરએ મુહમ્મદ : આયત નં. ....૪ થી ૧૧)

...ذٰلِكَ ۛ وَلَوْ يَشَآءُ اللّٰهُ لَانْتَصَرَ مِنْهُمْ وَلٰكِنْ لِّيَبْلُوَا۟ بَعْضَكُمْ بِبَعْضٍ ۗ وَالَّذِيْنَ
قُتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ فَلَنْ يُّضِلَّ اَعْمَالَهُمْ ﴿٤﴾ سَيَهْدِيْهِمْ وَيُصْلِحُ بَالَهُمْ ﴿٥﴾
وَيُدْخِلُهُمُ الْجَنَّةَ عَرَّفَهَا لَهُمْ ﴿٦﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنْ تَنْصُرُوا اللّٰهَ يَنْصُرْكُمْ
وَيُثَبِّتْ اَقْدَامَكُمْ ﴿٧﴾ وَالَّذِيْنَ كَفَرُوْا فَتَعْسًا لَّهُمْ وَاَضَلَّ اَعْمَالَهُمْ ﴿٨﴾ ذٰلِكَ
بِاَنَّهُمْ كَرِهُوْا مَاۤ اَنْزَلَ اللّٰهُ فَاَحْبَطَ اَعْمَالَهُمْ ﴿٩﴾ اَفَلَمْ يَسِيْرُوْا فِي الْاَرْضِ
فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۗ دَمَّرَ اللّٰهُ عَلَيْهِمْ ۖ وَلِلْكٰفِرِيْنَ
اَمْثَالُهَا ﴿١٠﴾ ذٰلِكَ بِاَنَّ اللّٰهَ مَوْلَى الَّذِيْنَ اٰمَنُوْا وَاَنَّ الْكٰفِرِيْنَ لَا مَوْلٰى لَهُمْ ﴿١١﴾

**તરજુમો :**

*....આ (નિયમ) સાંભળી ચૂક્યા અને જો અલ્લાહ ઈચ્છે તો તેમનાથી બદલો લે પરંતુ તમારા એકથી બીજાની કસોટી કરવા ઈચ્છે છે અને જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા ગયા તો તેમના કરેલા કામ બરબાદ કરશે નહીં. (૪) તેમને માર્ગ આપશે અને તેમની પરિસ્થિતિ સુધારશે. (૫) અને તેમને જન્નતમાં દાખલ કરશે જે અમે તેમને ઓળખાવી દીધી છે. (૬) હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહની મદદ કરશો તો તે તમારી મદદ કરશે અને તમારા કદમ જમાવી દેશે. (૭) અને જે લોકો કે ઈન્કારી થયા તે ઊંધા મોંઢે પડયા અને તેમના કરેલા કામ ખોઈ નાંખ્યા. (૮) આ એટલા માટે કે તેમને પસંદ ન પડયું જે અલ્લાહે ઉતાર્યું, પછી તેમના કર્મો નિરર્થક બનાવી દીધા. (૯) શું તેઓ પ્રદેશમાં ફર્યા નથી કે જુએ કે તે લોકોનો અંજામ કેવો થયો જે તેમનાથી પહેલાં હતા !? વિનાશ નાંખ્યો અલ્લાહે તેમના ઉપર અને ઈન્કારીઓને આવા દાખલાઓ મળતા રહે છે. (૧૦) આ એટલા માટે કે અલ્લાહ તે લોકોનો મદદગાર છે જેઓ ઈમાન લાવ્યા અને એ કે જે કાફિરો છે તેમનો કોઈ મદદગાર નથી. (૧૧)*

**તફસીર :**

આ (જિહાદનો) હુકમ (વર્ણન થયો તેને) પાળવો અને (જે અમુક પરિસ્થિતિમાં કાફિરોથી બદલો લેવાની પદ્ધતિ જિહાદ સ્વરૂપે નક્કી કરી એ ખાસ હિકમતના કારણે છે નહિતર) જો અલ્લાહે ઈચ્છયું હોત તો તેમનાથી (પોતે જ આસમાની અને જમીની અઝાબો દ્વારા) બદલો લઈ લીધો હોત (જેમકે પાછલી ઉમ્મતો પાસેથી આ જ પ્રમાણે બદલો લીધો, કોઈના ઉપર પથ્થર વરસ્યા, કોઈના ઉપર હવાનું તોફાન આવ્યું, કોઈને ડૂબાડી દેવામાં આવ્યા, જો એવું હોત તો તમારે જિહાદ કરવી પડત નહીં) પરંતુ (તમને જિહાદ કરવાનો હુકમ એટલા માટે આપ્યો કે) જેથી તમારા એકની બીજા દ્વારા કસોટી કરે (મુસલમાનોની કસોટી એ કે કોણ અલ્લાહના હુકમને પોતાના પ્રાણ ઉપર અગ્રિમતા આપે છે ? અને કાફિરોની કસોટી એ કે યુદ્ધ અને લડાઈની તકલીફથી ચેતીને કોણ સત્યને કબૂલે છે ?) અને (જિહાદમાં જેમકે કાફિરોને મારી નાંખવું સફળતા છે એ જ

પ્રમાણે તેમના હાથે માર્યા જવું પણ નિષ્ફળતા નથી. કારણ કે) જે લોકો અલ્લાહના માર્ગ (એટલે કે જિહાદ)માં માર્યા જાય છે અલ્લાહ તઆલા તેમના અમલોને (જેમાં આ જિહાદનો અમલ પણ સામેલ છે) કદાપિ બરબાદ કરશે નહીં (જેમકે જાહેરમાં સમજવામાં આવી શકે છે કે જ્યારે તેઓ કાફિરો ઉપર વિજય પ્રાપ્ત ન કરી શક્યા અને પોતે માર્યા ગયા તો જાણે તેમની પ્રવૃત્તિ બેકાર ગઈ પરંતુ વાસ્તવમાં એવું નથી કારણ કે તેમના આ અમલ ઉપર બીજા પરિણામો જે જાહેર સફળતા કરતાં વધારે સારા છે તે પ્રાપ્ત થઈ ગયા અને તે એ કે) અલ્લાહ તઆલા તેમને (ઈચ્છીત મંઝિલ જેનું વર્ણન આગળ આવે છે તે) હેતુએ પહોંચાડી આપશે અને તેમની હાલત (કબ્ર, હશ્ર અને પુલ સીરાત તથા બધા જ આખિરતના પ્રસંગોમાં) ઠીક રાખશે (ક્યાંય કોઈ ખરાબી અથવા નુકસાન તેમને પહોંચશે નહીં) અને (આ ઈચ્છીત હેતુ સુધી પહોંચવાનું વર્ણન એ છે કે) તેમને જન્નતમાં દાખલ કરશે જેની તેમને ઓળખ કરાવી દેશે (કે દરેક જન્નતી પોતપોતાના નિશ્ચિત મકાન ઉપર કોઈ જાતની શોધખોળ કે ખાંખાંખોળા વિના, વિના તકલીફે પહોંચી જશે, તેનાથી સાબિત થયું કે જિહાદમાં જાહેરમાં લાગતી નિષ્ફળતા એટલે કે પોતે માર્યા જવું પણ વાસ્તવમાં મોટી સફળતા છે. આગળ જિહાદના દુનિયવી લાભો અને ફઝીલતોનું વર્ણન કરીને એ બાબતનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે કે) હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહ(ના દીન)ની મદદ કરશો તો તે તમારી મદદ કરશે (જેનું પરિણામ દુનિયામાં પણ દુશ્મનો ઉપર વિજયી થવું છે, ભલે શરૂઆતથી જ અથવા તો અમુક સમય પછી પરિણામ સ્વરૂપે હોય અને અમુક મો'મિનોનું માર્યા જવું અથવા કોઈ યુદ્ધમાં થોડા સમય માટે પરાજિત થવું તેનાથી વિપરીત નથી) અને (એ જ પ્રમાણે દુશ્મનોના મુકાબલામાં) તમારા કદમ જમાવી દેશે (એ જ પ્રમાણે એનો મતલબ એ છે કે ભલે શરૂઆતથી જ અથવા થોડા સમયની કામચલાઉ પીછેહઠ પછી અંતે કદમ મજબૂતીથી જમાવી રાખીને કાફિરો ઉપર વિજય આપશે જેમકે વારંવાર તેનો દાખલો દુનિયાએ નજરે જોયો છે, આ તો મુસલમાનોની પરિસ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું) અને જે લોકો કાફિર છે તેમના માટે (દુનિયામાં જ્યારે કે મો'મિનો સાથે મુકાબલો કરે) તબાહી (અને પરાજય) છે અને (આખિરતમાં) તેમના અમલોને અલ્લાહ તઆલા નાબૂદ કરી દેશે (જેમકે સૂરતની શરૂઆતમાં વર્ણન થયું, મતલબ કે કાફિરો બંને દુનિયામાં

નુકસાનમાં રહ્યા અને) આ (કાફિરોનું નુકસાન અને અમલોનું બરબાદ થવું) એ કારણે થયું કે તેમણે અલ્લાહના ઉતારેલા હુકમોને નાપસંદ કર્યા (અકીદાની રૂએ પણ અને અમલોની રૂએ પણ) બસ અલ્લાહ તઆલાએ તેમના અમલોને (પ્રથમથી જ) બેકાર કરી દીધા (કારણ કે કાફિરોની જે સૌથી મોટી બગાવત છે એ જ મુખ્ય છે અને આ લોકો જે અલ્લાહ તઆલાના અઝાબથી નથી ડરતા) શું આ લોકો પ્રદેશમાં ચાલ્યા ફર્યા નથી અને તેમણે જોયું નથી કે જે લોકો તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમનું પરિણામ કેવું થયું કે અલ્લાહ તઆલાએ તેમના ઉપર કેવી તબાહી નાંખી !? (જે તેમના ખંડેર થયેલા મહેલો અને મકાનોથી જાહેર થાય છે તો તેમને પણ એ બાબતે નચિંત ન થવું જોઈએ કે પોતાના કુફ્રથી અટકે નહીં તો) તે કાફિરો માટે પણ એ જ પ્રકારનો વ્યવહાર થવાનો છે (આગળ બંને પક્ષોની પરિસ્થિતિનું ટૂંકમાં વર્ણન છે કે) આ (મુસલમાનોની સફળતા અને કાફિરોની તબાહી) એ કારણે છે કે અલ્લાહ તઆલા મુસલમાનોનો કાર્યસાધક છે અને કાફિરોનો કોઈ (એવો) કાર્યસાધક નથી (કે અલ્લાહ તઆલાના મુકાબલામાં તેમના કામ બનાવી શકે એટલા માટે તેઓ બંને દુનિયામાં નિષ્ફળ રહે છે અને મુસલમાનોને જો ક્યારેક દુનિયામાં કામચલાઉ નિષ્ફળતા પણ મળે તો પરિણામે તેઓ સફળ થશે અને આખિરતની સફળતા તો દેખીતી જ છે એટલા માટે મુસલમાનો હંમેશા સફળ અને કાફિરો નિષ્ફળ રહે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### જિહાદ શરઈ રીતે માન્ય હોવાની એક હિકમત :

وَلَوْ يَشَآءُ اللّٰهُ لَانْتَصَرَ مِنْهُمْ આ આયતમાં અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે આ ઉમ્મતમાં કાફિરો સાથે જિહાદ અને યુદ્ધ શરઈ રીતે માન્ય હોવું વાસ્તવમાં એક રહમત છે, કારણ કે તે આસમાની અઝાબોના સ્થાને હોય છે કારણ કે કુફ્ર અને શિર્ક તથા અલ્લાહથી બળવાખોરીની સજા પાછલી કોમોને આસમાની અને જમીની અઝાબો દ્વારા આપવામાં આવી છે, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺમાં એવું થઈ શકતું હતું પરંતુ રહમતુલ્લિલ્ આલમીન ﷺની બરકતના કારણે આ ઉમ્મતને એવા જાહેર અઝાબોથી બચાવી લેવામાં આવ્યા, એના બદલે જિહાદને શરઈ સ્વરૂપે માન્યતા આપવામાં આવી જેમાં જાહેર

અઝાબ કરતાં વધારે સહૂલતો અને મસ્લિહતો છે, પ્રથમ તો એ કે જાહેર અઝાબમાં બધી જ કોમો, પુરુષો, સ્ત્રીઓ, બાળકો; બધા જ તબાહ થાય છે અને જિહાદમાં સ્ત્રીઓ અને બાળકો તો સુરક્ષિત છે જ પુરુષો માત્ર તે જ તેની માર હેઠળ આવે છે જેઓ અલ્લાહ તઆલાના દીનની સુરક્ષા કરનારાઓના મુકાબલામાં યુદ્ધ કરવા ઊભા થઈ જાય, પછી તેમાં પણ બધા માર્યા નથી જતા તેમાંથી પણ ઘણા લોકોને ઈસ્લામ અને ઈમાનની દોલત પ્રાપ્ત થાય છે, વળી જિહાદનો શરઈ રીતે માન્યતા પ્રાપ્ત હોવાનો એક ફાયદો એ પણ છે કે તેના દ્વારા જિહાદ અને યુદ્ધમાં સામેલ બંને પક્ષો એટલે કે મુસલમાન અને કાફિરોની કસોટી થઈ જાય છે કે કોણ અલ્લાહના હુકમ ઉપર પોતાના પ્રાણ અને માલ ન્યોછાવર કરવા તૈયાર થઈ જાય છે અને કોણ બળવાખોરી અને કુફ્ર ઉપર અડગ રહે છે અથવા ઈસ્લામની રોશન દલીલોને જોઈને ઈસ્લામનો સ્વીકાર કરે છે !?

وَالَّذِيْنَ قُتِلُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ فَلَنْ يُّضِلَّ اَعْمَالَهُمْ સૂરતની શરૂઆતમાં વર્ણન હતું કે જે લોકો કુફ્ર અને શિર્ક ઉપર ભેગા થાય છે અને બીજાઓને પણ ઈસ્લામથી રોકે છે અલ્લાહ તઆલાએ તેમના ભલા કર્મોને પણ બેકાર અને બરબાદ કરી દીધા, એટલે કે સદકહ, ખયરાત અને જાહેર સેવાના નેક કામો જે તેઓ કરે છે કુફ્ર અને શિર્કના કારણે અલ્લાહ તઆલા નજીક આખિરતમાં તેનો કોઈ સવાબ નથી, તેનાથી વિપરીત આ આયતમાં ફરમાવવામાં આવ્યું કે જે લોકો અલ્લાહના માર્ગમાં શહીદ થાય છે તેમના કર્મો એળે નથી જતા, એટલે કે જો તેમણે કંઈ ગુનાહ પણ કર્યા હોય તો તેમના ગુનાહોને કારણે જ તેમના નેક અમલો ઉપર અસર નથી પડતો, બલકે ઘણા વખતે તેમના નેક અમલો તેમના ગુનાહોનો કફ્ફારો બની જાય છે.

سَيَهْدِيْهِمْ وَيُصْلِحُ بَالَهُمْ તેમાં અલ્લાહ તઆલા દ્વારા શહીદ થયેલાઓ માટે બે નેઅ્મતોનું વર્ણન છે, એક એ કે અલ્લાહ તઆલા તેમને સીધો માર્ગ આપી દેશે, બીજું તેમની બધી પરિસ્થિતિઓ ઠીક કરી આપશે. પરિસ્થિતિઓનો ભાવાર્થ દુનિયા અને આખિરત બંને જગતની હાલતો છે, દુનિયામાં તો એ કે જે વ્યક્તિ જિહાદમાં સામેલ થયો જો કે તે શહીદ ન થયો સલામત રહ્યો તે પણ શહીદના સવાબનો હકદાર બની ગયો અને આખિરતમાં એ કે તે કબ્રના અઝાબથી અને મહશરની પરેશાનીથી છુટકારો પામશે અને જે કંઈ લોકોના હકો

તેના માથે રહી ગયા છે તો અલ્લાહ તઆલા હકોવાળાઓને તેનાથી રાજી કરીને તેનો છુટકારો કરાવી આપશે. (અબૂ નઈમ દ્વારા હદીષ મુસ્નદે બઝાર, બયહકી અને મઝહરી) અને નુબુવ્વત પછી હિદાયત કરવાનો ભાવાર્થ તેમની ઈચ્છીત મંઝિલ એટલે કે જન્નતમાં પહોંચાડી દેવું છે જેમકે કુર્આનમાં જન્નતવાળાઓ વિશે આવ્યું છે કે તેઓ જન્નતમાં પહોંચીને કહેશે, اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ هَدٰىنَا لِهٰذَا

وَيُدْخِلُهُمُ الْجَنَّةَ عَرَّفَهَا لَهُمْ આ એક ત્રીજું ઈનામ છે કે તેમને માત્ર એટલું જ નહીં કે જન્નતમાં પહોંચાડી દેવામાં આવશે બલકે તેમના દિલોમાં આપોઆપ જન્નતના પોતપોતાના ઠેકાણા અને તેમાં મળનારી નેઅ્મતો, હૂરો, મહેલોથી એવા વાકેફ કરી દેવામાં આવશે જેમકે તેઓ હંમેશાથી તેમાં જ રહેતા હતા અને તેને જાણતા હતા, જો એવું ન હોત તો જન્નત એક નવી દુનિયા હતી, તેમાં પોતાનું ઠેકાણું શોધવામાં ત્યાંની વસ્તુઓ સાથે ઘરોબો કેળવવામાં અને સંબંધ સ્થાપિત કરવામાં ઘણો સમય લાગ્યો હોત અને એક મુદત સુધી અજનબીપણાની ભાવનાથી દિલ સંતોષ ન પામ્યું હોત.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, કસમ છે તે જાતની જેણે મને સત્ય દીન આપીને મોકલ્યો છે કે તમે દુનિયામાં જે રીતે પોતાની પત્નીઓ અને ઘરોથી વાકેફ અને ઘરોબો ધરાવો છો એનાથી પણ વધારે પોતાના જન્નતના ઠેકાણા અને ત્યાંની પત્નીઓથી વાકેફ અને ઘરોબો ધરાવતા થઈ જશો. (રવાહુ ઈબ્ને જરીર, તબરાની, અબૂ યઅ્લા, બયહકી અને મઝહરી) અને અમુક રિવાયતોમાં છે કે એક ફરિશ્તો દરેક જન્નતી માટે નક્કી કરી દેવામાં આવશે જે તેમને પોતાના જન્નતના ઠેકાણા અને ત્યાંની પત્નીઓથી ઓળખાણ કરાવશે. વલ્લાહુ અઅ્લમુ.

અહીંયા وَلِلْكٰفِرِيْنَ اَمْثَالُهَا માં શબ્દ اَلْكٰفِرِيْنَ (અલ-કાફિરીન)નો اَلِفْ لَامْ (અલિફ-લામ) એ عَــهْـد માટે છે અને તેનાથી ભાવાર્થ મક્કાના કાફિરો છે, તેનો ભાવાર્થ "ડરાવવું" છે કે જે રીતે પાછલી ઉમ્મતો ઉપર અઝાબ આવ્યો છે તમારા ઉપર પણ આવી શકે છે તમારે નચિંત ન રહેવું જોઈએ.

وَاَنَّ الْكٰفِرِيْنَ لَا مَوْلٰى لَهُمْ માં શબ્દ مَوْلٰى (મવલા) ઘણા બધા અર્થ માટે ઉપયોગ થાય છે, એક અર્થ "કાર્યસાધક"નો છે જે આ સ્થળે ભાવાર્થ સ્વરૂપે છે

અને એક અર્થ "માલિક" છે. કુર્આનમાં બીજા ઠેકાણે કાફિરો વિશે આવ્યું છે, وَرُدُّوْا إِلَى اللّٰهِ مَوْلٰهُمُ الْحَقِّ તેમાં અલ્લાહ તઆલા કાફિરો માટે પણ مَوْلٰى (મવલા) હોવાનું ઠરાવવામાં આવ્યું છે, કારણ કે "મવલા"નો અર્થ "માલિક" પણ છે અને અલ્લાહ તઆલાનું માલિકીપણું સર્વસામાન્ય છે, મો'મિન અથવા કાફિર કોઈ તેનાથી બાકાત નથી.

---

## આયતો : (સૂરએ મુહમ્મદ ﷺ: આયત નં. ૧૨ થી ૧૫)

إِنَّ اللّٰهَ يُدْخِلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۖ
وَالَّذِيْنَ كَفَرُوْا يَتَمَتَّعُوْنَ وَيَأْكُلُوْنَ كَمَا تَأْكُلُ الْاَنْعَامُ وَالنَّارُ مَثْوًى لَّهُمْ ﴿١٢﴾
وَكَاَيِّنْ مِّنْ قَرْيَةٍ هِيَ اَشَدُّ قُوَّةً مِّنْ قَرْيَتِكَ الَّتِيْٓ اَخْرَجَتْكَ ۚ اَهْلَكْنٰهُمْ فَلَا
نَاصِرَ لَهُمْ ﴿١٣﴾ اَفَمَنْ كَانَ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّهٖ كَمَنْ زُيِّنَ لَهٗ سُوْٓءُ عَمَلِهٖ وَاتَّبَعُوْٓا
اَهْوَآءَهُمْ ﴿١٤﴾ مَثَلُ الْجَنَّةِ الَّتِيْ وُعِدَ الْمُتَّقُوْنَ ۖ فِيْهَآ اَنْهٰرٌ مِّنْ مَّآءٍ غَيْرِ اٰسِنٍ ۚ
وَاَنْهٰرٌ مِّنْ لَّبَنٍ لَّمْ يَتَغَيَّرْ طَعْمُهٗ ۚ وَاَنْهٰرٌ مِّنْ خَمْرٍ لَّذَّةٍ لِّلشّٰرِبِيْنَ ۚ
وَاَنْهٰرٌ مِّنْ عَسَلٍ مُّصَفًّى ۖ وَلَهُمْ فِيْهَا مِنْ كُلِّ الثَّمَرٰتِ وَمَغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ ۖ
كَمَنْ هُوَ خَالِدٌ فِي النَّارِ وَسُقُوْا مَآءً حَمِيْمًا فَقَطَّعَ اَمْعَآءَهُمْ ﴿١٥﴾

### તરજુમો :

*નિશ્ચિત અલ્લાહ તેમને જેઓ ઈમાન લાવ્યા અને ભલા કામ કર્યા (જન્નતના) બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહે છે; અને જે લોકો કાફિર છે અને મોજ માણી રહ્યા છે અને ખાય છે જે રીતે કે ઢોરો ખાય છે અને તેમનું ઠેકાણું આગ છે. (૧૨) અને કેટલીય વસ્તીઓ હતી જે તાકાતમાં ઘણી વધારે હતી આ તમારી વસ્તી કરતાં જેઓએ તમને કાઢયા છે, અમે તેમનો નાશ કરી નાંખ્યો પછી કોઈ નથી તેમનો મદદગાર. (૧૩) ભલા ! એક જે પોતાના પરવરદિગારના ખુલ્લા રસ્તા ઉપર ચાલે છે (શું) એના સમાન છે*

*જેને તેના દુષ્કૃત્યો શણગારેલા દેખાડયા અને પોતાની મનેચ્છાઓ ઉપર ચાલે છે !? (૧૪) જેનો પરહેઝગારોને વાયદો થયો છે તે જન્નતનું દૃષ્ટાંત એવું છે કે તેમાં પાણીની નહેરો છે જે (ક્યારેય) દુર્ગંધ નહીં મારે અને દૂધની નહેરો છે જેનો સ્વાદ બદલાયો નથી અને શરાબની નહેરો છે જેમાં પીનારાઓ માટે મજા છે અને શુદ્ધ મધની નહેરો છે અને તેમના માટે ત્યાં દરેક પ્રકારની ફળફળાદિ છે અને તેમના પરવરદિગાર તરફથી માફી છે; (શું તે) એના સમાન છે જેઓ સદાય આગમાં રહે અને તેમને છઇરતું(-ઉકળેલું) પાણી પીવાડવામાં આવે તો તેમના આંતરડા કાપી કાઢે !? (૧૫)*

**તફસીર :**

બેશક ! અલ્લાહ તઆલા તે લોકોને જેઓ ઈમાન લાવ્યા અને એમણે સારા કામ કર્યા (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચેથી નહેરો વહેતી હશે અને જે લોકો કાફિર છે તેઓ (દુનિયામાં) મોજમજા માણી રહ્યા છે અને એ રીતે (આખિરતથી નચિંત થઈને) ખાય(-પીએ) છે જે રીતે ઢોરો ખાય છે (કે તેઓ વિચારતા નથી કે તમને કેમ ખવડાવવામાં પીવડાવવામાં આવે છે અને અમારા માથે તેનો શું હક વાજિબ છે ?) અને જહન્નમ તે લોકોનું ઠેકાણું છે (અને ઉપર જે કાફિરોનું દુનિયામાં ઐયાશી કરવાનું વર્ણન થયું તેનાથી તમારા વિરોધીઓ ધોકો ન ખાય બેશે અને ન જ તમારે તેમની એ ગફલત ઉપર કંઈ દિલગીરી કે ભય સેવવો જોઈએ જે તેમના વિરોધનું કારણ બન્યું છે, એટલે સુધી કે તેમણે તમને તંગ કરીને મક્કામાં રહેવા દીધા નથી કારણ કે) ઘણી બધી વસ્તીઓ એવી હતી જે શક્તિ (એટલે કે શારીરિક શક્તિ અને આર્થિક શક્તિ તથા હોદ્દા મરતબા)માં તમારી આ વસ્તીથી વધેલી હતી જ્યાંના રહેનારાઓએ તમને તમારા ઘરથી બેઘર કરી દીધા કે અમે તેમનો (અઝાબથી) નાશ કરી નાંખ્યો, બસ તેમનો કોઈ મદદગાર ન થયો (તો આ બીચારા શું વસ્તુ છે !? તેમણે ઘમંડી ન બનવું જોઈએ કારણ કે જ્યારે અલ્લાહ તઆલા ઈચ્છે તેમની સફાઈ કરી શકે છે અને તમે તેમના અમુક દિવસના ઐશ આરામથી દિલગીર ન થાઓ, કારણ કે અલ્લાહ તઆલા પોતાના નિશ્ચિત સમયે તેમને પણ સજા આપવાનો છે) તો જે લોકો પોતાના પરવરદિગારના સ્પષ્ટ (દલીલથી સાબિત થયેલ) માર્ગ ઉપર હોય શું તે તે વ્યક્તિઓની જેમ હોઈ શકે છે જેમના દુષ્કૃત્યો તેમને ભલા જણાતા હોય છે

અને જેઓ પોતાની મનેચ્છાઓ ઉપર ચાલે છે (એટલે કે જ્યારે તે બંને પક્ષોના અમલોમાં તફાવત છે તો તેમના અંજામમાં પણ તફાવત આવશ્યક છે, સત્યવાળાઓને સવાબ અને જૂઠાઓ ક્રોધ અને અઝાબના હકદાર છે જેનું વર્ણન એ છે કે) જે જન્નતનો પરહેઝગારોને વાયદો કરવામાં આવે છે તેનું સ્વરૂપ એ છે કે તેમાં ઘણી બધી નહેરો તો એવા પાણીની છે જેમાં જરાય ફેરફાર થશે નહીં (ન તો સ્વાદમાં, ન તો ગંધમાં અને ન જ રંગમાં) અને ઘણી બધી નહેરો દૂધની છે જેનો સ્વાદ જરાય બદલાયેલો હશે નહીં અને ઘણી બધી નહેરો શરાબની છે જે પીનારાને ઘણી સ્વાદિષ્ટ જણાશે અને ઘણી બધી નહેરો મધની છે જે બિલકુલ (અશુદ્ધિથી પાક) સાફ હશે અને તેમના માટે ત્યાં દરેક પ્રકારના ફળ હશે (અને તેમાં દાખલ થતા પહેલાં) તેમના પરવરદિગાર તરફથી (ગુનાહોની) બખ્શિશ થશે, શું એવા લોકો તેમના જેવા હોઈ શકે છે જેઓ હંમેશા દોઝખમાં રહેશે ? અને ઉકળતું પાણી તેમને પીવા માટે આપવામાં આવશે તો તે તેમના આંતરડાઓના ટૂકડે ટૂકડા કરી નાંખશે.

## મસ્અલા અને બોધપાઠ :

દુનિયાનું પાણી ક્યારેક રંગમાં, ક્યારેક સ્વાદમાં અને ક્યારેક ગંધમાં બદલાતું હોય છે એ જ પ્રમાણે દુનિયાનું દૂધ બગડી જાય છે અને એ જ પ્રમાણે દુનિયાની શરાબ સ્વાદમાં કડવી હોય છે, માત્ર અમુક ફાયદાઓ માટે તેને પીવામાં આવે છે જેમકે તમાકુ કડવું હોવા છતાં તેને લોકો ખાય છે પછી તેની ટેવ પડી જાય છે, જન્નતના પાણી, દૂધ અને શરાબ વિશે બતાવવામાં આવ્યું કે તે બધા આવા ફેરફારો અને બેસ્વાદના લક્ષણોથી ખાલી છે અને જન્નતનું બીજા નુકસાનો તથા ગેરલાભોથી ખાલી હોવું સૂરએ સાફ્ફાતની આયતમાં આવ્યું છે. لَا فِيهَا غَوْلٌ وَّلَا هُمْ عَنْهَا يُنْزَفُوْنَ એ જ પ્રમાણે દુનિયાના મધમાં મીણ અને મેલ અને અશુદ્ધિ મળેલી હોય છે, જન્નતની નહેરમાં મધનું શુદ્ધ અને સ્વચ્છ હોવું બતાવવામાં આવ્યું છે, સાચી વાત એ છે કે જન્નતની નહેરોના ચારે પ્રકારો પાણી, દૂધ, શરાબ અને મધ પોતાના વાસ્તવિક અર્થમાં છે, વિના કારણે તેનો રૂપક સ્વરૂપે અર્થ લેવાની આવશ્યકતા નથી, અલબત્ત એ વાત જાહેર છે કે જન્નતની વસ્તુઓને દુનિયાની વસ્તુઓ ઉપર અનુમાનિત કરી શકાતી નથી, ત્યાંની દરેક વસ્તુના સ્વાદ અને મજા કંઈક અલગ પ્રકારના હશે જેનો દુનિયામાં કોઈ દાખલો ઉપસ્થિત નથી.

**આયતો : (સૂરએ મુહમ્મદ : આયત નં. ૧૬-૧૭-૧૮)**

وَمِنْهُمْ مَّنْ يَّسْتَمِعُ اِلَيْكَ ۚ حَتّٰٓى اِذَا خَرَجُوْا مِنْ عِنْدِكَ قَالُوْا لِلَّذِيْنَ
اُوْتُوا الْعِلْمَ مَاذَا قَالَ اٰنِفًا ۗ اُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَاتَّبَعُوْٓا
اَهْوَآءَهُمْ ﴿۱۶﴾ وَالَّذِيْنَ اهْتَدَوْا زَادَهُمْ هُدًى وَّاٰتٰىهُمْ تَقْوٰىهُمْ ﴿۱۷﴾ فَهَلْ
يَنْظُرُوْنَ اِلَّا السَّاعَةَ اَنْ تَاْتِيَهُمْ بَغْتَةً ۚ فَقَدْ جَآءَ اَشْرَاطُهَا ۚ فَاَنّٰى لَهُمْ
اِذَا جَآءَتْهُمْ ذِكْرٰىهُمْ ﴿۱۸﴾

**તરજુમો :**

*અને અમુક તેમનામાં છે જેઓ તમારા તરફ કાન ધરે છે એટલે સુધી કે જ્યારે તમારી પાસેથી નીકળે છે તેઓને કહે છે જેમને જ્ઞાન મળ્યું છે; હમણા તે વ્યક્તિએ શું કહ્યું હતું ? આ તે જ લોકો છે જેમના દિલો ઉપર અલ્લાહે સીલ મારી દીધું છે અને પોતાની મનેચ્છાઓ ઉપર ચાલ્યા છે. (૧૬) અને જે લોકો માર્ગ ઉપર આવ્યા છે તેમની તેનાથી ઓર હિદાયત વધી ગઈ અને તેમને તેનાથી તકવો મળ્યો. (૧૭) હવે તેઓ કયામતની જ રાહ જુએ છે કે તેમના ઉપર અચાનક આવી પડે બસ તેની નિશાનીઓ આવી ચૂકી છે, પછી જ્યારે તે આવી પહોંચે તેમને આપવામાં આવેલી શિખામણ સ્વીકારવાની તક ક્યાં હોવાની છે ? (૧૮)*

**તફસીર :**

અને (હે નબી ﷺ) અમુક લોકો એવા છે (તેનાથી ભાવાર્થ મુનાફિકો છે) કે તે (તમારી તબ્લીગ અને તા'લીમના સમયે જાહેરમાં તો) તમારા તરફ કાન લગાવે છે (પરંતુ દિલથી બિલકુલ ધ્યાન આપતા નથી) એટલે સુધી કે જ્યારે તે લોકો તમારી પાસેથી (ઊઠીને મજલિસમાંથી) બહાર જાય છે તો બીજા જ્ઞાનવાળા (સહાબા રદિ.)ને કહે છે કે તેમણે હમણા (જ્યારે આપણે મજલિસમાં હતા) શું વાત કહી હતી ? (તેમનું આ કહેવું પણ એક પ્રકારનો ઠઠ્ઠો મશ્કરી જ હતી કે તેનાથી એવું જતાવવું હતું કે અમે તમારી વાતને ધ્યાન આપવાપાત્ર સમજતા

નથી, આ પણ દોગલાપણાનો એક પ્રકાર જ હતો) આ તે લોકો છે કે અલ્લાહ તઆલાએ તેમના દિલો ઉપર મહોર લગાવી દીધી છે (કે હિદાયતથી તેઓ દૂર થઈ ગયા) અને પોતાની મનેચ્છાઓ ઉપર ચાલે છે અને (તેમની જ કોમમાંથી) જે લોકો માર્ગ ઉપર છે (એટલે કે મુસલમાન થઈ ચૂક્યા છે) અલ્લાહ તઆલા તેમને (હુકમો સંભળાવવાના સમયે) ઔર વધારે હિદાયત કરી આપે છે (કે તેઓ આ નવા હુકમો ઉપર પણ ઈમાન લાવે છે, એટલે કે તેમની ઈમાનિયાતની સંખ્યા વધી ગઈ અથવા એ કે તેમના ઈમાનને ઔર વધારે મજબૂત અને પાકું કરી આપે છે જે નેક અમલોનું લક્ષણ છે કે તેનાથી ઈમાનમાં વધારે પાકટતા પેદા થાય છે) અને તેમને તકવાની તવફીક આપવામાં આવે છે (આગળ તે મુનાફિકો માટે ધમકી છે કે આ લોકો કુર્આન અને અલ્લાહના હુકમો સાંભળીને પણ અસર લેતા નથી) બસ, (જાણ થાય છે કે) આ લોકો કયામતની રાહ જુએ છે કે તે તેમના ઉપર અચાનક આવી પડે (આ એક રૂઢિપ્રયોગ પ્રમાણે કહેવામાં આવ્યું કે જો હમણા અસર નથી લેતા તો શું કયામતમાં હિદાયત પ્રાપ્ત કરશે ?) બસ (યાદ રાખો કે કયામત પણ નિકટ જ છે એટલા માટે) તેની (અનેક) નિશાનીઓ તો આવી ચૂકી છે (તેથી હદીષની રૂએ પોતે ખાતમુન્નબિય્યિન ﷺનું આગમન અને નુબુવ્વત પણ કયામતની નિશાનીઓમાંથી છે અને ચાંદના ટૂકડા કરવા રસૂલે કરીમ ﷺનો મોઅ્જિઝો હોવા ઉપરાંત કયામતની નિશાનીઓમાંથી પણ છે, આ બધી નિશાનીઓ કુર્આન નાઝિલ થવાના સમયમાં ઉપસ્થિત થઈ ચૂકી હતી, આગળ એનું વર્ણન છે કે ઈમાન લાવવા અને હિદાયત પામવામાં કયામતની રાહ જોવી માત્ર અજ્ઞાનતા છે, કારણ કે તે વખત સમજવાનો અને અમલ કરવાનો હશે નહીં, કહેવામાં આવ્યું) તો જ્યારે કયામત તેમના સામે આવી ઊભી થઈ તે સમયે તેમને સમજવું ક્યાંથી પ્રાપ્ત થશે ? (એટલે કે તે લાભકારી નહીં હશે નહીં).

## મસ્અલા અને બોધપાઠ :

أَشْرَاطُهَا (અશ્રાત)નો અર્થ "નિશાનીઓ"નો છે અને કયામતની નિશાનીઓ પોતે ખાતમુન્નબિય્યિન ﷺના આગમનથી થઈ જાય છે, કારણ કે નુબુવ્વત ખતમ થવું પણ કયામત નજીક હોવાની નિશાની છે એ જ પ્રમાણે ચંદ્રના ટૂકડા કરવાનો મોઅ્જિઝો પણ કુર્આનમાં اقْتَرَبَتِ السَّاعَةُ ની સાથે વર્ણન કરીને એ તરફ ઈશારો કરી દેવામાં આવ્યો છે કે આ પણ કયામતની નિશાનીઓમાંથી

છે, આ તો શરૂઆતની નિશાનીઓ છે જે પોતે કુર્આન નાઝિલ થવાના સમયે જાહેર થઈ ચૂકી હતી, કયામત નજીક હોવાની બીજી નિશાનીઓ સહીહ હદીષોથી સાબિત છે તેમાંથી એક હદીષ હઝરત અનસ (રદિ.)થી નકલ થયેલ છે કે મે રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે કયામતની નિશાનીઓ આ પ્રમાણે છે. (૧) જ્ઞાન ઉઠાવી લેવામાં આવશે, (૨) જહાલત વધી જશે, (૩) વ્યભિચાર મોટા પ્રમાણમાં થશે, (૪) દારૂ પીવાનું વધી જશે, (૫) પુરુષ ઓછા રહી જશે, (૬) સ્ત્રીઓ વધી જશે એટલે સુધી કે પચાસ સ્ત્રીઓનો કફીલ એક પુરુષ હશે અને એક રિવાયતમાં છે કે ઈલ્મ ઘટી જશે અને જહાલત ફેલાઈ જશે.

*(બુખારી અને મુસ્લિમ)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે ગનીમતના માલને વ્યક્તિગત દોલત સમજી લેવામાં આવે અને અમાનતને ગનીમતનો માલ ઠરાવી લેવામાં આવે (કે તેને હલાલ સમજીને ખાય જાય) અને ઝકાતને વળતર સમજી લેવામાં આવે (એટલે કે તેને અદા કરવાથી દિલમાં તંગી અનુભવાય) અને દીનના જ્ઞાનને દુનિયવી હેતુ માટે પ્રાપ્ત કરવામાં આવે અને પુરુષો પોતાની પત્નીનું આજ્ઞાપાલન અને માંની નાફરમાની કરવા લાગે અને મિત્રને પોતાની નજીક કરે તથા બાપને દૂર કરે તથા મસ્જિદોમાં શોરબકોર વધવા લાગે અને કોમનો સરદાર તે સૌમાંનો દુષ્ટ અને બદકાર વ્યક્તિ બની જાય અને કોમના પ્રતિનિધિઓ તે સૌમાં નીચ કક્ષાના થઈ જાય અને શરારતખોર વ્યક્તિની ઈજ્જત અને સન્માન એટલા માટે કરવું પડે કે જો તેનું સન્માન કરીશું નહીં તો તે સતાવશે અને ગાનારી સ્ત્રીઓનું ગાવાનું જગ જાહેર થઈ જાય અને વાજિંત્રો, ઢોલ ત્રાંસા ફેલાઈ જાય અને શરાબ પીવાવા લાગે અને આ ઉમ્મતના પાછલા લોકો પોતાના આગલા અસ્લાફ ઉપર લાનતાન કરવા લાગે તો તમે તે સમયે રાહ જૂઓ એક લાલ આંધી અને ધરતીકંપની અને લોકોના જમીનમાં ધસી જવાની અને ચહેરો બદલાઈ જવાની અને આસમાનથી પથ્થરો વરસવાની અને કયામતની બીજી નિશાનીઓની જે એક પછી એક એ રીતે આવશે જેમકે મોતીઓના હારને કાપી નાંખવામાં આવે અને મોતી એક એક કરીને નીચે આવી પડે છે.

---

## આયત : (સૂરએ મુહમ્મદ : આયત નં. ૧૯)

فَاعْلَمْ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاسْتَغْفِرْ لِذَنْۢبِكَ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ۭ وَاللّٰهُ يَعْلَمُ مُتَقَلَّبَكُمْ وَمَثْوٰىكُمْ ⑲

**તરજુમો :**

*બસ તમે જાણી લો કે અલ્લાહ સિવાય કોઈ મઅ્બૂદ નથી અને પોતાના ગુનાહો માટે મા'ફી માંગો અને ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓ માટે; અને અલ્લાહને તમારા હરવા ફરવાની ખબર છે અને તમારા રહેવા સહેવાની. (૧૯)*

**તફસીર :**

(જ્યારે તમે અલ્લાહ તઆલાના આજ્ઞાપાલક અને ફરમાંબરદાર બંદાઓ તથા બળવાખોરો બંનેની પરિસ્થિતિઓ સાંભળી ચૂકયા) તો તમે તેનું (સંપૂર્ણ રીતે) યકીન રાખો કે અલ્લાહ સિવાય અન્ય કોઈ બંદગીના લાયક નથી (તેમાં દીનના બધા જ સિદ્ધાંતો અને તેના વિભાગો આવી ગયા, કારણ કે જ્ઞાનથી અત્રે ભાવાર્થ સંપૂર્ણ જ્ઞાન છે અને સંપૂર્ણ જ્ઞાન માટે જરૂરી છે કે અલ્લાહના બધા જ હુકમો ઉપર સંપૂર્ણ અમલ થાય, ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાના બધા જ હુકમોને કાયમ રાખો) અને (જો ક્યારેક કોઈ ભૂલ થઈ જાય તો તમારી નુબુવ્વતની પ્રતિષ્ઠાના કારણે તે વાસ્તવમાં ગુનોહ નથી, બલકે માત્ર શ્રેષ્ઠ બાબતને છોડવું ગણાશે પરંતુ આપની ઉચ્ચ કક્ષાની શા'નના આધારે તે ભૂલ સ્વરૂપની લેખાય છે એટલા માટે) તમે પોતાની (એ જાહેર દેખાતી ભૂલની) મા'ફી માંગતા રહો અને બધા મુસલમાન પુરુષો અને બધી મુસલમાન સ્ત્રીઓ માટે પણ (બખ્શીશની દુઆ માંગતા રહો) અને (એ પણ યાદ રહે કે) અલ્લાહ તઆલા તમારા ચાલવા ફરવાની અને રહેવા સહેવાની (એટલે કે બધા અમલો અને હાલતોની) ખબર રાખે છે.

**મસ્અલા અને બોધપાઠ :**

આ આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ફરમાવવામાં આવ્યું છે

કે તમે સમજી લો કે અલ્લાહ તઆલાના સિવાય અન્ય કોઈ ઈબાદત પાત્ર નથી અને દેખીતું છે કે આવું ઈલ્મ તો દરેક મો'મિન મુસલમાનને પણ પ્રાપ્ત થયેલ છે, સય્યિદુલ અંબિયા (અલૈ.)ને તો કેમ પ્રાપ્ત ન થાય !? પછી આ જ્ઞાન પ્રાપ્ત કરવાનો હુકમ આપવો યા તો તેના ઉપર કાયમ રહેવાના અર્થમાં છે અને અથવા તો તેના તકાદાઓ ઉપર અમલ કરવો ભાવાર્થ સ્વરૂપે છે, જેમકે કુર્તુબીએ નકલ કર્યું છે કે સૂફિયાન બિન ઉયયૂનહ (રહ.)ને કોઈએ જ્ઞાનની શ્રેષ્ઠતા વિશે પ્રશ્ન કર્યો તો તેમણે ફરમાવ્યું શું તમે કુર્આનનું ફરમાન નથી સાંભળ્યું ? فَاعْلَمْ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاسْتَغْفِرْ لِذَنْۢبِكَ કે તેમાં જ્ઞાન પછી અમલનો હુકમ આપવામાં આવ્યો છે, એ જ પ્રમાણે બીજા સ્થળે ફરમાવ્યું, وَاعْلَمُوْٓا اَنَّمَا الْحَيٰوةُ الدُّنْيَا لَعِبٌ وَّلَهْوٌ અને પછી ફરમાવ્યું, سَابِقُوْٓا اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ એ જ પ્રમાણે એક અન્ય સ્થળે ફરમાવ્યું, وَاعْلَمُوْٓا اَنَّمَآ اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ ત્યારબાદ ફરમાવ્યું, فَاحْذَرُوْهُمْ આ બધા સ્થળોમાં પ્રથમ જ્ઞાન પછી તેના તકાદાઓ ઉપર અમલ કરવાની તાકીદ કરવામાં આવી છે, અત્રે પ્રસ્તુત આયતમાં પણ જો કે આ જ્ઞાન રસૂલે કરીમ ﷺને પ્રથમથી જ પ્રાપ્ત હતું પરંતુ તેનાથી હેતુ તેના તકાદાઓ ઉપર અમલ કરવાનો છે એટલા માટે ત્યારબાદ وَاسْتَغْفِرْ નો હુકમ આપવામાં આવ્યો છે અને રસૂલે કરીમ ﷺથી નુબુવ્વતની પ્રતિષ્ઠાના કારણે તેના વિરુદ્ધ કરવાની જો કે કોઈ સંભાવના ન હતી પરંતુ અંબિયા (અલૈ.)થી માસૂમ હોવા છતાં અમુક સમયે ઈજ્તિહાદમાં ભૂલ થઈ જાય છે અને ઈજ્તિહાદી ભૂલ શરીઅતના નિયમમાં ગુનોહ નથી બલકે તેના ઉપર પણ સવાબ મળે છે પરંતુ અંબિયા (અલૈ.)ને આ ભૂલ ઉપર ધ્યાન જરૂર અપાવવામાં આવે છે અને તેમની ઉચ્ચ કક્ષાની શા'નના આધારે તેને શબ્દ ذَنْب (ઝન્બ)થી પણ ઓળખાવવામાં આવે છે, જેમકે "સૂરએ અબસ"માં રસૂલે કરીમ ﷺ ઉપર જે એક પ્રકારની નાપસંદગી નાઝિલ થઈ તે પણ આવી જ ઈજ્તિહાદી ભૂલનું એક ઉદાહરણ હતું જેની વિગત સૂરએ અબસમાં આવશે કે તે ઈજ્તિહાદી ભૂલ જો કે કોઈ ગુનોહ ન હતી બલકે તેના ઉપર પણ એક બદલો મળવાનો વાયદો હતો પરંતુ આપ ﷺની ઉચ્ચ કક્ષાની શા'ન માટે તેને પસંદ કરવામાં ન આવ્યું અને નાપસંદગી જાહેર કરવામાં આવી, પ્રસ્તુત આયતમાં આ જ પ્રકારના ذَنْب(ઝન્બ) ભાવાર્થ સ્વરૂપે હોઈ શકે છે.

**ખુલાસો :**

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَا اِلٰهَ اِلَّا اللّٰهُ અને ઈસ્તિગફારને વધારે પ્રકાણમાં કર્યા કરો, કારણ કે ઈબ્લીસ કહે છે કે મેં લોકોને ગુનાહોમાં સંડોવેલા રાખીને હલાક કર્યા તો તેમણે મને "કલિમએ લા ઈલાહ ઈલ્લલ્લાહ" કહીને હલાક કરી દીધો, જ્યારે મેં આ જોયું તો મેં તેમને એવા બાતિલ જૂઠા વિચારો પાછળ લગાવી દીધા જેને તેઓ નેકી સમજીને કરે છે જેમકે જાહેર બિદ્અતોની પણ એ જ પરિસ્થિતિ છે તેનાથી તેમને તવબહની તવફીક મળતી નથી.

مُتَقَلَّبَكُمْ وَمَثْوٰكُمْ માં શબ્દ مُتَقَلَّبُ (મુતકલ્લબ)નો શાબ્દિક અર્થ લોથપોટ થઈ જવું અથવા ઊલટ સુલટ થઈ જવું થાય છે અને مَثْوٰى (મષ્વા)નો અર્થ થોભવાના સ્થળનો થાય છે. એના ભાવાર્થમાં વિવિધ સંભાવનાઓ હોઈ શકે છે એટલા માટે તફસીરકારોએ વિવિધ અર્થો વર્ણન કર્યા છે અને વાસ્તવિકતા એ છે કે તે બધા જ અર્થો ભાવાર્થ સ્વરૂપે છે, કારણ કે દરેક માનવી ઉપર બે પ્રકારની પરિસ્થિતિઓ આવે છે, એક તે જેમાં કામચલાઉ અને અમુક સમય માટે પ્રવૃત્ત હોય છે અને બીજું તે જેને તે પોતાની આગવી પ્રવૃત્તિ સમજે છે, એ જ પ્રમાણે અમુક મકાનોમાં માણસનું રહેવું સહેવું કામચલાઉ હોય છે જ્યારે અમુક તેનું કાયમી રહેઠાણ હોય છે તો પ્રસ્તુત આયતમાં કામચલાઉ રહેવા સહેવાને مُتَقَلَّبُ (મુકલ્લબ)ના શબ્દથી અને કાયમી રહેઠાણને مَثْوٰى (મષ્વા)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે, આ રીતે બધી જ પરિસ્થિતિઓ અલ્લાહના જ્ઞાનમાં હોવું આ આયતનો ભાવાર્થ છે.

---

**આયતો : (સૂરએ મુહમ્મદ : આયત નં. ૨૦ થી ૩૧)**

| |
|---|
| وَيَقُوْلُ الَّذِيْنَ اٰمَنُوْا لَوْلَا نُزِّلَتْ سُوْرَةٌ ۚ فَاِذَآ اُنْزِلَتْ سُوْرَةٌ مُّحْكَمَةٌ |
| وَّذُكِرَ فِيْهَا الْقِتَالُ ۙ رَاَيْتَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ يَّنْظُرُوْنَ اِلَيْكَ نَظَرَ |
| الْمَغْشِيِّ عَلَيْهِ مِنَ الْمَوْتِ ۭ فَاَوْلٰى لَهُمْ ﴿٢٠﴾ طَاعَةٌ وَّقَوْلٌ مَّعْرُوْفٌ ۣ فَاِذَا عَزَمَ الْاَمْرُ |

فَلَوْ صَدَقُوا اللّٰهَ لَكَانَ خَيْرًا لَّهُمْ ۚ ﴿٢١﴾ فَهَلْ عَسَيْتُمْ اِنْ تَوَلَّيْتُمْ اَنْ تُفْسِدُوْا
فِي الْاَرْضِ وَتُقَطِّعُوْٓا اَرْحَامَكُمْ ﴿٢٢﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ لَعَنَهُمُ اللّٰهُ فَاَصَمَّهُمْ وَاَعْمٰٓى
اَبْصَارَهُمْ ﴿٢٣﴾ اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ اَمْ عَلٰى قُلُوْبٍ اَقْفَالُهَا ﴿٢٤﴾ اِنَّ الَّذِيْنَ ارْتَدُّوْا
عَلٰٓى اَدْبَارِهِمْ مِّنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ الْهُدَى ۙ الشَّيْطٰنُ سَوَّلَ لَهُمْ ۭ وَاَمْلٰى
لَهُمْ ﴿٢٥﴾ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْا لِلَّذِيْنَ كَرِهُوْا مَا نَزَّلَ اللّٰهُ سَنُطِيْعُكُمْ فِيْ بَعْضِ الْاَمْرِ ۚ
وَاللّٰهُ يَعْلَمُ اِسْرَارَهُمْ ﴿٢٦﴾ فَكَيْفَ اِذَا تَوَفَّتْهُمُ الْمَلٰٓئِكَةُ يَضْرِبُوْنَ وُجُوْهَهُمْ وَ
ع اَدْبَارَهُمْ ﴿٢٧﴾ ذٰلِكَ بِاَنَّهُمُ اتَّبَعُوْا مَآ اَسْخَطَ اللّٰهَ وَكَرِهُوْا رِضْوَانَهٗ فَاَحْبَطَ اَعْمَالَهُمْ ۧ ﴿٢٨﴾
اَمْ حَسِبَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَنْ لَّنْ يُّخْرِجَ اللّٰهُ اَضْغَانَهُمْ ﴿٢٩﴾ وَلَوْ نَشَاۗءُ
لَاَرَيْنٰكَهُمْ فَلَعَرَفْتَهُمْ بِسِيْمٰهُمْ ۭ وَلَتَعْرِفَنَّهُمْ فِيْ لَحْنِ الْقَوْلِ ۭ وَاللّٰهُ يَعْلَمُ اَعْمَالَكُمْ ﴿٣٠﴾
وَلَنَبْلُوَنَّكُمْ حَتّٰى نَعْلَمَ الْمُجٰهِدِيْنَ مِنْكُمْ وَالصّٰبِرِيْنَ ۙ وَنَبْلُوَا۟ اَخْبَارَكُمْ ﴿٣١﴾

## તરજુમો :

*અને ઈમાનવાળા કહે છે કેમ એક સૂરત ન ઊતરી ? પછી જ્યારે એક સૂરત ચકાસેલી (સ્પષ્ટ અર્થવાળી) ઊતરી અને તેમાં યુદ્ધનું વર્ણન થયું તો તમે તેમને જુઓ છો જેમના દિલમાં રોગ છે, તમારા તરફ તાકે છે જેમકે કોઈ મૂર્છિત પડેલો મૃત્યુટાણે તાકે છે; બસ તેમની ખરાબી છે. (૨૦) હુકમ માનવાનો છે અને ભલી વાત કહેવાની છે, પછી જ્યારે કામની તાકીદ થાય તો અલ્લાહ સાથે સાચા રહ્યા તો તેમનું ભલું છે. (૨૧) પછી તમારાથી એ પણ સંભાવના છે કે જો તમને સત્તા મળી જાય તો પ્રદેશમાં ફસાદ નાંખો અને પોતાની રિશ્તેદારીઓ કાપી નાંખો. (૨૨) એવા લોકો છે જેમનઃ ઉપર અલ્લાહે લા'નત કરી (તિરસ્કૃત કર્યા), પછી તેમને બહેરા કરી દીધા અને તેમની આંખો આંધળી કરી દીધી. (૨૩) શું કુર્આનમાં ચિંતન (ઊંડો વિચાર) કરતા નથી અથવા તેમના દિલો ઉપર તાળાં લાગેલા છે ? (૨૪) બેશક ! જે*

*લોકો પોતાની પીઠ ફેરવી ઊલટા ફરી ગયા એ પછી કે તેમના ઉપર સીધો માર્ગ જાહેર થઈ ચૂક્યો, શયતાને તેમને ચકમો આપ્યો અને દૂરના વાયદા કર્યા. (૨૫) આ એટલા માટે કે તેમણે તે લોકોને કહ્યું જેઓ અલ્લાહની ઉતારેલી કિતાબથી અળગા છે, અમે અમુક કામોમાં તમારી વાત પણ માનીશું અને અલ્લાહ તેમના મશ્વેરા કરવાને જાણે છે. (૨૬) પછી કેવા હાલ થશે જ્યારે ફરિશ્તા તેમના પ્રાણ કાઢશે ! મારતા જતા હોય તેમના મોઢાં ઉપર અને પીઠ ઉપર. (૨૭) આ એટલા માટે કે તેઓ એવા માર્ગ ઉપર ચાલ્યા જેનાથી અલ્લાહ બેઝાર (અળગો) છે અને તેની ખુશીને તેમણે નાપસંદ કરી, પછી તેણે તેમના કર્મો બેકાર કરી નાંખ્યા. (૨૮) શું તે લોકો એવું વિચારે છે જેમના દિલોમાં રોગ છે કે અલ્લાહ તેમના કીનાને જાહેર કરશે નહીં ? (૨૯) અને જો અમે ઈચ્છીએ તમને તે લોકો બતાવી આપીએ, બસ તમે તેમને તેમના ચહેરાથી ઓળખી તો ચૂક્યા છો અને આગળ તેમના નિવેદનોથી ઓળખી લેશો અને અલ્લાહને તમારા સઘળા કામોની ખબર છે. (૩૦) અને અલબત્ત અમે તમને પારખીશું જેથી જાણી લઈએ જે તમારામાં યુદ્ધ કરનારા છે અને કાયમ રહેનારા છે અને તમારી ખબરોની તહકીક કરી લઈએ. (૩૧)*

**તફસીર :**

અને જે લોકો ઈમાન લાવવાના છે તેઓ (તો હંમેશા એ વાતના ઉત્સાહી રહે છે કે અલ્લાહનું કલામ ઔર વધારે નાઝિલ થાય જેથી ઈમાન તાજું થાય અને નવા નવા હુકમો આવે તો તેનો સવાબ પણ પ્રાપ્ત કરે અને જો પાછલા હુકમોની તાકીદ હોય તો ઔર વધારે સાબિતીઓ મળે અને આ ઉત્સાહમાં) કહેતા રહે છે કે કોઈ (નવી) સૂરત કેમ નાઝિલ ન થઈ ? (જો નાઝિલ થાય તો ઈચ્છા પૂરી થાય) બસ જે સમયે કોઈ સાફ સાફ (વિષયવાળી) સૂરત નાઝિલ થાય છે અને (સંજોગવસાત્) તેમાં જિહાદનું પણ (સ્પષ્ટ) વર્ણન હોય છે તો જે લોકોના દિલોમાં (નિફાક–દોગલાપણાની) બીમારી છે તમે તે લોકોને જુઓ છો કે તેઓ આપના તરફ એ રીતે (ભયાનક નજરોથી) જુએ છે જેમકે કોઈના ઉપર મોતની મૂર્છાવસ્થા છવાઈ હોય (એ રીતે જોવાનું કારણ ડર અને કાયરતા છે કે હવે આપણા ઈમાનના દા'વાઓને નિભાવવા માટે જિહાદમાં જવું પડ્યું અને મુસીબત

આવી પડી અને તેઓ આ રીતે અલ્લાહના હુકમથી છટકબારીઓ શોધે છે) બસ (મૂળ વાત એ છે કે) નજીકમાં જ તેમની કમ્બખ્તી આવવાની છે (ભલે દુનિયામાં પણ કોઈ વબાલમાં સપડાય નહિતર પછી આખિરતમાં તો અવશ્ય છે જ અને ભલે તે ફુરસદમાં હોય તેઓ આજ્ઞાપાલનની અને ખુશામતની ઘણી વાતો બનાવ્યા કરે છે પરંતુ) તેમની આજ્ઞાપાલન અને વાતચીત(ની હકીકત) ખબર છે (જે હવે યુદ્ધના હુકમના સમયે તેમની પરિસ્થિતિથી બધા ઉપર જાહેર થઈ ગયું) જ્યારે સમગ્ર કામ (અને યુદ્ધનો બધો સામાન) તૈયાર જ થઈ જાય છે તો (તે સમયે પણ) જો આ લોકો (અલ્લાહ ઉપર ઈમાનના દા'વામાં) અલ્લાહ સાથે સાચા રહ્યા હોત (એટલે કે ઈમાનના દા'વાના તકાદાઓ ઉપર અમલ કરતા હોત જેમાં શરીઅતના બધા જ સામાન્ય હુકમો અને ખાસ જિહાદના હુકમો સામેલ છે અને જો સાચા દિલથી જિહાદ કર્યો હોત) તો તેમના માટે ઘણું સારું થયું હોત (એટલે કે ભલે શરૂઆતમાં મુનાફિક હતા અને અંતે આ નિફાકથી તવબહ કરી લીધી હોત તો પણ તેમનું ઈમાન સ્વીકૃત બની ગયું હોત અને તેમનો અંત નિફાક ઉપર ન સમજવામાં આવ્યો હોત, કારણ કે મોતના સમય પહેલાં પહેલાં સાચા દિલની તવબહ સ્વીકૃતિપ્રાપ્ત છે, આગળ જિહાદની તાકીદ અને તેનાથી પાછળ રહેનારાઓને સંબોધન કરીને જિહાદ છોડવા ઉપર વર્ણન કરે છે કે તમે લોકો જે જિહાદથી નફરત કરો છો) બસ (તેમાં એક દુનિયવી નુકસાન પણ છે કારણ કે) જો તમે (આ જ રીતે બધા જિહાદથી) અળગા રહ્યા તો શું એવી સંભાવના છે (એટલે કે હોવી જોઈએ) કે તમે (એટલે કે બધા જ લોકો) દુનિયામાં ફસાદ મચાવો અને પરસ્પર રિશ્તેદારીઓ કાપી નાંખો (એટલે કે જિહાદથી મોટો લાભ ન્યાયની સ્થાપના અને સુધારણા તથા શાંતિનો છે તો જો તેને છોડી દેવામાં આવે તો ફસાદખોરોનું વર્ચસ્વ થઈ જાય અને કોઈ વ્યવસ્થા જેમાં બધા જ લોકોના હિતનું રક્ષણ થાય તે ન રહે અને એવી વ્યવસ્થા ન હોવા માટે જાહેર ફસાદ અને હકો બરબાદ થવું જરૂર બને, બસ જે જિહાદમાં દુનિયવી લાભ પણ હોય તેનાથી પાછા હટવું ઘણી અજબ વાત છે. આગળ તે પ્રસ્તુત મુનાફિકોને ધિક્કાર કરવામાં આવે છે કે) આ તે લોકો છે જેમને અલ્લાહે પોતાની રહમતથી દૂર કરી દીધા (એટલા માટે તેના હુકમો ઉપર અમલની તવફીક ન રહી) પછી (રહમતથી દૂર કરવા ઉપર આ હુકમ સાદર થયો કે) તેમને (ધ્યાનપૂર્વક અલ્લાહના હુકમ

સાંભળવાથી અને કબૂલ કરવાથી) બહેરા કરી દીધા અને (સત્ય માર્ગ જોવાથી) તેમની (આંતરસૂઝની) આંખોને આંધળી કરી દીધી (આગળ તેના ઉપર કટાક્ષ છે કે કુર્આનમાં જિહાદ અને બીજા હુકમો વાજિબ હોવું કુર્આનની સચ્ચાઈની દલીલો સાથે અને તે હુકમોમાં આખિરતનું હિત અને લાભ અવશ્ય હોવાનું તથા દુનિયવી લાભ પણ હોવાનું સાબિત થવા છતાં તે હુકમોના વિરોધ કરવાથી તેના ઉપર ધમકી આપવામાં આવી છે, પછી જે આ લોકો તેના તરફ ધ્યાન જ આપતા નથી) તો શું આ લોકો કુર્આન(ની પ્રતિષ્ઠા અને તેના વિષયો)માં વિચાર નથી કરતા ? (એટલા માટે તે લાભો તેમની સામે જાહેર નથી થતા) અથવા (વિચાર તો કરે છે પરંતુ) દિલો ઉપર (ગયૂબી) તાળું લાગી રહ્યું છે (એટલે કે આ બે બાબતોમાંથી એક વાત હોવી જરૂરી છે અને બંને ભેગી થાય એવું પણ બની શકે છે અને વાસ્તવમાં અત્રે બંને વાતો ભેગી છે, પ્રથમ તેમના તરફથી એક પ્રવૃત્તિ થઈ એટલે કે ઇન્કારના કારણે કુર્આનમાં વિચાર ન કરવો, પછી તેના વબાલ સ્વરૂપે દિલો ઉપર તાળું લાગી ગયું જેને તેમના દિલો ઉપર મહોર લગાડી દેવા સ્વરૂપે કહેવામાં આવ્યું છે અને આ ક્રમની દલીલ આ આયત છે, ذٰلِكَ بِاَنَّهُمْ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا فَطُبِعَ عَلٰى قُلُوْبِهِمْ અને આ બધી એકઠી બાબતો ઉપર فَهُمْ لَا يَفْقَهُوْنَ કહેવાયું છે. આગળ આ ધ્યાન ન આપવાના કારણે તેમને કહેવામાં આવે છે કે) જે લોકો (સત્યથી) પીઠ ફેરવીને હટી ગયા એ પછી કે તેમને સીધો માર્ગ (બૌદ્ધિક દલીલો દાખલા તરીકે કુર્આનની પ્રતિષ્ઠા અને વર્ણન થયેલ દલીલો દાખલા તરીકે પાછલી કિતાબોની આગાહીઓ) સ્પષ્ટ જાણ થઈ ગઈ, શયતાને તેમને ચકમો આપ્યો છે અને તેમને દૂર દૂરની સુઝાડી છે (કે ઈમાન લાવવાથી ફલાણા ફલાણા લાભો જે હાલમાં ઉપસ્થિત છે અથવા જે ભવિષ્યમાં આવવાની સંભાવના છે તે જતા રહેશે. ખુલાસો એ થયો કે આ વિચાર ન કરવાનું કારણ દુશ્મની છે કે હિદાયતની સ્પષ્ટ સાબિતીઓ પછી તેઓ ઊલટા પગે પાછા જઈ રહ્યા છે અને આ દુશ્મનાવટ પછી શયતાને તેમને ભમાવ્યા અને એટલે કે શયતાને તેમની નજરોમાં તે ખોટા અને નુકસાનકારક કામોને શણગારીને બતાવ્યા અને આ ભ્રમણાથી વિચાર ન કરવાની પ્રવૃત્તિ કરી અને વિચાર ન કરવાથી દિલો ઉપર મહોર લાગી ગઈ પછી) તેઓ (હિદાયત સામે આવી ગયા છતાં તેનાથી પાછા ફરે છે અને પાછા ફરવાનું અને દૂર હટવા)નું એ કારણથી થયું કે તે લોકોએ એવા લોકોથી કે જે અલ્લાહના

ઊતારેલા હુકમોને (ઈર્ષ્યાથી) નાપસંદ કરે છે (તેનો ભાવાર્થ યહૂદીઓના આગેવાનો છે જે રસૂલે કરીમ ﷺથી ઈર્ષ્યા કરતા હતા અને સત્યના પરિચય પછી પણ તેનું અનુસરણ કરવાથી આડાઈ કરતા હતા, ખુલાસો એ છે કે આ મુનાફિકોએ યહૂદીઓના આગેવાનોથી) એવું કહ્યું, અમુક વાતોમાં અમે તમારું કહ્યું માની લઈશું (એટલે કે તમે જે અમને રસૂલે કરીમ ﷺના અનુસરણથી અટકાવો છો તેના બે વિભાગ રહ્યા, એક અનુસરણ ન કરવું જાહેરમાં અને બીજું અનુસરણ ન કરવું ગુપ્ત રીતે, બસ પ્રથમ વિભાગમાં તો અમે મસ્લિહતના કારણે તમારું કહ્યું માની શકતા નથી પરંતુ બીજી બાબતમાં માની લઈશું, કારણ કે અકીદાઓમાં અમે તમારી સાથે જ છે. كَمَا قَالَ إِنَّا مَعَكُمْ મતલબ એ થયો કે સત્યથી ફરવાનું કારણ કોમી પૂર્વગ્રહ અને રીત રિવાજોનું અનુસરણ છે, મતલબ કે આ ક્રમની શરૂઆત તેનાથી છે અને તેનો અંત દિલો ઉપર મહોર લાગવાનો છે) અને (ભલે આ પ્રકારની વાતો આ મુનાફિકો ગુપ્ત રીતે કરે છે પરંતુ) અલ્લાહ તઆલા તેમની ગુપ્ત વાતો કરવાને (સારી પેઠે) જાણે છે અને (અમુક બાબતો વહીથી આપને જાણ કરી આપે છે, આગળ ધમકી છે જો કે أَوْلَىٰ لَهُمْ ની તફસીર હોઈ શકે છે, એટલે કે આ જે આવી હરકતો કરી રહ્યા છે) બસ તેમનો શું હાલ થશે જ્યારે કે ફરિશ્તાઓ તેમના પ્રાણ કબ્જે કરતા હશે અને તેમના મોઢાંઓ ઉપર અને પીઠો ઉપર મારતા જતા હશે (અને) આ (સજા) એ કારણથી (થશે) કે જે તરીકો અલ્લાહની નારાજીનું કારણ હતો આ લોકો તેના ઉપર જ ચાલ્યા અને તેની ખુશી (એટલે કે ખુશી જે અમલોના કારણે પ્રાપ્ત થાય છે તેના)થી નફરત કરી તેથી અલ્લાહ તઆલાએ તેમના બધા કર્મો (શરૂઆતથી નેક કામો) નાબૂદ કરી દીધા (બસ તેઓ સજાના હકદાર થઈ ગયા અને કોઈની પાસે કોઈ સ્વીકૃત અમલ હોય તો તેની બરકતથી તેની સજામાં કંઈક તો કમી થઈ જાય છે, આગળ وَاللَّهُ يَعْلَمُ إِسْرَارَهُمْ ના વિષયના ખુલાસા સ્વરૂપે આવ્યું છે કે) જે લોકોના દિલોમાં (નિફાકની) બીમારી છે (અને તેઓ તેને છુપાવવાનો પ્રયત્ન કરે છે) શું તે લોકો એવો વિચાર કરે છે કે અલ્લાહ તઆલા ક્યારેય તેમની દિલી દુશ્મનીઓને જાહેર કરશે નહીં ? (એટલે કે તેઓ એનાથી કેવી રીતે સંતોષિત થઈ ગયા જ્યારે કે અલ્લાહ તઆલાનું ગુપ્ત વાતોનું જાણકાર હોવું સાબિત અને સનાતન સત્ય છે) અને અમે (તો) જો ઈચ્છ્યું હોત તો તમને તેમનો પૂરેપૂરો પત્તો આપી દીધો હોત,

બસ તમે તેમને તેમના વેશથી ઓળખી લીધા હોત (પૂરો પતો આપવાનો ભાવાર્થ એ જ છે કે દરેકનો પૂરેપૂરો હુલિયો બતાવી દીધો હોત) અને (જો કે અમે તેને અમુક મસ્લિહતના કારણે નથી બતાવ્યું પરંતુ) તમે તેમને તેમની વાત કરવાની પદ્ધતિથી હજુ પણ અવશ્ય ઓળખી લેશો (કારણ કે તેમની વાત સચ્ચાઈ ઉપર આધારિત નથી અને આપને સમજદારીના પ્રકાશ વડે અલ્લાહ તઆલાએ સત્ય અને અસત્યને ઓળખવાની શક્તિ આપી હતી કે સચ્ચાઈની અસર દિલ ઉપર થતી હતી અને અસત્યને અને જેમકે હદીષમાં છે કે સત્ય માણસને સંતોષિત કરે છે અને જૂઠ દિલમાં શંકા પેદા કરે છે) અને (આગળ મો'મિનો અને મુનાફિકો બધાને સંબોધનમાં એકઠા કરીને પ્રોત્સાહન અને ધમકી સ્વરૂપે કહેવામાં આવે છે કે) અલ્લાહ તમારા સઘળા કર્મોને જાણે છે (બસ મુસલમાનોને તેમની નિખાલસતા ઉપર બદલો અને મુનાફિકોને તેમના દોગલાપણા અને ધોકાબાજી ઉપર સજા આપશે) અને (આગળ કઠોર હુકમો દાખલા તરીકે જિહાદ વગેરેનું એક હિકમતપૂર્ણ હિત વર્ણન થયું છે જેમકે ઉપર ....فَهَلْ عَسَيْتُمْ માં એક હિકમતપૂર્ણ લાભ દર્શાવવવામાં આવ્યો હતો એટલે કે) અમે (આવા કઠોર હુકમો આપીને) અવશ્ય તમારા સૌની કસોટી કરીશું જેથી અમે (જાહેર સ્વરૂપે પણ) તે લોકોને જાણી લઈએ કે જે તમારામાં જિહાદ કરનારા છે અને જેઓ (જિહાદમાં) અડગ રહેનારા છે અને જેથી તમારી પરિસ્થિતિઓને જોઈ તપાસી લઈએ (આ એટલા માટે વધારવામાં આવ્યું કે જિહાદના હુકમ ઉપરાંત અન્ય હુકમો પણ તેમાં સામેલ થઈ જાય અને સંઘર્ષ તથા ધૈર્યની બીજી પરિસ્થિતિઓ પણ તેમાં સામેલ થઈ જાય).

## મસ્અલા અને બોધપાઠ :

سُوْرَةٌ مُّحْكَمَةٌ માં શબ્દ مُحْكَمَةٌ (મુહ્કમહ)નો શાબ્દિક અર્થ "મજબૂત" અથવા "સ્થાયિત્વ"નો થાય છે, આ શાબ્દિક અર્થના આધારે તો કુર્આનની દરેક સૂરત "મુહ્કમહ" છે પરંતુ શરીઅતની પરિભાષામાં مُحْكَم (મુહ્કમ) એટલે કે "મજબૂત" એ مَنْسُوخ (મન્સૂખ) એટલે કે "રદ"ના વિરુદ્ધાર્થી તરીકે ઉપયોગ થાય છે. અત્રે સૂરતની સાથે મુહ્કમહની શરતનો વધારો એટલા માટે છે કે અમલનો શોખ તો ત્યારે જ પૂરો થઈ શકે છે જ્યારે કે તે સૂરત મન્સૂખ એટલે કે રદ ના થાય અને કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે જેટલી સૂરતોમાં યુદ્ધ અને

જિહાદના હુકમો આવ્યા છે તે બધી સૂરતો મુહ્કમહ છે, અત્રે કારણ કે મૂળ હેતુ જિહાદનો હુકમ અને તેના ઉપર અમલ છે એટલા માટે સૂરતની સાથે મુહ્કમહનો શબ્દ વધારીને ઝિક્રના વર્ણન તરફ ઈશારો કરવામાં આવ્યો જેનો આગળ ખુલાસો આવી રહ્યો છે. *(કુર્તુબી)*

اَوْلٰـى لَهُـمْ (અવલા-લહુમ)નો અર્થ અસ્મઈના નિવેદન પ્રમાણે આ છે قَارَبَهُ مَا يُهْلِكُهُ એટલે કે તેના સર્વનાશનું કારણ નજીક આવી ચૂક્યું છે. *(કુર્તુબી)*

فَهَلْ عَسَيْتُـمْ اِنْ تَـوَلَّيْتُـمْ اَنْ تُـفْسِدُوْا فِى الْاَرْضِ وَتُقَطِّعُوْآ اَرْحَامَكُمْ શબ્દ تَـوَلّٰـى (તવલ્લા)ના શાબ્દિક અર્થના આધારે બે અર્થો થઈ શકે છે, એક પીઠ ફેરવવી અને બીજું કોઈ કોમ અથવા સમૂહ ઉપર સત્તા અથવા હુકૂમત. આ આયતમાં અમુક તફસીરકારોએ પ્રથમ અર્થ લીધો છે જેને ઉપર તફસીરના ખુલાસામાં લખવામાં આવ્યો છે અને અબૂહય્યાને બહરે મુહીતમાં તેને જ અગ્રિમતા આપી છે, આ અર્થના આધારે આયતનો ભાવાર્થ એ છે કે જો તમે ઈલાહી શરીઅતના હુકમોથી મોઢું ફેરવ્યું જેમાં જિહાદનો હુકમ પણ સામેલ છે તો તેની અસર એ થશે કે તમે અજ્ઞાનતાના પ્રાચીન રિવાજો ઉપર જઈ પડશો જેનું આવશ્યક પરિણામ પૃથ્વીમાં ફસાદ તથા રિશ્તેદારીઓનો સંબંધ વિચ્છેદ છે જેસકે અજ્ઞાનતાના દરેક કાર્યમાં તેનું અવલોકન કરી શકાતું હતું કે એક કબીલો બીજા કબીલા ઉપર ચઢાઈ અને ખૂનામરકી કરતો હતો પોતાના સંતાનોને પોતે પોતાના હાથોએ જીવતા જમીનમાં દાટી દેતા હતા, ઈસ્લામે આ બધા જ અજ્ઞાનતાના રિવાજોને નષ્ટ કર્યા અને તેને નષ્ટ કરવા માટે જિહાદનો હુકમ લાગુ પાડ્યો જે જો કે જાહેરમાં ખૂનામરકી છે પરંતુ વાસ્તવમાં તેનો ખુલાસો શરીરના સડી ચૂકેલા અવયવને શરીરથી અલગ કરવા સમાન છે જેથી બાકીનું શરીર સલામત રહે. જિહાદ દ્વારા ન્યાય અને ઈન્સાફ તથા સંબંધો અને રિશ્તેદારીઓનું સન્માન સ્થાપિત થાય છે અને રૂહુલ મઆની, કુર્તુબી વગેરેમાં આ સ્થળે تَـوَلّٰـى (તવલ્લા)નો અર્થ "સત્તા તથા આગેવાની" માટે છે તો આયતનો ભાવાર્થ એ થશે કે તમારી પરિસ્થિતિ જેનું ઉપરોક્ત વર્ણન થઈ ચૂક્યું છે તેનો તકાદો એ છે કે જો તમારી ઈચ્છા પૂરી થાય એટલે કે આ જ હાલતમાં તમને દેશ અને કોમની સત્તા તથા વાલીપણું પ્રાપ્ત થઈ જાય તો પરિણામ એના સિવાય કંઈ હશે નહીં કે તમે પૃથ્વીમાં અરાજકતા ફેલાવશો તથા સંબંધો અને સગપણને તોડી નાંખશો.

**સગાઈ સંબંધો જાળવી રાખવાની સખત તાકીદ :**

શબ્દ أَرْحَام (અરહામ) એ رَحِم (રહિમ-રહ્મ)નું બહુવચન છે જે માં ના પેટમાં માનવીની પેદાઈશનું સ્થળ છે, કારણ કે જાહેર સગાઈ સંબંધોનો આધાર તેનાથી જ ચાલે છે એટલા માટે રૂઢિપ્રયોગોમાં رَحِم (રહિમ) રિશ્તેદારી અને સગાઈ સંબંધોના અર્થમાં ઉપયોગ કરવામાં આવે છે, તફસીરે રૂહુલ મઆનીમાં આ સ્થળે તેના ઉપર વિસ્તૃત ચર્ચા થઈ છે કે ذَوِى الْأَرْحَام (ઝવિલ અરહામ) અને أَرْحَام (અરહામ)નો શબ્દ કયા કયા સગાઈ સંબંધો ઉપર છવાયેલો છે ? ઈસ્લામે સગાઈ સંબંધો અને રિશ્તેદારીઓના હકો પૂરા કરવાની ખૂબ તાકીદ કરી છે, સહીહ બુખારીમાં હઝરત અબૂહુરયરહ (રદિ.) અને બીજા બે સહાબા (રદિ.)થી આ વિશેની હદીષ નકલ થઈ છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે જે વ્યક્તિ સગાઈ સંબંધોની સંભાળ રાખશે અલ્લાહ તઆલા તેને પોતાના નજીક કરશે અને જે સગાઈ સંબંધોને તોડી નાંખશે અલ્લાહ તઆલા તેને તોડી નાંખશે, આથી જાણ થઈ કે સગાંઓ અને રિશ્તેદારોની સાથે વર્તન અને વાણીમાં તથા માલ ખર્ચ કરવામાં ઉપકારનો વ્યવહાર કરવાનો ભારપૂર્વક હુકમ આવ્યો છે. પ્રસ્તુત હદીષમાં હઝરત અબૂહુરયરહ (રદિ.)એ કુર્આનની આ આયતનો હવાલો પણ આપ્યો કે જો ઈચ્છો તો આ આયત પઢી લો; અને એક હદીષમાં ઈરશાદ છે કે કોઈ એવો ગુનોહ જેની સજા અલ્લાહ તઆલા દુનિયામાં પણ આપે છે અને આખિરતમાં તેના ઉપરાંત તો તે જુલમ અને સંબંધ વિચ્છેદ કરવા સમાન અન્ય કોઈ નથી. (રવાહુ અબૂ દાવુદ, તિરમિઝી અને ઈબ્ને કષીર) હઝરત ષવબાન (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ એવું ઈચ્છતો હોય કે તેની જિંદગી લાંબી થાય અને રોજીમાં બરકત થાય તેણે સીલારહમી (સગાઈ સંબંધો)ની સંભાળ રાખવી જોઈએ, એટલે કે સગાંઓ સાથે ઉપકારનો વ્યવહાર કરે, સહીહ હદીષોમાં એવું પણ આવ્યું છે કે સગાઈ સંબંધોના હકના મા'મલામાં બીજા પક્ષ તરફથી બરાબરીનો વિચાર ન કરવો જોઈએ, જો તમારો ભાઈ સંબંધ કાપે અથવા અયોગ્ય વર્તણૂંક પણ કરે તો પણ તમારે સદ્વ્યવહારનો વર્તાવ કરવો જોઈએ, સહીહ બુખારીમાં છે, لَيْسَ الْوَاصِلُ بِالْمُكَافِئِ وَلٰكِنَّ الْوَاصِلَ الَّذِىْ إِذَا قُطِعَتْ رَحِمُهٗ وَصَلَهَا એટલે કે તે વ્યક્તિ સીલારહમી કરનારો નથી જે માત્ર સમાન બદલો આપે બલકે સીલારહમી

કરનારો તે છે કે જ્યારે સામા પક્ષ તરફથી સંબંધ કાપવાનો વ્યવહાર કરવામાં આવે તો આ વ્યક્તિ ભેગા થવાનું અને જોડવાનું કામ કરે. *(ઈબ્ને કસીર)*

أُولَٰئِكَ الَّذِينَ لَعَنَهُمُ اللَّهُ એટલે કે એવો વ્યક્તિ જે જમીનમાં ફસાદ (અરાજકતા) ફેલાવે અને સગાઈ સંબંધોને કાપી નાંખે તેના ઉપર અલ્લાહ તઆલાએ ફિટકાર વરસાવ્યો છે, એટલે કે પોતાની રહમત તેનાથી દૂર કરી દીધી છે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ જ આયતના આધારે ઉમ્મુલ વલદના સોદાને હરામ ઠરાવ્યો, એટલે કે તે ગુલામ કનીઝ જેનાથી કોઈ અવલાદ પેદા થઈ ચૂકી હોય તેને ખરીદવી તે અવલાદથી સંબંધ કાપવાનું માધ્યમ છે જે લા'નતનું કારણ છે એટલા માટે ઉમ્મે વલદ (સંતાનવાળી કનીઝ)ને ખરીદવી હરામ ઠરાવી દીધી. *(રવાહુ હાકિમ ઈબ્નુલ મંઝર અને બુરયદહ દ્વારા)*

**કોઈ ચોક્કસ વ્યક્તિ ઉપર ફિટકાર કરવાનો હુકમ અને યઝીદ ઉપર લા'નતાન કરવાનો ખુલાસો :**

હઝરત ઈમામ અહમદ (રહ.)ના પુત્ર અબ્દુલ્લાહે તેમને યઝીદ ઉપર ફિટકાર વરસાવવાની પરવાનગી વિશે સવાલ કર્યો તો તેમણે કહ્યું કે તે વ્યક્તિ ઉપર કેમ ફિટકાર કરવામાં ન આવે જેના ઉપર અલ્લાહ તઆલાએ પોતાની કિતાબમાં લા'નત કરી છે ? પુત્રએ વિનંતી કરી કે મેં તો સંપૂર્ણ કુર્આન પઢ્યું છે તેમાં ક્યાંય યઝીદ ઉપર લા'નત નથી આવી, તેમણે આ આયત પઢી અને કહ્યું કે યઝીદથી વધારે સગાઈ સંબંધો તોડવાની પ્રવૃત્તિ કોણે કરી હશે જેણે રસૂલે કરીમ ﷺના સગપણ અને રિશ્તેદારીની પણ મર્યાદા ન જાળવી પરંતુ જમહૂર ઉમ્મતના મતે કોઈ નિશ્ચિત વ્યક્તિ ઉપર ફિટકાર વરસાવવો જાઈઝ નથી જ્યાં સુધી કે તેનું કુફ્ર ઉપર મોત વિશ્વાસપૂર્વક સાબિત ન થાય, હા ! જાહેર પરિસ્થિતિઓના આધારે લા'નત કરવી જાઈઝ છે જેમકે, لَعْنَةُ اللَّهِ عَلَى الْكَاذِبِينَ (જૂઠાઓ ઉપર અલ્લાહની લા'નત થાય) અને لَعْنَةُ اللَّهِ عَلَى الْمُفْسِدِينَ (ફસાદખોરો ઉપર અલ્લાહની લા'નત થાય) એ જ પ્રમાણે لَعْنَةُ اللَّهِ عَلَى قَاطِعِ الرَّحِمِ (સગાઈ સંબંધો અને રિશ્તેદારીઓ તોડનારાઓ ઉપર અલ્લાહની લા'નત થાય) વગેરે... રૂહુલ મઆનીમાં આ સ્થળે આ વિષય ઉપર વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે.

*(રૂહુલ મઆની, પેજ : ૭૨, જિલ્દ : ૨૬)*

أَمْ عَلٰى قُلُوْبٍ اَقْفَالُهَا માં દિલો ઉપર તાળું લગાવી દેવાનો એ જ અર્થ છે જેને બીજી આયતોમાં خَتَمَ (ખત્મ) અને طَبَعَ (તબઅ્) એટલે કે મહોર લાગી જવાથી ઓળખાવવામાં આવ્યું અને તેનાથી ભાવાર્થ દિલનું કઠણ થઈ જવું અને એવું નઠોર બની જવું છે કે ભલાને બુરૂં અને બુરાને ભલું સમજવા લાગે, લાપરવાહી સાથે સતત ગુનાહોમાં લાગેલા રહેવું સામાન્ય રીતે તેનું કારણ હોય છે. નઊઝુબિલ્લાહ.

اَلشَّيْطٰنُ سَوَّلَ لَهُمْ ؕ وَاَمْلٰى لَهُمْ તેમાં શયતાન તરફ બે કામોનો સંબંધ જોડવામાં આવ્યો છે, એક تَسْوِيْل (તસ્વીલ) જેનો અર્થ એ છે કે ખરાબ બાબતોને અથવા ખરાબ કર્મોને કોઈની નજરોમાં સારા અથવા શણગારી દેવા. બીજો اِمْلَاء (ઈમ્લાઅ્) છે જેનો અર્થ "મહોલત અથવા મુદ્દત આપવાનો" છે તેનો ભાવાર્થ એ છે કે શયતાને પ્રથમ તો તેમના ખરાબ કર્મોને તેમની નજરોમાં ભલા અને શણગારીને બતાવ્યા પછી તેમને એવી લાંબી લાંબી ઈચ્છાઓ અને ઉમ્મીદોમાં ઊલઝાવી રાખ્યા જે પૂરી થનાર નથી.

اَمْ حَسِبَ الَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَنْ لَّنْ يُّخْرِجَ اللّٰهُ اَضْغَانَهُمْ માં શબ્દ اَضْغَانٌ (અદ્ગાન) એ ضِغْنٌ (દગન)નું બહુવચન છે જેનો અર્થ ગુપ્ત દુશ્મની, ઈર્ષ્યા અને મનમાં મેલ રાખવાનો થાય છે. મુનાફિકો જેઓ ઈસ્લામનો દા'વો કરતા હતા તથા જાહેરમાં રસૂલે કરીમ ﷺ સાથે મહોબ્બતનો દેખાડો અને ગુપ્તપણે દુશ્મનાવટ અને મનમાં મેલ રાખતા હતા તેમના વિશે નાઝિલ થયું કે આ લોકો અલ્લાહ રબ્બુલ આલમીનને આલિમુલ ગય્બ (ગુપ્ત વાતોનો જાણકાર) જાણવા છતાં એ વાતથી કેમ નચિંત છે કે અલ્લાહ તઆલા તેમના ગુપ્ત રહસ્યો અને ગુપ્ત અદાવતોને લોકો ઉપર જાહેર કરી આપે, ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ સૂરએ બરાઅતમાં તેમના આવા અમલો, પ્રવૃત્તિઓ અને હરકતોની જાણ કરી દીધી, જેનાથી મુનાફિકોના દોગલાપણાની જાણ થઈ જાય અને તેઓ ઓળખાય જાય એટલા જ માટે સૂરએ બરાઅતને فَاضِحَة (ફાઝિહહ) પણ કહેવામાં આવે છે એટલે કે "અપમાનિત કરનાર" કારણ કે તેમાં મુનાફિકોની ખાસ ખાસ નિશાનીઓ જાહેર કરી દેવામાં આવી છે.

وَلَوْ نَشَآءُ لَاَرَيْنٰكَهُمْ فَلَعَرَفْتَهُمْ بِسِيْمٰهُمْ એટલે કે જો અમે ઈચ્છીએ તો

તમને મુનાફિકો વીણી વીણીને બતાવી આપીએ અને તેમનો એવો વેશ બતાવીએ જેનાથી તમે દરેક મુનાફિકને વ્યક્તિગત રીતે ઓળખી લો, કુર્આને આ વિષયને لَوْ (લવ) શબ્દ દ્વારા વર્ણન કર્યો છે જેનો ઉપયોગ એવી શરત માટે થાય છે જે ઉપસ્થિત ન થયું હોય એટલા માટે આયતનો અર્થ એ થાય છે કે જો અમે ઇચ્છયું હોત તો દરેક મુનાફિક તમને વ્યક્તિગત રીતે નિશ્ચિત કરીને બતાવી આપ્યા હોત પરંતુ અમે હિકમત અને હિત તથા પોતાના ધૈર્ય અને સહનશીલતાના કારણે તેમને એ રીતે અપમાનિત કરવાનું પસંદ કર્યું નહીં જેથી નિયમ એ કાયમ રહે કે તેમની બધી જ પ્રવૃત્તિઓને તેમના જાહેર જીવન ઉપર લાગુ પાડવામાં આવે અને તેમની અંતરમનની પરિસ્થિતિ તથા દિલમાં છુપાવેલ ગુપ્ત બાબતોને માત્ર સર્વજ્ઞ અને બધી જ ખબર રાખનાર અલ્લાહ તઆલાને સોંપવામાં આવે, અલબત્ત તમને અમે એવી સમજણ આપી દીધી છે કે તમે મુનાફિકને પોતે તેમની વાતચીતથી ઓળખી લો. وَلَتَعْرِفَنَّهُمْ فِي لَحْنِ الْقَوْلِ નો આ જ ભાવાર્થ છે. *(ઇબ્ને કષીર)*

હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ કોઈ વસ્તુ પોતાના દિલમાં છુપાવે છે અલ્લાહ તઆલા તેને તેના ચહેરાથી અને તેની ભાષાની ઢબથી જાહેર કરી આપે છે, એટલે કે વાતચીત દરમિયાન તેનાથી અમુક એવા વાક્યો નીકળી જાય છે જેનાથી તેના દિલનું રહસ્ય જાહેર થઈ જાય છે, એવી જ એક હદીષમાં આવ્યું છે કે જે વ્યક્તિ પોતાના દિલમાં કોઈ વાત છુપાવે છે અલ્લાહ તઆલા તેના અસ્તિત્વ ઉપર તે વસ્તુની ચાદર ઓઢાડી દે છે, જો તે વસ્તુ કોઈ સારી ભલી છે તો તે જાહેર થઈને રહે છે અને જો બુરી છે તો તે પણ જાહેર થઈને રહે છે. અમુક હદીષની રિવાયતોમાં એવું પણ આવ્યું છે કે મુનાફિકોની એક જમાઅતની આપ ﷺને વ્યક્તિગત રીતે જાણકારી પણ આપી દેવામાં આવી હતી જેમકે મુસ્નદે અહમદમાં ઉકબા બિન અમ્ર (રદિ.)ની હદીષમાં છે કે આપ ﷺએ એક ખુત્બામાં ખાસ ખાસ મુનાફિકોના નામ લઈને તેમને મજલિસમાંથી ઉઠાડી મૂક્યા તેમાં ૪૬ વ્યક્તિઓના નામ ગણવામાં આવ્યા છે. *(ઇબ્ને કષીર)*

حَتّٰى نَعْلَمَ الْمُجٰهِدِيْنَ مِنْكُمْ અલ્લાહ તઆલાનું તો અઝલથી દરેક વ્યક્તિના કર્મો અને પ્રવૃત્તિઓનું સર્વત્ર છવાયેલું ઇલ્મ અઝલી અને સદાસર્વદા છે તથા કાયમી છે, અત્રે ઇલ્મથી ભાવાર્થ તેનું અસ્તિત્વમાં આવવું અને જાહેર થવું

થાય છે, એટલે કે જે વસ્તુ અલ્લાહ તઆલાના જ્ઞાનમાં પહેલેથી હતી તે ઉપસ્થિત અને જાહેર થઈને વાસ્તવિક જ્ઞાનમાં આવી જાય. વલ્લાહુ અઅ્લમુ. *(ઈબ્ને કસીર)*

------------

## આયતો : (સૂરએ મુહમ્મદ : આયત નં. ૩૨ થી ૩૮)

إِنَّ الَّذِينَ كَفَرُوا وَصَدُّوا عَنْ سَبِيلِ اللَّهِ وَشَاقُّوا الرَّسُولَ مِنْ بَعْدِ مَا تَبَيَّنَ
لَهُمُ الْهُدَىٰ لَنْ يَضُرُّوا اللَّهَ شَيْئًا وَسَيُحْبِطُ أَعْمَالَهُمْ ﴿٣٢﴾ يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا
أَطِيعُوا اللَّهَ وَأَطِيعُوا الرَّسُولَ وَلَا تُبْطِلُوا أَعْمَالَكُمْ ﴿٣٣﴾ إِنَّ الَّذِينَ كَفَرُوا وَصَدُّوا
عَنْ سَبِيلِ اللَّهِ ثُمَّ مَاتُوا وَهُمْ كُفَّارٌ فَلَنْ يَغْفِرَ اللَّهُ لَهُمْ ﴿٣٤﴾ فَلَا تَهِنُوا وَتَدْعُوا
إِلَى السَّلْمِ وَأَنْتُمُ الْأَعْلَوْنَ وَاللَّهُ مَعَكُمْ وَلَنْ يَتِرَكُمْ أَعْمَالَكُمْ ﴿٣٥﴾ إِنَّمَا
الْحَيَاةُ الدُّنْيَا لَعِبٌ وَلَهْوٌ وَإِنْ تُؤْمِنُوا وَتَتَّقُوا يُؤْتِكُمْ أُجُورَكُمْ وَلَا يَسْأَلْكُمْ
أَمْوَالَكُمْ ﴿٣٦﴾ إِنْ يَسْأَلْكُمُوهَا فَيُحْفِكُمْ تَبْخَلُوا وَيُخْرِجْ أَضْغَانَكُمْ ﴿٣٧﴾ هَا أَنْتُمْ
هَٰؤُلَاءِ تُدْعَوْنَ لِتُنْفِقُوا فِي سَبِيلِ اللَّهِ فَمِنْكُمْ مَنْ يَبْخَلُ وَمَنْ يَبْخَلْ فَإِنَّمَا
يَبْخَلُ عَنْ نَفْسِهِ وَاللَّهُ الْغَنِيُّ وَأَنْتُمُ الْفُقَرَاءُ وَإِنْ تَتَوَلَّوْا يَسْتَبْدِلْ قَوْمًا
غَيْرَكُمْ ثُمَّ لَا يَكُونُوا أَمْثَالَكُمْ ﴿٣٨﴾



## તરજુમો :

*બેશક જે લોકો કાફિર થયા અને તેમણે અલ્લાહના માર્ગથી અટકાવ્યા અને રસૂલથી વિરોધી થઈ ગયા એ પછી કે તેમના ઉપર સીધો માર્ગ જાહેર થઈ ચૂક્યો, તેઓ અલ્લાહનું કંઈ બગાડી શકશે નહીં અને તે તેમના બધા કર્મો બેકાર કરી દેશે. (૩૨) હે ઈમાનવાળાઓ ! અલ્લાહના હુકમ ઉપર ચાલો અને રસૂલના હુકમ ઉપર અને પોતાના કરેલા કર્મો બરબાદ ન કરો. (૩૩) જે લોકો કાફિર થયા અને લોકોને અલ્લાહના માર્ગથી અટકાવ્યા, પછી મૃત્યુ પામ્યા અને તેઓ કાફિર જ રહ્યા તો તેમને અલ્લાહ કદાપિ મા'ફ કરશે નહીં.*

*(૩૪) બસ તમે હિંમત ન હારો અને સુલેહ (માટે) ન પોકારવા લાગો અને તમે જ વિજયી રહેશો અને અલ્લાહ તમારી સાથે છે અને તમને તમારા કર્મોમાં નુકસાન આપશે નહીં. (૩૫) આ દુનિયાનું જીવવું તો ખેલ અને તમાશો છે અને જો તમે ઈમાન લાવશો અને બચીને ચાલશો તો (અલ્લાહ) તમને તમારો બદલો આપશે અને તમારી પાસેથી તમારો માલ નહીં માંગે. (૩૬) જો તે તમારી પાસેથી માલ માંગે, પછી તમને તંગ કરે તો કંજૂસી કરવા લાગો અને (અલ્લાહ) તમારા દિલની ગુપ્ત બાબતો જાહેર કરી આપે. (૩૭) તમે લોકો સાંભળો છો ! તમને બોલાવે છે કે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો, પછી તમારામાં કોઈ એવો છે કે આપતો નથી અને જે કોઈ આપશે નહીં બસ તમને આપશે નહીં; અને અલ્લાહ ગની (બે નિયાઝ) છે અને તમે મોહતાજ છો અને જો તમે ફરી જશો તો તમારા સિવાય અન્ય લોકો બદલી નાંખશે, પછી તેઓ તમારા જેવા હશે નહીં. (૩૮)*



**તફસીર :**

બેશક ! જે લોકો કાફિર થયા અને તેમણે (અન્યોને પણ) અલ્લાહના માર્ગ (એટલે કે સત્ય દીન)થી રોક્યા અને રસૂલ (ﷺ)નો વિરોધ કર્યો તે પછી કે તેમને (દીનનો) માર્ગ (તાર્કિક દલીલોથી મુશ્રિકો માટે અને વર્ણન કરેલ દલીલોથી પણ અહલે કિતાબ માટે) નજર આવી ચૂક્યો હતો, આ લોકો અલ્લાહ(ના દીન)ને કંઈ નુકસાન પહોંચાડી શકશે નહીં (બલકે આ દીન દરેક હાલતમાં પૂર્ણ થઈને રહેશે એટલા માટે એ થઈને રહ્યો) અને અલ્લાહ તઆલા તેમના પ્રયત્નોને (કે જે સત્ય દીનને નષ્ટ કરવા માટે કરી રહ્યા છે) ખતમ કરી દેશે, હે ઈમાનવાળાઓ ! અલ્લાહની આજ્ઞાનું પાલન કરો (અને કારણ કે રસૂલે કરીમ ﷺ અલ્લાહનો જ હુકમ બતાવે છે ભલે ખાસ રીતે અલ્લાહની વહીમાં તેનો હુકમ થયો હોય અથવા અલ્લાહની વહીમાં સંપૂર્ણ નિયમ વર્ણન કરવામાં આવ્યો હોય અને એ ખાસ હુકમને રસૂલે કરીમ ﷺએ એ નિયમમાં દાખલ થવાની બીનાએ હુકમ આપ્યો હોય એટલા માટે) રસૂલ (ﷺ)ની (પણ) આજ્ઞાનું પાલન કરો અને (કાફિરોની જેમ અલ્લાહ તઆલા અને રસૂલનો વિરોધ કરીને) પોતાના અમલોને બરબાદ ન કરો (તેની વિગત મસ્અલા અને બોધપાઠ વિભાગમાં આવશે) બેશક ! જે લોકો કાફિર થયા અને એમણે અલ્લાહના માર્ગથી

અટકાવ્યા પછી તેઓ કાફિર જ રહીને મરી ગયા, બસ અલ્લાહ તઆલા તેમને ક્યારેય બખ્શશે નહીં (મા'ફી ન થવી કુફ્રની સાથે صَدُّوا عَنْ سَبِيلِ اللَّهِ શરત નથી, બલકે માત્ર كَفَرُوا إِلَى الْمَوْتِ સુધીની એ જ અસર છે પરંતુ વધારે સ્પષ્ટતા માટે આ વાસ્તવિક શરત વધારવામાં આવી કે હાલના સમયના કાફિરોના સરદારોમાં એવી વૃત્તિ પણ ખરેખર હતી, આગળ મો'મિનોના વખાણ અને કાફિરોનો ફિટકાર એક રૂપક સ્વરૂપે છે કે જ્યારે જાણ થઈ કે મુસલમાન અલ્લાહ તઆલાના પ્યારા અને કાફિરો તિરસ્કૃત છે) તો (હે મુસલમાનો !) તમે (કાફિરોના મુકાબલામાં) હિંમત ન હારો અને (હિંમત હારીને તેમને) સુલેહ તરફ ન બોલાવો અને તમે જ વિજયી રહેશો (અને તેઓ પરાજિત થશે કારણ કે તમે પ્યારા છો અને તેઓ તિરસ્કૃત છે) અને અલ્લાહ તમારી સાથે છે (આ તો દુનિયાની સફળતા થઈ) અને (આખિરતની સફળતા એ હશે કે અલ્લાહ તઆલા) તમારા અમલો(ના સવાબ)માં કદાપિ કમી કરશે નહીં (આ તો હિંમત વધારીને જિહાદનું પ્રોત્સાહન હતું, આગળ દુનિયા નષ્ટ થનાર હોવાનું વર્ણન કરીને જિહાદનું પ્રોત્સાહન અને અલ્લાહ તઆલા માટે ખર્ચ કરવાની પ્રસ્તાવના છે કે) આ દુનિયાની જિંદગી તો માત્ર એક ખેલતમાશો છે (જો તેના જાન અને માલને પોતાના લાભ માટે બચાવવા છે તો તે ફાયદો કેટલા દિવસનો છે અને તેનો શું મતલબ !?) અને જો તમે ઈમાન અને પરહેઝગારી અપનાવો (જેમાં જાન અને માલથી જિહાદ કરવો પણ સામેલ છે) તો (તમને તે તમારી પાસેથી નફો પહોંચાડશે એ રીતે કે) તમને તમારો બદલો અર્પણ કરશે અને (તમારી પાસેથી કોઈ નફાની માંગણી ન કરશે એટલા માટે) તમારી પાસેથી તમારો માલ (સુદ્ધાં પણ જો કે તે પ્રાણ કરતા ઓછો કિંમતી છે પોતાના લાભ માટે) માંગશે નહીં (જ્યારે કે તમારાથી એવી વસ્તુની માંગણી કરતો નથી જેનું આપવું સરળ છે તો પ્રાણ જેનું આપવું મુશ્કેલ છે તે શા માટે માંગશે ? એટલા માટે જાહેર છે કે આપણા પ્રાણ અને માલને ખર્ચ કરવાથી અલ્લાહ તઆલાને કોઈ લાભ નથી અને ન જ એ શક્ય છે, જેમકે અલ્લાહ તઆલા કહે છે وَهُوَ يُطْعِمُ وَلَا يُطْعَمُ એટલા માટે) જો (કસોટી સ્વરૂપે) તમારી પાસેથી તમારો માલ માંગે પછી અંતિમ દરજ્જા સુધી તમારી પાસેથી માંગતો રહે (એટલે કે બધા માલની માંગણી કરવા લાગે) તો તમે (એટલે કે તમારામાંથી ઘણા) કંજૂસી કરવા લાગો (એટલે કે આપવાનું પસંદ ન કરો) અને (એ વખતે)

અલ્લાહ તઆલા તમારી નાપસંદગીને જાહેર કરી આપે (એટલે કે ન આપવાની પ્રવૃત્તિ જાહેર છે અને અંદરની નાપસંદગી અથવા અણગમો ખુલી જાય એટલા માટે આ શક્યતા પણ ઉપસ્થિત કરવામાં આવી નહીં અને) હા ! તમે લોકો એવા છો કે તમને અલ્લાહના માર્ગમાં (જેનો લાભ તમને જ થવો ચોક્કસ છે, થોડો માલનો ભાગ) ખર્ચ કરવા માટે બોલાવવામાં આવે છે (અને બાકી માલને મોટે ભાગે તમારા કબ્જામાં છોડી દેવામાં આવે છે) બસ (એના ઉપર પણ) તમારામાંથી અમુક એવા છે જેઓ કંજૂસી કરે છે અને (એટલે કે પોતે જ પોતાને તેના કાયમી લાભથી વંચિત રાખે છે નહિતર) અલ્લાહ તો કોઈનો મોહતાજ નથી (જેથી એને નુકસાનની સંભાવના જ નથી) અને (બલકે) તમે બધા (તેના) મોહતાજ છો (અને તમારી આ મોહતાજીને ધ્યાનમાં રાખીને તમને માલ ખર્ચ કરવાનો હુકમ આપવામાં આવ્યો, કારણ કે આખિરતમાં તમને સવાબની જરૂરત હશે અને તેનો પ્રાપ્ત કરવાનો તરીકો અમલો જ છે અને) જો તમે (અમારા હુકમોથી) મોઢું ફેરવશો તો અલ્લાહ તઆલા તમારી જગ્યાએ બીજી કોમ પેદા કરી આપશે (અને) પછી તેઓ તમારા જેવી (પીઠ ફેરવનારા) હશે નહીં (બલકે ખૂબ જ આજ્ઞાપાલક હશે, આ કામ તેમની પાસેથી લેવામાં આવશે અને એ રીતે આ હિકમત પૂર્ણ થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ આ આયત પણ મુનાફિકો અને બનુ કુરયઝાના તથા બની નઝીરના યહૂદીઓ વિશે નાઝિલ થઈ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આ તે મુનાફિકો વિશે છે જેમણે ગઝ્વએ બદ્રના પ્રસંગે કુરૈશના કાફિરોની એ રીતે મદદ કરી કે તેમનામાંથી ૧૨ વ્યકિતઓએ તેમના આખા લશ્કરનું જમવાનું પોતાના માથે લઈ લીધું હતું, દરરોજ તેમનામાંથી એક વ્યક્તિ કાફિરોના લશ્કરની ખાવાની વ્યવસ્થા કરતો હતો.

وَسَيُحْبِطُ اَعْمَالَهُمْ અત્રે حَبِطَ اَعْمَالُ નો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે તેમની ઈસ્લામ વિરુદ્ધની કોશીશો સફળ ન થવા દે, બલકે વ્યર્થ અને નષ્ટ કરી નાંખે જેમકે તફસીરના ખુલાસામાં લખવામાં આવ્યું છે અને આ અર્થ પણ હોઈ શકે છે કે તેમના કુફ્ર અને નિફાકના કારણે તેમના નેક અમલ દાખલા તરીકે

સદકહ અને ખયરાત વગેરે સૌ બેકાર થઈ જશે, સ્વીકૃત થશે નહીં. وَلَا تُبْطِلُوا أَعْمَالَكُمْ કુર્આને કરીમે આ સ્થળે حَبْطِ أَعْمَالْ ના બદલે إِبْطَالِ أَعْمَالْ નો શબ્દ વાપર્યો છે જેનો ભાવાર્થ ઘણો જાહેર છે, કારણ કે إِبْطَالْ (ઈબ્તાલ)નું એક સ્વરૂપ તો એ છે જે કુફ્રના કારણે સામે આવે છે જેને આયતમાં حَبْطِ أَعْمَالْ (હબ્તિ અઅ્માલ)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે, કારણ કે અસલી કાફિરનો કોઈ અમલ કુફ્રના કારણે સ્વીકૃત જ નથી અને જે ઈસ્લામ લાવ્યા પછી મુર્તદ થઈ ગયો તો ઈસ્લામ લાવવાના સમયકાળના અમલો જો કે સ્વીકૃતિને લાયક હતા પરંતુ તેના કુફ્ર અને મુર્તદપણાએ એ બધા અમલોને પણ બેકાર કરી દીધા.

અમલો વ્યર્થ થવાનું બીજું સ્વરૂપ એ પણ છે કે અમુક નેક અમલો માટે અમુક બીજા નેક અમલો શરત સ્વરૂપે છે, જે વ્યક્તિએ આ શરતને બરબાદ કરી નાંખી તો તેનો એ અમલ બેકાર થઈ ગયો જે આ શરત સાથે જોડાયેલ હતો, દાખલા તરીકે દરેક નેક અમલ સ્વીકૃત થવાની શરત એ છે કે તે માત્ર અલ્લાહ તઆલા માટે હોય દેખાડો અથવા નામના તેમાં સામેલ ન હોય, એટલે કે માત્ર લોકોને બતાવવા અથવા સંભળાવવા માટે એ અમલ ન કર્યો હોય. કુર્આને કરીમનો ઈરશાદ છે, وَمَا أُمِرُوا إِلَّا لِيَعْبُدُوا اللَّهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ અને બીજી જગ્યાએ ફરમાવ્યું, أَلَا لِلَّهِ الدِّينُ الْخَالِصُ તો જે વ્યક્તિના નેક અમલો નામના અને દેખાડા માટે હોય તેના અમલ અલ્લાહ સમીપ બેકાર થઈ જશે, એ જ પ્રમાણે સદકાઓ વિશે પોતે કુર્આને ખુલાસો કર્યો, لَا تُبْطِلُوا صَدَقَاتِكُمْ بِالْمَنِّ وَالْأَذَىٰ એટલે કે પોતાના સદકાઓને અહેસાન જતાવીને અથવા ગરીબોને કષ્ટ આપીને બેકાર ન કરો, જાણ થઈ કે જેણે સદકહ આપીને ગરીબ ઉપર અહેસાન જતાવ્યું અથવા તેને કોઈ અન્ય રીતે કષ્ટ પહોંચાડયું તેનો સદકહ બેકાર છે, હસન બસરી (રહ.)ના નિવેદનનો આ જ ભાવાર્થ હોઈ શકે છે જે તેમણે આ આયતની તફસીરમાં વર્ણન કર્યો કે પોતાની નેકીઓને ગુનાહો દ્વારા બેકાર ન કરો જેમકે ઈબ્ને જુરયૂજ (રહ.)નું નિવેદન છે, بِالرِّيَاءِ وَالسُّمْعَةِ અને મકાતિલ (રહ.) વગેરેએ ફરમાવ્યું, بِالْمَنِّ કારણ કે અહલે સુન્નત વલ જમાઅતની સર્વસહમતીએ કુફ્ર અને શિર્ક સિવાય કોઈ ગુનોહ જો ભલે તે કબીરહ હોય એવો નથી જે મો'મિનના બધા જ નેક કર્મોને બેકાર અને વ્યર્થ કરી દે, દાખલા તરીકે કોઈ વ્યક્તિએ ચોરી કરી લીધી અને તે નમાઝ તથા રોઝાનો પાબંદ છે તો શરઈ રીતે

તેને એવું કહેવામાં આવશે નહીં કે તારી નમાઝ અને રોઝા પણ બેકાર થઈ ગયા તેની કઝા કર, એટલા માટે ગુનાહોથી અમલોના બેકાર કે વ્યર્થ જવાનો ભાવાર્થ એવા જ ગુનાહો હશે જેના ન કરવા ઉપર અમલની સ્વીકૃતિનો આધાર છે, જેમકે દેખાડો અને નામના કે તેનું ન હોવું દરેક નેક અમલની સ્વીકૃતિની શરત છે અને એ પણ શક્ય છે કે હઝરત હસન બસરી (રહ.)ના નિવેદનમાં અમલો બેકાર થવાથી ભાવાર્થ નેક અમલોની બરકતોથી વંચિતતા છે, અમલનું પોતે બરબાદ થઈ જવું ભાવાર્થ સ્વરૂપે ન હોય તો એ બધા જ ગુનાહો માટે શરત સ્વરૂપે છે જે વ્યક્તિના અમલોમાં ગુનાહનું પ્રમાણ છવાયેલું હોય તો તેના થોડા નેક અમલોમાં પણ તે બરકત નથી હોતી કે તેને અઝાબથી બચાવી લે, બલકે તે પોતાના અમલોની સજા નિયમ પ્રમાણે ભોગવશે પરંતુ અંતે પોતાના ઈમાનની બરકતથી સજા ભોગવ્યા પછી છુટકારો પામશે.

**મસ્અલો :**

અમલો બેકાર થઈ જવાનું ત્રીજું સ્વરૂપ એ પણ છે કે કોઈ નેક અમલ કરીને તેનો ઈરાદો બદલી નાંખે, દાખલા તરીકે નફલ નમાઝ અથવા રોઝા શરૂ કરે પછી કોઈ કારણ વિના જ તેનો ઈરાદો બદલી નાંખે તે પણ આ આયત દ્વારા નાજાઈઝ ઠર્યું. ઈમામે આ'ઝમ અબૂહનીફહ (રહ.)નો આ જ મત છે કે જે નેક અમલો શરૂઆતમાં ફરજ અથવા વાજિબ ન હતા પરંતુ કોઈએ તેને શરૂ કરી દીધા તો તેને પૂર્ણ કરવું આ આયતની રૂએ વાજિબ થઈ ગયું જેથી અમલ બેકાર થઈ જવાનો ભોગ ન બને. જો કોઈએ એવો અમલ શરૂ કરીને વિના કારણે છોડી દીધો અથવા તો ઈરાદાપૂર્વક તેને તોડી નાંખ્યો તો તે ગુનેહગાર પણ થશે અને તેના માથે કઝા પણ વાજિબ છે. ઈમામ શાફઈ (રહ.) નજીક ન તો કઝા જરૂરી છે અને ન જ તેના તોડી નાંખવાથી ગુનેહગાર થશે, કારણ કે જ્યારે શરૂઆતમાં આ અમલ ફરજ અથવા વાજિબ ન હતો તો પાછળથી પણ ફરજ અથવા વાજિબ નથી જેને છોડવાથી અથવા તોડી નાંખવાથી ગુનોહ થાય પરંતુ હનફીઓના મતે પ્રસ્તુત આયતના શબ્દો જાહેર છે, દરેક નેક કાર્યને તે સામેલ કરે છે ભલે તે પ્રથમથી ફરજ અથવા વાજિબ હોય અથવા તો નફલ સ્વરૂપે કરવાનું શરૂ કર્યું હોય તો શરૂ કરવાથી તે નફલ અમલ પણ વાજિબ થઈ ગયો, તફસીરે મઝહરીમાં આ સ્થળે ઘણી હદીસો દ્વારા આ ચર્ચા વિગતવાર લખવામાં આવી છે.

إِنَّ الَّذِينَ كَفَرُوا وَصَدُّوا عَنْ سَبِيلِ اللَّهِ ثُمَّ مَاتُوا وَهُمْ كُفَّارٌ એ જ શબ્દો સાથે એ હુકમ હમણા પ્રથમ આવી ચૂક્યો છે, તેનું પુનરાવર્તિત વર્ણન એટલા માટે છે કે પહેલી આયતમાં કાફિરોના દુનિયવી નુકસાનનું વર્ણન થયું છે અને આ આયતમાં તેમના આખિરતના નુકસાનને બતાવવું મંજૂર છે, જેમકે તફસીરના ખુલાસામાં નકલ કરવામાં આવ્યું છે અને એવું પણ હોઈ શકે છે કે પ્રથમ આયતમાં તો સામાન્ય કાફિરોનું વર્ણન હતું જેમાં તે લોકો પણ સામેલ હતા જેઓ પાછળથી મુસલમાન થઈ ગયા તેમનો હુકમ એ આવ્યો કે જે નેક કાર્યો તેમણે કુફ્રની હાલતમાં કર્યા હતા તે બધા બેકાર થઈ ગયા, ઈસ્લામ લાવ્યા પછી પણ તે પાછલા કર્મોનો સવાબ મળશે નહીં અને આ આયતમાં એવા કાફિરોનું ખાસ સ્વરૂપે વર્ણન છે કે જેઓ મૃત્યુ સુધી કુફ્ર અને શિર્ક ઉપર જ અડગ રહ્યા કે તેમનો હુકમ એ છે કે આખિરતમાં તેમને કદાપિ મા'ફી મળશે નહીં. વલ્લાહુ અઅ્લમુ.

فَلَا تَهِنُوا وَتَدْعُوا إِلَى السَّلْمِ આ આયતમાં કાફિરોને સુલેહનું આમંત્રણ આપવાની મનાઈ કરવામાં આવી છે અને કુર્આને કરીમમાં બીજે ઠેકાણે ઈરશાદ છે, وَإِنْ جَنَحُوا لِلسَّلْمِ فَاجْنَحْ لَهَا એટલે કે જો કાફિરો સુલેહ તરફ વલણ ધરાવે તો તમે પણ તે તરફ ધરો જેનાથી સુલેહની પરવાનગી હોવાનું જાણ થાય છે એટલા માટે અમુક લોકોએ ફરમાવ્યું કે પરવાનગીવાળી આયત એ શરત સાથે છે કે કાફિરો તરફથી સુલેહ કરવાની શરૂઆત થાય અને આ આયતમાં જેની મનાઈ કરવામાં આવી છે તે એ છે કે મુસલમાનો તરફથી સુલેહની દરખાસ્ત કરવામાં ન આવે તેથી બંને આયતોમાં કોઈ વિરોધાભાસ નથી પરંતુ સાચું એ છે કે મુસલમાનો માટે શરૂઆતમાં પણ સુલેહ કરી લેવી જાઈઝ છે જ્યારે કે મુસલમાનોનું હિત એમાં જોવામાં આવે, માત્ર કાયરતા અને આરામપસંદી તેનું કારણ ન હોય અને આ આયતે શરૂઆતમાં فَلَا تَهِنُوا (ફલા તહિનૂ) કહીને એ તરફ ઈશારો કરી આપ્યો કે, مَمْنُوعٌ તે સુલેહ છે જેનો હેતુ કાયરતા અને અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કરવાથી પલાયન કરવાનું ન હોય, એટલા માટે એમાં પણ કોઈ વિરોધાભાસ નથી કે وَإِنْ جَنَحُوا لِلسَّلْمِ ની આયતના હુકમને એ સ્વરૂપ સાથે શરતી કરવામાં આવે જેમાં સુલેહના અમંત્રણનું કારણ وَهْن એટલે કે આળસ, સુસ્તી કે કાયરતા ન હોય બલકે મુસલમાનોના હિતનો તકાદો હોય. વલ્લાહુ અઅ્લમુ.

وَلَنْ يَّتِرَكُمْ اَعْمَالَكُمْ એટલે કે અલ્લાહ તઆલા તમારા અમલોના બદલામાં કોઈ કમી રાખશે નહીં, ઈશારો એ તરફ છે કે દુનિયામાં કોઈ તકલીફ જો પહોંચી પણ ગઈ તો એનો મહાન સવાબ આખિરતમાં મળવાનો છે એટલા માટે મો'મિન તકલીફની હાલતમાં પણ નિષ્ફળ નથી.

اِنَّمَا الْحَيٰوةُ الدُّنْيَا કારણ કે જિહાદથી રોકનારી વસ્તુ માણસ માટે દુનિયાની મહોબ્બત જ હોઈ શકે છે જેમાં પોતાના પ્રાણની મહોબ્બત, બાળબચ્ચાંની મહોબ્બત, માલ દોલતની મહોબ્બત; બધું જ સામેલ છે. આ આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે આ બધી વસ્તુઓ અંતે નાશ થનારી અને ફના થનારી છે, અત્યારે તેને બચાવી લેવામાં આવે તો પણ શું !? બીજી વખતે તે વસ્તુઓ હાથથી નીકળી જશે એટલા માટે આ નષ્ટ થનાર અને અસ્થાયી વસ્તુઓની મહોબ્બતને આખિરતની કાયમી અને સ્થાયી નેઅ્મતોની મહોબ્બત ઉપર વર્ચસ્વ ન પામવા દો.

وَلَا يَسْـَٔلْكُمْ اَمْوَالَكُمْ આ આયતનો જાહેર ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા તમારી પાસેથી તમારો માલ નથી માંગતો પરંતુ સમગ્ર કુર્આનમાં ઝકાત અને સદકહના હુકમો તથા અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કરવાના અસંખ્ય હુકમો આવ્યા છે અને પોતે ત્યાર પછી બીજી આયતમાં પણ અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કરવાની તાકીદ આવી રહી છે એટલા માટે દેખીતી રીતે આ બંનેમાં વિરોધાભાસ જણાય છે તેથી અમુક લોકોએ لَا يَسْـَٔلْكُمْ નો એ ભાવાર્થ ઠરાવ્યો છે કે અલ્લાહ તઆલા તમારા માલને તમારી પાસેથી કોઈ પોતાના લાભ માટે નથી માંગતો બલકે તમરા જ લાભ માટે માંગે છે જેનું વર્ણન આ આયતમાં પણ يُؤْتِكُمْ اُجُوْرَكُمْ ના શબ્દોથી કરવામાં આવ્યું છે કે તમને જે કંઈ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવા માટે કહેતામાં આવ્યું તે એટલા માટે છે કે આખિરતમાં જ્યાં તમને સૌથી વધારે નેકીઓની આવશ્યકતા હશે તે સમયે આ કરેલો ખર્ચ તમને કામ લાગશે, ત્યાં તમને તેનો બદલો મળશે. પ્રસ્તુત તફસીરના ખુલાસામાં આ જ ભાવાર્થને અપનાવવામાં આવ્યો છે તેનું ઉદાહરણ આ આયત مَا اُرِيْدُ مِنْكُمْ مِّنْ رِّزْقٍ એટલે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે અમે તમારી પાસેથી પોતાના માટે કોઈ રોજી નથી લેતા, ન જ એની અમને જરૂરત છે અને અમુક લોકોએ આ આયતનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે لَا يَسْـَٔلْكُمْ થી ભાવાર્થ

સંપૂર્ણ માલ માંગી લેવો છે. (ઈબ્ને ઉયયનહ દ્વારા, કુર્તુબી) તેનો ઈશારો આગલી આયતમાં છે જેમાં કહેવામાં આવ્યું છે, اِنْ يَّسْـَٔلْكُمُوْهَا فَيُحْفِكُمْ કારણ કે શબ્દ يُحْفِ (યુહ્ફિ) એ اِحْفَاءٌ (ઈહ્ફા)થી બનેલ છે જેનો અર્થ અતિશયોક્તિ અને કોઈ કામમાં અંતિમ કક્ષાએ પહોંચી જવાનો છે, આ બીજી આયતનો ભાવાર્થ સૌના સમીપ એ છે કે જો અલ્લાહ તઆલાએ તમારી પાસેથી તમારો માલ પૂરેપૂરો માંગ્યો હોત તો તમે કંજૂસાઈ કરવા લાગ્યા હોત અને આ હુકમ ઉપર અમલ કરવો તમને નાપસંદ પડ્યું હોત, એટલે સુધી કે તે અદા કરવાના સમયે તમારો આ અણગમો જાહેર થઈ ગયો હોય. ખુલાસો એ છે કે પ્રથમ આયતમાં لَا يَسْـَٔلْكُمْ (લા યસ્અલુહુમ)નો ભાવાર્થ એ જ છે કે જે બીજી આયતમાં فَيُحْفِكُمْ ની શરત સાથે આવ્યો છે તો તે બંને આયતોનો ભાવાર્થ એ થયો કે અલ્લાહ તઆલાએ જે કંઈ માલી ફરજો ઝકાત વગેરે તમારા ઉપર લાગુ પાડી છે પ્રથમ તો તે પોતે તમારા જ ફાયદા માટે છે અલ્લાહ તઆલાનો કોઈ લાભ નથી. બીજું, પછી તે ફરજોમાં અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી તમારા માલનો અમુક થોડો ભાગ ફરજ કર્યો છે જે કોઈ રીતે ગણતરીમાં ન હોવું જોઈએ, ઝકાતમાં ચાલીસમો ભાગ, જમીનના ઉત્પાદનમાં દશમો અથવા વીસમો ભાગ, સો બકરીઓમાંથી એક બકરી; તો જાણ થઈ કે અલ્લાહ તઆલા તમારા પૂરેપૂરા માલની માંગણી નથી કરતો જેનું આપવું નાપસંદ અને તબિયત ઉપર ભારે પડે બલકે આ પ્રમાણે ઓછી માત્રામાં માંગણી કરે છે એટલા માટે તમારી ફરજ છે કે તેને ખુશી ખુશી અદા કર્યા કરો અને આ બીજી આયતમાં જે ઈરશાદ થયો છે, يُخْرِجْ اَضْغَانَكُمْ તેમાં શબ્દ اَضْغَانْ એ ضِغْن નું બહુવચન છે જેનો અર્થ મનનો ગુપ્ત મેલ અને મનમાં છુપાવેલા અણગમાનો થાય છે, આ સ્થળે પણ મનમાં છુપાવેલ અણગમા અને નાપસંદગી ભાવાર્થ છે, એટલે કે સ્વાભાવિક રીતે માનવીને પોતાનો સંપૂર્ણ માલ બખ્શવાનું નાપસંદ હોય છે જેને તે જાહેર પણ કરવા ઈચ્છતો નથી પરંતુ અદા કરવાના સમયે આનાકાની વગેરેથી આ અણગમો ખુલી જ જાય છે, તો કહેવાનો ખુલાસો એ છે કે જો અલ્લાહ તઆલાએ તમારી પાસેથી પૂરેપૂરા માલની માંગણી કરી લીધી હોત તો તમે કંજૂસી કરવા લાગ્યા હોત અને કંજૂસીના કારણે જે નાપસંદગી અને અણગમો તમારા દિલોમાં હોત તે અવશ્ય જાહેર થઈ ગયાં હોત એટલા માટે તેણે તમારા માલમાંથી એક નાનો અને

ઓછો ભાગ તમારા ઉપર ફરજ કર્યો છે તમે તેમાં પણ કંજૂસી કરવા લાગો, એનું જ વર્ણન અંતિમ આયતમાં આ રીતે કરવામાં આવ્યું છે. تُدْعَوْنَ لِتُنْفِقُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ فَمِنْكُمْ مَّنْ يَّبْخَلُ એટલે કે, તમને તમારા માલનો અમુક ભાગ અલ્લાહ માટે ખર્ચ કરવા તરફ આમંત્રણ આપવામાં આવે છે તો તમારામાંથી અમુક એમાં પણ કંજૂસી કરવા લાગે છે, ત્યારબાદ ફરમાવ્યું وَمَنْ يَّبْخَلْ فَاِنَّمَا يَبْخَلُ عَنْ نَّفْسِهٖ ۚ એટલે કે જે વ્યક્તિ તેમાં પણ કંજૂસી કરે છે તે કંઈ અલ્લાહનું નુકસાન નથી કરતો બલકે પોતે જ પોતાની જાતનું નુકસાન આ કંજૂસી દ્વારા કરે છે કે અંતે સવાબથી વંચિતતા અને ફરજ છોડવાનો વબાલ છે, પછી એ જ વાતને વધારે સ્પષ્ટતા સાથે ફરમાવ્યું, وَاللّٰهُ الْغَنِيُّ وَاَنْتُمُ الْفُقَرَآءُ એટલે કે અલ્લાહ તઆલા તો "ગની" છે તમે જ જરૂરિયાતમંદ છો, અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવો પોતે તમારી જરૂરિયાત પૂરી કરવા માટે છે.

وَاِنْ تَتَوَلَّوْا يَسْتَبْدِلْ قَوْمًا غَيْرَكُمْ ثُمَّ لَا يَكُوْنُوْٓا اَمْثَالَكُمْ આ આયતમાં અલ્લાહ તઆલાનું غَنِيُّ الْاَغْنِيَآءِ (ગનિય્યુલ અગ્નિયા) હોવું એ રીતે સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાને તમારા માલની તો શું પોતે તમારા અસ્તિત્વની પણ કોઈ જરૂરત નથી, જો તમે સૌ અમારા હુકમો ઉપર અમલ કરવાનું છોડી દો તો જ્યાં સુધી અમારે દુનિયાને અને તેમાં ઈસ્લામને બાકી રાખવાનો છે અમે પોતાના સત્ય દીનની સુરક્ષા અને પોતાના હુકમોના અમલ માટે બીજી એવી કોમ પેદા કરી આપીશું જે તમારી જેમ શરીઅતના હુકમોથી દૂર ભાગશે નહીં અને મોઢું ફેરવશે નહીં બલકે અમારું સંપૂર્ણ આજ્ઞાપાલન કરશે. હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે એનાથી ભાવાર્થ અજમી (બિનઅરબ) લોકો છે અને હઝરત ઈકરીમાએ ફરમાવ્યું કે તેનાથી ભાવાર્થ ફારસ અને રૉમનો છે અને હઝરત અબૂહુરયરહ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ જ્યારે આ આયતની તિલાવત સહાબએ કિરામ (રદિ.) સામે કરી તો સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તે એવી કઈ કોમ છે કે જો અમે (અલ્લાહ ન ચાહે) દીનના હુકમોથી મોઢું ફેરવવા લાગે તો તે અમારા બદલે લાવવામાં આવશે અને પછી તે અમારી જેમ હુકમોથી મોઢું ફેરવશે નહીં ? રસૂલે કરીમ ﷺએ હઝરત સલમાન ફારસી (રદિ. જેઓ મજલિસમાં મોજૂદ હતા)ની જાંઘ ઉપર હાથ મારીને ફરમાવ્યું કે આ અને એની કોમ ! અને જો

(ધારી લો કે) સત્ય દીન સુરૈયા તારા ઉપર પણ હોત (જ્યાં લોકોનું પહોંચવું મુશ્કેલ હોત) તો ફારસના અમુક લોકો ત્યાં પણ પહોંચીને દીનને પ્રાપ્ત કરત અને એના ઉપર અમલ કરત. *(રવાહુત્તિરમિઝી અને હાકિમ, ઈબ્ને હબ્બાન, મઝહરી)*

શૈખ જલાલુદ્દીન સિયૂતિ (રહ.)એ પોતાની કિતાબ જે ઈમામ અબૂહનીફહ (રહ.)ના જીવનચરિત્ર સ્વરૂપે લખી છે એમાં ફરમાવ્યું છે કે એનાથી ભાવાર્થ ઈમામ અબૂહનીફહ (રહ.) અને તેમના શિષ્યો છે, કારણ કે ફારસના લોકોમાં કોઈ સમૂહ ઇલ્મમાં તેમના મરતબાએ પહોંચ્યો નથી જેના ઉપર ઈમામ અબૂહનીફહ (રહ.) અને તેમના શિષ્યો પહોંચ્યા છે. *(તફસીરે મઝહરીનો હાસિયો)*

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મુહમ્મદ પૂર્ણ થઈ.

શા'બાન શનિવાર હિ.સ. ૧૩૯૨ (અસર પછી)



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મુહમ્મદનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૭ જાન્યુઆરી ૨૦૧૧ મુતાબિક ૨ સફર ૧૪૩૨ હિજરી.

પ્રકરણ (૪૮)

# સૂરએ ફત્હ

સૂરએ ફત્હ મદીનામાં નાઝિલ થઈ તેની ૨૯ આયતો અને ૭ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૧-૨-૩)




## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*નિઃશંક અમે વિજય આપ્યો તમારા માટે એક સ્પષ્ટ વિજય. (૧) જેથી અલ્લાહ તમને મા'ફ કરે તમારી પાછળની અને આગળની (ભવિષ્યની) ભૂલો અને જેથી તમારા ઉપર પોતાનું અહેસાન પૂરું કરે અને તમને સીધા માર્ગ ઉપર ચલાવે. (૨) અને અલ્લાહ તમારી મદદ કરે, ખૂબ શક્તિશાળી મદદ. (૩)*

## તફસીર :

બેશક ! અમે (આ સુલહે હુદૈબિય્યહથી) તમને એક ખુલ્લમ ખુલ્લી ફતેહ આપી (એટલે કે સુલહે હુદૈબિય્યહથી એ ફાયદો થયો કે તે એક ઇચ્છીત વિજય એટલે કે મક્કાના વિજયનું કારણ બની ગયું, આ આધારે આ સુલેહ જ વિજય

બની ગઈ અને ફત્હે મક્કાને ખુલ્લો વિજય એટલા માટે કહેવામાં આવ્યો છે કે આ ફતેહથી શરીઅતે ઈસ્લામની કોઈ સત્તા હેતુ સ્વરૂપે નથી બલકે દીને ઈસ્લામનું વર્ચસ્વ હેતુ સ્વરૂપે હોય છે અને ફત્હે મક્કાથી એ મકસદ એક મોટી હદ સુધી પ્રાપ્ત થઈ ગયો, કારણ કે અરબના બધા જ કબીલાઓ એ વાતની રાહ જોતા હતા કે જો તમે પોતાની કોમ ઉપર વિજય પામી લેશો તો અમે પણ આજ્ઞાપાલન કરીશું, જ્યારે મક્કા ફતેહ થયું તો ચારે તરફથી અરબના કબીલાઓ ઉમટી પડ્યા અને પોતે અથવા પોતાના પ્રતિનિધિમંડળ દ્વારા ઈસ્લામ લાવવાનું શરૂ કર્યું. -રવાહુ બુખારી, ઉમર ઈબ્ને સલમા દ્વારા. -કારણ કે ઈસ્લામના વિજયની મોટી નિશાનીઓ મક્કાના વિજયથી જાહેર થઈ એટલા માટે તેને "ફત્હે મુબીન" કહેવામાં આવ્યું અને "સુલહે હુદૈબિય્યહ" આ મક્કાના વિજયનું કારણ અને માધ્યમ એ રીતે બની ગયું કે મક્કાવાળાઓ સાથે રોજબરોજ લડાઈઓ થતી રહેતી હતી તેના કારણે મુસલમાનોને પોતાની શકિત અને સામાન વધારવાની મહોલત અને ફુરસદ મળતી ન હતી. હુદૈબિય્યહની ઘટનામાં જે સુલેહ થઈ ગઈ તેનાથી શાંતિ સાથે સંતોષપૂર્વક મુસલમાનોએ પ્રયત્નો કર્યા જેનાથી ઘણા નવા લોકો મુસલમાન થઈ ગયા અને મુસલમાનોની સંખ્યા વધી ગઈ તથા ખયબરનો વિજય વગેરેથી સરસામાન પણ ઠીકઠાક થઈ ગયો અને એવા થઈ ગયા કે અન્યો ઉપર દબાણ આવી શકે, પછી કુરૈશ તરફથી કરારભંગ થયો તો રસૂલે કરીમ ﷺ દશ હજાર સહાબએ કિરામ રદિ. સાથે મુકાબલા માટે નીકળ્યા. મક્કાવાળાઓ એ પ્રમાણે પ્રભાવિત થઈ ગયા કે વધારે લડાઈ પણ થઈ નહીં અને તેમણે શરણાગતી સ્વીકારી લીધી અને જે લડાઈ થઈ હતી તે એટલી ઓછી અને નાના પ્રમાણમાં હતી કે ઈલ્મવાળાઓનો તેમાં મતભેદ થઈ ગયો કે મક્કએ મુકર્રમહ સુલેહ વડે ફતહ થયું અથવા યુદ્ધથી ? મતલબ કે આ રીતે આ સુલેહ વિજયનું કારણ બની ગયું એટલા માટે રૂપક સ્વરૂપે આ સુલેહને પણ ફતેહ કહેવામાં આવી જેમાં ફત્હે મક્કાની આગાહી પણ છે. આગળ આ વિજયના દીની અને દુનિયવી લાભો અને બરકતોનું વર્ણન છે કે આ વિજય એટલા માટે પ્રાપ્ત થયો) જેથી (તબ્લીગ અને સત્ય ધર્મની દા'વતમાં આપના પ્રયત્નોનું પરિણામ એ રીતે જાહેર થાય કે ઘણા લોકો ઈસ્લામમાં દાખલ થાય અને એનાથી આપનો સવાબ ઘણો વધી જાય અને સવાબ વધવાથી અને નજદીકી પ્રાપ્ત કરવાની બરકતથી) અલ્લાહ તઆલા

તમારા બધા આગલી પાછલી (સલાહ મશ્વરામાં થયેલ) ભૂલો મા'ફ કરે અને તમારા ઉપર (જે અલ્લાહ તઆલા) પોતાના અહેસાનો (કરતો આવ્યો છે દાખલા તરીકે તમને નુબુવ્વત આપી, કુર્આન આપ્યું, ઘણા બધા જ્ઞાન આપ્યા, ઘણા બધા અમલોનો સવાબ આપ્યો; તે અહેસાનો)ની (ઔર વધારે) પૂર્ણતા કરી આપે (એ રીતે કે આપના હાથ ઉપર ઘણા લોકો ઈસ્લામમાં દાખલ થાય જેનાથી આપનો બદલો અને નજદીકીનું સ્થાન વધારે ઉચ્ચ થાય. આ બે નેઅ્મતો આખિરત સાથે સંબંધ ધરાવે છે) અને (બે નેઅ્મતો દુનિયવી છે, એક એ કે) તમને (કોઈ રોકટોક વિના દીનના) સીધા માર્ગ ઉપર લઈ ચાલે (અને જો કે આપનું સીરાતે મુસ્તકીમ-સીધા માર્ગ ઉપર ચાલવું પહેલેથી જ નિશ્ચિત છે પરંતુ તેમાં કાફિરોનો વિરોધ થતો હતો, હવે એ વિરોધ રહેશે નહીં) અને (બીજી દુનિયવી નેઅ્મત એ છે કે) અલ્લાહ તમને એવો વિજય આપે જેમાં ઈજ્જત જ ઈજ્જત હોય (એટલે કે જેના પછી આપને ક્યારેય કોઈનાથી દબાવું ન પડે એટલા માટે એવું જ થયું કે સમગ્ર અરબ ટાપુ ઉપર આપનું વર્ચસ્વ સ્થપાઈ ગયું).

## મસ્અલા અને બોધપાઠ :

જમહૂર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા તફસીરના ઈમામોના મતે "સૂરએ ફત્હ" સન હિજરી ૬ માં તે સમયે નાઝિલ થઈ જ્યારે કે રસૂલે કરીમ ﷺ મક્કએ મુકર્રમહના ઉમરહ કરવાના ઈરાદે સહાબએ કિરામ (રદિ.)ની જમાઅત સાથે ગયા અને હરમે મક્કા પાસે હુદૈબિય્યહના સ્થળ સુધી પહોંચીને થોભ્યા પરંતુ મક્કાના કુરૈશે આપ ﷺને મક્કામાં પ્રવેશવાથી અટકાવ્યા, પછી એ બાબત ઉપર સુલેહ કરવા માટે તૈયાર થયા કે આ વર્ષે તો તમે પાછા ચાલ્યા જાઓ આગલા વર્ષે આ ઉમરહની કઝા કરી લે. ઘણા સહાબએ કિરામ (રદિ.) ખાસ કરીને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) આ પ્રકારની સુલેહથી નારાજ હતા પરંતુ રસૂલે કરીમ ﷺએ અલ્લાહ તઆલાના ઈશારા પ્રમાણે આ સુલેહને અંતે મુસલમાનો માટે સફળતાનું માધ્યમ સમજીને કબૂલ કરી લીધી જેની વિગત આગળ આવે છે.

જ્યારે રસૂલે કરીમ ﷺએ પોતાના ઉમરહનો અહેરામ ખોલી નાંખ્યો અને હુદૈબિય્યહથી પરત રવાના થયા તો માર્ગમાં આ સૂરત પૂરેપૂરી નાઝિલ થઈ

જેમાં બતાવવામાં આવ્યું કે રસૂલે કરીમ ﷺનું સ્વપ્ન સાચું છે જરૂર થઈને રહેશે પરંતુ તેનો આ વખત નથી, પાછળથી તે વિજયના સમયે થશે અને આ સુલહે હુદૈબિય્યહને "ફત્હે મુબીન" (સ્પષ્ટ વિજય)થી ઓળખાવવામાં આવી કારણ કે આ સુલેહ જ વાસ્તવમાં મક્કાના વિજયનું કારણ બન્યું. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) અને બીજા સહાબા (રદિ.)એ ફરમાવ્યું છે કે તમે લોકો તો ફત્હે મક્કાને ફતેહ કહો છો અને અમે સુલહે હુદૈબિય્યહને ફતેહ સમજીએ છીએ, એ જ પ્રમાણે હઝરત જાબિર (રદિ.)એ ફરમાવ્યું કે, અમે સુલહે હુદૈબિય્યહને ફતેહ સમજીએ છીએ અને હઝરત બરાઅ્ બિન આઝિમ (રદિ.)એ ફરમાવ્યું કે તમે લોકો તો ફત્હે મક્કાને જ ફતેહ સમજો છો અને કોઈ શંકા નથી કે તે ફતેહ છે પરંતુ અમે તો હુદૈબિય્યહની ઘટનાના સમયે બયૂઅતે રિદ્વાનને જ અસલી ફતેહ સમજીએ છીએ જેમાં રસૂલે કરીમ ﷺએ ઉપસ્થિત સહાબા (રદિ.) પાસે જેમની સંખ્યા ૧૪૦૦ હતી એક ઝાડ નીચે જિહાદ કરવાની બયૂઅત (પ્રતિજ્ઞા) લીધી હતી, જેમકે આ જ સૂરતમાં એ બયૂઅતનું વર્ણન પણ આગળ આવી રહ્યું છે. (ઇબ્ને કષીર) અને જ્યારે કે એ જાણ થઈ કે આ સૂરત હુદૈબિય્યહની ઘટનામાં નાઝિલ થઈ છે અને આ ઘટનામાં ઘણા વિભાગો પોતે આ સૂરતમાં વર્ણન પણ થયા છે તેથી યોગ્ય જણાયું કે આ ઘટનાને પ્રથમ વર્ણન કરવામાં આવે, તફસીરે ઇબ્ને કષીરમાં તેની લાંબી વિગત છે અને એનાથી વધારે તફસીરે મઝહરીમાં આ સ્થળે ૧૪ પેજોમાં આ ઘટના પ્રથમથી અંત સુધી વિગતવાર અને સંપાદિત કરેલ પ્રમાણભૂત હદીષની કિતાબોના હવાલા દ્વારા વર્ણન કરવામાં આવી છે જે ઘણા બધા મોઅ્જિઝાઓ અને સુધારણા તથા ઇલ્મી, દીની અને રાજકીય લાભો અને હિકમત ઉપર આધારિત છે. એમાંથી અત્રે આ ઘટનાના માત્ર તે વિભાગો લખવામાં આવે છે જેનું વર્ણન પોતે આ સૂરતમાં કરવામાં આવ્યું છે જેનાથી તેનો ઊંડો સંબંધ છે જેથી આગળ આ આયતોની તફસીર સમજવી સરળ થઈ જાય જે આ કિસ્સા વિશે છે અને આ બધું વર્ણન તફસીરે મઝહરીમાંથી લેવામાં આવ્યું છે અને જે કંઈ બીજી તફસીરમાંથી લેવામાં આવ્યું છે તેનો હવાલો આપી દેવામાં આવ્યો છે.

**હુદૈબિય્યહની ઘટના :**

હુદૈબિય્યહ મક્કા મુકર્રમહથી બહાર હરમની હદોની બિલકુલ પાસે એક

સ્થળ છે જેને આજકાલ "શુમયસી" (Shumaisiyy) કહે છે, આ ઘટના એ સ્થળે બની છે.

**પ્રથમ વિભાગ; રસૂલે કરીમ ﷺનું સ્વપ્ન :**

આ ઘટનાનો એક વિભાગ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હુમૈદ અને ઈબ્ને જરીર તથા બયહકી વગેરેની રિવાયત પ્રમાણે એ છે કે રસૂલે કરીમ ﷺએ મદીનએ તય્યિબહમાં એવું સ્વરૂપ જોયું કે આપ ﷺ મક્કએ મુકર્રમહમાં પોતાના સહાબએ કિરામ (રદિ.) સાથે શાંતિ અને સલામતી સાથે દાખલ થયા અને અહેરામથી ફારેગ થઈને અમુક લોકોએ કાયદા પ્રમાણે માથું મૂંડાવ્યું, અમુકે બાલ કપાવ્યા અને એ કે આપ ﷺ બયતુલ્લાહમાં દાખલ થયા અને બયતુલ્લાહની ચાવી આપ ﷺના હાથમાં આવી, આ એ ઘટનાનો એક વિભાગ છે જેનું વર્ણન આ જ સૂરતમાં આવવાનું છે. (અંબિયા અલૈ.નું સ્વપ્ન પણ વહી હોય છે) એટલા માટે આવી ઘટનાનું ઉપસ્થિત થવું નિશ્ચિત થઈ ગયું પરંતુ આ સ્વપ્નમાં કોઈ સાલ અથવા મહિનો નક્કી કરવામાં આવ્યો ન હતો અને વાસ્તવમાં આ સ્વપ્ન ફત્હે મક્કાના સમયે પૂરું થવાનું હતું પરંતુ જ્યારે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને આ સ્વપ્ન સંભળાવ્યું તો તે બધા મક્કએ મુકર્રમહ જવા માટે અને બયતુલ્લાહનો તવાફ કરવા માટે એવા ઉત્સાહી હતા કે એ લોકોએ તરત જ તૈયારી શરૂ કરી દીધી અને જ્યારે સહાબએ કિરામ (રદિ.)નો એક સમૂહ તૈયાર થઈ ગયો તો રસૂલે કરીમ ﷺએ પણ ઈરાદો કરી લીધો, કારણ કે સ્વપ્નમાં કોઈ ખાસ વર્ષ અથવા મહિનો નિશ્ચિત હતો નહીં તો સંભાવના એ પણ હતી કે અત્યારે આ મકસદ પ્રાપ્ત થઈ જાય. *(બયાનુલ કુર્આન, રૂહુલ મઆનીના હવાલાથી)*

**બીજો વિભાગ; રસૂલે કરીમ ﷺનું સહાબએ કિરામ (રદિ.) અને ગામડાના મુસલમાનોને સાથે આવવા માટે આમંત્રણ આપવું અને અમુકનો ઇન્કાર કરવો :**

ઈબ્ને સઅદ (રદિ.) વગેરેની રિવાયત છે કે જ્યારે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)એ ઉમરહનો ઈરાદો કર્યો તો આપ ﷺને એ ભય સામે હતો કે મક્કાના કુરૈશ શક્ય છે કે ઉમરહ કરવાથી અટકાવે અને એ પણ શક્ય છે કે બચાવમાં યુદ્ધની નોબત પણ આવી જાય તેથી આપ ﷺએ મદીનએ

તય્યિબહના નજીકના એક ગામમાં એ'લાન કરીને તે લોકોને સાથે આવવાનું આમંત્રણ આપ્યું, તેમનામાંથી અમુક એઅ્રાબીઓ (ગામડાના નિવાસીઓ)એ સાથે આવવાથી નકાર કરી દીધો અને કહેવા લાગ્યા કે મુહમ્મદ (ﷺ) અને તેમના સાથીઓ અમને મક્કાના કુરૈશીઓ સાથે લડાવવા ઇચ્છે છે જેઓ શસ્ત્રસરંજામવાળા અને શકિતશાળી છે, તેમનું પરિણામ તો એ આવવાનું છે કે તેઓ આ મુસાફરીએથી જીવતા પાછા નહીં આવે. *(મઝહરી)*

**ત્રીજો વિભાગ; મક્કએ મુકર્રમહ તરફ રવાનગી :**

ઈમામ અહમદ, બુખારી, અબૂદાવુદ અને નસઈ વગેરેની રિવાયતો પ્રમાણે રવાના થતા પહેલાં રસૂલે કરીમ ﷺએ ગુસ્લ કર્યું અને નવા કપડાં શરીર ઉપર ધારણ કર્યા અને પોતાની ઊંટણી કસ્વા ઉપર સવાર થયા. ઉમ્મુલ મુઅ્મિનીન ઉમ્મે સલમા (રદિ.)ને સાથે લીધા અને આપ ﷺની સાથે મુહાજિરો અને અન્સાર તથા ગામડેથી આવનારા લોકોનો મોટો સમૂહ હતો જેમની સંખ્યા ઘણી રિવાયતોમાં ૧૪૦૦ વર્ણન કરવામાં આવી છે અને રસૂલે કરીમ ﷺને સ્વપ્ન પ્રમાણે એમાં કોઈ શંકા ન હતી કે મક્કા આ જ સમયે ફતેહ થઈ જશે જયારે કે તલવાર ઉપરાંત તેમની પાસે અન્ય કોઈ શસ્ત્રો ન હતા, આપ ﷺ પોતાના સહાબએ કિરામ (રદિ.)ની સાથે જિલ્કઅ્દ માસની શરૂઆતમાં સોમવારના દિવસે રવાના થયા અને ઝુલ્હુલયફામાં પહોંચીને અહેરામ બાંધ્યો. *(મઝહરી)*

**ચોથો વિભાગ; મક્કાવાળાઓની મુકાબલા માટે તૈયારી :**

બીજી બાજુ જયારે મક્કાવાળાઓને રસૂલે કરીમ ﷺને સહાબએ કિરામ (રદિ.)ની એક મોટી સંખ્યા સાથે રવાના થવાની ખબર મળી તો તેઓએ એકઠા થઈને પરસ્પર સલાહ મશ્વરો કર્યો કે મુહમ્મદ (ﷺ) પોતાના સાથીઓ સાથે ઉમરહ માટે આવી રહ્યા છે, જો આપણે તેમને મક્કામાં આવવા દીધા તો સમગ્ર અરબમાં એનો પ્રચાર થઈ જશે કે તેઓ આપણા ઉપર વિજય પામીને મક્કા મુકર્રમહ પહોંચી ગયા, જયારે કે આપણા અને તેમના દરમિયાન કેટલાય યુદ્ધો થઈ ચૂકયા છે, સૌએ વચન લીધું કે આપણે એવું કદાપિ થવા દઈશું નહીં અને તેમને રોકવા માટે ખાલીદ બિન વલીદ (જે અત્યાર સુધી મુસલમાન થયા ન

હતા)ની સરદારીમાં એક સમૂહને મક્કાથી બહાર કુર્રાઉલ ધમીમના સ્થળે મોકલી આપ્યા અને આસપાસના ગામડાવાળાઓને પણ સાથે મિલાવી લીધા અને તાઈફનો કબીલો બનુસકીફ પણ તેમની સાથે જોડાઈ ગયો, તેમણે બલદહના સ્થળે પહોંચીને પડાવ નાંખ્યો, તે સૌએ પરસ્પર રસૂલે કરીમ ﷺને મક્કામાં પ્રવેશવાથી અટકાવવા અને આપ ﷺના મુકાબલામાં યુદ્ધ કરવાનું પ્રણ લીધું.

**ખબર પહોંચાડવાની એક આશ્ચર્યકારક સીધી સાદી રીત :**

તે લોકોએ રસૂલે કરીમ ﷺની હાલતથી જાણકાર રહેવા માટે એવી વ્યવસ્થા કરી કે બલદહના સ્થળથી લઈ એક સ્થળ સુધી જ્યાં રસૂલે કરીમ ﷺ પહોંચી ચૂક્યા હતા પહાડોના શિખરો ઉપર અમુક વ્યક્તિઓ બેસાડી દીધા જેથી તેઓ આપ ﷺની સંપૂર્ણ હાલત જોઈને પોતાની નજીકવાળા પહાડવાળાઓને ઊંચા અવાજે બીજા પહાડોવાળા સુધી અને એ જ રીતે ત્રીજા સુધી અને ચોથા સુધી પહોંચાડી આપે, આ રીતે અમુક મિનિટોમાં આપ ﷺની કૂચ અને પરિસ્થિતિની બલદહવાળાઓને જાણ થઈ જતી હતી.

**રસૂલે કરીમ ﷺને ખબર પહોંચાડનારાઓ :**

રસૂલે કરીમ ﷺએ બશર ઈબ્ને સુફિયાનને આગળ મક્કએ મુકર્રમહ મોકલી આપ્યા હતા કે તેઓ ગુપ્ત રીતે મક્કાવાળાઓની હાલત જઈને જુએ અને આપ ﷺને જાણ કરે, તેઓ મક્કાથી પાછા આવ્યા તો મક્કાવાળાઓની આ યુદ્ધની તૈયારીઓ અને સંપૂર્ણ સંઘર્ષની બાબતોની ખબર આપી. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અફસોસ છે કુરૈશ ઉપર કે અનેક યુદ્ધોએ તેમને કોરી ખાધા છે તો પણ તેઓ યુદ્ધથી અટકતા નથી, તેમના માટે તો સારી તક હતી કે તેઓએ મને અને બીજા અરબવાળાઓને સ્વતંત્ર છોડી દીધા હોત અને જો આ અરબ લોકો મારા ઉપર વિજય પામ્યા હોત તો તેમનો હેતુ ઘરે બેઠા પ્રાપ્ત થઈ ગયો હોત અને જો મેં તેમના ઉપર વર્ચસ્વ સ્થાપી દીધું હોત તો યા તો પછી તેઓ પણ ઈસ્લામમાં દાખલ થઈ ગયા હોત અને જો તેઓએ એવું ન કર્યું હોત અને યુદ્ધ કરવાનો જ ઈરાદો સેવ્યો હોત તો તેઓ તાજા અને શક્તિશાળી હોત અને પછી તેઓ પણ મારા મુકાબલામાં આવી ગયા હોત, ખબર નહીં કે આ કુરૈશ શું સમજી રહ્યા છે !? કસમ છે અલ્લાહની કે હું તે હુકમ ઉપર જે અલ્લાહે મને આપીને મોકલ્યો છે

હંમેશા તેમના વિરુદ્ધ જિહાદ કરતો રહીશ એટલે સુધી કે એકલી મારી ગરદન બાકી રહી જાય.

**પાંચમો વિભાગ; રસૂલે કરીમ ﷺની ઊંટણીનું રસ્તામાં બેસી જવું :**

ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ લોકોને એકઠા કરીને ખુત્બો આપ્યો અને મશ્વરો લીધો કે હવે આપણે અહીંયાંથી આ અરબો વિરુદ્ધ જિહાદ શરૂ કરી દેવી જોઈએ અથવા આપણે બયતુલ્લાહ તરફ વધવું જોઈએ, પછી જે આપણને રોકે તેની સાથે લડીએ. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને બીજા સહાબએ કિરામ (રદિ.)એ મશ્વરો આપ્યો કે આપ બયતુલ્લાહના ઈરાદે નીકળ્યા છે કોઈની સાથે યુદ્ધ કરવાના ઈરાદે નહીં તેથી તમે પોતાના ઈરાદા ઉપર કાયમ રહો, હા ! જો કોઈ આપણને મક્કા જવાથી અટકાવશે તો આપણે તેમની સાથે યુદ્ધ કરીશું, ત્યારબાદ હઝરત મિકદાદ બિન અસ્વદ (રદિ.) ઉઠયા અને વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! અમે બની ઈસ્રાઈલ જેવા નથી કે આપ ﷺને એવું કહી આપીએ, اِذْهَبْ اَنْتَ وَرَبُّكَ فَقَاتِلَا (એટલે કે જાઓ તમે અને તમારો પરવદિગાર લડી લો અમે તો અહીંયાં બેઠા છે) બલકે અમે તો દરેક હાલતમાં આપની સાથે રહીને યુદ્ધ કરીશું, રસૂલે કરીમ ﷺએ કહ્યું, બસ હવે અલ્લાહના નામ ઉપર મક્કા તરફ ચાલો. જ્યારે આપ ﷺ મક્કએ મુકર્રમહની નજીક પહોંચ્યા અને ખાલીદ બિન વલીદ તથા તેમના સાથીઓએ આપ ﷺને મક્કા તરફ વધતા જોયા તો પોતાના લશ્કરની હરોળ કિબ્લા તરફ વચ્ચે ઊભી કરી દીધી, રસૂલે કરીમ ﷺએ ઉબાદ બિન બશરને એક ફોજની ટૂકડીના અમીર બનાવીને આગળ કર્યા તેમણે ખાલીદ બિન વલીદના લશ્કરના મુકાબલામાં હરોળ બાંધી લીધી, એ જ હાલતમાં ઝોહરની નમાઝનો સમય આવી ગયા, હઝરત બિલાલ (રદિ.)એ અઝાન કહી અને રસૂલે કરીમ ﷺએ બધા જ સહાબએ કિરામ (રદિ.)ને નમાઝ પઢાવી. ખાલીદ બિન વલીદ અને તેમના સિપાહીઓ જોતા રહ્યા, પાછળથી ખાલીદ બિન વલીદે કહ્યું કે આપણે ઘણી મોટી તક ગુમાવી દીધી જ્યારે આ લોકો બધા નમાઝમાં હતા તે જ સમયે આપણે તેમના ઉપર તૂટી પડવાનું હતું પરંતુ કોઈ વાત નહીં ! હવે તેમની બીજી નમાઝનો સમય આવવાનો છે તેની રાહ જુઓ પરંતુ હઝરત જિબ્રઈલ (અલૈ.) "સલાતુલ ખૌફ"ના હુકમો લઈને આવ્યા અને રસૂલે કરીમ ﷺને તેમના ઈરાદાઓની જાણકારી આપીને

નમાઝના સમયે લશ્કરને બે વિભાગોમાં વહેંચવાની રીત બતાવી દીધી અને તેમના આ બદ્દઈરાદાથી સુરક્ષિત રહ્યા.

**છઠ્ઠો વિભાગ; હુદૈબિય્યહના સ્થળે એક મોઅ્જિઝો :**

પરંતુ જ્યારે રસૂલે કરીમ ﷺ હુદૈબિય્યહની નજીક પહોંચ્યા તો આપ ﷺની ઊંટણીનો એક પગ લપસી પડયો અને તે બેસી ગઈ, સહાબએ કિરામ (રદિ.)એ તેને ઉઠાડવા ઈચ્છ્યું તો તે ન ઊઠી. લોકોએ કહ્યું કે કસ્વા બગડી ગઈ. આપ ﷺએ ફરમાવ્યું કે આ કસ્વાનો વાંક નથી, ન જ તેને આવી ટેવ છે બલકે તેને તો તે હસ્તીએ અટકાવી દીધી છે જેણે હાથીવાળાને અટકાવી દીધા હતા. (લગભગ તે સમયે રસૂલે કરીમ ﷺને એ અંદાજો આવી ગયો હશે કે જે ઘટના સ્વપ્નમાં બતાવવામાં આવી છે તેનો આ સમય નથી) આપ ﷺએ આ જોઈને કહ્યું કે કસમ છે તે જાતની જેના હાથમાં મુહમ્મદ (ﷺ)ના પ્રાણ છે ! આજના દિવસે કુરૈશ મને જે વાત પણ એવી કહેશે જેમાં અલ્લાહની નિશાનીઓનું સન્માન હોય તો હું એને જરૂર માની લઈશ, પછી આપ ﷺએ ઊંટણી ઉપર એક અવાજ લગાવી તો તે ઊઠી ગઈ, રસૂલે કરીમ ﷺએ ખાલીદ બિન વલીદ તરફથી હટીને હુદૈબિય્યહના બીજા સ્થળે પડાવ નાંખ્યો જ્યાં પાણી ઘણું જ ઓછું હતું, પાણીના સ્થળો ઉપર ખાલીદ બિન વલીદ અને બલદહવાળાઓનો કબ્જો થઈ ચૂક્યો હતો, અહીંયાં રસૂલે કરીમ ﷺનો એ મોઅ્જિઝો જાહેર થયો કે એક કૂવો કે જેમાં પાણી થોડું થોડું ઝમતું હતું તેમાં આપે કોગળો કર્યો અને પોતાનું એક તીર આપ્યું કે તેની અંદર ખોસી દો, આ અમલ થતાં જ તેનું પાણી જોશભેર કૂવાના ખાડા સુધી પહોંચી ગયું, કૂવાની ઉપરવાળાઓએ પોતાના વાસણોથી પાણી કાઢયું અને ખૂબ ધરાઈ ગયા.

**સાતમો વિભાગ; મક્કાવાળાઓની સાથે પ્રતિનિધિમંડળના માધ્યમથી વાતચીત :**

આ રીતે બધા સહાબા (રદિ.) સંતોષિત થઈ ગયા કે અહીંયાં પડાવ નાંખ્યો અને પ્રતિનિધિ મંડળ દ્વારા વાતચીત શરૂ થઈ, પ્રથમ બુદયલ બિન વરકા (જેઓ પાછળથી મુસલમાન થઈ ગયા) પોતાના સાથીઓની સાથે હાજર થયા અને આપ ﷺને ભલું ઈચ્છવા વિનંતી કરી કે મક્કાના કુરૈશ પૂરી શક્તિ સાથે

મુકાબલા માટે નીકળી પડ્યા છે અને પાણીના સ્થળો ઉપર તેમણે કબ્જો કરી લીધો છે તેઓ આપને કદાપિ છોડશે નહીં કે તમે મક્કામાં દાખલ થાઓ, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અમે કોઈ યુદ્ધના ઈરાદે નથી આવ્યા, અલબત્ત જો કોઈ અમને ઉમરહ કરવાથી અટકાવશે તો અમે યુદ્ધ કરીશું, પછી આપ ﷺએ એ જ વાત ફરીવાર દોહરાવી જે પ્રથમ મુસલમાનોના જાસૂસ બશર (રદિ.)ની સામે કરી હતી કે કુરૈશને વિવિધ યુદ્ધોએ કમજોર કરી દીધા છે જો તેઓ ઈચ્છે તો કોઈ નિશ્ચિત સમય સુધી અમારી સાથે સુલેહ કરી લે જેથી તેઓ નચિંત થઈને પોતાની તૈયારીમાં લાગી જાય અને અમને તથા બાકીના અરબ લોકોને છોડી દે, જો તેઓ મારા ઉપર વિજય પામશે તો તેમનો હેતુ ઘેર બેઠા પૂરો થઈ જશે અને જો અમે વિજય પામીશું અને તેઓ ઈસ્લામમાં દાખલ થવા લાગશે તો તેમને અધિકાર હશે કે તેઓ પણ ઈસ્લામમાં દાખલ થઈ જાય અથવા અમારા વિરુદ્ધ યુદ્ધ કરે અને આ મુદ્દતમાં તેઓ પોતાની શક્તિ સુરક્ષિત રાખીને વધારી ચૂક્યા હશે અને જો કુરૈશ એ વાતથી ઈન્કાર કરે તો ખરેખર અમે પોતાની બાબત ઉપર તેમની સાથે જિહાદ કરતા રહીશું જ્યાં સુધી કે મારી એકલી ગરદન બાકી છે. બુદૈલ આવું કહીને પાછા ગયા કે હું જઈને કુરૈશી સરદારોથી આપની વાત કહી આપું છું, ત્યાં પહોંચ્યા તો અમુક લોકોએ તો તેમની વાત જ સાંભળવા ન ઈચ્છ્યું બલકે યુદ્ધના જોશમાં રહ્યા, પછી અમુક લોકોએ કહ્યું કે વાત તો સાંભળી લો ! આવું કહેનારા ઉર્વાહ બિન મસ્ઊદ પોતાની કોમના સરદાર હતા, જ્યારે વાત સાંભળી તો ઉર્વાહ બિન મસ્ઊદે કુરૈશી સરદારોને કહ્યું કે મુહમ્મદે જે વાત રજુ કરી છે તે ઠીક છે, તેનો સ્વીકાર કરી લો અને મને પરવાનગી આપો કે હું જઈને તેમની સાથે વાતચીત કરું એટલા માટે બીજા વખતે ઉર્વાહ બિન મસ્ઊદ વાતચીત માટે હાજર થયા અને રસૂલે કરીમ ﷺને અરજ કરી કે તમે પોતાની કોમ કુરૈશનો સફાયો જ કરી નાંખો તો એ કઈ સારી વાત હશે ? ક્યારેય દુનિયામાં તમે સાંભળ્યું છે કે કોઈ વ્યક્તિ પોતાની જ કોમનો નાશ કરી નાંખે ? પછી સહાબએ કિરામ (રદિ.) સાથે તેમની નરમ ગરમ વાતો થતી રહી, એ જ પરિસ્થિતિમાં ઉર્વાહ સહાબએ કિરામ (રદિ.)ની હાલતનું અવલોકન કરતા રહ્યા કે જો રસૂલે કરીમ ﷺ થૂંકે પણ છે તો સહાબએ કિરામ (રદિ.) તેને પોતાના હાથોમાં લઈને પોતાના ચહેરા ઉપર ઘસી લીધું અને જ્યારે આપ ﷺએ વૂઝુ કર્યું તો વૂઝુથી પડનારા પાણી ઉપર તૂટી

પડતા હતા અને પોતાના ચહેરા ઉપર ઘસી લેતા હતા અને જ્યારે આપ ﷺ વાતચીત કરતા હતા તો પોતાનો અવાજ ધીમો કરી લેતા હતા, ઉર્વાહે પાછા જઈને કુરૈશી સરદારોને આ હાલત વર્ણન કરી કે હું મોટા મોટા શાહી દરબારો કેસર, કિસ્રા અને નજ્જાશી પાસે જઈ ચૂક્યો છું, ખુદાની કસમ ! મેં કોઈ બાદશાહ એવો નથી જોયો જેની કોમ તેના ઉપર આ રીતે ફિદા હોય જે રીતે કે મુહમ્મદ (ﷺ)ના સાથીઓ તેમના ઉપર ફિદા છે અને તે એક સાચી વાત કહી રહ્યા છે, મારો મશ્વરો એ છે કે તમે તેમની વાત માની લો પરંતુ લોકોએ કહ્યું કે અમે આ વાત માની શકતા નથી એ સિવાય કે આ વર્ષે તો તેઓ પાછા જાય પછી આગલા વર્ષે આવી જાય, જ્યારે ઉર્વાહની વાત માનવામાં ન આવી તો તે પોતાના લોકોને સાથે લઈને પાછો ચાલ્યો ગયો, ત્યારબાદ એક વ્યકિત જલીસ બિન અલકમા જે ગામડિયા અરબોનો સરદાર હતો તે આપ ﷺની સેવામાં હાજર થયો અને સહાબએ કિરામ (રદિ.)ને અહેરામની હાલતમાં કુરબાનીના જાનવર સાથે લાવેલા જોયા તો પાછા જઈને તેણે પોતાની કોમને સમજાવી કે આ લોકો બયતુલ્લાહના ઉમરહ માટે આવ્યા છે તેમને અટકાવવું કોઈપણ રીતે યોગ્ય નથી, લોકોએ તેનું કહેવું પણ ન સાંભળ્યું તો તે પણ પોતાના લોકોને લઈને પાછો ચાલ્યો ગયો પછી એક ચોથો વ્યકિત આપ ﷺ સાથે વાતચીત કરવા માટે આવ્યો અને આપ ﷺ સાથે વાતચીત કરી તો આપ ﷺએ તે જ વાત રજુ કરી જે એનાથી પહેલાં બુદયલ અને ઉર્વાહ બિન મસ્ઊદ સામે રજુ કરી હતી તેણે જઈને આપ ﷺનો જવાબ કુરૈશને સંભળાવ્યો.

**આઠમો વિભાગ; હઝરત ઉસ્માન (રદિ.)ને મક્કાવાળાઓ માટે સંદેશ આપીને મોકલવું :**

ઈમામ બયહકી (રહ.)એ હઝરત ઉર્વહ (રદિ.)થી રિવાયત કરી છે કે જ્યારે રસૂલે કરીમ ﷺએ હુદૈબિય્યહમાં પહોંચીને પડાવ નાંખ્યો તો કુરૈશ ગભરાઈ ગયા અને રસૂલે કરીમ ﷺએ ઈરાદો કર્યો કે તેમની પાસે પોતાનો કોઈ વ્યક્તિ મોકલીને બતાવી આપે કે અમે યુદ્ધ કરવા માટે નથી આવ્યા પરંતુ ઉમરહ કરવા આવ્યા છે, અમારો માર્ગ રોકવામાં ન આવે. એ કામ માટે હઝરત ઉમર (રદિ.)ને બોલાવ્યા, તેમણે વિનંતી કરી કે આ કુરૈશીઓ મારા સખત દુશ્મન છે કારણ કે તેમને મારી અદાવત અને સખત દુશ્મનીની ખબર છે મારા કબીલાનો

કોઈ વ્યક્તિ મક્કામાં એવો નથી જે મારી વહારે ધાય એટલા માટે હું આપની સામે એવા વ્યક્તિનું નામ રજુ કરું છું જે મક્કા મુકર્રમહમાં પોતાના કબીલા વગેરેના કારણે ખાસ શક્તિ અને સન્માન ધરાવે છે એટલે કે ઉસ્માન બિન અફ્ફાન (રદિ.). આપ ﷺએ ઉસ્માન બિન અફ્ફાન (રદિ.)ને આ કામ માટે નિમણૂક કરીને મોકલી આપ્યા અને એવું પણ કહ્યું કે જે કમજોર મુસ્લિમ પુરુષ અને સ્ત્રીઓ હિજરત નથી કરી શક્યા અને મુશ્કેલીઓમાં ફસાઈ ગયા તેમની પાસે જઈને આશ્વાસન આપી આવજો કે પરેશાન ન થાઓ; ઈન્શાઅલ્લાહ ! મક્કા મુકર્રમહ ફતેહ થઈને તમારી મુશ્કેલીઓ સમાપ્ત થવાનો સમય આવી ચૂક્યો છે, હઝરત ઉસ્માન ગની (રદિ.) પ્રથમ તે લોકો પાસે પહોંચ્યા જે બલદહના સ્થળે રસૂલે કરીમ ﷺનો માર્ગ રોકવા અને મુકાબલા માટે એકઠા થયા હતા તેમની પાસે જઈને રસૂલે કરીમ ﷺની એ જ વાત સંભળાવી જે આપ ﷺએ બુદયૂલ અને ઉર્વહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) વગેરે સામે કરી હતી, તે લોકોએ કહ્યું કે અમે સંદેશ સાંભળી લીધો, આપ જઈને પોતાના વડીલને કહો કે એવી વાત કદાપિ થશે નહીં, તે લોકોનો જવાબ સાંભળીને હઝરત ઉસ્માન (રદિ.) મક્કાએ મુકર્રમહની અંદર જવા લાગ્યા તો અબાન બિન સઈદ (જેઓ પાછળથી મુસલમાન થઈ ગયા હતા) તેમની સાથે મુલાકાત થઈ, તેમણે હઝરત ઉસ્માન (રદિ.)નો ખૂબ ઉષ્માભર્યું સ્વાગત કર્યું અને પોતાના શરણમાં લઈને તેમને કહ્યું કે મક્કામાં પોતાનો સંદેશ લઈને જ્યાં ઇચ્છો જઈ શકો છે, તેમાં આપ કોઈ ચિંતા ન કરો પછી પોતાના ઘોડા ઉપર હઝરત ઉસ્માન (રદિ.)ને સવાર કરીને મક્કા મુકર્રમહમાં દાખલ થયા, કારણ કે તેમનો કબીલો બનુસઈદ મક્કા મુકર્રમહમાં ઘણો શક્તિશાળી અને મોભાદાર હતો એટલે સુધી કે હઝરત ઉસ્માન (રદિ.) મક્કએ મુકર્રમહમાં કુરૈશના એક એક સરદાર પાસે પહોંચ્યા અને રસૂલે કરીમ ﷺનો સંદેશ પહોંચાડ્યો કે અમે કોઈની સાથે લડવા માટે નથી આવ્યા, ઉમરહ કરીને પાછા જઈશું. હા ! કોઈ અમારો માર્ગ રોકશે તો લડીશું અને કુરૈશ પોતે યુદ્ધોથી કમજોર થઈ ચૂક્યા છે એટલા માટે યોગ્ય એ છે કે અમને અને બીજા અરબવાળાઓને છોડી આપો, કુરૈશ અમારા મુકાબલા ઉપર ન આવે પછી જુઓ અરબ અમારા ઉપર વિજયી થઈ જાય તો તેમનો હેતુ પૂર્ણ થઈ જશે અને અમે વર્ચસ્વ સ્થાપીએ તો તેમને તો પણ અધિકાર બાકી રહેશે, તે વખતે યુદ્ધ કરી શકે

છે અને એ મુદતમાં તેમની પોતાની શક્તિ વધારવાનો અને તેને સુરક્ષિત રાખવાનો મોકો પણ મળશે પરંતુ તે સૌએ હઝરત ઉસ્માન (રદિ.)ની વાત રદ કરી દીધી અને પછી હઝરત ઉસ્માન (રદિ.) કમજોર મુસલમાનોને મળ્યા, તેમને રસૂલે કરીમ ﷺનો સંદેશ પહોંચાડયો, તેઓ ખૂબ ખુશ થયા અને રસૂલે કરીમ ﷺને સલામ મોકલી, જ્યારે હઝરત ઉસ્માન (રદિ.) રસૂલે કરીમ ﷺનો પયગામ પહોંચાડવાથી ફારેગ થયા તો મક્કાવાળાઓએ તેમને કહ્યું કે જો તમે ઈચ્છો તો તવાફ કરી શકો છો, હઝરત ઉસ્માન ગની (રદિ.)એ કહ્યું કે હું તે સમય સુધી તવાફ કરીશ નહીં જ્યાં સુધી રસૂલે કરીમ ﷺ તવાફ ન કરે, હઝરત ઉસ્માન (રદિ.) મક્કામાં ત્રણ રાત રહ્યા અને કુરૈશના સરદારોને રસૂલે કરીમ ﷺની વાત માનવા તરફ આમંત્રણ આપતા રહ્યા.

**નવમો વિભાગ; મક્કાવાળાઓ અને મુસલમાનોમાં સંઘર્ષ અને મક્કાના સિત્તેર વ્યક્તિઓને કેદ પકડવા :**

આ જ મુદતમાં કુરૈશે પોતાના પચાસ વ્યક્તિઓને એ કામ ઉપર લગાવ્યા કે તેઓ રસૂલે કરીમ ﷺની પાસે પહોંચીને તકની રાહ જુએ અને તક મળતાં જ (નઊઝુબિલ્લાહ) આપ ﷺનો કિસ્સો ખતમ કરી નાંખે, આ લોકો એ જ તાકમાં હતા પરંતુ રસૂલે કરીમ ﷺની સુરક્ષા અને દેખરેખ ઉપર નીમેલા હઝરત મુહમ્મદ બિન મુસ્લિમાએ તે બધાને પકડી લીધા અને રસૂલે કરીમ ﷺની સેવામાં કેદ કરીને હાજર કરી દીધા, બીજી બાજુ હઝરત ઉસ્માન (રદિ.) જેઓ મક્કામાં હતા તેમની સાથે લગભગ બીજા પણ દશ મુસલમાન મક્કામાં પહોંચી ગયા હતા, કુરૈશે જ્યારે પોતાના પચાસ વ્યક્તિઓના કેદ પકડવાની પરિસ્થિતિ સાંભળી તો હઝરત ઉસ્માન (રદિ.) સહિત તે સૌ મુસલમાનોને અટકમાં લીધા અને કુરૈશનું એક જૂથ મુસલમાનોના લશ્કર તરફ નીકળ્યું અને મુસલમાનોની છાવણી ઉપર તીર અને પથ્થર ફેંકયા, તેમાં મુસલમાનોમાંથી એક સહાબી ઈબ્ને ઝનીમ (રદિ.) શહીદ થઈ ગયા અને મુસલમાનોએ તે કુરૈશીઓના દશ સવારોને પકડી લીધા અને રસૂલે કરીમ ﷺને કોઈએ તે ખબર પહોંચાડી કે હઝરત ઉસ્માન (રદિ.)ને કતલ કરી નાંખવામાં આવ્યા.

**દશમો વિભાગ; "બયઅતે રિદ્વાન"ની ઘટના :**

રસૂલે કરીમ ﷺએ આ ખબર સાંભળીને એક ઝાડ નીચે સૌને એકઠા

કર્યા કે તે બધા એકઠા થઈને રસૂલે કરીમ ﷺના હાથ ઉપર જિહાદ માટે બય્અત (પ્રતિજ્ઞા) કરે. બધા સહાબએ કિરામ (રદિ.)એ આપ ﷺના હાથ ઉપર બયૂત કરી, જેનું વર્ણન આગળ આ સૂરતમાં આવવાનું છે. સહીહ હદીષોમાં તે લોકોની ઘણી ફઝીલત આવી છે જેઓ આ બય્અતમાં સામેલ હતા અને હઝરત ઉસ્માન ગની (રદિ.) કારણ કે આપ ﷺના હુકમથી મક્કા ગયા હતા. એટલા માટે તેમના તરફથી રસૂલે કરીમ ﷺએ પોતે પોતાના હાથ ઉપર બીજો હાથ મારીને કહ્યું કે આ ઉસ્માનની બયૂત છે. આ વિશિષ્ટ ફઝીલત હઝરત ઉસ્માન (રદિ.)ની હતી કે રસૂલે કરીમ ﷺએ પોતાના હાથને હઝરત ઉસ્માન (રદિ.)નો હાથ ઠરાવીને તેમના તરફથી બય્અત કરી દીધી.

**અગિયારમો વિભાગ; હુદેબિય્યહની ઘટના :**

બીજી બાજુ મક્કાવાળાઓ ઉપર અલ્લાહ તઆલાએ મુસલમાનોનો રુઆબ જમાવી દીધો અને પોતે સુલેહ કરવા માટે તૈયાર થઈને તેમણે પોતાના ત્રણ વ્યક્તિઓ સુહેલ બિન અમ્ર, હુવયતિબ બિન અબ્દુલ ઉઝ્ઝા અને મિકરાઝ ઈબ્ને હફ્સને દિલગીરી વ્યક્ત કરવા માટે રસૂલે કરીમ ﷺ પાસે મોકલ્યા. સુહેલ બિન અમ્રએ આવીને વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! આપ ﷺને જે ખબર મળી છે કે હઝરત ઉસ્માન ગની (રદિ.) અને તેમના સાથી કતલ કરી નાંખવામાં આવ્યા તે બિલકુલ જૂઠી ખબર છે, અમે તેમને તમારી પાસે મોકલીએ છીએ તમે અમારા કેદીઓને આઝાદ કરી દો. રસૂલે કરીમ ﷺએ તેમને છોડી મૂક્યા. મુસ્નદે અહમદ અને મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે આ સૂરતમાં જે આગળ આયત આવશે, هُوَ الَّذِىْ كَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ એ આ જ ઘટના વિશે છે. હવે સુહેલ અને તેમના સાથીઓએ જઈને બય્અતે રિદ્વાનમાં સહાબએ કિરામ (રદિ.)ના દ્રઢ નિર્ધાર અને તેમના પ્રાણ ન્યોછાવર કરવાના આશ્ચર્યજનક નજારાનો હાલ કુરૈશની સામે રજૂ કર્યો તો કુરૈશના મોટા સલાહકાર ગણાતા લોકોએ પરસ્પર કહ્યું કે એનાથી સારી કોઈ વાત નથી કે આપણે મુહમ્મદ (ﷺ)ની સાથે એ વાત ઉપર સુલેહ કરી લઈએ કે તેઓ આ વર્ષે તો પાછા ચાલ્યા જાય જેથી આખા અરબમાં એવો પ્રચાર ન થવા પામે કે અમે તેમને રોકવા ઈચ્છયું તો તેઓ બળજબરીએ મક્કામાં દાખલ થઈ ગયા અને આગલા વર્ષે ઉમરહ માટે આવી જાય અને ત્રણ દિવસ મક્કા મુકર્રમહમાં રહે, તે સમયે

આપના કુર્બાનીના જાનવરો ઝબહ કરી નાંખે અને અહેરામ ખોલી નાંખે એટલા માટે સુહેલ બિન અમ્ર આ જ સંદેશ લઈને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા. આપ ﷺએ તેમને જોતાં જ કહ્યું કે હવે એવું લાગે છે કે આ કોમે સુલેહનો ઈરાદો કરી લીધો છે અને સુહેલને ફરી પાછા મોકલ્યા છે. રસૂલે કરીમ ﷺ પલાંઠી વાળીને બેસી ગયા અને સહાબા (રદિ.)માંથી ઉબાદ બિન બશર અને સલમહ હથિયારોથી સજ્જ થઈ રસૂલે કરીમ ﷺ પાસે સુરક્ષા માટે ઊભા થઈ ગયા, સુહેલ હાજર થયા તો સભ્યતાપૂર્વક રસૂલે કરીમ ﷺની સામે બેસી ગયા અને કુરૈશનો સંદેશ આપને પહોંચાડયો. સહાબએ કિરામ (રદિ.) સામાન્ય રીતે એ બાબત ઉપર રાજી ન હતા કે એ સમયે પોતાનો અહેરામ ઉમરહ કર્યા વિના ખોલી નાંખે. તેમણે સુહેલ સાથે કઠોર ભાષામાં વાતચીત કરી અને અવાજ ક્યારેક ખુબ મોટો થઈ જતો તો ક્યારેક ધીમા અવાજે વાત થતી. ઉબાદ બિન બશરે સુહેલને ધમકાવ્યા કે રસૂલે કરીમ ﷺ સામે અવાજ ઊંચો ન કર. લાંબી વાતચીત પછી આપ ﷺ એ શરતને કબૂલ કરીને સુલેહ કરવા માટે રાજી થઈ ગયા. સુહેલે કહ્યું કે લાવો ! અમારા અને તમારા વચ્ચે સુલેહનામું લખી લઈએ. રસૂલે કરીમ ﷺએ હઝરત અલી (રદિ.)ને બોલાવ્યા અને કહ્યું, લખો; "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" સુહેલે અહીંયાંથી જ વાદ વિવાદ શરૂ કર્યો અને કહ્યું કે શબ્દ "રહમાન અને રહીમ" અમારા રૂઢિપ્રયોગમાં વપરાતો નથી, તમે અહીંયાં તે જ શબ્દ લખો જે પહેલાં લખ્યા કરતા હતા, એટલે કે بِاسْمِكَ اللّٰهُمَّ (બિઈસ્મીક અલ્લાહુમ્મ) આપ ﷺએ તેને પણ માની લીધું અને હઝરત અલી (રદિ.)ને કહ્યું કે એવું જ લખી આપો, ત્યારબાદ આપ ﷺએ હઝરત અલી (રદિ.)ને કહ્યું કે એવું લખો કે આ તે કરારનામું છે જેનો ફેંસલો મુહમ્મદ રસૂલુલ્લાહ ﷺએ કર્યો છે, સુહેલે એ બાબત ઉપર પણ જીદ કરી કે જો અમે તમને અલ્લાહના રસૂલ માનતા હોત તો તમને કદાપિ બયતુલ્લાહથી અટકાવ્યા ન હોત. (સુલેહનામામાં એવો કોઈ શબ્દ ન હોવો જોઈએ જે કોઈપણ પક્ષની માન્યતા વિરુદ્ધ હોય) તમે માત્ર મુહમ્મદ બિન અબ્દુલ્લાહ લખાવો, રસૂલે કરીમ ﷺએ તેને પણ મંજૂર કરીને હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુને કહ્યું કે જે લખ્યું છે તેને છેકી નાંખો. હાજરજનોમાંથી હઝરત ઉશયૃદ બિન હુઝયૃદ અને સઅદ બિન ઉબાદહ (રદિ.)એ હઝરત અલી (રદિ.)નો હાથ પકડી લીધો કે તેને ન છેકો

અને મુહમ્મદ રસૂલુલ્લાહ સિવાય અન્ય કંઈ પણ ન લખો, જો આ લોકો નથી માનતા તો આપણા અને તેમના દરમિયાન તલવાર ફેસલો કરશે અને અમુક અવાજો દરેક તરફથી ઊંચા થવા લાગ્યા. રસૂલે કરીમ ﷺએ સુલેહનામાનો કાગળ પોતે પોતાના હાથ મુબારકમાં લઈ લીધો અને એ છતાં કે આપ ﷺ ઉમ્મી (નિરક્ષર) હતા, અગાઉ ક્યારેય લખ્યું ન હતું પરંતુ તે સમયે પોતે પોતાની કલમથી આપ ﷺએ એવું લખી આપ્યું, هٰذَا مَاقَاضٰى مُحَمَّدُبْنُ عَبْدِاللّٰهِ وَسُهَيْلُ بْنُ عَمْرٍو وَاَصْلَحَا عَلٰى وَضْعِ الْحَرْبِ عَنِ النَّاسِ عَشْرَسِنِيْنَ يَاْمَنُ فِيْهِ النَّاسُ وَيَكُفُّ بَعْضُهُمْ عَنْ بَعْضٍ એટલે કે આ તે ફેસલો છે જે મુહમ્મદ બિન અબ્દુલ્લાહ અને સુહેલ બિન અમ્રએ દશ વર્ષ માટે પરસ્પર યુદ્ધ ન કરવાનો કર્યો છે જેમાં બધા સૌ લોકો સુરક્ષિત રહે, એકબીજા ઉપર આક્રમણ અને યુદ્ધથી બચેલા રહે.

પછી રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અમારી એક શરત છે કે આ વખતે અમને તવાફ કરવાથી રોકવામાં ન આવે. સુહેલે કહ્યું કે એવું કદાપિ નથી થઈ શકતું. આપ ﷺએ એને પણ સ્વીકારી લીધું, ત્યારબાદ સુહેલે પોતાની એક શરત એ લખી કે જે વ્યક્તિ મક્કાવાળાઓમાંથી પોતાના વલી (વાલી)ની પરવાનગી વિના આપની પાસે આવશે તેને આપ પરત મોકલી આપશો, ભલે તે તમારા જ દીન ઉપર હોય. એના ઉપર મુસલમાનોમાંથી બુલંદ અવાજ ઉઠયો કે સુબ્હાનલ્લાહ ! એવું કેવી રીતે બની શકે છે કે અમે પોતાના મુસલમાન ભાઈને મુશ્રિકો તરફ પાછા મોકલીએ ! પરંતુ રસૂલે કરીમ ﷺએ એને પણ કબૂલ કરી લીધું અને એવું કહ્યું કે અમાસમાંથી કોઈ વ્યક્તિ જો તેમની પાસે ગયો તો તેને અલ્લાહે જ આપણાથી દૂર કરી દીધો, તેની આપણે કેમ ફિકર કરીએ ? અને તેમનામાંનો કોઈ વ્યક્તિ અમારી પાસે આવ્યો અને આપણે પાછો પણ મોકલ્યો તો અલ્લાહ તઆલા તેના માટે સંહૂલતનો માર્ગ કાઢશે, હઝરત બરાઅ્ (રદિ.)એ આ સુલેહનામાના ખુલાસામાં ત્રણ શરતો વર્ણન કરી છે. એક એ કે તેમનો કોઈ વ્યક્તિ અમારી પાસે આવી જશે તો અમે તેને પાછો મોકલી આપીશું અને બીજું એ કે અમારો કોઈ વ્યક્તિ તેમની પાસે ચાલ્યો જશે તો તે પરત કરશે નહીં, ત્રીજું એ કે હવે આવતા વર્ષે ઉમરહ માટે આવીશું અને ત્રણ દિવસ મક્કામાં રહીશું અને વધારે હથિયાર લઈને નહીં આવે અને અંતે લખવામાં આવ્યું કે આ કરારનામું મક્કા અને રસૂલે કરીમ ﷺ વચ્ચે એક સુરક્ષિત દસ્તાવેજ છે જેનો કોઈ ભંગ

કરશે નહીં અને અને બાકી બધા અરબો સ્વતંત્ર છે જેનું મન ચાહે મુહમ્મદ (ﷺ)ના કરારમાં સામેલ થઈ જાય અને જેનું મન ચાહે તે કુરૈશના કરારમાં સામેલ થઈ જાય, આ સાંભળીને કબીલા ખુઝાઆ ઉછળી પડયો અને કહ્યું કે અમે મુહમ્મદ (ﷺ)ના કરારમાં સામેલ છે અને બનુબક્રએ આગળ વધીને કહ્યું કે અમે કુરૈશના કરારમાં સામેલ છે.

**સુલેહની શરતોથી અમુક સહાબએ કિરામ (રદિ.)ની નારાજગી અને દિલગીરી :**

જ્યારે સુલેહની આ શરતો નક્કી થઈ ગઈ તો હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)થી રહેવાયું નહીં અને રસૂલે કરીમ ﷺને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! શું આપ ﷺ અલ્લાહના સાચા નબી નથી ? આપ ﷺએ ફરમાવ્યું, કેમ નહીં ! પછી હઝરત ઉમર (રદિ.)એ વિનંતી કરી કે, શું આપણા માર્યા ગયેલાઓ જન્નતમાં અને તેમના માર્યા ગયેલા જહન્નમમાં નથી ? આપ ﷺએ ફરમાવ્યું, કેમ નહીં ! તે પછી હઝરત ઉમર (રદિ.)એ અરજ કરી કે તો પછી આપણે કેમ આ અપમાનને સ્વીકારીએ કે ઉમરહ કર્યા વિના પાછા ચાલ્યા જઈએ જ્યાં સુધી યુદ્ધ વડે અલ્લાહ તઆલા કોઈ ફૈસલો ન કરી આપે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હું અલ્લાહનો બંદો અને તેનો રસૂલ છું. કદાપિ તેના હુકમ વિરુદ્ધ નહીં કરું અને અલ્લાહ તઆલા મને બરબાદ કરશે નહીં તે મારો મદદગાર છે. હઝરત ઉમર (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તમે અમને એવું કહ્યું ન હતું કે આપણે બયતુલ્લાહની પાસે જઈશું અને તવાફ કરીશું!? આપ ﷺએ ફરામવ્યું કે બેશક ! મેં એવું જ કહ્યું હતું પરંતુ શું મેં એવું પણ કહ્યું હતું કે આ કામ આ જ વર્ષે થશે ? હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે એવું આપે કહ્યું નથી. આપ ﷺએ કહ્યું કે બસ એ ઘટના જેમકે મેં સ્વપ્નમાં જોઈ હતી થઈને રહેશે કે તમે બયતુલ્લાહની પાસે જશો અને તવાફ કરશો.

હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ચૂપ થઈ ગયા પરંતુ રંજ અને ગુસ્સો ગયો નહીં, આપની પાસેથી હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પાસે ગયા અને આ જ વાતચીતનું પુનરાવર્તન કર્યું જે રસૂલે કરીમ ﷺ સામે કરી હતી. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ ફરમાવ્યું, અલ્લાહના બંદા મુહમ્મદ ﷺ અલ્લાહના રસૂલ છે અને તેઓ અલ્લાહના હુકમ વિરુદ્ધ કોઈ કામ કરશે નહીં અને અલ્લાહ

તેમનો મદદગાર છે એટલા માટે તમે મૃત્યુ સુધી આપ ﷺનું પેંગડુ પકડી રાખો, અલ્લાહની કસમ ! તેઓ સત્ય ઉપર છે. મતલબ કે હઝરત ઉમર ફારૂક (રદિ.)ને તે સુલેહની શરતોથી સખત રંજ અને ગમ પહોંચ્યો, પોતે તેમણે ફરમાવ્યું કે વલ્લાહ ! જ્યારથી મેં ઈસ્લામ કબૂલ કર્યો મને ક્યારેય શંકા નથી ગઈ આ ઘટના સિવાય. (રવાહુ બુખારી) હઝરત અબૂ ઉબયદહ (રદિ.)એ સમજાવ્યા અને કહ્યું કે શયતાનની શરારતથી પનાહ માંગો. ફારૂકે આ'ઝમ (રદિ.)એ કહ્યું કે હું શયતાનથી અલ્લાહની પનાહ માંગું છું. હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે જ્યારે મને પોતાની ભૂલનો અહેસાસ થયો તો હું બરાબર સદકહ અને ખયરાત કરતો રહ્યો અને રોઝા રાખતો રહ્યો તથા ગુલામોને આઝાદ કરતો રહ્યો કે મારી આ ભૂલ મા'ફ થઈ જાય.

**એક અન્ય ઘટના અને રસૂલે કરીમ ﷺના કરારની પાબંદીનો અજોડ અમલ :**

હમણા હમણા એ સુલેહની શરતો નક્કી થઈ હતી અને સહાબએ કિરામ (રદિ.)ની નાપસંદગી એ બાબતે જાહેર થઈ રહી હતી કે અચાનક એ જ સુહૈલ બિન અમ્રનો જે સુલેહનામાનો કુરૈશ તરફથી પક્ષકાર હતો તેનો દિકરો અબૂઝુન્દલ જે મુસલમાન થઈ ચૂક્યો હતો અને બાપે તેને કેદ કરી રાખ્યો હતો તથા સખત પીડાઓ પહોંચાડતો હતો, તે કોઈ રીતે નાસી છૂટી રસૂલે કરીમ ﷺની સેવામાં પહોંચી ગયો અને આપ ﷺ પાસે શરણ માંગ્યું. અમુક મુસલમાન આગળ વધ્યા અને તેને પોતાના શરણમાં લઈ લીધો પરંતુ સુહૈલ બરાડી ઉઠયો કે આ સુલેહનામાનો પ્રથમ ભંગ થઈ રહ્યો છે, જો તેને પાછો આપવામાં નહીં આવે તો સુલેહની કોઈ શરતને માનીશ નહીં. રસૂલે કરીમ ﷺ કરારના પાબંદ થઈ ચૂક્યા હતા એટલા માટે અબૂ ઝુન્દલને અવાજ આપીને કહ્યું કે હે અબૂઝુન્દલ ! તમે અમુક દિવસ હજુ ધીરજ રાખો, અલ્લાહ તઆલા તમારા માટે અને કમજોર મુસલમાનો માટે જે મક્કામાં અટકમાં છે જલદી છુટકારો અને રાહતની વ્યવસ્થા કરનારો છે. મુસલમાનના દિલો ઉપર અબૂઝુન્દલની આ ઘટનાથી ઔર વધારે ઘા ઉપર નમકની અસર થઈ, તે તો હવે એવો વિશ્વાસ કરીને આવ્યા હતા કે આ જ સમયે મક્કા ફતહ થઈ જશે અને અહીંયાં આ હાલત જોઈ તો તેમના રંજગમની કોઈ સીમા ન રહી, નજીક હતું કે તેઓ સર્વનાશમાં

પડી ગયા હોત પરંતુ સુલેહનામું પૂરું થઈ ચૂક્યું હતું. આ સુલેહનામા ઉપર મુસલમાનો તરફથી હઝરત અબૂબક્ર, હઝરત ઉમર, અબ્દુર્રહમાન બિન ઔફ અને અબ્દુલ્લાહ બિન સુહૈલ બિન ઉમર, સઅદ ઇબ્ને અબી વક્કાસ, મુહમ્મદ ઇબ્ને મુસ્લિમા તથા અલી બિન અબી તાલીબ (રદિ.)એ સહીઓ કરી. એ જ રીતે મુશ્રિકો તરફથી સુહૈલની સાથે અમુક બીજા લોકોની પણ સહીઓ થઈ ગઈ.

**અહેરામ ખોલવો અને કુરબાનીના જાનવરોને ઝબહ કરવું :**

જ્યારે સુલેહનામું લખવાથી ફારેગ થયા તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે (સુલેહની કલમ પ્રમાણે હવે આપણે પાછા જવું જોઈએ) બધા લોકો પોતાની કુરબાનીના જાનવર જે સાથે લાવ્યા છે તેની કુરબાની કરી નાંખે અને માથાના બાલ મૂંડાવીને અહેરામ ખોલી નાંખે. સહાબએ કિરામ (રદિ.)ના સતત રંજ અને ગમના કારણે હાલત એવી હતી કે આપ ﷺના કહેવા છતાં કોઈ એ કામ માટે ઉઠ્યું નહીં જેનાથી રસૂલે કરીમ ﷺ ચિંતિત થયા અને ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) પાસે ગયા અને પોતાના આ રંજનું વર્ણન કર્યું. ઉમ્મુલ મુઅ્મિનીને ખૂબ જ યોગ્ય અને સારી સલાહ આપી કે તમે સહાબએ કિરામ (રદિ.)ને એ બાબત ઉપર કંઈ ન કહો. તેમને અત્યારે સખત આઘાત અને રંજ સુલેહની શરતોનો તથા ઉમરહ કર્યા વિના પાછા જવાના કારણે પહોંચ્યો છે, આપ સૌની સામે હજામને બોલાવીને પોતે પોતાના બાલનું મૂંડન કરાવો અને અહેરામ ખોલી નાંખો તથા પોતાની કુરબાની કરી લો. રસૂલે કરીમ ﷺએ સલાહ પ્રમાણે એવું જ કર્યું. સહાબએ કિરામ (રદિ.)એ જ્યારે આ જોયું તો બધા ઊભા થઈ ગયા અને એકબીજાના માથાનું મૂંડન (હલક) કરવા લાગ્યા તથા કુરબાનીના જાનવરોની કુરબાની કરવા લાગ્યા, આપ ﷺએ સૌના માટે દુઆ કરી.

રસૂલે કરીમ ﷺ આ હુદૈબિય્યહના સ્થળે ૧૯ અને અમુક રિવાયતોના આધારે ૨૦ દિવસ પડાવ નાંખ્યો હતો, હવે અહીંયાંથી પાછા વળવાની શરૂઆત થઈ અને આપ ﷺ સહાબએ કિરામ (રદિ.)ની જમાઅત સાથે પાછા મુર્ર ઝહરાન અને પછી અસ્ફાન પહોંચ્યા. અહીંયાં પહોંચીને બધા મુસલમાનોની દિલગીરી, દાદ ફરિયાદ લગભગ સમાપ્ત થઈ ચૂકી હતી, ખાવા પીવા માટે ઘણો ઓછો સમાન હતો. રસૂલે કરીમ ﷺએ એક દસ્તરખ્વાન બિછાવ્યું અને બધાને

હુકમ આપ્યો કે જેની પાસે જે કંઈ છે લાવીને અહીંયાં એકઠું કરી આપે, એ પ્રમાણે જે કંઈ બાકી બચેલો ખાવાનો સામાન હતો બધો આ દસ્તરખ્વાન ઉપર એકઠો કર્યો, ૧૪૦૦ લોકોની સંખ્યા હતી. રસૂલે કરીમ ﷺએ દુઆ કરી અને સૌને ખાવા શરૂ કરવાનો હુકમ આપ્યો. સહાબએ કિરામ (રદિ.)નું કહેવું છે કે પૂરા ૧૪૦૦ લોકોએ ખૂબ પેટ ભરીને ખાધું, પછી પોતાના વાસણોમાં ભરી લીધું ત્યાર પછી પણ એટલું જ ખાવાનું બાકી રહ્યું હતું. આ સ્થળે બીજો મોઅજિઝો જાહેર થયો, રસૂલે કરીમ ﷺ એને જોઈને ખૂબ ખુશ થયા.

**સહાબએ કિરામ (રદિ.)ના ઈમાન અને રસૂલે કરીમ ﷺનું આજ્ઞાપાલન એક કસોટી અને તેમના ઈમાનની અજોડ શક્તિનો નમૂનો :**

ઉપર જાણ થઈ ચૂકી છે કે સહાબએ કિરામ (રદિ.) સુલેહની આ શરતો કે ઉમરહ વિના અને યુદ્ધમાં પોતાની તાકાતનું પ્રદર્શન કર્યા વિના પાછા જવાનું ઘણું નાપસંદ હતું, એ એમનું જ ઈમાન હતું કે આ બધી પરિસ્થિતિઓમાં ઈમાન અને રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલન ઉપર અડગ રહ્યા. હુદૈબિય્યહથી પાછા ફરતાં જ્યારે આપ ﷺ કુર્રા ગનીમના સ્થળે પહોંચ્યા તો આપ ﷺ ઉપર આ સૂરએ ફત્હ નાઝિલ થઈ. આપ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને પઢીને સંભળાવી. સહાબએ કિરામ (રદિ.)ના દિલોમાં આ પ્રમાણેની સુલેહની શરતો અને ઉમરહ કર્યા વિના પાછા જવાનો આઘાત પ્રથમથી જ હતો, હવે આ સૂરતે એવું બતાવ્યું કે આ સ્પષ્ટ જીત પ્રાપ્ત થઈ છે. હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ફરી સવાલ કરી બેઠા કે યા રસૂલુલ્લાહ ﷺ ! શું આ જીત છે ? આપ ﷺએ ફરમાવ્યું, કસમ છે તે જાતની જેના કબ્જામાં મારો પ્રાણ છે આ સ્પષ્ટ જીત છે. સહાબએ કિરામ (રદિ.)એ એને પણ સ્વીકારી લીધું અને તે સૌ બાબતોને ફત્હે મુબીન (ખુલ્લી જીત) હોવાનો વિશ્વાસ કરી લીધો.

**સુલહે હુદૈબિય્યહના લાભો અને બરકતો જાહેર થવી :**

સૌથી પહેલી વાત તો આ ઘટનામાં એ બની કે મક્કાના કુરૈશ અને તેમના ઘણા અનુયાયીઓ ઉપર તેમની જીદ અને ખોટી હઠધર્મી જાહેર થઈને પોતે તેમનામાં ફૂટફાટ પડી. બુદયૂલ ઈબ્ને વરકા પોતાના સાથીઓને લઈને તેમનાથી

અલગ થઈ ગયા, પછી ઉર્વહ ઈબ્ને મસ્ઊદ પોતાના જૂથને લઈને અલગ થઈ ગયા. બીજું, સહાબએ કિરામ (રદિ.)ની અજોડ પ્રાણ ન્યોછાવર કરવાની વૃત્તિ અને રસૂલે કરીમ ﷺનું અદ્વિતિય આજ્ઞાપાલન અને મહોબ્બત તથા સન્માન જોઈને મક્કાના કુરૈશનું પ્રભાવિત થઈ જવું અને સુલેહ તરફનું વલણ ધરાવવું જ્યારે કે તેમના માટે મુસલમાનોનો સફાયો કરી નાંખવાની આનાથી ઉત્તમ કોઈ તક ન હતી કારણ કે તેઓ પોતાના ઘરોમાં સંતોષિત હતા અને મુસલમાનો મુસાફરીની હાલતમાં હતા, કુરૈશે પાણીના સ્થળો ઉપર કબ્જો કરેલો હતો અને આ લોકો વિના દાણા પાણીએ જંગલમાં હતા, કાફિરોની સંપૂર્ણ શક્તિ મોજૂદ હતી, મુસલમાનો પાસે કંઈ વધારે શસ્ત્રસરંજામ પણ ન હતો પરંતુ અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં રુઆબ નાંખી દીધો અને તેમના જૂથના ઘણા લોકોને આપ ﷺથી મુલાકાત અને તેમના સાથે ઉઠક બેઠકના મોકા મળ્યા, તેમાંથી ઘણા લોકોના દિલોમાં ઈસ્લામ અને ઈમાન સત્ય હોવાની વાત બેસી ગઈ અને પાછળથી તેઓ મુસલમાન થઈ ગયા. ત્રીજું, સુલેહ અને શાંતિના કારણે માર્ગો સુરક્ષિત થઈ ગયા, ઈસ્લામની દા'વત માટે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) માટે માર્ગો ખુલી ગયા. અરબના પ્રતિનિધિ મંડળોને આપ ﷺની ખિદમતનો મોકો મળ્યો, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)એ ખૂણે ખૂણે ઈસ્લામની દા'વતને ફેલાવી, દુનિયાના બાદશાહોને ઈસ્લામનું આમંત્રણ આપવા માટે પત્રો લખવામાં આવ્યા, તેમાંથી અમુક મોટા મોટા બાદશાહો પ્રભાવિત થયા જેનો ખુલાસો એ નીકળ્યો કે આ હુદૈબિય્યહની ઘટના રસૂલે કરીમ ﷺની જાહેર દા'વત અને સૌને ઉમરહ માટે નીકળવાની તાકીદ છતાં દોઢ હજારથી વધારે મુસલમાન સાથે ન હતા અને સુલહે હુદૈબિય્યહ પછી ટોળે ટોળા લોકો ઈસ્લામમાં દાખલ થવા લાગ્યા, એ જ મુદ્દતમાં સન હિજરી ૬ માં ખયબર વિજય થવાથી મુસલમાનોને ઘણા મોટા પ્રમાણમાં સામાન મળી ગયો અને તેમની ભૌતિક શક્તિ મજબૂત બની ગઈ અને આ સુલેહ ઉપર બે વર્ષ પણ પસાર થવા પામ્યા ન હતા કે, મુસલમાનોની સંખ્યા એટલી મોટી થઈ ગઈ જે એનાથી પહેલાં બધા જ પાછલા સમયમાં થઈ ન હતી, એનું જ પરિણામ એ થયું કે જ્યારે મક્કાના કુરૈશે આ કરારનો ભંગ કરીને કરાર તોડી નાંખ્યો અને રસૂલે કરીમ ﷺએ મક્કા ફતેહ કરવાની ગુપ્ત તૈયારી શરૂ કરી તો આ સુલેહનામા ઉપર માત્ર

૨૦ ૨૧ મહિના પસાર થયા હતા કે મક્કા વિજય માટે રસૂલે કરીમ ﷺ સાથે પ્રાણ ન્યોછાવર કરનારા દશ હજાર સાથીઓ હતા. મક્કાના કુરૈશીઓને ખબર મળી તો ગભરાઈને અબૂ સુફિયાનને મા'ફી સાફી કરીને કરારના નવિનીકરણ કરવા માટે રસૂલે કરીમ ﷺની સેવામાં મોકલ્યા. આપ ﷺએ કરારનું નવિનીકરણ કર્યું નહીં અને અંતે દશ હજારના આ અલ્લાહના લશ્કર સાથે રસૂલે કરીમ ﷺ મક્કા મુકર્રમહ તરફ રવાના થયા, કુરૈશના કાફિરો એવા પ્રભાવિત અને પરાજિત થઈ ચૂક્યા હતા કે મક્કા મુકર્રમહમાં કંઈ વધારે લડાઈની નોબત પણ ન આવી, અમુક રસૂલે કરીમ ﷺની હિકમતપૂર્ણ રાજનિતિએ યુદ્ધ ન થવાની એવી વ્યવસ્થા કરી આપી કે આપ ﷺએ મક્કા મુકર્રમહમાં એ'લાન કરાવી દીધું કે જે વ્યક્તિ પોતાના ઘરના દરવાજા બંધ કરાવી લે તે સુરક્ષિત છે, જે મસ્જિદમાં દાખલ થઈ જાય તે સુરક્ષિત છે જે અબૂ સુફિયાનના ઘરમાં ચાલ્યા જાય તે સુરક્ષિત છે, આ રીતે બધા લોકોને પોત પોતાની ફિકર લાગી ગઈ અને યુદ્ધ તથા ખૂનામરકીની વધારે નોબત પણ ન આવી, એટલા જ માટે ફિક્હના ઈમામોમાં એ મતભેદ થઈ ગયો કે મક્કા મુકર્રમહ સુલેહથી ફતેહ થયું અથવા યુદ્ધ વડે ? અલબત્ત ઘણી સહૂલત સાથે મક્કા મુકર્રમહ ફતેહ થયું. રસૂલે કરીમ ﷺની સ્વપ્નની ઘટના વાસ્તવિકતા બનીને સૌની સામે આવી ગઈ, સહાબએ કિરામ (રદિ.)એ નિર્ભય થઈને બયતુલ્લાહનો તવાફ કર્યો પછી માથાનું મૂંડન અને બધા અરકાનો પૂરા કર્યા, રસૂલે કરીમ ﷺ તથા સહાબા (રદિ.) બયતુલ્લાહમાં દાખલ થયા. બયતુલ્લાહની ચાવી આપ ﷺના હાથમાં આવી. તે સમયે રસૂલે કરીમ ﷺએ હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) અને ખાસ કરીને અન્ય બધા જ સહાબએ કિરામ (રદિ.)ને જાહેર સંબોધન કરીને કહ્યું કે આ તે ઘટના છે જે મેં તમને કહી હતી, પછી હજ્જતુલ વદાઅના મોકા ઉપર રસૂલે કરીમ ﷺએ હઝરત ઉમર (રદિ.)ને સંબોધન કરીને કહ્યું કે આ તે ઘટના હતી જે મેં તમને કહી હતી. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ કહ્યું કે બેશક ! કોઈ વિજય સુલેહ હુદૈબિય્યહથી વધારે ઉત્તમ અને મોટો નથી, હઝરત સિદ્દીક (રદિ.) તો પ્રથમથી જ કહેતા હતા કે ઈસ્લામમાં કોઈ વિજય સુલહે હુદૈબિય્યહ સમાન નથી પરંતુ લોકોનો અભિપ્રાય અને દિર્ઘદષ્ટિ ત્યાં સુધી પહોંચી ન હતી જે અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺની વચ્ચે એક નક્કી થયેલ વાસ્તવિકતા હતી. આ

લોકો ઉતાવળ કરવા ઈચ્છતા હતા અને અલ્લાહ તઆલા પોતાના બંદાઓની ઉતાવળથી પ્રભાવિત થઈને ઉતાવળ કરતો નથી બલકે હિકમત અને હિત સાથે દરેક કાર્ય પોતાના યોગ્ય સમયે પૂરું થાય છે, એટલા માટે સૂરએ ફતહમાં અલ્લાહ તઆલાએ હુદૈબિય્યહની ઘટનાને ફત્હે મુબીન (સ્પષ્ટ વિજય) કહ્યો. આ ઘટના હુદૈબિય્યહના મુખ્ય વિભાગો હતા જેનાથી હવે પછીની આયતો સમજવામાં સહૂલત મળશે, હવે આયતોની તફસીર જુઓ.

لِيَغْفِرَ لَكَ اللّٰهُ مَا تَقَدَّمَ مِنْ ذَنْبِكَ وَمَا تَأَخَّرَ એમાં શબ્દ لِيَغْفِرَ (લિયગ્ફિર)નો لَامْ (લામ) જો تَعْلِيْل એટલે કે, بَيَانِ عِلَّت ની સાથે લેવામાં આવે તો ખુલાસો એ છે કે આ સ્પષ્ટ વિજય આપને એટલા માટે આપવામાં આવ્યો છે જેથી તમને આ ત્રણ વિશિષ્ટતાઓ પ્રાપ્ત થઈ જાય જેનું આ આયતમાં વર્ણન છે, એમાં પ્રથમ વસ્તુ બધી જ આગલી પાછલી ભૂલો અને ખતાઓની મા'ફી છે. સૂરએ મુહમ્મદમાં પ્રથમ એ જાણ થઈ ચૂકી છે કે અંબિયા (અલૈ.) ગુનાહોથી માસૂમ હોય છે, તેમની તરફ કુર્આનમાં જ્યાં કોઈપણ જગ્યાએ ذَنْب (ઝન્બ) અથવા عِصْيَان (ઈસ્યાન) વગેરેના શબ્દો વાપરવામાં આવ્યા છે તે તેમના ઉચ્ચ કક્ષાની યોગ્યતાથી એવા કાર્યો માટે ઉપયોગવામાં આવ્યા છે જે શ્રેષ્ઠતાની કક્ષાથી ઊતરતા હતા પરંતુ નુબુવ્વતના ઉચ્ચ કક્ષાના સ્થાનના આધારે ઉચ્ચ કક્ષાની સ્થિતિ ઉપર અમલ ન કરવો પણ એવી ભૂલ છે જેને કુર્આને એક રૂપક સ્વરૂપે ذَنْب (ઝન્બ) અને ગુનાહથી ઓળખાવ્યો છે અને مَا تَقَدَّمَ (મા-તકદ્દમ)નો ભાવાર્થ તે ભૂલો છે જે નુબુવ્વતથી પહેલા થઈ અને مَا تَأَخَّرَ (મા-તઅખ્ખર)થી તે ભાવાર્થ છે જે ભૂલો રિસાલત અને નુબુવ્વત પછી થઈ. (મઝહરી) અને ફત્હે મુબીન આ મા'ફી માટે કારણ હોવાની સ્પષ્ટતા એ છે કે આ ફત્હે મુબીનથી ઘણા સમૂહો ઈસ્લામમાં દાખલ થશે અને ઈસ્લામનું આમંત્રણ સર્વસામાન્ય થઈ જવું આપ ﷺની જિંદગીનો મહાન હેતુ અને આપ ﷺના અજ્ર અને સવાબને ઘણો વધારનારો છે અને આ અજ્ર અને સવાબના વધારાનું કારણ ત્રુટીઓ અને ભૂલોનો કફ્ફારો હોય છે.

وَيَهْدِيَكَ صِرَاطًا مُّسْتَقِيْمًا આ બીજી નેઅ્મત છે જે આ ફત્હે મુબીન (સ્પષ્ટ વિજય) ઉપર પ્રાપ્ત થઈ. અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે "સિરાતે મુસ્તકીમ" (સીધા માર્ગ) ઉપર તો આપ ﷺ પ્રથમથી જ છે અને ન જ માત્ર

પોતે સિરાતે મુસ્તકીમ ઉપર છે બલકે દુનિયાને આ જ સીધા માર્ગનું આમંત્રણ આપવું આપ ﷺની રાત દિવસની પ્રવૃત્તિ છે તો હિજરતના છઠ્ઠા વર્ષે ફત્હે મુબીન દ્વારા સીધા માર્ગની હિદાયતનો શું અર્થ છે ? તેનો જવાબ સૂરએ ફાતિહાની તફસીરના શબ્દ يَهۡدِيۡكَ (હિદાયત)ના અનુસંધાને આવી ચૂક્યું છે કે આ હિદાયત એક એવો જાહેર ભાવાર્થ છે કે જેના દરજ્જાઓ અનંત છે, કારણ એ છે કે હિદાયતનો ભાવાર્થ ઈચ્છીત મંઝિલનો માર્ગ બતાવવો અથવા ત્યાં પહોંચાડી આપવાનો થાય છે અને દરેક વ્યક્તિની મૂળ ઈચ્છીત મંઝિલ અલ્લાહ તઆલાનો રાજીપો અને નિકટતા પ્રાપ્ત કરવી છે અને આ રાજીપાના લાભો અને દરજ્જાઓ અગણિત છે. એક દરજ્જો પ્રાપ્ત થયા પછી બીજા અને ત્રીજા દરજ્જાની આવશ્યકતા બાકી રહે છે જેનાથી કોઈ મોટામાં મોટા વલી બલકે નબી અને રસૂલ પણ બાકાત નથી હોઈ શકતા, એટલા માટે اِهۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِيۡمَ ની દુઆ નમાઝની દરેક રકા'તમાં કરવાની તા'લીમ જે રીતે ઉમ્મતને છે પોતે રસૂલે કરીમ ﷺને પણ છે, જેનો ખુલાસો સિરાતે મુસ્તકીમની હિદાયત એટલે કે અલ્લાહ તઆલાની નિકટતા અને રાજીપાના દરજ્જાઓમાં પ્રગતિ પ્રાપ્ત કરવાનો થાય છે. આ ફત્હે મુબીન ઉપર અલ્લાહ તઆલાની આ જ નિકટતા અને રાજીપાનું કોઈ ઘણું ઉચ્ચ કક્ષાનું સ્થાન આપ ﷺને અર્પણ કરવામાં આવ્યું જેને يَهۡدِيَكَ (યહ્દી-ક)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે.

وَيَنۡصُرَكَ اللّٰهُ نَصۡرًا عَزِيۡزًا આ ત્રીજી નેઅ્મત છે જે ફત્હે મુબીન ઉપર સંપાદિત થઈ કે અલ્લાહ તઆલાની મદદ અને સહાયતા જે આપ ﷺને હંમેશા પ્રાપ્ત થતી રહી છે આ સમયે આ મદદનો એક મોટો દરજ્જો આપ ﷺને આપવામાં આવ્યો.

---

**આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૪ થી ૭)**

هُوَ الَّذِيۡۤ اَنۡزَلَ السَّكِيۡنَةَ فِيۡ قُلُوۡبِ الۡمُؤۡمِنِيۡنَ لِيَزۡدَادُوۡۤا اِيۡمَانًا مَّعَ اِيۡمَانِهِمۡ ؕ وَلِلّٰهِ

جُنُوۡدُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ وَكَانَ اللّٰهُ عَلِيۡمًا حَكِيۡمًا ۙ لِّيُدۡخِلَ الۡمُؤۡمِنِيۡنَ

وَالۡمُؤۡمِنٰتِ جَنّٰتٍ تَجۡرِيۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِيۡنَ فِيۡهَا وَيُكَفِّرَ عَنۡهُمۡ سَيِّاٰتِهِمۡ ؕ وَكَانَ

ذٰلِكَ عِنْدَ اللّٰهِ فَوْزًا عَظِيْمًا ۝٥ وَّيُعَذِّبَ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ وَالْمُشْرِكِيْنَ وَ
الْمُشْرِكٰتِ الظَّآنِّيْنَ بِاللّٰهِ ظَنَّ السَّوْءِ ۚ عَلَيْهِمْ دَآئِرَةُ السَّوْءِ ۚ وَغَضِبَ اللّٰهُ عَلَيْهِمْ
وَلَعَنَهُمْ وَاَعَدَّ لَهُمْ جَهَنَّمَ ۚ وَسَآءَتْ مَصِيْرًا ۝٦ وَلِلّٰهِ جُنُوْدُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۚ وَكَانَ اللّٰهُ عَزِيْزًا حَكِيْمًا ۝٧

**તરજુમો :**

*તે જ છે જેણે ઈમાનવાળાઓના દિલમાં સંતોષ ઉતાર્યો જેથી તેમને ઈમાન ઔર વધી જાય પોતાના ઈમાનની સાથે; અને આસમાનોના અને જમીનના બધા લશ્કરો અલ્લાહના છે અને અલ્લાહ બધી ખબર રાખનાર હિકમતવાળો છે. (૪) જેથી ઈમાનવાળા પુરુષોને અને ઈમાનવાળી સ્ત્રીઓને બગીચાઓમાં પહોંચાડી દે તેની નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહે અને તેમના ઉપરથી તેમની બુરાઈઓ ઉતારી દે અને આ છે અલ્લાહના ત્યાં મોટી સફળતા પામવી ! (૫) અને જેથી મુનાફિક (દગાબાજ) પુરુષોને અઝાબ આપે અને મુનાફિક સ્ત્રીઓને અને શિર્ક કરનારા પુરુષોને અને શિર્ક કરનારી સ્ત્રીઓને; જેઓ અટકળો કરે છે અલ્લાહ ઉપર બુરી અટકળો તેમના ઉપર મુસીબતોનો ફેરો પડે અને અલ્લાહ તેમના ઉપર ગુસ્સે થયો અને તેમના ઉપર લા'નત કરી અને તેમના માટે દોઝખ તૈયાર કરી અને ખરાબ સ્થળે પહોંચ્યા. (૬) અને અલ્લાહના જ બધા લશ્કરો છે આસમાનમાં અને જમીનમાં અને અલ્લાહ જબરદસ્ત હિકમતવાળો છે. (૭)*

**તફસીર :**

તે અલ્લાહ એવો છે જેણે મુસલમાનોના દિલોમાં ધૈર્ય પેદા કર્યું (જેની બે અસરો છે. એક, જિહાદની બયૂઅત–પ્રતિજ્ઞાના સમયે તેના તરફ પહેલ અને હિંમત તથા મજબૂત નિર્ધાર; જેમકે બયૂઅતે રિદ્‌વાનની ઘટનામાં ઉપર વર્ણન થઈ ચૂક્યું છે અને બીજી અસર કાફિરોની નકામી જીદના સમયે પોતાના જોશ અને ક્રોધને કાબૂમાં રાખ્યો જેનું વર્ણન આ ઘટનામાં દશમાં ભાગમાં વિગતવાર આવી ચૂક્યું છે અને આગળ પણ فَاَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ માં આવશે)

જેથી તેમના પ્રથમ ઈમાનની સાથે તેમનું ઈમાન ઔર વધારે થાય (કારણ કે વાસ્તવમાં રસૂલની આજ્ઞાપાલન ઈમાનના નૂરમાં વધારો કરવાનું માધ્યમ છે અને આ ઘટનામાં દરેક પાસાથી રસૂલે કરીમ ﷺની સંપૂર્ણ આજ્ઞાપાલનની કસોટી થઈ ગઈ કે જ્યારે રસૂલ ﷺએ જિહાદની દા'વત માટે બોલાવ્યા અને બયૂઅત લીધી તો ઘણી ખુશદિલી અને પહેલ કરીને બધાએ બયૂઅત કરી અને જિહાદ માટે તૈયાર થઈ ગયા અને હિકમત અને હિત નજર સમક્ષ હતું અને રસૂલે કરીમ ﷺએ યુદ્ધથી રોક્યા અને બધા સહાબા જિહાદના જોશમાં લડાઈ માટે બેકરાર હતા પરંતુ રસૂલે કરીમ ﷺના આજ્ઞપાલનમાં આ બધી ભાવનાઓ છોડી દીધી અને યુદ્ધથી અટકી ગયા) અને આસમાનો અને જમીનના બધા લશ્કર (જેમકે ફરિશ્તાઓ અને સઘળી મખ્લૂક) અલ્લાહના જ (લશ્કર) છે (એટલા માટે કાફિરોનો પરાજય અને દીને ઈસ્લામના વિજય માટે અલ્લાહ તઆલા તમારા યુદ્ધ અને જિહાદનો મોહતાજ નથી તે જો ઈચ્છે તો પોતાના ફરિશ્તાઓના લશ્કર મોકલી આપે, જેમકે બદ્ર, અહઝાબ, હુનૈન વગેરે ગઝ્વાતમાં એનું અવલોકન થઈ ચૂક્યું અને આ લશ્કરો મોકલવું પણ મુસલમાનોની હિંમત વધારવા માટે છે નહિતર એક જ ફરિશ્તો સૌના માટે પૂરતો છે તેથી તમને લોકોને ન તો કાફિરોની સંખ્યા જોઈને જિહાદ અને યુદ્ધમાં કોઈ આનાકાની હોવી જોઈએ અને ન જ જે વખતે અલ્લાહ અને રસૂલનો હુકમ જિહાદ છોડવાનો હોય તે વખતે યુદ્ધ છોડવામાં પણ કોઈ આનાકાની હોવી જોઈએ કે અફસોસ ! સુલેહ થઈ ગઈ અને કાફિરો બચી ગયા, તેમને સજા ન થઈ અને યુદ્ધ કરવા અથવા યુદ્ધ છોડવાના પરિણામો તથા તેની પાછળના રહસ્યોને અલ્લાહ તઆલા જ વધારે જાણે છે કારણ કે) અલ્લાહ તઆલા (મસ્લિહતોને) સારી પેઠે જાણનારો હિકમતવાળો છે (જ્યારે યુદ્ધમાં હિકમત હોય છે તેનો હુકમ આપે છે અને જ્યારે યુદ્ધ છોડવામાં હિત હોય છે ત્યારે તેનો હુકમ આપે છે તેથી મુસલમાનોને બંને પરિસ્થિતિઓમાં પોતાની ભાવનાઓને રસૂલે કરીમ ﷺના હુકમના તા'બે રાખવાની છે જે ઈમાન વધવાનું કારણ છે, આગળ ઈમાનનો વધારો થવાના લાભોનું વર્ણન છે એટલે કે) જેથી અલ્લાહ તઆલા (આ આજ્ઞાપાલનના બદલામાં) મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓને એવી જન્નતોમાં દાખલ કરે જેની નીચે નહેરો વહેતી હશે અને જેમાં હંમેશા હંમેશ રહેશે અને જેથી (આ આજ્ઞાપાલનના બદલામાં) તેમના

ગુનાહ દૂર કરી દે (કારણ કે રસૂલના આજ્ઞાપાલનમાં ગુનાહોથી તવબહ અને નેક અમલો બધું સામેલ છે જે બધી જ બુરાઈઓ અને ગુનાહોનો કફ્ફારો હોય છે) અને આ (જે કંઈ વર્ણન થયું છે) અલ્લાહના નજીક મોટી સફળતા છે (આ આયતમાં પ્રથમ્ મો'મિનોના દિલો ઉપર સંતોષ અને ધૈર્ય નાઝિલ કરવાના ઈનામનું વર્ણન કર્યું, પછી આ ઈનામ ઈમાનના વધારાનું રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલનના કારણે બન્યું અને રસૂલે કરીમ ﷺનું આજ્ઞાપાલન જન્નતમાં દાખલ થવાનું કારણ બન્યું એટલા માટે આ બધી બાબતો મો'મિનોના દિલોમાં સંતોષ અને ધૈર્ય નાઝિલ કરવા ઉપર સંપાદિત થઈ, આગળ આ જ સંતોષના લાભો વર્ણન કરીને મુનાફિકોની તેનાથી વંચિતતા અને આ વંચિતતાના કારણે તેમનું અઝાબમાં સપડાવવાનું વર્ણન કરવામાં આવ્યું છે એટલે કે આ સંતોષ અને ધૈર્ય મુસલમાનોના દિલો ઉપર નાઝિલ કર્યું અને કાફિરોના દિલો ઉપર ન કર્યું) જેથી અલ્લાહ તઆલા મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓને (તેમના કુફ્રના કારણે) અઝાબ આપે કે જે અલ્લાહની સાથે ખરાબ ખરાબ ધારણા બાંધે છે (આ બુરી ધારણાઓથી ભાવાર્થ તેમની વાતચીત કરવાની લઢણ છે કે એ લોકોની ધારણા એવી છે કે જેમને ઉમરહ માટે હુદૈબિય્યહની મુસાફરીનું આમંત્રણ આપવામાં આવ્યું અને તેમણે ઈન્કાર કરી દીધો અને પરસ્પર એવું કહ્યું કે આ લોકો મક્કાવાળાઓ સાથે અમને લડાવવા ઈચ્છે છે તેમને જવા દો, આ લોકો તેમના હાથથી બચીને પાછા અવશે નહીં. આવું કહેનારા મુનાફિકો જ હોઈ શકે છે અને પોતાના જાહેર અર્થના આધારે સઘળા કુફ્રિય્યહ અને શિર્કિય્યહ અકીદાઓ આ જ ખરાબ ધારણાઓમાં સામેલ છે, તે બધા માટે ધમકી છે કે દુનિયામાં) તે બધા ઉપર બુરો વખત પડવાનો છે (એટલા માટે અમુક જ દિવસ પછી તેઓ મરાયા અને કેદ પકડાયા તથા મુનાફિકોની આખી જિંદગી અફસોસ અને પરેશાનીમાં પસાર થઈ કે ઈસ્લામ વધતો હતો અને તેઓની સંખ્યા ઘટતી જતી હતી, આવું તો દુનિયામાં થયું) અને (આખિરતમાં) અલ્લાહ તઆલા તેમના ઉપર ક્રોધિત થશે અને તેમને રહમતથી દૂર કરશે અને તેમના માટે તેણે દોઝખ તૈયાર કરી રાખી છે અને તે ઘણું જ બુરું ઠેકાણું છે અને (આગળ આ ધમકીની તાકીદ છે કે) આસમાનો અને જમીનના સઘળા લશ્કર અલ્લાહના જ છે અને અલ્લાહ તઆલા જોરાવર (એટલે કે સંપૂર્ણ શક્તિવાળો છે, જો ઈચ્છયું હોત તો

પોતાના કોઈપણ લશ્કર વડે તે બધાનો એકદમ સફાયો જ કરી નાંખ્યો હોત કે આ લોકો એના જ હકદાર છે પરંતુ કારણ કે તે) હિકમતવાળો છે (એટલા માટે મસ્લિહતના કારણે સજામાં મહોલત આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરતની શરૂઆતની ત્રણ આયતોમાં તે ખાસ ઈનામોનું વર્ણન છે જે આ સ્પષ્ટ વિજયમાં રસૂલે કરીમ ﷺ ઉપર ઉતારવામાં આવ્યા, અમુક સહાબા (રદિ.) જેઓ હુદૈબિય્યહની મુસાફરીમાં સાથે હતા તેમણે અરજ કરી કે યા રસૂલુલ્લાહ ﷺ આ ઈનામો તો તમારા માટે છે અલ્લાહ તમને મુબારક કરે, અમારા માટે શું છે ? એના ઉપર આયતો નાઝિલ થઈ, તેમાં હુદૈબિય્યહમાં હાજરજનોના માટે અને બયૂઅતે રિદ્વાન ઉપર અલ્લાહ તઆલાના ઈનામોનું વર્ણન છે અને કારણ કે તે ઈનામો ઈમાન અને રસૂલે કરીમ ﷺની આજ્ઞાપાલનના કારણે મળ્યા, એ સ્વરૂપે એમાં સૌ મો'મિનો પણ સામેલ છે કે જે પણ ઈમાન અને આજ્ઞાપાલનમાં સંપૂર્ણ હશે તે આ ઈનામોનો હકદાર હશે.

---

## આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૮-૯-૧૦)

إِنَّا أَرْسَلْنَاكَ شَاهِدًا وَمُبَشِّرًا وَنَذِيرًا ﴿٨﴾ لِّتُؤْمِنُوا بِاللَّهِ وَرَسُولِهِ
وَتُعَزِّرُوهُ وَتُوَقِّرُوهُ وَتُسَبِّحُوهُ بُكْرَةً وَأَصِيلًا ﴿٩﴾ إِنَّ الَّذِينَ يُبَايِعُونَكَ إِنَّمَا
يُبَايِعُونَ اللَّهَ يَدُ اللَّهِ فَوْقَ أَيْدِيهِمْ ۚ فَمَن نَّكَثَ فَإِنَّمَا يَنكُثُ عَلَىٰ نَفْسِهِ ۖ وَمَنْ
ع أَوْفَىٰ بِمَا عَاهَدَ عَلَيْهُ اللَّهَ فَسَيُؤْتِيهِ أَجْرًا عَظِيمًا ﴿١٠﴾

## તરજુમો :

*અમે તમને ગવાહી આપનારા બનાવીને મોકલ્યા અને ખુશી અને ડર સંભળાવનારા. (૮) જેથી તમે અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના રસૂલ ઉપર અને તેની મદદ કરો અને તેનું સન્માન કરો અને તેની સવાર અને સાંજ પવિત્રતા વર્ણન કરતા રહો. (૯) બેશક જે લોકો તમારાથી બયૂઅત કરે છે તેઓ અલ્લાહ સાથે બયૂઅત કરે છે તેમના હાથ ઉપર અલ્લાહનો હાથ છે*

*પછી જે કોઈ વચન તોડશે બસ પોતાના નુકસાન માટે તોડે છે અને જે કોઈ તે બાબતને પૂરી કરે જેના ઉપર અલ્લાહ સાથે કરાર કર્યો તો તે તેનો બદલો ઘણો મોટો આપશે. (૧૦)*

**તફસીર :**

(હે મુહમ્મદ ﷺ !) અમે આપ (ﷺ)ને (ઉમ્મતના અમલો ઉપર કયામતના દિવસે) ગવાહી આપનારા (જાહેર રીતે) અને (દુનિયામાં ખાસ કરીને મુસલમાનો માટે) ખુશખબરી આપનારા અને (કાફિરો માટે) ડરાવનારા બનાવીને મોકલ્યા છે (અને હે મુસલમાનો ! અમે તેમને એટલા માટે રસૂલ બનાવીને મોકલ્યા છે) જેથી તમે લોકો અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો અને તે(ના દીન)ની મદદ કરો અને તેનું સન્માન કરો (અકીદાની રૂએ પણ અને અલ્લાહ તઆલાને તમામ ખુબીઓની સાથે હાજર નાજર અને તમામ ઐબો અને ખામીઓથી પવિત્ર સમજો અને અમલી રીતે પણ તેની આજ્ઞાનું પાલન કરો) અને સવાર અને સાંજ તેની તસ્બીહ (અને પવિત્રતા વર્ણન કરવા)માં લાગેલા રહો (જો આ તસ્બીહની તફસીર "નમાઝ" કરવામાં આવે તો સવાર સાંજની નમાઝો ભાવાર્થ સ્વરૂપે હશે અને નહિતર દરેક ઝિક્ર ભલે તે મુસ્તહબ જ હોય ભાવાર્થ સ્વરૂપે હશે. આગળ અમુક ખાસ હકો વિશે કહેવામાં આવ્યું છે કે) જે લોકો તમારી સાથે (હુદૈબિય્યહના દિવસે એ બાબત ઉપર) બયૂઅત કરી રહ્યા છે (એટલે કે બયૂઅત કરી ચૂક્યા છે કે જિહાદથી પાછા હટીશું નહીં) તો તેઓ (વાસ્તવમાં) અલ્લાહ તઆલા સાથે બયૂઅત કરી રહ્યા છે (કારણ કે તેનો હેતુ એ બાબતે બયૂઅત કરવાનો છે કે અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરીશું અને જ્યારે એ વાત છે તો જાણે) અલ્લાહનો હાથ તેમના હાથો ઉપર છે પછી (બયૂઅત કર્યા પછી) જે વ્યક્તિ વચનનો ભંગ કરશે (એટલે કે આજ્ઞાપાલનના બદલે વિરોધ કરશે) તો તેના કરાર તોડવાનો વબાલ તેના ઉપર જ પડશે અને જે વ્યક્તિ એ વાતને પૂરી કરશે જેના ઉપર (બયૂઅતમાં) અલ્લાહ સાથે કરાર કર્યો છે તો નિકટમાં જ અલ્લાહ તેને પણ મોટો બદલો આપશે.

**મસ્અલા અને બોધપાઠ :**

પાછલી આયતોમાં અલ્લાહ તઆલાના તે ઈનામોનું વર્ણન હતું જે નબીએ

કરીમ ﷺ અને આપની ઉમ્મત ઉપર ખાસ કરીને બયૂઅતે રિદ્‌વાનમાં શહીદ સહાબા (રદિ.) ઉપર નાઝિલ થયા અને કારણ કે આ ઈનામોને અર્પણ કરનાર અલ્લાહ તઆલા અને તેનું માધ્યમ બનનાર નબીએ કરીમ ﷺ છે તે સંદર્ભમાં પ્રસ્તુત આયતોમાં તેમના હકો અને માન મોભો જાળવવાનું વર્ણન છે, પ્રથમ રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને આપ ﷺની ત્રણ સિફતોનું વર્ણન કરવામાં આવ્યું. શાહિદ, બશીર અને નઝીર. શાહિદનો અર્થ ગવાહ થાય છે તેનો ભાવાર્થ તે જ છે જે સૂરએ નિસાઅ્‌ની આયત فَكَيْفَ اِذَا جِئْنَا مِنْ كُلِّ اُمَّةٍ بِشَهِيْدٍ وَّجِئْنَا بِكَ عَلٰى هٰٓؤُلَآءِ شَهِيْدًا ની તફસીરમાં મઆરિફુલ કુર્આનમાં વર્ણન થઈ ચૂક્યું છે કે દરેક નબી પોતાની ઉમ્મત વિશે એ વાતની ગવાહી આપશે કે તેણે અલ્લાહનો સંદેશ ઉમ્મતને પહોંચાડી દીધો, પછી કોઈએ તેનું પાલન કર્યું અને કોઈએ તેની નાફરમાની કરી, એ જ પ્રમાણે નબીએ કરીમ ﷺ પોતાની ઉમ્મત વિશે ગવાહી આપશે, સૂરએ નિસાઅ્‌ની આ આયતની તફસીરમાં કુર્તુબીએ લખ્યું છે કે અંબિયા (અલૈ.)ની આ ગવાહી પોતાના સમયના ઉપસ્થિત લોકો વિશે હશે કે તેમના સત્યના આમંત્રણને કોઈએ સ્વીકાર્યું અને કોઈએ તેની નાફરમાની કરી. એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺની આ ગવાહી પોતાના સમયના લોકો વિશે હશે અને અમુક લોકોએ કહ્યું છે કે આ ગવાહી બધી જ ઉમ્મતના અમલો આજ્ઞાપાલન અને ગુનાહો ઉપર હશે, કારણ કે અમુક રિવાયતો પ્રમાણે ઉમ્મતના અમલો સવાર અને સાંજ રસૂલે કરીમ ﷺની સામે ફરિશ્તાઓ રજુ કરે છે એટલા માટે આપ ﷺ જાણકાર હશે. (કુર્તુબી, સઈદ ઈબ્ને મુસય્‌બ) અને બશીરનો અર્થ "બશારત આપનાર" એટલે કે ખુશખબરી આપનાર થાય છે તથા નઝીરનો અર્થ ડરાવનાર થાય છે, તેનો ભાવાર્થ એ છે કે આપ ﷺ ઉમ્મતના મો'મિનો અને આજ્ઞાનું પાલન કરનારાઓને ખુશખબરી સંભળાવનારા છે અને કાફિરો તથા દુષ્ટ લોકોને અઝાબથી ડરાવનારા છે, આગળ રસૂલે કરીમ ﷺને મોકલવાનો હેતુ એ બતાવવામાં આવ્યો કે તમે લોકો અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો અને ઈમાનની સાથે વધારે ત્રણ લક્ષણોનું વર્ણન કર્યું છે જે મો'મિનોમાં હોવા જોઈએ. تُعَزِّرُوْهُ – تُوَقِّرُوْهُ અને تُسَبِّحُوْهُ , تُعَزِّرُوْهُ (તુઅઝ્ઝિરૂહુ) એ تَعْزِيْر (તઅ્‌ઝીર)થી બનેલ છે જેનો અર્થ મદદ કરવાનો થાય છે અને સગાને જે "તાઅ્‌ઝીર" કહેવામાં આવે છે તે પણ એટલા માટે કે મુજરીમની સાચી મદદ

એમાં છે કે તેના ઉપર સજા થોપવામાં આવે. (મુફરદાતુલ કુર્આન, રાગિબ) અને (تُوَقِّرُوْهُ "તુવક્કિરુહુ" એ تَوْقِيْر "તવકીર"થી બનેલ છે જેનો અર્થ "સન્માન" અને تُسَبِّحُوْهُ "તુસબ્બિહૂહુ" એ تَسْبِيْح "તસ્બીહ"થી બનેલ છે જેનો અર્થ પવિત્રતા વર્ણન કરવાનો થાય છે. તેમાં અંતિમ શબ્દ તો નિશ્ચિત છે કે તે અલ્લાહ માટે જ હોય શકે છે એટલા માટે تُسَبِّحُوْهُ "તુસબ્બિહૂહુ"ની ઝમીરમાં એના સિવાય કોઈ સંભાવના નથી કે તે અલ્લાહ તઆલા તરફ સંબંધ ધરાવતી હોય. એટલા માટે ઘણા લોકોએ પ્રથમ બંને વાકયોની ઝમીરો પણ અલ્લાહ તઆલા તરફ જોડાયેલી હોવાનો અર્થ એ ઠરાવ્યો છે કે ઈમાન લાવો અને અલ્લાહની એટલે કે તેના દીન અને રસૂલ ﷺની મદદ કરો અને તેનું સન્માન કરો અને તેની પવિત્રતા વર્ણન કરો અને અમુક લોકોએ પ્રથમ બે વાક્યોની ઝમીર રસૂલે કરીમ ﷺ તરફ જોડીને અર્થ એ ઠરાવ્યો કે રસૂલની મદદ કરો અને સન્માન કરો અને અલ્લાહ તઆલાની પવિત્રતા વર્ણન કરો પરંતુ અમુક તફસીરકારોએ કહ્યું કે એમાં ઝમીરોનો તફાવત થાય છે જે ઉચ્ચ શૈલીથી વિપરીત છે. વલ્લાહુ અઅ્લમુ. ત્યાર પછી આ બય્અતનું વર્ણન છે જેની ઘટના હુદૈબિય્યહના કિસ્સાના દશમાં ભાગમાં આવી ચૂકી છે, આ બય્અત વિશે અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે જે લોકોએ રસૂલુલ્લાહ ﷺના હાથ ઉપર બય્અત કરી કારણ કે તેનો હેતુ અલ્લાહના હુકમને પૂર્ણ કરવો અને તેની ખુશી પ્રાપ્ત કરવી છે એટલા માટે જાણે પોતે અલ્લાહ તઆલાથી આ બય્અત થઈ અને જયારે તેમણે રસૂલે કરીમ ﷺના હાથમાં પોતાનો હાથ આપ્યો તો જાણે અલ્લાહના હાથ ઉપર બય્અત કરી લીધી, અલ્લાહનો હાથ કહેવું અહીંયાં "મુતશાબિહાત" (રૂપક) તરીકે છે જેનું સ્વરૂપ અને વાસ્તવિકતા ન તો કોઈને ખબર છે અને ન જ તેને જાણવાની ચિંતામાં રહેવું યોગ્ય છે, આ બય્અતની ફઝીલત આગળ પણ આવી રહી છે.

શબ્દ "બય્અત" વાસ્તવમાં કોઈ ખાસ કામ ઉપર કરાર અને પ્રતિજ્ઞા લેવાનું નામ છે, તેનો પ્રાચીન અને સુન્નત તરીકો પરસ્પર કરાર અને પ્રતિજ્ઞા લેનારાના હાથ ઉપર હાથ લેવો છે, જો કે હાથ ઉપર હાથ રાખવો શરત અને જરૂરી નથી, અલબત્ત જે કાર્યની કોઈની સાથે પ્રતિજ્ઞા લેવામાં આવે અથવા કરાર કરવામાં આવે તેની પાબંદી શરઈ રીતે વાજિબ અને જરૂરી છે અને તેનો ભંગ કરવો હરામ છે એટલા માટે આગળ ફરમાવ્યું કે જે વ્યક્તિ આ બય્અતના

કરારને તોડશે તો તે પોતાનું જ નુકસાન કરશે, અલ્લાહ અને તેના રસૂલને તેનાથી કોઈ નુકસાન નથી પહોંચતું અને જે આ વચન પૂરું કરશે તો તેને અલ્લાહ તઆલા મોટો બદલો આપનારો છે.

---

## આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૧૧ થી ૧૪)

| |
|---|
| سَيَقُوْلُ لَكَ الْمُخَلَّفُوْنَ مِنَ الْاَعْرَابِ شَغَلَتْنَآ اَمْوَالُنَا وَاَهْلُوْنَا فَاسْتَغْفِرْ لَنَا ۚ |
| يَقُوْلُوْنَ بِاَلْسِنَتِهِمْ مَّا لَيْسَ فِيْ قُلُوْبِهِمْ ۭ قُلْ فَمَنْ يَّمْلِكُ لَكُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا |
| اِنْ اَرَادَ بِكُمْ ضَرًّا اَوْ اَرَادَ بِكُمْ نَفْعًا ۭ بَلْ كَانَ اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿١١﴾ |
| بَلْ ظَنَنْتُمْ اَنْ لَّنْ يَّنْقَلِبَ الرَّسُوْلُ وَالْمُؤْمِنُوْنَ اِلٰٓى اَهْلِيْهِمْ اَبَدًا وَّزُيِّنَ ذٰلِكَ |
| فِيْ قُلُوْبِكُمْ وَظَنَنْتُمْ ظَنَّ السَّوْءِ ۚ وَكُنْتُمْ قَوْمًۢا بُوْرًا ﴿١٢﴾ وَمَنْ لَّمْ يُؤْمِنْۢ بِاللّٰهِ |
| وَرَسُوْلِهٖ فَاِنَّآ اَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ سَعِيْرًا ﴿١٣﴾ وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ |
| يَغْفِرُ لِمَنْ يَّشَاۗءُ وَيُعَذِّبُ مَنْ يَّشَاۗءُ ۭ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿١٤﴾ |

## તરજુમો :

*હવે તમારાથી પાછળ રહી જનારા ગામડિયાઓ કહેશે, અમે પોતાના માલ અને ઘરવાળાઓના કામમાં લાગેલા રહી ગયા, બસ અમારા ગુનાહો મા'ફ કરાવો, તેઓ પોતાની જીભથી તે કહે છે જે તેમના દિલમાં નથી; તમે કહો, કોઈનું તમારા માટે અલ્લાહ પાસે શું ચાલે છે જો તે તમારું નુકસાન ઈચ્છે અથવા તમારો લાભ ઈચ્છે ! બલકે અલ્લાહ તમારા સઘળા કામોને જાણનારો છે. (૧૧) કંઈ નથી, તમે તો ધારી લીધું હતું કે રસૂલ અને મુસલમાનો પાછા ફરીને ક્યારેય પોતાના ઘરે આવશે નહીં અને તમારા દિલમાં આ ધારણા ખૂંપી ગઈ અને તમે અટકળ કરી, ઘણી ખરાબ અટકળો; અને તમે લોકો તબાહ થનારા હતા. (૧૨) અને જે કોઈ અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન ન લાવે તો અમે કાફિરો માટે ધગધગતી આગ*

*તૈયાર કરી રાખી છે. (૧૩) અને અલ્લાહના માટે જ છે આસમાનો અને જમીનની બાદશાહી, જેને ઈચ્છે બખ્શે અને જેને ઈચ્છે અઝાબમાં નાંખે; અને અલ્લાહ મહાન બખ્શનારો ઘણો મહેરબાન છે. (૧૪)*

**તફસીર :**

જે ગામડિયાઓ (આ હુદૈબિય્યહની મુસાફરીથી) પાછળ રહી ગયા (એટલે કે મુસાફરીમાં સામેલ ન થયા) તેઓ ઘણા જ જલદી (જ્યારે કે આપ મદીનામાં પહોંચશો) તમને (બહાનાબાજી સ્વરૂપે) કહેશે (કે અમે જે આપની સાથે સામેલ ન થયા તેનું કારણ એ થયું કે) અમને અમારા માલ અને ઘરવાળાઓએ ફુરસદ ન આપી (એટલે કે તેમની જરૂરિયાતમાં મશ્ગૂલ રહ્યા) તો અમારા માટે (આ કોતાહીની) મા'ફીની દુઆ કરી આપો (આગળ અલ્લાહ તઆલા તેઓ જૂઠા હોવાનું કહે છે કે) આ લોકો પોતાની જીભથી એવી વાતો કહે છે જે તેમના દિલમાં નથી (આગળ આપ ﷺને તાકીદ કરવામાં આવે છે કે આ લોકો જ્યારે તમને આ બહાનું રજુ કરે તો) તમે કહી આપો કે (પ્રથમ તો આ બહાનું જો સાચું પણ હોત તો અલ્લાહ અને રસૂલના કતઈ હુકમના મુકાબલામાં તે માત્ર ખોટું બહાનું અને રદ કરવાપાત્ર હોત, કારણ કે અમે પૂછીએ છીએ કે) તે કોણ છે જે અલ્લાહની સામે તમારા માટે (નફા અને નુકસાનમાં) કોઈ વસ્તુનો અધિકાર ધરાવતો હોય ? જો અલ્લાહ તઆલા તમને કોઈ નુકસાન અથવા કોઈ નફો પહોંચાડવા ઈચ્છે (તમારી જાત અથવા તમારા માલ અને અવલાદમાં જે નફો અને નુકસાન અલ્લાહની તકદીરમાં લખાઈ ચૂક્યો છે તેનાથી વિરુદ્ધ કરવાનો કોઈને અધિકાર નથી, અલબત્ત ઈસ્લામી શરીઅતે ઘણા પ્રસંગો ઉપર એ રીતના ખતરાઓના કારણને સ્વીકારીને છૂટછાટ આપી છે એ શરતે કે તે કારણ વાસ્તવિક હોય અને જ્યાં શરીઅતે આવા કારણનો સ્વીકાર નથી કર્યો અને છૂટછાટ નથી આપી બલકે હુકમ કતઈ રદ ન કરવાપાત્ર ઠરાવી દીધો, જેમકે આ બાબતમાં કે હુદૈબિય્યહની મુસાફરી માટે અલ્લાહ અને રસૂલ ﷺએ ઘરબારની પ્રવૃત્તિઓને સ્વીકૃતિપ્રાપ્ત કારણ ઠરાવ્યું નથી ભલે તે વાસ્તવિક પણ કેમ ન હોય, બીજું આ બહાનાબાજી જે તમે કરી રહ્યા છો તે વાસ્તવિક અને સાચી પણ નથી, જેમકે આગળ આવે છે અને તમે એવું સમજતા હશો કે મને આ જૂઠની ખબર નથી થઈ પરંતુ હકીકત એ છે કે) અલ્લાહ તઆલા(કે જે) તમારા બધા અમલોનો જાણકાર

છે (તેણે મને વહી દ્વારા જાણકારી આપી દીધી છે કે તમારી ગેરહાજરીનું કારણ એ નથી જે તમે વર્ણન કરી રહ્યા છો) બલકે (વાસ્તવિક કારણ એ છે કે) તમે એવું સમજ્યું કે રસૂલ અને મો'મિનો પોતાના ઘરવાળાઓમાં ક્યારેય પાછા ફરીને આવશે નહીં (બલકે મુશ્રિકો બધાનો સફાયો કરી દેશે) અને આ વાત તમને દિલોમાં ગમતી પણ હતી (અલ્લાહ અને રસૂલ ﷺની દુશ્મનીના કારણે એ તમારી દિલી તમન્ના પણ હતી) અને તમે ખરાબ ખરાબ ધારણાઓ બાંધી અને તમે (તે ખરાબ ધારણાઓના કારણે કે જે કુફ્રિયા વિચારો છે) બરબાદ થનારા લોકો થઈ ગયા (જો આ ધમકીઓને સાંભળીને તમે હજુ પણ દિલથી ઈમાન લઈ આવો તો સારું નહિતર) જે વ્યક્તિ અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન લાવશે નહીં તો અમે કાફિરો માટે દોઝખ તૈયાર કરી રાખી છે (અને મો'મિન તથા ગેરમો'મિન માટે પ્રસ્તુત કાનૂન નક્કી કરવાથી આશ્ચર્ય કરવામાં ન આવે, કારણ કે) બધા જ આસમાન અને જમીનની સલતનત અલ્લાહની જ છે, તે જેને ઈચ્છે મા'ફ કરી દે અને જેને ઈચ્છે સજા આપે અને (કાફિરો જો કે અઝાબના હકદાર હોય છે પરંતુ) અલ્લાહ તઆલા ઘણો ગફૂરોરહીમ છે (કે તેઓ પણ જો સાચા દિલથી ઈમાન લઈ આવે તો તેમને પણ મા'ફ કરી આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ વિષય જે ઉપર વર્ણન થયો તે ગામડિયાઓ વિશે છે જેમને રસૂલે કરીમ ﷺએ હુદૈબિય્યહની મુસાફરીમાં સામેલ થવાનો હુકમ કર્યો હતો પરંતુ તેમણે બહાનાઓ કાઢ્યા જેનું વર્ણન હુદૈબિય્યહના કિસ્સાના પ્રથમ ભાગમાં આવી ચૂક્યું છે, અમુક રિવાયતોથી જાણ થાય છે કે તેમનામાં અમુક લોકોએ પાછળથી તવબહ કરી અને મુખ્લિસ બની ગયા.

---

## આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૧૫-૧૬-૧૭)

| |
|---|
| سَيَقُولُ الْمُخَلَّفُونَ إِذَا انْطَلَقْتُمْ إِلَىٰ مَغَانِمَ لِتَأْخُذُوهَا ذَرُونَا نَتَّبِعْكُمْ ۖ |
| يُرِيدُونَ أَنْ يُبَدِّلُوا كَلَامَ اللَّهِ ۚ قُلْ لَنْ تَتَّبِعُونَا كَذَٰلِكُمْ قَالَ اللَّهُ مِنْ قَبْلُ ۖ |

فَسَيَقُوْلُوْنَ بَلْ تَحْسُدُوْنَنَا ۭ بَلْ كَانُوْا لَا يَفْقَهُوْنَ اِلَّا قَلِيْلًا ﴿۱۵﴾ قُلْ لِّلْمُخَلَّفِيْنَ
مِنَ الْاَعْرَابِ سَتُدْعَوْنَ اِلٰى قَوْمٍ اُولِيْ بَاْسٍ شَدِيْدٍ تُقَاتِلُوْنَهُمْ اَوْ يُسْلِمُوْنَ ۚ فَاِنْ
تُطِيْعُوْا يُؤْتِكُمُ اللّٰهُ اَجْرًا حَسَنًا ۚ وَاِنْ تَتَوَلَّوْا كَمَا تَوَلَّيْتُمْ مِّنْ قَبْلُ يُعَذِّبْكُمْ
عَذَابًا اَلِيْمًا ﴿۱۶﴾ لَيْسَ عَلَى الْاَعْمٰى حَرَجٌ وَّلَا عَلَى الْاَعْرَجِ حَرَجٌ وَّلَا عَلَى
الْمَرِيْضِ حَرَجٌ ۭ وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ يُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ
وَمَنْ يَّتَوَلَّ يُعَذِّبْهُ عَذَابًا اَلِيْمًا ﴿۱۷﴾

## તરજુમો :

*હવે પાછળ રહી ગયેલાઓ કહેશે જ્યારે તમે (ખયબરની) ગનીમતો લેવા માટે જશો, (અમને) પરવાનગી આપો અમે પણ તમારી સાથે આવીએ, તેઓ ઈચ્છે છે કે અલ્લાહનું કહ્યું બદલી નાંખે, તમે કહી આપો ! અમારી સાથે કદાપિ આવી શકશો નહીં, અલ્લાહે પ્રથમથી એમ જ કહી આપ્યું છે; પછી હવે તેઓ કહેશે, નહીં ! તમે તો અમારા લાભથી ઈર્ષ્યા કરો છો; કંઈ નથી પણ તેઓ સમજતા નથી પરંતુ ઘણું થોડું. (૧૫) પાછળ રહી ગયેલા ગામડિયાઓને કહી આપો ! હવે પછી તમને ઘણી સખત લડનારી કોમ ઉપર બોલાવીશું, તમે તેમની સાથે લડશો અથવા તેઓ મુસલમાન થઈ જશે, પછી જો હુકમ માનશો તો અલ્લાહ તમને સારો બદલો આપશે અને જો પીઠ ફેરવશો જેમકે પ્રથમ વખતે પીઠ ફેરવી હતી તો તમને એક દર્દનાક અઝાબ આપશે. (૧૬) આંધળાઓ ઉપર વાંધો નથી અને ન જ લંગડાઓ ઉપર વાંધો છે અને ન જ બીમાર ઉપર વાંધો છે અને જે કોઈ અલ્લાહનો અને તેના રસૂલનો હુકમ માને તેને એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહે છે અને જે કોઈ પીઠ ફેરવશે તેને દર્દનાક અઝાબ આપશે. (૧૭)*

## તફસીર :

જે લોકો (હુદૈબિય્યહની મુસાફરીથી) પાછળ રહી ગયા નિકટમાં જ જ્યારે તમે (ખયબરની) ગનીમતો લેવા જશો (ભાવાર્થ એ છે કે ખયબર ફતેહ કરવા

માટે ચાલશો જ્યાં ગનીમત મળનારી છે) ત્યારે તેઓ (તમને) કહેશે કે અમને પણ પરવાનગી આપો કે અમે તમારી સાથે ચાલીએ (આ દરખાસ્તનું કારણ માલે ગનીમતની લાલચ હતી જેને પ્રાપ્ત કરવું ઈશારાઓથી તેમને જાણ થઈ ચૂકી હતી અને એ સંભાવના હતી, હુદૈબિય્યહની સફરમાં આવી સંભાવના ન હતી કે તેમાં સંઘર્ષ બલકે મરવાની વધારે આશંકા હતી, તેના વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે) તે લોકો એવું ઈચ્છે છે કે અલ્લાહના હુકમને બદલી નાંખે (એટલે કે અલ્લાહનો હુકમ એ હતો કે આ ગઝ્વહમાં માત્ર તે લોકો જાય જેઓ હુદૈબિય્યહ અને બયૂઅતે રિદ્‌વાનમાં સામેલ થયા, તેમના સિવાય અન્ય કોઈ ન જાય ખાસ કરીને તે લોકો જેમણે હુદૈબિય્યહની મુસાફરીમાં જવાથી પાછા પડયા અને બહાનાબાજી કરી) બસ તમે કહી આપો કે તમે કદાપિ અમારી સાથે ચાલી શકતા નથી (એટલે કે તમારી આ દરખાસ્ત અમે મંજૂર નથી કરી શકતા કારણ કે એમાં અલ્લાહ તઆલાના હુકમને બદલી નાંખવાનો ગુનોહ છે કારણ કે) અલ્લાહ તઆલાએ પ્રથમથી એવું જ ફરમાવી દીધું છે (એટલે કે હુદૈબિય્યહથી પાછા ફરતાં જ અલ્લાહ તઆલાએ એ હુકમ આપી દીધો હતો કે ખયબરની જિહાદમાં હુદૈબિય્યહવાળા સિવાય કોઈ જશે નહીં અને આ અલ્લાહનો હુકમ કુર્આનમાં જાહેર રીતે ઉપસ્થિત નથી, એથી જાણ થઈ કે આ હુકમ વહીએ "ગૈરમત્લૂ" દ્વારા આપ ﷺને મળ્યો હતો જે હદીસો દ્વારા વર્ણન કરવામાં આવે છે અને એ પણ શક્ય છે કે હુદૈબિય્યહથી પાછા ફરતી વખતે જે સૂરએ ફત્હ નાઝિલ થઈ અને એમાં આ આયત આવી, أَثَابَهُمْ فَتْحًا قَرِيبًا આ "ફત્હે કરીબ"નો ભાવાર્થ ખયબરની ફતહ જ છે તો આ આયતે ઈશારો કરી દીધો કે આ ખયબરની ફતહ આ જ હુદૈબિય્યહવાળાઓને પ્રાપ્ત થશે અને જ્યારે તમે તેમને એ જવાબ આપશો) તો તે લોકો કહેશે (દેખીતું એ છે કે તમારી સામે કહેવું અત્રે ભાવાર્થ સ્વરૂપે નથી, બલકે અન્યોને કહેશે કે અમને સાથે ન લેવાનો જે અલ્લાહનો હુકમ બતાવવામાં આવે છે વાસ્તવમાં વાત એમ નથી) બલકે તમે લોકો અમારાથી ઈર્ષ્યા કરો છો (એટલા માટે અમને સામેલ કરવાનું પસંદ કરતા નથી, જ્યારે કે મુસલમાનોમાં અદેખાઈનો અંશ સુદ્ધાં ન હતો) બલકે પોતે આ લોકો ઘણી ઓછી વાત સમજે છે (જો સંપૂર્ણ સમજ હોત તો અલ્લાહના આ હુકમની હિકમત સરળતાથી સમજી શકતા હતા કે હુદૈબિય્યહમાં તે લોકોએ એક મોટા ખતરા અને

મોટી કસોટીનું કામ કર્યું, મુનાફિકોએ પોતાના દુનિયવી સ્વાર્થને અગ્રસ્થાને રાખ્યો તે કારણે તેમને ખાસ સ્વરૂપે અહીંયાં અલગ કરવામાં આવ્યા અને તેમને વંચિત રાખવામાં આવ્યા છે, અહીંયાં સુધી ખયબરના વિષય વિશે વર્ણન હતું. આગળ એક બીજી ઘટના વિશે વાતચીત માટે કહેવામાં આવે છે કે) તમે તે પાછળ રહેનારા ગામડિયાઓને (એવું પણ) કહી આપો કે (જો એક ખયબરમાં ન ગયા તો કંઈ નહીં; સવાબ પ્રાપ્ત કરવા માટે બીજી પણ તકો આવવાની છે એટલા માટે) નિકટમાં જ તમે લોકો એવા લોકો(થી લડવા) તરફ બોલાવવામાં આવશો જે સખત લડનારા હશે (તેનાથી ભાવાર્થ ઈરાન અને રૉમનો સાથેના યુદ્ધો છે, -દૂર્રે મન્સૂર, ઈબ્ને અબ્બાસ રદિ. દ્વારા -કારણ કે તેમના લશ્કરો કેળવણી પામેલા અને શસ્ત્ર સરંજામથી ભરપૂર હતા કે) યા તો તેમની સાથે લડતા રહો અથવા તેઓ (ઈસ્લામના) આજ્ઞાપાલક બની જાય (ભલે ઈસ્લામ સ્વીકાર કરીને અથવા ઈસ્લામી હુકૂમતની આજ્ઞાનું પાલન કરી જિઝીયો દેવાનું સ્વીકાર કરીને, મતલબ એ છે કે તમને એ કામ માટે બોલાવવામાં આવશે) બસ (તે સમયે) જો તમે આજ્ઞાપાલન કરશો (અને તેમની સાથે જિહાદ કરશો) તો તમને અલ્લાહ તઆલા નેક બદલો આપશે અને જો તમે તે સમયે પણ મોઢું ફેરવશો જેમકે આનાથી પહેલાં (હુદૈબિય્યહ વગેરેમાં) મોઢું ફેરવી ચૂક્યા છો તો તે દર્દનાક અઝાબની સજા આપશે (અલબત્ત જિહાદના આમંત્રણથી તે મા'ઝૂર લોકો બાકાત છે એટલા માટે) ન તો આંધળા ઉપર કોઈ ગુનોહ છે અને ન જ લંગડા ઉપર કોઈ ગુનોહ છે અને ન તો બીમાર ઉપર કોઈ ગુનોહ છે અને (ઉપર જે મુજાહિદો માટે જન્નત અને નેઅ્મતના વાયદા તથા જિહાદથી પીછેહઠ કરનારાઓ માટે ધમકીઓ આવી છે તે કંઈ આ જ લોકોની વાત નથી બલકે આ નિયમ સર્વસામાન્ય છે કે) જે વ્યક્તિ અલ્લાહ અને રસૂલ (ﷺ)નું કહેવું માનશે તેને એવી જન્નતોમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહેતી હશે અને જે વ્યક્તિ (હુકમથી) મોઢું ફેરવશે તેને કષ્ટદાયક અઝાબની સજા આપશે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં એ ઘટનાનું વર્ણન છે જે હુદૈબિય્યહથી પાછા ફર્યા પછી સન હિજરી ૭ માં બની કે જ્યારે રસૂલે કરીમ ﷺએ ખયબર સાથે જિહાદનો ઈરાદો કર્યો તો માત્ર તે લોકોને સાથે લીધા જેઓ હુદૈબિય્યહની મુસાફરી અને

બયઅતે રિદ્‌વાનમાં સામેલ હતા અને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺને ખયબરના વિજયનો અને ત્યાંથી ગનીમતનો માલ મળવાનો વાયદો કર્યો હતો. તે સમયે ગામડાના તે લોકો જેઓ હુદૈબિય્યહની મુસાફરીમાં બોલાવવા છતાં બહાના કાઢીને પીછેહઠ કરી ગયા હતા તે લોકોએ પણ ખયબરની જિહાદમાં સાથે આવવાનો ઈરાદો કર્યો, ભલે એ રીતે કે તેમને ઈશારાઓથી ખયબરના વિજયની અને ત્યાંથી માલે ગનીમત મળવાની આશા હતી અથવા તો એ રીતે કે મુસલમાનો સાથે અલ્લાહ તઆલાના વ્યવહારો અને સુલહે હુદૈબિય્યહની અમુક બરકતો જોઈને તેમને જિહાદથી પીછેહઠ કરવા બદલ પસ્તાવો થયો હોય અને હવે જિહાદમાં સામેલ થવાનો ઈરાદો કર્યો. તેના જવાબમાં કુર્આને કહ્યું કે આ લોકો અલ્લાહના કલામ એટલે કે તેના હુકમને બદલવા ઈચ્છે છે. يُرِيْدُوْنَ اَنْ يُّبَدِّلُوْا كَلٰمَ اللّٰهِ અને આ હુકમથી ભાવાર્થ ગઝ્‌વએ ખયબર અને તેનાથી ગનીમત મળવાનો સંબંધ માત્ર હુદૈબિય્યહવાળાઓ સાથે ખાસ હોવાનો છે અને ત્યારબાદ كَذٰلِكُمْ قَالَ اللّٰهُ مِنْ قَبْلُ માં પણ આ જ વિશેષતા હુદૈબિય્યહવાળાઓ માટે છે પરંતુ અહીંયાં એ સવાલ ઉપસ્થિત થાય છે કે કુર્આને કરીમમાં તો ક્યાંય આ વિશિષ્ટતાનું વર્ણન નથી પછી આ વિશિષ્ટતાના વાયદાને અલ્લાહનું કલામ અથવા અલ્લાહનું કહ્યું કહેવું કેટલું સાચું છે !?

**અલ્લાહની વહી માત્ર કુર્આન ઉપર આધારિત નથી, કુર્આન ઉપરાંત પણ વહી દ્વારા હુકમો આવે છે અને રસૂલે કરીમ ﷺની હદીષો પણ અલ્લાહના કલામના હુકમમાં છે :**

ઉલમાએ કહ્યું કે આ વિશિષ્ટતા હુદૈબિય્યહવાળાઓનો વાયદો જે અલ્લાહ તઆલાએ વર્ણન કર્યો છે તેનું કુર્આનમાં ક્યાંય ખુલ્લી રીતે વર્ણન નથી, બલકે આ હુદૈબિય્યહવાળાઓની વિશિષ્ટતાનો વાયદો વહીએ ગૈરમત્લૂ દ્વારા રસૂલે કરીમ ﷺને હુદૈબિય્યહની મુસાફરીમાં કર્યો હતો તેને જ આ સ્થળે كَلٰمَ اللّٰهِ (કલામુલ્લાહ) અને قَالَ اللّٰهُ (કાલલ્લાહ)ના શબ્દો દ્વારા ઓળખાવવામાં આવ્યું છે, એનાથી જાણ થઈ કે કુર્આનના હુકમો ઉપરાંત જે હુકમો સહીહ હદીષોમાં ઉપસ્થિત છે તે પણ આ આયતની સ્પષ્ટતાથી કલામુલ્લાહ અને કવલુલ્લાહમાં સામેલ છે જે મુલ્હિદો (હદીષના ઈન્કારીઓ) રસૂલે કરીમ ﷺને દીનની હુજ્જત માનતા નથી તેઓના ઈલ્હાદની પોલ ખોલવા માટે આ આયતો પૂરતી છે, રહી એ

વાત કે આ જ સૂરતમાં જે સૂરએ હુદૈબિય્યહની શરૂઆતમાં નાઝિલ થઈ છે આવા શબ્દો કુર્આનમાં ઉપસ્થિત છે, وَاَثَابَهُمْ فَتْحًا قَرِيْبًا અને તફસીરકારોની સહમતીથી અહીંયાં "ફત્હે કરીબ"નો ભાવાર્થ "ફત્હે ખયબર" છે તો આ રીતે કુર્આનમાં ફત્હે ખયબરનો અને તેના ગનીમતનો માલ પોતે હુદૈબિય્યહવાળાઓને મળવાનો વાયદો આવી ગયો, તે જ આ શબ્દો "કલામુલ્લાહ" અને "કાલલ્લાહ"નો ભાવાર્થ હોઈ શકે છે તો હકીકત એ છે કે આ આયતમાં ગનીમતનો વાયદો તો છે પરંતુ એનું ક્યાંય વર્ણન નથી કે આ ગનીમત હુદૈબિય્યહવાળાઓ સાથે વિશિષ્ટ સ્વરૂપે હશે, બીજું એમાં હુદૈબિય્યહમાં પીછેહઠ કરનારા લોકો સામેલ થઈ શકશે નહીં તો આ વિશિષ્ટતા નિ:શંક ! રસૂલે કરીમ ﷺની હદીષથી જ જાણ થઈ છે તેને જ "કલામુલ્લાહ" અને "કાલલ્લાહ" કહેવામાં આવ્યું છે અને અમુક લોકોએ સૂરએ તવબહની જે આયતને આના સંદર્ભમાં ઠરાવી છે, فَاسْتَاْذَنُوْكَ لِلْخُرُوْجِ فَقُلْ لَّنْ تَخْرُجُوْا مَعِيَ اَبَدًا وَّلَنْ تُقَاتِلُوْا مَعِيَ عَدُوًّا ؕ اِنَّكُمْ رَضِيْتُمْ بِالْقُعُوْدِ اَوَّلَ مَرَّةٍ આવો સંદર્ભ ઠરાવવો એટલા માટે સાચું નથી કે આ આયતો ગઝ્વએ તબૂક વિશે આવી છે અને તે ગઝ્વએ ખયબર પછી સન હિજરી ૯ માં થઈ છે. *(કુર્તુબી વગેરે)*

قُلْ لَّنْ تَتَّبِعُوْنَا એમાં જે તાકીદ સ્વરૂપે હુદૈબિય્યહથી પીછેહઠ કરનારાઓને એવું કહેવાયું છે કે તમે કદાપિ અમારી સાથે આવી શકતા નથી એ માત્ર ગઝ્વએ ખયબર સાથે વિશિષ્ટરૂપે સંલગ્ન છે, આગળ અન્ય કોઈપણ જિહાદમાં સામેલ ન થઈ શકવું એનાથી જરૂરી બનતું નથી, એ જ કારણ છે કે તે હુદૈબિય્યહમાં ન જનારા કબીલાઓમાંથી કબીલા મુઝયનહ અને જુહયનહ પાછળથી રસૂલે કરીમ ﷺ સાથે જિહાદમાં સામેલ થયા.

*(રૂહુલ મઆનીમાંથી બહરે મુહીતના વર્ણન પ્રમાણે)*

**હુદૈબિય્યહમાં પાછળ રહી જનારાઓમાંથી અમુક લોકો પાછળથી તવબહ કરીને સાચા મુસલમાન બની ગયા હતા :**

ગઝ્વએ ખયબરના સમયે જેટલા લોકો હુદૈબિય્યહમાં પાછળ રહી જનારા હતા બધાને આ જિહાદમાં સામેલ થવાથી અટકાવી દેવામાં આવ્યા હતા જ્યારે કે તેમનામાં બધા મુનાફિક ન હતા, અમુક મુસલમાનો પણ હતા અને અમુક ભલે તે સમયે મુનાફિક હતા પરંતુ પાછળથી સાચા ઈમાનની તેમને તવફીક મળી હતી એટલા માટે એવા લોકોને આશ્વાસન આપવા માટે આગલી

આયતોમાં કે જેમાં તેમને આશ્વાસન આપવામાં આવ્યું છે કે જો કે ગઝ્વએ ખયબર અલ્લાહના વાયદા પ્રમાણે હુદૈબિય્યહવાળાઓ માટે વિશિષ્ટ કરી દેવામાં આવી પરંતુ જેઓ નિખાલસ મુસલમાનો છે અને સાચા દિલથી જિહાદમાં સામેલ થવા ઈચ્છે છે તેમના માટે બીજી તકો આવવાની છે. એ તકોને કુર્આને કરીમ એક ખાસ આગાહી સ્વરૂપે વર્ણન કરી છે જે રસૂલે કરીમ ﷺ પછી અસ્તિત્વમાં આવવાનું હતું. કહેવામાં આવ્યું, سَتُدْعَوْنَ اِلٰى قَوْمٍ اُولِىْ بَاْسٍ شَدِيْدٍ એટલે કે એક એવો સમય આવવાનો છે જ્યારે કે તમને જિહાદનું આમંત્રણ આપવામાં આવશે અને આ જિહાદ એક ઘણી સખત લડાયક કોમ સાથે થશે અને ઈસ્લામનો ઈતિહાસ ગવાહ છે કે આ ઘટનાઓ રસૂલે કરીમ ﷺના જીવનકાળ દરમિયાન બની નથી, કારણ કે પ્રથમ તો આપ ﷺનું ગામડિયા અરબોને કોઈ યુદ્ધમાં સામેલ થવાની દા'વત આપવું સાબિત નથી થયું. બીજું, ત્યારબાદ કોઈ એવી કોમ સાથે મુકાબલો પણ નથી થયો જેમનું બહાદૂર અથવા સખત હોવાનું કુર્આને વર્ણન કર્યું છે, કારણ કે ગઝ્વએ તબૂકમાં જો કે મુકાબલો એવી જ કોમ સાથે હતો પરંતુ એ ગઝ્વહમાં ન તો ગામડિયા અરબોને આમંત્રણ આપવાનું સાબિત છે અને ન જ તેમાં યુદ્ધની નોબત આવી કારણ કે વિરોધી પક્ષ ઉપર અલ્લાહ તઆલાએ રુઆબ નાંખી દીધો અને તેઓ મુકાબલા માટે આવ્યા જ નહીં, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) યુદ્ધ કર્યા વિના જ પાછા આવ્યા અને ગઝ્વએ હુનૈનમાં પણ ન તો તેમને આમંત્રણ આપવું સાબિત છે અને ન જ તે સમયે સામે મુકાબલામાં એવી કોમ હતી જેઓ કઠોર અને શસ્ત્રસરંજામવાળી હોય. એટલા માટે તફસીરના ઈમામોમાંથી અમુકે કહ્યું છે કે તેનો ભાવાર્થ ઈરાન અને રૉમનો, એટલે કે કિસ્રા અને કૈસરના લશ્કરો છે જેમની સાથે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના શા'સનકાળમાં જિહાદ થયો. (ઈબ્ને અબ્બાસ, અતાઅ્, મુજાહિદ, ઈબ્ને અબી યઅ્લા –કુર્તુબી) અને હઝરત રાફેઅ્ બિન ખુદય્જ (રદિ.)એ ફરમાવ્યું કે અમે કુર્આનની આયત પઢતા હતા અને અમને ખબર ન હતી કે આ કોમથી કઈ કોમ ભાવાર્થ સ્વરૂપે છે ? એટલે સુધી કે રસૂલે કરીમ ﷺ પછી હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ પોતાની ખિલાફતકાળના સમયમાં અમને યમામાના બનુ હનીફહ એટલે કે મુસયલમા કઝ્ઝાબની કોમ સાથે જિહાદ કરવાની દા'વત આપી તે સમયે અમે સમજ્યા કે આ જ કોમ આ આયતથી

ભાવાર્થ સ્વરૂપે હતી પરંતુ તે બંને નિવેદનોમાં કોઈ વિરોધાભાસ અને ટકરાવ નથી હોઈ શકતો કે આ બધી જ કોમો તેમાં સામેલ હોય.

ઈમામ કુર્તુબી (રહ.)એ એને નકલ કરીને ફરમાવ્યું કે આ આયત એ બાબતની દલીલ છે કે હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને ફારૂકે આ'ઝમ (રદિ.)ની ખિલાફત સત્ય પ્રમાણે હતી, તેમની દા'વતનું વર્ણન પોતે કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં આવ્યું છે.

تُقَاتِلُوْنَهُمْ اَوْيُسْلِمُوْنَ હઝરત ઉબય (રદિ.)ની કિરાઅતમાં حَتّٰى يُسْلِمُوْا (હત્તા યુસ્લીમૂ) ن (નૂન) વિના આવ્યું છે એટલા માટે કુર્તુબીએ એ પ્રમાણે શબ્દ اَوْ (અવ)ને حَتّٰى (હત્તા)ના અર્થમાં લીધું છે, એટલે કે તે કોમ સાથે તે સમય સુધી યુદ્ધ થતું રહેશે જ્યાં સુધી કે તેઓ આજ્ઞાપાલક અને ફરમાંબરદાર ન બની જાય ભલે ઈસ્લામ કબૂલ કરીને અથવા ઈસ્લામની આજ્ઞા હેઠળ રહેવાનું કબૂલ કરીને.

لَيْسَ عَلَى الْاَعْمٰى حَرَجٌ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જ્યારે ઉપરની આયતોમાં જિહાદમાં સામેલ થવાથી પીછેહઠ કરનારાઓને અઝાબની ધમકીઓ આવી, اِنْ تَتَوَلَّوْا كَمَا تَوَلَّيْتُمْ مِّنْ قَبْلُ يُعَذِّبْكُمْ عَذَابًا اَلِيْمًا તો અમુક મા'ઝૂર લોકો જેઓ સહાબએ કિરામ (રદિ.)માંથી હતા તેમને ફિકર થઈ કે અમે તો જિહાદમાં સામેલ થવાના પાત્ર નથી, ક્યાંક અમે પણ આ ધમકીમાં સામેલ ન હોય, તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં આંધળા, લૂલા અને બીમારને જિહાદના હુકમથી બાકાત કરવામાં આવ્યા. વલ્લાહુ અઅ્લમુ. *(કુર્તુબી)*

## આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૧૮ થી ૨૧)

لَقَدْ رَضِيَ اللّٰهُ عَنِ الْمُؤْمِنِيْنَ اِذْ يُبَايِعُوْنَكَ تَحْتَ الشَّجَرَةِ فَعَلِمَ مَا
فِيْ قُلُوْبِهِمْ فَاَنْزَلَ السَّكِيْنَةَ عَلَيْهِمْ وَاَثَابَهُمْ فَتْحًا قَرِيْبًا ﴿١٨﴾ وَّمَغَانِمَ
كَثِيْرَةً يَّاْخُذُوْنَهَا ؕ وَكَانَ اللّٰهُ عَزِيْزًا حَكِيْمًا ﴿١٩﴾ وَعَدَكُمُ اللّٰهُ مَغَانِمَ كَثِيْرَةً
تَاْخُذُوْنَهَا فَعَجَّلَ لَكُمْ هٰذِهٖ وَكَفَّ اَيْدِيَ النَّاسِ عَنْكُمْ ۚ وَلِتَكُوْنَ اٰيَةً
لِّلْمُؤْمِنِيْنَ وَيَهْدِيَكُمْ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿٢٠﴾ وَّاُخْرٰى لَمْ تَقْدِرُوْا عَلَيْهَا
قَدْ اَحَاطَ اللّٰهُ بِهَا ؕ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرًا ﴿٢١﴾

## તરજુમો :

*ખરેખર અલ્લાહ ઈમાનવાળાઓથી ખુશ થયો જ્યારે તમારાથી બયૂઅત કરવા લાગ્યા એ ઝાડની નીચે, પછી જાણી લીધું જે તેમના દિલોમાં હતું, પછી તેમના ઉપર સકીનહ (સંતોષ) ઉતાર્યો, અને તેમને એક નિકટના વિજયનું ઈનામ આપ્યું. (૧૮) અને ઘણી ગનીમતો જેમને તેઓ લેશે અને અલ્લાહ જબરદસ્ત હિકમતવાળો છે. (૧૯) અલ્લાહે તમારાથી ઘણી ગનીમતોનો વાયદો કર્યો છે કે તમે તેને લેશો, બસ તમને આ ગનીમતો જલદી પહોંચાડી દીધી અને લોકોના હાથોને તમારાથી રોકી દીધા અને જેથી કુદરતનો એક નમૂનો મુસલમાનો માટે થાય અને તમને સીધા માર્ગે ચલાવે. (૨૦) અને એક વિજય જે તમારા કાબૂમાં ન આવ્યો તે અલ્લાહના કાબૂમાં છે અને અલ્લાહ દરેક વસ્તુ કરી શકે છે. (૨૧)*

## તફસીર :

ખરેખર અલ્લાહ તે મુસલમાનોથી (જે તમારી સાથે મુસાફરીમાં છે) ખુશ થયો જ્યારે કે તમારી સાથે ઝાડની નીચે (જિહાદમાં અડગ રહેવા બાબતે) બયૂઅત કરી રહ્યા હતા અને તેમના દિલોમાં જે કંઈ હતું (એટલે કે નિખાલસતા અને વાયદો પૂરો કરવાનો અડગ નિર્ધાર;) અલ્લાહને તે પણ ખબર હતી અને (એ સમયે) અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં સંતોષ પેદા કરી દીધો (જેનાથી તેમણે અલ્લાહ તઆલાનો હુકમ માનવામાં જરા પણ ખચકાટ અથવા પીછેહઠ કરી નહીં, આ તો માનસિક નેઅ્મતો થઈ) અને (તેની સાથે સાથે અમુક એવી ભૌતિક નેઅ્મતો પણ આપવામાં આવી જેમાં અભૌતિક નેઅ્મતો પણ સામેલ હતી એટલે કે) તેમને એક નિકટની ફતેહ આપી દીધી (આ વિજયથી ભાવાર્થ ફત્હે ખયબર છે) અને (તે ફતેહમાં) ઘણી બધી ગનીમતો પણ (આપી) જેમને આ લોકો લઈ રહ્યા છે અને અલ્લાહ તઆલા ઘણો જબરદસ્ત અને ઘણો હિકમતવાળો છે (કે પોતાની કુદરત અને હિકમતથી જે વખતે જેના માટે યોગ્ય સમજે વિજય આપી દે છે અને માત્ર એ જ ફત્હે ખયબર ઉપર પૂર્ણ વિરામ નથી બલકે) અલ્લાહ તઆલાએ તમારાથી (બીજી પણ) ઘણી બધી ગનીમતોનો વાયદો કરી રાખ્યો છે જેને તમે લેશો, બસ (તેમનામાંથી) હાથવગી તમને આપી

દીધી અને (તેને આપવા માટે ખયબર અને ખયબર સાથે સાથગાંઠ ધરાવનાર) લોકોના હાથ તમારાથી અટકાવી દીધા (એટલે સૌના દિલો ઉપર રુઆબ નાંખી દીધો કે તેમને વધારે મુકાબલો કરવાની હિંમત ન થઈ અને તેનાથી તમારો દુનિયવી લાભ પણ હેતુ સ્વરૂપે હતો જેથી તમને રાહત અને છૂટછાટ મળે) અને (દીની લાભ પણ હતો) જેથી આ (ઘટના) ઈમાનવાળાઓ માટે (બીજા વાયદાઓ સાચા હોવાનો) એક નમૂનો બની જાય (અલ્લાહ તઆલાના વાયદાઓ સાચા હોવાનું સાબિત થવાથી ઈમાન ઔર વધારે પાકું થઈ જાય) અને જેથી (આ નમૂના દ્વારા) તમને (ભવિષ્ય માટે દરેક કામમાં) એક સીધા માર્ગ ઉપર નાંખી દે (આ માર્ગનો ભાવાર્થ તવક્કુલ અને અલ્લાહ ઉપર ભરોસો છે, એટલે કે હંમેશા માટે આ ઘટનાને વિચારીને અલ્લાહ ઉપર ભરોસાથી કામ લેયા કરો અને એ રીતે દીની લાભ બે થઈ ગયા, એક ઈલ્મી અને બીજો ભરોસો અને જેને وَلِتَكُونَ થી વર્ણન કર્યું છે, બીજો અમલી અને નૈતિકતા જેને يَهْدِيَكُمْ ના શબ્દો વડે વર્ણન કર્યું છે) અને એક ફતેહ બીજી પણ (મુલતવી) છે જે (અત્યાર સુધી) તમારા કાબૂમાં નથી આવી (તેનાથી ભાવાર્થ મક્કાનો વિજય છે જે અત્યાર સુધી અસ્તિત્વમાં આવ્યું નથી પરંતુ) અલ્લાહ તઆલાએ તેને (પોતાની કુદરતના) ઘેરામાં લીધેલ છે (જ્યારે ઈચ્છશે તમને અર્પણ કરશે) અને (એની શું વિશેષતા છે ?) અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે.

## મસ્અલા અને બોધપાઠ :

لَقَدْ رَضِيَ اللّٰهُ عَنِ الْمُؤْمِنِيْنَ اِذْ يُبَايِعُوْنَكَ تَحْتَ الشَّجَرَةِ આ બયૃઅતનો ભાવાર્થ "બયૃઅતે હુદૈબિય્યહ" છે જેનું વર્ણન આથી પહેલાં પણ اِنَّ الَّذِيْنَ يُبَايِعُوْنَكَ આયતમાં આવી ચૂક્યું છે, આ આયત પણ તેનાથી જ સંબંધિત છે અને તાકીદ છે. આ આયતમાં અલ્લાહે આ બયૃઅતમાં સામેલ થનારાઓથી પોતાની ખુશીનું એ'લાન કરી આપ્યું છે એટલા માટે તેને "બયૃઅતે રિદ્વાન" પણ કહેવામાં આવે છે અને તેનો હેતુ આ બયૃઅતમાં સામેલ થનારાઓના વખાણ અને તેમની પ્રતિજ્ઞાને પૂરી કરવાની તાકીદ પણ છે, સહીહૈનમાં હઝરત જાબિર (રદિ.)ની રિવાયત છે કે હુદૈબિય્યહના સમયે અમારી સંખ્યા ૧૪૦૦ વ્યક્તિઓની હતી, અમને રસૂલુલ્લાહ ﷺએ કહ્યું, اَنْتُمْ خَيْرُ اَهْلِ الْاَرْضِ એટલે કે તમે લોકો પૃથ્વીપટ ઉપર બધા જ માનવોથી ઉત્તમ છો અને સહીહ મુસ્લિમમાં

ઉમ્મે બશાર (રદિ.)થી મરફૂઅન રિવાયત છે કે لَا يَدْخُلُ النَّارَ اَحَدٌ مِّمَّنْ بَايَعَ تَحْتَ الشَّجَرَةِ એટલે કે જે લોકોએ આ ઝાડ નીચે બયૂઅત કરી છે તેમનામાંથી કોઈ જહન્નમમાં જશે નહીં. (મઝહરી) એટલા માટે આ બયૂઅતમાં સામેલ થનારાઓનું ઉદાહરણ ગઝ્વએ બદ્રમાં સામેલ થનારાઓ જેવું છે જેમકે તેમના વિશે કુર્આન અને હદીષમાં અલ્લાહની ખુશી અને જન્નતની ખુશખબરી છે, એ જ પ્રમાણે બયૂઅતે રિદ્‌વાનમાં સામેલ થનારાઓ માટે પણ આ ખુશખબરી આવી છે.

આ ખુશખબરીઓ એ બાબત ઉપર ગવાહ છે કે એ લોકોનો અંત ઈમાન અને નેક અમલો ઉપર થશે કારણ કે અલ્લાહ તઆલાની ખુશીનું એ'લાન તેની જામીનગીરી આપી રહ્યું છે.

**સહાબએ કિરામ (રદિ.) ઉપર મ્હેણાંટોણા અને ટીકા ટિપ્પણી તથા તેમની ભૂલોમાં વિચાર અને બહષ કરવી આ આયત વિરુદ્ધ છે :**

તફસીરે મઝહરીમાં છે કે જે રસૂલે કરીમ ﷺના સહાબા (રદિ.) વિશે અલ્લાહ તઆલાએ મા'ફીનું આવું એ'લાન કર્યું છે કે જો તેમનાથી કોઈ ભૂલ અથવા ગુનોહ પણ થયો છે તો આ આયત તેની મા'ફીનું એ'લાન છે, પછી તેમની આવી બાબતોને જે ઉચ્ચ કક્ષાની નથી તેમાં વિચાર અને ચિંતન કરવું તથા તેને ચર્ચા અને વાદ વિવાદનું મેદાન બનાવવું બદ્‌બખ્તી અને દેખીતી રીતે આ આયતની વિરુદ્ધ છે, આ આયત રવાફિઝના અભિપ્રાયનો ઉઘાડો રદિયો છે જે હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.) તથા અન્ય સહાબા (રદિ.) ઉપર કુફ્ર અને નિફાકનો આક્ષેપ ઘડે છે.

**شَجَرَةُ رِضْوَانْ (શજરએ રિદ્‌વાન) "બયઅતે રિદ્‌વાન જે ઝાડ નીચે થઈ હતી તે" :**

ઝાડ; જેનું વર્ણન આ આયતમાં આવ્યું છે તે બાવળનું ઝાડ હતું અને પ્રખ્યાત એ જ છે કે રસૂલે કરીમ ﷺની વફાત પછી અમુક લોકો ત્યાં ચાલીને જતા હતા અને તે ઝાડ નીચે નમાઝો પઢતા હતા. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને ભય જણાયો કે ક્યાંક ભવિષ્યમાં જાહિલો આ ઝાડની પૂજા શરૂ ન કરી આપે જેમકે અગાઉ થઈ ચૂકેલ ઉમ્મતોમાં આ પ્રમાણેની ઘટનાઓ બની છે એટલા માટે તે ઝાડને કપાવી નાંખ્યું પરંતુ સહીહૈનમાં છે કે હઝરત તારિક બિન અબ્દુર્રહમાન

કહે છે કે હું એક વખતે હજ્જ માટે ગયો તો માર્ગમાં હું એવા લોકો પાસેથી પસાર થયો જે એક સ્થળે એકઠા થયા હતા અને નમાઝ પઢી રહ્યા હતા, મેં તેમને પૂછ્યું કે આ કઈ મસ્જિદ છે ? તેમણે કહ્યું કે આ તે ઝાડ છે જેના નીચે રસૂલે કરીમ ﷺએ બયૂઅતે રિદ્વાન લીધી હતી, ત્યારબાદ હું હઝરત સઈદ બિન મુશયબ (રહ.) પાસે હાજર થયો અને આ ઘટનાની ખબર તેમને આપી, તેમણે કહ્યું કે મારા પિતા તે લોકોમાંથી હતા જેઓ આ બયૂઅતે રિદ્વાનમાં સામેલ થયા તેમણે મને કહ્યું કે અમે જ્યારે આગલા વર્ષે મક્કએ મુકર્રમહમાં હાજર થયા તો અમે તે ઝાડને શોધ્યું પરંતુ અમારાથી ભૂલ થઈ ગઈ અને તેનો પત્તો લાગ્યો નહીં, પછી સઈદ બિન મુશયબ (રહ.)એ કહ્યું કે રસૂલે કરીમ ﷺના સહાબા જેઓ પોતે આ બયૂઅતમાં સામેલ થયા હતા તેમને તો ઝાડનો પત્તો લાગ્યો નહીં અને તમને કેવી રીતે જાણ થઈ ગઈ ? આ અજબ વાત છે. શું તમે તેમનાથી વધારે વાકેફ છો? (રૂહુલ મઆની) આ બાબત ઉપરથી જાણ થઈ કે પાછળથી લોકોએ માત્ર પોતાના અનુમાન અને અંદાજા અનુસાર કોઈ ઝાડને નક્કી કરી લીધું અને તેની નીચે હાજર થવાનું અને નમાઝો પઢવાનું શરૂ કરી દીધું, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને એ પણ ખબર હતી કે આ તે ઝાડ નથી, પછી શિર્કના ભયને નજર સમક્ષ રાખી તેને કપાવી નાંખ્યું હોય એવું શક્ય છે.

**ફત્હે ખયબર (ખયબરનો વિજય) :**

ખયબર વાસ્તવમાં એક વિસ્તારનું નામ છે જેમાં ઘણી બધી વસ્તીઓ અને કિલ્લા તથા બગીચાઓ સામેલ છે. *(મઝહરી)*

وَاَثَابَهُمْ فَتْحًا قَرِيبًا આ "ફત્હે કરીબ" (નિકટના વિજય)નો ભાવાર્થ સર્વસહમતીએ ખયબરનો વિજય છે જે હુદૈબિય્યહથી પાછા ફર્યા પછી થયો છે. અમુક રિવાયતો પ્રમાણે તો હુદૈબિય્યહથી પાછા ફર્યા પછી આપ ﷺ મદીનએ મુનવ્વરહમાં માત્ર દશ દિવસ થોભ્યા અને બીજી રિવાયત પ્રમાણે વીસ દિવસ રહ્યા ત્યારબાદ ખયબર માટે રવાના થઈ ગયા. ઈબ્ને ઈસ્હાક (રહ.)ની રિવાયત પ્રમાણે રસૂલે કરીમ ﷺ જિલ્હજ્જહમાં મદીના તય્યિબહમાં પાછા આવ્યા અને મુહર્રમ સન હિજરી ૭માં ગઝ્વએ ખયબર માટે રવાના થયા અને સફર સન હિજરી ૭માં ખયબરનો વિજય થયો. વાકદીએ "મગાઝી"માં આવું જ લખ્યું છે અને હાફિઝ ઈબ્ને હજર (રદિ.)એ કહ્યું છે આ જ વધારે સાચું છે. *(તફસીરે મઝહરી)*

અલબત્ત એ સાબિત થયું કે આ ફત્હે ખયબરની ઘટના હુદૈબિય્યહની મુસાફરીના ખાસ્સા દિવસો પછી બની અને સૂરએ ફત્હનું હુદૈબિય્યહની મુસાફરી દરમિયાન નાઝિલ થવા બાબતે બધાની સર્વસહમતી છે, અલબત્ત એમાં મતભેદ છે કે પૂરેપૂરી સૂરત તે જ સમયે નાઝિલ થઈ અથવા અમુક આયતો પાછળથી આવી. જો પ્રથમ સ્વરૂપ વધારે સાચું હોય તો આ આયતોમાં ખયબરની ઘટનાનું વર્ણન આગાહી સ્વરૂપે થયું અને તેને પૂર્ણ ભૂતકાળના ક્રિયાપદ દ્વારા અને ચોક્કસ હોવાની બીનાએ ઓળખાવવામાં આવ્યું અને જો બીજું નિવેદન પ્રચલિત હોય તો એવું બની શકે છે કે આ આયતો ફત્હે ખયબરની ઘટના બન્યા પછી નાઝિલ થઈ હોય. વલ્લાહુ અઅ્‌લમુ.

وَمَغَانِمَ كَثِيرَةً يَّأْخُذُونَهَا આનો ભાવાર્થ ખયબરનો માલે ગનીમત છે જેનાથી મુસલમાનોને સહૂલત અને આર્થિક છૂટછાટ પ્રાપ્ત થઈ.

وَعَدَكُمُ اللّٰهُ مَغَانِمَ كَثِيرَةً تَأْخُذُونَهَا فَعَجَّلَ لَكُمْ هٰذِهٖ આનો ભાવાર્થ બધા જ ઈસ્લામી વિજયો અને તેના માલે ગનીમત છે જે કયામત સુધી પ્રાપ્ત થનાર છે. પ્રથમ ગનીમત હુદૈબિય્યહવાળાઓ માટે અલ્લાહ તઆલાના હુકમથી ખાસ કરી દેવામાં આવી હતી અને આ સૌના માટે સર્વસામાન્ય છે, એનાથી જ જાણ થાય છે કે આ હુકમ વિશિષ્ટ સ્વરૂપે હોવાનું આ આયતોમાં વર્ણન કરવામાં આવ્યું નથી, બલકે તે અલગથી વહી દ્વારા રસૂલે કરીમ ﷺને બતાવવામાં આવ્યું છે, આપ ﷺએ તેના ઉપર અમલ કર્યો અને સહાબએ કિરામ (રદિ.)ને બતાવી આપ્યું.

وَكَفَّ اَيْدِيَ النَّاسِ عَنْكُمْ આનો ભાવાર્થ ખયબરના કાફિરો છે કે તેમને આ જિહાદમાં કંઈ વધારે બળ બતાવવાનો મોકો અલ્લાહ તઆલાએ આપ્યો નહીં. ઈમામ બગવી (રહ.)એ ફરમાવ્યું કે કબીલએ ગુત્ફાનમાં ખયબરના યહૂદીઓના સાથીદારો હતા, જ્યારે આ કબીલાએ ખબર સાંભળી કે રસૂલે કરીમ ﷺએ ખયબર ઉપર ચઢાઈ કરી છે તો આ લોકો યહૂદીઓની મદદ માટે મોટા શસ્ત્રશરંજામ સાથે નીકળી પડયા પરંતુ અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં રુઆબ નાંખી દીધો અને તેઓ એવી ફિકરમાં પડી ગયા કે જો આપણે એ બાજુ જઈશું તો શક્ય છે કે મુસલમાનોનું કોઈ લશ્કર આપણી પાછળ આપણા ઘરો ઉપર હુમલો કરી દે એટલા માટે બધા ઠંડા પડી બેસી રહ્યા. *(મઝહરી)*

وَيَهْدِيَكُمْ صِرَاطًا مُّسْتَقِيْمًا સિરાતે મુસ્તકીમની મૂળ હિદાયત તો તે લોકોને પ્રથમથી જ પ્રાપ્ત થઈ હતી પરંતુ જેમકે અગાઉ લખાઈ ચૂક્યું છે કે હિદાયતના અસંખ્ય દરજ્જાઓ છે, અત્રે તે દરજ્જાઓ ભાવાર્થ સ્વરૂપે છે જે પ્રથમથી પ્રાપ્ત થયા ન હતા, એટલે કે અલ્લાહ ઉપર ભરોસો અને ઈમાનની શક્તિમાં વધારો.

وَاُخْرٰى لَمْ تَقْدِرُوْا عَلَيْهَا قَدْ اَحَاطَ اللّٰهُ بِهَا એટલે કે અલ્લાહ તઆલાએ મુસલમાનોને બીજા પણ ઘણા વિજયોનો વાયદો કર્યો છે જેના ઉપર હમણા તેમને શક્તિ નથી, આ વિજયોમાં કારણ કે સૌથી પ્રથમ મક્કા મુકર્રમહનો વિજય છે એટલા માટે અમુક લોકોએ એનાથી મક્કાનો વિજય ભાવાર્થ સ્વરૂપે લીધો છે, પરંતુ શબ્દો સામાન્ય છે, કયામત સુધી થનારા વિજયો તેમાં સામેલ છે. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૨૨ થી ૨૬)

وَلَوْ قٰتَلَكُمُ الَّذِيْنَ كَفَرُوْا لَوَلَّوُا الْاَدْبَارَ ثُمَّ لَا يَجِدُوْنَ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿٢٢﴾
سُنَّةَ اللّٰهِ الَّتِيْ قَدْ خَلَتْ مِنْ قَبْلُ ۚ وَلَنْ تَجِدَ لِسُنَّةِ اللّٰهِ تَبْدِيْلًا ﴿٢٣﴾ وَهُوَ الَّذِيْ
كَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ وَاَيْدِيَكُمْ عَنْهُمْ بِبَطْنِ مَكَّةَ مِنْۢ بَعْدِ اَنْ اَظْفَرَكُمْ عَلَيْهِمْ ۭ
وَكَانَ اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرًا ﴿٢٤﴾ هُمُ الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْكُمْ عَنِ الْمَسْجِدِ
الْحَرَامِ وَالْهَدْيَ مَعْكُوْفًا اَنْ يَّبْلُغَ مَحِلَّهٗ ۭ وَلَوْلَا رِجَالٌ مُّؤْمِنُوْنَ وَنِسَاۗءٌ مُّؤْمِنٰتٌ
لَّمْ تَعْلَمُوْهُمْ اَنْ تَطَــُٔـوْهُمْ فَتُصِيْبَكُمْ مِّنْهُمْ مَّعَرَّةٌۢ بِغَيْرِ عِلْمٍ ۚ لِيُدْخِلَ اللّٰهُ فِيْ رَحْمَتِهٖ
مَنْ يَّشَاۗءُ ۚ لَوْ تَزَيَّلُوْا لَعَذَّبْنَا الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابًا اَلِيْمًا ﴿٢٥﴾ اِذْ جَعَلَ الَّذِيْنَ
كَفَرُوْا فِيْ قُلُوْبِهِمُ الْحَمِيَّةَ حَمِيَّةَ الْجَاهِلِيَّةِ فَاَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰي رَسُوْلِهٖ
وَعَلَي الْمُؤْمِنِيْنَ وَاَلْزَمَهُمْ كَلِمَةَ التَّقْوٰى وَكَانُوْٓا اَحَقَّ بِهَا وَاَهْلَهَا ۭ وَكَانَ اللّٰهُ
بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ﴿٢٦﴾

**તરજુમો :**

*અને જો તમારી સાથે કાફિરો લડયા હોત તો તેઓએ અવશ્ય પીઠ ફેરવી હોત, પછી તેમણે કોઈ હિમાયતી ન પામ્યો હોત અને ન જ મદદગાર. (૨૨) અલ્લાહની સુન્નત છે કે જે પ્રથમથી જ ચાલી આવે છે અને તમે કદાપિ અલ્લાહની સુન્નતને બદલાતી જોશો નહીં. (૨૩) અને તે જ છે જેણે તેમના હાથોને તમારાથી રોકી રાખ્યા અને તમારા હાથોને તેમનાથી, મક્કાની ખીણમાં; એ પછી કે તેઓ ઉપર તમને કાબૂ આપ્યો અને તમે જે કંઈ કરો છો અલ્લાહ તેને જુએ છે. (૨૪) આ તે જ લોકો છે જેઓએ કુફ્ર કર્યું અને તમને મસ્જિદે હરામથી રોક્યા અને નિયાઝની કુર્બાનીને પણ અટકાવી પોતાના સ્થળે પહોંચવાથી અને જો કેટલાક પુરુષો અને કેટલીક સ્ત્રીઓ ઈમાનવાળી ન હોત જેની તમને ખબર નથી (તો) એવો ભય હતો કે તમે તેમનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો હોત, પછી તમારા ઉપર તેના કારણે બેખબરીથી ખરાબી પડી ગઈ હોત, કે અલ્લાહને પોતાની રહમતમાં દાખલ કરવા છે જેને ઈચ્છે, જો તે લોકો એક તરફ થઈ ગયા હોત તો અમે કાફિરો ઉપર દર્દનાક અઝાબની આફત નાંખી હોત. (૨૫) જ્યારે કાફિરોએ પોતાની મૂર્ખતાપૂર્ણ જીદ પોતાના દિલોમાં રાખી, પછી અલ્લાહ તઆલાએ પોતાના તરફથી પોતાના રસૂલ ઉપર અને મુસલમાનો ઉપર સંતોષ ઉતાર્યો અને તેમને તકવા ઉપર કાયમ રાખ્યા અને તેઓ એ જ લાયક હતા અને આ કામના (લાયક); અને અલ્લાહ દરેક વસ્તુની ખબર રાખનારો છે. (૨૬)*

**તફસીર :**

અને (કારણ કે આ કાફિરોના પરાજિત થવાના કારણો ઉપસ્થિત હતા જે આગળ આવે છે એટલા માટે) જો (તમારી વચ્ચે આ સુલેહ ન થઈ હોત બલકે) તમારી સાથે આ કાફિરો લડયા હોત તો (આ ઉપસ્થિત કારણોના લીધે તેઓ) અવશ્ય પીઠ ફેરવીને ભાગ્યા હોત, પછી ન તો તેમને કોઈ હિમાયતી મળ્યો હોત ન જ મદદગાર, (અને) અલ્લાહ તઆલાએ (કાફિરો માટે) આ જ નિયમ બનાવી રાખ્યો છે જે પ્રથમથી ચાલ્યો આવે છે (કે જે મુકાબલામાં સચ્ચાઈવાળા વિજયી અને જૂઠા પરાજિત થાય છે અને ક્યારેક કોઈ વખતે કોઈ હિકમતના અને હિતના

કારણે એમાં મોડું થવું આનાથી વિરોધાભાસી નથી) અને તમે અલ્લાહના નિયમમાં (કોઈ વ્યક્તિ તરફથી) ફેરબદલ જોશો નહીં (કે અલ્લાહ તઆલા કોઈ કામ કરવા ઇચ્છે અને કોઈ તેને ન થવા દે) અને તે એવો છે કે તેણે તેમના હાથ તમારાથી એટલે કે તમારા કતલ થવાથી અને તમારા હાથ તેઓ(ના કતલ કરવા)થી મક્કા શહેર(ની નજીક)માં (એટલે કે હુદૈબિય્યહમાં) રોકી લીધા, એ પછી કે તમને તેમના ઉપર કાબૂ આપી દીધો હતો (આ એ ઘટના તરફ ઈશારો છે, જે હુદૈબિય્યહના કિસ્સાના આઠમાં ભાગની શરૂઆતમાં વર્ણન થઈ ચૂક્યો છે કે કુરૈશના પચાસ વ્યક્તિઓને સહાબએ કિરામ રદિ.એ પકડી લીધા હતા અને પછી અમુક લોકો પણ પકડાઈને મુસલમાનોના કબ્જામાં આવી ગયા હતા, તે સમયે જો મુસલમાનોએ તેમને કતલ કરી નાંખ્યા હોત તો બીજી બાજુ મક્કાના હઝરત ઉસ્માન ગની રદિ. અને તેમના અમુક સાથીઓને અટકમાં લેવામાં આવ્યા હતા તો તેમને પણ શહીદ કરી નાંખવામાં આવ્યા હોત, તેનું આવશ્યક પરિણામ સંપૂર્ણ રીતે યુદ્ધ છેડાઈ જવું હતું અને જો કે પ્રસ્તુત આયતોની પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાએ સ્પષ્ટ કહી દીધું છે કે જો યુદ્ધ પણ થઈ ગયું હોત તો વિજય મુસલમાનોને જ મળ્યો હોત પરંતુ અલ્લાહ તઆલાની જાણમાં મુસલમાનોનું મોટું હિત એ બાબતમાં હતું કે અત્યારે યુદ્ધ ન થાય એટલા માટે આ બાજુ મુસલમાનોના દિલોમાં એ વાત નાંખી દીધી કે તેમના કેદીઓને કતલ ન કરે, એ રીતે મુસલમાનોના હાથ તેમને કતલ કરવાથી રોકી દેવામાં આવ્યા, બીજી બાજુ કુરૈશના દિલો ઉપર અલ્લાહે મુસલમાનોનો રુઆબ નાંખી દીધો કે તેઓએ સુલેહ તરફ પ્રોત્સાહિત થઈને સહલને આપ ﷺની સેવામાં મોકલ્યા, એ રીતે અલ્લાહ તઆલાએ હિકમતની બે બાજુની વ્યવસ્થાથી યુદ્ધ ન થવા દીધું) અને અલ્લાહ તઆલા તમારા કામોને (એ સમયે) જોઈ રહ્યો હતો (અને તે કામોના પરિણામોને જાણતો હતો એટલા માટે એવું કામ ન થવા દીધું જેનાથી યુદ્ધ છેડાઈ જાય, આગળ એનું વર્ણન છે કે જો યુદ્ધ છેડાઈ ગયું હોત તો કાફિરોનો પરાજય કઈ રીતે અને કેમ થયો હોત ?) આ તે લોકો છે જેમણે કુફ્ર કર્યું અને તમને (ઉમરહ કરવા માટે) મસ્જિદે હરામથી રોક્યા (તેનાથી ભાવાર્થ મસ્જિદે હરામ અને સફા મરવહ વચ્ચેનું મેદાન જ્યાં "સઈ" કરવામાં આવે છે તે બંને છે પરંતુ કારણ કે તવાફ અસલ અને પ્રથમ બાબત છે અને તે મસ્જિદે હરામમાં થાય છે

એટલા માટે એનાથી અટકાવવાના વર્ણન ઉપર વિરામ કરવામાં આવ્યું) અને કુર્બાનીના જાનવર જે (હુદૈબિય્યહમાં) રોકાયેલા હતા તેમને તેમના સ્થળે પહોંચવાથી અટકાવ્યા (જાનવરોની કુર્બાનીનું સ્થળ "મીના" છે, તે લોકોએ જાનવરોને મીના સુધી જવા દીધા નહીં, તેમના આ અપરાધ અને સન્માનનીય હરામમાં બેસીને આવો અત્યાચાર કરવાનો તકાદો એ હતો કે મુસલમાનોને યુદ્ધનો હુકમ આપીને તેમને પરાજિત કરવામાં આવે પરંતુ અમુક હિકમતો આ તકાદાને પૂરો કરવાથી અંતરાયરૂપ બની તે હિકમતોમાંથી એક એ છે કે તે સમયે મક્કામાં ઘણા બધા મુસલમાનો કાફિરોના જુલ્મ અને અત્યાચારના કારણે છુપા રહેતા હતા, જેમકે હુદૈબિય્યહના કિસ્સામાં દશમાં ભાગમાં તેનું વર્ણન આવી ચૂક્યું છે અને તેમનામાંથી અબૂ જુન્દૂલનું રસૂલે કરીમ ﷺની સેવામાં પહોંચીને ફરિયાદ કરવું વર્ણન થઈ ચૂક્યું છે, જો એવા સમયે યુદ્ધ છેડવામાં આવે તો બિનઈરાદાપૂર્વક તે મુસલમાનોને પણ નુકસાન પહોંચી ગયું હોત અને શક્ય હતું કે તેઓ તેમના હાથે જ કતલ થઈ ગયા હોત અને પછી સામાન્ય મુસલમાનોને તેના ઉપર અફસોસ અને પસ્તાવો થયો હોત એટલા માટે અલ્લાહ તઆલાએ એવી પરિસ્થિતિ પેદા કરી કે યુદ્ધ ન થાય, આ જ વિષયને આગળ કહેવામાં આવે છે કે) જો (મક્કામાં આ સમયે) ઘણા મુસલમાનો પુરુષ અને ઘણી મુસ્લિમ સ્ત્રીઓ ન હોત જેમની તમને ખબર પણ ન હતી (એટલે કે તેમના બચી જવાની સંભાવના ન હોત) જેના ઉપર તેમના કારણે તમને પણ બેખબરીમાં (રંજ અને અફસોસનું) નુકસાન પહોંચ્યું હોત (જો આ વાત ન હોત) તો બધો કિસ્સો નક્કી કરી નાંખવામાં આવ્યો હોત પરંતુ એટલા માટે કરવામાં ન આવ્યો જેથી અલ્લાહ તઆલા પોતાની રહમતમાં જેને ઈચ્છે દાખલ કરે (એટલા માટે યુદ્ધ ન થવાથી તે મુસલમાનોના પ્રાણ બચ્યા અને તમે તેમના કતલ કરવાના ગુનાહથી અને પછી તેના ઉપર રંજ અને પસ્તાવો થવાથી બચી ગયા, અલબત્ત) જો આ (પ્રસ્તુત મુસલમાનો મક્કામાંથી ક્યાંક) અન્યત્ર ગયા હોત તો તે (મક્કાવાળાઓમાં) જેઓ કાફિર હતા અને તેમને (મુસલમાનોના હાથે) દર્દનાક સજા આપી હોત (અને તે કાફિરોને પરાજિત થવાનો અથવા માર્યા જવાનો એક તકાદો બીજો એ પણ હતો કે) જ્યારે કે તે કાફિરોએ પોતાના દિલોમાં જીદને સ્થાન આપ્યું અને જીદ પણ અજ્ઞાનતાપૂર્ણ (આ જીદથી તે જીદ ભાવાર્થ સ્વરૂપે છે જે "બિસ્મિલ્લાહ" અને

શબ્દ "રસૂલુલ્લાહ" લખવાનો તેમણે વિરોધ કર્યો હતો, જેમકે ઉપર હુદૈબિય્યહના સુલેહનામાના વર્ણનમાં તેનું વર્ણન આવી ચૂક્યું છે) બસ (એનો તકાદો એ હતો કે મુસલમાનો જોશમાં આવીને લડી પડે પરંતુ) અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને અને મો'મિનોને પોતાના તરફથી સહનશીલતા અર્પણ કરી (જેના કારણે તેમણે આ વાક્ય લખવાના આગ્રહને છોડી દીધો અને સુલેહ થઈ ગઈ) અને (એ સમયે) અલ્લાહ તઆલાએ મુસલમાનોને તકવાની વાત ઉપર મક્કમ રાખ્યા (તકવાની વાતનો ભાવાર્થ "કલિમએ તય્યિબહ" એટલે કે તવહીદ અને રિસાલતનો એકરાર છે અને તેના ઉપર મક્કમ રાખવાનો ભાવાર્થ એ છે કે તવહીદ અને રિસાલતની માન્યતાનો તકાદો અલ્લાહ અને રસૂલ ﷺનું આજ્ઞાપાલન છે અને મુસલમાનોને આ સબ્ર અને સહનશીલતા પોતાની લાગણીઓ વિરુદ્ધ માત્ર એ કારણે હતી કે રસૂલે કરીમ ﷺએ સબ્ર અને સહન કરવાનો હુકમ કર્યો હતો, આવી કઠોર પરિસ્થિતિમાં પોતાની લાગણીઓ વિરુદ્ધ રસૂલ ﷺના આજ્ઞાપાલનનું નામ જ તકવા ઉપર મક્કમ રહેવું છે) અને તે (મુસલમાન) એ(તકવાના કલિમહ)ના (દુનિયામાં પણ) વધારે હકદાર છે (કારણ કે તેમના દિલોમાં સત્યની તલબ છે અને આ તલબ જ ઈમાન સુધી પહોંચાડે છે) અને (આખિરતમાં પણ) તે(ના સવાબ)ના યોગ્ય છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી પેઠે જાણે છે.



**મસ્અલા અને બોધપાઠ :**

بِبَطْنِ مَكَّةَ (બિબત્નિ મક્કહ) આ શબ્દના અસલી અર્થ મક્કા શહેર છે પરંતુ અહીંયાં તેનો ભાવાર્થ હુદૈબિય્યહનું સ્થળ છે, તેને મક્કએ મુકર્રમહથી ઘણું નિકટ હોવાની બીનાએ "બત્નિ મક્કહ"થી ઓળખાવવામાં આવ્યું છે અને તેનાથી એ વાતની તાકીદ થાય છે જે હનફીઓએ અપનાવી છે કે હુદૈબિય્યહનો અમુક હિસ્સો હરમમાં સામેલ છે. اَنْ يَّبْلُغَ الْهَدْيُ مَحِلَّهٗ આથી જાણ થાય છે કે مُحْصَرْ عَنِ الْحَجِّ وَالْعُمْرَةِ જેને અહેરામ બાંધ્યા પછી કોઈ કારણે મક્કામાં પ્રવેશવાથી અટકાવી દેવામાં આવ્યો હોય; એના ઉપર સર્વસહમતીએ એ તો જરૂરી છે કે કુર્બાની કરીને અહેરામથી હલાલ થાય પરંતુ એ બાબતમાં મતભેદ છે કે આ કુર્બાની એ જ સ્થળે થઈ શકે છે જ્યાં તેને અટકાવવામાં આવ્યો હોય અથવા બીજી કુર્બાનીઓની જેમ તેના માટે પણ હરમની હદોની અંદર હોવું શરત

છે, હનફીઓ નજીક તેના માટે પણ હરમની હદોમાં હોવું શરત છે. આ આયતથી તેમની દલીલ છે કે અહીંયાં આ કુર્બાની માટે કુર્આને એક ખાસ સ્થળ નિશ્ચિત કર્યું છે જ્યાંથી કાફિરોએ મુસલમાનોને અટકાવી દીધા હતા, આથી જાણ થઈ કે આ કુર્બાની માટે હરમની હદોમાં હોવું શરત છે. રહી એ વાત કે પોતે હનફીઓનો એ અભિપ્રાય પણ છે કે હુદૈબિય્યહના અમુક હિસ્સા હરમમાં દાખલ છે તો પછી હરમથી રોકવું કેવી રીતે સાબિત થયું ? તો જવાબ એ છે કે જો કે આ કુર્બાનીને હરમની હદોમાં કોઈપણ સ્થળે કરવું શરઈ રીતે પૂરતું છે પરંતુ એ ખાસ સ્થળે જે મીનાની અંદર مَنْحَرْ (મન્હર)ના નામથી ઓળખાય છે તેમાં હોવું ઉત્તમ છે. મક્કાના કાફિરોએ તે સમયે મુસલમાનોને આ ઉચ્ચ સ્થાન સુધી કુર્બાનીના જાનવરો લઈ જવાથી અટકાવી દીધા હતા.

فَتُصِيبَكُمْ مِّنْهُمْ مَّعَرَّةٌ بِغَيْرِ عِلْمٍ માં શબ્દ مَعَرَّةٌ (મઅર્રહ)નો અર્થ અમુક લોકોએ ગુનાહ હોવાનું વર્ણન કર્યું છે અને અમુક લોકોએ દરેક પ્રકારના નુકસાનોને અને અમુકે ખામીઓ હોવાનું વર્ણન કર્યું છે. આ સ્થળે દેખીતો આ જ અંતિમ અર્થ છે કે જો યુદ્ધ છેડાઈ ગયું હોત અને અજાણતાની હાલતમાં મુસલમાનોના હાથે મક્કાના છાના મુસલમાનો કતલ થઈ ગયા હોત તો આ એક ખામી અને આળની વાત પણ હતી કે કાફિરોએ તેમને એવા મ્હેણા ટોણા માર્યા હોત કે પોતાના જ દીની ભાઈઓને મારી નાંખ્યા અને તે નુકસાન હોવું પણ યોગ્ય છે કારણ કે માર્યા ગયેલા મુસલમાનોનું નુકસાન તો દેખીતું જ છે, મારનાર મુસલમાનોને જ્યારે તેની ખબર થઈ હોત તો સખત અફસોસ અને પસ્તાવો થયો હોત, આ નુકસાન સામાન્ય મુસલમાનોને પહોંચ્યું હોત.

**સહાબએ કિરામ (રદિ.)ને ભૂલો અને ખામીઓથી બચાવવાની કુદરતી વ્યવસ્થા :**

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે ખબર વિના જો કોઈ મુસલમાન (જિહાદમાં) બીજા મુસલમાનના હાથે માર્યો જાય તો તે ગુનાહ તો નથી પરંતુ એક ઐબ અને આળ તથા અફસોસ અને પસ્તાવાનું કારણ અવશ્ય છે તથા ભૂલથી થયેલ હત્યા ઉપર દિય્યત વગેરે આપવાનો હુકમ પણ છે. અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺના સહાબા (રદિ.)ની એનાથી હિફાઝત કરી, આથી જાણ થઈ કે સહાબએ કિરામ (રદિ.)ની સાથે અલ્લાહ તઆલાનો મા'મલો એ છે

કે તેઓ જો કે અંબિયા (અલૈ.)ની જેમ માસૂમ તો નથી પરંતુ જાહેર રીતે તેમને ભૂલો અને ખામીઓથી બચાવવાની કુદરતી વ્યવસ્થા થઈ જાય છે.

لِيُدْخِلَ اللّٰهُ فِىْ رَحْمَتِهٖ مَنْ يَّشَآءُ એટલે કે અલ્લાહ તઆલાએ આ પ્રસંગે મુસલમાનોના દિલોમાં સહનશીલતા પેદા કરીને યુદ્ધ ન થવાની વ્યવસ્થા એટલા માટે કરી કે તેમનામાંથી ઘણા લોકોને ભવિષ્યમાં ઈસ્લામ કબૂલ કરી લેવાનું અલ્લાહ તઆલા જાણતો હતો, તેમના ઉપર કૃપા કરવા માટે વળી જે મુસલમાનો છાના હતા તેમના ઉપર રહમત માટે આ બધી પરિસ્થિતિઓ ઉપસ્થિત કરવામાં આવી.

لَوْ تَزَيَّلُوْا માં શબ્દ تَزَيُّلُ (તઝય્યુલ)નો અર્થ વાસ્તવમાં "ફરક કરવાનો" થાય છે, ભાવાર્થ એ છે કે મક્કામાં છાના મુસલમાન જો કાફિરોથી અલગ અને વિશિષ્ટ પ્રકારે હોત કે મુસલમાન તેમને ઓળખીને તેમને તકલીફથી બચાવી લે તો તે કાફિરોની હાલતોનો તકાદો એ જ હતો કે તે જ સમયે તેમને મુસલમાનોના હાથે સજા અપાવી દેવામાં આવી હોત પરંતુ કારણ કે છાના છપટા કમજોર મુસલમાનો પુરુષ અને સ્ત્રીઓ તેમની અંદર જ ભળેલા હતા, જો યુદ્ધ થયું હોત તો તેમને બચાવવાનું સ્વરૂપ બાકી ન બચ્યું હોત એટલા માટે અલ્લાહ તઆલાએ આ યુદ્ધને મોકૂફ કરી દીધું.

وَاَلْزَمَهُمْ كَلِمَةَ التَّقْوٰى وَكَانُوْٓا اَحَقَّ بِهَا وَاَهْلَهَا માં શબ્દ كَلِمَةَ التَّقْوٰى (કલિમતત્તકવા)નો ભાવાર્થ તકવાવાળાઓનો કલિમહ છે, એટલે કે "કલિમએ તવહીદ અને રિસાલત". તેને કલિમતત્તકવા એટલા માટે કહેવામાં આવ્યું કે આ કમિલહ જ તકવાનો પાયો છે અને સહાબએ કિરામ (રદિ.)ને આ કલિમહના હકદાર અને તેના પાત્ર કહીને અલ્લાહ તઆલાએ તે લોકોનું અપમાન જાહેર કરી દીધું જે આ લોકો ઉપર કુફ્ર અને ઈન્કારનો આક્ષેપ લગાવે છે, અલ્લાહ તઆલા તો તેમને કલિમએ ઈસ્લામના પાત્ર અને હકદાર ઠરાવે છે અને આ કમનસીબો તેમના ઉપર વાંધા ઉઠાવે છે.

---

---

## આયતો : (સૂરએ ફત્હ : આયત નં. ૨૭-૨૮-૨૯)

لَقَدْ صَدَقَ اللّٰهُ رَسُوْلَهُ الرُّءْيَا بِالْحَقِّ ۚ لَتَدْخُلُنَّ الْمَسْجِدَ الْحَرَامَ اِنْ
شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ ۙ مُحَلِّقِيْنَ رُءُوْسَكُمْ وَمُقَصِّرِيْنَ ۙ لَا تَخَافُوْنَ ؕ فَعَلِمَ مَا لَمْ
تَعْلَمُوْا فَجَعَلَ مِنْ دُوْنِ ذٰلِكَ فَتْحًا قَرِيْبًا ﴿۲۷﴾ هُوَ الَّذِیْۤ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ
الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ كُلِّهٖ ؕ وَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا ﴿۲۸﴾ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ؕ
وَالَّذِيْنَ مَعَهٗۤ اَشِدَّآءُ عَلَى الْكُفَّارِ رُحَمَآءُ بَيْنَهُمْ تَرٰىهُمْ رُكَّعًا سُجَّدًا يَّبْتَغُوْنَ
فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا ۫ سِيْمَاهُمْ فِيْ وُجُوْهِهِمْ مِّنْ اَثَرِ السُّجُوْدِ ؕ ذٰلِكَ مَثَلُهُمْ فِي
التَّوْرٰىةِ ۛ وَمَثَلُهُمْ فِي الْاِنْجِيْلِ ۛ كَزَرْعٍ اَخْرَجَ شَطْـَٔهٗ فَاٰزَرَهٗ فَاسْتَغْلَظَ
فَاسْتَوٰى عَلٰى سُوْقِهٖ يُعْجِبُ الزُّرَّاعَ لِيَغِيْظَ بِهِمُ الْكُفَّارَ ؕ وَعَدَ اللّٰهُ الَّذِيْنَ
اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ مِنْهُمْ مَّغْفِرَةً وَّاَجْرًا عَظِيْمًا ﴿۲۹﴾

## તરજુમો :

*અલ્લાહે પોતાના રસૂલને સાચું સ્વપ્ન બતાવ્યું કે તમે મસ્જિદે હરામમાં પ્રવેશ પામશો શાંતિ(અને સલામતી)થી જો અલ્લાહ ઇચ્છે; પોતાના માથાઓના બાલ મૂંડાવતા અને કતરાવતા વિના ખટકે; પછી જાણ્યું જે તમે નથી જાણતા, પછી એના પહેલાં એક નિકટનો વિજય નિશ્ચિત કરી દીધો. (૨૭) તે જ છે જેણે પોતાનો રસૂલ સીધા માર્ગ ઉપર અને સાચા દીન ઉપર મોકલ્યો જેથી તેને દરેક ધર્મથી ઉપરવટ રાખે અને અલ્લાહ સત્ય સાબિત કરવા માટે પૂરતો છે. (૨૮) મુહમ્મદ અલ્લાહના રસૂલ છે અને જે લોકો તેમની સાથે છે કાફિરો ઉપર સખત છે અને પરસ્પર નરમદિલ છે; તમે તેમને રુકૂઅમાં અને સિજ્દહમાં જોશો અલ્લાહની કૃપા અને તેની ખુશી શોધે છે, તેમની નિશાની તેમના મોઢાં ઉપર સિજ્દહની અસરથી છે, તેમની આ શા'ન તવરાતમાં છે અને તેમનું દૃષ્ટાંત ઇન્જીલમાં છે જેમકે ખેતીએ પોતાની અણી (કુંપળ) કાઢી, પછી તેની કમર મજબૂત કરી, પછી જાડું થયું, પછી તે*

*પોતાના થડ ઉપર સીધું ઊભું થઈ ગયું, ખેતીવાળાઓને ઘણું સારું લાગે છે જેથી તેનાથી કાફિરોનો જીવ બાળે, અલ્લાહે વાયદો કર્યો છે તેમને જેઓ ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા મા'ફીનો અને મોટા સવાબનો. (૨૯)*

**તફસીર :**

**બેશક ! અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને સાચું સ્વપ્ન બતાવ્યું છે જે હકીકત પ્રમાણે છે, તમે લોકો મસ્જિદે હરામમાં ઈન્શાઅલ્લાહ જરૂર જશો શાંતિ અને સલામતી સાથે કે તમારામાંથી કોઈ માથું મૂંડાવતું હશે કોઈ વાળ કતરાવતું હશે** (જેમકે બીજા વર્ષે એવું જ થયું અને આ એક વર્ષ મોડું થવાનું કારણ એ છે કે) **અલ્લાહ તઆલાને તે વાતો** (અને હિકમતો) **ખબર છે જે તમને ખબર નથી** (તે હિકમતોમાંથી એક આ પણ છે) **કે એ** (સ્વપ્નના) **ઉપસ્થિત થવાથી પહેલાં તમને એક નિકટનો વિજય** (ખયબરનો) **આપી દીધો** (જેથી તેનાથી મુસલમાનોને શક્તિ અને સામાન પ્રાપ્ત થઈ જાય અને તેઓ સંપૂર્ણ શાંતિ અને સંતોષ સાથે ઉમરહ અદા કરે જેમકે એવું જ બન્યું) **તે અલ્લાહ એવો છે કે તેણે પોતાના રસૂલને હિદાયત**(નો સામાન એટલે કે કુર્આન) **અને સત્ય દીન** (ઈસ્લામ) **આપીને મોકલ્યા છે જેથી એ**(દીન)**નું બધા જ ધર્મો ઉપર વર્ચસ્વ સ્થાપી દે** (આ વર્ચસ્વ હુજ્જત અને દલીલના આધારે તો કાયમી અને હંમેશા જ રહેશે અને શાનોશૌકત તથા રાજપાટના આધારે પણ વર્ચસ્વ રહેશે પરંતુ એક શરત સાથે, તે એ કે દીનના અનુયાયીઓ એટલે કે મુસલમાનો સક્ષમ હશે. જ્યારે એવી શરત ઉપસ્થિત નહીં હોય તો જાહેર વર્ચસ્વનો વાયદો નથી અને કારણ કે સહાબએ કિરામ રદિ.માં એ શરત મોજૂદ હતી, જેમકે આગલી આયતો જે સહાબા રદિ. વિશે આવી રહી છે તેમાં આ ક્ષમતાનું વર્ણન છે એટલા માટે આ આયતમાં જેમકે રસૂલે કરીમ ﷺની રિસાલતની ખુશખબરી છે એવી જ સહાબએ કિરામ રદિ. માટે વિજયોની ખુશખબરી છે, જેમકે તે સાચું પડીને રહ્યું કે રસૂલે કરીમ ﷺના ઈન્તેકાલના પચ્ચીસ વર્ષ પસાર થવા પામ્યા ન હતા કે ઈસ્લામ અને કુર્આન દુનિયાના ખૂણે ખૂણામાં વિજયી બની પહોંચી ગયો) **અને** (હઠાગ્રહી અજ્ઞાનીઓ જો આપના નામની સાથે રસૂલનો શબ્દ લખવાથી આનાકાની કરે છે તો તમે દિલગીર ન થાઓ, કારણ કે આપની રિસાલત ઉપર) **અલ્લાહ ગવાહ સ્વરૂપે પૂરતો છે** (જેણે તમારી રિસાલતને સ્પષ્ટ દલીલો અને ખુલ્લા મોઅ્જિઝાઓ દ્વારા

*પોતાના થડ ઉપર સીધું ઊભું થઈ ગયું, ખેતીવાળાઓને ઘણું સારું લાગે છે જેથી તેનાથી કાફિરોનો જીવ બાળે, અલ્લાહે વાયદો કર્યો છે તેમને જેઓ ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા મા'ફીનો અને મોટા સવાબનો. (૨૯)*

**તફસીર :**

**'** બેશક ! અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને સાચું સ્વપ્ન બતાવ્યું છે જે હકીકત પ્રમાણે છે, તમે લોકો મસ્જિદે હરામમાં ઈન્શાઅલ્લાહ જરૂર જશો શાંતિ અને સલામતી સાથે કે તમારામાંથી કોઈ માથું મૂંડાવતું હશે કોઈ વાળ કતરાવતું હશે (જેમકે બીજા વર્ષે એવું જ થયું અને આ એક વર્ષ મોડું થવાનું કારણ એ છે કે) અલ્લાહ તઆલાને તે વાતો (અને હિકમતો) ખબર છે જે તમને ખબર નથી (તે હિકમતોમાંથી એક આ પણ છે) કે એ (સ્વપ્નના) ઉપસ્થિત થવાથી પહેલાં તમને એક નિકટનો વિજય (ખયબરનો) આપી દીધો (જેથી તેનાથી મુસલમાનોને શક્તિ અને સામાન પ્રાપ્ત થઈ જાય અને તેઓ સંપૂર્ણ શાંતિ અને સંતોષ સાથે ઉમરહ અદા કરે જેમકે એવું જ બન્યું) તે અલ્લાહ એવો છે કે તેણે પોતાના રસૂલને હિદાયત(નો સામાન એટલે કે કુર્આન) અને સત્ય દીન (ઈસ્લામ) આપીને મોકલ્યા છે જેથી એ(દીન)નું બધા જ ધર્મો ઉપર વર્ચસ્વ સ્થાપી દે (આ વર્ચસ્વ હુજ્જત અને દલીલના આધારે તો કાયમી અને હંમેશા જ રહેશે અને શાનોશોકત તથા રાજપાટના આધારે પણ વર્ચસ્વ રહેશે પરંતુ એક શરત સાથે, તે એ કે દીનના અનુયાયીઓ એટલે કે મુસલમાનો સક્ષમ હશે. જ્યારે એવી શરત ઉપસ્થિત નહીં હોય તો જાહેર વર્ચસ્વનો વાયદો નથી અને કારણ કે સહાબએ કિરામ રદિ.માં એ શરત મોજૂદ હતી, જેમકે આગલી આયતો જે સહાબા રદિ. વિશે આવી રહી છે તેમાં આ ક્ષમતાનું વર્ણન છે એટલા માટે આ આયતમાં જેમકે રસૂલે કરીમ ﷺની રિસાલતની ખુશખબરી છે એવી જ સહાબએ કિરામ રદિ. માટે વિજયોની ખુશખબરી છે, જેમકે તે સાચું પડીને રહ્યું કે રસૂલે કરીમ ﷺના ઈન્તેકાલના પચ્ચીસ વર્ષ પસાર થવા પામ્યા ન હતા કે ઈસ્લામ અને કુર્આન દુનિયાના ખૂણે ખૂણામાં વિજયી બની પહોંચી ગયો) અને (હઠાગ્રહી અજ્ઞાનીઓ જો આપના નામની સાથે રસૂલનો શબ્દ લખવાથી આનાકાની કરે છે તો તમે દિલગીર ન થાઓ, કારણ કે આપની રિસાલત ઉપર) અલ્લાહ ગવાહ સ્વરૂપે પૂરતો છે (જેણે તમારી રિસાલતને સ્પષ્ટ દલીલો અને ખુલ્લા મોઅ્જિઝાઓ દ્વારા

સાબિત કરી બતાવી, જેનાથી સાબિત થઈ ગયું કે) મુહમ્મદ (ﷺ) અલ્લાહના રસૂલ છે (આ સ્થળે મુહમ્મદુર્રસૂલુલ્લાહનું આખું વાક્ય લાવવાથી એ તરફ ઈશારો છે કે હઠાગ્રહી અજ્ઞાનીઓએ તેમના નામની સાથે રસૂલુલ્લાહ લખવાનું પસંદ ન કર્યું હતું તો એની શું પરવા કરવી ? અલ્લાહે આ કલિમહ આપના નામની સાથે લખી દીધો જે કયામત સુધી પ્રઢવામાં આવશે, આગળ આપના અનુયાયી સહાબએ કિરામ રદિ.ની શ્રેષ્ઠતા અને તેમના માટે ખુશખબરી પ્રસ્તુત છે કે) જે લોકો આપનો સંગાથ પામેલા છે (આ શબ્દમાં બધા જ સહાબએ કિરામ રદિ. સામેલ છે, ભલે તેમને લાંબો સમય સંગાથનો પ્રાપ્ત થયો હોય અથવા ઓછો, જે સહાબા રદિ. હુદૈબિય્યહમાં આપ ﷺની સાથે હતા તેઓ ખાસ કરીને તેના લક્ષ્ય સ્વરૂપે છે, ખુલાસો એ છે કે બધા જ સહાબએ કિરામ રદિ.નું આ વિશિષ્ટ લક્ષણો સાથે વર્ણન કરવામાં આવ્યું છે કે) તેઓ કાફિરોના મુકાબલામાં તેજ તર્રાર છે (અને) પરસ્પર રહમદિલ છે (અને) હે શ્રોતા ! તું એમને જોઈશ કે ક્યારેક રુકૂઅ્ કરી રહ્યા છે, ક્યારેક સિજ્દહ કરી રહ્યા છે (અને) અલ્લાહ તઆલાની કૃપા અને તેનો રાજીપા (એટલે કે સવાબ અને તેની નિકટતા)ની શોધખોળમાં લાગેલા રહે છે, તેઓ(ની અબ્દિય્યત)ના ચિહ્નો (તેમના) સિજ્દહની અસરથી તેમના ચહેરાઓ ઉપર જાહેર છે (ભાવાર્થ તે ખુશૂઅ્ અને ખુઝૂઅ્ના નૂરની અસર છે જે મો'મિન મુત્તકીના ચહેરા ઉપર સામાન્ય રીતે અવલોકન કરી શકાય છે) આ તેમના (પ્રસ્તુત) લક્ષણો તવરાતમાં છે અને ઈન્જીલમાં તેમના આ લક્ષણ (ઉપસ્થિત) છે કે જેમકે ખેતી કે તેણે (પ્રથમ જમીનમાંથી) પોતાની અણી (કુંપળ) કાઢી, પછી (માટી, પાણી, હવા વગેરેથી ખોરાક પામી) તેને મજબૂત કરી (એટલે કે એ ખેતી મજબૂત થઈ ગઈ) પછી તે ખેતી વધારે જાડી થઈ અને પોતાના થડ ઉપર સીધી ઊભી થઈ ગઈ કે (પોતાના હર્યાભર્યા હોવાથી) ખેડૂતોને ભલી જણાવા લાગી, (એ જ પ્રમાણે સહાબા રદિ.માં પ્રથમ કમજોરી હતી, પછી દરરોજ તેમની શક્તિ વધતી ગઈ અને અલ્લાહ તઆલાએ સહાબએ કિરામ રદિ.ને આ દબદબો એટલા માટે આપ્યો) જેથી તેઓ(ની હાલત)થી કાફિરોને (ઈર્ષ્યાની અગ્નિમાં) સળગાવી દે (અને આખિરતમાં) તે લોકોને કે જેઓ ઈમાન લાવ્યા છે અને નેક કામ કરી રહ્યા છે (ગુનાહોની) મા'ફી અને (આજ્ઞાપાલન ઉપર) મહાન સવાબનો વાયદો કરી રાખ્યો છે.

## મસ્અલા અને બોધપાઠ :

જ્યારે સુલહે હુદૈબિય્યહ સંપૂર્ણ થઈ ગઈ અને એ વાત નક્કી થઈ ગઈ કે અત્યારે મક્કામાં પ્રવેશ કર્યા વિના અને ઉમરહ અદા કર્યા વિના જ મદીના પાછા જવાનું છે અને સહાબએ કિરામ (રદિ.)નો આ ઉમરહનો ઈરાદો રસૂલે કરીમ ﷺના સ્વપ્નની બીનાએ હતો જે એક પ્રકારની વહી હતી, હવે દેખીતી રીતે એનાથી વિપરીત થતું જોઈને અમુક સહાબએ કિરામ (રદિ.)ના દિલમાં પોતે એ શંકા પેદા થવા લાગી કે (નઊઝુબિલ્લાહ !) આપ ﷺનું સ્વપ્ન સાચું ન થયું. બીજી બાજું કાફિરો અને મુનાફિકો મુસલમાનો ઉપર કટાક્ષ કરવા માંડયા કે તમારા રસૂલનું સ્વપ્ન સાચું ન પડયું એના ઉપર આ આયત નાઝિલ થઈ. لَقَدْ صَدَقَ اللّٰهُ رَسُوْلَهُ.... *(રવાહુ બયહકી વગેરે મુજાહિદ દ્વારા)*

لَقَدْ صَدَقَ اللّٰهُ رَسُوْلَهُ الرُّءْيَا بِالْحَقِّ માં શબ્દ صِدْق (સિદ્દક) એ كِذْب (કિઝ્બ)ના વિરુદ્ધાર્થી સ્વરૂપે ઉપયોગ થાય છે જે નિવેદન પ્રસંગ અનુરૂપ હોય જેને صِدْق (સિદ્દક) "સાચું" અને જે એ પ્રમાણે ન હોય તેને كِذْب (કિઝ્બ) એટલે કે "જૂઠ" કહેવામાં આવે છે અને અમુક સમયે આ શબ્દો પ્રવૃત્તિઓ માટે પણ બોલવામાં આવે છે કે તે સમયે તેનો અર્થ કોઈ પ્રવૃત્તિને વાસ્તવિક અને સાબિત કરવા માટે થાય છે જેમકે કુર્આનમાં છે, رِجَالٌ صَدَقُوْا مَا عَاهَدُوا اللّٰهَ એટલે કે એવા લોકો છે જેમણે પોતાના કરારને પૂરો કરી બતાવ્યો, તે સમયે શબ્દ "સિદ્દક"ના બે કર્મો હોય છે, જેમકે આ આયતમાં શબ્દ "સિદ્દક"નું પ્રથમ કર્મ رَسُوْلَهُ (રસૂલહૂ) અને બીજું કર્મ رُؤْيَا (રુઅ્યા) છે અને આયતનો ભવાર્થ એ છે કે અલ્લાહે પોતાના રસૂલને પોતાના સ્વપ્નમાં સાચા કરી બતાવ્યા. (બયઝાવી) અને જો કે આ સાચું કરી દેખાડવાની ઘટના આગળ આવવાની હતી પરંતુ તેને ભૂતકાળના શબ્દ વડે ઓળખાવીને તેના નિશ્ચિત અને ચોક્કસ હોવા તરફ ઈશારો કર્યો એટલા માટે આગળ بِلَفْظِ مُسْتَقْبِل વડે ફરમાવવામાં આવ્યું કે لَتَدْخُلُنَّ الْمَسْجِدَ الْحَرَامَ એટલે કે તમે જે સ્વપ્નમાં જોયું હતું કે અમે મસ્જિદે હરામમાં દાખલ થયા તે અવશ્ય થઈને રહેશે પરંતુ આ વર્ષે નહીં બલકે આ વર્ષ પછી થશે. સ્વપ્નમાં તેનો સમય નક્કી ન હતો. સહાબએ કિરામ (રદિ.)એ પોતાના શોખના કારણે આ જ વર્ષે મુસાફરીનો ઈરાદો કરી લીધો અને રસૂલે કરીમ ﷺએ તેમને સાથ આપ્યો જેમાં અલ્લાહ તઆલાની ઘણી હિકમતો હતી જે સુલહે

હુદૈબિય્યહના સમયે જાહેર થઈ જેમકે સિદ્દીકે અકબર (રદિ.)એ પ્રથમથી જ હઝરત ઉમર (રદિ.)ના જવાબમાં ફરમાવ્યું હતું કે તમારે શંકામાં પડવું જોઈએ નહીં, રસૂલુલ્લાહ ﷺના સ્વપ્નમાં કોઈ વખત અને વર્ષ નક્કી ન હતા, જો આ સમયે નહીં તો ફરી કોઈ સમયે થશે. *(કુર્તુબી)*

**ભવિષ્યમાં થનારા કામો માટે "ઇન્શાઅલ્લાહ" કહેવાની તાકીદ :**

આ આયતમાં અલ્લાહ તઆલાએ ભવિષ્યમાં થનારા મસ્જિદે હરામના પ્રવેશની સાથે "ઈન્શાઅલ્લાહ"નો શબ્દ ઉપયોગ કર્યો છે, જ્યારે કે અલ્લાહ તઆલા તો ખુદ પોતાની ઈચ્છાને જાણે છે તેને આવું કહેવાની આવશ્યકતા ન હતી પરંતુ પોતાના રસૂલુલ્લાહ ﷺ અને બધા બંદાઓને તા'લીમ આપવા માટે આ સ્થળે અલ્લાહ તઆલાએ પણ "ઈન્શાઅલ્લાહ"નો શબ્દ ઉપયોગ કર્યો છે. *(કુર્તુબી)*

مُحَلِّقِيْنَ رُءُوْسَكُمْ وَمُقَصِّرِيْنَ સહીહ બુખારીમાં છે કે આગલા વર્ષે કઝા ઉમરહમાં હઝરત મુઆવીયા (રદિ.)એ રસૂલે કરીમ ﷺના વાળ મુબારક કાતરથી કાતર્યા હતા, આ ઘટના કઝા ઉમરહની જ છે કારણ કે હજ્જતુલ વદાઅ્માં તો આપ ﷺએ મુંડન કરાવ્યું હતું.

فَعَلِمَ مَالَمْ تَعْلَمُوْا એટલે કે અલ્લાહ તઆલાની શક્તિમાં તો એ પણ હતું કે આ જ વર્ષે તમને મસ્જિદે હરમમાં પ્રવેશ અને ઉમરહ નસીબ થઈ જાય પરંતુ આગલા વર્ષ સુધી મોડું કરવામાં ઘણા હિત સંકળાયેલા હતા જે અલ્લાહ તઆલાને ખબર હતી, તમે તેને જાણતા ન હતા. આ હિતમાંથી એક એ પણ હતું કે અલ્લાહ તઆલાએ ઈચ્છ્યું કે આનાથી પહેલાં ખયબર ફતેહ થઈને મુસલમાનોની શક્તિ અને સામાનમાં વધારો થઈ જાય અને તેઓ સંતોષથી આરામ સાથે ઉમરહ અદા કરે એટલા માટે ફરમાવ્યું, فَجَعَلَ مِنْ دُوْنِ ذٰلِكَ فَتْحًا قَرِيْبًا તેમાં دُوْنَ ذٰلِكَ (દૂ-ન ઝાલિક)થી ભાવાર્થ دُوْنَ الـرُّؤْيَـا છે, એટલે કે આ સ્વપ્નને હકીકતમાં આવતા પહેલાં ખયબરનો વિજય નિકટમાં જ મુસલમાનોને પ્રાપ્ત થઈ જાય અને અમુક લોકોએ કહ્યું કે આ "ફત્હે કરીમ"નો ભાવાર્થ પોતે "સુલહે હુદૈબિય્યહ" છે કે તે ફત્હે મક્કા અને બીજા બધા જ વિજયોની પ્રસ્તાવના હતી અને પાછળથી તો બધા જ સહાબએ કિરામ (રદિ.)એ તેને મહાન વિજય હોવાનું ઠરાવ્યું છે તો હવે આયતનો ભાવાર્થ એ થશે કે આ વર્ષે તમારો મુસાફરીનો ઈરાદો કરવો અને પછી

નિષ્ફળ થવું અને સુલેહ થવામાં જે હિકમતો અને હિતો રહ્યા હતા તે તમારી જાણમાં ન હતા પરંતુ અલ્લાહ તઆલા સૌથી વાકેફ હતો અને ઇચ્છતો હતો કે તમને આ સ્વપ્નને હકીકત બનતા પહેલાં સુલહે હુદૈબિય્યહ પહેલાં એક નિકટનો વિજય અર્પણ કરે. આ જ ફત્હે કરીમનું એ પરિણામ સૌએ જોઈ લીધું કે સહાબએ કિરામ (રદિ.) જેમની સંખ્યા હુદૈબિય્યહની મુસાફરીમાં દોઢ હજારથી વધારે ન હતી ત્યારબાદ આ સંખ્યા દશ હજાર સુધી પહોંચી ગઈ. (કુર્તુબી)

هُوَ الَّذِىٓ اَرۡسَلَ رَسُوۡلَهٗ بِالۡهُدٰى وَدِيۡنِ الۡحَقِّ પાછલી આયતોમાં જે વિજયો અને ગનીમતોના વાયદાથી અને હુદૈબિય્યહમાં સામેલ લોકોને ખાસ કરીને અને બધા જ સહાબા (રદિ.)ને જાહેર રીતે ફઝીલતો અને ખુશખબરીઓ આપવામાં આવી છે હવે સૂરતની પૂર્ણતામાં આ વિષયોનો ઉપસંહાર અને તાકીદ છે અને કારણ કે આ બધી નેઅ્મતો અને ખુશખબરીઓ રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલન અને તેમના સમર્થનની બીનાએ પ્રાપ્ત થઈ એટલા માટે આ સમર્થન અને આજ્ઞાપાલનની વધારે તાકીદ માટે વળી રિસાલતે મુહમ્મદીના ઇન્કારીઓના રદિયા માટે અને સુલહે હુદૈબિય્યહના સમયે જે અમુક શંકાઓ મુસલમાનોના દિલોમાં પેદા થઈ ગઈ હતી તેના નિવારણ માટે આ આયતોમાં આપ ﷺની રિસાલતની સાબિતીઓ બલકે સમગ્ર દુનિયાના બધા જ ધર્મો ઉપર આપ ﷺના દીનનું વર્ચસ્વ સ્થાપાવાની ખુશખબરી આપવામાં આવી છે.

مُحَمَّدٌ رَّسُوۡلُ اللّٰهِ (મુહમ્મદુર્રસૂલુલ્લાહ) સંપૂર્ણ કુર્આનમાં ખાતમુલ અંબિયા ﷺનું નામ મુબારક લેવાના બદલે સામાન્ય રીતે આપ ﷺનું વર્ણન તેમના લક્ષણો અને ઇલ્કાબ વગેરેની સાથે કરવામાં આવ્યું છે. ખાસ કરીને કોઈ સંબોધનના પ્રસંગે અથવા يٰۤاَيُّهَا النَّبِىُّ (યા અય્યુહન્નબિય્યુ) અથવા يٰۤاَيُّهَا الرَّسُوۡلُ (યા અય્યુહર્રસૂલુ) અથવા يٰۤاَيُّهَا الۡمُزَّمِّلُ (યા અય્યુહલ મુઝ્ઝમ્મિલુ) વગેરે સંબોધન થયું છે પરંતુ તેનાથી વિપરીત બીજા અંબિયા (અલૈ.)ને તેમના નામની સાથે પોકારવામાં આવ્યા છે જેમકે يٰۤاِبۡرٰهِيۡمُ (યા ઇબ્રાહીમ), يٰمُوۡسٰى (યા મૂસા), يٰعِيۡسٰى (યા ઈસા) વગેરે. સંપૂર્ણ કુર્આનમાં ફક્ત ચાર સ્થળે આપ ﷺનું નામ મુબારક મુહમ્મદ (ﷺ) વર્ણન કર્યું છે જ્યાં આ નામના વર્ણનમાં જ કોઈ મસ્લિહત હતી. આ સ્થળે મસ્લિહત એ હતી કે હુદૈબિય્યહના સુલેહનામામાં આપ ﷺના નામની સાથે જ્યારે હઝરત અલી (રદિ.)એ મુહમ્મદુર્રસૂલુલ્લાહ

લખ્યું તો કુરૈશના કાફિરોએ તેને ભૂંસીને મુહમ્મદ બિન અબ્દુલ્લાહ લખવાનો આગ્રહ કર્યો, રસૂલુલ્લાહ ﷺએ અલ્લાહના હુકમથી તેને મંજૂર કરી લેવાનું સ્વીકારી લીધું. અલ્લાહ તઆલાએ આ સ્થળે વિશેષરૂપે આપના નામ મુબારકની સાથે રસૂલુલ્લાહનો શબ્દ લાવીને એ બાબતને કાયમી બનાવી દીધી જે કયામત સુધી આ જ રીતે પઢવા અને લખવામાં આવશે.

وَالَّذِيْنَ مَعَهٗ અત્રેથી આપ ﷺના સહબએ કિરામ (રદિ.)ની વિશિષ્ટતાઓનું વર્ણન છે, જો કે આનાથી પહેલાં સંબોધન તે સહાબએ કિરામ (રદિ.) છે જેઓ હુદૈબિય્યહ અને બયઅતે રિદ્‌વાનમાં સામેલ હતા પરંતુ શબ્દો જાહેર પ્રકારના હોવાથી બધા જ સહાબએ કિરામ (રદિ.) એમાં સામેલ છે કારણ કે સાથ અને સંગાથ બધાને જ પ્રાપ્ત થયો હતો.

## સહાબએ કિરામ (રદિ.)ના લક્ષણો, વિશિષ્ટતાઓ અને ખાસ નિશાનીઓ :

આ સ્થળે અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺની રિસાલત અને તેમના દીનને બધા ધર્મો ઉપર વર્ચસ્વ આપવાની વાત કહીને સહાબએ કિરામ (રદિ.)ના લક્ષણો, વિશિષ્ટતાઓ અને ખાસ નિશાનીઓનું વર્ણન વિગતવાર કર્યું છે, એમાં તેમની એ કઠોર કસોટીનું ઇનામ પણ છે જે હુદૈબિય્યહની સુલેહના સમયે લેવામાં આવી હતી કે તેમના મનના વિશ્વાસ તથા દિલની ભાવનાઓ વિરુદ્ધ સુલેહ કરીને મક્કામાં દાખલ થયા વિના નિષ્ફળ પાછા ફર્યા છતાં તેમના કદમ જરા પણ ડગ્યા નહીં અને રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલનની અને ઈમાની શક્તિની અદ્વિતિય સાબિતી આપી, વળી સહાબએ કિરામ (રદિ.)ની વિશિષ્ટતાઓ અને નિશાનીઓની વિગત વર્ણન કરવામાં એ હિકમત પણ હોય તો એમાં કશું ખોટું નથી કારણ કે રસૂલે કરીમ ﷺ પછી કોઈ અન્ય નબી અને અન્ય રસૂલ આવવાના નથી. આપ ﷺએ પોતાના પછી પોતાની પાછળ ઉમ્મત માટે કિતાબુલ્લાહની સાથે પોતાના સહાબાઓને જ નમૂના સ્વરૂપે છોડ્યા છે અને તેમનું અનુસરણ કરવાના હુકમો આપ્યા છે તેથી કુર્આને પણ તેમની અમુક વિશિષ્ટતાઓ અને નિશાનીઓનું વર્ણન કરીને મુસલમાનોને તેમના અનુસરણનું પ્રોત્સાહન અને તાકીદ કરી છે, આ સ્થળે સહાબએ કિરામ (રદિ.)નું સૌથી પ્રથમ

લક્ષણ તો એ બતાવવામાં આવ્યું છે કે તેઓ કાફિરોના મુકાબલામાં સખત અને પરસ્પર રહમદિલ છે, કાફિરોના મુકાબલામાં કઠોર હોવું તેઓએ દરેક પ્રસંગે સાબિત કરી બતાવ્યું છે કે કૌટુંબિક સગપણ, સંબંધો બધું જ ઈસ્લામ ઉપર કુરબાન કરી દીધું અને હુદૈબિય્યહના પ્રસંગે વિશિષ્ટ સ્વરૂપે એ જાહેર થયું અને પરસ્પર રહમદિલ અને હમદર્દ હોવું સહાબએ કિરામ (રદિ.) માટે તે સમયે વિશિષ્ટ સ્વરૂપે જાહેર થયું જ્યારે કે મુહાજિરો અને અન્સારોમાં ભાઈચારો થયો અને અન્સારોએ પોતાની બધી વસ્તુઓમાં મુહાજિરોને સામેલ કરવાનું આમંત્રણ આપ્યું, કુર્આને કરીમે સહાબએ કિરામ (રદિ.)ના આ લક્ષણને પ્રથમ વર્ણન કર્યું કારણ કે વાસ્તવમાં એનો ખુલાસો એ છે કે તેમની મિત્રતા અને દુશ્મની, મુહબ્બત અને અદાવત કોઈ વસ્તુ પોતાની જાત માટે નથી બલકે બધું જ અલ્લાહ તઆલા અને તેના રસૂલ માટે હોય છે અને આ જ તે બાબત છે જે સંપૂર્ણ ઈમાનનું ઉચ્ચ કક્ષાનું સ્થાન છે. સહીહ બુખારી વગેરેની હદીષમાં છે કે مَنْ اَحَبَّ وَاَبْغَضَ لِلّٰهِ فَقَدِ اسْتَكْمَلَ اِيْمَانَهٗ એટલે કે જે વ્યક્તિ પોતાની મુહબ્બત અને અદાવત બંનેને અલ્લાહની મરજીના તા'બે કરી દે તેણે પોતાનું ઈમાન સંપૂર્ણ કરી લીધું. એનાથી જ એ પણ સાબિત થાય છે કે સહાબએ કિરામ (રદિ.)નું કાફિરોના મુકાબલામાં કઠોર હોવાનો એ ભાવાર્થ નથી કે તેઓ ક્યારેય કાફિરો ઉપર રહમ જ નથી કરતા, બલકે ભાવાર્થ એ છે કે જે પ્રસંગે અલ્લાહ અને રસૂલ ﷺનો હુકમ કાફિરો ઉપર કઠોરતાપૂર્વક પૂરો કરવાનો હોય છે ત્યાં તેમને પોતાના સગપણ સંબંધો અથવા મિત્રતા વગેરે બાબતો આ કાર્યમાં અવરોધ નથી અને જ્યાં સુધી તેમની સાથે રહમ અને દયાની બાબતનો સંબંધ છે તો પોતે કુર્આને તેનો ફેસલો કરી આપ્યો છે કે لَا يَنْهٰىكُمُ اللّٰهُ (الٰى) اَنْ تَبَرُّوْهُمْ وَتُقْسِطُوْٓا اِلَيْهِمْ એટલે કે જે કાફિરો મુસલમાનોને હંમેશા કષ્ટ પહોંચાડવા માટે અથવા તેમની સામે યુદ્ધ કરવા નથી આવતા તેમની સાથે ઉપકારનો વ્યવહાર કરવાથી અલ્લાહ તઆલા મનાઈ કરતો નથી એટલા માટે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ના અસંખ્ય કિસ્સાઓ છે જેમાં કમજોર અને લાચાર અથવા જરૂરિયાતમંદ કાફિરો સાથે ઉપકાર અને દયાનો વ્યવહાર કરવામાં આવ્યો છે અને તેમની બાબતમાં ન્યાય અને ઈન્સાફને કાયમ રાખવો તો ઈસ્લામનો જાહેર હુકમ છે બલકે યુદ્ધના રણસંગ્રામમાં પણ ન્યાય અને ઈન્સાફ વિરુદ્ધ કોઈ કાર્યવાહી જાઈઝ નથી.

સહાબએ કિરામ (રદિ.)નું બીજું લક્ષણ એ વર્ણન કરવામાં આવ્યું છે કે તેમની સામાન્ય પરિસ્થિતિ એ છે કે તેઓ રુકૂઅ્ અને સિજ્દહ તથા નમાઝમાં પ્રવૃત્ત રહે છે તેમને જોનાર ઘણા લોકો તેમને આ જ કામમાં મશગૂલ જુએ છે. પ્રથમ લક્ષણ ઈમાનની વિશિષ્ટતાની નિશાની હતી, બીજું લક્ષણ તેમના અમલની વિશિષ્ટતાનું લક્ષણ છે કારણ કે અમલોમાં સૌથી શ્રેષ્ઠ નમાઝ છે, سِيْمَاهُمْ فِيْ وُجُوْهِهِمْ مِّنْ اَثَرِ السُّجُوْدِ એટલે કે નમાઝ તેમનો જિંદગીનો એવો વઝીફો બની ગયો છે કે નમાઝ અને સિજ્દહની ખાસ નિશાનીઓ તેમના ચહેરા ઉપર દેખાતી જ હોય છે, આ નિશાનીઓથી ભાવાર્થ તે મૂળ છે જે અબ્દિય્યત અને ખુશૂઅ્ ખુઝૂઅ્ના કારણે દરેક મુત્તકી ઈબાદતગુઝારના ચહેરા ઉપર જોઈ શકાય છે, પેશાની ઉપર જે સિજ્દહનું નિશાન પડી જાય છે તે ભાવાર્થ સ્વરૂપે નથી. ખાસ કરીને તહજ્જુદની નમાઝની આ અસર ઘણી વધારે સ્પષ્ટ હોય છે, જેમકે ઇબ્ને માજહમાં હઝરત જાબીર (રદિ.)ની રિવાયત દ્વારા રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, مَنْ كَثُرَ صَلٰوتُهٗ بِاللَّيْلِ حَسُنَ وَجْهُهٗ بِالنَّهَارِ એટલે કે જે વ્યક્તિ રાત્રે નમાઝ મોટા પ્રમાણમાં પઢતો હોય છે દિવસે તેનો ચહેરો ખુબસૂરત અને નૂરવાળો નજરે પડે છે અને હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે તેનાથી ભાવાર્થ નમાઝીઓના ચહેરાનું તે નૂર છે જે કયામતમાં જાહેર થશે.

ذٰلِكَ مَثَلُهُمْ فِى التَّوْرٰةِ ۚ وَمَثَلُهُمْ فِى الْاِنْجِيْلِ ۚ كَزَرْعٍ اَخْرَجَ شَطْـَٔهٗ સહાબએ કિરામ (રદિ.)ની જે નિશાની ઉપર વર્ણન કરવામાં આવી છે "અને સિજ્દહ અને નમાઝોનું નૂર તેમની પેશાનીઓની નિશાની છે." આ આયતમાં ફરમાવ્યું કે તેમની આ જ મિશાલ તવરાતમાં વર્ણન કરવામાં આવી છે, પછી ફરમાવ્યું કે ઈન્જીલમાં તેમનું એક ઉદાહરણ એ આપવામાં આવ્યું છે કે તેઓ એવા છે જેમકે કોઈ ખેડૂત જમીનમાં બીજ ઉગાડે તો પ્રથમ તે એક કમજોર કુંપળ સ્વરૂપે જાહેર થાય છે, પછી તેમાં ડાળીઓ નીકળે છે, પછી તે વધારે મજબૂત થાય છે, પછી તેનું મજબૂત થડ બની જાય છે એ જ પ્રમાણે નબીએ કરીમ ﷺના સહાબાઓ શરૂઆતમાં ઘણા ઓછા હતા, એક સમય એવો હતો કે રસૂલે કરીમ ﷺ સિવાય માત્ર ત્રણ મુસલમાનો હતા, પુરુષોમાં હઝરત સિદ્દીકે અકબર (રદિ.), સ્ત્રીઓમાં હઝરત ખદીજા (રદિ.) અને બાળકોમાં હઝરત અલી (રદિ.). પછી ધીમે ધીમે તેમની શક્તિ વધતી રહી, એટલે સુધી કે હજ્જતુલ વદાઅ્ના

પ્રસંગે રસૂલે કરીમ ﷺની સાથે હજ્જમાં સામેલ થનારાઓની સંખ્યા દોઢ લાખ જેટલી બતાવવામાં આવી છે. આ આયતમાં ત્રણ સંભાવનાઓ છે, એક એ કે فِى التَّوْرَاةِ ઉપર થોભવામાં આવે અને પાછલું ઉદાહરણ એટલે કે ચહેરાઓનું નૂર એ તવરાતની નિશાનીના હવાલાથી વર્ણન થયું. مَثَلُهُمْ فِى الْاِنْجِيْلِ ઉપર થોભવામાં ન આવે બલકે મિલાવીને પઢે તો અર્થ એ થશે કે સહાબાનું દૃષ્ટાંત ઇન્જીલમાં તે ખેતી અથવા ઝાડ જેવું છે, જે શરૂઆતમાં ખૂબ કમજોર હોય છે, પછી ધીમે ધીમે એ મજબૂત અને કદાવર થઈ જાય છે.

બીજી સંભાવના એ છે કે فِى التَّوْرَاةِ ઉપર થોભવામાં ન આવે, બલકે فِى الْاِنْجِيْلِ ઉપર થોભવામાં આવે તો અર્થ એ થશે કે ઉપરોક્ત વર્ણન કરેલ નિશાનીઓ ચહેરાનું નૂર વગેરે તવરાતમાં પણ છે અને ઇન્જીલમાં પણ; તથા આગળ كَزَرْعٍ ના દૃષ્ટાંતને એક અલગ ઉદાહરણ ઠરાવવામાં આવે, ત્રીજી સંભાવના એ છે કે فِى التَّوْرَاةِ ઉપર વાત પૂર્ણ ન થાય, ન જ فِى الْاِنْجِيْلِ ઉપર; અને શબ્દ ذٰلِكَ (ઝાલિક)થી આગલા ઉદાહરણ તરફ ઇશારો હોય તો અર્થ એ થશે કે તવરાત અને ઇન્જીલ બંનેમાં સહાબા (રદિ.)નું ઉદાહરણ زَرْعٍ એટલે કે ખેતી સ્વરૂપે આપવામાં આવ્યું છે, જો આ યુગમાં તવરાત અને ઇન્જીલ પોતાની અસલી હાલતમાં હોત તો તેમને જોઈને કુર્આનનો ભાવાર્થ નિશ્ચિત થઈ ગયો હોત પરંતુ તેમાં હેરફેરનો ક્રમ ઘણો બધો રહ્યો છે એટલા માટે કોઈ ચોક્કસ ફેસલો થઈ શકતો નથી પરંતુ તફસીરકારોએ આ જ સંભાવનાને અગ્રિમતા આપી છે જેનાથી પ્રથમ ઉદાહરણ તવરાતમાં અને બીજું ઇન્જીલમાં હોવાનું જણાય છે, ઇમામ બગવી (રહ.)એ ફરમાવ્યું કે સહાબએ કિરામ (રદિ.)નું આ ઉદાહરણ ઇન્જીલમાં છે કે શરૂઆતમાં તેઓ થોડા હશે પછી વધશે અને મજબૂત થશે, જેમકે હઝરત કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે સહાબએ કિરામ (રદિ.)નું આ ઉદાહરણ ઇન્જીલમાં લખવામાં આવ્યું છે કે એક કોમ એવી નીકળશે જે ખેતીની જેમ વધશે અને તેઓ નેક કામોનો હુકમ કરશે અને બુરા કામોથી રોક્યા કરશે. (મઝહરી) હાલના સમયની તવરાત અને ઇન્જીલમાં અસંખ્ય હેરફેર છતાં આ આગાહી નીચે પ્રમાણેના શબ્દોમાં ઉપસ્થિત છે, તવરાતના (Deut 33:2)માં નીચે પ્રમાણે વર્ણન જોવા મળે છે જેના શબ્દો આ પ્રમાણે છે.

*"ખુદાવંદ સિનાઈથી આવ્યા અને શઈરથી તેમનાં ઉપર પ્રગટ થયા, તે ફારાન*

*પર્વત ઉપરથી ઝળક્યા, દશ હજાર સંતો સાથે આવ્યા અને તેમના જમણા હાથમાં એક આગ જેવી શરીઅત તેમના માટે હતી તેઓ પોતાના લોકોથી ઘણી મુહબ્બત રાખે છે, તેમના સૌ સંતો તારા હાથ અને તે તારા કદમો પાસે બેઠા છે, તારી વાત માનશે."*

આ પ્રથમ જાણ થઈ ચૂકી છે કે મક્કાવિજય સમયે સહાબા (રદિ.)ની સંખ્યા દશ હજાર હતી જેઓ ફારાનથી ઉગનારા એક પ્રકાશિત અસ્તિત્વ (હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ) સાથે અલ ખલીલ (હેબ્રોન) શહેરમાં દાખલ થયા હતા, તેમના હાથમાં "આગ જેવી શરીઅત હશે" તેને أَشِدَّاءُ عَلَى الْكُفَّارِ શબ્દો તરફ ઈશારો જોવા મળે છે અને "પોતાના લોકોથી મહોબ્બત કરશે"ના શબ્દોથી رُحَمَاءُ بَيْنَهُمْ નો વિષય સમજવામાં આવે છે, તેની પૂરી વિગત બીજા હવાલાઓ સાથે "ઈઝહારૂલ હકક" ત્રીજા ભાગમાં છટ્ઠા પ્રકરણના પેજ નં. ૨૫૬ ઉપર છે. આ કિતાબ ખ્રીસ્તીઓની વાસ્તવિકતાને સ્પષ્ટ કરવા માટે મવલાના રહમતુલ્લાહ કૈરાનવી (રહ.)એ પાદરી ફાઉન્ડરના મુકાબલામાં લખી હતી. આ કિતાબમાં ઈન્જીલના દષ્ટાંતનું આ રીતે વર્ણન છે, મેથ્યુ ૩:૩૧-૩૨ જેના શબ્દો આ પ્રમાણે છે,

*"તેમણે એક અન્ય દષ્ટાંત તેમની સામે રજુ કરીને કહ્યું કે આસમાનોની બાદશાહી આ રાઈના દાણા સમાન છે અને જેમકે કોઈ વ્યકિતએ તેને લઈને ખેતીમાં વાવી દીધી, તે બધા બીજમાં નાનું તો છે પરંતુ જ્યારે વધે છે તો બધી વનસ્પતિથી મોટું અને એવું ઝાડ બની જાય છે કે હવાના પક્ષીઓ આવીને તેની ડાળો ઉપર માળો બાંધે છે."*

અને માર્કની ગોસ્પેલ ૨૬:૪નું નીચે પ્રમાણે વર્ણન છે જેના શબ્દો કુર્આનના વર્ણન સાથે વધારે સમાનતા ધરાવે છે.

*"તેણે કહ્યું, ખુદાની બાદશાહી એવી છે જેમકે કોઈ વ્યકિત જમીનમાં બીજ નાંખે અને રાત્રે સુએ, દિવસે જાગે અને તે બીજ એ જ પ્રમાણે ઊગે અને વધે કે તે ન જાણે જમીન આપમેળે ફૂલ લાવે છે, પ્રથમ પાંદડા, પછી ડૂંડીઓમાં તૈયાર દાણા, પછી જ્યારે અનાજ પાકી ચૂકે તો તે તરત જ દાંતી લગાવે છે કારણ કે લણણીનો સમય આવી પહોંચ્યો."(ઈઝહારૂલ હક, જિલ્દ : ૩, પ્રકરણ : ૬, પેજ : ૩૧૦)*

"આસમાનની બાદશાહી"નો ભાવાર્થ અહીંયાં અંતિમ યુગમાં નબી ﷺ હોવાનું ઈન્જીલના વિવિધ સ્થળોથી જાહેર થાય છે. વલ્લાહુ અઅ્લમુ.

لِيَغِيظَ بِهِمُ الْكُفَّارَ એટલે કે અલ્લાહ તઆલાએ સહાબએ કિરામ (રદિ.)ને તે વિશિષ્ટ લક્ષણો સાથે શણગાર્યા અને તેમને કમજોરી પછી શક્તિ તથા ઓછી સંખ્યા પછી મોટી સંખ્યા બખ્શી. આ બધા કામો એટલા માટે થયા જેથી તેમને જોઈને કાફિરોને જલન થાય અને તેઓ ઈર્ષ્યાની આગમાં બળે. હઝરત અબૂઉર્વહ ઝુબયરી (રહ.) ફરમાવે છે કે અમે હઝરત ઈમામ માલિક (રહ.)ની મજલિસમાં હાજર હતા, એક વ્યક્તિએ અમુક સહાબએ કિરામ (રદિ.)ની શા'નમાં અમુક કડવા વેણ કહ્યા તો હઝરત ઈમામ માલિક (રહ.)એ આ આયત પૂરેપૂરી તિલાવત કરીને જ્યારે لِيَغِيظَ بِهِمُ الْكُفَّارَ ઉપર પહોંચ્યા તો કહ્યું કે જે વ્યક્તિના દિલમાં સહાબએ કિરામ (રદિ.)માંથી કોઈની સાથે જલન હોય તો આ આયતની ધમકી તેને મળશે. (કુર્તુબી) હઝરત ઈમામ માલિક (રહ.)એ એવું નથી કહ્યું કે તે કાફિર થઈ જશે પરંતુ એવું કહ્યું કે આ ધમકી તેને પણ પહોંચશે, મતલબ એ છે કે તે કાફિરો જેવું કામ કરનારો થઈ જશે.

وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ مِنْهُمْ مَّغْفِرَةً وَّاَجْرًا عَظِيْمًا માં શબ્દ مِنْهُمْ (મિન્હુમ)નો શબ્દ مِنْ (મિન) આ સ્થળે વિવરણકારોની સહમતીએ વર્ણન માટે છે અને તેનો ભાવાર્થ એ છે કે આ લોકો જેઓ ઈમાન અને નેક કાર્યોમાં મજબૂત છે, અલ્લાહ તઆલાએ તેમને મા'ફી અને મહાન સવાબનો વાયદો કર્યો છે, તેનાથી એક તો એ જાણ થઈ કે બધા સહાબએ કિરામ (રદિ.) ઈમાન અને નેક કાર્યોમાં મજબૂત છે, બીજું એ કે તે સૌની મા'ફી અને મહાન બદલાનો વાયદો છે અને આ مِنْ بَيَانِيَة કુર્આનમાં ઘણા વખતે ઉપયોગ થયો છે, જેમકે કહેવામાં આવ્યું છે, فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْاَوْثَانِ તો مِنَ الْاَوْثَانِ વર્ણન છે અને શબ્દ رِجْس (રિજ્સ)ને આ જ રીતે અહીંયાં مِنْهُمْ (મિન્હુમ) વર્ણન છે الَّذِيْنَ اٰمَنُوْا (અલ્લઝી-ન આમનુ)નું. અને રવાફિઝોએ આ સ્થળે જે શબ્દ مِنْ (મિન)ને بَعْض અમુકના અર્થ માટે એવું કહીને ભાવાર્થ કાઢ્યો છે કે જે અમુક લોકો ઈમાન અને નેક કાર્યો ઉપર છે તેમના માટે જ આ વાયદો છે, આ વાક્યને ઉઘાડી રીતે તોડવું મરોડવું ગણાય અને ઉપરની આયતોથી વિરોધાભાસી છે, કારણ કે આ આયતના ભાવાર્થમાં તે સહાબએ કિરામ (રદિ.)નો નિઃશંક સામેલ છે અને

પ્રથમ તેમને આયત લાગુ પડે છે જેઓ હુદૈબિય્યહની મુસાફરી અને બયૂઅતે રિદ્‌વાનમાં સામેલ હતા, તે સૌ વિશે ઉપરની આયતોમાં અલ્લાહ તઆલાએ પોતાની મરજી અને ખુશીનું એ'લાન કર્યું છે. لَقَدْ رَضِيَ اللّٰهُ عَنِ الْمُؤْمِنِيْنَ اِذْ يُبَايِعُوْنَكَ تَحْتَ الشَّجَرَةِ અને અલ્લાહની ખુશીનું આ એ'લાન એ બાબતની જામીનગીરી છે કે આ બધા મૃત્યુ સુધી નેક અમલો ઉપર કાયમ રહેશે, કારણ કે અલ્લાહ તઆલા તો સઘળું જાણનાર અને બધી ખબરો રાખનાર છે, જો કોઈના વિશે તેને એ જાણ હોય કે આ કોઈ વખતે ઈમાનથી ફરી જનારો છે તો તેનાથી પોતાના રાજીપાનું એ'લાન કરશે નહીં. ઈબ્ને અબ્દુલ બર્રએ "ઈસ્તિઆબ"ની પ્રસ્તાવનામાં આ જ આયતને નકલ કરીને લખ્યું છે કે, وَمَنْ رَضِيَ اللّٰهُ عَنْهُ لَمْ يَسْخَطْ عَلَيْهِ اَبَدًا એટલે કે અલ્લાહ તઆલા જેનાથી રાજી થઈ જાય પછી તેનાથી ક્યારેય નારાજ નથી થતો અને રસૂલુલ્લાહ ﷺ એ આ જ આયતની બીનાએ કહ્યું કે બયૂઅતે રિદ્‌વાનમાં સામેલ થનારાઓમાંથી કોઈ આગમાં જશે નહીં તો આ વાયદો જે તેમના માટે જ ખાસ કરવામાં આવ્યો છે એમાંથી અમુકનું બાકાત થવું સદંતર ખોટું છે એટલા જ માટે ઉમ્મતનો એ બાબતે ઈજ્માઅ્ (સર્વસહમતી) છે કે સહાબએ કિરામ (રદિ.) બધેબધા આદિલ (ન્યાયી) અને ષિક્કા (સાચા) હતા.

**સહાબએ કિરામ (રદિ.) બધા જ જન્નતવાળા છે, તેમની ભૂલો મા'ફ છે, તેમની ટીકા-ટિપ્પણી મહાન ગુનોહ છે :**

કુર્આનમા મજીદની ઘણી બધી આયતોમાં એના ખુલાસામાં જેમાં અમુક આયતો તો આ જ સૂરતમાં આવી ચૂકી છે, لَقَدْ رَضِيَ اللّٰهُ عَنِ الْمُؤْمِنِيْنَ، اَلْزَمَهُمْ كَلِمَةَ التَّقْوٰى وَكَانُوْا اَحَقَّ بِهَا وَاَهْلَهَا તે ઉપરાંત અન્ય ઘણી આયતો આ વિષયની ઉપસ્થિત છે, જેમકે يَوْمَ لَا يُخْزِى اللّٰهُ النَّبِيَّ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ، وَالسّٰبِقُوْنَ الْاَوَّلُوْنَ مِنَ الْمُهٰجِرِيْنَ وَالْاَنْصَارِ وَالَّذِيْنَ اتَّبَعُوْهُمْ بِاِحْسَانٍ رَّضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ وَاَعَدَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِىْ تَحْتَهَا الْاَنْهٰرُ અને સૂરએ હદીદમાં અલ્લાહ તઆલાએ સહાબએ કિરામ (રદિ.) વિશે કહ્યું છે, وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى એટલે કે તે સૌને અલ્લાહે حُسْنٰى (સારા બદલા)નો વાયદો કર્યો છે, પછી સૂરએ અંબિયામાં حُسْنٰى (હુસ્ના) વિશે કહ્યું, اِنَّ الَّذِيْنَ سَبَقَتْ لَهُمْ مِّنَّا الْحُسْنٰى اُولٰٓئِكَ عَنْهَا مُبْعَدُوْنَ એટલે કે જે લોકો માટે અમારા તરફથી હુસ્નાનો ફેસલો પ્રથમ થઈ ચૂક્યો છે

તેઓ જહન્નમની આગથી દૂર રાખવામાં આવશે અને રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

خَيْرُ الْقُرُوْنِ قَرْنِىْ ثُمَّ الَّذِيْنَ يَلُوْنَهُمْ ثُمَّ الَّذِيْنَ يَلُوْنَهُمْ (بُخَارِى)

*"બધા જ યુગોમાં મારો યુગ ઉત્તમ છે ત્યારબાદ તે યુગના લોકો ઉત્તમ અને જે મારા યુગ પછીના છે ત્યાર પછી તે જે તેના તરત પછીના છે."*

અને એક હદીષમાં ઈરશાદ છે કે મારા સહાબા (રદિ.)ને બુરું ન કહો કારણ કે (તેમની ઈમાનની શક્તિના કારણે તેમની હાલત એવી છે કે) જો તમારામાંથી કોઈ વ્યક્તિ અલ્લાહના માર્ગમાં ઉહદ પહાડ જેટલું સોનું ખર્ચ કરે તો તે તેમના ખર્ચ કરેલા એક "મુદ" (વજનનું એક માપ) બરાબર પણ નથી હોઈ શકતું અને ન જ અડધા મુદ બરાબર. "મુદ" એ અરબનું વજનનું એક માપ છે જે આપણા લગભગ અડધા શેર જેટલું થાય છે. (બુખારી) અને હઝરત જાબીર (રદિ.)ની હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મારા સહાબાને સમગ્ર દુનિયાથી પસંદ કરી લીધા છે પછી મારા સહાબા (રદિ.)માં મારા માટે ચારને પસંદ કર્યા છે. અબૂબક્ર, ઉસ્માન, ઉમર અને અલી (રદિ.). *(રવાહુલ બઝાર, મુસ્નદ સહીહ)*

એક હદીષમાં ઈરશાદ છે,

اَللّٰهَ اَللّٰهَ فِىْ اَصْحَابِىْ لَا تَتَّخِذُوْ هُمْ غَرَضًا مِنْ بَعْدِىْ فَمَنْ اَحَبَّهُمْ فَبِحُبِّىْ اَحَبَّهُمْ وَمَنْ اَبْغَضَهُمْ فَبِبُغْضِىْ اَبْغَضَهُمْ وَمَنْ اٰذَاهُمْ فَقَدْ اٰذَانِىْ وَمَنْ اٰذَانِىْ فَقَدْ اٰذَى اللّٰهَ وَمَنْ اٰذَى اللّٰهَ فَيُوْشِكُ اَنْ يَّاْخُذَهٗ (رَوَاهُ التِّرْمِذِىُّ عَنْ عَبْدِ اللّٰهِ بْنِ الْمُغَفَّلِ اَزْ جَمْعُ الْفَوَائِدْ)

*"અલ્લાહથી ડરો, અલ્લાહથી ડરો મારા સહાબાના મા'મલામાં, મારા પછી તેમને મ્હેણા ટોણાનું નિશાન ન બનાવો, કારણ કે જે વ્યક્તિએ તેમનાથી મહોબ્બત કરી તો મારી મહોબ્બત સાથે તેમનાથી મહોબ્બત કરી અને જેમણે તેમનાથી અદાવત રાખી તો મારી અદાવતની સાથે તેમની અદાવત રાખી અને જેણે તેમને પીડા પહોંચાડી તેણે મને પીડા પહોંચાડી અને જેણે મને પીડા પહોંચાડી તેણે અલ્લાહને પીડા પહોંચાડી અને જે અલ્લાહને પીડા પહોંચાડવાનો ઈરાદો કરે તો નિકટ છે કે અલ્લાહ તેને અઝાબમાં પકડી લેશે."*

આયતો અને હદીષો આ બાબતે ઘણી છે જેને નાચીઝે "મકામે સહાબા"માં એકઠી કરી દીધી છે, આ કિતાબ પ્રકાશિત થઈ ચૂકી છે, બધા જ સહાબએ કિરામ (રદિ.)ના ન્યાયી અને સાચા હોવા ઉપર સમગ્ર ઉમ્મતની સર્વસહમતી છે અને સહાબએ કિરામ (રદિ.)ના પરસ્પરના જે મતભેદો, યુદ્ધો અને લડાઈઓ હતી, તેના વિશે ચર્ચા, સંશોધન અથવા મૌન ધારણ કરવાનો મસ્અલો પણ આ કિતાબમાં વિગતવાર લખવામાં આવ્યો છે અને તેમાં આવશ્યકતા અનુસાર સૂરએ મુહમ્મદની તફસીર પણ આવી ચૂકી છે એને ત્યાં જોઈ લેવામાં આવે. વલ્લાહુલ મુસ્તઆન.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ફત્હ પૂરી થઈ,

શા'બાન હિજરી સન ૧૩૯૨



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ફત્હનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૩૧ જાન્યુઆરી ૨૦૧૧ મુતાબિક ૨૬ સફર હિજરી સન ૧૪૩૨

પ્રકરણ (૪૯)

# સૂરએ હુજુરાત

સૂરએ હુજુરાત મદીનામાં નાઝિલ થઈ અને તેની ૧૮ આયતો તથા ૨ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ હુજુરાત : આયત નં. ૧ થી ૫)**

رکوعاتها ٢ (٤٩) سُوْرَةُ الْحُجُرٰتِ مَدَنِيَّةٌ (١٠٦) اٰياتها ١٨

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُقَدِّمُوْا بَيْنَ يَدَيِ اللّٰهِ وَرَسُوْلِهٖ وَاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ
اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ① يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَرْفَعُوْٓا اَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ
وَلَا تَجْهَرُوْا لَهٗ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ اَنْ تَحْبَطَ اَعْمَالُكُمْ وَاَنْتُمْ
لَا تَشْعُرُوْنَ ② اِنَّ الَّذِيْنَ يَغُضُّوْنَ اَصْوَاتَهُمْ عِنْدَ رَسُوْلِ اللّٰهِ اُولٰۗىِٕكَ
الَّذِيْنَ امْتَحَنَ اللّٰهُ قُلُوْبَهُمْ لِلتَّقْوٰى ۭ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ عَظِيْمٌ ③ اِنَّ الَّذِيْنَ
يُنَادُوْنَكَ مِنْ وَّرَاۗءِ الْحُجُرٰتِ اَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ ④ وَلَوْ اَنَّهُمْ صَبَرُوْا حَتّٰى
تَخْرُجَ اِلَيْهِمْ لَكَانَ خَيْرًا لَّهُمْ ۭ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ⑤



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના રસૂલથી આગળ ન વધો અને અલ્લાહથી ડરતા રહો, બેશક અલ્લાહ સઘળું સાંભળે અને બધું જાણે છે.*

*(૧) હે ઈમાનવાળાઓ ! પોતાના અવાજને નબીના અવાજથી ઊંચો ન કરો અને તેમની સાથે તાડૂકીને ન બોલો જે રીતે કે એકબીજા સાથે તાડૂકીને બોલો છો, ક્યાંક તમારા કર્મો બેકાર ન થઈ જાય અને તમને ખબર પણ ન થાય. (૨) જે લોકો રસૂલુલ્લાહ (ﷺ)ની પાસે ધીમા સ્વરે બોલે છે તે જ છે જેમના દિલોને અલ્લાહે અદબ માટે પારખી લીધા છે, તેમના માટે મા'ફી અને મહાન સવાબ છે. (૩) નિઃશંક જે લોકો તમને દિવાલ પાછળથી પોકારે છે તેઓ ઘણા અક્કલ રાખતા નથી. (૪) અને જો તેઓએ ધૈર્ય દાખવ્યું હોત જ્યાં સુધી કે તમે તેમના તરફ નીકળો તો તેમના હકમાં ઉત્તમ હોત અને અલ્લાહ મહાન બખ્શનારો ઘણો મહેરબાન છે. (૫)*

## સૂરતનો ક્રમ અને શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) :

આનાથી આગલી બે સૂરતોમાં જિહાદના હુકમો હતા જેનાથી વિશ્વની સુધારણા અને સ્થાયિત્વનો હેતુ છે, આ સૂરતમાં આત્માની સુધારણાના હુકમો અને અદબો ઉપસ્થિત છે, ખાસ કરીને તે હુકમો જે સામાજિક શિષ્ટાચાર સાથે સંબંધ ધરાવે છે અને આ આયતો નાઝિલ થવાની ઘટના એમ છે કે એક વખતે કબીલા બનુ તમીમના લોકો રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા, એ વાત વિચારણા હેઠળ હતી કે આ કબીલા ઉપર કોને સરદાર તરીકે નિમવામાં આવે ? હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ કેઅ્કાઅ્ ઈબ્ને મબાદ વિશે સલાહ આપી અને હઝરત ઉમર (રદિ.)એ અક્રા બિન હાબિષ વિશે સલાહ આપી, આ બાબતે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) વચ્ચે આપ ﷺની મજલિસમાં વાતચીત થવા લાગી અને વાતચીત વધીને બંનેના અવાજો ખૂબ ઊંચા થઈ ગયા એ બાબતે આ આયતો નાઝિલ થઈ. *(રવાહુ બુખારી)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને રસૂલ (ﷺની પરવાનગી)થી પહેલાં તમે (કોઈ નિવેદન અથવા બાબતમાં) આગળ ન વધ્યા કરો (એટલે કે જ્યાં સુધી પાકા ઈશારાઓથી અથવા સ્પષ્ટ વાતચીત દ્વારા તેની પરવાનગી ન હોય, વાતચીત ન કરો, જેમકે ઉપરોક્ત ઘટના કે જે આ આયતોમાં નાઝિલ થવાનું કારણ બન્યું, એવી બાબતોમાં રાહ જોવી જોઈતી હતી કે યા તો આપ ﷺ પોતે

કંઈક કહે અથવા આપ ﷺ મજલિસમાં હાજરજનોને પૂછે અને એવું થયા વિના જ વાતચીત પોતે જ શરૂ કરી દેવી ઠીક હતી નહીં, કારણ કે વાતચીત જાઈઝ હોવું શરીઅતના હેતુ ઉપર અવલંબિત હતું, ભલે એ હેતુ સ્પષ્ટ હોય એટલે કે ખુલ્લી રીતે સ્પષ્ટ હોય અથવા તો ઈશારાઓથી જાણ થાય, ભૂલ એ થઈ હતી કે રાહ જોઈ નહીં એના ઉપર આ આયત નાઝિલ થઈ) અને અલ્લાહથી ડરતા રહો બેશક ! અલ્લાહ તઆલા (તમારા બધા નિવેદનોને) સાંભળનારો છે (અને તમારી બધી જ પ્રવૃત્તિઓને) જાણનારો છે (અને) હે ઈમાનવાળાઓ ! તમે પોતાના અવાજો પયગમ્બર (ﷺ)ના અવાજથી ઊંચા કર્યા ન કરો અને ન તો તેમનાથી એવા ખુલીને બોલો જેમકે પરસ્પર ખુલીને બોલ્યા કરો છો (એટલે કે ન તો ઊંચા અવાજે બોલો જ્યારે કે આપ ﷺની સામે પરસ્પર કોઈ વાતચીત કરવાની હોય અને ન જ એમના અવાજથી ઊંચા અવાજે બોલો, જ્યારે તેમને પોતે સંબોધન કરવાનું હોય) ક્યાંક તમારા અમલો બરબાદ થઈ જાય અને તમને ખબર પણ ન પડે (એનો અર્થ એ છે કે અવાજ ઊંચો કરવો જે બેબાકી અને લાપરવાહીનું સ્વરૂપ છે અને ઊંચા અવાજથી એ રીતે વાતો કરવી જે રીતે કે પરસ્પર વિના સંકોચ વાતો કરો છો, આ એક પ્રકારની ગુસ્તાખી અને અસભ્યતા છે, પોતાના તા'બે હોય એવા વ્યક્તિ સાથે અથવા સેવક સાથે આ પ્રકારની વાતચીત નાપસંદ અને પીડાદાયક હોઈ શકે છે તો પછી અલ્લાહના રસૂલ ﷺને પીડા પહોંચાડવી બધા જ નેક અમલોને બરબાદ કરી શકે છે, અલબત્ત અમુક સમયે જ્યારે કે પરિસ્થિતિ આધારે સ્વભાવમાં વધારે ઉત્સાહ હોય, આવી બાબત નાપસંદ ગણવામાં આવતી નથી અને એવા સમયે રસૂલે કરીમ ﷺને પીડા ન પહોંચાડવાના કારણે એવી વાતચીત અમલો બરબાદ થઈ જવાનું કારણ બનશે નહીં પરંતુ સંબોધક માટે એ જાણવું ઘણું મુશ્કેલ છે કે આ સમયે અમારી આવી વાતચીત નાપસંદ અને પીડા પહોંચાડવાનું કારણ બનશે નહીં, બની શકે છે કે સંબોધક તો એવું સમજીને વાતચીત કરે કે એનાથી રસૂલે કરીમ ﷺને કોઈ તકલીફ પહોંચશે નહીં પરંતુ વાસ્તવમાં તેનાથી તકલીફ પહોંચી જાય તો આવી વાતચીત અમલોને બરબાદ કરીને નાંખશે, ભલે તેની કલ્પના પણ ન હોય કે મારી આવી વાતચીતથી મને કેટલું મોટું નુકસાન થઈ ગયું ! એટલા માટે અવાજ ઊંચો કરવાની અને નિવેદનને જોર જોરથી ઉચ્ચારવાની સદંતર મનાઈ કરવામાં આવી,

કારણ કે આવી વાતચીતથી અમુક લોકો જો કે તે વાતચીત પીડા પહોંચાડવાનું અથવા અમલો બરબાદ થઈ જવાનું કારણ બનશે નહીં પરંતુ એને નિશ્ચિત કેવી રીતે કરશો ? એટલા માટે સદંતર જોર જોરથી વાતચીત કરવી બધા જ વ્યક્તિઓએ છોડી દેવું જોઈએ, આટલે સુધી તો અવાજ ઊંચો કરવાથી ડરાવવામાં આવ્યા છે, આગળ અવાજને ધીમો રાખવા માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા છે) બેશક ! જે લોકો પોતાની અવાજોને રસૂલુલ્લાહ (ﷺ)ની સામે ધીમો રાખે છે આ તે લોકો છે જેમને અલ્લાહ તઆલાએ તકવા માટે ખાસ કરી દીધા છે (એટલે કે તેમના દિલોમાં તકવા વિરુદ્ધ કોઈ વસ્તુ આવતી જ નથી તેનો અર્થ એ જણાય છે કે આ ખાસ મા'મલામાં આ લોકો તકવાની વિશિષ્ટતા સાથે જોડાયેલ છે, કારણ કે તિરમિઝીની મરફૂઅ્ હદીષમાં તકવાની વિશિષ્ટતાનું આ પ્રમાણેના શબ્દોમાં વર્ણન થયું છે, لَا يَبْلُغُ الْعَبْدُ اَنْ يَّكُوْنَ مِنَ الْمُتَّقِيْنَ حَتّٰى يَدَعَ مَالَا بَاْسَ بِهٖ حَذَرًا لِّمَا بِهٖ بَاْسٌ એટલે કે બંદો તકવાની વિશેષતા સુધી ત્યાં સુધી પહોંચી શકતો નથી જ્યાં સુધી કે કંઈક એવી વસ્તુઓને પણ જેમાં કોઈ ગુનોહ નથી તેને કાળજીની બીનાએ છોડી દે કે આ જાઈઝ કામ ક્યાંક મને નાજાઈઝ કામમાં સંડોવી ન દે, ભાવાર્થ તે શંકાસ્પદ બાબતો છે જેમાં ગુનાહનો ભય અને સંદેહ હોય જેમકે અવાજ ઊંચો કરવાનું એક સ્વરૂપ એવું છે જેમાં ગુનોહ નથી, એટલે કે તે જેમાં શ્રોતાને કષ્ટ ન પહોંચે અને એક સ્વરૂપ એ છે જેમાં ગુનોહ છે એટલે જેમાં શ્રોતાને કષ્ટ પહોંચે તો તકવાની વિશેષતા તેમાં છે કે વ્યક્તિ સદંતર અવાજ ઊંચો કરવાનું છોડી દે, આગળ તેમના અમલના આખિરતના ફાયદાઓનું વર્ણન છે) તે લોકો માટે મા'ફી અને મહાન સવાબ છે (અને આગલી આયતોનો કિસ્સો એ છે કે તે જ બનુ તમીમ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા તો આપ ﷺ બહાર ન હતા બલકે અજવાઝે મુતહ્હરાતના ઓરડાઓમાંથી કોઈ ઓરડામાં હતા, આ લોકો શિષ્ટાચારથી ખાલી એવા ગામડિયાઓ હતા, બહારથી જ ઊભા ઊભા આપ ﷺનું નામ લઈને બૂમો પાડવા લાવ્યા કે يَا مُحَمَّدُ اُخْرُجْ اِلَيْنَا એટલે કે હે મુહમ્મદ -ﷺ ! અમારા માટે બહાર આવો. તેના ઉપર આ આયતો નાઝિલ થઈ. -દૂર્રે મન્થૂરમાંથી ઇબ્ને ઈસ્હાક અને ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત પ્રમાણે) જે લોકો ઓરડાઓની બહારથી આપ (ﷺ)ને પોકારે છે તેમાંથી ઘણા લોકોમાં બુદ્ધિ નથી (કે બુદ્ધિ હોત તો આપ ﷺની અદબ જાળવી હોત, આ રીતે

નામ લઈને બહારથી પોકારવાની હિંમત ન કરી હોત અને أَكْثَرُهُمْ કહેવાનું કારણ યા તો એ છે કે અમુક પોકારનારાઓ પોતે આવી હિંમત કરતા નથી, બીજાઓના દેખાદેખી આવું કરવા લાગી ગયા એટલા માટે તેમનાથી પણ એ ભૂલ થઈ ગઈ, યા તો જો કે બધા એક સમાન જ થઈ ગયા હોય પરંતુ أَكْثَرُهُمْ નો શબ્દ કહેવાથી કોઈને ઉશ્કેરાટ થશે નહીં, કારણ કે દરેક વ્યક્તિ એવું વિચારી શકે છે કે મને આવું કહેવાનો હેતુ ન હોય, શિખામણ અને નસીહતની આ જ રીત છે કે એવા શબ્દોથી કાળજી રાખવામાં આવે જેનાથી શ્રોતામાં ઉશ્કેરાટ પેદા થાય) અને જો આ લોકોએ (થોડી) સબ્ર કરી (અને રાહ જોઈ) હોત (એટલે સુધી કે આપ ﷺ પોતે ત્યાં તેમની પાસે ગયા હોત) તો એ તેમના માટે ઉત્તમ હોત (કારણ કે એ સભ્યતાની વાત હતી) અને (જો હજુ પણ તેઓ તવબહ કરી લે તો મા'ફ કરી દેવામાં આવશે કારણ કે) અલ્લાહ ગફૂરો રહીમ છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોના નાઝિલ થવા વિશે હદીષની રિવાયતો કુર્તુબીના કહેવા પ્રમાણે છ પ્રસંગો ઉપર આધારિત છે અને કાઝી અબૂબક બિન અરબી (રહ.)એ કહ્યું કે આ બધી ઘટનાઓ સાચી છે, કારણ કે તે બધી જ ઘટનાઓ આયતના ભાવાર્થના સામાન્યપણામાં સામેલ છે, એમાંથી એક ઘટના એ છે જે તફસીરના ખુલાસામાં બુખારીની રિવાયત દ્વારા વર્ણન કરવામાં આવી છે.

لَا تُقَدِّمُوا بَيْنَ يَدَيِ اللّٰهِ وَرَسُولِهِ માં શબ્દ بَيْنَ الْيَدَيْنِ નો મૂળ અર્થ બે હાથો વચ્ચે હોવાનો થાય છે, તેનો ભાવાર્થ સામેની વસ્તુ છે. એટલે કે રસૂલે કરીમ ﷺની સામે આગળ આગળ ન ચાલો અને તેમનાથી આગળ ન વધો; તો કઈ વસ્તુમાં આગળ ચાલવાની મનાઈ કરવામાં આવી છે કુર્આને કરીમે તેનું વર્ણન કર્યું નથી જેમાં સામાન્યપણા તરફ ઈશારો છે કે કોઈ નિવેદન અથવા પ્રવૃત્તિમાં રસૂલે કરીમ ﷺ કરતાં આગળ ન ચાલો, બલકે રાહ જુઓ કે રસૂલે કરીમ ﷺ શું જવાબ આપે છે ? હા ! આપ ﷺ જ કોઈને જવાબ માટે નક્કી કરે તો તે જવાબ આપી શકે છે, તે જ પ્રમાણે જો આપ ﷺ ચાલી રહ્યા છે તો કોઈ આપ ﷺથી આગળ ન વધે, જો જમવાની મજલિસ છે તો આપ ﷺ પહેલાં જમવાનું શરૂ ન કરે પરંતુ એ કે આપ ﷺના ખુલાસા અથવા ઈશારાથી એવું સાબિત થઈ જાય કે

આપ ﷺ પોતે જ કોઈને આગળ મોકલવા ઈચ્છે છે જેમકે મુસાફરી અથવા યુદ્ધ વગેરેમાં અમુક લોકોને આગળ આગળ ચાલવા માટે નક્કી કરવામાં આવતા હતા.

**ઉલમાએ દીન અને દીની આગેવાનોની સાથે પણ આ જ શિષ્ટાચાર રાખવો જોઈએ :**

અમુક ઉલમાએ કહ્યું છે કે ઉલમા અને મશાઈખે દીન માટે પણ આ જ હુકમ છે, કારણ કે તેઓ અંબિયા (અલૈ.)ના વારસો છે અને તેની દલીલ આ ઘટના છે કે એક દિવસે હઝરત અબૂ દરદઅ્ (રદિ.)ને રસૂલે કરીમ ﷺએ જોયા કે હઝરત અબૂબક્ર (રદિ.)ની આગળ ચાલી રહ્યા છે તો આપ ﷺએ તાકીદ કરી અને કહ્યું કે શું તમે એવા વ્યક્તિની આગળ ચાલો છો જે દુનિયા અને આખિરતમાં તમારાથી બહેતર છે અને કહ્યું કે દુનિયામાં સૂર્યનું ઊગવું અને આથમવું કોઈ એવા વ્યક્તિ માટે નથી થયું જે અંબિયા (અલૈ.) પછી અબૂબક્ર (રદિ.)થી બહેતર અને શ્રેષ્ઠ હોય. (રૂહુલ બયાન, કશ્ફુલ અસ્રાર દ્વારા) એટલા માટે ઉલમાએ કહ્યું છે કે પોતાના ઉસ્તાદો અને મુરશદોની સાથે પણ આ જ શિષ્ટાચાર રાખવો જોઈએ.

لَا تَرْفَعُوْٓا اَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ આ મજલિસે નબવી ﷺમાં રાખવા જોઈતા બીજા પ્રકારના શિસ્તનું વર્ણન કરવામાં આવ્યું છે કે, રસૂલે કરીમ ﷺની સામે આપ ﷺના અવાજથી વધારે અવાજ ઊંચો કરવો અથવા ઊંચા અવાજે એવી રીતે વાતચીત કરવી જેમકે પરસ્પર એકબીજા સાથે વિના સંકોચ કર્યા કરો છો, આ એક પ્રકારની અસભ્યતા અને ગુસ્તાખી છે એટલા માટે આ આયતના નાઝિલ થવાથી સહાબએ કિરામ (રદિ.)ની પરિસ્થિતિ એવી થઈ ગઈ કે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! કસમ છે કે હવે મૃત્યુ સુધી આપ ﷺ સાથે એ રીતે બોલીશ જેમકે કોઈ કોઈની સાથે ધીમા અવાજે કાનાફૂસી કરે છે. (દુર્રે મન્સૂર, બયહકીમાંથી) અને હઝરત ઉમર (રદિ.) એ પ્રમાણે ધીમે બોલવા લાગ્યા કે અમુક સમયે ફરીવાર પૂછવું પડતું હતું. (સિહ્હાબમાંથી) અને હઝરત ષાબિત બિન કૈસ (રદિ.) સ્વભાવિક રીતે ઘણા ઊંચા અવાજવાળા હતા, આ આયત સાંભળીને તેઓ ખૂબ ભય પામ્યા અને રડ્યા તથા પોતાના અવાજને ધીમો કર્યો.

*(બયાનુલ કુઆર્ન, દુર્રે મન્સૂરમાંથી)*

**રોઝએ અકદસ ﷺની સામે પણ ઘણા ઊંચા અવાજે સલામ કરવાની તથા વાતચીત કરવાની મનાઈ છે :**

કાઝી અબૂબક્ર ઈબ્ને અરબી (રહ.)એ ફરમાવ્યું કે રસૂલે કરીમ ﷺની તા'લીમ અને અદબ આપ ﷺની વફાત પછી પણ એ જ પ્રમાણે વાજિબ છે જે પ્રમાણે તેમની હયાતીમાં વાજિબ હતું, એટલા માટે અમુક ઉલમાએ કહ્યું કે આપ ﷺની કબ્ર શરીફની સામે પણ વધારે ઊંચા અવાજે સલામ કરવી અથવા વાતચીત કરવી અદબ વિરુદ્ધની બાબત છે, એ જ પ્રમાણે જે મજલિસમાં રસૂલે કરીમ ﷺની હદીષો પઢવામાં આવતી હોય અથવા વર્ણન કરવામાં આવી રહી હોય એમાં પણ શોરબકોર કરવો બેઅદબી અને અને અસભ્યતા છે, કારણ કે આપ ﷺનું કલામ જે સમયે આપ ﷺની જીભ મુબારકથી બોલાઈ રહ્યું હોય એવા સમયે સૌના માટે મૌન રહીને એનું સાંભળવું વાજિબ અને જરૂરી હતું, એ જ પ્રમાણે તેમની વફાત પછી જે મજલિસમાં પણ આપ ﷺનું કલામ સંભળાવવામાં આવતું હોય ત્યાં શોરબકોર કરવો અસભ્યતા છે.

**મસ્અલો :**

જે રીતે નબી ﷺની આગળ આગળ ચાલવાની મનાઈમાં ઉલમાએ દીન અંબિયા (અલૈ.)ના વારસ હોવાના કારણે સામેલ છે, એ જ પ્રમાણે અવાજ ઊંચી કરવાનો પણ આ જ હુકમ છે કે ઉલમાની મજલિસમાં એટલા ઊંચા અવાજે ન બોલે જેનાથી તેમનો અવાજ દબાઈ જાય. *(કુર્તુબી)*

اَنْ تَحْبَطَ اَعْمَالُكُمْ وَاَنْتُمْ لَا تَشْعُرُوْنَ માં શબ્દ اَنْ تَحْبَطَ એ مَفْعُوْلٌ لَهٗ નો لَا تَرْفَعُوْا છે જેમાં હુકમનું કારણ બતાવવામાં આવ્યું છે. بِحَذْفِ مَصْدَرٌ એટલે કે, خَشْيَةَ اَنْ تَحْبَطَ હોય તો આયતનો અર્થ એ થશે કે પોતાના અવાજને નબીના અવાજ ઉપર ઊંચો ન કરો એ ભય અને ડરના કારણે કે ક્યાંક તમારા અમલો બરબાદ ન થઈ જાય અને તમને ખબર પણ ન હોય. આ સ્થળે શરીઅતના સામાન્ય નિયમો અને સર્વસામાન્ય સિદ્ધાંતોના આધારે અમુક પ્રશ્નો ઉપસ્થિત થાય છે, એક આ કે حَبْطِ اَعْمَالْ એટલે કે નેક અમલો બરબાદ કરી નાંખનારી વસ્તુ; તો અહલે સુન્નત વલ જમાઅતની સર્વસહમતીએ એ બાબત માત્ર કુફ્ર છે. કોઈ એક ગુનોહ અથવા અપરાધથી બીજા નેક અમલો બરબાદ થતા નથી અને

અહીંયાં મો'મિનો અને સહાબએ કિરામ (રદિ.)ને સંબોધન છે તથા શબ્દ يَٰٓأَيُّهَا الَّذِينَ آمَنُوا ની સાથે છે જેનાથી આ કૃત્યનું કુફ્ર ન હોવું સાબિત થાય છે તો તે અમલો બરબાદ કરનાર વસ્તુ કઈ રીતે થઈ ? બીજું એ કે જે રીતે ઈમાન એક ઈચ્છાવર્તી બાબત છે જ્યાં સુધી કોઈ વ્યક્તિ પોતાની સ્વેચ્છાએ ઈમાન ન લાવે તે મો'મિન બનતો નથી, તે જ પ્રમાણે કુફ્ર પણ સ્વૈચ્છિક બાબત છે જ્યાં સુધી કોઈ વ્યક્તિ પોતાના ઈરાદાથી કુફ્રને અપનાવશે નહીં ત્યાં સુધી તે કાફિર હોઈ શકતો નથી અને અહીંયાં આયતના અંતે આ ખુલાસો છે કે, أَنتُمْ لَا تَشْعُرُونَ એટલે કે તમને ખબર પણ ન થાય; તો નેક અમલો બરબાદ કરનાર વસ્તુ જે ખાલિસ કુફ્રની સજા છે તે અહીંયાં કઈ રીતે લાગુ પડી ?

— સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ બયાનુલ કુર્આનમાં તેનો ખુલાસો એવો વર્ણન કર્યો છે જેનાથી આ બધી શંકાઓ અને પ્રશ્નો સમાપ્ત થઈ જાય છે, તે એ કે આયતનો અર્થ એ છે કે હે મુસલમાનો ! તમે રસૂલુલ્લાહ ﷺના અવાજથી પોતાના અવાજ ઊંચા કરવાથી અને વિના સંકોચ બૂમબરાડા કરવાથી બચો, કારણ કે એવું કરવામાં ભય છે કે તમારા અમલો વ્યર્થ અને બરબાદ થઈ જાય અને તે ભય એટલા માટે છે કે રસૂલે કરીમ ﷺથી આગળ ચાલવામાં અથવા તેમના અવાજ ઉપર પોતાની અવાજને ઊંચી કરવી અને વર્ચસ્વ સ્થાપિત કરવું એક એવી બાબત છે જેનાથી રસૂલે કરીમ ﷺની શા'નમાં ગુસ્તાખી અને બેઅદબી થવાની સંભાવના છે જે રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચાડવાનું કારણ બનશે, જો કે સહાબએ કિરામ (રદિ.) માટે એ વહેમ કે શંકા પણ ઉપજી શકતી નથી કે તેઓ ઈરાદાપૂર્વક કોઈ એવું કામ કરે જે આપ ﷺને કષ્ટ પહોંચાડવાનું કારણ બને પરંતુ અમુક અમલો અને પ્રવૃત્તિઓ જેમકે નબી ﷺથી આગળ આગળ ચાલવું અથવા તેમના અવાજ કરતાં પોતાના અવાજને ઊંચો કરવો ભલે તે કષ્ટ પહોંચાડવાના ઈરાદે ન હોય તો પણ તેનાથી કષ્ટ પહોંચવાની સંભાવના છે, એટલા જ માટે તેને સદંતર પ્રતિબંધિત અને ગુનોહ ઠરાવવામાં આવ્યો છે અને અમુક ગુનાહોની ખાસિયત એ હોય છે કે એ ગુનાહ કરનાર માટે તવબહ અને નેક અમલો કરવાની તવફીક સમાપ્ત થઈ જાય છે અને તે ગુનાહોમાં જ સંડોવાયેલો રહીને પરિણામે કુફ્ર સુધી પહોંચી જાય છે જે નેક અમલો બરબાદ થઈ જવાનું કારણ છે. કોઈપણ દીની આગેવાનો અને ઉસ્તાદ અથવા મુરશદને

કષ્ટ પહોંચાડવું આવો જ ગુનોહ છે જેનાથી તવફીક સમાપ્ત થઈ જવાનો ભય હોય છે, એ રીતે આ પ્રવૃત્તિઓ એટલે કે નબીએ કરીમ ﷺની આગળ આગળ ચાલવું અને તેમના અવાજથી ઊંચો અવાજ કરવો એવા ગુનાહો ઠર્યા કે જેનાથી તવફીક સમાપ્ત થઈ જવાનો ભય છે અને આ ભયાનક અપરાધ અંતે કુફ્ર સુધી પહોંચાડી દઈ શકે છે જેનાથી બધા જ નેક અમલો બરબાદ થઈ જાય છે અને એવું કરનારનો કારણ કે ઈરાદાપૂર્વક કષ્ટ પહોંચાડવાનો ઈરાદો ન હતો, એટલા માટે તેને આ બાબતની ખબર પણ થશે નહીં કે આ કુફ્ર સુધી પહોંચાડનાર બાબત અને નેક અમલો બરબાદ થઈ જવાનું મૂળ કારણ શું હતું ? અમુક ઉલમાએ કહ્યું છે કે જો કોઈ નેક અને સાલિહ બુઝુર્ગને કોઈએ પોતાના મુરશદ બનાવ્યા હોય તો તેમની સાથે અસભ્યતા અને ગુસ્તાખીની પણ આવી જ હાલત છે કે અમુક સમયે તે તવફિક સમાપ્ત થઈ જવાની અને અપરાધ પ્રવૃત્તિ તરફ વળી જવાનું કારણ બની જાય છે જે પરિણામે ઈમાની દોલતને પણ બરબાદ કરી દે છે. નઊઝુબિલ્લાહ !

إِنَّ الَّذِينَ يُنَادُونَكَ مِن وَرَاءِ الْحُجُرَاتِ أَكْثَرُهُمْ لَا يَعْقِلُونَ આ આયતમાં નબીએ કરીમ ﷺ માટે એક ત્રીજો અદબ શિખવાડવામાં આવ્યો છે કે જે સમયે આપ ﷺ પોતાના મકાન અને આરામ કરવાના સ્થળે ઉપસ્થિત હોય એ સમયે બહાર ઊભા થઈને આપ ﷺને બૂમો પાડવી ખાસ કરીને અસભ્યતા સાથે કે નામ લઈને બૂમ પાડવામાં આવે એ અસભ્યતા છે અને બુદ્ધિશાળીઓનું એ કામ નથી. حُجُرَاتٌ (હુજરાત) એ حُجْرَةٌ (હુજરહ)નું બહુવચન છે. અસલ શાબ્દિક અર્થ પ્રમાણે "હુજરહ" એક ચાર દિવાલોથી ઘેરાયેલા મકાનને કહે છે જેમાં અમુક સહેન એટલે કે લૉબી હોય અને અમુક બાંધિયાર ઈમારત હોય, નબીએ કરીમ ﷺની પવિત્ર પત્નીઓ મદીનએ તય્યિબહમાં નવની સંખ્યામાં હતા, તેમાંથી દરેક માટે એક હુજરહ (ઓરડો) અલગ અલગ હતો જેમાં આપ વારાફરતી ઉપસ્થિત રહેતા હતા.

**ઉમ્મહાતુલ મુઅ્મિનીન (રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓ)ના હુજરાત (ઓરડાઓ) :**

ઈબ્ને સઅદ (રદિ.)ની રિવાયતથી અતાઅ્ ખુરાશામીએ લખ્યું છે કે આ ઓરડાઓ ખજૂરના ડાળખાંઓના બનેલા હતા અને તેના દરવાજા ઉપર જાડા

કાળા ઊનના પડદા નાંખવામાં આવ્યા હતા. ઈમામ બુખારી (રહ.)એ "અદબુલ મુફરદ"માં અને બયહકીએ દાવુદ બિન કૈસથી રિવાયત કરી છે, તેઓ કહે છે કે મેં આ ઓરડાઓને જોયા છે, મારું અનુમાન એ છે કે આ ઓરડાઓના દરવાજાથી બંધિયાર ઈમારત સુધી છ સાત વાર હશે અને ઓરડા દશ વારના અને છાપરાની ઊંચાઈ સાત આઠ વાર હશે. ઉમ્મહાતુલ મુઅ્મિનીન (રદિ.)ના ઓરડાઓ વલીદ બિન અબ્દુલ મલિકના શા'સનકાળમાં તેમના હુકમથી મસ્જિદે નબવીમાં સામેલ કરી દેવામાં આવ્યા. મદીનામાં તે દિવસે લોકો ઉપર રોકકળ અને ગમ છવાઈ ગયો હતો.

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

ઈમામ બગવી (રહ.)એ કતાદહ (રદિ.)ની રિવાયતથી વર્ણન કર્યું છે કે બનુ તમીમ કબીલાના લોકો જેઓ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા હતા જેમનું વર્ણન ઉપર આવ્યું છે તેઓ બપોરના સમયે મદીનામાં પહોંચ્યા જ્યારે કે આપ ﷺ કોઈ ઓરડામાં આરામ કરી રહ્યા હતા, આ લોકો ગામડિયા હતા અને સામાજિક શિષ્ટાચારથી વાકેફ ન હતા, તેમણે ઓરડાની બહારથી જ બૂમો પાડવાનું શરૂ કરી દીધું. اُخْرُجْ اِلَيْنَا يَا مُحَمَّدُ તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં આ રીતે બૂમો પાડવાની મનાઈ કરવામાં આવી અને રાહ જોવાનો હુકમ કરવામાં આવ્યો. મુસ્નદે અહમદ, તિરમિઝી વગેરેમાં પણ આ રિવાયત વિવિધ શબ્દોમાં આવી છે. *(મઝહરી)*

**ખુલાસો :**

સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ પોતાના ઉલમા અને મશાઈખ સાથે પણ આ સભ્યતાનો ઉપયોગ કર્યો છે. સહીહ બુખારી વગેરેમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે, જ્યારે હું કોઈ સહાબી આલિમથી કોઈ હદીષ પૂછવા ઈચ્છતો હતો તો તેમના મકાન ઉપર પહોંચીને તેમને અવાજ આપવાથી અથવા દરવાજા પર ટકોરા મારવાથી બચતો હતો અને દરવાજાની બહાર બેસી જતો હતો કે જ્યારે તેઓ પોતે જ બહાર આવશે એ સમયે તેમને પૂછી લઈશ, તેઓ મને જોઈને કહેતા હતા કે હે રસૂલુલ્લાહ ﷺના પિતરાઈ ભાઈ ! તમે દરવાજા પર ટકોરા મારી જાણ કેમ ન કરી ? હઝરત ઈબ્ને અબ્બાસ

(રદિ.)એ કહ્યું કે આલિમ પોતાની કોમમાં નબીના ઉદાહરણ સમાન હોય છે અને અલ્લાહ તઆલાએ નબીની શા'નમાં એવી હિદાયત કરી છે કે તેમના બહાર આવવાની રાહ જોયા કરો. હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું કે મેં ક્યારેય કોઈ આલિમના દરવાજા ઉપર જઈને ટકોરા નથી માર્યા બલકે મેં એની રાહ જોઈ કે જ્યારે પોતે જ તેઓ બહાર આવશે તે સમયે મુલાકાત કરીશ.

**મસ્અલો :**

પ્રસ્તુત આયતમાં حَتّٰى تَخْرُجَ اِلَيْهِمْ માં اِلَيْهِمْ ની શરત વધારવાથી એ સાબિત થયું કે સબ્ર અને રાહ એ સમય સુધી જોવી જોઈએ કે જ્યાં સુધી આપ ﷺ લોકોની વાતચીત અને મુલાકાત માટે બહાર ન આવે, આથી જાણ થઈ કે આપ ﷺનું બહાર આવવું કોઈ બીજી જરૂરતથી હોય, એ સમયે પણ પોતાના મતલબની વાત કરવી યોગ્ય નથી, બલકે એ બાબતની રાહ જુએ કે જ્યારે આપ ﷺ તેમના તરફ ધ્યાન કેન્દ્રિત કરે એ સમયે વાત કરે.

---

**આયત : (સૂરએ હુજુરાત : આયત નં. ૬)**

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ جَآءَكُمْ فَاسِقٌۢ بِنَبَاٍ فَتَبَيَّنُوْٓا اَنْ تُصِيْبُوْا قَوْمًۢا بِجَهَالَةٍ فَتُصْبِحُوْا عَلٰى مَا فَعَلْتُمْ نٰدِمِيْنَ ۝

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! જો તમારી પાસે કોઈ ગુનેહગાર (ફાસિક) ખબર લઈને આવે તો તહકીક કરી લો; ક્યાંક કોઈ કોમનું અજાણતામાં નુકસાન ન કરી બેસો, પછી કાલે પોતાના કરેલા ઉપર પસ્તાવા લાગો. (૬)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! કોઈ બદમાશ વ્યક્તિ તમારી પાસે કોઈ ખબર લાવે (જેમાં કોઈ ફરિયાદ હોય) તો (સંપૂર્ણ તપાસ કર્યા વિના તેના ઉપર અમલ ન કરો, બલકે જો અમલ કરવાનો હેતુ હોય તો) ખૂબ તપાસ કરી લો ક્યાંક કોઈ કોમને અજાણતામાં કોઈ નુકસાન ન પહોંચાડી બેસો, પછી પોતાના કરેલા ઉપર પસ્તાવું પડે.

## આયત ઊતરવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ) :

આ આયતના નાઝિલ થવાની ઘટના ઈબ્ને કષીરે મુસ્નદે અહમદના હવાલાથી એ નકલ કરી છે કે કબીલા બની મુસ્તલકના સરદાર હારિષ બિન જિરાર બિન અબી જિરાર જેમની પુત્રી હઝરત જુવૈરિયહ બિન્તે હારિષ (રદિ.) ઉમ્મહાતુલ મુઅ્મિનીનમાંથી છે, એવું કહે છે કે હું રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો તો આપ ﷺએ મને ઈસ્લામનું આમંત્રણ આપ્યું અને ઝકાત આપવાનો હુકમ કર્યો. મેં ઈસ્લામનો સ્વીકાર કર્યો અને ઝકાત આપવાનું વચન આપ્યું અને વિનંતી કરી કે હવે હું મારી કોમમાં જઈને તેમને પણ ઈસ્લામ અને ઝકાત આપવા તરફ આમંત્રણ આપીશ, જે લોકો મારી વાત માની લેશે અને ઝકાત અદા કરશે હું તેમની ઝકાત એકઠી કરી લઈશ અને આપ ﷺ ફલાણા મહિનાની ફલાણી તારીખ સુધી પોતાનો કોઈ એલચી મારી પાસે મોકલી આપો, જેથી જે ઝકાતની રકમ મારી પાસે એકઠી થઈ જાય તેને સોંપી આપું. પછી જ્યારે હારિષે વાયદા પ્રમાણે ઈમાન લાવનારાઓની ઝકાત એકઠી કરી લીધી અને તે મહિનો અને તારીખ જે એલચી મોકલવા માટે નક્કી થઈ હતી પસાર થઈ ગઈ અને આપ ﷺનો કોઈ એલચી પહોંચ્યો નહીં તો હારિષને એવો ભય ઉપસ્થિત લાગ્યો કે કદાચ રસૂલુલ્લાહ ﷺ અમારાથી કોઈ બીનાએ નારાજ છે નહિતર એવું શક્ય ન હતું કે આપ ﷺ વાયદા પ્રમાણે પોતાનો કોઈ વ્યક્તિ મોકલે નહીં. હારિષે આ વાતનું વર્ણન ઈસ્લામના સ્વીકારનાર લોકોના સરદારોને કર્યું અને ઈરાદો કર્યો કે આ બધા રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને આવે. આ બાજુ ઘટના એવી બની કે રસૂલે કરીમ ﷺએ નિશ્ચિત તારીખ ઉપર વલીદ બિન ઉકબહ (રદિ.)ને પોતાના એલચી બનાવીને ઝકાત વસૂલ કરવા માટે મોકલી આપ્યા હતા પરંતુ વલીદ બિન ઉકબહ (રદિ.)ને રસ્તામાં એવો વિચાર આવ્યો કે આ કબીલાના લોકોને મારી સાથે જૂની દુશ્મની છે, ક્યાંક એવું ન થાય કે તેઓ મારી હત્યા કરી નાંખે. આ ડરે તેઓ માર્ગમાંથી જ પાછા ચાલ્યા ગયા અને રસૂલે કરીમ ﷺને જઈને એવું કહ્યું કે એ લોકોએ ઝકાત આપવાથી ઈન્કાર કરી દીધો અને મારી હત્યા કરવાનો ઈરાદો કર્યો. આ બાબતે રસૂલે કરીમ ﷺને ક્રોધ આવ્યો અને હઝરત ખાલીદ બિન વલીદ (રદિ.)ની આગેવાનીમાં એક મુજાહિદીનની ટૂકડી રવાના કરી. આ બાજુ મુજાહિદીન રવાના થયા, પેલી તરફ

હારિષ પોતાના સાથીઓ સાથે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થવા માટે નીકળ્યા. મદીનાની નજીક બંનેની મુલાકાત થઈ. હારિષ (રદિ.)એ તે લોકોને પૂછ્યું કે આપ કયા લોકો તરફ મોકલવામાં આવ્યા છો ? તે લોકોએ કહ્યું કે અમને તમારા તરફ મોકલવામાં આવ્યા છે. હારિષે કારણ પૂછ્યું તો તેમને વલીદ બિન ઉકબહને મોકલવાનું અને તેમના પાછા આવવાની વાત બતાવી અને એ કે વલીદ બિન ઉકબહે રસૂલે કરીમ ﷺ સામે એવું નિવેદન કર્યું છે કે બની મુસ્તલિકે ઝકાત આપવાનો ઈન્કાર કરી દીધો અને મારી હત્યા કરવાનો મનસૂબો બનાવ્યો. હારિષ (રદિ.)એ આ સાંભળીને કહ્યું કે કસમ છે તે જાતની જેણે મુહમ્મદ ﷺને સાચા રસૂલ બનાવીને મોકલ્યા છે ! મેં વલીદ બિન ઉકબહને જોયા સુદ્ધાં નથી અને ન તો તેઓ મારી સામે આવ્યા છે, ત્યારબાદ હારિષ (રદિ.) જ્યારે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા તો આપ ﷺએ ફરમાવ્યું કે શું તમે ઝકાત આપવાથી ઈન્કાર કર્યો અને મારા એલચીની હત્યા કરવાનો ઈરાદો કર્યો હતો ? હારિષ (રદિ.)એ કહ્યું, કદાપિ નહીં ! કસમ છે તે જાતની જેણે તમને સાચો સંદેશ આપીને મોકલ્યા છે, ન તો તેઓ મારી પાસે આવ્યા છે અને ન જ મેં તેમને જોયા છે, પછી જ્યારે નિશ્ચિત સમય ઉપર તમારો એલચી આવ્યો નહીં તો મને ભય લાગ્યો કે કદાચ મારાથી કોઈ કસૂર થયો હોય જેના ઉપર રસૂલે કરીમ ﷺ નારાજ થયા એટલા માટે હું સેવામાં ઉપસ્થિત થયો છું. હારિષ (રદિ.) કહે છે કે આ પ્રસંગ ઉપર સૂરએ હુજરાતની આ આયત નાઝિલ થઈ. *(ઈબ્ને કષીર)*

અમુક રિવાયતોમાં છે કે વલીદ બિન ઉકબહ હુકમ પ્રમાણે બની મુસ્તલિકમાં પહોંચ્યા, તે કબીલાના લોકોને કારણ કે એ ખબર હતી કે આ તારીખ ઉપર રસૂલે કરીમ ﷺનો એલચી આવશે અને તેઓ તેના સન્માન માટે વસ્તીની બહાર નીકળ્યા કે તેમનું સ્વાગત કરે. વલીદ બિન ઉકબહને એવી શંકા થઈ ગઈ કે તેઓ કદાચ જૂની દુશ્મનીના કારણે મારી હત્યા કરવા આવ્યા છે, તેઓ ત્યાંથી જ પાછા ફરી ગયા અને જઈને રસૂલે કરીમ ﷺને પોતાના અનુમાન મુજબ એવું જણાવી દીધું કે તે લોકો ઝકાત આપવા માટે તૈયાર નથી બલકે મારી હત્યા કરવા તૈયાર થયા, આ બાબત ઉપર રસૂલે કરીમ ﷺએ હઝરત ખાલીદ બિન વલીદ (રદિ.)ને મોકલ્યા અને એવી સૂચના આપી કે સારી પેઠે તપાસ કરી લે ત્યારબાદ જ કોઈ પગલું ભરે. ખાલીદ બિન વલીદ (રદિ.)એ વસ્તીની બહાર રાત્રે પહોંચીને

પડાવ નાંખ્યો અને પરિસ્થિતિની તપાસ કરવા માટે અમુક વ્યક્તિઓ જાસૂસ સ્વરૂપે ગુપ્ત રીતે મોકલી દીધા અને લોકોએ આવીને ખબર આપી કે આ બધા લોકો ઈસ્લામ અને ઈમાન ઉપર કાયમ છે, નમાઝ અને ઝકાતના પાબંદ છે અને કોઈ વાત ઈસ્લામ વિરુદ્ધ જોવા મળી નથી. ખાલીદ બિન વલીદ (રદિ.)એ પાછા આવીને રસૂલે કરીમ ﷺને આ સમગ્ર ઘટના બતાવી. તેના ઉપર આ આયત નાઝિલ થઈ. (આ ઈબ્ને કષીરની વિવિધ રિવાયતોનો ખુલાસો છે).

આ આયતથી એ સાબિત થયું કે કોઈ બદમાશ દુરાચારી વ્યક્તિ અથવા કોમની ફરિયાદ કરે, તેમના ઉપર કોઈ આક્ષેપ લગાવે તો તેની ખબર અથવા ગવાહી ઉપર સંપૂર્ણ તહકીક વિના અમલ કરવો જાઈઝ નથી.

**આયત વિશે હુકમો અને મસ્અલા :**

ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે આ આયતથી સાબિત થયું કે કોઈ ફાસિકની ખબરને સ્વીકારવી અને તેના ઉપર અમલ કરવો એ સમય સુધી જાઈઝ નથી જ્યાં સુધી બીજા સ્ત્રોતોથી તહકીક કરીને તેનું સત્ય હોવું સાબિત ન થઈ જાય, કારણ કે આ આયતમાં એક કિરાઅત તો فَتَثَبَّتُوْا ની છે જેનો અર્થ એ છે કે તેના ઉપર અમલ કરવામાં અને પગલાં ભરવામાં ઉતાવળ ન કરો બલકે અડગ રહો જ્યાં સુધી બીજા સ્ત્રોતો દ્વારા તેનું સત્ય હોવું સાબિત ન થઈ જાય અને જ્યારે કોઈ દુરાચારીની ખબરનું સ્વીકારવું જાઈઝ ન થયું.... તો ગવાહીનું કબૂલ કરવું અગ્ર ક્રમે નાજાઈઝ થશે, કારણ કે દરેક ગવાહી એક ખબર હોય છે જે સોગંદ અથવા કસમ સાથે આપવામાં આવે છે, એટલા માટે જમહૂર ઉલમા નજીક દુરાચારી વ્યક્તિની ખબર અથવા ગવાહી શરઈ રીતે સ્વીકાર્ય નથી, અલબત્ત અમુક બાબતો અને પરિસ્થિતિઓમાં દુરાચારી (ફાસિક)ની ખબર અને ગવાહીને પણ કબૂલ કરી લેવામાં આવે છે અને તે આ હુકમથી બાકાત છે, કારણ કે કુર્આનની આયતમાં આ હુકમની એક ખાસ શરત નક્કી છે. એટલે કે, اَنْ تُصِيْبُوْا قَوْمًا بِجَهَالَةٍ તો જે બાબતોમાં આ શરત ઉપસ્થિત નથી તે આ આયતના હુકમમાં સામેલ નથી અથવા બાકાત છે. દાખલા તરીકે કોઈ દુરાચારી બલકે કાફિર પણ કોઈ વસ્તુ લાવે અને એવું કહે કે ફલાણા વ્યક્તિએ આપને આ ભેટ મોકલી છે તો તેની ખબર ઉપર અમલ કરવો જાઈઝ છે, આ બાબતનો વધારે ખુલાસો ફિકૂહની કિતાબ "મુઈનુલ અહકામ" વગેરેમાં

ઉપસ્થિત છે અને નાચીઝે અહકામુલ કુર્આન અરબીના સાતમાં ભાગમાં તેને વિગત સાથે લખી છે, ઈલ્મવાળા ત્યાં જોઈ શકે છે.

**એક મહત્ત્વનો પ્રશ્ન અને ઉત્તર સહાબએ કિરામ (રદિ.)ના ન્યાય વિશે**

આ આયત વલીદ બિન ઉકબહ (રદિ.) વિશે નાઝિલ થઈ હોવાનું સહીહ રિવાયતોથી સાબિત થયેલ છે અને આયતમાં તેમને ફાસિક કહેવામાં આવ્યા છે, તેનાથી જાહેર રીતે એવું જણાય છે કે સહાબએ કિરામ (રદિ.)માં કોઈ ફાસિક પણ હોઈ શકે છે અને આ તે સર્વસહમત તથા સ્થાપિત થઈ ચૂકેલ સિદ્ધાંત એટલે કે, اَلصَّحَابَةُ كُلُّهُمْ عُدُوْلٌ વિરુદ્ધ છે કે સહાબએ કિરામ (રદિ.) બધા જ સાચા છે, તેમની કોઈ ખબર અથવા ગવાહી ઉપર કોઈ શંકા ઉપજાવી શકાતી નથી. અલ્લામહ આલૂસી (રહ.)એ રૂહુલ મઆનીમાં કહ્યું કે આ બાબતે સાચું એ છે જેના તરફ જમહૂર ઉલમા ગયા છે કે સહાબએ કિરામ (રદિ.) માસૂમ નથી, તેમનાથી ગુનાહે કબીરહ પણ થઈ શકે છે જે ફિસ્ક છે અને એ ગુનાહના સમયે તેમની સાથે એ જ વર્તન કરવામાં આવશે જેના તેઓ હકદાર છે, એટલે કે શરીઅત પ્રમાણેની સજા લાગુ પાડવામાં આવશે અને જો જૂઠ સાબિત થયું તો તેમની ખબર અને ગવાહી રદ કરવામાં આવશે પરંતુ અહલે સુન્નત વલ જમાઅતનો અકીદહ કુર્આન અને સુન્નતની નુસૂસની બીનાએ એ છે કે સહાબી (રદિ.)થી ગુનોહ તો થઈ શકે છે પરંતુ કોઈ સહાબી (રદિ.) એવો નથી જે ગુનાહથી તવબહ કરીને પાક ન થઈ ગયો હોય. કુર્આને કરીમે જાહેરમાં તેમના વિશે અલ્લાહ તઆલા રાજી હોવાનો ફેંસલો કરી દીધો છે. رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ.... અને અલ્લાહની ખુશી ગુનાહોની મા'ફી વિના નથી હોઈ શકતી જેમકે કાઝી અબૂ યઅ્લા (રહ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાની ખુશીનું એક કાયમી લક્ષણ એ છે કે તે પોતાની ખુશીનું એ'લાન માત્ર એમના જ માટે કરે છે જેના વિશે તે જાણે છે કે તેની વફાત અલ્લાહ તઆલા રાજી હોય એવી પરિસ્થિતિમાં થશે. *(સારિમુલ મસ્લૂલ, ઈબ્ને તયમિય્યહ)*

ખુલાસો એ છે કે સહાબએ કિરામ (રદિ.)ના મહાન સમૂહથી ગણ્યા ગાંઠ્યા અમુક લોકોથી ક્યારેક કોઈ ગુનોહ થઈ પણ ગયો છે તો તેમને તરત જ તવબહ નસીબ થઈ છે. અલ્લાહ તઆલાએ તેમને રસૂલે કરીમ ﷺના સંગાથની બરકતથી એવા બનાવી દીધા હતા કે શરીઅત તેમનો સ્વભાવ બની ગઈ હતી,

શરીઅત વિરુદ્ધ કોઈ કામ અથવા કોઈ ગુનોહ થઈ જવો ભાગ્યે જ બનતું હતું. તેમના નેક અમલો નબીએ કરીમ ﷺ તથા ઈસ્લામ ઉપર પોતાના પ્રાણ ન્યોછાવર કરવા તથા દરેક કાર્યમાં અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺની આજ્ઞાનું પાલન કરવું અને તેને તેમની જિંદગીનો નિત્યક્રમ બનાવવો અને તેના માટે એવા સંઘર્ષ કરવા જેના દાખલા બાકી ઉમ્મતોમાં જોવા મળતા નથી; આ અસંખ્ય નેક અમલો તથા ફઝીલતો અને વિશેષતાઓના મુકાબલામાં આખી જિંદગીમાં કોઈ ગુનાહનું થઈ જવું તેને પોતે જ પાક સાફ કરી આપે છે. બીજું, અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺની મહોબ્બત અને સન્માન તથા નાનામાં નાના ગુનાહના સમયે તેનો ડર અને ભય તથા તરત તવબહ કરવી બલકે પોતાને શિક્ષા માટે ખુદ રજુ કરી દેવા ક્યાંક પોતાને મસ્જિદના થાંભલા સાથે બાંધી દેવા વગેરે હદીષની રિવાયતમાં ઘણું પ્રખ્યાત છે અને હદીષના હુકમ પ્રમાણે ગુનાહથી તવબહ કરનાર એવો થઈ જાય છે જાણે ગુનોહ કર્યો જ નથી. ત્રીજું, કુર્આનના ઈરશાદ પ્રમાણે નેક અમલો અને ભલા કામો પોતે પણ ગુનાહોનો કફ્ફારો બની જતો હોય છે.

إِنَّ الْحَسَنَاتِ يُذْهِبْنَ السَّيِّئَاتِ ખાસ કરીને જ્યારે કે તેમના ભલા કામો સામાન્ય લોકો જેવા નથી બલકે, તેમની હાલત એવી છે જે અબૂદાવુદ અને તિરમિઝીએ હઝરત સઈદ બિન ઝૈદ (રદિ.)થી નકલ કરી છે કે, وَاللّٰهِ لَمَشْهَدُ رَجُلٍ مِنْهُمْ مَعَ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يُغَبَّرُ فِيْهِ وَجْهُهُ خَيْرٌ مِّنْ عَمَلِ أَحَدِكُمْ وَلَوْ عُمِّرَ عُمُرَ نُوْحٍ એટલે કે અલ્લાહની કસમ ! તેમનામાંથી કોઈ વ્યક્તિનું નબીએ કરીમ ﷺની સાથે કોઈ જિહાદમાં સામેલ થવું જેમાં તેમના ચહેરા ઉપર ધૂળ પડી ગઈ હોય તો મારી જિંદગીભરની આજ્ઞાપાલન અને ઈબાદતથી શ્રેષ્ઠ છે, ભલે તેમને નૂહ (અલૈ.)ની જિંદગી આપી દેવામાં આવી હોય એટલા માટે તેમનાથી ગુનાહો થઈ જવાના સમયે જો કે શિક્ષા વગેરેમાં વર્તાવ એ જ કરવામાં આવ્યો જે આવા ગુનાહના માટે નક્કી કરવામાં આવ્યો હતો પરંતુ તે છતાં પાછળથી કોઈના માટે જાઇઝ નથી કે તેમનામાંથી કોઈને ફાસિક (દુરાચારી) ઠરાવે, એટલા માટે જો આપ ﷺના સમયકાળમાં જો કોઈ સહાબી (રદિ.)થી કોઈ ગુનોહ દુરાચાર વગેરેનો થઈ પણ ગયો હોય અને તે સમયે તેમને ફાસિક પણ કહેવામાં આવ્યા તો તેનાથી એ જાઇઝ નથી બની જતું કે આ

દુરાચારને તેમના માટે કાયમી સમજીને મઆઝલ્લાહ ! તેમને ફાસિક અને દુરાચારી કહી સંબોધવામાં આવે. (રૂહુલ મઆની)

પ્રસ્તુત આયતમાં તો સદંતર એ જરૂરી જ નથી કે વલીદ બિન ઉકબહ (રદિ.)ને જ ફાસિક કહેવામાં આવ્યા હોય, ભલે આયત ઊતરવાની પૂર્ભિકા તેમની સાથે ઘટેલ ઘટના જ હોય પરંતુ શબ્દ "ફાસિક" તેમના માટે જ ઉપયોગ કરવામાં આવ્યો છે તેવું જરૂરી નથી, તેનું કારણ એ છે કે આ ઘટનાથી પહેલાં તો વલીદ બિન ઉકબહથી કોઈ એવું કામ થયું ન હતું જેના કારણે તેમને ફાસિક કહેવામાં આવે અને આ ઘટનામાં તેમણે જે બની મુસ્તલિકના લોકો તરફ એક ખોટી વાતનો સંબંધ જોડ્યો તે પણ પોતાના અનુમાન પ્રમાણે સાચું સમજીને કહ્યું, જો કે વાસ્તવમાં તે ખોટું હતું તેથી પ્રસ્તુત આયતનો ભાવાર્થ વિના સંકોચ એ બની શકે છે જે તફસીરના ખુલાસામાં ઉપર વર્ણન થઈ ચૂક્યો છે કે આ આયતે એક સર્વસામાન્ય કાયદો સ્થાપિત કર્યો કે ફાસિકની ખબર અસ્વીકાર્ય થશે અને પ્રસ્તુત ઘટના ઉપર આ આયતના નાઝિલ થવાથી તેની વિશેષ તાકીદ એ રીતે થઈ ગઈ કે વલીદ બિન ઉકબહ (રદિ.) જો કે ફાસિક ન હતા પરંતુ તેમની ખબર મજબૂત સંયોગોના આધારે અસ્વીકાર્ય દેખાઈ, એટલા માટે જ રસૂલે કરીમ ﷺએ માત્ર તેમની ખબર ઉપર કોઈ પગલાં ભરવાથી બચીને ખાલીદ બિન વલીદ (રદિ.)ને આ બાબતની તહકીક કરવા ઉપર નિમ્યા તો જ્યારે એક સાચા અને નેક વ્યક્તિની ખબરમાં સંયોગોને આધારે શંકા થઈ જવાની બાબત આવી છે કે તેના ઉપર તહકીક પહેલાં અમલ કરવામાં ન આવ્યો તો ફાસિકની ખબરને સ્વીકાર ન કરવી અને તેના ઉપર અમલ ન કરવો વધારે સારી રીતે સ્પષ્ટ થઈ જાય છે. સહાબા (રદિ.)ના ચારિત્ર્યની સંપૂર્ણ ચર્ચા નાચીઝે પોતાની કિતાબ "મકામે સહાબા"માં વર્ણન કરી છે જે પ્રકાશિત થઈ ચૂકી છે અને તેનો અમુક ભાગ આગલી આયત ....وَاِنْ طَآئِفَتَانِ مِنَ الْمُؤْمِنِيْنَ હેઠળ આવી પણ જશે.

**આયતો : (સૂરએ હુજુરાત : આયત નં. ૭-૮)**

| |
|---|
| وَاعْلَمُوْٓا اَنَّ فِيْكُمْ رَسُوْلَ اللّٰهِ ۭ لَوْ يُطِيْعُكُمْ فِيْ كَثِيْرٍ مِّنَ الْاَمْرِ لَعَنِتُّمْ وَلٰكِنَّ |
| اللّٰهَ حَبَّبَ اِلَيْكُمُ الْاِيْمَانَ وَزَيَّنَهٗ فِيْ قُلُوْبِكُمْ وَكَرَّهَ اِلَيْكُمُ الْكُفْرَ وَالْفُسُوْقَ |
| وَالْعِصْيَانَ ۭ اُولٰۗىِٕكَ هُمُ الرّٰشِدُوْنَ ۞ فَضْلًا مِّنَ اللّٰهِ وَنِعْمَةً ۭ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۞ |

**તરજુમો :**

*અને જાણી લો કે તમારામાં અલ્લાહના રસૂલ છે, જો તે તમારી વાત ઘણા કામોમાં માની લેયા કરે તો તમારા ઉપર મુશ્કેલી પડે પરંતુ અલ્લાહે તમારા દિલમાં ઈમાનની મહોબ્બત નાંખી દીધી અને તેને તમારા દિલોમાં ખુંપાવી દીધી અને તમારા દિલોમાં કુફ્ર અને ગુનાહ અને નાફરમાનીની નફરત નાંખી દીધી, તે જ લોકો છે નેક માર્ગ ઉપર. (૭) અલ્લાહની કૃપા અને અહેસાનથી અને અલ્લાહ સઘળું કંઈ જાણે છે, મહાન હિકમતોવાળો. (૮)*

**તફસીર :**

અને જાણી રાખો કે તમારામાં રસૂલુલ્લાહ (ﷺ હાજર) છે, (જે અલ્લાહની મોટી નેઅ્મત છે, અલ્લાહ તઆલાનું ફરમાન છે, ....لقد من الله આ નેઅ્મતનો શુક્રિયા એ છે કે કોઈ વાતમાં તમે તેમનાથી વિરુદ્ધ કરો નહીં, ભલે દુનિયાની વાત જ કેમ ન હોય ! અને એવી ફિકરમાં ન પડો કે દુનિયાની બાબતોમાં પોતે રસૂલે કરીમ ﷺ અમારા અભિપ્રાય પ્રમાણે કરે કારણ કે) ઘણી બધી બાબતો એવી હોય છે કે જો તેઓ તમારું કહ્યું માન્યા કરે તો તમને ઘણું નુકસાન પહોંચે (કારણ કે તે હિત વિરુદ્ધ હોય તો અવશ્ય તેના ઉપર અમલ કરવામાં નુકસાન થાય, બલકે આપ ﷺના અભિપ્રાય ઉપર અમલ કરવામાં આવે, કારણ કે દુનિયાની બાબતો હોવા છતાં એ હિત વિરુદ્ધ હોવાની સંભાવના ભલે આપમેળે નુબુવ્વતના શા'નના ખિલાફ નથી પરંતુ પ્રથમ તો એવી બાબતો જેમાં એવી સંભાવના હોય ભાગ્યે જ હશે, પછી જો તે હોય તો પણ અને તેમાં હિત જોખમાતું હોય તો એ કેટલી મોટી વાત છે કે આ હિત જોખમાવાનો બદલો એટલે કે રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલનનો બદલો અને સવાબ અવશ્ય મળશે, જો એનાથી ઊલટું તમારા અભિપ્રાય ઉપર અમલ થાય કે ભલે ભાગ્યે જ આવી બાબતો પણ નીકળે જેમાં હિત તમારા અભિપ્રાય પ્રમાણે હોય પરંતુ એ નિશ્ચિત નથી અને પછી ઘણું ઓછું આવું બનશે, વધારે સંભાવના તો નુકસાનની જ છે, પછી આ નુકસાનનો કોઈ ઇલાજ પણ નથી અને આ ચર્ચાથી વધારે લાભની શરત પણ જાણ થઈ ગઈ, અલબત્ત જો આપ ﷺએ તમારા લોકોના અભિપ્રાયનું અનુમોદન કર્યું હોત તો તમે મોટી મુસીબતમાં પડયા હોત) પરંતુ અલ્લાહ તઆલાએ (તમને મુસીબતથી બચાવી લીધા એ રીતે કે) તમને (સંપૂર્ણ)

ઈમાનની મહોબ્બત આપી અને એ (પ્રાપ્તિ)ને તમારા દિલોમાં જમાવી દીધી અને કુફ્ર તથા ફિસ્ક (એટલે કે જઘન્ય અપરાધો) અને (સદંતર દરેક) ગુનાહ (એટલે કે નાના નાના અપરાધો)થી તમને નફરત આપી દીધી (જેનાથી તમને દરેક સમયે રસૂલ ﷺની ખુશીની શોધ રહે છે જેનાથી તમે તેમના હુકમોને માની લો છો જે રસૂલની ખુશીના કારણો છે, એટલા માટે જ્યારે તમને એ જાણ થઈ કે દુનિયાની બાબતોમાં પણ રસૂલનું આજ્ઞાપાલન વાજિબ છે અને સંપૂર્ણ આજ્ઞાપાલન વિના ઈમાન પૂર્ણ થશે નહીં અને સંપૂર્ણ ઈમાનની પ્રાપ્તિની ઉત્કંઠા પહેલાંથી જ ઉપસ્થિત છે, બસ તમારે તરત જ તે હુકમને પણ સ્વીકારી લેવો અને સ્વીકારીને ઈમાનની પૂર્ણતા કરી લેવી જોઈએ) એવા લોકો (કે જે ઈમાનની સંપૂર્ણતાના અભિલાષી છે) અલ્લાહ તઆલાની કૃપા અને ઈનામથી સીધા માર્ગ ઉપર છે અને અલ્લાહ તઆલા(એ જે એવો હુકમ આપ્યો છે તો તે તેના હિતોને પણ) જાણનારો (છે અને કારણ કે તે) હિકમતવાળો (પણ) છે (એટલા માટે આ હુકમો વાજિબ કરી દીધા છે).

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી પહેલી આયતમાં હઝરત વલીદ બિન ઉકબહ અને બની મુસ્તલીક કબીલાનો કિસ્સો વર્ણન થયો હતો જેમાં વલીદ બિન ઉકબહે બની મુસ્તલીક વિશે એવી ખબર આપી હતી કે તેઓ મુર્તદ થઈ ગયા અને ઝકાત આપવાથી ઈન્કાર કરી દીધો છે. એના ઉપર સહાબએ કિરામ (રદિ.)માં ઉશ્કેરાટ પેદા થઈ ગયો, તેમનો અભિપ્રાય એ હતો કે તે લોકો સાથે જિહાદ માટે મુજાહિદો મોકલી દેવામાં આવે પરંતુ રસૂલે કરીમ ﷺએ વલીદ બિન ઉકબહની ખબરને મજબૂત સાંયોગિક પૂરાવા વિરુદ્ધ સમજીને સ્વીકાર ન કરી અને તહકીક માટે હઝરત ખાલીદ બિન વલીદ (રદિ.)ને નક્કી કર્યા. પાછલી આયતમાં કુર્આને તેને નિયમ બનાવી દીધો કે જે વ્યક્તિની ખબરમાં સાંયોગિક પૂરાવામાં કોઈ શંકા થઈ જાય તો તહકીક કર્યા વિના તેના ઉપર અમલ કરવો જાઈઝ નથી. આ આયતમાં સહાબએ કિરામ (રદિ.)ને એક બીજું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, જો કે બનુ મુસ્તલીક વિશે દીનથી ફરી જવાની ખબર સાંભળીને તમારી ગયરતનો જોશ દીનના કારણે હતો પરંતુ તમારો અભિપ્રાય સાચો ન હતો, અલ્લાહના રસૂલ ﷺએ જે સ્વરૂપ અપનાવ્યું તે જ ઉત્તમ હતું. *(મઝહરી)*

હેતુ એ છે કે મશ્વરો પ્રાપ્ત કરવા જેવી બાબતોમાં કોઈ અભિપ્રાય આપી દેવો તો ઠીક છે પરંતુ એવી કોશીશ કરવી કે રસૂલુલ્લાહ ﷺ તમારા અભિપ્રાય પ્રમાણે જ અમલ કરે એ બરાબર નથી, કારણ કે દુનિયવી બાબતોમાં જો કે ભાગ્યે જ રસૂલે કરીમ ﷺનો અભિપ્રાય હિત વિરુદ્ધ હોવાની સંભાવના નહિવત્ છે જે શા'ને નુબુવ્વતના ખિલાફ પણ નથી પરંતુ અલ્લાહ તઆલાએ જે સમજદારી અને બુદ્ધિ પોતાના રસૂલને અર્પણ કરી છે તે તમને પ્રાપ્ત થઈ .થી એટલા માટે જો રસૂલુલ્લાહ ﷺ તમારા અભિપ્રાય ઉપર અમલ કર્યા ક. તો ઘણી બાબતોમાં નુકસાન અને મુસીબતમાં પડી જશો અને તમારા અભિપ્રાયમાં દેખીતું નુકસાન ભાગ્યે જ હોય છતાં તમે રસૂલના આજ્ઞાપાલન માટે તમારો અભિપ્રાય છોડી દો, જેનાથી તમને કંઈક દુનિયવી નુકસાન પણ પહોંચી જાય જેમાં એટલું નુકસાન પણ નથી જેટલું તમારા અભિપ્રાયના તા'બે થઈને ચાલવામાં છે, કાર કે આ સ્વરૂપમાં જો અમુક દુનિયવી નુકસાન થઈ પણ ગયું તો રસૂલના આજ્ઞાપાલનનો સવાબ અને બદલો તેનાથી ઉત્તમ મોજૂદ છે અને શબ્દ عَنِتُّمْ એ عَنَتْ થી બનેલ છે જેનો અર્થ "ગુનાહ"નો પણ આવે છે અને કોઈ મુસીબતમાં સપડાઈ જવાનો પણ, અહીંયાં આ બંને અર્થો ભાવાર્થ હોઈ શકે છે. (કુર્તુબી)

---

## આયતો : (સૂરએ હુજુરાત : આયત નં. ૯-૧૦)

وَإِنْ طَائِفَتَانِ مِنَ الْمُؤْمِنِينَ اقْتَتَلُوا فَأَصْلِحُوا بَيْنَهُمَا فَإِنْ بَغَتْ إِحْدَاهُمَا
عَلَى الْأُخْرَىٰ فَقَاتِلُوا الَّتِي تَبْغِي حَتَّىٰ تَفِيءَ إِلَىٰ أَمْرِ اللَّهِ فَإِنْ فَاءَتْ فَأَصْلِحُوا
بَيْنَهُمَا بِالْعَدْلِ وَأَقْسِطُوا إِنَّ اللَّهَ يُحِبُّ الْمُقْسِطِينَ ۞ ٩ إِنَّمَا الْمُؤْمِنُونَ إِخْوَةٌ
فَأَصْلِحُوا بَيْنَ أَخَوَيْكُمْ وَاتَّقُوا اللَّهَ لَعَلَّكُمْ تُرْحَمُونَ ۞ ١٠ ع

### તરજુમો :

*અને જો મુસલમાનોના બે પક્ષો પરસ્પર લડી પડે તો તેમનામાં મેળાપ કરાવી દો, પછી જો તેમનામાંથી એક બીજા ઉપર ચઢાઈ કરતો ચાલ્યો જાય તો તમે બધા તે ચઢાઈ કરનારા સાથે લડો, એટલે સુધી કે અલ્લાહના હુકમ*

*ઉપર પાછો આવે; પછી જો પાછો આવે તો તેમનામાં બરાબર મેળાપ કરાવી દો અને ન્યાય કરો, બેશક ! અલ્લાહને ન્યાય કરનારા ખૂબ પસંદ છે. (૯) મુસલમાનો તો બધા જ ભાઈ ભાઈ છે; બસ પોતાના બે ભાઈઓમાં સુલેહ (સંપ) કરાવો અને અલ્લાહથી ડરતા રહો જેથી તમારા ઉપર રહમ થાય.(૧૦)*

**તફસીર :**

અને જો મુસલમાનોમાં બે સમૂહો પરસ્પર લડી પડે તો તેમના વચ્ચે સુલેહ કરાવો (એટલે કે ઝઘડાના મૂળને દૂર કરીને લડાઈને સમાપ્ત કરાવી દો) પછી જો (સુલેહની કોશીશ પછી પણ) તેમનામાંનો એક સમૂહ બીજા ઉપર અતિક્રમણ કરે (અને લડાઈ બંધ ન કરે) તો તે સમૂહ સાથે લડો જે અતિક્રમણ કરે છે એટલે સુધી કે તે અલ્લાહના હુકમ તરફ રજુ થઈ જાય (અલ્લાહના હુકમનો ભાવાર્થ લડાઈ બંધ કરવી છે) પછી જો (તે) અતિક્રમણ કરનાર (પક્ષ અલ્લાહના હુકમ તરફ) રજુ થઈ જાય (એટલે કે લડાઈ બંધ કરી દે) તો તે બંને વચ્ચે ન્યાયની સાથે સમાધાન કરાવી દો (એટલે કે શરીઅતની હદો પ્રમાણે મા'મલો નક્કી કરો, માત્ર લડાઈ બંધ કરવા ઉપર બસ ન કરો, જો સુલેહ સંપ ન થયો તો પણ ફરી લડાઈની સંભાવના રહેશે) અને ન્યાયનો ખ્યાલ રાખો (એટલે કે કોઈ મનેચ્છા કે સ્વાર્થને વચમાં ન આવવા દો) બેશક ! અલ્લાહ તઆલા ન્યાય કરનારાઓને પસંદ કરે છે (અને પરસ્પર સુલેહનો હુકમ એટલા માટે આપવામાં આવ્યો છે કે) મુસલમાનો તો બધા (દીની સમાનતા કે જે રૂહાની અને આધ્યાત્મિક સંબંધ છે તે રિશ્તાના કારણે એકબીજાના) ભાઈ છે એટલા માટે પોતાના બે ભાઈઓ વચ્ચે સુલેહ કરાવી આપો (જેથી આ ઈસ્લામી ભાઈચારો કાયમ રહે) અને (સુલેહના સમયે) અલ્લાહથી ડરતા રહો (એટલે કે શરીઅતની હદોનું પાલન કરો) જેથી તમારા ઉપર રહમ કરવામાં આવે.

**મસ્અલા અને બોધપાઠ :**

**આયતોનો ક્રમ અને ગોઠવણી :**

પાછલી આયતોમાં રસૂલે કરીમ ﷺના હકો અને શિષ્ટાચાર અને એવા અમલોથી બચવાનો હુકમ વર્ણન થયો હતો જેનાથી રસૂલે કરીમ ﷺને કષ્ટ

પહોંચે. આગળ જાહેર સામાજિક શિષ્ટાચાર અને હુકમો છે જેમાં સામૂહિક અને વ્યક્તિગત બંને પ્રકારના શિષ્ટાચાર અને પરસ્પરના હકોનું વર્ણન છે અને સૌમાં એકસમાન બાબત નાઈન્સાફીથી બચવું છે.

## આયત ઊતરવાની પૂર્વભૂમિકા :

આ આયતોની ઊતરવાની પૂર્વભૂમિકામાં તફસીરકારોએ વિવિધ પ્રસંગો વર્ણન કર્યા છે જેમાં પોતે મુસલમાનોના બે સમૂહોના પરસ્પર સંઘર્ષ થાય અને એ કોઈ અસંભવ વાત નથી કે આ બધા જ પ્રસંગો આ નાઝિલ થવાનું કારણ બન્યા હોય અથવા આ નાઝિલ થવું કોઈ એક પ્રસંગના કારણે હોય, બીજી ઘટનાઓને એ પ્રમાણે જોઈને તેમને પણ નાઝિલ થવાના કારણમાં સામેલ કરી દેવામાં આવ્યા. આ આયતમાં મૂળ સંબોધન તે ઊલૂલ અમ્ર અને બાદશાહોને છે જેમને યુદ્ધ અને જિહાદના સ્ત્રોતો પ્રાપ્ત છે. (كَذَاقَالَ اَبُوْحَيَّانَ فِي الْبَحْرِوَاخْتَارَهُ فِي رُوْحِ الْمَعَانِي) અને બધા મુસલમાનો પરોક્ષ રીતે તેના સંબોધનમાં સામેલ છે કે તેઓ આ બાબતમાં ઊલૂલ અમ્રની સહાયતા કરે અને જ્યાં કોઈ ઈમામ અથવા અમીર અથવા બાદશાહ અથવા આગેવાન નથી ત્યાં હુકમ એ છે કે જ્યાં સુધી શક્ય હોય બંને પક્ષોને સમજાવીને યુદ્ધ છોડવા ઉપર રાજી કરવામાં આવે અને બંને ન માને તો બંને લડનારા પક્ષોથી અલગ રહે, ન તો કોઈનો વિરોધ કરે અને ન જ કોઈની તરફેણ કરે. *(બયાનુલ કુર્આન)*

## સંબંધિત મસ્અલાઓ :

મુસલમાનોના બે પક્ષોની પરસ્પર લડાઈના અમુક સ્વરૂપો હોય છે, એક એ કે બંને સમૂહો મુસલમાનોના ઈમામના વાલીપણા હેઠળ હોય અથવા બંને ન હોય અથવા એક હોય અને એક ન હોય. પ્રથમ સ્વરૂપમાં સામાન્ય મુસલમાનો માટે જરૂરી છે કે સમજાવી બુઝાવી તે બંને પક્ષોને યુદ્ધથી રોકે, જો સમજાવવાથી ન સમજે તો મુસલમાનોના ઈમામ (આગેવાન) ઉપર તેમનામાં સુલેહ કરાવવી વાજિબ છે. જો ઈસ્લામી હુકૂમતની દરમિયાનગીરીથી બંને પક્ષો યુદ્ધ કરવાથી અટકી જાય તો કિસાસ અને દિય્યતના હુકમો લાગુ પડશે અને જો ન અટકે તો બંને પક્ષો સાથે બળવાખોરો જેવો વ્યવહાર કરવામાં આવશે અને એક અટકી જાય તથા બીજો જુલમ અને અત્યાચાર ઉપર અડેલો રહે તો તે પક્ષ બાગી છે, તેની

સાથે બળવાખોરો જેવો વ્યવહાર કરવામાં આવે અને જેણે આજ્ઞાપાલન કબૂલ કરી લીધું, તે પક્ષ ન્યાયપાલક કહેવાશે અને બળવાખોરોના હુકમોની વિગત ફિક્હની કિતાબોમાં જોઈ શકાય છે તથા ટૂંકમાં મજબૂત હુકમ એ છે કે યુદ્ધ પહેલાં તેમના હથિયારો જપ્ત કરવામાં આવશે અને તેમની ધરપકડ કરીને તવબહ કરવાના સમય સુધી કેદમાં રાખવામાં આવશે તથા યુદ્ધની હાલતમાં અને યુદ્ધ પછી તેમના વારસોને ગુલામ અથવા લોંડીઓ બનાવવામાં આવશે નહીં અને તેમનો માલ સામાન માલે ગનીમત બનાવવામાં આવશે નહીં, અલબત્ત તવબહ કર્યા સુધી તેમનો માલ જપ્ત (ફ્રીજ) કરી રાખવામાં આવશે. તવબહ પછી પાછો આપી દેવામાં આવશે. પ્રસ્તુત આયતોમાં જે એક ઈશારો થયો છે, فَاِنْ فَآءَتْ فَ اَصْلِحُوْا بَيْنَهُمَا بِالْعَدْلِ وَاَقْسِطُوْا એટલે કે, જો બગાવત કરનાર પક્ષ બગાવત અને યુદ્ધથી બાજ આવી જાય તો માત્ર યુદ્ધ બંધ કરી દેવાને પૂરતું ન સમજો બલકે યુદ્ધના કારણો અને પરસ્પરની ફરિયાદો દૂર કરવાની ફિકર કરો જેથી દિલોમાંથી અદાવત અને મેલ નીકળી જાય અને કાયમ માટે ભાઈચારાનું વાતાવરણ કાયમ થઈ જાય અને કારણ કે આ લોકો મુસલમાનોના ઈમામ વિરુદ્ધ પણ યુદ્ધ કરી ચૂક્યા છે, એટલા માટે બની શકતું હતું કે તેમના વિશે સંપૂર્ણ ન્યાય ન થાય તેથી કુર્આને તાકીદ કરી કે બંને પક્ષોના હકોમાં ન્યાય અને ઈન્સાફની પાબંદી કરવામાં આવે. (આ બધી વિગતો બયાનુલ કુર્આનમાંથી લેવામાં આવી છે અને તેમાં હિદાયાના હવાલાથી છે.)

**મસ્અલો :**

જો મુસલમાનોનું કોઈ મોટું શક્તિશાળી ગ્રુપ મુસલમાનોના ઈમામની આજ્ઞામાંથી નીકળી જાય તો મુસલમાનોના ઈમામ માટે જરૂરી છે કે પ્રથમ તેમની ફરિયાદો સાંભળે, તેમને કોઈ શંકા અથવા ગેરસમજ થઈ શકે છે માટે તેને દૂર કરે અને જો તે પોતાના વિરોધનું એવું કારણ રજુ કરે જેની બીનાએ કોઈ ઈમામ અથવા અમીરનો વિરોધ શરઈ રીતે જાઈઝ છે, એટલે કે જેનાથી પોતે મુસલમાનોના ઈમામનો જુલમ અને બળજબરી સાબિત થાય તો સામાન્ય મુસલમાનો માટે જરૂરી છે કે તે આ જમાઅતની મદદ કરે જેથી ઈમામ પોતાના જુલમથી અટકી જાય, એ શરતે કે તેના જુલમની સાબિતી નિશ્ચિત રીતે કોઈપણ પ્રકારની શંકા વિના સાબિત થઈ જાય. (ઈબ્ને હમ્માામ –મઝહરી) અને જો કોઈ

એવું સ્પષ્ટ કારણ પોતાના બળવા અને આજ્ઞાપાલનમાંથી નીકળી જવાનું વર્ણન ન કરી શકે અને મુસલમાનોના ઈમામ વિરુદ્ધ યુદ્ધ માટે તૈયાર થઈ જાય તો મુસલમાનોએ તેની સામે યુદ્ધ કરવું હલાલ છે અને ઈમામ શા'ફઈ (રહ.)એ કહ્યું કે જ્યાં સુધી તે પોતે યુદ્ધ શરૂ ન કરી દે તે સમય સુધી મુસલમાનોએ તેમની સાથે યુદ્ધની શરૂઆત કરવી જાઈઝ નથી. (મઝહરી) આ હુકમ એ સમયે છે જ્યારે કે આ જમાઅતનું બળવાખોર અને અત્યાચારી હોવું બિલકુલ નિશ્ચિત અને સ્પષ્ટ હોય અને જો સ્વરૂપ એવું છે કે બંને પક્ષ કોઈ શરઈ કારણ ધરાવે છે અને એ નિશ્ચિત કરવું મુશ્કેલ છે કે તેમાંથી કોણ બાગી છે અને કોણ આદિલ ? ત્યાં જે વ્યક્તિને કોઈ એકના આદિલ હોવાનું દઢપણે અનુમાન થાય તો તે તેની મદદ કરી શકે છે અને જેમનું એવું વલણ ન હોય તે બંનેથી અલગ રહે, જેમકે સહાબએ કિરામ (રદિ.)ના પરસ્પરના સંઘર્ષો સમયે જંગે જમલ અને જંગે સિફ્ફિનમાં બન્યું હતું.

**મુશાજરાતે સહાબએ કિરામ (સહાબએ કિરામ રદિ.ના પરસ્પરના યુદ્ધો અને મતભેદો) :**

ઈમામ અબૂબક્ર બિન અરબી (રહ.)એ ફરમાવ્યું કે આ આયત મુસલમાનોમાં પરસ્પર યુદ્ધના બધા જ સ્વરૂપો ઉપર હાવી અને સામેલ છે, તે બે સ્વરૂપો પણ સામેલ છે જેમાં બંને પક્ષો કોઈ શરઈ કારણ હેઠળ યુદ્ધ માટે તૈયાર થઈ જાય છે. સહાબએ કિરામ (રદિ.)ના યુદ્ધો આ જ પ્રકારમાં સામેલ છે. કુર્તુબીએ ઈબ્ને અરબી (રહ.)નું આ નિવેદન નકલ કરીને આ સ્થળે મુશાજરાતે સહાબા (રદિ.), જંગે જમલ અને સિફ્ફિન વગેરેની વાસ્તવિક હકીકત નકલ કરી છે અને મુશાજરાતે સહાબા (રદિ.) વિશે પાછળથી આવનાર મુસલમાનોના અમલ વિશે માર્ગદર્શન આપ્યું છે. નાચીઝે આ બધા વિષયો અહકામુલ કુર્આનમાં અરબી ભાષામાં અને ઉર્દૂ ભાષામાં પોતાની કિતાબ મકામે સહાબા (રદિ.)માં વિગતપૂર્વક લખી છે, અત્રે તેનો ખુલાસો તફસીરે કુર્તુબી, પેજ નં.: ૩૨૨, જિલ્દ : ૧૦ ના હવાલાથી આ કિતાબમાં આપવામાં આવ્યો છે, તે નકલ કરવાને પૂરતું સમજવામાં આવે છે.

*“એ જાઈઝ નથી કે કોઈપણ સહાબી (રદિ.) તરફ ચોક્કસ અને વિશ્વાસપૂર્વક ભૂલનો સંબંધ જોડવામાં આવે એટલા માટે કે તે બધા લોકોએ પોતપોતાની રીતે*

*ઈજ્તિહાદથી કામ લીધું હતું અને સૌનો હેતુ અલ્લાહની ખુશી હતી. આ બધા લોકો આપણા આગેવાનો છે અને આપણને હુકમ છે કે તેમના પરસ્પરના મતભેદો ઉપર જીભ ન ખોલીએ અને હંમેશા તેમનું વર્ણન સારી રીતે કરીએ, કારણ કે સહાબીયત ઘણી ઉચ્ચ સન્માનની વસ્તુ છે અને નબીએ કરીમ ﷺએ તેમને બુરું કહેવાથી મનાઈ કરી છે અને એવી ખબર આપી છે કે અલ્લાહે તેમને મા'ફ કરી રાખ્યા છે અને તે તેમનાથી રાજી છે."*

આ ઉપરાંત અનેક પ્રમાણો દ્વારા આ હદીષ સાબિત છે કે રસૂલે કરીમ ﷺએ હઝરત તલ્હા (રદિ.) વિશે કહ્યું,

إِنَّ طَلْحَةَ شَهِيْدٌ يَمْشِي عَلٰى وَجْهِ الْاَرْضِ એટલે કે, "તલ્હા જમીન ઉપર ચાલનારા શહીદ છે."

હવે જો હઝરત અલી (રદિ.) વિરુદ્ધ હઝરત તલ્હા (રદિ.)નું યુદ્ધ માટે નીકળવું ઉઘાડો ગુનોહ હતો તો આ યુદ્ધમાં માર્યા જઈને કદાપિ શહાદતનો રુત્બો પ્રાપ્ત ન કર્યો હોત. એ જ પ્રમાણે હઝરત તલ્હા (રદિ.)નો આ અમલ તા'વીલની ભૂલ અને વાજિબ અદા કરવામાં ઉણપ ઠરાવી શકાતો હોત તો પણ તેમને શહાદતનું સ્થાન પ્રાપ્ત ન થયું હોત, કારણ કે શહાદત તો માત્ર એવા સમયે જ પ્રાપ્ત થાય છે જ્યારે કે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાના આજ્ઞાપાલન માટે કતલ થયો હોય તેથી તે લોકો વિશે એવો જ અકીદહ રાખવો જરૂરી છે જેનું ઉપર વર્ણન કરવામાં આવ્યું.

આ વાતની બીજી દલીલ તે સહીહ તથા મશ્હૂર અને પ્રચલિત હદીષો છે, જે પોતે હઝરત અલી (રદિ.)થી રિવાયત થયેલ છે અને જેમાં રસૂલે કરીમ ﷺએ કહ્યું હતું કે "ઝુબૈર (રદિ.)નો હત્યારો જહન્નમમાં છે."

વળી હઝરત અલી (રદિ.) કહે છે કે મેં રસૂલે કરીમ ﷺને એવું કહેતા સાંભળ્યા છે કે શફીયા (રદિ.)ના પુત્રના હત્યારાને જહન્નમની ખબર આપી દો, જ્યારે વાત આમ છે તો સાબિત થઈ ગયું હઝરત તલ્હા (રદિ.) અને હઝરત ઝુબૈર (રદિ.) આ લડાઈના કારણે ગુનેહગાર થયા નથી જો એવું ન હોત તો રસૂલે કરીમ ﷺ હઝરત તલ્હા (રદિ.)ને શહીદ કહ્યા ન હોત અને હઝરત ઝુબૈર (રદિ.)ના હત્યારા વિશે જહન્નમની આગાહી ન કરી હોત, વળી તેમની ગણતરી

અશરએ મુબશ્શરહમાં છે જેમના જન્નતી હોવાની ખબર લગભગ મુતવાતિર સ્વરૂપે છે.

આ જ રીતે જે લોકો સહાબા (રદિ.) અને તેમના યુદ્ધોમાં મૌન રહ્યા તેમને પણ તા'વીલમાં ખતાકાર કહી શકાતા નથી, બલકે તેઓ પણ તેમની રીતે પોતે સાચા હતા કે અલ્લાહે તેમને તેમના ઈજ્તિહાદમાં એ જ અભિપ્રાય ઉપર કાયમ રાખ્યા, જ્યારે વાત એમ છે તો આ કારણે તે લોકો ઉપર લાનતાન કરવું તેમનાથી અળગા હોવાની જાહેરાત કરવી અને તેમને ફાસિક અને દુષ્ટ ઠરાવવા, તેમની ફઝીલત, શ્રેષ્ઠતા, સંઘર્ષો અને તે મહાન દીની સેવાઓને ગણતરીમાં ન લેવું કોઈ રીતે યોગ્ય નથી. અમુક ઉલમાને પૂછવામાં આવ્યું કે તે લોહી વિશે આપનો શું અભિપ્રાય છે જે સહાબએ કિરામ (રદિ.)ના પરસ્પરના યુદ્ધોમાં વહાવવામાં આવ્યું ? તેમણે જવાબમાં આ આયત પઢી, تِلْكَ أُمَّةٌ قَدْ خَلَتْ لَهَا مَا كَسَبَتْ وَلَكُمْ مَّا كَسَبْتُمْ وَلَا تُسْئَلُوْنَ عَمَّا كَانُوْا يَعْمَلُوْنَ આ એક ઉમ્મત હતી જે પસાર થઈ ગઈ, તેમના અમલો તેમના માટે છે અને તમારા અમલો તમારા માટે છે અને તમને તેમના અમલો વિશે સવાલ કરવામાં આવશે નહીં.

કોઈ એક બુઝુર્ગને આ જ પ્રશ્ન કરવામાં આવ્યો તો તેમણે કહ્યું, "આ એવું લોહી છે કે અલ્લાહે મારા હાથોને તેમાં (રંગાવાથી) બચાવ્યો, હવે હું મારી જીભને તેનાથી ખરડીશ નહીં."

મતલબ એ જ હતો કે હું કોઈ એક પક્ષને કોઈ એક મા'મલામાં નિશ્ચિત રીતે ખતાકાર ઠરાવવાની ભૂલમાં સંડોવાવા ઈચ્છતો નથી.

અલ્લામહ ઈબ્ને ફુવર્રક (રહ.) ફરમાવે છે કે,

*"અમારા અમુક લોકોએ કહ્યું છે કે, સહાબએ કિરામ (રદિ.) વચ્ચે જે સંઘર્ષો થયા તેમનું ઉદાહરણ એવું છે જેમકે યૂસુફ (અલૈ.) અને તેમના ભાઈઓ વચ્ચે બનનારી ઘટનાઓનું અને તે લોકો પરસ્પર તે મતભેદો હોવા છતાં વલી હોવાની તથા નબી હોવાની હદોમાંથી બહાર નથી થયા, બિલકુલ એ જ બાબત સહાબા (રદિ.) વચ્ચે બનનારી ઘટનાઓની પણ છે."*

હઝરત મુહાશિબી (રહ.) ફરમાવે છે,

*"જ્યાં સુધી આ ખૂનામરકીની વાત છે તો તેના વિશે આપણું કંઈપણ કહેવું મુશ્કેલ છે, કારણ કે તેમાં પોતે સહાબા (રદિ.) વચ્ચે મતભેદ હતા."*

હસન બસરી (રહ.)ને સહાબા (રદિ.)ના પરસ્પરના યુદ્ધો વિશે પૂછવામાં આવ્યું તો તેમણે કહ્યું,

*"આ એવી લડાઈઓ હતી જેમાં સહાબા (રદિ.) ઉપસ્થિત હતા અને આપણે ગેરહાજર હતા. તેઓ સમગ્ર પરિસ્થિતિને સારી પેઠે જાણતા હતા અને આપણે જાણતા નથી, જે બાબત ઉપર સમગ્ર સહાબા (રદિ.)ની સહમતી છે આપણે તેનું અનુસરણ કરીએ છીએ અને જે બાબતોમાં તેમના વચ્ચે મતભેદ છે એમાં મૌન ધારણ કરીએ છીએ."*

હઝરત મુહાશિબી (રહ.) ફરમાવે છે કે આપણે પણ એ જ વાત કહીએ છીએ જે હસન બસરી (રહ.)એ કહી છે, આપણે જાણીએ છીએ કે સહાબએ કિરામ (રદિ.)એ જે વસ્તુઓમાં દખલ કરી તેમાં તેઓ આપણાથી કેટલીય સારી પદ્ધતિઓના વાકેફ હતા એટલા માટે આપણું કામ એ જ છે કે જેના ઉપર તેઓ બધા સહમત હોય તેનું અનુસરણ કરો અને જેમાં તેમનામાં મતભેદ હોય તેમાં મૌન ધારણ કરો અને પોતાના તરફથી કોઈ નવો અભિપ્રાય ન બાંધો. આપણને વિશ્વાસ છે કે તે સૌએ ઈજ્તિહાદથી કામ લીધું હતું અને અલ્લાહ તઆલાની ખુશી ઈચ્છી હતી એટલા માટે કે દીનની બાબતોમાં તે બધા લોકો શંકા અને સંદેહથી ઉપરવટ છે.

---

**આયત : (સૂરએ હુજુરાત : આયત નં. ૧૧)**

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُواْ لَا يَسۡخَرۡ قَوۡمٞ مِّن قَوۡمٍ عَسَىٰٓ أَن يَكُونُواْ خَيۡرٗا مِّنۡهُمۡ وَلَا
نِسَآءٞ مِّن نِّسَآءٍ عَسَىٰٓ أَن يَكُنَّ خَيۡرٗا مِّنۡهُنَّۖ وَلَا تَلۡمِزُوٓاْ أَنفُسَكُمۡ وَلَا تَنَابَزُواْ
بِٱلۡأَلۡقَٰبِۖ بِئۡسَ ٱلِٱسۡمُ ٱلۡفُسُوقُ بَعۡدَ ٱلۡإِيمَٰنِۚ وَمَن لَّمۡ يَتُبۡ فَأُوْلَٰٓئِكَ
هُمُ ٱلظَّٰلِمُونَ ﴿١١﴾

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! ઠઠ્ઠો મશ્કરી ન કરો એક લોકો બીજા લોકોની; કદાચ તે તેઓથી બહેતર હોય અને ન જ સ્ત્રીઓ બીજી સ્ત્રીઓનો (ઠઠ્ઠો મશ્કરી કરે)*

*કદાચ તે તેમનાથી બહેતર હોય અને એકબીજા ઉપર એબ ન લગાવો અને એકબીજાને ચીડવવા માટે ખીજ પાડો નહીં, ગુનેહગારી નામ ઈમાન લાવ્યા પછી બુરું છે અને જે કોઈ તવબહ ન કરે તો તે જ અન્યાયી છે. (૧૧)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! ન તો પુરુષોએ પુરુષો ઉપર હસવું જોઈએ, શું અજબ છે કે (જેના ઉપર હસો છો) તે પેલા (હસનારાઓ)થી (અલ્લાહ નજીક) ઉત્તમ હોય (પછી તેઓ તેમને નીચા કઈ રીતે પાડે છે ?) અને ન જ સ્ત્રીઓએ (અન્ય) સ્ત્રીઓ ઉપર હસવું જોઈએ, શું અજબ છે કે (જેના ઉપર હસે છે) તે પેલી (હસનારીઓ)થી (અલ્લાહ નજીક) ઉત્તમ હોય (પછી તેઓ કઈ રીતે નીચી પાડે છે ?) અને ન જ એકબીજાને બુરા લકબથી પોકારો (કારણ કે આ બધી વાતો ગુનાહની છે અને) ઈમાન લાવ્યા પછી (મુસલમાનો ઉપર) ગુનાહનું નામ લગાવવું ઘણું ખરાબ છે (એટલે કે આ ગુનોહ કરીને તમારી શા'નમાં એવું કહી શકાય છે કે ફલાણો મુસલમાન જેનાથી તમારા તરફ ઈશારો હોય, ગુનાહ એટલે કે અલ્લાહની નાફરમાની કરે છે જે નફરતની વાત છે તો આવું કરવાથી બચો) અને જેઓ (આવી પ્રવૃત્તિથી) અટકશે નહીં તો તે અત્યાચાર કરનારો (અને બંદાઓને હકોને હડપ કરનારો) છે (જે સજા જાલિમોને મળશે તે જ તેને પણ મળશે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ હુજુરાતની શરૂઆતમાં નબીએ કરીમ ﷺના હકો અને અદબોનું વર્ણન આવ્યું, પછી સામાન્ય મુસલમાનોના પરસ્પરના હકો અને સામાજિક શિષ્ટાચારનું વર્ણન શરૂ થયું, પાછલી બે આયતોમાં તેમની સામૂહિક અને સંગઠિત સુધારણાના હુકમો વર્ણન થયા. પ્રસ્તુત આયતોમાં લોકોના વ્યક્તિગત પરસ્પરના હકો અને સામાજિક શિષ્ટાચારનું વર્ણન છે, તેમાં ત્રણ વસ્તુઓની મનાઈ કરવામાં આવી છે. પ્રથમ કોઈ મુસલમાનની સાથે ઠટ્ઠો મશ્કરી કરવી અથવા તેની હાંસી ઉડાવવી, બીજું કોઈને મહેણું મારવું અથવા કટાક્ષ કરવો, ત્રીજું કોઈને એવા નામ (ખીજ) અથવા લકબથી પોકારવું જેનાથી તેનું અપમાન થતું હોય અથવા તે આવી ખીજને ખરાબ સમજતો હોય.

પ્રથમ વસ્તુ ઠઠ્ઠો મશ્કરી છે, કુર્તુબીએ કહ્યું કે કોઈ વ્યક્તિને નીચો દેખાડવા અને અપમાનિત કરવા માટે તેની કોઈ ખામીને એવી રીતે વર્ણન કરવી જેનાથી લોકો હસવા લાગે તેને ઠઠ્ઠો મશ્કરી અથવા હાંસી ઉડાવવું કહેવામાં આવે છે અને આ જે પ્રમાણે મૌખિક રીતે કહેવાથી થાય છે એવી જ રીતે હાથ પગ વગેરે દ્વારા તેના હાવભાવની નકલ ઉતારવી અથવા ઈશારો કરવાથી પણ થાય છે અને એવી રીતે પણ કે તેની વાત સાંભળીને તેને નીચો દેખાડવા કે હાંસી ઉડાવવા ઠઠ્ઠો કરવામાં આવે અને અમુક લોકોએ કહ્યું છે કે હાંસી ઉડાવવી અથવા ઠઠ્ઠો મશ્કરી કરવી કોઈ વ્યક્તિની સામે તેનું એવી રીતે વર્ણન કરવું કે તેનાથી લોકો હસી પડે તે કહેવાય છે અને આ બધી વસ્તુઓ કુર્આનના સ્પષ્ટ હુકમ પ્રમાણે હરામ છે.

ઠઠ્ઠો મશ્કરી કરવાનો અથવા હાંસી ઉડાવવાનો પ્રતિબંધ કુર્આને એટલી કાળજીપૂર્વક આપ્યો છે કે તેમાં પુરુષોને અલગ રીતે સંબોધન કર્યું છે અને સ્ત્રીઓને પણ. પુરુષોને શબ્દ "કોમ"થી ઓળખાવ્યા કારણ કે મૂળે આ શબ્દ પુરુષો માટે જ અસ્તિત્વમાં આવ્યો છે, જો કે રૂપક સ્વરૂપે સ્ત્રીઓ પણ તેમાં સામેલ થઈ જ જાય છે અને કુર્આને કરીમે સામાન્ય રીતે "કોમ" શબ્દ પુરુષો અને સ્ત્રીઓ બંને માટે ઉપયોગ કર્યો છે પરંતુ અત્રે શબ્દ "કોમ" ખાસ પુરુષો માટે વાપરવામાં આવ્યો છે, તેનાથી વિપરીત સ્ત્રીઓનું વર્ણન શબ્દ "નિસાઅ્"થી કર્યું અને બંનેમાં એવી સૂચના આપી કે જે પુરુષ બીજા પુરુષનો ઠઠ્ઠો મશ્કરી અથવા કટાક્ષ કરે છે તેને શું ખબર કે કદાચ તે અલ્લાહ તઆલાની નજીક ઠઠ્ઠો મશ્કરી કરનારથી બહેતર હોય, એ જ પ્રમાણે જે સ્ત્રીઓ કોઈ બીજી સ્ત્રીઓનો ઠઠ્ઠો મશ્કરી અથવા હાંસી ઉડાવવાનું વર્તન કરે છે તેને શું ખબર કે જેની હાંસી ઉડાવી રહી છે તે હાંસી ઉડાવનાર કરતાં અલ્લાહ નજીક વધારે ઉત્તમ હોય. કુર્આનમાં પુરુષોને પુરુષોનો અને સ્ત્રીઓને સ્ત્રીઓનો ઠઠ્ઠો મશ્કરી કરવું હરામ હોવાનું વર્ણન કર્યું, જ્યારે કે કોઈ પુરુષ કોઈ સ્ત્રીનો અથવા કોઈ સ્ત્રી કોઈ પુરુષનો ઠઠ્ઠો મશ્કરી અથવા હાંસી ઉડાવે તો તે પણ હરામ હોવામાં સામેલ છે પરંતુ તેનું વર્ણન ન કરવાથી ઈશારો એ તરફ છે કે સ્ત્રીઓ અને પુરુષોનું મિલન જ શરઈ રીતે પ્રતિબંધિત અને નીંદનીય છે, જ્યારે એકબીજાનું મિલન જ ન થાય તો ઠઠ્ઠો મશ્કરીનો સવાલ જ પેદા થશે નહીં, આયતનો ખુલાસો એ છે કે જો કોઈ વ્યક્તિના

શરીર અથવા ચહેરા, કદ, કાઠી વગેરેમાં કોઈ ખામી નજરે પડે તો કોઈને તેના ઉપર હસવાની અથવા ઠઠ્ઠો મશ્કરી કરવાની હિંમત ન કરવી જોઈએ, કારણ કે તેને ખબર નથી કે કદાચ તે પોતાની સચ્ચાઈ અને ઈખ્લાસ વગેરેના કારણે અલ્લાહ સમીપ તેનાથી ઉત્તમ અને શ્રેષ્ઠ હોય, આ આયતને સાંભળીને સલફે સાલિહીનની હાલત એવી થઈ ગઈ હતી કે અમ્ર બિન શરજીલે ફરમાવ્યું કે હું જો કોઈ વ્યક્તિને બકરીના આંચળે મોઢું લગાવીને દૂધ પીતો જોઉં અને જો મને તેના ઉપર હસવું આવી જાય તો હું ડરું છું કે હું ક્યાંક એવો જ ન થઈ જાઉં. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે જો હું કોઈ કૂતરાનો પણ ઠઠ્ઠો મશ્કરી કરું તો મને ડર લાગે છે કે હું પોતે કૂતરો બનાવી દેવામાં ન આવું. *(કુર્તુબી)*

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા મુસલમાનના ચહેરાઓ અને તેમના માલ દોલત ઉપર નજર નથી કરતો, બલકે તેમના દિલો અને અમલોને જુએ છે. કુર્તુબીએ કહ્યું કે આ હદીષથી એક નિયમ અને મૂળ સિદ્ધાંત એ જણાય છે કે કોઈ વ્યકિતની બાબતમાં તેની જાહેર પરિસ્થિતિને જોઈને કોઈ કાયમી હુકમ લગાવી દેવો ઠીક નથી, કારણ કે બની શકે છે કે જે વ્યક્તિની જાહેર પ્રવૃત્તિઓ અને કર્મોને આપણે ઘણા સારા સમજી રહ્યા છે અલ્લાહ તઆલા કે જે તેના અંતરની બાબતો અને દિલની પરિસ્થિતિઓને જાણે છે અને તેના સમીપ તે નીંદનીય હોય અને જે વ્યક્તિની જાહેર પરિસ્થિતિ અને અમલો ખરાબ છે બની શકે છે કે તેના અંતરની હાલત અને દિલની પરિસ્થિતિ આવા ખરાબ કામોનો કફ્ફારો બની જાય એટલા માટે જે વ્યકિતને બુરી પરિસ્થિતિ અથવા બુરા અમલોમાં સંડોવાયેલા જુઓ તો તેમની આવી પરિસ્થિતિને તો ખરાબ સમજો પરંતુ તે વ્યકિતને તુચ્છ અને અપમાનિત સમજવાની પરવાનગી નથી, બીજી વસ્તુ જેની મનાઈ આ આયતમાં કરવામાં આવી છે તે لَمْز (લમ્ઝ) છે, લમ્ઝનો અર્થ કોઈનામાં ખામી કાઢવાનો અને તે ખામીને જાહેર કરવાનો અથવા તે ખામી ઉપર કટાક્ષ કરવાનો થાય છે. આયતમાં કહેવામાં આવ્યું છે, لَا تَلْمِزُوْٓا اَنْفُسَكُمْ એટલે કે તમે પોતાની ખામી ન કાઢો, આ ફરમાન એવું જ છે જેમકે કુર્આને કરીમમાં છે, لَا تَقْتُلُوْٓا اَنْفُسَكُمْ જેનો અર્થ છે કે તમે પોતાની જાતને કતલ ન કરો. બંને સ્થળે પોતાને કતલ કરવાથી અથવા પોતાની ખામી કાઢવાથી ભાવાર્થ એ છે

કે તમે પરસ્પર એકબીજાની હત્યા ન કરો, એકબીજાને મ્હેણાં ન મારો અને તેને આ પ્રમાણે ઓળખાવવામાં હિકમત એ બતાવવામાં આવી છે કે કોઈ બીજાની હત્યા કરવી એક સ્વરૂપે પોતાની જ હત્યા કરવા સમાન છે કારણ કે મોટે ભાગે તો એવું બની જ જતું હોય છે કે એકે બીજાને મારી નાંખ્યો તો બીજાના હિમાયતી લોકોએ મારનારને મારી નાંખ્યો અને જો કદાચ એવું ન પણ થાય તો મૂળ વાત એ પણ છે કે મુસલમાન બધા ભાઈ ભાઈ છે. પોતાના ભાઈની હત્યા કરવી જાણે પોતે આત્મહત્યા કરવા સમાન છે અને પોતાના હાથ પગ કાપી નાંખવા સમાન છે. આ જ અર્થ અહીંયાં لَا تَلْمِزُوْٓا اَنْفُسَكُمْ માં છે કે તમે જે બીજાઓની ખામી કાઢો અને મ્હેણાંઓ મારો તો યાદ રાખો ખામીથી કોઈ માનવી સ્વભાવિકપણે ખાલી જ નથી હોતો, તમે તેની ખામી કાઢશો તો તે તમારી ખામી કાઢશે, જેમકે અમુક ઉલમાએ કહ્યું કે, وَفِيْكَ عُيُوْبٌ وَلِلنَّاسِ اَعْيُنٌ એટલે કે તમારામાં પણ અમુક ખામીઓ છે અને લોકોની આંખો છે જે તેને જુએ છે, તમે કોઈની ખામી કાઢશો અને કટાક્ષ કરશો તો તે તમારા ઉપર એવો જ અમલ કરશે અને ધારી લો કે જો તે સબ્ર પણ કરી ગયો તો વાત એ જ છે કે પોતાના એક ભાઈની બદનામી અને તેના અપમાન ઉપર વિચાર કરો તો તે પોતાનું જ અપમાન કરવાની અને નીચા પાડવાની પ્રવૃત્તિ છે.

ઉલમાએ કહ્યું કે માનવીની ભલાઈ અને ખુશનસીબી એમાં જ છે કે પોતાની ખામીઓ ઉપર નજર રાખે, તેની સુધારણાની ફિકરમાં લાગેલો રહે અને જે કોઈ એવું કરશે તેને બીજાની ખામીઓ કાઢવાની અને તેને વર્ણન કરવાની ફુરસદ જ મળશે નહીં. ભારતના છેલ્લા મુસલમાન બાદશાહ બહાદૂરશાહ ઝફરે ઘણું સારું કહ્યું છે,

ન થી હાલ કી જબ હમેં અપની ખબર,
રહે દેખતે લોંગો કે ઐબો હુનર.
પડી અપની બુરાઈયોં પર જો નજર,
તો જહાંમેં કોઈ બુરા ન રહા.

ત્રીજી વસ્તુ જેની આયતમાં મનાઈ કરવામાં આવી છે કે કોઈ અન્યને બુરા લકબ કે ઉપનામથી પોકારવું છે જેનાથી તે નારાજ થતો હોય, જેમકે કોઈને લંગડો, લૂલો અથવા આંધળો કે કાણિયો કહીને પોકારવું, આવા શબ્દોથી તેનું

વર્ણન કરવું એ જ પ્રમાણે જે નામ કોઈ વ્યક્તિને નીચા બતાવવા માટે ઉપયોગ કરવામાં આવતું હોય તે નામથી તેને પોકારવું, હઝરત અબૂ ઝુબયરહ અન્સારી (રદિ.)એ ફરમાવ્યું કે આ આયત અમારા વિશે નાઝિલ થઈ છે, કારણ કે જ્યારે રસૂલુલ્લાહ ﷺ મદીનામાં આવ્યા તો અમારામાં મોટા ભાગના લોકો એવા હતા જેમના બે અથવા ત્રણ નામો મશ્હૂર હતા અને તેમનામાંથી અમુક નામ એવા હતા જે લોકોએ તેમને નીચા દેખાડવા માટે અને તેમને અપમાનિત કરવા માટે પ્રચલિત કરી દીધા હતા. આપ ﷺને એની જાણ ન હતી. અમુક સમયે તે જ ખરાબ નામ લઈને આપ ﷺ તેમને સંબોધન કરતા હતા તો સહાબા (રદિ.) વિનંતી કરતા કે યા રસૂલુલ્લાહ ﷺ ! તેઓ આ નામથી નારાજ થાય છે, તેના ઉપર આ આયત નાઝિલ થઈ છે.

હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આયતમાં ખરાબ નામથી પોકારવાનો ભાવાર્થ એ છે કે કોઈ વ્યક્તિએ કોઈ ખરાબ અમલ અથવા ગુનોહ કર્યો હોય અને પછી તેનાથી તવબહ કરી હોય, ત્યારબાદ તેના તે બુરા અમલના નામથી પોકારવું, દાખલા તરીકે ચોર અથવા વ્યભિચારી અથવા દારૂડિયો વગેરે જેણે ચોરી, વ્યભિચાર અને દારૂથી તવબહ કરી લીધી હોય તેને તેની પાછલી પ્રવૃત્તિઓ વડે મહેણા મારવા અને તેની નીંદા કરવી હરામ છે. હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે જે વ્યક્તિ કોઈ મુસલમાનને એવા ગુનાહ ઉપર આળ અપાવે જેનાથી તેણે તવબહ કરી લીધી છે તો અલ્લાહે પોતાના માથે જવાબદારી લઈ લીધી છે કે તેને તે જ ગુનાહમાં સંડોવીને દુનિયા અને આખિરતમાં અપમાનિત કરશે. *(કુર્તુબી)*



**અમુક લકબો (ઉપનામો) બાકાત છે :**

અમુક લોકોના એવા નામો મશ્હૂર થઈ જાય છે જે આમ તો બુરા હોય છે પરંતુ તે એ શબ્દ વિના ઓળખી જ શકાતા નથી તો તેને તેવા નામથી વર્ણન કરવાની પરવાનગી ઉપર ઉલમાની એ શરતે સહમતી છે કે વર્ણન કરવાનો ઇરાદો તેને ઝલીલ કરવાનો અથવા તેને નીચા દેખાડવાનો ન હોય, જેમકે અમુક મુહદ્દીસોના નામની સાથે أَعْرَج (અઅ્રજ) અથવા أَحْدَب (અહ્દબ) વગેરે પ્રચલિત છે અને પોતે રસૂલે કરીમ ﷺએ એક સહાબીને જેના હાથ સામાન્ય કરતાં વધારે લાંબા હતા, ذُوْ الْيَدَيْن (ઝુલ્યદયૂન)ના નામથી ઓળખાવેલ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.)ને પૂછવામાં આવ્યું કે હદીષની સનદોમાં અમુક નામોની સાથે એવા ઈલ્કાબ અને ઉપનામ આવે છે, દાખલા તરીકે حُمَيْدُ الطَّوِيْلُ (હમીદુનિત્તવીલ-હમીદ લાંબો), سُلَيْمَانُ الْاَعْمَشُ (સુલયમાનુલ અઅ્મશ-સુલયમાન કમજોર આંખવાળો), مَرْوَانُ الْاَصْفَرُ (મરવાનુલ અસ્ફર-મરવાન પીળો) વગેરે, તો શું આવા ઈલ્કાબો સાથે તેમનું વર્ણન કરવું જાઈઝ છે ? તેમણે કહ્યું કે જ્યારે તમારો ઈરાદો તેનાથી તેમની ખામી વર્ણન કરવાનો ન હોય બલકે તેમની ઓળખ પૂરી કરવાનો હોય તો જાઈઝ છે. *(કુર્તુબી)*

**સુન્નત એ છે કે લોકોને સારા ઇલ્કાબથી યાદ કરવામાં આવે :**

હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે મો'મિનનો હક બીજા મો'મિન ઉપર એ છે કે તેને એવા નામ અને લકબથી વર્ણન કરે જે તેને વધારે પસંદ હોય તેથી અરબમાં ઉપનામનો રિવાજ સામાન્ય હતો અને રસૂલે કરીમ ﷺએ પણ તેને પસંદ કર્યું, પોતે રસૂલે કરીમ ﷺએ ખાસ ખાસ સહાબાઓને અમુક લકબ આપ્યા છે. સિદ્દીકે અકબર (રદિ.)ને "અતીક" અને હઝરત ઉમર (રદિ.)ને "ફારૂક" અને હઝરત હમ્ઝા (રદિ.)ને "અસદુલ્લાહ" અને હઝરત ખાલીદ બિન વલીદ (રદિ.) "સયફુલ્લાહ" કહ્યા છે.

**આયત : (સૂરએ હુજુરાત : આયત નં. ૧૨)**

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اجْتَنِبُوْا كَثِيْرًا مِّنَ الظَّنِّ ۫ اِنَّ بَعْضَ الظَّنِّ اِثْمٌ وَّلَا تَجَسَّسُوْا وَلَا يَغْتَبْ بَّعْضُكُمْ بَعْضًا ؕ اَيُحِبُّ اَحَدُكُمْ اَنْ يَّاْكُلَ لَحْمَ اَخِيْهِ مَيْتًا فَكَرِهْتُمُوْهُ ؕ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ تَوَّابٌ رَّحِيْمٌ ⑫

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! ઘણો સંશય કરવાથી બચતા રહો, નિશ્ચિત અમુક સંદેહ ગુનોહ છે અને કોઈના ભેદને ખાંખાખોળા કરો નહીં અને એકબીજાને પીઠ પાછળ બૂરું ન કહો, ભલા તમારામાંથી કોઈ પોતાના ભાઈનું માંસ ખાવાનું પસંદ કરે છે જે મૃત હોય ! બસ તમને તેનાથી ઘૃણા ઉપજે છે અને અલ્લાહથી ડરતા રહો, નિઃશંક અલ્લાહ મા'ફ કરનારો ઘણો મહેરબાન છે. (૧૨)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! અમુક ધારણાઓથી બચ્યા કરો, કારણ કે અમુક પ્રકારની ધારણાઓ ગુનાહ હોય છે (એટલા માટે પૂર્વગ્રહ અને ધારણાઓ અને અનુમાનોના જેટલા પ્રકાર છે તે બધા પ્રકારોના હુકમોની તહકીક કરી લો કે કયું અનુમાન જાઈઝ છે અને કયું નાજાઈઝ ? પછી જાઈઝની મર્યાદામાં રહો) અને (કોઈની ખામીની) ખણખોદ ન કર્યા કરો અને કોઈની ગીબત પણ ન કર્યા કરો (આગળ ગીબતની નીંદા છે કે) શું તમારામાં કોઈ એવી વાતને પસંદ કરે છે કે પોતાના મૃત ભાઈનું માંસ ખાઈ લે ? તેને તો તમે (અવશ્ય) ખરાબ સમજો છો (તો સમજી લો કે કોઈ ભાઈની ગીબત પણ એ જ પ્રમાણે છે) અને અલ્લાહથી ડરતા રહો (ગીબત છોડી દો, તવબહ કરી લો) બેશક ! અલ્લાહ તવબહ કબૂલ કરનારો ઘણો મહેરબાન છે.

**મસ્અલા અને બોધપાઠ :**

આ આયત પણ પરસ્પરના હકો અને સામાજિક શિષ્ટાચાર વિશેના હુકમો ઉપર આધારિત છે, એમાં પણ ત્રણ વસ્તુઓને હરામ ઠરાવવામાં આવી છે. પ્રથમ પૂર્વગ્રહ જેની વિગત આગળ આવે છે, બીજું કોઈની ગુપ્ત વાત જાણવા ખણખોદ કરવી એટલે કે ગુપ્ત ખામીઓનો ભેદ જાણવા પ્રયત્ન કરવો, ત્રીજું ગીબત, એટલે કે કોઈ ગેરહાજર વ્યક્તિ વિશે કોઈ એવી વાત કહેવી કે જો તે સાંભળે તો તેને નાપસંદ પડે. પ્રથમ વસ્તુ એટલે કે ધારણાનો અર્થ ચોક્કસ બાંધી લીધેલું અનુમાન છે, તેના વિશે કુર્આને કરીમે પ્રથમ તો એ કહ્યું કે ઘણા બધા અનુમાનોથી બચ્યા કરો, પછી તેનું કારણ એ બતાવ્યું કે અમુક ધારણાઓ ગુનાહ હોય છે, જેનાથી જાણ થઈ કે દરેક પ્રકારની ધારણાઓ ગુનાહ નથી તો આ હુકમ સાંભળનારાઓ ઉપર એની તહકીક કરવી ફરજ થઈ ગઈ કે કઈ ધારણા ગુનાહ છે જેથી તેનાથી બચે અને જ્યાં સુધી કોઈના વિશે બાંધી લીધેલી ધારણાનું જાઈઝ હોવાની જાણ ન થઈ જાય તેની પાસે પણ ન જાય. ઉલમા અને ફુક્હાએ એની વિગતો વર્ણન કરી છે. કુર્તુબીએ કહ્યું કે, ظَنٌّ (ઝન)નો અર્થ "તોહમત" છે, એટલે કે કોઈ વ્યક્તિ ઉપર કોઈ મજબૂત દલીલ વિના કોઈ તોહમત અથવા ઐબ અથવા ગુનાહનો સંબંધ જોડવો ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ "અહકામુલ

કુર્આન"માં એક ઠોસ વિગત એ રીતે બની છે કે તેના ચાર પ્રકારો છે, એક હરામ છે, બીજી ફરજ છે, ત્રીજી મુસ્તહબ અને ચોથી મબાહ અને જાઈઝ છે. હરામ ધારણા એ છે કે અલ્લાહ તઆલાની સાથે એવો પૂર્વગ્રહ બાંધી રાખે કે તે મને અઝાબ જ આપશે અથવા મુસીબતમાં જ રાખશે, એ રીતે કે અલ્લાહ તઆલાની મગફિરત અને રહમતથી જાણે કે હતાશ અને નિરાશ છે. હઝરત જાબીર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَا يَمُوْتَنَّ اَحَدُكُمْ اِلَّا وَهُوَ يُحْسِنُ الظَّنَّ بِاللّٰهِ તમારામાંથી કોઈને એના સિવાય મોત ન આવવી જોઈએ કે તેની અલ્લાહ તઆલા સાથે સારી ધારણા હોય.

અને એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો એવો ઈરશાદ આવ્યો છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, اَنَا عِنْدَ ظَنِّ عَبْدِیْ بِیْ પોતાના બંદાઓની સાથે એવો જ વર્તાવ કરું છું જેવી કે તે મારી સાથે ધારણા બાંધે છે અને તેમને અધિકાર છે કે મારી સાથે જેવી ઈચ્છે ધારણા રાખે, આથી જાણ થઈ કે અલ્લાહ તઆલાની સાથે સારી ધારણા બાંધવી ફરજ છે અને પૂર્વગ્રહ હરામ છે, એ જ પ્રમાણે એવો મુસલમાન જે જાહેર પરિસ્થિતિના આધારે નેક સમજવામાં આવે છે તેમના વિશે કોઈપણ પ્રકારની મજબૂત દલીલ વિના ખોટો અભિપ્રાય બાંધવો હરામ છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, اِيَّاكُمْ وَالظَّنَّ فَاِنَّ الظَّنَّ اَكْذَبُ الْحَدِيْثِ એટલે કે ખોટી ધારણાથી બચો કારણ કે ખોટી ધારણા જૂઠી બાબત છે. અહીંયાં ظَنّ (ઝન)થી ભાવાર્થ સર્વસહમતીએ એ છે કે કોઈ મુસલમાનની સાથે કોઈ મજબૂત દલીલ વિના ખોટો અભિપ્રાય બાંધી દેવો અને જે કામ એવા છે કે એમાં કોઈ એક બાજુએ અમલ કરવો શરઈ રીતે જરૂરી છે અને એના વિશે કુર્આન અને સુન્નતમાં કોઈ સ્પષ્ટ દલીલ ઉપસ્થિત નથી ત્યાં મજબૂત અભિપ્રાય ઉપર અમલ કરવો વાજિબ છે, જેમકે પરસ્પરના વિવાદો અને ઝઘડાઓના ફૈસલામાં સાચા ગવાહોની ગવાહી પ્રમાણે ફૈસલો આપવો કારણ કે સત્તાધિકારીઓ અને ન્યાયાધીશ જેની અદાલતમાં મુકદમો ચાલી રહ્યો છે તેને તેના ઉપર ફૈસલો આપવો વાજિબ અને જરૂરી છે અને આ ખાસ બાબત માટે કુર્આન અને હદીષની કોઈ નસમાં કોઈ હુકમ મોજૂદ નથી તો સાચા ગવાહોની ગવાહી ઉપર અમલ કરવો તેના માટે વાજિબ છે, જો કે એ સંભાવના અને શક્યતા ત્યાં પણ છે કે કદાચ કોઈ સાચો વ્યક્તિ તે વખતે જૂઠું બોલ્યો હોય એટલા

માટે એનું સારું હોવું માત્ર મજબૂત અભિપ્રાય છે અને તેના ઉપર અમલ કરવો જરૂરી છે, એ જ પ્રમાણે જ્યાં કિબ્લાની દિશા જાણ ન હોય અને કોઈ એવો વ્યક્તિ પણ ન હોય જેનાથી જાણી શકાય ત્યાં પોતાની મજબૂત ધારણા ઉપર અમલ કરવો જરૂરી છે, એ જ પ્રમાણે કોઈ વ્યક્તિ ઉપર કોઈ વસ્તુની જામીનગીરી આપવી વાજિબ હોય તો તે ખોવાયેલી વસ્તુની કિંમતમાં મજબૂત ધારણા ઉપર અમલ કરવો જરૂરી છે તથા મબાહ ધારણા તે છે જેમકે નમાઝની રકાતોમાં શંકા થઈ જાય કે ત્રણ રકાતો પઢી છે કે ચાર ? પોતાની મજબૂત ધારણાઓ ઉપર અમલ કરવો જાઈઝ છે અને જો તે મજબૂત ધારણાને છોડીને નિશ્ચિત બાબત ઉપર અમલ કરે એટલે કે ત્રણ રકાતો ઠરાવીને ચોથી રકાત પઢી લે તો તે પણ જાઈઝ છે તથા મુસ્તહબ ધારણા એ છે કે દરેક મુસલમાનની સાથે નેક અભિપ્રાય અને ધારણા બાંધે કે તેના ઉપર સવાબ મળે છે. *(જસ્સાસ)*

કુર્તુબીએ ફરમાવ્યું કે કુર્આને કરીમનો ઈરશાદ છે لَوْلَآ اِذْ سَمِعْتُمُوْهُ ظَنَّ الْمُؤْمِنُوْنَ وَالْمُؤْمِنٰتُ بِاَنْفُسِهِمْ خَيْرًا એમાં મો'મિનો ઉપર સારો અભિપ્રાય રાખવાની તાકીદ આવી છે અને જે એ મશહૂર છે કે اِنَّ مِنَ الْحَزْمِ سُوْءَ الظَّنِّ એટલે કે કાળજીની વાત એ છે કે દરેક વ્યક્તિ સાથે બદગુમાની રાખાવાનો ભાવાર્થ એ છે કે વ્યવહાર એવો કરે જે રીતે કે પૂર્વગ્રહ હોવાના સ્વરૂપમાં કરવામાં આવે છે કે મજબૂત ભરોસા વિના પોતાની વસ્તુ કોઈના હવાલે ન કરે, ન જ એ કે એને ચોર સમજે અને તેને અપમાનિત કરે. ખુલાસો એ છે કે કોઈ વ્યક્તિને ચોર અથવા ગદ્દાર સમજ્યા વિના પોતાના વ્યવહારમાં કાળજીથી કામ લે. શૈખ સઅ્દી (રહ.)ના આ શે'રનો પણ એ જ અર્થ છે.

نگہ دارد آں شوخ در کیسہ دُر　　　کہ داند ہمہ خلق را کیسہ بُر

બીજી વસ્તુ જેની આ આયતમાં મનાઈ કરવામાં આવી છે તે કોઈની જાસૂસી કરવી, એટલે કે تَجَسُّس કોઈની ખામીઓ વિશે ખાંખાખોળા અને તપાસ કરતા રહેવું. તેમાં બે કિરાઅતો છે, એક لَاتَجَسَّسُوْا (લા તજસ્સસુ) ج (જીમ)ની સાથે બીજું, لَاتَحَسَّسُوْا (લા તહસ્સસુ) حَاء (હાઅ્)ની સાથે અને સહીહૈનની હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયેલ છે તેમાં આ બંને શબ્દો છે. ઈરશાદ છે, لَاتَجَسَّسُوْا وَلَا تَحَسَّسُوْا અને તેના બંને શબ્દોનો અર્થ "ખાંખાખોળા

કર્યા કરવું" છે. અખ્ફશે બંનેમાં એ ફરક વર્ણન કર્યો છે કે "તજસ્સસુ" કોઈ એવી બાબતની શોધખોળ અને તપાસ કર્યા કરવાને કહેવામાં આવે છે જેને લોકોએ તમારાથી છુપાવ્યું હોય અને "હાઅ્"ની સાથે "તહસ્સસુ"નો અર્થ તપાસ કરવી અને ખાંખાખોળા કર્યા કરવાના અર્થમાં આવે છે. સૂરએ યૂસુફમાં فَتَحَسَّسُوا مِنْ يُّوْسُفَ وَاَخِيْهِ આ જ અર્થ માટે આવ્યું છે અને આયતનો અર્થ એ છે કે જે વસ્તુ તમારી સામે આવી જાય તેને પકડી શકો છો અને કોઈ મુસલમાનની જે એબ જાહેર ન હોય તેની શોધખોળ અથવા તપાસ કરવી જાઇઝ નથી, એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઇરશાદ છે,

لَا تَغْتَابُوا الْمُسْلِمِيْنَ وَلَا تَتَّبِعُوْا عَوْرَاتِهِمْ فَاِنَّ مَنِ اتَّبَعَ عَوْرَاتِهِمْ يَتَّبِعُ اللّٰهُ عَوْرَتَهٗ وَمَنْ يَّتَّبِعِ اللّٰهُ عَوْرَتَهٗ يَفْضَحْهُ فِيْ بَيْتِهٖ. (قُرْطُبِى)

*"મુસલમાનોની ગીબત ન કરો અને તેમની ખામીઓને શોધ્યા ન કરો, કારણ કે જે વ્યક્તિ મુસલમાનોની ખામીઓને શોધ્યા કરે છે અલ્લાહ તઆલા તેની ખામીને શોધે છે અને જેની ખામીની અલ્લાહ તઆલા શોધ કરે તેને તેના ઘરની અંદર પણ અપમાનિત કરી દે છે."* *(કુર્તુબી)*

બયાનુલ કુર્આનમાં છે કે સંતાઈને કોઈની વાતો સાંભળવી અથવા પોતાને સૂતેલો હોવાનો ઢોંગ કરી વાતો સાંભળવી પણ આવા ખાંખાખોળા કરવામાં સામેલ છે, અલબત્ત તેનાથી જો નુકસાન પહોંચવાની સંભાવના હોય અને પોતાની તથા અન્ય મુસલમાનોની સુરક્ષાના હેતુથી નુકસાન પહોંચાડનારની ગુપ્ત યોજનાઓ અને ઇરાદાઓની જાસૂસી કરે તો તે જાઇઝ છે, ત્રીજી વસ્તુ જેની આ આયતમાં મનાઈ કરવામાં આવી તે કોઈની ગીબત કરવી છે, એટલે કે તેની અનુપસ્થિતિમાં તેના વિશે કોઈ એવી વાત કહેવી જો તેણે તેને સાંભળી હોત તો તેને દુઃખ પહોંચ્યું હોત, ભલે તે વાત સાચી કેમ ન હોય ! કારણ કે જે ખોટી વાત છે તે ઇલ્જામ અને તોહમત છે જેનું હરામ હોવું કુર્આનથી સાબિત છે અને ગીબતની વ્યાખ્યામાં એ વ્યક્તિની ગેરહાજરીની શરતથી એવું ન સમજવામાં આવે કે તે હાજર હોવાની હાલતમાં એવી કષ્ટ પહોંચાડનારી વાત કહેવી જાઇઝ છે કારણ કે તે ગીબત તો નથી પરંતુ لَمْز (લમ્ઝ)માં સામેલ છે જેનું હરામ હોવું આનાથી આગલી આયતમાં આવી ચૂક્યું છે.

أَيُحِبُّ أَحَدُكُمْ أَنْ يَأْكُلَ لَحْمَ أَخِيهِ مَيْتًا આ આયતે કોઈ મુસલમાનની આબરૂ લેવાને, તેને અપમાનિત કરવાને અને તેને તુચ્છ સમજવાને તેનો માંસ ખાવા બરાબર ઠરાવવામાં આવ્યું છે. જો તેની સામે તે વ્યક્તિ હાજર હોય તો એવું છે જે રીતે કે કોઈ જીવીત માનવીનો માંસ બચકા મારી મારીને ખાઈ જવો, એને કુર્આનમાં لَمْز (લમ્ઝ)થી ઓળખાવીને હરામ ઠરાવવામાં આવ્યું છે, જેમકે હમણા ઉપર આવી ચૂક્યું وَلَا تَلْمِزُوا أَنْفُسَكُمْ અને આગળ આવશે, وَيْلٌ لِكُلِّ هُمَزَةٍ لُمَزَةٍ અને તે વ્યક્તિ ગેરહાજર હોય તેની પાછળ તેના વિશે એવી વાત કહેવી જેનાથી તેની આબરૂનું નીલામ થાય અને તે નીચ સમજવામાં આવે એ એવું છે જેમકે મરેલા માણસનું માંસ ખાવામાં આવે કે જે રીતે મૃત વ્યક્તિનો માંસ ખાવાથી મરેલા વ્યક્તિને કોઈ શારીરિક ઈજા નથી થતી, એવું જ આ ગેરહાજર વ્યક્તિને જ્યાં સુધી ગીબતની ખબર નથી થતી તેને પણ કોઈ તકલીફ નથી થતી પરંતુ જેમ કોઈ મૃત મુસલમાનનો માંસ ખાવો હરામ અને ઘણી જુગુપ્સાપ્રેરક બાબત અને ધૃણાસ્પદ કામ છે એ જ પ્રમાણે ગીબત હરામ પણ છે અને જુગુપ્સાપ્રેરક તથા ધૃણાસ્પદ પણ છે, પીઠ પાછળ કોઈની બુરાઈ કરવી બહાદૂરીનું કામ નથી.

આ આયતમાં ખોટી ધારણા (પૂર્વગ્રહ) અને જાસૂસી તથા ગીબત ત્રણ વસ્તુઓ હરામ હોવાનું વર્ણન છે પરંતુ ગીબત હરામ હોવાની વધારે કાળજી ફરમાવવામાં આવી કે તેને કોઈ મૃત મુસલમાનના માંસ ખાવા સાથે સરખાવીને તેના હરામ હોવાનું તથા તે ખૂબ જ જુગુપ્સાપ્રેરક અને ધૃણાસ્પદ હોવાનું સ્પષ્ટ કરવામાં આવ્યું, એની હિકમત એ છે કે કોઈની સામે તેની ખામીઓ જાહેર કરવી પણ જો કે કષ્ટ પહોંચાડવાની બીનાએ હરામ છે પરંતુ તેનો બચાવ તે વ્યક્તિ પોતે પણ કરી શકે છે અને બચાવના ભયથી દરેકની હિંમત પણ નથી હોતી અને તે સ્વાભાવિક રીતે વધારે લાંબો સમય રહી પણ નથી શકતું, તેનાથી વિપરીત કે ત્યાં કોઈ બચાવ કરનાર પણ નથી, દરેક નાનાથી નાનો વ્યક્તિ મોટાથી મોટા માણસની ગીબત કરી શકે છે અને કારણ કે કોઈ બચાવ કરનાર નથી હોતો એટલે આ સીલસીલો સામાન્ય રીતે લાંબો ચાલે છે અને એમાં સંડોવણી પણ વધારે થાય છે એટલા માટે ગીબત હરામ હોવાનું સ્પષ્ટ કરવામાં આવ્યું અને સામાન્ય મુસલમાનો ઉપર ફરજ કરવામાં આવ્યું કે જે સાંભળે તે પોતાના હાજર ન હોય

એવા ભાઈ તરફથી પોતાની શક્તિ પ્રમાણે બચાવ કરે અને બચાવની શક્તિ ન હોય તો ઓછામાં ઓછું એને સાંભળવાથી બચે, કારણ કે ગીબતને ઈરાદાપૂર્વક અને સ્વેચ્છાએ સાંભળવું પણ એવું જ છે જેમકે પોતે ગીબત કરવી.

**ગીબત વિશે મસ્અલાઓ :**

હઝરત મૈમૂન (રહ.)એ ફરમાવ્યું કે એક દિવસે સ્વપ્નમાં મેં જોયું કે એક નીગ્રો વ્યક્તિનું મૃત શરીર છે અને કોઈ કહેનારો તેમને સંબોધીને એવું કહી રહ્યો છે કે તેને ખાઓ, મેં કહ્યું કે હે અલ્લાહના બંદા ! હું એને કેવી રીતે ખાઉં ? તે વ્યક્તિએ કહ્યું કે તેં ફલાણા વ્યક્તિના નીગ્રો ગુલામની ગીબત કરી છે. મેં કહ્યું, અલ્લાહની કસમ મેં તો તેના વિશે ભલી બુરી વાત કરી જ નથી તો તે વ્યક્તિએ કહ્યું કે હા ! પરંતુ તેં તેની ગીબત તો સાંભળી છે ને ! અને તું એના ઉપર રાજી રહ્યો. હઝરત મૈમૂન (રહ.)ની હાલત આ સ્વપ્ન પછી એવી થઈ ગઈ કે ન તો પોતે ક્યારેય કોઈની ગીબત કરતા હતા અને ન જ પોતાની મજલીસમાં કોઈને કોઈની ગીબત કરવા દેતા હતા.

હદીષમાં હઝરત અનસ બિન માલિક (રહ.)ની રિવાયત છે કે શબે મેઅ્રાજની હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મને લઈ જવામાં આવ્યો તો હું એક એવી કોમ ઉપરથી પસાર થયો જેમના નખ તાંબાના હતા અને તેઓ પોતાના ચહેરા અને શરીરનો માંસ ઉઝરડી રહ્યા હતા. મેં જિબ્રઈલ અમીન (અલૈ.)ને પૂછ્યું, આ કોણ લોકો છે ? તેમણે ફરમાવ્યું કે આ તે લોકો છે જેઓ પોતાના ભાઈની ગીબત કરતા હતા અને તેમની આબરૂ લેતા હતા. (રવાહુલ બગવી, મઝહરી) હઝરત અબૂ સઈદ અને જાબીર (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَلْغِيْبَةُ اَشَدُّ مِنَ الزِّنَا એટલે કે ગીબત વ્યભિચારથી પણ મોટો ગુનોહ છે. સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે એ કેવી રીતે ? આપ ﷺએ ફરમાવ્યું કે એક વ્યક્તિ વ્યભિચાર કરે છે પછી તવબહ કરી લે છે તો તેનો ગુનોહ મા'ફ થઈ જાય છે અને ગીબત કરનારનો ગુનોહ એ સમય સુધી મા'ફ નથી થતો ત્યાં સુધી કે તે વ્યક્તિ મા'ફ ન કરે જેની ગીબત કરવામાં આવી છે.

*(રવાહુ તિરમિઝી, અબૂદાવુદ, મઝહરીમાંથી)*

આ હદીષથી સાબિત થયું કે ગીબત એક એવો ગુનોહ છે જેમાં અલ્લાહ

તઆલાના હકો પણ બરબાદ થાય છે અને બંદાઓના હકો પણ બરબાદ થાય છે, એટલા માટે જેની ગીબત કરવામાં આવી છે તેની પાસે મા'ફ કરાવી લેવું જરૂરી છે અને અમુક ઉલમાએ કહ્યું કે ગીબતની ખબર જ્યાં સુધી જેની ગીબત કરવામાં આવી છે તેના સુધી ન પહોંચે ત્યાં સુધી તે બંદાનો હક નથી બનતી, એટલા માટે તેની મા'ફીની જરૂરત નથી. ( نَقَلَهُ فِي الرُّوحِ عَنِ الْحَسَنِ وَالْخَيَاطِيِّ وَابْنِ الصَّبَّاغِ ) (وَالنَّوَوِيُّ وَابْنِ الصَّلَاحِ وَالزَّرْكَشِيُّ وَابْنِ عَبْدِالْبَرِّ عَنِ ابْنِ الْمُبَارَكِ પરંતુ બયાનુલ કુર્આનમાં તેને નકલ કરીને વર્ણન કર્યું છે કે આવા સ્વરૂપમાં ભલે તે વ્યક્તિની મા'ફી માંગવી જરૂરી નથી પરંતુ જે વ્યક્તિની સામે આ ગીબત કરી હતી તેની સામે પોતાની વાતને જૂઠાડવી પડશે અને પોતાના ગુનાહોનો સ્વીકાર કરવો જરૂરી છે અને જો તે વ્યક્તિ મરી ગયો છે અથવા તેનો પત્તો નથી તો તેનો કફ્ફારો હઝરત અનસ (રદિ.)ની હદીષમાં એ છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, اِنَّ مِنْ كَفَّارَةِ الْغِيْبَةِ اَنْ يَّسْتَغْفِرَ لِمَنِ اغْتَابَهُ يَقُوْلُ اَللّٰهُمَّ اغْفِرْلَنَا وَلَهُ (રવાહુ બયહકી, મઝહરી) એટલે કે ગીબતનો કફ્ફારો એ છે કે જેની ગીબત કરવામાં આવી છે તેના માટે અલ્લાહ તઆલા પાસે મગફિરતની દુઆ કરે અને એવું કહે કે યા અલ્લાહ ! અમારા અને તેના ગુનાહોને મા'ફ કર.

**મસ્અલો :**

બાળકો, પાગલો અને ગાફિલ જિમ્મીની ગીબત પણ હરામ છે, કારણ કે તેમને પણ કષ્ટ પહોંચાડવું હરામ છે અને જે હરબી કાફિર છે, જો કે તેમને કષ્ટ પહોંચાડવું હરામ નથી પરંતુ પોતાનો સમય બરબાદ કરવાના કારણે તેની ગીબત કરવી મકરૂહ છે.

**મસ્અલો :**

ગીબત જેવી રીતે નિવેદનો અથવા મોઢેથી થાય છે એવી જ રીતે પ્રવૃત્તિ અથવા ઈશારાથી પણ થાય છે, જેમકે કોઈ લંગડાની ચાલની નકલ કરીને ચાલવું જેનાથી તેનું અપમાન થતું હોય.

**મસ્અલો :**

અમુક રિવાયતોથી સાબિત છે કે આ આયતમાં જે ગીબતનો જાહેર હુકમ છે તે અમુક વસ્તુઓ માટે ખાસ છે, એટલે કે અમુક સ્વરૂપોમાં તેની પરવાનગી છે

દાખલા તરીકે કોઈ વ્યક્તિની બુરાઈ કોઈ જરૂરત અથવા હિત માટે કરવી પડે તો તે ગીબતમાં સામેલ નથી, એ શરતે કે તે જરૂરત અને શરઈ રીતે ભરોસાપાત્ર હોય જેમકે કોઈ જાલિમની ફરિયાદ કોઈ એવા વ્યક્તિની સામે કરવી જે જુલમથી બચાવી શકે અથવા કોઈની અવલાદ અથવા પત્નીની ફરિયાદ તેના પિતા અથવા પતિને કરવી જે તેને સુધારી શકે; અથવા કોઈ ઘટના વિશે ફત્વો પ્રાપ્ત કરવા માટે પ્રસંગથી વિપરીત જાહેર અથવા મુસલમાનોને કોઈ વ્યક્તિ દ્વારા દીની અથવા દુનિયવી તકલીફ પહોંચાડવાથી બચાવવા માટે કોઈની પરિસ્થિતિ બતાવવી અથવા કોઈ બાબત વિશે મશ્વરો લેવા માટે તેની પરિસ્થિતિ વર્ણન કરવી અથવા જે વ્યક્તિ બધા સામે ખુલ્લમ ખુલ્લો ગુનોહ કરે છે અને પોતાના ગુનાહને પોતે જાહેર કરતો ફરે છે તેના ખરાબ અમલોનું વર્ણન કરવું પણ ગીબતમાં સામેલ નથી પરંતુ જરૂરત વિના પોતાનો સમય બરબાદ કરવાના સમયે એ પણ મકરૂહ છે. (આ બધા મસ્અલાઓ બયાનુલ કુર્આનમાં રૂહુલ મઆનીના હવાલાથી વર્ણન કરવામાં આવ્યા છે) પરંતુ આ છૂટછાટની બધી બાબતોમાં સમાન બાબત એ છે કે કોઈની બુરાઈ અને ખામી વર્ણન કરવાનો હેતુ તેને અપમાનિત કરવાનો ન હોય બલકે કોઈ જરૂરત અથવા મજબૂરીના કારણે વર્ણન કરવામાં આવ્યો હોય.

---

## આયત : (સૂરએ હુજુરાત : આયત નં. ૧૩)

يَٰٓأَيُّهَا ٱلنَّاسُ إِنَّا خَلَقْنَٰكُم مِّن ذَكَرٍ وَأُنثَىٰ وَجَعَلْنَٰكُمْ شُعُوبًا وَقَبَآئِلَ
لِتَعَارَفُوٓا۟ ۚ إِنَّ أَكْرَمَكُمْ عِندَ ٱللَّهِ أَتْقَىٰكُمْ ۚ إِنَّ ٱللَّهَ عَلِيمٌ خَبِيرٌ ﴿١٣﴾

## તરજુમો :

*હે લોકો અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીથી પેદા કર્યા અને તમારી જાતીઓ અને કબીલા (જ્ઞાતિઓ) રાખ્યા જેથી પરસ્પરની ઓળખ થાય, નિશ્ચિત, ઈજ્જત અલ્લાહના ત્યાં તેની જ મોટી છે, જેણે તકવો અપનાવ્યો, નિઃશંક અલ્લાહ સઘળું જાણનારો બધી ખબર રાખનારો છે. (૧૩)*

## તફસીર :

હે લોકો ! અમે તમને (સૌને) એક પુરુષ અને એક સ્ત્રી (એટલે કે આદમ

અલૈ. અને હવ્વા અલૈ.) દ્વારા પેદા કર્યા છે (એટલા માટે તેમાં તો બધા મનુષ્યો સરખા છે) અને (પછી એ વાતમાં તફાવત રાખ્યો છે કે) તમને વિવિધ કોમો અને (પછી તે કોમોમાં) વિવિધ કબીલાઓ બનાવ્યા (આ માત્ર એટલા માટે કે) જેથી તમે એકબીજાને ઓળખી શકો (જેમાં ઘણા હિત સમાયેલા છે એટલા માટે નહીં કે તમે એકબીજા ઉપર શ્રેષ્ઠ હોવાનો ગર્વ કરો) કારણ કે અલ્લાહ નજીક તમારા સૌમાં સૌથી શરીફ તે છે જે સૌથી વધારે પરહેઝગાર હોય (અને પરહેઝગારી એવી વસ્તુ છે જેની સમગ્ર હાલત કોઈને ખબર નથી બલકે તે હાલતને માત્ર) અલ્લાહ તઆલા સારી પેઠે જાણનારો અને સંપૂર્ણ ખબર રાખનારો છે (તેથી કોઈ પોતાની જાતિ અથવા જ્ઞાતિ ઉપર ગર્વ ન કરે).

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરની આયતોમાં માનવતા અને ઈસ્લામી હકો તથા સામાજિક શિષ્ટાચારની તા'લીમના ક્રમમાં છ વસ્તુઓ હરામ અને પ્રતિબંધિત જાહેર કરવામાં આવી છે જે પરસ્પર નફરત અને દુશ્મનીનું કારણ બની છે, આ આયતમાં એક મજબૂત તા'લીમ માનવ સમાનતાની છે કે કોઈ વ્યક્તિ બીજા વ્યક્તિને નીચો અથવા હલકો ન સમજે અને પોતાની જાતિ અથવા કુટુંબ અથવા માલ અને દોલત વગેરે ઉપર ગર્વ ન કરે, કારણ કે આ વસ્તુઓ વાસ્તવમાં ગર્વ કરવા જેવી છે જ નથી પછી આ ગર્વથી પરસ્પર નફરત અને અદાવતના મૂળિયાં નંખાય છે, તેના માટે એવું કહેવામાં આવ્યું કે બધા માનવો એક જ માતા પિતાની અવલાદ હોવાની હેસિયતથી ભાઈ ભાઈ છે અને કુટુંબો તથા કબીલાઓ અથવા માલ અને દોલતના આધારે જે તફાવત અલ્લાહ તઆલાએ રાખ્યો છે તે ગર્વ માટે નથી, બલકે ઓળખ માટે છે.

## આયત ઊતરવાની પૂર્વભૂમિકા :

આ આયત ફત્હે મક્કાના સમયે એ સમયે નાઝિલ થઈ જ્યારે કે રસૂલે કરીમ ﷺએ હઝરત બિલાલ હબશી (રદિ.)ને અઝાનનો હુકમ આપ્યો તો મક્કાના કુરૈશ જે હજુ સુધી મુસલમાન થયા ન હતા તેમાંથી એકે કહ્યું કે અલ્લાહનો શુક્ર છે કે મારા પિતા વહેલા મરી ગયા કે તેમને આ દિવસ જોવો ન પડ્યો અને હારિષ બિન હિશામે કહ્યું કે શું મુહમ્મદ (ﷺ)ને આ કાળા કાગડા

સિવાય કોઈ વ્યક્તિ જ ન મળ્યો કે મસ્જિદે હરામમાં અઝાન આપે ? અબૂ સુફિયાને કહ્યું કે હું તો કંઈ કહીશ નહીં કારણ કે મને ભય છે કે હું કંઈ કહીશ તો આસમાનોનો માલિક તેમને ખબર આપી દેશે એટલા માટે જિબ્રઈલ અમીન (અલૈ.) આવ્યા અને રસૂલે કરીમ ﷺને આ બધી જ વાતચીતની ખબર આપી દીધી, આપ ﷺએ તે લોકોને બોલાવીને પૂછ્યું કે તમે શું કહ્યું હતું ? તેમણે કબૂલ કરી લીધું, એના ઉપર આ આયત નાઝિલ થઈ જેણે બતાવ્યું કે ગર્વ અને ઈજ્જતની બાબત વાસ્તવમાં ઈમાન અને પરહેઝગારી છે જેનાથી તમે લોકો ખાલી અને હઝરત બિલાલ (રદિ.) શણગારાયેલ છે એટલા માટે તેઓ તમારા બધાથી શ્રેષ્ઠ અને ઊંચા છે. *(મઝહરી, બગવી પ્રમાણે)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે ફત્હે મક્કાના સમયે રસૂલે કરીમ ﷺએ પોતાની ઊંટણી ઉપર સવાર થઈને તવાફ કર્યો, (જેથી બધા લોકો જોઈ શકે). તવાફથી ફારેગ થઈને આપ ﷺએ આ પ્રમાણે ખુત્બો આપ્યો,

اَلْحَمْدُلِلّٰهِ الَّذِىْ اَذْهَبَ عَنْكُمْ عُبِيَّةَ الْجَاهِلِيَّةِ وَتَكَبُّرَهَا، اَلنَّاسُ رَجُلَانِ بَرٌّ تَقِىٌّ كَرِيْمٌ عَلَى اللّٰهِ وَفَاجِرٌ شَقِىٌّ هَيِّنٌ عَلَى اللّٰهِ ثُمَّ تَلَا يٰاَيُّهَا النَّاسُ اِنَّا خَلَقْنٰكُمْ.... (ترمذى وبغوى)

*"શુક્ર છે અલ્લાહનો ! જેણે અજ્ઞાનતાના ગર્વને અને તેના અભિમાનને તમારાથી દૂર કરી દીધો, હવે બધા જ મનુષ્યોના માત્ર બે જ પ્રકારો છે, એક નેક અને પરહેઝગાર તે અલ્લાહ નજીક શરીફ અને ઈજ્જતવાળો છે. બીજો દુષ્ટ અને બદમાશ, તે અલ્લાહ નજીક ઝલીલ અને નીચ છે, ત્યારબાદ આ આયતની તિલાવત કરી જે ઉપર વર્ણન થઈ છે."*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે દુનિયાના લોકો નજીક ઈજ્જત માલ અને દોલતનું નામ છે અને અલ્લાહ નજીક પરહેઝગારીનું નામ છે.

شُعُوْبًا وَّقَبَآئِلَ માં શબ્દ شُعُوْب એ شِعْبٌ નું બહુવચન છે, ઘણા મોટા સમૂહને شِعْبٌ (શુઅૂબ) કહેવામાં આવે છે જે કોઈ એક મૂળ બાબત ઉપર ભેગા થાય, પછી તેમનામાં વિવિધ કબીલાઓ અને જ્ઞાતિઓ હોય છે, પછી

જ્ઞાતિઓમાં પણ પેટા જ્ઞાતિઓ અને તેના વિવિધ વિભાગોના અરબી ભાષામાં અલગ અલગ નામ છે, સૌથી મોટો વિભાગ "શુઅૂબ" અને સૌથી નાનો વિભાગ عَشِيْــرَة (અશીરહ) કહેવાય છે, અબૂ રવાકનું નિવેદન છે કે શુઅૂબ અને શુઉર બિનઅરબ કોમો માટે કહેવામાં આવે છે જેમનો વંશ સુરક્ષિત નથી અને قَبَــائِل (કબાઈલ) અરબના લોકો માટે જેમનો વંશ સુરક્ષિત ચાલ્યો આવે છે અને اَسْبَاط (અસ્બાત) બની ઈસ્રાઈલ માટે.

**વંશીય, પ્રાદેશિક અથવા ભાષાકીય વિશિષ્ટતામાં હિકમત અને હિત ઓળખ માટેનું છે :**

કુઅર્આને કરીમે આ આયતમાં સ્પષ્ટ કરી આપ્યું કે અલ્લાહ તઆલાએ જો કે બધા જ માનવોને એક જ પિતા અને માતા વડે પેદા કરીને સૌને ભાઈ ભાઈ બનાવી દીધા છે પરંતુ પછી તેની વહેંચણી વિવિધ કોમો, કબીલાઓમાં જે અલ્લાહ તઆલાએ જ કરી છે, તેમાં હિકમત એ છે કે લોકોની ઓળખ સરળ બની જાય, દાખલા તરીકે એક નામના બે વ્યક્તિઓ છે તો કુટુંબના તફાવતથી તેમને ઓળખી શકાય છે અને તેનાથી દૂર અને નજીકની સગાંની પણ જાણ થઈ શકે છે તથા વારસાની નિકટતા અથવા દૂરીના માપદંડ ઉપર શરઈ હકો અદા કરવામાં આવે છે, લોહીના સંબંધમાં નજીક અથવા દૂર હોવાનું જાણ થાય છે જેની આવશ્યકતા વારસા વહેંચણીમાં પડે છે, ખુલાસો એ છે કે વંશીય તફાવતનો ઓળખ માટે ઉપયોગ કરો, ગર્વ લેવા માટે નહીં.

---

## આયતો : (સૂરએ હુજુરાત : આયત નં. ૧૪ થી ૧૮)

| |
|---|
| قَالَتِ الْاَعْرَابُ اٰمَنَّا ؕ قُلْ لَّمْ تُؤْمِنُوْا وَ لٰكِنْ قُوْلُوْۤا اَسْلَمْنَا وَلَمَّا يَدْخُلِ |
| الْاِيْمَانُ فِیْ قُلُوْبِكُمْ ؕ وَاِنْ تُطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ لَا يَلِتْكُمْ مِّنْ اَعْمَالِكُمْ شَيْـًٔا ؕ |
| اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۴﴾ اِنَّمَا الْمُؤْمِنُوْنَ الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ ثُمَّ لَمْ |
| يَرْتَابُوْا وَجٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِیْ سَبِيْلِ اللّٰهِ ؕ اُولٰٓئِكَ هُمُ الصّٰدِقُوْنَ ﴿۱۵﴾ |
| قُلْ اَتُعَلِّمُوْنَ اللّٰهَ بِدِيْنِكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ؕ وَاللّٰهُ |

بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ⑯ يَمُنُّونَ عَلَيْكَ أَنْ أَسْلَمُوا ۖ قُلْ لَا تَمُنُّوا عَلَيَّ إِسْلَامَكُمْ ۖ بَلِ اللَّهُ يَمُنُّ عَلَيْكُمْ أَنْ هَدَاكُمْ لِلْإِيمَانِ إِنْ كُنْتُمْ صَادِقِينَ ⑰ إِنَّ اللَّهَ يَعْلَمُ غَيْبَ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۚ وَاللَّهُ بَصِيرٌ بِمَا تَعْمَلُونَ ⑱

**તરજુમો :**

*ગામડિયાઓ કહે છે કે અમે ઈમાન લાવ્યા; તમે કહો, તમે ઈમાન નથી લાવ્યા પરંતુ તમે કહો અમે મુસલમાન થયા અને હજુ ઈમાન તમારા દિલોમાં ઘુસ્યું નથી અને જો અલ્લાહના અને એના રસૂલના હુકમ ઉપર ચાલશો તો તમારા કર્મોમાંથી કંઈ કાપી લેશે નહીં; બેશક અલ્લાહ મહાન બખ્શનાર ઘણો દયાળુ છે. (૧૪) ઈમાનવાળા તે લોકો છે જેઓ અલ્લાહ ઉપર અને એના રસૂલ ઉપર ઈમાન લાવ્યા, પછી શંકા ન કરી અને અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને પોતાના પ્રાણ વડે લડયા, આ જ તે સાચા લોકો છે. (૧૫) તમે કહો, શું તમે અલ્લાહને પોતાની દીનદારી જતાવો છો !? અને અલ્લાહને તો સઘળી ખબર છે જે કંઈ આસમાનો અને જમીનમાં છે અને અલ્લાહ દરેક વસ્તુને જાણે છે. (૧૬) તમારા ઉપર અહેસાન રાખે છે કે મુસલમાન થયા; તમે કહો, મારા ઉપર તમારા ઈસ્લામ લાવવાનું અહેસાન ન રાખો, બલકે અલ્લાહ તમારા ઉપર અહેસાન ધરાવે છે કે તેણે તમને ઈમાનનો માર્ગ આપ્યો જો તમે સાચું કહો. (૧૭) અલ્લાહ આસમાનોના અને જમીનના છુપા ભેદને જાણે છે અને અલ્લાહ સઘળું કાંઈ જુએ છે જે તમે કરો છો. (૧૮)*

**તફસીર :**

આ (અમુક) ગામડિયા (બની અસદ વગેરેના જેઓ આપની પાસે આવીને ઈમાન લાવવાનો દા'વો કરે છે, તેઓ એમાં ઘણા ગુનાહો આચરતા હોય છે, એક તો જૂઠનું કે દિલના સ્વીકાર વિના માત્ર મૌખિક રીતે જીભથી) કહે છે કે અમે ઈમાન લઈ આવ્યા, આપ (ﷺ) કહી આપો કે તમે ઈમાન તો નથી લાવ્યા (કારણ કે તે દિલના સ્વીકાર ઉપર અવલંબિત છે અને તે સ્વીકાર ઉપસ્થિત નથી, જેમકે નિકટમાં આવી રહ્યું છે, وَلَمَّا يَدْخُلِ الْإِيمَانُ) પરંતુ (હા !) એવું કહો કે

(અમે વિરોધ છોડીને) આજ્ઞાપાલક થઈ ગયા (અને આજ્ઞાપાલક માત્ર વિરોધ છોડવાની જાહેર પરિસ્થિતિથી પણ તહકીક થઈ જાય છે) અને (બાકી) હજુ સુધી ઈમાન તમારા દિલોમાં દાખલ થયું નથી (એટલા માટે ઈમાનનો દા'વો ન કરો) અને જો કે (હજુ સુધી તમે ઈમાન નથી લાવ્યા પરંતુ હજુ પણ જો) તમે અલ્લાહ અને રસૂલનું (બધી વાતોમાં) કહ્યું માની લો (જેમાં આ પણ સામેલ છે કે દિલથી ઈમાન લઈ આવો) તો અલ્લાહ તમારા કર્મોમાંથી (કે જે ઈમાન લાવ્યા પછી કરશો માત્ર એ સમયે કે કુફ્ર અને જૂઠના કારણે જે અત્યાર સુધી ગણાતા ન હતા તે ભૂતકાળ થઈ જશે અને તે સારા કર્મોમાંથી) જરા પણ ઓછું કરશે નહીં (બલકે પૂરેપૂરો સવાબ આપશે કારણ કે) બેશક ! અલ્લાહ ગફૂરો રહીમ છે (હવે અમારાથી સાંભળો કે સંપૂર્ણ મો'મિન કોણ છે ? જેથી જો તમારે મો'મિન બનવું છે તો એવા જ બનો બસ) સંપૂર્ણ મો'મિન તે છે જે અલ્લાહ ઉપર અને એના રસૂલ ઉપર ઈમાન લાવ્યા (પછી ઈમાન ઉપર કાયમ પણ રહ્યા એટલે કે આખી જિંદગી ક્યારેય) શંકા કરી નહીં અને પોતાના માલ અને પ્રાણથી અલ્લાહના માર્ગમાં (એટલે કે દીન માટે) સંઘર્ષ કર્યો (જેમાં જિહાદ વગેરે બધું આવી ગયું બસ) આ જ સાચા લોકો છે (એટલે કે સંપૂર્ણ સાચા; અને તે આમ તો માત્ર સ્વીકારથી જ હોય તો પણ દિલ સાચું થઈ જશે પરંતુ એનાથી વિપરીત તમારા દિલમાં તો અદના દરજ્જાનું ઈમાન અને તેનો સ્વીકાર સુદ્ધાં નથી અને સંપૂર્ણ ઈમાનનો દા'વો કરો છો ! આ એક નીંદનીય કૃત્ય છે તો જે તમે કરી રહ્યા છો એટલે કે જૂઠ જેમકે અલ્લાહ કહે છે وَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا اِلٰى قَوْلِهٖ مَا هُمْ بِمُؤْمِنِيْنَ અને બીજું નીંદનીય કૃત્ય એ છે કે ધોકો આપો છો, અલ્લાહ તઆલા કહે છે, يُخٰدِعُوْنَ اللّٰهَ બસ,) તમે (તેમને) કહી આપો કે શું અલ્લાહ તઆલાને પોતાના દીન (કબૂલ કરવા)ની ખબર આપો છો (એટલે કે અલ્લાહ તઆલા તો જાણે જ છે કે તમે ઈમાન કબૂલ નથી કર્યું એ છતાં તમે કબૂલ કરવાનો જે દા'વો કરો છો તેનાથી જરૂરી બને છે કે જાણે અલ્લાહના જ્ઞાનમાં ન હોય એવી વાત બતાવી રહ્યા છો ?!) જ્યારે કે (એ શક્ય જ નથી કારણ કે) અલ્લાહ તઆલાને તો બધા આસમાન અને જમીનની સઘળી વસ્તુઓની (સંપૂર્ણ) ખબર છે અને (આસમાનો અને જમીન સિવાય) અલ્લાહ (અન્ય પણ) બધી વસ્તુઓને જાણે છે (તો તેને કોઈ શું બતાવશે ? એનાથી જાણ થઈ કે અલ્લાહ તઆલાને જે તમારા વિશે જાણકારી છે કે તમે

ઈમાન નથી લાવ્યા એ જ સાચું છે અને ત્રીજી નીંદનીય બાબત જે તમે કરી રહ્યા છો તે એ છે કે) આ લોકો પોતાના ઈસ્લામ લાવવાનું આપ (ﷺ) ઉપર અહેસાન ચઢાવે છે (જે અંતિમ કક્ષાની ગુસ્તાખી છે કે જુઓ અમે ન તો લડ્યા અને ન જ સંઘર્ષ કર્યો અને મુસલમાન થઈ ગયા અને બીજા લોકો ઘણા પરેશાન કરીને મુસલમાન થયા છે બસ) તમે કહી આપો કે મારા ઉપર પોતાના ઈસ્લામ લાવવાનો ઉપકાર ન ચઢાવો (એટલા માટે કે તમારી ગુસ્તાખીને જો ગણકારવામાં ન આવે તો બતાવો તમારા ઈસ્લામનો મને શું લાભ થઈ ગયો !?) અને (ઈસ્લામ ન લાવવાથી મારું શું નુકસાન થયું !? જો તમે સાચા હોય તો તમારી જ આખિરતનો લાભ છે અને જૂઠા હોય તો તમારા જ દુનિયાનો લાભ છે કે કતલ થવાથી કે કેદ થવાથી બચી ગયા, બસ મારા ઉપર અહેસાન ચઢાવવું માત્ર અજ્ઞાનતા છે) બલકે અલ્લાહ તમારા બધા ઉપર અહેસાન ધરાવે છે કે તેણે તમને ઈમાનની હિદાયત આપી એ શરતે કે તમે (આ ઈમાનના દા'વામાં) સાચા હોય (કારણ કે ઈમાન મોટી નેઅ્મત છે અને તા'લીમ અને તવફીક અલ્લાહ તઆલાના આપ્યા વિના પ્રાપ્ત થતી નથી તો અલ્લાહ તઆલાની કૃપા છે કે આવી મોટી નેઅ્મત અર્પણ કરી, બસ ધોકો અને અહેસાન જતાવવાથી અટકી જાઓ અને એ યાદ રાખો કે) અલ્લાહ તઆલા આસમાનો અને જમીનની બધી ગુપ્ત વાતોને જાણે છે અને (એ જ સર્વત્ર છવાયેલ ઈલ્મના કારણે) તમારા બધા કર્મોને પણ જાણે છે (અને એ જ પ્રમાણે તમને બદલો આપશે પછી એની સામે વાતો બનાવવાનો શો લાભ ?!).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં બતાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલા સમીપ ઈજ્જત અને શરાફતનો આધાર તકવા ઉપર છે જે એક ગુપ્ત વાત છે. અલ્લાહ તઆલા જ જાણે છે કે કયા વ્યક્તિ માટે પોતાની પવિત્રતાનો દા'વો જાઈઝ નથી. પ્રસ્તુત આયતોમાં એક ખાસ ઘટનાની બીનાએ એવું બતાવવામાં આવ્યું કે ઈમાનનો અસલ આધાર દિલના સમર્થન અને સ્વીકાર ઉપર છે, એના વિના માત્ર જીભથી મૌખિક રીતે પોતાને મો'મિન કહેવું સાચું નથી. આ સંપૂર્ણ સૂરતમાં પ્રથમ નબીએ કરીમ ﷺના હકો, તેમનું સન્માન અને માન મર્યાદાનું પછી પરસ્પરના હકો અને સામાજિક શિષ્ટાચારનું વર્ણન આવ્યું છે. સૂરતની પૂર્ણતા

ઉપર એવું બતાવવામાં આવ્યું કે આખિરતમાં બધા અમલોની સ્વીકૃતિનો આધાર ઈમાન અને દિલના સ્વીકાર તથા સમર્થન ઉપર અને અલ્લાહ અને રસૂલ ﷺના આજ્ઞાપાલન ઉપર છે.

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

આ આયતની ઘટનાની પૂર્વભૂમિકા ઈમામ બગવી (રહ.)ની રિવાયત પ્રમાણે એ છે કે બની અસદ કબીલાના અમુક વ્યક્તિઓ મદીના તય્યિબહમાં રસૂલે કરીમ ﷺની સેવામાં એક સખત દુષ્કાળના સમયે હાજર થયા, આ લોકો દિલથી તો મો'મિન ન હતા, માત્ર સદકહ પ્રાપ્ત કરવા માટે પોતાના ઈસ્લામ લાવવાની જાહેરાત કરી અને કારણ કે તેઓ વાસ્તવમાં મો'મિન ન હતા તેથી ઈસ્લામી હુકમો અને શિષ્ટાચારથી બેખબર અને ગાફેલ હતા, તેમણે મદીનાના માર્ગો ઉપર ગંદકી અને નાપાકી ફેલાવી દીધી તથા બજારોમાં જરૂરી ચીજ વસ્તુઓની કિંમતો વધારી દીધી અને રસૂલે કરીમ ﷺની સામે એક તો ઈમાન લાવવાનો જૂઠો દા'વો કર્યો, બીજું આપ ﷺને ધોકો આપવા ઈચ્છયું, ત્રીજું આપ ﷺ ઉપર અહેસાન ચઢાવ્યું કે અન્ય લોકો તો એક લાંબા સમય સુધી આપની સાથે લડતા રહ્યા છે અને તમારી વિરુદ્ધ યુદ્ધો કરી પછી મુસલમાન થયા છે અને અમે કોઈપણ યુદ્ધ વિના પોતે જ તમારી પાસે હાજર થઈને મુસલમાન થઈ ગયા છે એટલા માટે અમારી કદર કરવી જોઈએ જે રિસાલતની શા'નમાં એક પ્રકારની ગુસ્તાખી પણ હતી કે પોતાના મુસલમાન થવાનું અહેસાન રસૂલે કરીમ ﷺ ઉપર જતાવ્યું અને એનો હેતુ એના સિવાય કંઈ ન હતો કે મુસલમાનોના સદકાઓથી પોતાની ગરીબી દૂર કરે અને જો તેઓ ખરેખર અને વાસ્તવમાં જ સાચી રીતે મુસલમાન જ થઈ ગયા હોત તો રસૂલે કરીમ ﷺ ઉપર શું અહેસાન હતું ? પોતે એ તેમનો જ લાભ હતો. આ બાબત ઉપર પ્રસ્તુત આયતો નાઝિલ થઈ જેમાં તેમના જૂઠા દા'વાનો રદિયો અને અહેસાન જતાવવાની નીંદા કરવામાં આવી.

وَلٰكِنْ قُولُوْٓا اَسْلَمْنَا કારણ કે તેમના દિલોમાં ઈમાન ન હતું, જૂઠો દા'વો માત્ર જાહેર પ્રવૃત્તિઓના આધારે કરી રહ્યા હતા એટલા માટે કુર્આને તેમના ઈમાનના દા'વાનો નકાર કરીને તે ખોટો હોવાનું વર્ણન કરી એવું કહ્યું કે તમારું اٰمَنَّا

એટલે કે ઈમાન લાવ્યા એવું કહેવું ખોટું છે, તમે વધારેમાં વધારે اَسْلَمْنَا કહી શકો છો કારણ કે ઈસ્લામનો જાહેર અર્થ માની લેવાનો થાય છે અને આ લોકો પોતાના ઈમાનના દા'વાને સાબિત કરવા માટે અમુક અમલો મુસલમાનો જેવા કરવા લાગ્યા હતા તેથી શાબ્દિક અર્થના આધારે એક પ્રકારની આજ્ઞાનું પાલન થઈ ગયું, એટલા માટે શાબ્દિક અર્થના આધારે તેમનું اَسْلَمْنَا (અસ્લમના) કહેવું સાચું હોઈ શકે છે.

**શું ઇસ્લામ અને ઈમાન એક છે અથવા તેમાં અમુક તફાવત છે ? :**

ઉપરની ચર્ચાથી જાણ થઈ કે આ આયતમાં ઈસ્લામનો શાબ્દિક અર્થ ભાવાર્થ તરીકે છે, પારિભાષિક અર્થ ભાવાર્થ સ્વરૂપે છે જ નહીં એટલા માટે આ આયતથી ઈસ્લામ અને ઈમાનમાં પારિભાષિક તફાવત ઉપર કોઈ દલીલ લાવી શકાતી નથી અને પારિભાષિક ઈમાન અને પારિભાષિક ઈસ્લામ જો કે અર્થ અને ભાવાર્થની દ્દષ્ટિએ અલગ અલગ છે કે ઈમાન શરીઅતની પરિભાષામાં દિલના સ્વીકારનું નામ છે એટલે કે પોતાના દિલથી સાચી રીતે અલ્લાહ તઆલાની તવફીક અને રસૂલે કરીમ ﷺની રિસાલતને સાચી માનવી અને ઈસ્લામ જાહેર અમલોનું નામ છે, તેમાં અલ્લાહ તઆલા અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરવાનું હોય છે પરંતુ શરીઅતમાં દિલનો સ્વીકાર અને સાચું સમર્થન ત્યાં સુધી ભરોસાપાત્ર નથી જ્યાં સુધી તેની અસર જાહેર અમલો અને પ્રવૃત્તિઓ સુધી ન પહોંચી જાય ! જેનો સામાન્ય દરજ્જો એ છે કે જીભથી ઈસ્લામના કલિમાનો એકરાર કરે એ જ પ્રમાણે ઈસ્લામ જો કે જાહેર અમલોનું નામ છે પરંતુ શરીઅતમાં તે ત્યાં સુધી ભરોસાપાત્ર નથી જ્યાં સુધી કે દિલમાં તેનો સ્વીકાર અને સમર્થન ન આવી જાય, જો આમ થશે નહીં તો તે નિફાક (દોગલાપણુ) છે. એ જ પ્રમાણે ઈસ્લામ અને ઈમાન શાબ્દિક અને પારિભાષિક અર્થોના આધારે તો અલગ અલગ છે કે ઈમાન દિલ સાથે અને બાતિન સાથે શરૂ થઈને જાહેર અમલો સુધી પહોંચે છે અને ઈસ્લામ જાહેર અમલોથી શરૂ થઈ દિલના અને બાતિનના સ્વીકાર સુધી પહોંચે છે પરંતુ તેની સ્વીકૃતિના આધારે તે બંનેમાં તફાવત છે કે ઈમાન ઈસ્લામ વિના ભરોસાપાત્ર નથી અને ઈસ્લામ ઈમાન વિના શરઈ રીતે ભરોસાપાત્ર નથી. શરીઅતમાં એવું બની નથી શકતું કે એક વ્યક્તિ મુસ્લિમ તો હોય પરંતુ મો'મિન ન હોય અથવા મો'મિન હોય પરંતુ મુસ્લિમ ન હોય પરંતુ આ

વાક્ય પારિભાષિક ઈમાન અને ઈસ્લામમાં છે. શાબ્દિક અર્થના આધારે એવું બની શકે છે કે એક વ્યક્તિ મુસ્લિમ હોય અને મો'મિન ન હોય, જેમકે બધા જ મુનાફિકોની આવી પરિસ્થિતિ હતી કે જાહેર રીતે હુકમોના આજ્ઞાપાલનની બીનાએ તેઓ મુસ્લિમ કહેવાતા હતા પરંતુ દિલમાં ઈમાન ન હોવાના કારણે મો'મિન ન હતા. વલ્લાહુ અઅ્લમુ.

સૂરએ હુજુરાત પૂરી થઈ. અલ્હમ્દુલિલ્લાહ !

શા'બાન ૧૩૯૨ હિજરી

□□□□□□□□□□

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ હુજુરાતનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૨૮ ફેબ્રુઆરી ૨૦૧૧ મુતાબિક ૨૪ રબિઉલ અવ્વલ ૧૪૩૨ હિજરી.

## પ્રકરણ (૫૦)

# સૂરએ કાફ

સૂરએ કાફ મક્કામાં નાઝિલ થઈ તેમાં ૪૫ આયતો અને ૩ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ કાફ : આયત નં. ૧ થી ૧૫)**

المنزل ٧

اٰياتها ٤٥ | ٥٠ سُوْرَةُ قٓ مَكِّيَّةٌ ٣٤ | ركوعاتها ٣

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

قٓ ۚ وَالْقُرْاٰنِ الْمَجِيْدِ ١ بَلْ عَجِبُوْٓا اَنْ جَآءَهُمْ مُّنْذِرٌ مِّنْهُمْ فَقَالَ الْكٰفِرُوْنَ
هٰذَا شَیْءٌ عَجِيْبٌ ٢ ءَاِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا ۚ ذٰلِكَ رَجْعٌۢ بَعِيْدٌ ٣ قَدْ عَلِمْنَا
مَا تَنْقُصُ الْاَرْضُ مِنْهُمْ ۚ وَعِنْدَنَا كِتٰبٌ حَفِيْظٌ ٤ بَلْ كَذَّبُوْا بِالْحَقِّ لَمَّا جَآءَهُمْ
فَهُمْ فِيْٓ اَمْرٍ مَّرِيْجٍ ٥ اَفَلَمْ يَنْظُرُوْٓا اِلَى السَّمَآءِ فَوْقَهُمْ كَيْفَ بَنَيْنٰهَا وَزَيَّنّٰهَا
وَمَا لَهَا مِنْ فُرُوْجٍ ٦ وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا
فِيْهَا مِنْ كُلِّ زَوْجٍۢ بَهِيْجٍ ٧ تَبْصِرَةً وَّذِكْرٰى لِكُلِّ عَبْدٍ مُّنِيْبٍ ٨ وَنَزَّلْنَا
مِنَ السَّمَآءِ مَآءً مُّبٰرَكًا فَاَنْۢبَتْنَا بِهٖ جَنّٰتٍ وَّحَبَّ الْحَصِيْدِ ٩ وَالنَّخْلَ بٰسِقٰتٍ
لَّهَا طَلْعٌ نَّضِيْدٌ ١٠ رِّزْقًا لِّلْعِبَادِ ۙ وَاَحْيَيْنَا بِهٖ بَلْدَةً مَّيْتًا ۭ كَذٰلِكَ
الْخُرُوْجُ ١١ كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ وَّاَصْحٰبُ الرَّسِّ وَثَمُوْدُ ١٢ وَعَادٌ
وَّفِرْعَوْنُ وَاِخْوَانُ لُوْطٍ ١٣ وَّاَصْحٰبُ الْاَيْكَةِ وَقَوْمُ تُبَّعٍ ۭ كُلٌّ كَذَّبَ الرُّسُلَ
ع ١٥ فَحَقَّ وَعِيْدِ ١٤ اَفَعَيِيْنَا بِالْخَلْقِ الْاَوَّلِ ۭ بَلْ هُمْ فِيْ لَبْسٍ مِّنْ خَلْقٍ جَدِيْدٍ ١٥

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કાફ; કસમ છે આ મોટી શા'નવાળા કુર્આનની. (૧) બલકે તેમને આશ્ચર્ય થયું કે તેમની પાસે તેમનામાંનો જ ડર સંભળાવનારો આવ્યો તો કાફિરો કહેવા લાગ્યા, આ આશ્ચર્યની વસ્તુ છે. (૨) શું અજબ છે જ્યારે અમે મરી ચૂકીએ અને માટી થઈ જઈએ આ (સજીવન થઈ) ફરી આવવું ઘણું દૂર છે. (૩) અમને ખબર છે તેમનામાંથી જમીન જેટલું ઘટાડે છે અને અમારી પાસે કિતાબ છે જેમાં સઘળું કાંઈ સુરક્ષિત છે. (૪) કંઈ નથી ! પરંતુ સાચા (દીન)ને જૂઠાડે છે જ્યારે કે તેમના સુધી પહોંચ્યો; બસ તેઓ ઉલઝેલી વાતમાં પડ્યા છે. (૫) શું પોતાના ઉપર આસમાનને નથી જોતા અમે તેને કેવું બનાવ્યું અને રોનક આપી અને એમાં કોઈ કાણું નથી ! (૬) અને જમીનને ફેલાવી અને તેમાં ભાર મૂક્યો અને એમાં દરેક પ્રકારની રોનકની વસ્તુ ઉગાડી. (૭) સમજાવવા માટે અને યાદ અપાવવા માટે તે બંદા માટે જે રુજૂઅ્ કરે. (૮) અને અમે આસમાનથી બરકતનું પાણી ઉતાર્યું, પછી અમે તેનાથી બાગ અને અનાજ ઉગાડ્યું જેના ખેતરો લણવામાં આવે છે. (૯) અને લાંબી ખજૂરો તેના લૂમખા છે એક ઉપર એક. (૧૦) બંદાઓને રોજી આપવા માટે અને અમે તેનાથી એક મૃત પ્રદેશને જીવંત કર્યો કે આ જ રીતે ફરીવાર (સજીવન થઈ) નીકળી ઉઠવું થશે. (૧૧) તેમનાથી પહેલાં નૂહ (અલૈ.)ની કોમ જૂઠાડી ચૂકી અને કૂવાવાળા તથા ષમૂદ. (૧૨) અને આદ અને ફિરઓન અને લૂતના ભાઈઓ. (૧૩) અને જંગલના રહેનારા (અઈકહવાળા) અને તુબ્બઅની કોમ; આ બધાએ રસૂલોને જૂઠાડ્યા, પછી સાચું પડ્યું મારું ડરાવવું. (૧૪) હવે શું અમે થાકી ગયા પ્રથમવાર રચના કરીને ! કંઈ નથી, તેમને સંદેહ છે એક નવેસરની ઉત્પત્તિ વિશે. (૧૫)*

## તફસીર :

કાફ; (તેનો અર્થ અલ્લાહને ખબર છે) કસમ છે કુર્આન મજીદની (એટલે કે જેને બીજી કિતાબો ઉપર શ્રેષ્ઠતા અને ફઝીલત છે કે અમે તમને કયામતના અઝાબથી ડરાવવા માટે મોકલ્યા છે પરંતુ તે લોકોએ ન માન્યું) બલકે એ વાત

ઉપર આશ્ચર્ય કર્યું કે તેમની પાસે તેમનામાંથી જ (એટલે કે માનવ પ્રજાતિમાંથી જ) એક ડરાવનાર (પયગમ્બર) આવી ગયો (જેણે તેમને કયામતના દિવસથી ડરાવ્યા) બસ (એના ઉપર) કાફિર લોકો કહેવા લાગ્યા કે (પ્રથમ તો પોતે જ) આ (એક) આશ્ચર્યકારક વાત છે (કે પયગમ્બર માનવ હોય, બીજું પછી દા'વો પણ આશ્ચર્યજનક વાતનો કરે કે ફરીવાર જીવતા થઈશું, ભલા !) જ્યારે અમે મરી ગયા અને માટી થઈ ગયા તો શું ફરીવાર જીવતા થઈશું ? આ ફરીવાર જીવતા થવું (સંભાવનાથી) ઘણું જ દૂર છે (ખુલાસો એ છે કે પ્રથમ તો તે આપણા જેવા માનવ છે, તેમને પયગમ્બરીનો દા'વો કરવાનો અધિકાર નથી, પછી તે પોતાના દા'વામાં એક અશક્ય બાબતનો દા'વો કરે છે કે મૃત્યુ થયા પછી અને માટી બની ગયા પછી ફરીવાર સજીવન કરવામાં આવીશું, એના જવાબમાં અલ્લાહ તઆલા મર્યા પછી જીવતા થવાની શક્યતાને સાબિત કરીને તેને અશક્ય કહેવાને રદ કરે છે જેનો ખુલાસો એ છે કે ફરીવાર સજીવન થવાનું તમે જે અશક્ય કહો છો તો એના બે કારણો હોઈ શકે છે, યા તો એ કે જે વસ્તુઓને જીવીત થવાનું કહેવામાં આવ્યું છે તેમનામાં જીવતા થવાની ક્ષમતા જ ન હોય, આ તો અવલોકનથી ખોટું સાબિત થાય છે કારણ કે તે આ સમયે તમારી સામે સજીવન થઈને ઉપસ્થિત છે, જો જીવનની ક્ષમતા જ ન હોત તો અત્યારે કેમ જીવીત છે ? બીજું કારણ એ હોઈ શકે છે કે કર્તા એટલે કે અલ્લાહ તઆલાને ફરીવાર જીવતા કરવાની શક્તિ એટલા માટે ન હોય કે મય્યતના શરીરના જે અવયવો માટી થઈને વિખરાઈ ગયા તે એને ખબર ન હોય કે ક્યાં વિખરી ગયા છે તો તેના જવાબમાં કહેવામાં આવ્યું કે અમારા જ્ઞાનની તો એવી શા'ન છે કે) અમે તેમના તે અવશેષોને જાણીએ છીએ જેને માટી (ખાઈ જાય છે અને) ઓછું કરે છે અને (એવું નથી કે આજથી જાણીએ છીએ બલકે અમારું જ્ઞાન તો આદિકાળથી છે, એટલે સુધી કે અમે બધી વસ્તુઓના અસ્તિત્વમાં આવ્યા પહેલાંથી જ બધી પરિસ્થિતિઓના જ્ઞાનને આદિકાળથી એક પુસ્તક એટલે કે લવ્હે મહફૂઝમાં લખી આપ્યું હતું અને હજુ સુધી) અમારી પાસે (તે) પુસ્તક (એટલે કે લવ્હે) મહફૂઝ (સુરક્ષિત રીતે ઉપસ્થિત) છે (જેમાં તે વિખરાયેલા અવશેષોના સ્થળ અને તેના દળ તથા પ્રમાણ અને લક્ષણો બધું જ કંઈ છે, બસ જો આદિકાળનું જ્ઞાન કોઈની સમજમાં ન આવે તો એવું જ સમજી લે કે તે દફતર જેમાં સઘળું કંઈ છે અલ્લાહ તઆલાની સામે

હાજર છે પરંતુ આ લોકો તે છતાં પણ વિનાકારણે આશ્ચર્ય કરે છે અને માત્ર આશ્ચર્ય જ નથી કરતા) બલકે સાચી વાતને (જેમાં નુબુવ્વતનો અને આખિરતનો મસ્અલો તથા ફરીવાર સજીવાન થવાની બાબત પણ છે) જ્યારે કે તે તેમને પહોંચે છે ત્યારે જૂઠાડે છે, મતલબ એ કે આ એક અસમંજસની પરિસ્થિતિમાં છે (ક્યારેક આશ્ચર્ય કરે છે તો ક્યારેક જૂઠાડે છે, આગળ અલ્લાહ પોતાની શક્તિનું વર્ણન કરે છે) શું તે લોકો(ને અમારી શક્તિનું જ્ઞાન નથી અને શું તેઓ)એ પોતાના ઉપર આસમાનને નથી જોયું કે અમે તેને કેવું (ઊંચું અને મોટું) બનાવ્યું અને (તારાઓથી) એને શણગાર્યું એમાં (સંપૂર્ણ સ્થાયિત્વ માટે) કોઈ ખામી સુદ્ધાં નથી (જેમકે ઘણી ઈમારતોમાં લાંબો સમય પસાર થયા પછી ખામીઓ સર્જાય છે, આ તો આસમાનમાં અમારી શક્તિનું ખુલ્લું પ્રદર્શન છે) અને પૃથ્વી(માં આ શક્તિ દેખીતી છે કે તે)ને અમે ફેલાવીને એમાં પહાડોને જમાવી દીધા અને એમાં દરેક પ્રકારની સારી વસ્તુઓ ઉગાડી જે સમજદારી અને દીર્ઘદૃષ્ટિનું માધ્યમ છે (એટલે કે અમારી શક્તિનો પરિચય) દરેક રુજૂઅ્ થનાર બંદા માટે (એટલે કે એવા વ્યક્તિ માટે જે સર્જન થયેલ વસ્તુઓ એવી દૃષ્ટિથી જુએ કે તેને કોણે બનાવી છે ?) અને (અમારી શક્તિ એનાથી જાહેર છે કે) અમે આસમાનથી બરકતવાળું પાણી વરસાવ્યું પછી એનાથી બગીચા ઉગાડ્યા અને ખેતીનું અનાજ અને લાંબા લાંબા ખજૂરના ઝાડ જેના લુમખા ખૂબ ગુચ્છાદાર હોય છે બંદાઓને રોજી દેવા માટે અને (બીજી વનસ્પતિ દાખલા તરીકે ઘાસ વગેરેને જમાવવા માટે પણ) અમે એ (વરસાદ) દ્વારા મૃત જમીનને જીવતી કરી (બસ) એ જ રીતે (સમજી લો કે મૃત લોકોને) જમીનથી નીકળવાનું થશે (કારણ કે અલ્લાહની શક્તિ સામે બધી જ વસ્તુઓ સરખી છે પરંતુ જે હસ્તી આટલી મોટી વસ્તુઓની ઉત્પત્તિ ઉપર શક્તિ ધરાવે છે તેને નાની વસ્તુઓ ઉપર શક્તિ ધરાવવી ઉઘાડી વાત છે એટલા જ માટે આસમાન અને જમીનનું અહીંયાં વર્ણન કરવામાં આવ્યું કે તેની ઉત્પત્તિ એક મુરદાને ફરીવાર સજીવન કરવાથી ઘણી મોટી વાત છે, જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે, لَخَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ اَكْبَرُ તો જ્યારે આ મોટા મોટા કામો ઉપર અલ્લાહ તઆલાની શક્તિ સાબિત થઈ ગઈ તો મુરદાઓને જીવતા કરવા ઉપર કેમ હશે નહીં !? તો જાણ થઈ કે મુરદાઓને જીવતું કરવું અશક્ય નથી બલકે શક્ય છે અને જીવતા કરનાર કર્તા કુલમુખ્તિયાર

ઘણી મોટી શક્તિ ધરાવનારો છે, પછી એમાં આશ્ચર્ય કરવાની કે જૂઠાડવાની વાત જ શી છે ? આગળ જૂઠાડનારાઓને ડરાવવા માટે પાછલી ઉમ્મતોને ઘટનાઓ બતાવીને ચેતવણી આપવામાં આવી છે કે જે રીતે આ લોકો કયામતના ઈન્કારથી રસૂલને જૂઠાડે છે એ જ પ્રમાણે) તેમનાથી પહેલાં નૂહ (અલૈ.)ની કોમ અને કૂવાવાળા અને ષમૂદ અને આદ અને ફિરઔન અને લૂતની કોમો અને અઈકહવાળા અને તુબ્બઅની કોમ જૂઠાડી ચૂકી છે (એટલે કે) બધા પયગમ્બરોને (એટલે કે પોતપોતાના પયગમ્બરોને તવહીદ અને રિસાલત અને કયામતના મા'મલામાં) જૂઠાડ્યા, બસ મારી ચેતવણી (તેમના ઉપર) સાચી પડી (કે તે સૌ ઉપર અઝાબ નાઝિલ થયો. એ જ રીતે આ જૂઠાડનારાઓ ઉપર અઝાબ આવશે ભલે દુનિયામાં પણ અથવા માત્ર આખિરતમાં ચેતવણી પછી પણ પ્રથમ વિષય તરફ બીજી રીતે ઈશારો છે કે) શું અમે પ્રથમવાર સર્જન કરવામાં થાકી ગયા ? (કે ફરીવાર સજીવન ન કરી શકીએ ? એટલે કે એક અવરોધ એ પણ હોઈ શકે છે કે કામ તો શક્ય હોય અને તેને પુરું કરવાની સંપૂર્ણ તાકાત પણ હોય પરંતુ કોઈ કામચલાઉ અવરોધ આવી જાય જેમકે તે કામ કરનારો થાકી ગયો હોય એટલા માટે એ કામ ન કરી શકે. આ આયતમાં તેનો પણ રદિયો આપવામાં આવ્યો કે અલ્લાહ તઆલા એ પ્રકારની ખામીઓથી પણ પાક છે, તે કોઈ વસ્તુથી પ્રભાવિત નથી થતો અને ન જ તેને થાક લાગવાની કોઈ સંભાવના છે, એટલા માટે કયામતમાં ફરીવાર જીવતા થવું દલીલોથી સાબિત થઈ ગયું અને આ લોકો જે ઈન્કાર કરી રહ્યા છે તેમની પાસે કોઈ દલીલ નથી) બલકે આ લોકો નવેસરથી પેદા કરવાની બાબતે (માત્ર વિના દલીલે) સંદેહમાં પડ્યા છે (જે દલીલોની સામે કોઈ રીતે ધ્યાન આપવાપાત્ર નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ કાફની વિશિષ્ટતાઓ :

સૂરએ કાફમાં મોટે ભાગે આખિરત, કયામત તથા મુરદાઓને સજીવન થવાના અને હિસાબ કિતાબ સંબંધિત વિષયો વર્ણન થયેલ છે અને આ જ તેની આગળની સૂરત સૂરએ હુજુરાત સાથે ક્રમની યોગ્યતા પ્રમાણે છે કે તેના અંતે આ જ વિષયોનું વર્ણન થયું હતું.

સૂરએ કાફનું એક ખાસ મહત્ત્વ એ હદીષથી જાણ થાય છે કે ઉમ્મે હિશામ બિન્તે હારિષા બિન નોઅ્માન કહે છે કે રસૂલે કરીમ ﷺની ઘણી નજીક મારું મકાન હતું. બે વર્ષ પહેલાં અમારું અને રસૂલે કરીમ ﷺનું તન્નૂર (જેમાં રોટી પકાવવામાં આવે છે) એક જ હતું, મને સૂરએ કાફ પૂરી એ રીતે મોઢે થઈ ગઈ કે રસૂલે કરીમ ﷺ આ સૂરત દરેક જુમ્આએ મિમ્બર ઉપર ખુત્બામાં પઢતા હતા.

*(રવાહુ મુસ્લિમ, કુર્તુબીમાંથી)*

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ અબૂ વાકિદ લયૂષી (રદિ.)ને પૂછ્યું કે રસૂલે કરીમ ﷺ ઈદોની નમાઝમાં કઈ સૂરત પઢ્યા કરતા હતા તો તેમણે કહ્યું, قٓ وَالْقُرْاٰنِ الْمَجِيْدِ અને اِقْتَرَبَتِ السَّاعَةُ અને હઝરત જાબીર (રદિ.)થી વર્ણન થયેલ છે કે રસૂલે કરીમ ﷺ સવારની નમાઝમાં મોટે ભાગે સૂરએ કાફ પઢતા હતા. (આ સૂરત ખાસ્સી લાંબી છે) પરંતુ તે છતાં નમાઝ હળવી રહેતી હતી. (કુર્તુબી) એ રસૂલે કરીમ ﷺ અને આપ ﷺની તિલાવતની ખાસ અસર હતી કે લાંબામાં લાંબી સૂરત અને લાંબામાં લાંબી નમાઝ પણ પઢનારાઓ માટે હળવી રહેતી હતી.

**શું આસમાન દેખાય છે ? :**

اَفَلَمْ يَنْظُرُوْٓا اِلَى السَّمَآءِ થી દેખીતી રીતે એ જણાય છે કે આસમાન નજરે દેખાય છે અને પ્રખ્યાત એ છે કે આ જે નીલા રંગનું આસમાન નજરે પડે છે તે કિરણોનું પરાવર્તન છે પરંતુ એના નકારની પણ કોઈ દલીલ નથી કે આ જ રંગ આસમાનનો પણ હોય. તદુપરાંત આયતમાં નજરે જોવાથી ભાવાર્થ બૌદ્ધિક આંખોથી જોવાનો એટલે કે ચિંતન અને મનન કરવાનો પણ ભાવાર્થ હોઈ શકે છે.

*(બયાનુલ કુર્આન)*

**જીવન પછી મૃત્યુ ઉપર પ્રચલિત શંકાનો જવાબ :**

قَدْ عَلِمْنَا مَا تَنْقُصُ الْاَرْضُ مِنْهُمْ કાફિરો અને મુશ્રિકો જે કયામતમાં મોત પછી સજીવન થવાનો (એટલે કે મુરદાઓને જીવીત થવાનો) ઈન્કાર કરે છે તેમની સૌથી મોટી દલીલ એ આશ્ચર્ય છે કે મૃત્યુ પછી માનવીના શરીરના અવશેષો માટી બની જાય છે, પછી તે માટી વિખરાઈને દુનિયામાં ફેલાય જાય છે. પાણી અને હવા તેના રજકણોને ક્યાંથી ક્યાં પહોંચાડી દે છે ! કયામતમાં ફરીવાર

સજીવન કરવા માટે સમગ્ર દુનિયામાં વિખરાયેલા અવશેષોને જાણવા કે આ અવશેષ ફલાણાનો છે અને આ ફલાણાનો અને પછી દરેક અવશેષને અલગ અલગ એકઠો કરી દેવો કોઈની શક્તિ મર્યાદાની વાત નથી. કુર્આને કરીમે એનો જવાબ આપ્યો કે માનવી પોતાના મર્યાદિત જ્ઞાન અને મર્યાદિત સમજ વડે અલ્લાહ તઆલાના અમર્યાદિત અને અનંત જ્ઞાનનું અનુમાન કરીને આવી ગુમરાહીમાં પડે છે, قَدْ عَلِمْنَا مَا تَنْقُصُ الْأَرْضُ અલ્લાહ તઆલાનું જ્ઞાન તો એટલું વિશાળ અને સર્વત્ર છવાયેલ છે કે મૃત્યુ પછી માનવીના શરીરનો એક એક અવશેષ તેની નજરમાં છે, તે જાણે છે કે મૃત વ્યક્તિના કયા કયા ભાગને જમીન ખાઈ ગઈ છે, કારણ કે તેના અમુક હાડકાં તો અલ્લાહ તઆલાએ એવા બનાવ્યા છે કે તેને જમીન ખાતી નથી અને જેને જમીન ખાઈને માટી બનાવી દે છે પછી તે માટી દુનિયાના જે પણ ખૂણામાં પહોંચે છે તે સઘળું કાંઈ અલ્લાહ તઆલાની નજરમાં છે, જ્યારે તે ઈચ્છશે બધાને એક સ્થળે એકઠા કરી દેશે અને થોડો તો વિચાર કરો કે અત્યારે દરેક માનવનું શરીર જે અવયવો દ્વારા ચાલતું ફરતું નજરે પડે છે એમાં પણ સમગ્ર દુનિયાના વિવિધ ખૂણાઓના અવશેષો એકઠા થયેલ છે, કોઈ ખોરાક સ્વરૂપે, કોઈ દવા સ્વરૂપે સમગ્ર દુનિયાના વિવિધ શહેરો અને અનેક જંગલોના અવશેષો જ તો છે જેનાથી આ હાલનું શરીર અસ્તિત્વમાં આવ્યું છે, પછી તેના માટે શું મુશ્કેલ છે કે તે અલ્લાહ ફરીવાર આ અવશેષોને દુનિયામાં વિખેર્યા પછી ફરી એક સ્થળે ભેગા કરી દે અને માત્ર એટલું જ નહીં કે હવે મર્યા પછી અને માટી થઈ ગયા પછી માનવીના આ અવશેષો તેના જ્ઞાનમાં આવ્યા હોય, બલકે માણસને પેદા કરવાથી પહેલાં જ તેની જિંદગીની દરેક પળ અને તેમાં અસ્તિત્વમાં આવનાર પરિવર્તન અને મર્યા પછી તેને કઈ કઈ પરિસ્થિતિઓમાંથી પસાર થવાનું છે તે સઘળું કાંઈ અલ્લાહ તઆલાની પાસે પ્રથમથી લવ્હે મહફૂઝમાં લખેલું ઉપસ્થિત છે, પછી જે અલ્લાહ એવો સર્વજ્ઞ દષ્ટિવાળો છે અને જેની શક્તિ એટલી સંપૂર્ણ અને સમગ્ર વસ્તુઓ ઉપર હાવી છે તેના વિશે એવું આશ્ચર્ય કરવું પોતે જ આશ્ચર્યજનક છે. مَا تَنْقُصُ الْأَرْضُ ની આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને મુજાહિદ (રહ.) તથા જમહૂર તફસીરકારો દ્વારા નકલ થઈ છે. *(બહરે મુહીત)*

فِىْٓ اَمْرٍ مَّرِيْجٍ માં શબ્દ مَرِيْجٍ (મરીજ)નો અર્થ શબ્દકોષમાં મિશ્રણનો

બતાવવામાં આવ્યો છે જેમાં વિવિધ વસ્તુઓનું મિશ્રણ થયું હોય અને એવી વસ્તુ મોટે ભાગે નકામી હોય છે એટલા જ માટે હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ મરીજનો તરજુમો "ફાસિદ" (નકામું) હોવાનો કર્યો છે અને જહ્હાક, કતાદહ અને હસન બસરી (રહ.) વગેરેએ "મિશ્રણ"નો બતાવ્યો છે. ભાવાર્થ એ છે કે કાફિરો અને રિસાલતના ઈન્કારીઓ પોતાના ઈન્કારમાં પણ કોઈ એક વાત ઉપર અડગ નથી, ક્યારેક આપ ﷺને જાદૂગર કહે છે, ક્યારેક શાયર કહે છે, ક્યારેક જ્યોતિષ અથવા ભવિષ્યવેત્તા કહે છે; તેમના નિવેદનો પોતે જ જુદા જુદા પ્રકારના અને નકામા છે, કઈ કઈ બાબતનો જવાબ આપવામાં આવે !?

આગળ અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું વર્ણન છે જે આસમાન અને જમીન અને તેની અંદર પેદા થનારી મોટી મોટી વસ્તુઓની ઉત્પત્તિનો હવાલો આપીને કરવામાં આવી છે, તેમાં આસમાન વિશે وَمَا لَهَا مِنْ فُرُوْجٍ કહેવામાં આવ્યું, તેમાં શબ્દ فُرُوْجٍ (ફુરૂજ) એ فَرْجٌ નું બહુવચન છે જેનો અર્થ તિરાડ અથવા ફાટનો થાય છે. ભાવાર્થ એ છે કે આસમાનનો આટલો મોટો વિસ્તાર અલ્લાહ તઆલાએ બનાવ્યો છે, જો માનવની બનાવેલી વસ્તુ હોત તો એમાં હજાર ઠીંગડા અને સાંધા તથા ફાટ અને તિરાડની નિશાનીઓ જોવા મળી હોત પરંતુ તમે આસમાનને જુઓ છે જેમાં ન તો કોઈ ઠીંગડું લાગ્યું, ન તો કોઈ સાંધો કે સીલાઈના નિશાન નજરે પડે છે. આ બાબતથી એનો નકાર થતો નથી કે આસમાનમાં અલ્લાહ તઆલાએ દરવાજા બનાવ્યા છે, દરવાજાને તિરાડ કે ફાટ કહેવામાં આવતી નથી.

كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ પાછલી આયતોમાં કાફિરોનું રિસાલત અને આખિરતને જૂઠાડવાનું વર્ણન હતું જેનાથી રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચવું ઉઘાડી વાત છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને આશ્વાસન આપવા માટે પાછલા અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોની પરિસ્થિતિઓ બતાવી છે કે દરેક પયગમ્બરને ઈન્કારીઓ અને કાફિરો તરફથી આવા જ કષ્ટોનો સામનો કરવો પડ્યો છે, આ અંબિયા (અલૈ.)ની સુન્નત છે એનાથી આપ દિલગીર ન થાઓ. નૂહ (અલૈ.)ની કોમનો કિસ્સો કુર્આનમાં વારંવાર આવ્યો છે, નવસો પચાસ વર્ષ નૂહ (અલૈ.) તેમની સુધારણાનો પ્રયત્ન કરતા રહ્યા પરંતુ તેમના તરફથી ન જ માત્ર ઈન્કાર બલકે પ્રકાર પ્રકારના કષ્ટો પહોંચતા રહ્યા.

**"અસ્હાબુર્રસ" (રસ્સ કોમ) કોણ છે ? :**

"અસ્હાબુર્રસ"માં શબ્દ رَسّ (રસ્સ) એ અરબી ભાષાના વિવિધ અર્થો માટે વપરાય છે, પ્રચલિત અર્થ એ છે કે કાચા કૂવાને "રસ્સ" કહેવામાં આવે છે જે ઈંટ, પથ્થર વગેરેથી પાકો કરવામાં આવ્યો ન હોય. અસ્હાબુર્રસનો ભાવાર્થ કોમે ષમૂદના બાકી બચેલા લોકો છે જે અઝાબ પછી બાકી રહ્યા, જહ્હાક વગેરે તફસીરકારોએ તેમનો કિસ્સો એવો લખ્યો છે કે જ્યારે હઝરત સાલિહ (અલૈ.)ની કોમ ષમૂદ ઉપર અઝાબ આવ્યો તો તેમનામાંથી ચાર હજાર વ્યક્તિઓ જે હઝરત સાલિહ (અલૈ.) ઉપર ઈમાન લાવી ચૂક્યા હતા તેઓ અઝાબથી સુરક્ષિત રહ્યા, આ લોકો પોતાના રહેઠાણોએથી નીકળીને હઝરેમૌતમાં જઈને સ્થાયી થયા, હઝરત સાલિહ (અલૈ.) પણ તેમની સાથે જ હતા. એક કૂવા ઉપર જઈને આ લોકો થોભી ગયા અને હઝરત સાલિહ (અલૈ.)ની વફાત થઈ ગઈ, આથી જ આ સ્થળનું નામ હઝરમૌત (એટલે કે મોત હાજર થઈ ગઈ) પડ્યું છે. આ લોકો અહીંયાં રહી પડ્યા, પછી તેમના વંશમાં પાછળથી મૂર્તિપૂજા શરૂ થઈ, તેમની સુધારણા માટે અલ્લાહ તઆલાએ એક નબી મોકલ્યા જેમને તેઓએ મારી નાંખ્યા, તેમના ઉપર અલ્લાહનો અઝાબ આવ્યો, તેમનો કૂવો જેના ઉપર તેમની જિંદગી નિર્ભર હતી તે બેકાર થઈ ગયો અને ઈમારતો વેરાન થઈ ગઈ. કુર્આને કરીમે એનું જ વર્ણન આ આયતમાં કર્યું છે, وَبِئۡرٍ مُّعَطَّلَةٍ وَّقَصۡرٍ مَّشِيۡدٍ એટલે કે ઈબ્રતની આંખોવાળા માટે તેમના બેકાર પડેલા કૂવા અને પાકા બનેલા મહેલો ખંડેર પડ્યા છે અને તે શીખામણ પ્રાપ્ત કરવા માટે પૂરતા છે.

ثَمُوۡدُ "ષમૂદ" હઝરત સાલિહ (અલૈ.)ની ઉમ્મત છે તેમની ઘટના કુર્આનમાં વારંવાર આગળ આવી ચૂકી છે.

عَادٌ "આદ" કોમે આદ પોતાના શારીરિક સૌષ્ઠવ અને કદ કાઠીમાં તથા બહાદૂરી અને શક્તિમાં અદ્વિતિય હતા. હઝરત હૂદ (અલૈ.) તેમના તરફ મોકલવામાં આવ્યા તો તેમણે તેમને સતાવ્યા, તેમની નાફરમાની કરી, અંતે હવાનું તોફાન આવ્યું અને બધાનો સર્વનાશ થઈ ગયો.

فِرۡعَوۡنُ "ફિરઔન" ઘણા જ પ્રખ્યાત અને મશ્હૂર મિસ્રના રાજાઓનું નામ છે.

اِخْوَانُ لُوْطٍ "ઈખ્વનુલૂત" હઝરત લૂત (અલૈ.)ની ઉમ્મત છે જેમનો કિસ્સો કેટલાય વખતે અગાઉ આવી ચૂક્યો છે.

اَصْحٰبُ الْاَيْكَةِ "અસ્હાબુલ અઈકહ" અઈકહ ગીચ જંગલ અને વનરાજીને કહે છે, આ લોકો એવા જ સ્થળ ઉપર વસવાટ કરતા હતા. હઝરત સુઅયબ (અલૈ.) તેમના તરફ નબી બનાવીને મોકલવામાં આવ્યા, તેમણે નાફરમાની કરી અંતે અલ્લાહના અઝાબમાં તબાહ અને બરબાદ થઈ ગયા.

وَقَوْمُ تُبَّعٍ "વકવમુતુબ્બઅ્" તુબ્બઅ્ એ યમનના એક બાદશાહનું ઉપનામ છે જેની આવશ્યક ચર્ચા આગલા ભાગમાં સૂરએ દુખાનની તફસીરમાં આવી ચૂકી છે.

---

## આયતો : (સૂરએ કાફ : આયત નં. ૧૬ થી ૨૯)



| |
|---|
| وَلَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ وَنَعْلَمُ مَا تُوَسْوِسُ بِهٖ نَفْسُهٗ ۚۖ وَنَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْ |
| حَبْلِ الْوَرِيْدِ ﴿١٦﴾ اِذْ يَتَلَقَّى الْمُتَلَقِّيٰنِ عَنِ الْيَمِيْنِ وَعَنِ الشِّمَالِ قَعِيْدٌ ﴿١٧﴾ |
| مَا يَلْفِظُ مِنْ قَوْلٍ اِلَّا لَدَيْهِ رَقِيْبٌ عَتِيْدٌ ﴿١٨﴾ وَجَآءَتْ سَكْرَةُ الْمَوْتِ |
| بِالْحَقِّ ؕ ذٰلِكَ مَا كُنْتَ مِنْهُ تَحِيْدُ ﴿١٩﴾ وَنُفِخَ فِي الصُّوْرِ ؕ ذٰلِكَ يَوْمُ |
| الْوَعِيْدِ ﴿٢٠﴾ وَجَآءَتْ كُلُّ نَفْسٍ مَّعَهَا سَآئِقٌ وَّشَهِيْدٌ ﴿٢١﴾ لَقَدْ كُنْتَ فِيْ غَفْلَةٍ |
| مِّنْ هٰذَا فَكَشَفْنَا عَنْكَ غِطَآءَكَ فَبَصَرُكَ الْيَوْمَ حَدِيْدٌ ﴿٢٢﴾ وَقَالَ قَرِيْنُهٗ |
| هٰذَا مَا لَدَيَّ عَتِيْدٌ ﴿٢٣﴾ ؕ اَلْقِيَا فِيْ جَهَنَّمَ كُلَّ كَفَّارٍ عَنِيْدٍ ﴿٢٤﴾ ۙ مَّنَّاعٍ لِّلْخَيْرِ مُعْتَدٍ |
| مُّرِيْبِ ﴿٢٥﴾ ۙ الَّذِيْ جَعَلَ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَاَلْقِيٰهُ فِي الْعَذَابِ الشَّدِيْدِ ﴿٢٦﴾ قَالَ قَرِيْنُهٗ |
| رَبَّنَا مَآ اَطْغَيْتُهٗ وَلٰكِنْ كَانَ فِيْ ضَلٰلٍ بَعِيْدٍ ﴿٢٧﴾ قَالَ لَا تَخْتَصِمُوْا لَدَيَّ وَقَدْ |
| قَدَّمْتُ اِلَيْكُمْ بِالْوَعِيْدِ ﴿٢٨﴾ مَا يُبَدَّلُ الْقَوْلُ لَدَيَّ وَمَآ اَنَا بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿٢٩﴾ ع |

**તરજુમો :**

*અને અલબત્ત અમે માનવને બનાવ્યો અને અમે જાણીએ છીએ જે વાતો તેના મનમાં આવતી રહે છે અને અમે તેની ગળાની ધોરી નસ (Jugular Vein)થી વધારે તેના નજીક છે. (૧૬) જ્યારે બે (કર્મોની નોંધ) લઈ જનારા (ફરિશ્તાઓ) લઈ જાય છે જમણે બેઠેલો અને ડાબે બેઠેલો. (૧૭) તે કોઈ વાત બોલવા પામતો નથી પરંતુ તેની પાસે એક રાહ જોતો (લખી લેવા માટે) તૈયાર હોય છે. (૧૮) અને સાચે જ તે મોતની બેહોશી (સકરાત) આવી, આ તે છે જેનાથી તું દૂર ખસતો હતો. (૧૯) અને સૂર ફૂંકવામાં આવ્યો; આ છે ડરાવવાનો દિવસ. (૨૦) અને દરેક વ્યક્તિ આવ્યો તેની સાથે એક હાંકનારો છે અને એક સાક્ષી (અહેવાલ) આપનારો. (૨૧) તું આ દિવસથી બેખબર રહ્યો; હવે અમે તારા ઉપરથી તારા અંધારા દૂર કર્યા, બસ તારી દૃષ્ટિ આજે બહુ સતેજ છે. (૨૨) અને તેની સાથેવાળા (ફરિશ્તાઓ)એ કહ્યું, આ તે (આમાલનામું) છે જે મારી પાસે હાજર હતું. (૨૩) (હુકમ થશે) તમે બંને દરેક નાશુક્રા વિરોધીને દોઝખમાં નાંખી દો. (૨૪) નેકીથી રોકનારા, મર્યાદા વટાવનારા, શંકામાં નાંખનારા. (૨૫) જેણે અલ્લાહની સાથે અન્યોને મઅ્બૂદ બનાવ્યા, બસ તેમને કઠોર અઝાબમાં નાંખી દો. (૨૬) તેના સાથીએ (શયતાને) કહ્યું, હે અમારા પરવરદિગાર ! મેં તેને શરારતમાં નથી નાંખ્યો પરંતુ તે જ માર્ગ ભૂલેલો દૂર પડેલો થયો. (૨૭) કહેવામાં આવ્યું, મારી પાસે ઝઘડો નહીં ! અને હું પ્રથમથી જ તમને અઝાબથી ડરાવી ચૂક્યો હતો. (૨૮) મારી પાસે વાત બદલાતી નથી અને હું પોતાના બંદાઓ ઉપર જુલમ નથી કરતો. (૨૯)*

**તફસીર :**

(ઉપર કયામતમાં મુરદાઓને સજીવન થવાની શક્યતા સાબિત થઈ ચૂકી છે આગળ તેના અસ્તિત્વમાં આવવાનું વર્ણન છે અને અસ્તિત્વ સંપૂર્ણ જ્ઞાન ઉપર અને સંપૂર્ણ શક્તિ ઉપર અવલંબિત છે એટલા માટે પ્રથમ આ બતાવ્યું છે) અને અમે માનવીને પેદા કર્યો છે (જે શક્તિની ઉચ્ચ કક્ષાની દલીલ છે) અને એના મનમાં જે વિચારો આવે છે અમે તે(સુદ્ધાં)ને (પણ) જાણીએ છીએ (તો જે

પ્રવૃત્તિઓ તેમના હાથ, પગ અને જીભથી થતી હોય તેને જાણવી તો પ્રથમ કક્ષાએ સાબિત છે) અને (બલકે અમને તો એની હાલતનું એવું જ્ઞાન છે કે તેને પોતે પણ પોતાની હાલતનું એવું જ્ઞાન નથી, બસ જ્ઞાનના આધારે) અમે માનવીની એટલા બધા નજીક છે કે તેની ગળાની નસ કરતાં પણ વધારે (કે જેના કપાઈ જવાથી માનવીનું મૃત્યુ થાય છે અને કારણ કે લોકોની સામાન્ય ટેવ પ્રમાણે પ્રાણીઓની રૂહ કાઢવા માટે ગળુ કાપવાનો જ તરીકો પ્રચલિત છે એટલા માટે આ ઓળખ અપનાવવામાં આવી છે કે ગળાની નસો શુદ્ધ અને અશુદ્ધ લોહીના વહન માટે હોય છે પરંતુ શુદ્ધ લોહી વહન કરતી ધોરી નસ ભાવાર્થ તરીકે લેવું વધારે યોગ્ય છે કારણ કે તેમાં રૂહ વર્ચસ્વ ધરાવે છે અને લોહી બીજા નંબરે રહે છે અને અશુદ્ધ લોહી એનાથી ઉલટું હોય છે અને અહીંયાં જે રૂહને વધારે વર્ચસ્વ હોય તેને ભાવાર્થ તરીકે લેવું વધારે યોગ્ય છે અને સૂરએ અહકાફમાં શબ્દ وَتِيْنُ દિલની નસના અર્થમાં આવી છે, કારણ કે જે ધમનીઓ દિલથી નીકળે છે તે શુદ્ધ લોહીનું વહન કરે છે અને ધોળી નસ કહેવાય છે અને કારણ કે કુર્આનમાં શબ્દ وَرِيْدُ આવ્યો છે પરંતુ એનો શાબ્દિક અર્થ સામાન્ય છે જેમાં દિલથી નીકળનારી શુદ્ધ અને અશુદ્ધ લોહી વહન કરતી બધી જ નસો સામેલ છે અને યકૃતમાંથી નીકળનારી નસો અશુદ્ધ લોહી વહન કરનારી નસો પણ, બસ ભાવાર્થ એ થયો કે અમે જ્ઞાનના આધારે માવીની રૂહ અને નફ્સ કરતાં પણ વધારે નજીક છે એટલે કે જેવું જ્ઞાન માણસને પોતાની હાલત વિશેનું છે અમને એનું પોતાનું જ્ઞાન પણ એના પોતાના કરતાં વધારે છે એટલા માટે માનવીને પોતાની ઘણી પરિસ્થિતિઓનું તો જ્ઞાન જ નથી હોતું અને જેનું જ્ઞાન હોય છે તેમાં પણ અમુક સમયે ભૂલ અથવા ખોટી માન્યતાએ વળી જાય છે, અલ્લાહ તઆલામાં આવી સંભાવનાની શક્યતા જ નથી અને દેખીતું છે કે જે જ્ઞાન દરેક હાલતમાં હોય એનો સંબંધ એના કરતાં કે એક જ પરિસ્થિતિમાં હોય વધારે હશે, મતલબ કે અલ્લાહનું જ્ઞાન મજબૂત અને માનવની બધી જ પરિસ્થિતિઓ સાથે સંબંધિત હોવું સાબિત પણ થઈ ગયું. આગળ એની વધારે તાકીદ માટે એ વર્ણન કરવામાં આવ્યું કે માનવીના અમલો અને હાલતો માત્ર એટલી જ નથી કે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં સુરક્ષિત હોય બલકે જાહેર હુજ્જત પૂરી કરવા માટે તે અમલો ફરિશ્તાઓ દ્વારા લખાવીને પણ સુરક્ષિત કરી લીધા, ફરમાન છે કે) જ્યારે બે નોંધનારા

ફરિશ્તાઓ (માનવીના અમલોને જ્યારે તે તેનાથી થાય છે) નોંધતા રહે છે જે જમણી અને ડાબી તરફ બેસી રહે છે (અને બરાબર અમલોને લખતા રહે છે لِقَوْلِهٖ تَعَالٰى اِنَّ رُسُلَنَا يَكْتُبُوْنَ مَا تَمْكُرُوْنَ وَقَوْلِهٖ تَعَالٰى اِنَّا كُنَّا نَسْتَنْسِخُ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ અહીંયાં સુધી કે બધા અમલોમાં નાનામાં નાની બાબત માનવીની વાતચીત છે પરંતુ એની પણ એવી પરિસ્થિતિ છે કે) તે કોઈ શબ્દ મોંઢેથી કાઢવા નથી પામતો પરંતુ તેની પાસે જ એક તાકમાં બેઠેલો તૈયાર (હાજર જ) છે (જો તે નેકીની વાત હોય તો જમણી તરફવાળો તેને લખી લે છે અને જો ખરાબ બુરાઈની વાત હોય તો ડાબી બાજુવાળો અને જ્યારે જીભથી નીકળનાર એક એક વાક્યને સુરક્ષિત રીતે લખી લેવામાં આવે છે તો પછી બીજા અમલો અવશ્ય લખવામાં આવશે અને કારણ કે આખિરતની જિંદગી અને અમલોનો બદલો અને સજા આ બધાની પ્રસ્તાવના મોત છે એટલા માટે માનવીને ચેતવણી આપવા માટે આગળ એનું વર્ણન કરવામાં આવ્યું, કારણ કે કયામતનો ઈન્કાર વાસ્તવમાં મોતથી ગફલતનું જ પરિણામ હોય છે, ઈરશાદ છે કે તું ચેતી જા) મોતની કઠણાઈ વાસ્તવમાં (નજીક) આવી પહોંચી (એટલે કે દરેક વ્યક્તિની મોત નજીક છે એટલા માટે દેખીતું છે) આ (મોત) તે વસ્તુ છે જેનાથી તું દૂર નાસતો હતો (મોતથી નાસવું સ્વાભાવિક રીતે તો દરેક નેક અને ખરાબ બધા માટે સરખું છે અને કાફિર દુષ્ટ વ્યક્તિનું મોતથી નાસવું દુનિયાની મહોબ્બતના કારણે ઔર પણ વધારે દેખીતું છે, કોઈ ખાસ બંદા ઉપર અલ્લાહની મુલાકાતની શોખનું વર્ચસ્વ છવાઈ જાય એના કારણે મોત આનંદદાયક અને ઈચ્છીત બની જાય તેનાથી એનો નકાર થતો નથી, કારણ કે તે સામાન્ય માનવ પ્રકૃતિ કરતાં વિશિષ્ટ પ્રકારની પરિસ્થિતિ છે) અને (આ પ્રસ્તાવના એટલે કે મોતના વર્ણન પછી હવે કયામત આવવાનું વર્ણન છે કે જે મૂળ હેતુ હતો એટલે કે કયામતના દિવસે બીજીવાર) સૂર ફૂંકવામાં આવશે (જેનાથી બધા સજીવન થઈ જશે) આ જ દિવસ હશે ચેતવણીનો (જેનાથી લોકોને ડરાવવામાં આવતા હતા) અને (આગળ કયામતના ભયંકર પ્રસંગો અને પરિસ્થિતિઓનું વર્ણન છે અને) દરેક વ્યક્તિ એ રીતે (કયામતના મેદાનમાં) આવશે કે તેની સાથે (બે ફરિશ્તાઓ હશે જેમાંથી) એક (તો કયામતના મેદાન તરફ) એને પોતાની સાથે લાવશે અને એક (તેના અમલોનો) ગવાહ હશે (મરફૂઅ્ હદીષમાં છે કે આ ગવાહ અને લાવનાર તે જ બે ફરિશ્તાઓ છે જે

જિંદગીમાં માનવીના જમણે અને ડાબે તેના અમલોને લખતા હતા. –દૂર્રે મન્સૂર. અને જો આ હદીષ મુહદ્દીસોની શરતો પ્રમાણે મજબૂત ન હોય તો સંભાવના છે કે અન્ય બે ફરિશ્તાઓ હશે, જેમકે અમુક એવી માન્યતા ધરાવે છે. ભલે એ સ્વરૂપમાં પણ હદીષ પ્રમાણે વધારે પડતી સંભાવના પ્રથમ પ્રકારની જ થશે અને જ્યારે તે કયામતના મેદાનમાં હાજર હશે તો તેમાં જે કાફિર હશે તેને સંબોધન થશે કે) તું આ દિવસથી બેખબર હતો ? (એટલે કે એને માનતો ન હતો) બસ હવે અમે તારા ઉપર તારો (ગફલત અને ઈન્કારનો) પડદો હટાવી દીધો (અને કયામતને નજરે બતાવી દીધી) બસ આજે (તો) તારી નજરો વધારે તેજ છે (કે કોઈ બાબત અવરોધ સ્વરૂપ નથી, કાશ ! તેં દુનિયામાં પણ આ ગફલતના અવરોધને દૂર કરી આપ્યો હોત તો તારો દિવસ આજે ભલો હોત અને ત્યાર પછી) અમલ લખનારા ફરિશ્તાઓ જે એની સાથે રહેતા હતા (અને હમણા પણ એક નિવેદન ઉપર હાંકીને અથવા ગવાહ બનીને આવ્યા છે, આમ તેનું નામએ આ'માલ હાજર કરીને) વિનંતી કરશે કે આ તે (રોજમેળ) છે જે મારી પાસે તૈયાર છે (كَذَافَسَّرَ هٰذَاالْقَرِيْنَ بِالْمَلَكِ ابْنُ جُرَيْجٍ وَالْقَرِيْنَ الَّذِىْ يَلِيْهِ بِالشَّيْطَانِ رَوَاهُ فِى الدُّرِّ એટલા માટે આ રોજમેળ પ્રમાણે કાફિરો વિશે બે ફરિશ્તાઓ ભલે તે ગવાહ અથવા સાક્ષી તરીકે આવેલા ફરિશ્તાઓ ઉપસ્થિત હોય અથવા અન્ય બે ફરિશ્તાઓ હોય હુકમ થશે કે) દરેક એવા વ્યક્તિને જહન્નમમાં નાંખી દો જે કુફ્ર કરનારો હોય અને (સત્યનો) વિરોધ કરનારો હોય અને નેક કામથી રોકતો હોય અને (માણસ તરીકેની) મર્યાદા ઓળંગી જનારો હોય અને (દીનમાં) શંકા પેદા કરનારો હોય જેણે અલ્લાહની સાથે બીજા મઅ્બૂદો બનાવી રાખ્યા હોય, બસ એવા વ્યક્તિને કઠોર અઝાબમાં નાંખી દો (જ્યારે કાફિરોને જાણ થશે કે હવે કાયમી નુકસાનમાં પડવાના છે તો એવા વખતે પોતાના બચાવ માટે પોતાને ગુમરાહ કરનારાઓના માથે આક્ષેપ મૂકશે કે અમારો વાંક નથી અમને તો બીજાઓએ માર્ગ ભટકાવ્યા છે અને કારણ કે તે માર્ગ ભટકાવનારાઓમાં શયતાનો પણ સામેલ છે એટલા માટે કહેવામાં આવ્યું કે) તે શયતાન જે એની સાથે રહેતો હતો કહેશે કે હે અમારા પરવરદિગાર! મેં એને (બળજબરીએ) માર્ગ ભટકાવ્યો ન હતો (જેમકે તે આક્ષેપ મૂકનારનો કહેવાનો હેતુ છે કે તેમાં પોતાની ઈચ્છાની બિલકુલ દખલગીરી ન હતી) પરંતુ (વાત એમ છે કે) એ પોતે જ દૂર

દૂરની ગુમરાહીમાં (પોતાની ઈચ્છાથી પડ્યો) હતો (બસ મેં પણ તેને માર્ગ ભટકાવ્યો પરંતુ તેમાં કોઈ બળજબરી ન હતી એટલા માટે તેની ગુમરાહીની અસર મારા ઉપર ન થવી જોઈએ) ઈરશાદ થશે કે મારી સામે ઝઘડો નહીં (કે તેનો કોઈ લાભ નથી) અને હું તો પ્રથમથી જ તમારી પાસે ચેતવણી મોકલી ચૂક્યો હતો (કે જે કુફ્ર કરશે પોતાની જાતે અથવા કોઈના બહેકાવાથી અને જે કુફ્ર કરવાનો હુકમ કરશે ભલે પોતાની મરજીથી અથવા કોઈના બહેકાવાથી; બધાને જહન્નમની સજા આપવામાં આવશે બસ) મારા ત્યાં (એ) વાત (ચેતવણી પ્રમાણેની) બદલવામાં આવશે નહીં (બલકે તમે બધા દોઝખમાં ધકેલી દેવામાં આવશો) અને હું (આ નિર્ણયમાં) બંદાઓ ઉપર જુલમ કરનારો નથી (બલકે બંદાઓએ પોતે એવા અયોગ્ય કામ કર્યા જેની સજા આજે ભોગવી રહ્યા છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં બદલા અને કયામતના દિવસના ઈન્કારીઓ અને મૃત્યુ પછી સજીવન થવાને બુદ્ધિમાં ન સમાઈ શકનારી અતાર્કિક બાબત કહેનારાઓના સંદેહો અને શંકાઓનો જવાબ એ રીતે આપવામાં આવ્યો હતો કે તમે અલ્લાહ તઆલાના જ્ઞાનને પોતાના જ્ઞાન અને સમજ ઉપર અનુમાનિત કરી રાખ્યા છે એટલા માટે આ શંકા કરો છો કે મૃત વ્યક્તિનું શરીર માટી બનીને દુનિયામાં વિખરાઈ ગયા પછી તેને કઈ રીતે ભેગું કરી શકાય છે પરંતુ અલ્લાહ તઆલાએ બતાવ્યું કે સૃષ્ટિનો કણે કણ અમારા જ્ઞાનમાં છે. અમારા માટે તે સૌને જ્યારે ઈચ્છીએ ભેગા કરી દેવા કોઈ મુશ્કેલ કામ નથી. પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાના તે વિશાળ અને અસીમ તથા સર્વત્ર છવાયેલ જ્ઞાનનું વર્ણન છે કે માનવીના શરીરના અવયવો જે વિખરાયેલા છે તેને જાણવા કરતાં પણ મોટી વાત તો એ છે કે અમે દરેક માનવીના દિલમાં આવનારા વિચારોને પણ દરેક સમયે દરેક હાલતમાં જાણીએ છીએ અને એનું કારણ બીજી આયતમાં એ વર્ણન કર્યું કે અમે માનવીની એટલા નજીક છે કે તેના ગળાની ધોરી નસ કે જેના ઉપર તેની જિંદગીનો આધાર છે તે પણ એટલી નજીક નથી એટલા માટે અમે એની હાલતને તેના પોતાના કરતાં પણ વધારે સારી રીતે જાણીએ છીએ.

**અલ્લાહ તઆલા મનુષ્યથી તેના ગળાની ધોરી નસ (Jugular Vein) કરતાં પણ વધારે નજીક છે; તેની તહકીક :**

نَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْ حَبْلِ الْوَرِيْدِ નો જમહૂર તફસીરકારોએ આ જ ભાવાર્થ ઠરાવ્યો છે કે નજીકનો ભાવાર્થ જ્ઞાનમાં નજીક હોવાનો અને ઘેરામાં નજીક હોવાનો છે. તેનો ભાવાર્થ અંતરમાં કે માપમાં નજીક હોવાનો નથી. શબ્દ وَرِيْد (વરીદ) અરબી ભાષામાં દરેક સજીવની તે નસો છે જેનાથી શરીરના બધા અવયવોને લોહી પહોંચે છે. તબીબી પરિભાષામાં નસોના બે પ્રકાર છે; એક, તે જેને ધમનીઓ કહે છે અને તે શુદ્ધ લોહી માનવ શરીરના બધા અવયવોને પહોંચાડે છે. તબીબી પરિભાષામાં માત્ર તે જ નસોને وَرِيْد (વરીદ) અને બહુવચનમાં اَوْرِدَة (અવરિદહ) કહેવામાં આવે છે. બીજો પ્રકાર તે નસો છે જે પ્રાણીઓના દિલમાંથી નીકળે છે અને તે લોહીના તે જીવરસને કહે છે જેને તબીબી પરિભાષામાં રૂહ કહેવામાં આવે છે, તે એવી રીતે સમગ્ર માનવ શરીરમાં લોહી ફેલાવે અને પહોંચાડે છે તેને શીરાઓ કહેવામાં આવે છે. પ્રથમ પ્રકારની નસો એટલે કે ધમનીઓ મોટી અને જાડી હોય છે અને શીરાઓ નાની અને બારીક હોય છે.

પ્રસ્તુત આયતમાં એ જરૂરી નથી કે وَرِيْد (વરીદ)નો શબ્દ તબીબી પરિભાષા પ્રમાણે તે નસનો લેવામાં આવે જે ધમનીઓ હોય છે, બલકે હૃદયમાંથી નીકળનારી નસોને પણ શબ્દકોષના આધારે "વરીદ" કહી શકાય છે, કારણ કે એમાં પણ એક પ્રકારનું લોહી જ વહેતું હોય અને આ સ્થળે કારણ કે આયતનો ભાવાર્થ માનવના દિલના વિચારો અને તેના અહેવાલની જાણકારી માટેનો હોય છે એટલા માટે તે વધારે યોગ્ય છે અને જો કે ભલે "વરીદ" તબીબી પરિભાષા પ્રમાણે ધમનીઓના અર્થમાં હોય અથવા શીરાઓના અર્થમાં હોય બંને સ્વરૂપોમાં સજીવની જિંદગી એના ઉપર જ અવલંબિત હોય છે અને જો આ નસો કાપવામાં આવે તો સજીવના પ્રાણ નીકળી જાય છે તો ખુલાસો એ થયો કે જે વસ્તુ ઉપર માનવીની જિંદગી અવલંબિત છે અને એ વસ્તુથી પણ વધારે તેના નજીક છે એટલે કે તેની દરેક બાબતનું જ્ઞાન ધરાવીએ છીએ.

સુફીઓ નજીક "નજીક"નો ભાવાર્થ આ સ્થળે માત્ર "જ્ઞાનમાં નજીક" અથવા "ઘેરામાં નજીક" જ હોવાનો નથી બલકે એક ખાસ પ્રકારની પારિભાષિક

નિકટતા اِتِّصَال (ઈત્તિસાલ–એટલે કે એક ખાસ પ્રકારનો સંબંધ જે અલ્લાહ અને તેના સર્જનમાં હોય છે જેમાં માનવી પણ સામેલ છે જેને આ સકળ સૃષ્ટિના કેન્દ્રમાં મૂકવામાં આવ્યો) છે જેની વાસ્તવિક હકીકત અને સ્વરૂપની કોઈને જાણ નથી થઈ શકતી પરંતુ આ "નજીક હોવું" અને એની પરિભાષા એ ચોક્કસ ઉપસ્થિત છે, કુર્આને કરીમની અનેક આયતો અને સહીહ હદીષો એના ઉપર ગવાહ છે, અલ્લાહ તઆલાનો ઈરશાદ છે وَاسْجُدْ وَاقْتَرِبْ એટલે કે સિજ્દહ કરો અને અમારી નજીક થઈ જાઓ તથા હિજરતના પ્રસંગે રસૂલે કરીમ ﷺએ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને કહ્યું, اَللّٰهُ مَعَنَا (અલ્લાહુ મઅના) એટલે કે અલ્લાહ આપણી સાથે છે અને હઝરત મૂસા (અલૈ.)એ બની ઈસ્રાઈલને કહ્યું, اِنَّ مَعِىَ رَبِّىْ (ઈન્ન મઈ–ય રબ્બી) એટલે કે મારો પરવરદિગાર મારી સાથે છે તથા હદીષમાં છે કે માનવી અલ્લાહ તઆલાની તરફ સૌથી વધારે નજીક એ સમયે હોય છે જ્યારે તે સિજ્દહમાં હોય છે, એ જ પ્રમાણે હદીષમાં છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મારો બંદો મારી સાથે નફલી ઈબાદતો વડે નિકટતા પ્રાપ્ત કરતો રહે છે.

આ નજીક હોવું અથવા નિકટ હોવું જે ઈબાદતો દ્વારા પ્રાપ્ત કરવામાં આવે છે અને માનવીના પોતાના કર્મો તથા અમલોનું પરિણામ હોય છે એ માત્ર મો'મિનો માટે ખાસ છે અને એવા મો'મિનો અવલિયાએ અલ્લાહ કહેવામાં આવે છે જેમને અલ્લાહ તઆલા સાથે એવી નિકટતા પ્રાપ્ત હોય, આ ઈત્તિસાલ અને નિકટતા તે નજીક હોવા ઉપરાંતની છે જે અલ્લાહ તઆલાની દરેક માનવી એટલે કે મો'મિન અથવા કાફિરના પ્રાણ સાથે સમાન રીતે હોય છે, મતલબ કે પ્રસ્તુત આયતો અને રિવાયતો એ બાબત ઉપર સાક્ષી છે કે માનવીને પોતાના સર્જનહાર અને માલિક સાથે એક ખાસ પ્રકારની નિકટતા (ઈત્તિસાલ) પ્રાપ્ત છે, ભલે આપણે તેની વાસ્તવિકતા અને સ્વરૂપને જાણી ન શકીએ, મવલાના રૂમીએ તેને જ આ પ્રમાણે કહ્યું છે,

اتصالے بے مثال و بے قیاس ہست ربّ الناس را با جانِ ناس

આ નિકટતા અને ઈત્તિસાલ આંખોથી જોઈ શકાતો નથી, બલકે ઈમાની સૂઝબૂઝથી જાણી શકાય છે. તફસીરે મઝહરીમાં આ જ નિકટતા અને ઈત્તિસાલને

આ આયતનો ભાવાર્થ ઠરાવ્યો છે તથા જમહૂર તફસીરકારોના નિવેદનો અગાઉ જાણી ચૂક્યા છે કે ઇત્તિસાલનો ભાવાર્થ જ્ઞાનમાં નિકટતા અને તેને ઘેરામાં નિકટતાનો છે તથા ઇબ્ને કષીર (રહ.)એ આ બંને અર્થોથી એક અલગ ત્રીજી તફસીર એ અપનાવી છે કે આયતમાં શબ્દ نَحۡنُ (નહ્નૂ)થી પોતે અલ્લાહ તઆલાની જાત ભાવાર્થ નથી બલકે એના ફરિશ્તા ભાવાર્થ તરીકે છે જે માણવીની સાથે દરેક સમયે રહે છે કે માનવીના પ્રાણને એટલું બધું જાણતા હોય છે કે પોતે માનવી પણ પોતાના પ્રાણ અને જાતને એટલો જાણતો નથી હોતો. વલ્લાહુ અઅ્લમુ.

**દરેક માનવીની સાથે બે ફરિશ્તાઓ :**

إِذۡ يَتَلَقَّى ٱلۡمُتَلَقِّيَانِ માં શબ્દ تَلَقِّي નો શાબ્દિક અર્થ પ્રતિપાદિત કરવો, કાઢવું, લઈ લેવો, પ્રાપ્ત કરી લેવું વગેરે થાય છે. فَتَلَقَّىٰٓ ءَادَمُ مِن رَّبِّهِۦ كَلِمَٰتٍ એટલે કે, હઝરત આદમ (અલૈ.)એ પોતાના પરવરદિગારથી અમુક શબ્દો લઈ લીધા અને પ્રાપ્ત કરી લીધા. આ આયતમાં مُتَلَقِّيَانِ નો ભાવાર્થ તે બે ફરિશ્તાઓ છે જે દરેક માનવીની સાથે તેના અમલો લખવા માટે હરપળે તેની સાથે રહે છે અને એના અમલોને પોતાની નોંધવહીમાં નોંધતા રહે છે. عَنِ ٱلۡيَمِينِ وَعَنِ ٱلشِّمَالِ قَعِيدٌ એટલે કે તેમનામાં એક તેની જમણી બાજુ રહે છે (જે તેના નેક અમલોને લખે છે), બીજો તેની ડાબી બાજુ (જે તેના ગુનાહોને લખે છે), قَعِيدٌ (કઈદ) અહીંયાં اَلْقَاعِدُ (અલકાઈદ)ના ભાવાર્થમાં છે. એકવચન અને બહુવચન બંને માટે શબ્દ قَعِيدٌ (કઈદ) ઉપયોગ થાય છે, જો કે جَلِيسٌ એ جَالِسٌ ના ભાવાર્થમાં છે પરંતુ એક તફાવત એ છે કે "કાઈદ" અને "જાલીસ" તો માત્ર બેસવાની પરિસ્થિતિમાં કહેવામાં આવે છે અને "કઈદ" તથા "જલીસ" સામાન્ય છે જે કોઈની સાથે હોય, ભલે તે બેઠેલો હોય અથવા ઊભો હોય અથવા ચાલતો ફરતો હોય એવા વ્યક્તિને "કઈદ" અથવા "જલીસ" કહેવામાં આવે છે. આ બંને ફરિશ્તાઓની એ જ પરિસ્થિતિ છે કે તેઓ દરેક સમયે દરેક હાલતમાં માનવીની સાથે રહે છે અને બેસેલા હોય અથવા ઊભા અથવા ચાલતા ફરતા કે સૂતેલા; માત્ર એવી હાલતમાં જ્યારે કે તે પેશાબ, પાખાનું અથવા સમાગમની જરૂરિયાતથી સતર ખોલતો હોય તો આ ફરિશ્તાઓ હટી જાય છે તો અલ્લાહે તેમને એવી શક્તિ આપી છે કે એવી હાલતમાં પણ જો તે કોઈ ગુનોહ કરે તો તેમને ખબર થઈ જાય છે.

ઈબ્ને કષીર (રહ.)એ અહનફ બિન કૈસની રિવાયતથી લખ્યું છે કે આ બંને ફરિશ્તાઓમાં જમણીબાજુવાળો નેક કર્મો લખે છે અને ડાબીબાજુવાળા ફરિશ્તાનો રખેવાળ અને અમીર છે, જો માનવી કોઈ ગુનોહ કરે છે તો જમણીબાજુવાળો ફરિશ્તો ડાબીબાજુવાળાને કહે છે કે હમણા તેને નોંધવહીમાં લખશો નહીં એને મહોલત આપો, જો તે તવબહ કરી લે તો રહેવા દો નહિતર પછી કર્મોની ખાતાવહી (આ'માલનામા)માં તેને નોંધી લો. *(રવાહુ ઈબ્ને અબી હાતિમ)*

**આ'માલનામુ (કર્મોની નોંધવહી) લખનાર ફરિશ્તાઓ :**

હઝરત હસન બસરી (રહ.)એ પ્રસ્તુત આયત عَنِ الْيَمِيْنِ وَعَنِ الشِّمَالِ قَعِيْدٌ તિલાવત કરીને કહ્યું,

*"હે આદમ પુત્ર ! તારા માટે આ'માલનામું પાથરવામાં આવી રહ્યું છે અને તારા ઉપર બે સન્માનનીય ફરિશ્તાઓ નક્કી કરી આપવામાં આવ્યા છે, એક તારી જમણી બાજુ, બીજો ડાબી બાજુ. જમણી બાજુવાળો તારી ભલાઈઓને લખે છે અને ડાબી બાજુવાળો તારી બુરાઈઓ અને ગુનાહોને. હવે આ વાસ્તવિકતાને સામે રાખીને જે તારું મન ઈચ્છે અમલ કર અને ઓછું કર અથવા વધારે; એટલે સુધી કે જ્યારે તું મૃત્યુ પામીશ તો આ નોંધવહી એટલે કે આ'માલનામું લપેટી લેવામાં આવશે અને તારા ગળામાં નાંખી દેવામાં આવશે જે તારી સાથે કબ્રમાં જશે અને રહેશે, એટલે સુધી કે જ્યારે તું કયામતના દિવસે કબ્રથી નીકળીશ તો તે સમયે અલ્લાહ તઆલા ફરમાવશે,* وَكُلَّ اِنْسَانٍ اَلْزَمْنٰهُ طٰٓئِرَهٗ فِيْ عُنُقِهٖ وَنُخْرِجُ لَهٗ يَوْمَ الْقِيٰمَةِ كِتٰبًا يَّلْقٰهُ مَنْشُوْرًا، اِقْرَاْ كِتٰبَكَ كَفٰى بِنَفْسِكَ الْيَوْمَ عَلَيْكَ حَسِيْبًا *એટલે કે, અમે દરેક માનવીનું આ'માલનામું તેના ગળામાં લગાવી દીધું છે અને કયામતના દિવસે તે તેને ખુલ્લું પામશે, હવે પોતાનું આ'માલનામું પોતે વાંચી લે તો પોતે જ પોતાનો હિસાબ લગાવવા માટે પૂરતું છે."*

પછી હઝરત હસન બસરી (રહ.)એ કહ્યું કે અલ્લાહની કસમ ! કે તે હસ્તીએ ઘણો ન્યાય અને ઈન્સાફ કર્યો જેણે પોતે તમને જ તમારા કર્મોનો હિસાબ રાખનાર બનાવી દીધા. (ઈબ્ને કષીર) આ દેખીતું છે કે આ'માલનામું કોઈ દુનિયવી કાગળ નથી જેના કબ્રમાં સાથે જવા અને કયામત સુધી બાકી રહેવા

ઉપર શંકા હોય; તે એક અભૌતિક વસ્તુ છે જેની વાસ્તવિકતા અલ્લાહ તઆલા જ જાણે છે એટલા માટે તેનું દરેક વ્યક્તિના ગળાનું હાર બનવું અને કયામત સુધી બાકી રહેવું કોઈ આશ્ચર્યજનક બાબત નથી.

**માનવીનું દરેક નિવેદન રેકોર્ડ કરવામાં આવે છે :**

مَا يَلْفِظُ مِنْ قَوْلٍ إِلَّا لَدَيْهِ رَقِيبٌ عَتِيدٌ એટલે કે, માનવી કોઈ નિવેદન જીભથી નથી કાઢતો જેને આ દેખરેખ રાખનાર ફરિશ્તાઓ સુરક્ષિત ન કરી લેતા હોય. હઝરત હસન બસરી (રહ.) અને કતાદહ (રહ.)એ કહ્યું કે આ ફરિશ્તા તેનો એક એક શબ્દ નોંધે છે, ભલે તેમાં કોઈ ગુનોહ અથવા સવાબ હોય અથવા ન હોય. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે માત્ર તે વાકયો લખવામાં આવે છે જેના ઉપર કોઈ સવાબ અથવા ગુનોહ હોય. ઈબ્ને કષીર (રહ.)એ આ બંને નિવેદનો નકલ કર્યા પછી કહ્યું કે કુર્આનની આયતના સામાન્યપણાથી પ્રથમ વાતની અગ્રિમતા મળતી હોવાનું જણાય છે કે દરેકે દરેક શબ્દ લખવામાં આવે છે, પછી અલી અબી તલ્હાની એક રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી જ એવી નકલ થઈ છે જેમાં આ બંને નિવેદનો એકઠા થઈ જાય છે, એક રિવાયતમાં એ છે કે પ્રથમ તો દરેક વાકય લખવામાં આવે છે ભલે ગુનાહ અને સવાબ એમાં હોય કે ન હોય પરંતુ અઠવાડિયે જુમેરાતના દિવસે તેના ઉપર ફરિશ્તાઓ પુનઃઅવલોકન કરી માત્ર તે બાકી રાખે છે જેમાં સવાબ અથવા ગુનોહ હોય, એટલે કે ભલાઈ અથવા બુરાઈ હોય, બાકીનું છોડી દેવામાં આવે છે. કુર્આને કરીમમાં وَيَمْحُو اللَّهُ مَا يَشَاءُ وَيُثْبِتُ وَعِنْدَهُ أُمُّ الْكِتَابِ ના ભાવાર્થમાં આ સંભાવનાની સાબિતી પણ સામેલ છે.

ઈમામ અહમદ (રહ.)એ હઝરત બિલાલ બિન હારિષ મજની (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

*"માનવી અમુક સમયે કોઈ ભલાઈનું વાકય કહે છે જેનાથી અલ્લાહ તઆલા રાજી થાય છે પરંતુ એ તેને મા'મૂલી વાત સમજીને બોલે છે, તેને ખબર પણ નથી હોતી કે તેનો સવાબ કયાં સુધી પહોંચ્યો ? કે અલ્લાહ તઆલા તેના માટે પોતાનો કાયમી રાજીપો કયામત સુધી લખી આપે છે, એ જ પ્રમાણે માનવી કોઈ વાકય અલ્લાહની નારાજગીનું (મા'મૂલી સમજીને) જીભથી કાઢે છે તેને*

*કલ્પના પણ નથી હોતી કે તેનો ગુનોહ અને વબાલ ક્યાં સુધીનો હશે ? અલ્લાહ તઆલા એના કારણે એવા વ્યક્તિથી પોતાની કાયમી નારાજગી કયામત સુધી માટે લખી આપે છે."* *(ઇબ્ને કષીરમાંથી)*

હઝરત અલકમહ (રહ.) હઝરત બિલાલ બિન હારિષની આ હદીષ નકલ કર્યા પછી કહે છે કે આ હદીષે મને ઘણી બધી વાતો જીભથી કાઢવાથી અટકાવી દીધો છે. *(ઇબ્ને કષીર)*

**મોતની સકળાત (મૃત્યુ અગાઉની મૂર્છાવસ્થા) :**

وَجَآئَتْ سَكْرَةُ الْمَوْتِ بِالْحَقِّ ذٰلِكَ مَا كُنْتَ مِنْهُ تَحِيْدُ મોતની સકળાતનો અર્થ મોતની કઠણાઈ અને મૂર્છા જે મોતના સમયે આવતી હોય છે તે છે. હઝરત અબૂબક બિન અંબારી (રહ.)એ પોતાની સનદ સાથે હઝરત મસ્રૂકથી રિવાયત કરી છે કે જ્યારે હઝરત સિદ્દીકે અકબર (રદિ.) ઉપર મોતની નિશાનીઓ શરૂ થઈ તો હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને બોલાવ્યા, તેઓ આવ્યા તો આવી હાલત જોઈને અનાયાસે એક શે'ર જીભથી નીકળ્યો.

اِذَا حَشْرَجَتْ يَوْمًا وَضَاقَ بِهَا الصَّدْرُ

એટલે કે જ્યારે રૂહ એક દિવસ મૂર્છિત થશે અને તેનાથી છાતી રૂંધાઈ જશે.

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ સાંભળ્યું તો કહ્યું કે તમે આ શે'ર બેકાર કહ્યો, એવું કેમ ન કહ્યું ! جَآئَتْ سَكْرَةُ الْمَوْتِ بِالْحَقِّ، ذٰلِكَ مَا كُنْتَ مِنْهُ تَحِيْدُ રસૂલે કરીમ ﷺની જ્યારે આવી હાલત આવી તો આપ ﷺ પાણીમાં હાથ નાંખીને ચહેરા મુબારક ઉપર ચોપડતા હતા અને ફરમાવતા હતા. لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ اِنَّ لِلْمَوْتِ سَكَرَاتٍ એટલે કે કલિમએ તય્યિબહ પઢતા પઢતા કહેતા હતા કે મોતની ઘણી કઠણાઈઓ હોય છે.

بِالْحَقِّ (બિલ્હક્ક) તેમાં શબ્દ بَاء (બા') تَعْدِيَة માટે હોય છે જેનો અર્થ છે મોતની કઠણાઈ સત્ય બાબતને લઈ આવી, એટલે કે મોતની સખ્તીએ તે વસ્તુઓ સાથે લાવી દીધી જે સાચી અને સાબિત છે અને કોઈને તેનાથી નાસી છૂટવાની કોઈ સંભાવના નથી. *(મઝહરી)*

ذٰلِكَ مَا كُنْتَ مِنْهُ تَحِيْدُ માં શબ્દ تَحِيْدُ (તહીદ) એ حَيْدٌ (હયૂદ)થી બને છે જેનો અર્થ "કેન્દ્રિત થવું, સ્થળેથી ખસી જવું અને એકરાર કરવા"નો પણ થાય છે. આયતનો ભાવાર્થ એ છે કે મોત તે વસ્તુ છે જેનાથી તું ભડકતો અને નાસતો હતો.

દેખીતું એ છે કે આ સંબોધન સામાન્ય માનવી માટે છે, મોતથી ભડકવું અને નાસવું સ્વાભાવિક રીતે સમગ્ર માનવજાતમાં જોવા મળે છે, દરેક વ્યક્તિ જિંદગીને પ્રિય અને મોતને આફત અને મુસીબત સમજીને તેનાથી બચવાની યુક્તિઓ પ્રયુક્તિઓ કરે છે જે શરઈ રીતે કોઈ ગુનોહ પણ નથી પરંતુ આયતમાં એ બતાવવાનું મંજૂર છે કે માનવીની આ સ્વાભાવિક અને પ્રાકૃતિક ઈચ્છા સંપૂર્ણ રીતે કદાપિ પૂરી નથી થઈ શકતી, એકને એક દિવસે તેને મોત તો આવશે જ, ભલે તમે એનાથી ગમે એટલું નાસવા ઈચ્છો.

**માણસને હશ્રના મેદાનમાં લાવનારા બે ફરિશ્તાઓ :**

وَجَآءَتْ كُلُّ نَفْسٍ مَّعَهَا سَآئِقٌ وَّشَهِيْدٌ આ આયતથી આગલી આયતમાં કયામત કાયમ થવાનું વર્ણન છે. આ આયતમાં હશ્રના મેદાનમાં બધા જ માનવોને હાજર થવાના એક ખાસ સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે કે દરેક માનવીની સાથે એક سَآئِقٌ (સાઈક) "હાંકનાર" હશે. سَآئِقٌ (સાઈક) તે વ્યક્તિને કહે છે જે ઢોરો અથવા કોઈ ટોળાની પાછળ રહીને તેને ખાસ સ્થળે પહોંચાડવા ઈચ્છતો હોય અને شَهِيْدٌ (શહીદ)નો અર્થ "ગવાહ"નો થાય છે. "સાઈક" ફરિશ્તો હોવું તો રિવાયતોથી સર્વસહમતીએ સાબિત છે. "શહીદ" વિશે તફસીરના ઉલમામાં વિવિધ નિવેદનો છે, અમુકના મતે તે પણ એક ફરિશ્તો જ હશે. એ પ્રમાણે સાઈક અને શહીદ એ બે ફરિશ્તાઓ થયા, એકનું કામ તેને હશ્રના મેદાનમાં પહોંચાડવાનું છે, બીજાનું કામ એ છે કે જ્યારે તેના અમલ રજુ થાય તો તે તેના ઉપર ગવાહી આપે, આ બંને ફરિશ્તા એ પણ હોઈ શકે છે જે માનવીની જમણે અને ડાબે કર્મોની નોંધ માટે હરપળે દુનિયામાં તેની સાથે રહે છે, એટલે કે કિરામુન અને કાતિબીન આ બે ફરિશ્તાઓ; અને એ પણ શક્ય છે કે તેઓ સિવાયના અન્ય પણ બે હોય.

શહીદ વિશે અમુક લોકોએ કહ્યું કે તે માનવીના કર્મો હશે અને અમુકે પોતે

આ જ માનવને ગવાહ કહ્યો. ઇબ્ને કષીર (રહ.) કહે છે કે આયતના જાહેર અર્થથી એ જ જણાય છે કે તે પણ એક ફરિશ્તો જ હશે જે તેના કર્મો ઉપર ગવાહી આપશે. હઝરત ઉસ્માન ગની (રદિ.)એ ખુત્બામાં આ આયત તિલાવત કરીને આ જ તફસીર કરી અને હઝરત મુજાહિદ, કતાદહ, ઇબ્ને ઝૈદ તફસીરકારોથી પણ આવું જ નકલ થયું છે, ઇબ્ને જરીરે પણ તેને જ અગ્રિમતા આપી છે.

**મૃત્યુ પછી આંખો તે બધું જ કાંઈ જોશે જે જિંદગીમાં જોઈ શકાતું ન હતું :**

فَكَشَفْنَا عَنكَ غِطَآءَكَ فَبَصَرُكَ الْيَوْمَ حَدِيدٌ એટલે કે અમે તમારી આંખો ઉપરથી આ પડદા હટાવી દીધા, આજે તમારી દૃષ્ટિ ખૂબ તેજ છે, એનું સંબોધન કોને છે ? એમાં પણ તફસીરકારોના વિવિધ નિવેદનો છે પરંતુ પ્રચલિત એ જ છે કે આ સામાન્ય માનવીને સંબોધન છે જેમાં મો'મિન, કાફિર, પરહેઝગાર, દુષ્ટ બધા જ સામેલ છે. આ જ તફસીરને ઇબ્ને જરીર, ઇબ્ને કષીર (રહ.) વગેરેએ અપનાવી છે અને આયતનો ભાવાર્થ એ છે કે દુનિયાનું ઉદાહરણ સ્વપ્નની જિંદગી સમાન છે અને આખિરતનું ઉદાહરણ જાગૃતાવસ્થા જેવું, જેમકે સ્વપ્નમાં માનવીની આંખો બંધ હોય છે, કશું જોતી નથી એ જ પ્રમાણે માનવી જે વાસ્તવિકતાઓને જેનો સંબંધ આખિરતની દુનિયા સાથે છે અને દુનિયાનો આંખોથી જોતો નથી પરંતુ આ જાહેર આંખો બંધ થતાં જ તે સ્વપ્નની દુનિયા સમાપ્ત થઈને જાગૃતાવસ્થાની પરિસ્થિતિ આવશે જેમાં તે બધી જ વાસ્તવિકતાઓ અને તથ્યો સામે આવી જાય છે, આથી જ અમુક ઉલમાએ કહ્યું, النَّاسُ نِيَامٌ فَإِذَا مَاتُوا انْتَبَهُوا એટલે કે આજની દુનિયાની જિંદગીમાં બધા માનવો સૂઈ રહ્યા છે જ્યારે મૃત્યુ પામશે તે સમયે જ જાગશે.

وَقَالَ قَرِينُهُ هَٰذَا مَا لَدَيَّ عَتِيدٌ અહીંયાં قَرِينٌ (કરીન)નો ભાવાર્થ તે ફરિશ્તાઓ છે જે માનવીની સાથે તેના કર્મો લખવા માટે રહેતા હતા અને પ્રથમ જાણ થઈ ચૂકી છે કે અમલો લખનાર બે ફરિશ્તાઓ હોય છે પરંતુ આનાથી પહેલી આયતમાં કયામતમાં માનવીની હાજરી વખતે એકને સાઈક અને બીજાને શહીદ કહેવામાં આવ્યા છે, એટલા માટે વાક્યની શૈલીથી એ ભાવાર્થ નીકળે છે કે અમલો લખનાર બે ફરિશ્તાઓને હશ્રના મેદાનમાં તે વ્યક્તિની હાજરીના સમયે

બે કામ સોંપવામાં આવ્યા છે, એકના માથે તેની પાછળ રહી તેને હશ્રના મેદાનમાં પહોંચાડવાની જવાબદારી નાંખવામાં આવી જેને આયતમાં "સાઈક"નું નામ આપવામાં આવ્યું, બીજાના માથે તેનું નામએ આ'માલ સોંપવામાં આવ્યું જેને "શહીદ"ના નામથી ઓળખાવવામાં આવ્યો, મેદાને હશ્રમાં પહોંચ્યા પછી નામએ આ'માલવાળો ફરિશ્તો એટલે કે "શહીદ" એવી વિનંતી કરશે, هٰذَا مَا لَدَيَّ عَتِيْدٌ એટલે કે તેના અમલો મારી પાસે લખેલા મોજૂદ છે અને ઈબ્ને જરીર (રહ.)એ પોતાની તફસીરમાં નોંધ્યું છે કે અહીંયાં قَرِيْن (કરીન)માં سَائِق (સાઈક) અને شَهِيْد (શહીદ) બંને સામેલ છે.

اَلْقِيَا فِيْ جَهَنَّمَ كُلَّ كَفَّارٍ عَنِيْدٍ માં શબ્દ اَلْقِيَا (અલ્કિયા) એ બેવચનનું ક્રિયાપદ છે જે બે વ્યક્તિઓ માટે બોલવામાં આવે છે. આ આયતમાં જે બે ફરિશ્તાઓનું સંબોધન છે તે કોણ છે ? દેખીતું એ છે કે આ જ બે ફરિશ્તાઓ જેમને પ્રથમ સાઈક અને શહીદ કહેવામાં આવ્યા છે તેનું સંબોધન છે, અમુક તફસીરકારોએ બીજા ખુલાસાઓ પણ લખ્યા છે. *(ઈબ્ને કસીરમાંથી)*

قَالَ قَرِيْنُهٗ رَبَّنَا مَا اَطْغَيْتُهٗ માં શબ્દ قَرِيْن (કરીન)નો મૂળ અર્થ "પાસે રહેનારો અને જોડાયેલા રહેલા"નો છે. આ અર્થના આધારે પાછલી આયતમાં "કરીન"નો ભાવાર્થ તે ફરિશ્તો અથવા ફરિશ્તાઓ લેવામાં આવ્યા છે જે માનવીના અમલો લખે છે અને માણસની સાથે જે રીતે બે ફરિશ્તાઓ "કરીન" બનાવવામાં આવ્યા છે તે જ પ્રમાણે એક શયતાન પણ દરેક માનવીનો કરીન રહે છે જે તેને ગુમરાહી અને ગુનાહો તરફ આમંત્રણ આપે છે. આ આયતમાં "કરીન"થી આ જ શયતાન ભાવાર્થ સ્વરૂપે છે, જ્યારે તે વ્યક્તિને જહન્નમમાં નાંખવાનો હુકમ થશે તો તે શયતાન તેનાથી પોતે અળગા હોવાની જાહેરાત કરશે કે તેને મેં ગુમરાહ નથી કર્યો પરંતુ એ પોતે જ ગુમરાહ હતો જે ગુમરાહીની વાતને સ્વીકારતો હતો અને નેક વાત ઉપર ધ્યાન આપતો ન હતો. જાહેર વાતચીતથી એવું જણાય છે કે જહન્નમમાં જનાર તે સમયે એવું બહાનું કાઢશે કે મને તો આ શયતાને બહેકાવ્યો હતો નહિતર મેં નેક કામ કર્યા હોત, તેના જવાબમાં શયતાન પોતે તેનાથી અળગા હોવાની જાહેરાત કરશે અને બંનેના ઝઘડાના જવાબમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ થશે,

لَا تَخْتَصِمُوْا لَدَيَّ وَقَدْ قَدَّمْتُ اِلَيْكُمْ بِالْوَعِيْدِ એટલે કે મારી સામે ઝઘડો ન

કરો, હું તો પ્રથમથી જ અંબિયા (અલૈ.) દ્વારા તમારા વ્યર્થ બહાનાઓનો જવાબ આપી ચૂક્યો છું અને આસમાની કિતાબો દ્વારા દલીલો સ્પષ્ટ કરી ચૂક્યો છું આવી વ્યર્થ બહાનાબાજી અને ઝઘડો આજે ચાલવાનો નથી.

مَا يُبَدَّلُ الْقَوْلُ لَدَىَّ وَمَا أَنَا بِظَلَّامٍ لِّلْعَبِيدِ મારી પાસે નિવેદનો બદલાયા નથી કરતા જે ફેંસલો કરી દીધો છે તે લાગુ પડશે અને અમે કોઈના ઉપર જુલમ નથી કર્યો, ન્યાય પ્રમાણે જ ફેસલો કર્યો છે.

---

## આયતો : (સૂરએ કાફ : આયત નં. ૩૦ થી ૩૫)

يَوْمَ نَقُولُ لِجَهَنَّمَ هَلِ امْتَلَأْتِ وَتَقُولُ هَلْ مِن مَّزِيدٍ ﴿٣٠﴾ وَأُزْلِفَتِ الْجَنَّةُ لِلْمُتَّقِينَ غَيْرَ بَعِيدٍ ﴿٣١﴾ هَٰذَا مَا تُوعَدُونَ لِكُلِّ أَوَّابٍ حَفِيظٍ ﴿٣٢﴾ مَّنْ خَشِيَ الرَّحْمَٰنَ بِالْغَيْبِ وَجَاءَ بِقَلْبٍ مُّنِيبٍ ﴿٣٣﴾ ادْخُلُوهَا بِسَلَامٍ ذَٰلِكَ يَوْمُ الْخُلُودِ ﴿٣٤﴾ لَهُم مَّا يَشَاءُونَ فِيهَا وَلَدَيْنَا مَزِيدٌ ﴿٣٥﴾

## તરજુમો :

*જે દિવસે અમે દોઝખને કહીએ, તું ભરાઈ પણ ચૂકી અને તે કહે, કંઈક (હજુ) બીજું પણ છે. (૩૦) અને જન્નત (અલ્લાહથી) ડરનારાઓ માટે નજીક લાવવામાં આવે, (તે) દૂર નથી. (૩૧) આ તે છે જેનો તમને વાયદો થયો હતો દરેક રુજૂઅ રહેનારા, યાદ રાખનારા માટે. (૩૨) જે વિના જોયે રહમાનથી ડર્યો અને રુજૂઅ રહેનાર દિલ લાવ્યો. (૩૩) તેમાં ચાલ્યા જાઓ સલામત રીતે આ દિવસ હંમેશા રહેવાનો છે. (૩૪) તેમના માટે ત્યાં છે જે કંઈ તેઓ ઈચ્છે અને અમારી પાસેથી કંઈક વધારે પણ ! (૩૫)*

## તફસીર :

(અહીંયાંથી મહશરની બાકી ઘટનાઓનું વર્ણન છે કે તે દિવસ લોકોને યાદ અપાવો) જે દિવસે કે અમે (કાફિરોને તેમાં દાખલ કર્યા પછી) દોઝખને કહીશું કે તું ભરાઈ ગઈ અને તે કહેશે કે કંઈક બીજા પણ છે ? (આ જહન્નમનું પૂછવું કદાચ કાફિરોને વધારે ડરાવવા માટે હોય કે જવાબ સાંભળીને તેમના

દિલમાં દોઝખનો વધારે ભય પેદા થાય કે અમે એવા ખતરનાક સ્થળ ઉપર પહોંચ્યા છે જે સૌને ખાઈ જવા ઈચ્છે છે અને જહન્નમ તરફથી هَلْ مِنْ مَّزِيْدٍ નો જવાબ પણ કદાચ આ ક્રોધની જાહેરાત છે જે જહન્નમને અલ્લાહના દુશ્મનો એટલે કે કાફિરો સાથે છે જેનું વર્ણન સૂરએ મુલ્કમાં આવા શબ્દોમાં આવ્યું છે وَهِيَ تَفُوْرُ تَكَادُ تَمَيَّزُ مِنَ الْغَيْظِ જહન્નમે જવાબમાં એવું નથી કહ્યું કે મારું પેટ નથી ભરાયું; બલકે વધારેની ફરમાઈશ પોતાના ક્રોધના કારણે કરી એટલા માટે કુર્આને કરીમમાં બીજા સ્થળે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે, لَاَمْلَئَنَّ جَهَنَّمَ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ اَجْمَعِيْنَ એટલે કે હું જહન્નમને જિન્નાતો અને માનવોથી ભરી દઈશ એ તેનાથી વિપરીત નથી અને આયતનો અર્થ એ છે કે અલ્લાહ તઆલા પોતાના પાછલા વાયદા لَاَمْلَئَنَّ માટે જિન્નાતો અને માનવોને જહન્નમમાં નાંખતો રહેશે અને તે જહન્નમ એવું કહેતી રહેશે કે કંઈક હજુ પણ છે ? –ઈબ્ને કષીર) અને (જન્નતનું વર્ણન એ છે કે તે) જન્નત મુત્તકીઓની નજીક કરી દેવામાં આવશે કે કંઈ જ દૂર રહેશે નહીં (અને મુત્તકીઓને કહેવામાં આવશે કે) આ તે વસ્તુ છે જેનો તમને (આ જ વિષય વિશે) વાયદો કરવામાં આવતો હતો કે તે દરેક એવા વ્યક્તિ માટે છે જે (અલ્લાહ તરફ દિલથી) રુજૂઅ્ થનાર (અને રુજૂઅ્ થઈને અમલો અને આજ્ઞાપાલનની) પાબંદી કરનાર હોય (મતલબ એ છે કે) જે અલ્લાહથી વિના દેખે ડરતો હોય અને (અલ્લાહ તઆલા પાસે) રુજૂઅ્ થનાર દિલ લઈને આવશે (તેમને હુકમ થશે) કે આ જન્નતમાં સલામતીની સાથે દાખલ થઈ જાઓ, આ દિવસ હંમેશા રહેવા (માટે હુકમ થવા)નો છે, તેમને જન્નતમાં સઘળું કાંઈ મળશે જે કંઈ તેઓ ઈચ્છશે અને અમારી પાસે (તેમની ઈચ્છીત વસ્તુઓ કરતાં) બીજું પણ વધારે (ઈનામ) છે (કે ત્યાં સુધી જન્નતીની કલ્પના કે અનુમાન પણ પહોંચશે નહીં જેમકે હદીષમાં રસૂલે કરીમ ﷺએ જન્નતની નેઅ્મતો વિશે ફરમાવ્યું કે તે એવી છે જેને ન તો કોઈ આંખોએ જોઈ અને ન જ કોઈ કાનોએ સાંભળી અને ન જ કોઈ મનુષ્યના દિલમાં તેનો વિચાર સુદ્ધાં આવ્યો છે, આ નેઅ્મતોમાં એક નેઅ્મત હક તઆલાનો દીદાર પણ છે).

**મસ્અલા અને બોધપાઠ :**

**اَوَّابٌ (અવ્વાબ) કોણ લોકો છે ?**

لِكُلِّ اَوَّابٍ حَفِيْظٍ એટલે કે, જન્નતનો વાયદો દરેક તે વ્યક્તિ માટે છે જે

أَوَّابٍ (અવ્વાબ) અને حَفِيظٍ (હફીઝ) હોય. "અવ્વાબ"નો અર્થ "રુજૂઅ્ થનાર"નો છે, ભાવાર્થ તે વ્યક્તિ છે જે ગુનાહથી અલ્લાહ તઆલા તરફ રુજૂઅ્ કરી શરણે જનારો હોય.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) તથા શુઅ્બી અને મુજાહિદ (રહ.)એ કહ્યું કે "અવ્વાબ" તે વ્યક્તિ છે જે એકાંતમાં પોતાના ગુનાહોને યાદ કરે અને તેનાથી તવબહ કરે. હઝરત ઉબયદ બિન ઉમૈર (રદિ.)એ કહ્યું કે અવ્વાબ તે વ્યક્તિ છે જે પોતાની દરેક મજલિસોમાં, દરેક બેઠકમાં અલ્લાહ તઆલા પાસે પોતાના ગુનાહોની મા'ફી માંગે અને પછી ફરમાવ્યું કે અમને એ બતાવવામાં આવ્યું છે કે અવ્વાબ અને હફીઝ તે વ્યક્તિ છે જે પોતાની દરેક મજલિસથી ઉઠતી વખતે આ દુઆ પઢે. سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ اَللّٰهُمَّ اِنِّیْ اَسْتَغْفِرُکَ مِمَّا اَصَبْتُ فِیْ مَجْلِسِیْ هٰذَا (પાક છે અલ્લાહ અને સઘળા વખાણ તેના જ છે, યા અલ્લાહ ! હું મા'ફી માંગુ છું તે બુરાઈથી જે મે આ મજલિસમાં કરી હોય.)

હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ પોતાની મજલિસથી ઉઠતી વખતે આ દુઆ પઢે, અલ્લાહ તઆલા તેના તે સૌ ગુનાહ મા'ફ કરી આપશે જે તેનાથી આ મજલિસમાં થયા હોય, તે દુઆ આવી છે, سُبْحَانَکَ اللّٰهُمَّ وَبِحَمْدِکَ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ اَسْتَغْفِرُکَ وَاَتُوْبُ اِلَیْکَ (એટલે કે યા અલ્લાહ ! તું પાક છે અને તારા વખાણ અને તારી તા'રીફ છે. તારા સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, હું તારાથી મા'ફી માંગું છું અને તવબહ કરું છું.)

"હફીઝ"નો અર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એવો બતાવ્યો છે કે જે વ્યક્તિ પોતાના ગુનાહોને યાદ રાખે જેથી તેનાથી રુજૂઅ્ કરીને મા'ફી માંગે અને તેમનાથી એક રિવાયતમાં હફીઝનો અર્થ هُوَ الْحَافِظُ لِاَمْرِ اللّٰهِ નો પણ નકલ થયો છે, એટલે કે જે વ્યક્તિ અલ્લાહ તઆલાના હુકમોને યાદ રાખે. હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની એક હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ દિવસની શરૂઆતમાં ચાર રકા'તો (ઈશ્રાકની) પઢી લે તે અવ્વાબ અને હફીઝ છે. (કુર્તુબી)

وَجَآءَ بِقَلْبٍ مُّنِيْبٍ અબૂબક વર્રાક (રહ.) ફરમાવે છે કે, مُنِيْبٍ (મુનીબ)ની નિશાની એ છે કે તે હક્ક તઆલા જલ્લ શા'નૂહુના અદબને દરેક

વખતે નજર સમક્ષ રાખે અને તેની સામે વિનમ્રતા અને આજિઝીથી રહે અને પોતાની મનેચ્છાઓને છોડી દે.

لَهُمْ مَّا يَشَآءُوْنَ فِيْهَا (એટલે કે જન્નતવાળાઓને જન્નતમાં દરેક તે વસ્તુ મળશે જેની તે ઈચ્છા કરશે, એટલે કે જન્નતવાળાઓ જે વસ્તુની ઈચ્છા કરશે તે તરત જ હાજર અને તૈયાર મળશે. રાહ જોવાની અથવા મોડું થવાની તકલીફ થશે નહીં. મુસ્નદે અહમદમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જન્નતમાં જો કોઈ વ્યક્તિને અવલાદની ઈચ્છા થશે તો ગર્ભ તથા જન્મ, પછી બાળકનું મોટું થવું એ બધું એક ક્ષણમાં થઈ જશે.

*(ઈબ્ને કષીર)*

وَلَدَيْنَا مَزِيْدٌ એટલે કે અમારી પાસે એવી નેઅ્મતો પણ છે જેના તરફ માનવીની કલ્પના અને અનુમાન પણ નથી પહોંચી શકતું એટલા માટે તે તેની ઈચ્છા પણ કરી શકતો નથી. હઝરત અનસ અને જાબીર (રદિ.)એ ફરમાવ્યું કે આ વધારાની નેઅ્મત અલ્લાહ તઆલાના દર્શન છે જે જન્નતવાળાઓને પ્રાપ્ત થશે, આ વિષયની હદીષો પોતે રસૂલે કરીમ ﷺથી પણ لِلَّذِيْنَ اَحْسَنُوا الْحُسْنٰى وَزِيَادَةٌ આયતની તફસીરમાં વર્ણન થઈ છે અને અમુક રિવાયતોમાં છે કે જન્નતવાળાઓને હક્ક સુબ્હાનહુ વ તઆલાના દર્શન જુમ્આના દિવસે થયા કરશે.

*(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ કાફ : આયત નં. ૩૬ થી ૪૦)

وَكَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنْ قَرْنٍ هُمْ اَشَدُّ مِنْهُمْ بَطْشًا فَنَقَّبُوْا فِى الْبِلَادِ ۭ هَلْ
مِنْ مَّحِيْصٍ ﴿٣٦﴾ اِنَّ فِيْ ذٰلِكَ لَذِكْرٰى لِمَنْ كَانَ لَهٗ قَلْبٌ اَوْ اَلْقَى السَّمْعَ وَهُوَ
شَهِيْدٌ ﴿٣٧﴾ وَلَقَدْ خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ڰ وَّمَا
مَسَّنَا مِنْ لُّغُوْبٍ ﴿٣٨﴾ فَاصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ
وَقَبْلَ الْغُرُوْبِ ﴿٣٩﴾ وَمِنَ الَّيْلِ فَسَبِّحْهُ وَاَدْبَارَ السُّجُوْدِ ﴿٤٠﴾

**તરજુમો :**

*અને કેટલાય સમૂહો અમે તેમનાથી પહેલાં તબાહ કરી ચૂક્યા કે તેમની શક્તિ તેમનાથી (પણ) જબરદસ્ત હતી, પછી શહેરો ખૂંદી માર્યા, ક્યાં છે નાસવાનું ઠેકાણું ? (૩૬) એમાં વિચારવાનો મોકો છે એના માટે જેની અંદર દિલ છે અથવા દિલ લગાવીને (ધ્યાનપૂર્વક) કાન ધરે. (૩૭) અને અમે આસમાન અને જમીન બનાવ્યા અને જે કંઈ તેમની મધ્યમાં છે છ દિવસમાં અને અમને કંઈ થાક ન લાગ્યો. (૩૮) બસ તમે (એ વિશે) સહન કરો જે કંઈ તેઓ કહે છે અને પોતાના પરવરદિગારની ખૂબીઓ સાથે પવિત્રતા વર્ણન કરતા રહો સૂરજ નીકળતા પહેલાં અને સૂરજ ડૂબતા પહેલાં. (૩૯) અને કંઈક રાત્રિમાં તેની પવિત્રતા વર્ણન કરો અને (નમાઝોના) સિજ્દાઓ પછી (પણ). (૪૦)*

**તફસીર :**

અને અમે તેમનાથી (એટલે કે મક્કાવાળાઓથી) પહેલાં ઘણી બધી ઉમ્મતોનો (તેમના કુફ્રના કારણે) નાશ કરી ચૂક્યા છે જે શક્તિમાં તેમનાથી (કેટલાય ઘણા) વધારે હતા અને (દુનિયાના સરસામાન વધારવા માટે) બધા શહેરોને ખૂંદી વળતા હતા, (એટલે કે બળની સાથે સાથે આર્થિક સરસામાનમાં પણ ઘણી પ્રગતિ કરી હતી પરંતુ જ્યારે અમારો અઝાબ નાઝિલ થયો ત્યારે તેમને) ક્યાંય નાસવાનું ઠેકાણું પણ ન મળ્યું (એટલે કે કોઈપણ રીતે બચી ન શક્યા) આ (નાશ થવાની ઘટના)માં તે વ્યક્તિ માટે ઘણી શિખામણ છે જેની પાસે (સમજનારું) દિલ હોય અથવા (જો સમજ ન હોય તો ઓછામાં ઓછું એટલું જ હોય કે) તે (દિલથી) ધ્યાન ધરીને (વાત તરફ) કાન પણ લગાવી દેતો હોય (અને સાંભળ્યા પછી ટૂંકમાં સચ્ચાઈનો શ્રદ્ધાળુ બનીને એ વાતનો સ્વીકાર કરી લેતો હોય) અને (જો કયામતનો ઈન્કાર એ બીના ઉપર છે કે તમે અલ્લાહ તઆલાની કુદરતને એવું કરવા અસમર્થ સમજો છો તો તે એટલા માટે ખોટું ઠરે છે કે અમારી શક્તિ એવી છે કે) અમે આસમાનોને અને જમીનને અને જે કંઈ તેના મધ્યમાં છે તે બધાને છ દિવસ(ની મુદ્દત)માં (તે સમયના પ્રમાણ પ્રમાણે) પેદા કર્યા અને અમને જરા પણ થાક ન લાગ્યો (પછી માનવીને ફરીવાર પેદા કરવું શું

મુશ્કેલ છે ? જેમકે અલ્લાહ તઆલા સૂરએ અહકાફમાં ફરમાવે છે, اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَلَمْ يَعْىَ بِخَلْقِهِنَّ بِقٰدِرٍ عَلٰٓى اَنْ يُّحْيِىَ الْمَوْتٰى અને આ શંકાઓને રદ કરનાર જવાબો છતાં આ લોકો ઈન્કાર કરવા ઉપર અક્કડ છે) બસ તેમની વાતો ઉપર સબ્ર કરો (એટલે કે દિલગીર ન થાઓ) અને (કારણ કે તેના તરફ દિલને પ્રવૃત્ત કરવામાં આવે તો તે ગમની વાત દિલમાંથી નીકળતી નથી અને વારંવાર યાદ આવવાથી દિલને કષ્ટ પહોંચાડે છે એટલા માટે કહેવામાં આવ્યું કે) પોતાના પરવરદિગારની તસ્બીહ અને વખાણ કરતા રહો (તેમાં નમાઝ પણ સામેલ છે) સૂરજ નીકળતા પહેલાં (દાખલા તરીકે સવારની નમાઝ) અને (તેના) ડૂબવાથી પહેલાં (દાખલા તરીકે ઝુહ્ર અને અસર) અને રાતમાં પણ તેની તસ્બીહ (અને વખાણ) કર્યા કરો (તેમાં મગરિબ અને ઈશા આવી ગઈ) અને (ફરજ) નમાઝો પછી પણ (તેમાં નફલો અને દુઆઓ અને ઝિક્ર પણ આવી ગયું, ખુલાસો એ થયો કે અલ્લાહના ઝિક્રમાં અને તેની ચિંતામાં લાગેલા રહો જેથી તેમના કુફિયા નિવેદનો તરફ ધ્યાન જ ન થાય).

**મસ્અલા અને બોધપાઠ :**

فَنَقَّبُوْا فِى الْبِلَادِ ۭ هَلْ مِنْ مَّحِيْصٍ માં શબ્દ نَقَّبُوْا (નક્કબૂ) એ تَنْقِيْبٌ (તન્કીબ)થી બનેલ છે, તેનો મૂળ અર્થ "કાણું કરવાનો અથવા ફાડવાનો" થાય છે. રૂઢિપ્રયોગમાં પૃથ્વીના દૂર સુદૂરના દેશો સુધી હરવા ફરવાના અર્થમાં ઉપયોગ થાય છે. *(કામૂસ)*

અને مَحِيْصٌ (મહીસ)નો અર્થ શરણનું સ્થળ થાય છે, આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ તમારાથી પહેલાં કેટલીય કોમો અને સમુદાયોનો નાશ કરી નાંખ્યો છે જે શક્તિ અને બળમાં તમારાથી કેટલાય ઘણા વધારે હતા અને જે વિવિધ પ્રદેશો અને ભૂભાગોમાં વેપાર વગેરે માટે હરતા ફરતા રહ્યા પરંતુ જુઓ કે અંતે તેમને મોત આવ્યું અને તેઓનો નાશ થયો, કોઈ પ્રદેશ અથવા મકાન તેમને મોતથી શરણ આપી ન શક્યું.

**જ્ઞાન પ્રાપ્ત કરવાની બે પદ્ધતિઓ :**

لِمَنْ كَانَ لَهٗ قَلْبٌ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે અહીંયાં قَلْبٌ (કલ્બ)નો ભાવાર્થ "બુદ્ધિ" છે, કારણ કે બુદ્ધિનું કેન્દ્ર દિલ જ હોય છે એટલા માટે

તેને કલ્બ એટલે કે "દિલ" વડે ઓળખાવવામાં આવ્યું. અમુક વિવરણકારોએ કહ્યું કે અહીંયાં કલ્બનો ભાવાર્થ જિંદગી છે તે પણ એટલા માટે કે જિંદગીનો આધાર દિલ છે, આયતનો ભાવાર્થ એ થયો કે કુર્આનની આ સૂરતમાં જે કંઈ વર્ણન કરવામાં આવ્યું છે એમાં શિખામણ અને બોધનો લાભ તે જ વ્યક્તિને પહોંચી શકે છે જેમાં બુદ્ધિ હોય અથવા જિંદગી હોય, મૂર્ખ અને મુરદાને શું લાભ પહોંચવાનો છે !

اَوْاَلْقَى السَّمْعَ وَهُوَ شَهِيْدٌ માં શબ્દ اِلْقَاءِ سَمْعٌ નો અર્થ કોઈ વાત તરફ કાન ધરવાનો થાય છે. شَهِيْدٌ (શહીદ) "હાજર" હોવાના અર્થમાં છે, ભાવાર્થ એ છે કે પ્રસ્તુત આયતોનો લાભ બે પ્રકારના વ્યકિતઓને પહોંચે છે, એક તે જે પોતે બુદ્ધિશાળી હોય, પોતાની બુદ્ધિથી તે બધા વિષયોની ખરાઈ કરે છે અથવા પછી તે વ્યક્તિ જે અલ્લાહ તઆલાની આયતોને કાન ધરીને ધ્યાનથી સાંભળે અને એ રીતે સાંભળે કે તે પોતે ત્યાં દિલથી હાજર પણ હોય, એટલે કે એવું ન હોય કે કાન તો સાંભળી રહ્યા છે પરંતુ તેનું દિલ હાજર નથી, તફસીરે મઝહરીમાં કહેવામાં આવ્યું છે કે પ્રથમ પ્રકાર ઉમ્મતના સંપૂર્ણ કામિલીન લોકોનો છે અને બીજો પ્રકાર તેમના અનુયાયીઓ અને મુખ્લિસ મુરીદોનો છે જે તેમના ઉપર શ્રદ્ધા રાખી દીનની વાતો માની લે છે.

وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَقَبْلَ الْغُرُوْبِ માં શબ્દ سَبِّحْ (સબ્બીહ) એ تَسْبِيْحٌ (તસ્બીહ)થી બને છે, તેનો વાસ્તવિક અર્થ અલ્લાહ તઆલાના વખાણ કરવા એટલે કે તેની પવિત્રતા વર્ણન કરવી થાય છે, તેમાં મૌખિક રીતે તસ્બીહ પઢવી પણ સામેલ છે અને નમાઝની ઈબાદતો વગેરે પણ તેથી અમુક લોકોએ કહ્યું કે સૂર્યોદય પહેલાંની તસ્બીહથી ફજરની નમાઝ ભાવાર્થ સ્વરૂપે છે અને સૂર્યાસ્ત પહેલાંની તસ્બીહથી અસ્રની નમાઝ ભાવાર્થ સ્વરૂપે છે, હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ (એક લાંબી હદીષના સંદર્ભમાં) કહ્યું,

اِنِ اسْتَطَعْتُمْ اَنْ لَّا تُغْلَبُوْا عَلٰى صَلٰوةٍ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَقَبْلَ غُرُوْبِهَا، يَعْنِى الْعَصْرَ وَالْفَجْرَ ثُمَّ قَرَأَ جَرِيْرٌ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَقَبْلَ غُرُوْبِهَا. (بُخَارِىْ وَمُسْلِمٌ وَاللَّفْظُ لِمُسْلِمٍ)

*"પ્રયત્ન કરો કે તમારાથી સૂર્યોદય અને સૂર્યાસ્તથી પહેલાંની નમાઝો છૂટવા ન પામે.... એટલે કે ફજ્ર અને અસ્રની નમાઝ અને આ બાબત ઉપર દલીલ કરવા માટે પ્રસ્તુત આયત તિલાવત કરી."* *(કુર્તુબી)*

આયતના ભાવાર્થમાં તે સામાન્ય તસ્બીહો પણ સામેલ છે જેને સવારે અને સાંજે પઢવાનું સહીહ હદીષોમાં પ્રોત્સાહન આપવામાં આવ્યું છે, સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની હદીષ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ સવારના સમયે અને સાંજના સમયે સો સો વખતે "સુબ્હાનલ્લાહ" પઢયા કરે કયામતના દિવસે કોઈ વ્યક્તિ તેનાથી બહેતર અમલ લઈને આવશે નહીં એ વ્યક્તિ સિવાય કે તે પણ આ તસ્બીહ એટલી જ વાર અથવા તેનાથી વધારે પઢતો હોય તથા સહીહ બુખારી અને મુસ્લિમની જ એક રિવાયત હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી જ વર્ણન થઈ છે તે પણ એ છે કે જે વ્યક્તિ દિવસમાં સો વખતે "સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી" પઢે તેના ગુનાહો મા'ફ કરી આપવામાં આવશે ભલે તે સમંદરના મોજાંઓથી પણ વધારે હોય. *(મઝહરી)*

وَاَدْبَارَ السُّجُوْدِ હઝરત મુજાહિદ (રહ.)એ તેની તફસીરમાં કહ્યું કે سُجُوْد (સુજૂદ)નો ભાવાર્થ ફરજ નમાઝો છે અને اَدْبَارَ السُّجُوْدِ નો ભાવાર્થ તે તસ્બીહો પઢવું છે જેની ફઝીલત દરેક નમાઝ પછી મરફૂઅ્ હદીષમાં આવી છે, હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ દરેક ફરજ નમાઝ પછી ૩૩ વખતે "સુબ્હાનલ્લાહ", ૩૩ વખતે "અલ્હમ્દુલિલ્લાહ" અને ૩૩ વખતે "અલ્લાહુ અકબર" તથા એક વખતે لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ (લા ઈલાહા ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહુ, લહુલ્ મૂલ્કુ વલહુલ્હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર) પઢી લેયા કરે તો તેની ભૂલો મા'ફ કરવામાં આવશે ભલે તે દરિયાના મોજાંઓ બરાબર હોય. (રવાહુ બુખારી અને મુસ્લિમ) અને اَدْبَارَ السُّجُوْدِ નો ભાવાર્થ તે સુન્નતો પણ હોઈ શકે છે જે ફરજ નમાઝો પછી સહીહ હદીષોમાં આવી છે.

*(મઝહરી)*

**આયતો : (સૂરએ કાફ : આયત નં. ૪૧ થી ૪૫)**

| |
|---|
| وَاسْتَمِعْ يَوْمَ يُنَادِ الْمُنَادِ مِنْ مَّكَانٍ قَرِيبٍ ﴿٤١﴾ يَوْمَ يَسْمَعُونَ الصَّيْحَةَ |
| بِالْحَقِّ ۚ ذٰلِكَ يَوْمُ الْخُرُوجِ ﴿٤٢﴾ إِنَّا نَحْنُ نُحْيِي وَنُمِيتُ وَإِلَيْنَا الْمَصِيرُ ﴿٤٣﴾ |
| يَوْمَ تَشَقَّقُ الْأَرْضُ عَنْهُمْ سِرَاعًا ۚ ذٰلِكَ حَشْرٌ عَلَيْنَا يَسِيرٌ ﴿٤٤﴾ نَحْنُ أَعْلَمُ بِمَا |
| يَقُولُونَ وَمَا أَنْتَ عَلَيْهِمْ بِجَبَّارٍ ۖ فَذَكِّرْ بِالْقُرْآنِ مَنْ يَّخَافُ وَعِيدِ ﴿٤٥﴾ |

**તરજુમો :**

*અને (ધ્યાનથી) સાંભળો ! જે દિવસે પોકારનારો નજીકના સ્થળેથી પોકારશે. (૪૧) જે દિવસે ખરેખરી ગર્જના સાંભળશે, તે છે નીકળી પડવાનો દિવસ. (૪૨) બેશક ! અમે જ જિવાડીએ અને મારીએ છીએ અને અમારા સુધી સૌને પહોંચવાનું છે. (૪૩) જે દિવસે જમીન ફાટીને તે સૌ દોડતા નીકળી પડશે, આ એકઠા કરવું અમારા માટે ઘણું સરળ છે. (૪૪) અમે સારી પેઠે જાણીએ છીએ જે કંઈ તેઓ કહે છે અને તમે એમના ઉપર બળજબરી કરનારા નથી, બસ તમે કુર્આનથી તેને સમજાવો જે મારા ડરવવાથી ડરે. (૪૫)*



**તફસીર :**

(અને હે શ્રોતા ! તું આ આગલી વાતને ધ્યાનથી) સાંભળ ! (કે) જે દિવસે એક પોકારનારો ફરિશ્તો (એટલે કે ઈસ્રાફીલ અલૈ. સૂર ફૂંકી મુરદાઓને કબરોમાંથી નીકળવા માટે) પાસેથી જ પોકારશે (પાસેનો ભાવાર્થ એ છે કે તે અવાજ બધાને વિના અવરોધે પહોંચશે કે જાણે કે કોઈ બિલકુલ પાસેથી જ પોકારી રહ્યું હોય અને જેમકે મોટા ભાગે દૂરનો અવાજ ક્યારેક કોઈને સંભળાય છે તો કોઈને નથી સંભળાતો, એવું થશે નહીં) તે દિવસે તે ગર્જનાને ખરેખર બધા સાંભળી લેશે, એ જ દિવસ (કબરોએથી) નીકળવાનો હશે, અમે જ જિવાડીએ છીએ અને મારીએ છીએ અને અમારા તરફ ફરી પાછા વળીને આવવાનું છે (એમાં પણ મુરદાઓને સજીવન કરવા તરફ ઈશારો છે) જે દિવસે જમીન તે(મુરદા)ઓ ઉપરથી ખુલી જશે જ્યારે કે તેઓ (નીકળીને કયામતના મેદાન

તરફ) દોડતા હશે, આ (એકઠા કરી લેવું) અમારા માટે ઘણું સરળ છે (મતલબ કે વારંવાર પુનરાવર્તિત સ્વરૂપે કયામતની સંભાવના અને તેનું આવવું બધું સાબિત થઈ ચૂક્યું પરંતુ એ છતાં પણ જો લોકો ન માને તો તમે દિલગીર ન થાઓ, કારણ કે) જે કંઈ આ લોકો (કયામત વગેરે વિશે) કહી રહ્યા છે અમે સારી પેઠે જાણીએ છીએ (અમે પોતે સમજી લઈશું) અને તમે તેમના ઉપર (અલ્લાહ તઆલા તરફથી) જબરદસ્તી કરનારા (બનાવીને મોકલવામાં આવ્યા) નથી (બલકે માત્ર ડરાવનાર અને પ્રચારક બનાવવામાં આવ્યા છે, જ્યારે વાત એમ જ છે) તો તમે કુર્આન દ્વારા (સામાન્ય જાહેર વર્ણન દ્વારા બધાને અને ખાસ લાભદાયક વર્ણન દ્વારા માત્ર) એવા વ્યક્તિને નસીહત કરતા રહો જે મારી ચેતવણીઓથી ડરતો હોય (આ વાક્ય પદ્ધતિથી એવો ઈશારો થઈ ગયો કે તમે જો કે પ્રચાર અને વર્ણન જાહેર રીતે કરો છો જેમકે દરેક જોઈ શકે છે પરંતુ وَعِيْـــــدِ એટલે કે અલ્લાહ તઆલાની ચેતવણીથી ડરનારા કોઈ કોઈ જ હોય છે, બસ સાબિત થયું કે આ આપ ﷺના અધિકારમાં નથી, જ્યારે આપ ﷺના અધિકારમાં નથી તો પછી જે વાત ઉપર કાબૂ ન હોય તેની શી ચિંતા !?)

## મસઅલા અને બોધપાઠ :

يَوْمَ يُنَادِ الْمُنَادِ مِنْ مَّكَانٍ قَرِيْبٍ એટલે કે જે દિવસે પોકારનાર ફરિશ્તો પાસેથી જ પોકારશે, ઇબ્ને અષાકીર (રદિ.)એ ઝૈદ બિન જાબિર શાફઈથી રિવાયત કરી છે કે આ ફરિશ્તો ઈસ્રાફીલ હશે જે બયતુલ મુકદસના ગુંબદ ઉપર ઊભો થઈને સમગ્ર દુનિયાના મૃત લોકોને સંબોધન કરશે કે,

*"હે સડી ચૂકેલા હાડકાંઓ અને ક્ષત વિક્ષત થઈ ગયેલ ચામડી અને વિખરાઈ જનારા વાળ; સાંભળી લો ! તમને અલ્લાહ તઆલા એવો હુકમ આપે છે કે હિસાબ માટે એકઠા થઈ જાઓ."* *(મઝહરી)*

આ કયામતના બીજા સૂરનું વર્ણન છે, તેનાથી ફરીવાર દુનિયાને સજીવન કરવામાં આવશે અને "નજીકના સ્થળ"થી ભાવાર્થ એ છે કે તે સમયે તે ફરિશ્તાનો અવાજ પાસે અને દૂરના બધા લોકોને એ રીતે સંભળાશે કે જાણે પાસેથી જ પોકારી રહ્યો છે. હઝરત ઇકરીમા (રદિ.)એ ફરમાવ્યું કે આ અવાજ એ રીતે સાંભળવામાં આવશે જેમકે કોઈ આપણા કાનમાં બોલી રહ્યું હોય અને

અમુક લોકોએ કહ્યું કે, مَكَانٍ قَرِيْبٍ થી ભાવાર્થ "બયતુલ મુકદસનો ગુંબદ" છે કારણ કે તે જમીનનું મધ્યબિંદુ છે, બધી બાજુથી તેનું અંતર સરખું છે. *(કુર્તુબી)*

يَوْمَ تَشَقَّقُ الْاَرْضُ عَنْهُمْ سِرَاعًا એટલે કે જ્યારે જમીન ફાટીને આ બધા મુરદા નીકળી આવશે અને દોડતા હશે. હદીષથી જાણ થાય છે કે આ દોડવું સિરીયા તરફથી હશે જ્યાં બયતુલ મુકદસના ગુંબદ ઉપર ઈસ્રાફિલ (અલૈ. –હાલનું પેલેસ્ટાઈન) પોકાર આપતા હશે.

જામેઅ્ તિરમિઝીમાં હઝરત મુઆવિયા બિન હયદહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ હાથ મુબારકથી સિરીયા તરફ ઈશારો કરીને કહ્યું,

مِنْ هٰهُنَا اِلٰى هٰهُنَا تُحْشَرُوْنَ رُكْبَانًا وَّمُشَاةً وَّتُجَرُّوْنَ عَلٰى وُجُوْهِكُمْ يَوْمَ الْقِيٰمَةِ
اَلْحَدِيْثُ (اَزْقُرْطُبِى)

*"અહીંયાંથી તે તરફ (એટલે કે શામ તરફ) તમે બધા ઉઠાવવામાં આવશો, અમુક લોકો સવાર, અમુક પગપાળા અને અમુકને મોંઢાભેર ઘસેડીને કયામતના દિવસે તે મેદાનમાં લાવવામાં આવશે."*

فَذَكِّرْ بِالْقُرْاٰنِ مَنْ يَّخَافُ وَعِيْدِ એટલે કે, તમે કુર્આનથી વર્ણન અને નસીહત કરતા રહો એ વ્યક્તિને જે મારી ચેતવણીથી ડરે છે. મતલબ એ છે કે તમે તબ્લીગ અને વઅ્ઝ તથા શિખામણ જો કે જાહેરમાં કરો જ છો બધી જ મખ્લૂક માટે તે સંબોધન છે અને બધા જ જવાબદાર હશે પરંતુ તેની અસર તે જ વ્યક્તિ કબૂલ કરશે જે અલ્લાહના અઝાબ અને ચેતવણીથી ડરે છે.

اَللّٰهُمَّ اجْعَلْنَا مِمَّنْ يَّخَافُ وَعِيْدَكَ وَيَرْجُوْا مَوْعُوْدَكَ يَابَارُّيَارَحِيْمُ

*"યા અલ્લાહ ! અમને તે લોકોમાં સામેલ કરી દે જે તારી અઝાબની ચેતવણીથી ડરે છે અને તારા વાયદાનો આશાવાદી છે, હે વાયદો પૂરો કરનાર ! હે રહમત કરનાર !"*

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કાફ પૂરી થઈ.

રબિઉલ અવ્વલ, ગુરૂવાર



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કાફનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૧૨ માર્ચ ૨૦૧૧ મુતાબિક ૬ રબિઉલ આખર ૧૪૩૨ હિજરી

### પ્રકરણ (૫૧)

# સૂરએ ઝારિયાત

સૂરએ ઝારિયાત મક્કામાં નાઝિલ થઈ અને તેની ૬૦ આયતો અને ૩ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ ઝારિયાત : આયત નં. ૧ થી ૨૩)**



آياتها ٦٠ ﴿٥١ سُوْرَةُ الذّٰرِيٰتِ مَكِّيَّةٌ ٦٧﴾ ركوعاتها ٣

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالذّٰرِيٰتِ ذَرْوًا ① فَالْحٰمِلٰتِ وِقْرًا ② فَالْجٰرِيٰتِ يُسْرًا ③ فَالْمُقَسِّمٰتِ اَمْرًا ④
اِنَّمَا تُوْعَدُوْنَ لَصَادِقٌ ⑤ وَّاِنَّ الدِّيْنَ لَوَاقِعٌ ⑥ وَالسَّمَآءِ ذَاتِ الْحُبُكِ ⑦
اِنَّكُمْ لَفِيْ قَوْلٍ مُّخْتَلِفٍ ⑧ يُّؤْفَكُ عَنْهُ مَنْ اُفِكَ ⑨ قُتِلَ الْخَرّٰصُوْنَ ⑩
الَّذِيْنَ هُمْ فِيْ غَمْرَةٍ سَاهُوْنَ ⑪ يَسْـَٔلُوْنَ اَيَّانَ يَوْمُ الدِّيْنِ ⑫ يَوْمَ
هُمْ عَلَى النَّارِ يُفْتَنُوْنَ ⑬ ذُوْقُوْا فِتْنَتَكُمْ هٰذَا الَّذِيْ كُنْتُمْ بِهٖ
تَسْتَعْجِلُوْنَ ⑭ اِنَّ الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ⑮ اٰخِذِيْنَ مَآ اٰتٰىهُمْ رَبُّهُمْ
اِنَّهُمْ كَانُوْا قَبْلَ ذٰلِكَ مُحْسِنِيْنَ ⑯ كَانُوْا قَلِيْلًا مِّنَ الَّيْلِ مَا يَهْجَعُوْنَ ⑰
وَبِالْاَسْحَارِ هُمْ يَسْتَغْفِرُوْنَ ⑱ وَفِيْٓ اَمْوَالِهِمْ حَقٌّ لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ ⑲ وَفِي
الْاَرْضِ اٰيٰتٌ لِّلْمُوْقِنِيْنَ ⑳ وَفِيْٓ اَنْفُسِكُمْ اَفَلَا تُبْصِرُوْنَ ㉑ وَفِي السَّمَآءِ رِزْقُكُمْ
وَمَا تُوْعَدُوْنَ ㉒ فَوَرَبِّ السَّمَآءِ وَالْاَرْضِ اِنَّهٗ لَحَقٌّ مِّثْلَ مَآ اَنَّكُمْ تَنْطِقُوْنَ ㉓ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કસમ છે તે પવનોની જે (ધૂળ વગેરેને) ઉડાવીને વિખેરે છે. (૧) પછી ભાર ઉઠાવનાર (વાદળો)ની. (૨) પછી ધીમેથી ચાલનાર (વહાણો)ની. (૩) પછી હુકમથી વહેંચનાર (ફરિશ્તાઓ)ની. (૪) બેશક ! જે તમને વાયદો કર્યો છે બસ સાચો છે. (૫) અને બેશક ! ન્યાય અવશ્ય થવાનો છે. (૬) કસમ છે આસમાનની જેમાં રસ્તાઓ છે. (૭) તમે એક વિવાદની વાતમાં પડી રહ્યા છો. (૮) તેના (પર ઈમાન લાવવા)થી તે જ બાકાત છે જે ભમાવવામાં આવ્યો. (૯) માર્યા ગયા અટકળો કરનારા. (૧૦) તે જેઓ ગફલતમાં છે ભૂલી રહ્યા છે. (૧૧) પૂછે છે, ક્યારે છે ન્યાયનો દિવસ ? (૧૨) જે દિવસે તેઓ આગ ઉપર ઊંધા સીધા પડશે. (૧૩) ચાખો ! પોતાની શરારતની મજા! આ છે જેની તમે ઉતાવળ કરતા હતા ! (૧૪) અલબત્ત (અલ્લાહથી) ડરનારા લોકો બગીચાઓમાં છે અને ઝરણાઓમાં. (૧૫) લે છે જે તેમને તેમના પરવરદિગારે આપ્યું છે, નિઃશંક તેઓ આનાથી પહેલાં નેકીવાળા હતા. (૧૬) જેઓ રાત્રે થોડું સૂનારા હતા (૧૭) અને સવારના સમયોમાં મા'ફી માંગતા હતા. (૧૮) અને તેમના માલમાં માંગનારાઓનો અને વંચિતોનો હિસ્સો હતો. (૧૯) અને પૃથ્વીમાં નિશાનીઓ છે શ્રદ્ધા ધરાવનારાઓ માટે. (૨૦) અને પોતે તમારા અંદર (પણ) ! શું તમને સૂઝતું નથી !? (૨૧) અને આસમાનમાં તમારી રોજી છે અને જે તમને વાયદો કરવામાં આવ્યો. (૨૨) બસ કસમ છે આસમાન અને પૃથ્વીના પરવરદિગારની કે આ વાત સત્ય છે જેમકે તમે બોલો છો. (૨૩)*

**તફસીર :**

કસમ છે તે હવાઓની જે ધૂળ વગેરેને ઉડાવે છે, પછી તે વાદળોની જે ભાર (એટલે કે વરસાદને) ઉઠાવે છે, પછી તે વહાણોની જે નરમીથી ચાલે છે, પછી તે ફરિશ્તાઓની જે (હુકમ પ્રમાણે પૃથ્વીમાં) વસ્તુઓની વહેંચણી કરે છે, (દાખલા તરીકે જ્યાં જેટલા પ્રમાણમાં વરસાદનો હુકમ થાય છે જે રોજીનું માધ્યમ છે ત્યાં વાદળો એટલા જ પ્રમાણમાં વરસાદ પહોંચાડે છે, એ જ પ્રમાણે

હદીષ મુજબ માતાના ગર્ભમાં બાળક સ્વરૂપે પુરુષ અથવા સ્ત્રી બનાવે છે અને સંતોષ તથા રુઆબ પણ વહેંચે છે આગળ એ કસમોનો જવાબ છે કે) તમને જે(કયામત)નો વાયદો કરવામાં આવે છે તે બિલકુલ સત્ય છે અને (કર્મોનો) બદલો (અને સજા) અવશ્ય થશે (એ કસમોમાં તે દલીલો તરફ ઈશારો છે એટલે કે આ બધું થવું કુદરતની અઝાયબીઓ અને કુદરતની મહાનતાની દલીલ છે, પછી આવી મહાન શક્તિશાળી હસ્તી માટે કયામત ઉપસ્થિત કરવું શું મુશ્કેલ કામ છે તથા આ શબ્દોની તફસીર જેની પ્રસ્તુત આયતોમાં કસમ ખાવામાં આવી છે તે દૂર્રે મન્સૂરમાં હદીષે મરફૂઅથી આ જ રીતે નકલ થઈ છે જે આગળ આવે છે અને વિશેષ રીતે તે વસ્તુઓને એટલા માટે વર્ણન કરવામાં આવી હોય કે એમાં સૃષ્ટિના વિવિધ પ્રકારો તરફ ઈશારો થઈ ગયો તેથી ફરિશ્તાઓ આકાશી સૃષ્ટિમાંથી છે અને હવા તથા વહાણો પૃથ્વી પરની મખ્લૂકમાંથી છે તથા આકાશી સૃષ્ટિ અને પૃથ્વીની સૃષ્ટિની બે વસ્તુઓ જેમાં એક નજરે દેખાય છે અને બીજી જે અદષ્ય હોય છે કદાચ એટલા માટે વર્ણન થઈ કે કયામત વિશે એક વિષય ઉપર પોતે આસમાનની કસમ ખાવામાં આવી જેવી રીતે કે આકાશી સૃષ્ટિની પણ કસમ ખાવામાં આવી છે એટલે કે) કસમ છે આસમાનની જેમાં (ફરિશ્તાઓના ચાલવા માટે) માર્ગો છે (જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે لَقَدْ خَلَقْنَا فَوْقَكُمْ سَبْعَ طَرَائِقَ આગળ કસમનો જવાબ છે) કે તમે (એટલે કે બધા) લોકો (કયામત વિશે) વિવિધ પ્રકારની વાતચીતમાં હોવ (કોઈ સમર્થન કરતો હોય, કોઈ જૂઠાડતો હોય, બલકે અલ્લાહ તઆલાનું ફરમાન છે "عَنِ النَّبَاِ الْعَظِيْمِ الَّذِى هُمْ فِيْهِ مُخْتَلِفُوْنَ" الَّذِىْ فَسَّرَهُ قَتَادَةُ كَمَا فِى الدُّرِّ بِقَوْلِهٖ مُصَدِّقٌ بِهٖ وَمُكَذِّبٌ અને આસમાનની કસમથી કદાચ એ તરફ ઈશારો હોય કે જન્નત આસમાનમાં છે અને આસમાનમાં માર્ગો પણ છે પરંતુ જે સત્યનો વિરોધ કરશે તેના માટે માર્ગ બંધ થઈ જશે અને આ વિરોધ કરનારાઓમાં) આ (કયામતના અસ્તિત્વમાં આવવાથી તથા તે બદલાનો દિવસ હોવાના યકીનથી) તે જ ફરી જાય છે જેને (સમૂળગી ભલાઈ અને ખુશનસીબીથી) ફરવાનું હોય છે (જેમકે હદીષમાં છે, مَنْ حُرِمَهُ فَقَدْ حُرِمَ الْخَيْرَ كُلَّهُ رَوَاهُ ابْنُ مَاجَةَ એટલે કે જે વ્યક્તિ એનાથી વંચિત રહ્યો તે દરેક ભલાઈથી વંચિત રહ્યો અને વિરોધ કરનારાઓમાં બીજા પક્ષની એટલે કે સમર્થન કરનારાઓની હાલત એનાથી વિપરીત એ થઈ કે તે ભલાઈ અને સારી બાબતોથી

ફરેલા નથી, હવે આગળ તે ફરી જનારાઓની ટીકા કરવામાં આવે છે કે) નાશ થઈ જાય સનદ વિનાની વાતો કરનાર (એટલે કે જેઓ કયામતનો ઈન્કાર કરે છે એ છતાં કે તે લોકો પાસે તેની કોઈ દલીલ નથી) કે જે અજ્ઞાનતામાં ભૂલા પડેલા છે (ભૂલવાનો ભાવાર્થ પોતે પોતાની ઈચ્છાથી ગફલતમાં જ પડ્યા છે અને તે લોકો ઠઠ્ઠો અને મશ્કરી સ્વરૂપે) પૂછે છે કે બદલાનો દિવસ ક્યારે આવશે ? (આગળ જવાબ છે કે તે એ દિવસે હશે) જે દિવસે (કે) તે લોકો આગ ઉપર બાળવામાં આવશે (અને કહેવામાં આવશે કે) પોતાની આ સજાની મજા ચાખો, આ જ તે છે જેની તમે ઉતાવળ કરી રહ્યા હતા (આ જવાબ يَوْمَ هُمْ عَلَى النَّارِ يُفْتَنُوْنَ એવી શૈલીનો છે જેમકે કોઈ અપરાધી માટે ફાંસીનો હુકમ થઈ જાય પરંતુ તે મૂર્ખ કે જેને અમુક કારણોસર ફાંસીની તારીખ નથી બતાવવામાં આવી તે નકાર જ કરતો જાય અને કહેતો જાય કે સારું, ફાંસીનો દિવસ ક્યારે આવશે ? કારણ કે આ સવાલ માત્ર ખોટી રીતે કરવામાં આવતો સવાલ છે તેથી જવાબમાં તારીખ બતાવવાના બદલે એવું કહેવું બિલકુલ યોગ્ય છે કે તે સમય જ્યારે આવશે ત્યારે તને ખબર પડશે અને તને ફાંસીએ ચઢાવવામાં આવશે. આગળ બીજો પક્ષ એટલે કે મો'મિનો અને સાચાઓના સવાબનું વર્ણન છે કે) બેશક ! મુત્તકી લોકો જન્નતો અને ઝરણાઓમાં હશે (અને) તેમના પરવરદિગારે તેમને જે (ઈનામ) અર્પણ કર્યું હશે તે તેને (ખુશી ખુશી) લઈ રહ્યા હશે (અને કેમ ન લે ?) તે લોકો આનાથી અગાઉ (એટલે કે દુનિયામાં) નેકીઓ કરનારા હતા (બસ જ્યારે هَلْ جَزَاءُ الْإِحْسَانِ إِلَّا الْإِحْسَانُ નો વાયદો છે તો તેમની સાથે આ વ્યવહાર કરવામાં આવ્યો, આગળ તેમની નેકીઓનું વિગતવાર વર્ણન છે કે) તે લોકો (ફરજો અને વાજિબોથી પ્રગતિ કરી નફલો અને મુસ્તહબોની પાબંદી કરનારા હતા કે) રાત્રે ઘણું ઓછું સૂતા હતા (એટલે કે રાતનો વધારે ભાગ ઈબાદતમાં પસાર કરતા હતા) અને (પછી તે છતાં પોતાની ઈબાદત ઉપર ઈતરાતા ન હતા બલકે) રાતના અંતિમ ભાગમાં (પોતાને ઈબાદતમાં ઉણપ રાખનારા સમજીને) મા'ફી માંગ્યા કરતા હતા (આ તો શારીરિક ઈબાદતોની હાલત હતી) અને (આર્થિક ઈબાદતોનું સ્વરૂપ એ હતું કે) તેમના માલમાં માંગનાર અને ન માંગનાર(બધા)નો હક હતો (એટલે કે એવી રીતે આપતા હતા જેમકે તેમના માથે તેમની જવાબદારી હોય, એનો ભાવાર્થ ફરજ ઝકાત વિનાના સદકાઓ અને

ખયરાત છે. هٰكَذَافِي الدُّرَّعَنِ ابْنِ عَبَّاسٍ وَمُجَاهِدٍ وَاِبْرَاهِيْمَ અને એનો એ અર્થ નથી કે, جَنّٰتٌ وَّعُيُوْنٌ નું મળવું નફલો ઉપર અવલંબિત છે ! બલકે અહીંયાં ઉચ્ચ દરજ્જાઓનું વર્ણન કરવામાં આવ્યું છે) અને (કારણ કે કાફિરો કયામતના અસ્તિત્વનો જ ઈન્કાર કરતા હતા એટલા માટે આગળ એ દલીલ તરફ ઈશારો છે કે) યકીન લાવનારાઓ(ની કોશીશ અને તેની તલબ કરનારાઓ) માટે (કયામતની શક્યતા અને તેના ઉપસ્થિત થવા ઉપર) પૃથ્વી(ની સૃષ્ટિ)માં ઘણી નિશાનીઓ (અને દલીલો) છે અને પોતે તમારી જાતમાં પણ (એટલે કે તમારી જાહેર અને ગુપ્ત વિવિધ પ્રકારની હાલતો પણ કયામતની સંભાવનાની દલીલો છે, કારણ કે અવકાશી બાબતો અને તમારી શારીરિક પ્રક્રિયાઓ પણ ખરેખર કુદરતના તા'બા હેઠળ જ છે અને જ્યારે કયામત અશક્ય હોવાની કોઈ દલીલ નથી તો કયામત પણ શક્ય બાબતોમાંથી છે, બસ તે અલ્લાહ તઆલાની શક્તિમાંથી છે અને કારણ કે તે દલીલો ખૂબ સ્પષ્ટ રીતે સાબિત થઈ ચૂકી હતી તેથી તાકીદ સ્વરૂપે ફરમાવવામાં આવે છે કે જ્યારે આવી દલીલો ઉપસ્થિત છે) તો શું તમને (તો પણ) દેખાતું નથી અને (કયામત નિશ્ચિત સમયે આવવાની જાણ ન હોવાને તેના ન આવવાની દલીલ બનાવતા હતા, બસ તે વિશે એ છે કે) તમારી રોજી અને જે તમને (કયામત વિશે) વાયદો કરવામાં આવે છે (તે) સૌ(નો નિશ્ચિત સમય) આસમાનમાં (જે લવ્હે મહફૂઝ છે તેમાં) નોંધેલ છે (જમીન ઉપર તેનું ચોક્કસ જ્ઞાન કોઈ મસ્લિહતના કારણે આપવામાં નથી આવ્યું એટલા માટે وَيُنَزِّلُ الْغَيْثَ માં પણ બતાવવામાં નથી આવ્યું અને જોવામાં પણ આવે છે કે ચોક્કસ નિશ્ચિત સમય કોઈને ખબર નથી પરંતુ જ્યારે ચોક્કસ સમય જાણ ન હોવા છતાં રોજીનું અસ્તિત્વ ચોક્કસ અને નિશ્ચિત છે પછી આ નિશ્ચિત તારીખ જાણ ન હોવાની બાબતથી કયામતનું અસ્તિત્વ જ ન હોવાનું કેવી રીતે જરૂરી બની ગયું અને આવી દલીલો તરફ ઈશારો કરવા માટે مَا تُوْعَدُوْنَ ની સાથે رِزْقُكُمْ વધારી દેવામાં આવ્યું. આગળ તેનો જ ખુલાસો કર્યો છે કે જ્યારે નકારની કોઈ દલીલ નથી અને સાબિતીઓની દલીલો છે) તો કસમ છે આસમાનો અને જમીનના પરવરદિગારની કે તે (બદલાનો દિવસ) સત્ય છે (અને એવો નિશ્ચિત છે) જેમકે તમે વાતો કરી રહ્યા હોય (ક્યારેય તેમાં શંકા નથી હોતી એ જ રીતે એને પણ નિશ્ચિત જ સમજો).

**મસ્અલા અને બોધપાઠ :**

સૂરએ ઝારિયાતમાં પણ એનાથી આગલી સૂરત કાફની જેમ વધારે પડતાં વિષયો આખિરત અને કયામત તથા તેમાં મુરદાઓનું સજીવન થવું, હિસાબ કિતાબ અને સવાબ તથા અઝાબ વિશે છે.

પ્રથમ અમુક આયતોમાં અલ્લાહ તઆલાએ અમુક વસ્તુઓની કસમ ખાઈને કહ્યું છે કે કયામત વિશે જે વસ્તુઓનો વાયદો કરવામાં આવ્યો છે તે સાચો વાયદો છે, જે વસ્તુઓની કસમ ખાવામાં આવી છે તેની સંખ્યા ચાર છે.

اَلذَّارِيَاتِ ذَرْوًا، اَلْحَامِلَاتِ وِقْرًا، اَلْجَارِيَاتِ يُسْرًا، اَلْمُقَسِّمَاتِ اَمْرًا

એક મરફૂઅ્ હદીષમાં જેને ઈબ્ને કષીરે ઝઈફ કહી છે અને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) તથા હઝરત અલી મુર્તઝા (રદિ.)થી મવકૂફન આ ચાર વસ્તુઓનો અર્થ અને ભાવાર્થ એ બતાવવામાં આવ્યો છે કે ذَارِيَاتٌ (ઝારિયાત)થી ભાવાર્થ તે હવાઓ છે જેની સાથે ધૂળ હોય છે અને حَامِلَاتِ وِقْرًا નો શાબ્દિક અર્થ ભાર ઉઠાવવાનો થાય છે, તેનો ભાવાર્થ "વાદળો" છે જે પાણીનો ભાર ઉઠાવે છે અને جَارِيَاتِ يُسْرًا નો ભાવાર્થ તે વહાણો છે જે પાણીમાં સરળતાથી ચાલી શકે છે અને مُقَسِّمَاتِ اَمْرًا નો ભાવાર્થ તે ફરિશ્તાઓ છે જે અલ્લાહ તઆલા તરફથી દરેક મખ્લૂકમાં રોજી અને વરસાદના પાણી તથા તકલીફ અને રાહતના વિવિધ પ્રકારો અલ્લાહની તકદીર પ્રમાણે વહેંચે છે. તફસીરે ઈબ્ને કષીર, કુર્તુબી અને દુર્રે મન્થૂરમાં આ રિવાયતો મવકૂફન અને મરફૂઅન ઉપસ્થિત છે.

وَالسَّمَآءِ ذَاتِ الْحُبُكِ، اِنَّكُمْ لَفِيْ قَوْلٍ مُّخْتَلِفٍ માં શબ્દ حُبُكٌ (હુબૂક) એ حَبِيْكَةٌ (હબીકહ)નું બહુવચન છે, તે કપડાંની બનાવટમાં જે ધારીઓ બની જાય છે તેને "હુબૂક" કહેવામાં આવે છે કારણ કે તે સડક અથવા માર્ગ જેવી હોય છે એટલા માટે માર્ગોને પણ "હુબૂક" કહેવામાં આવે છે. ઘણા તફસીરકારોએ આ સ્થળે આ જ ભાવાર્થ લીધો છે કે આસમાનની કસમ ! જે માર્ગોવાળું છે. માર્ગોથી તે માર્ગો પણ ભાવાર્થ હોઈ શકે છે જ્યાંથી ફરિશ્તાઓ આવે જાય છે અને એનો ભાવાર્થ તારાઓ તથા ગ્રહોના માર્ગો અને તેમની કક્ષાઓ પણ હોઈ શકે છે જે જોનારાઓને આસમાનમાં નજરે પડે છે.

કારણ કે આ વણાંટકામની ધારીઓ કપડાંનો શણગાર અને ખૂબસૂરતી

પણ હોય છે એટલા માટે અમુક તફસીરકારોએ અહીંયાં, حُبُكِ (હુબુક)નો અર્થ "શણગાર અને ખૂબસૂરતી"નો પણ કર્યો છે કે કસમ છે આસમાનોની જે રૂપાળું અને શણગારવાળું છે. આ કસમ જે વિષયો માટે આવી છે તે اِنَّكُمْ لَفِىْ قَوْلٍ مُّخْتَلِفٍ માં ઉપસ્થિત છે. દેખીતી રીતે તેનું સંબોધન મક્કાના મુશ્રિકો છે જે રસૂલે કરીમ ﷺ વિશે અનેક પ્રકારની વિરોધાભાસી વાતો કહ્યા કરતા હતા, ક્યારેક પાગલ, ક્યારેક જાદૂગર, ક્યારેક શાયર વગેરે બેકાર, વાહિયાત ઉપનામો આપ્યા કરતા હતા; અને એક સંભાવના એ પણ છે કે તેનું સંબોધન સામાન્ય ઉમ્મતના લોકો મુસ્લિમ અને કાફિર બધા જ હોઈ શકે છે અને قَوْلٍ مُّخْتَلِفٍ (કવલિમ્મુખ્તલિફિન)નો ભાવાર્થ એ હોય કે અમુક તો રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવતા હતા અને સમર્થન કરે છે પરંતુ અમુક નકાર અને વિરોધ કરે છે.

*(મઝહરી પ્રમાણે)*

يُؤْفَكُ عَنْهُ مَنْ اُفِكَ માં શબ્દ اُفِكَ (ઉફિક)નો શાબ્દિક અર્થ "ફરી જવા"નો થાય છે અને عَنْهُ (અન્હુ)ની ઝમીરમાં બે સંભાવનાઓ છે, બંનેનો અર્થ અલગ અલગ છે. એક સંભાવના તો એ છે કે તેની ઝમીર કુર્આન અને રસૂલ તરફ ઢળેલી હોય અને અર્થ એ હોય કે કુર્આન અને રસૂલથી તે જ બદ્નસીબ લોકો ફરી જાય છે જેમના માટે મહરૂમી (વંચિતતા) મુકદ્દરમાં લખાઈ ચૂકી છે અને બીજી સંભાવના એ છે કે આ ઝમીર قَوْلٍ مُّخْتَلِفٍ (કવલિમ્મુખ્તલિફિન) તરફ ઢળેલી હોય અને અર્થ એ હોય કે તમારા વિવિધ પ્રકારના અને વિરોધાભાસી નિવેદનોના કારણે તે જ વ્યક્તિ કુર્આન અને રસૂલનો ઈન્કારી બને છે જે બદ્નસીબ મહરૂમ હોય છે.

قُتِلَ الْخَرّٰصُوْنَ માં શબ્દ خَرَّاصٌ (ખર્રાસ)નો શાબ્દિક અર્થ અંદાજો લગાવવો અથવા અનુમાન કે કલ્પનાથી વાત કરવી થાય છે, ભાવાર્થ એ છે કે તે વિવિધ વિરોધાભાસી નિવેદનો કરનારા ઈન્કારીઓ અને કાફિરો છે જે કોઈ દલીલ અને કારણ વિના રસૂલે કરીમ ﷺ વિશે વિરોધાભાસી વાતો કહેતા રહે છે, એટલા માટે અહીંયાં خَرّٰصُوْنَ (ખર્રાસૂન)નો તરજુમો كَذَّابُوْنَ (કઝ્ઝાબૂન) એટલે કે જૂઠાઓ પણ કરવામાં આવે તો ખોટું નથી એટલા માટે આ વાક્યમાં બદદુઆ છે જે વાસ્તવમાં લા'નતના અર્થમાં આવે છે. (મઝહરી) કાફિરોના વર્ણન પછી મો'મિનીન મુત્તકીન અલ્લાહથી ડરનારા ઈમાનવાળાઓનું વર્ણન કેટલીય આયતોમાં આવ્યું છે.

**ઈબાદતોમાં રાત્રે જાગવું અને તેની વિગત :**

كَانُوْا قَلِيْلًا مِّنَ الَّيْلِ مَا يَهْجَعُوْنَ માં શબ્દ يَهْجَعُوْنَ (યહ્જઊન) એ هُجُوْعٌ (હજૂઅ)થી બનેલ છે જેનો અર્થ "રાત્રે સૂવા"નો થાય છે, એમાં મો'મિનીન મુત્તકીન અલ્લાહથી ડરનારા મો'મિનોનું એ લક્ષણ વર્ણન કરવામાં આવ્યું છે કે તેઓ રાત્રે ઓછું સૂએ છે અને દિવસે વધારે જાગે છે અને નમાઝ તથા ઈબાદતોમાં સમય પસાર કરે છે, આ તફસીર ઈબ્ને જરીર (રહ.)એ અપનાવી છે તથા હસન બસરી (રહ.)થી આ જ નિવેદન નકલ થયેલ છે કે અલ્લાહથી ડરનારા લોકો રાત્રે જાગવાની અને ઈબાદત કરવાથી તકલીફ વેઠે છે અને ઘણું ઓછું સૂએ છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), કતાદહ, મુજાહિદ (રહ.)એ આ વાક્યનો અર્થ مَا (મા)ને એમાં નકાર માટે ઠરાવીને એ બતાવ્યું કે રાત્રે થોડો ભાગ તેમના ઉપર એવો પણ આવે છે જેમાં તેઓ સૂતા પણ નથી બલકે નમાઝ વગેરે ઈબાદતોમાં પ્રવૃત્ત રહે છે, આ ભાવાર્થના આધારે તે બધા લોકો આ આયતના સંબોધનમાં આવી જાય છે જેઓ રાતના કોઈપણ ભાગમાં ઈબાદત કરી લે, ભલે શરૂમાં હોય અથવા રાતના અંત ભાગમાં અથવા મધ્યરાત્રિમાં એટલા જ માટે હઝરત અનસ (રદિ.) અને અબૂલ આલિયહ (રહ.)એ આ તે લોકોના સંદર્ભમાં હોવાનું ઠરાવ્યું જેઓ મગરિબ અને ઈશાની વચ્ચે નમાઝ પઢે છે તથા ઈમામ અબુ જઅફર બાકિરે ફરમાવ્યું કે જે લોકો ઈશાની નમાઝથી પહેલાં સૂતા નથી તેઓ પણ એમાં સામેલ છે. *(ઈબ્ને કષીર)*



હઝરત હસન બસરી (રહ.)એ અહનફ બિન કૈસથી નકલ કર્યું છે કે તેઓ કહેતા હતા કે મેં મારા અમલને જન્નતવાળાઓના અમલો સાથે સરખાવી જોયા તો એવું જોયું કે તેઓ એક એવી કોમ છે જેઓ અમારાથી ઘણી ઊંચી અને વિશિષ્ટ પ્રકારની છે, તે એક એવી કોમ છે કે આપણા અમલો તેમના દરજજા સુધી પહોંચતા નથી કારણ કે તે લોકો રાત્રિઓમાં ઓછું સૂએ છે અને ઈબાદત વધારે કરે છે, પછી મેં મારા અમલોને જહન્નમવાળાઓના અમલો સાથે સરખાવી જોયા તો જોયું કે અલ્લાહ અને રસૂલને જૂઠાડનારા કયામતનો ઈન્કાર કરનારા છે (જે વસ્તુઓથી અલ્લાહ તઆલાએ આપણને સુરક્ષિત રાખ્યા તેથી આપણા અમલોની સરખામણી વખતે ન તો મૂળ જન્નતવાળાઓના દરજજાએ પહોંચે છે અને અલ્હમ્દુલિલ્લાહ ! ન જ જહન્નમવાળાઓની સાથે મેળ ખાય છે તો જાણ થઈ

કે દરજ્જાના આધારે આપણા અમલો તે છે જેને કુર્આને કરીમે આ શબ્દોમાં વર્ણન કર્યા છે. خَلَطُوْا عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا اَلَّذِيْنَ એટલે કે.તે લોકો જેમણે ભલા બુરા અમલોને ભેળવી રાખ્યા છે, કોમમાં ઉત્તમ તે વ્યક્તિ છે જે ઓછામાં ઓછા તબક્કાની હદમાં રહે.

અબ્દુર્રહમાન બિન ઝૈદ બિન અસ્લમ કહે છે કે બની તમીમના એક વ્યક્તિએ મારા પિતાને કહ્યું કે હે અબૂ ઉસામા ! અમે અમારી અંદર બે પ્રકારના લક્ષણો જોતા નથી જે અલ્લાહ તઆલાએ મુત્તકીઓ માટે વર્ણન કર્યા છે, એટલે કે كَانُوْا قَلِيْلًا مِّنَ الَّيْلِ مَا يَهْجَعُوْنَ કારણ કે અમારી હાલત તો એવી છે કે, قَلِيْلًا مِّنَ الَّيْلِ مَا نَقُوْمُ એટલે કે રાત્રે ઘણું ઓછું જાગે છે અને ઈબાદતો કરે છે. મારા પિતાએ તેને જવાબમાં કહ્યું,

طُوْبٰى لِمَنْ رَقَدَ اِذَا نَعَسَ وَاتَّقَى اللّٰهَ اِذَا اسْتَيْقَظَ

*"ખુશખબરી છે તે વ્યક્તિ માટે જેને ઊંઘ આવે તો સૂઈ જાય પરંતુ જ્યારે ઉઠે તો તકવો અપનાવે; એટલે કે શરીઅત વિરુદ્ધ કોઈ કામ ન કરે."*

*(ઈબ્ને કષીર)*

મતલબ એ છે કે અલ્લાહ તઆલા નજીક સ્વીકૃતી માત્ર રાત્રે ઘણું જ જાગવા ઉપર અવલંબિત નથી, જે વ્યક્તિ ઊંઘથી મજબૂર હોય અને રાત્રે વધારે ન જાગે પરંતુ જાગૃતાવસ્થામાં ગુનાહના કામોથી બચે તે પણ મુબારકબાદીને પાત્ર છે.

હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.)થી નકલ થયું છે,

يٰاَيُّهَا النَّاسُ اَطْعِمُوْا الطَّعَامَ وَصِلُوْا الْاَرْحَامَ وَاَفْشُوا السَّلَامَ وَصَلُّوْا بِالَّيْلِ وَالنَّاسُ نِيَامٌ تَدْخُلُوا الْجَنَّةَ بِسَلَامٍ (ابن كثير)

*"હે લોકો ! તમે લોકોને ખાવું ખવડાવો, સગાં વહાલાંઓ સાથે સદ્‌વ્યવહાર કરો અને દરેક મુસલમાનને સલામ કરો અને રાત્રે એવા વખતે નમાઝ પઢો જ્યારે કે લોકો સૂઈ રહ્યા હોય; તો સલામતીની સાથે જન્નતમાં પ્રવેશ પામશો."*

**પરોઢિયે અલ્લાહની મા'ફી માંગવા (ઇસ્તિગફાર) માટે જાગવાની બરકતો અને ફઝીલતો :**

وَبِالْاَسْحَارِهُمْ يَسْتَغْفِرُوْنَ એટલે કે મો'મિનીન મુત્તકીન પરોઢિયે પોતાના ગુનાહોની મા'ફી માંગે છે اَسْحَارْ (અસ્હાર) એ سَحَرْ (સહર)નું બહુવચન છે. રાતના અંતિમ છઠ્ઠા ભાગને "સહર" કહેવામાં આવે છે, આ રાતના અંતિમ સમયમાં ઈસ્તિગફાર કરવાની ફઝીલત આ આયતમાં પણ છે અને બીજી આયત وَالْمُسْتَغْفِرِيْنَ بِالْاَسْحَارِ માં પણ આવેલ છે. સહીહ હદીષોની બધી કિતાબોમાં આ હદીષ ઉપસ્થિત છે કે અલ્લાહ તઆલા દરેક રાતના અંતિમ ત્રીજા ભાગમાં દુનિયાના આસમાન ઉપર નાઝિલ થાય છે (જે તેની શા'ન પ્રમાણે હોય છે તેની હકીકત કોઈને ખબર નથી) અને એ'લાન કરે છે કે, છે કોઈ તવબહ કરનારો જેની તવબહ હું કબૂલ કરું ! છે કોઈ મા'ફી માંગનારો કે તેને હું મા'ફ કરી દઉં !

*(ઈબ્ને કષીર)*

અહીંયાં એ વાત ધ્યાન આપવાપાત્ર છે કે આ પરોઢિયાના સમયની મા'ફીમાં તે અલ્લાહ તઆલાથી ડરનારાઓનું વર્ણન થઈ રહ્યું છે જેમની હાલત આનાથી અગાઉની આયતમાં એવું બતાવવામાં આવ્યું છે કે રાત્રે અલ્લાહ તઆલાની ઈબાદતમાં પ્રવૃત્ત રહે છે, ઘણું ઓછું સૂએ છે એ પરિસ્થિતિઓમાં અલ્લાહની મા'ફી માંગવાને દેખીતી રીતે કોઈ સંબંધ જણાતો નથી કારણ કે મા'ફીની માંગણી તો ગુનાહ મા'ફ કરાવવા માટે કરવામાં આવે છે, જે લોકોએ આખી રાત ઈબાદતમાં પસાર કરી દીધી તેઓ અંતે મા'ફી કયા ગુનાહની માંગે છે?

જવાબ એ છે કે આ લોકોને કારણ કે અલ્લાહ તઆલાનો પરિચય છે અને અલ્લાહ તઆલાની મહાન શા'નને ઓળખે છે અને પોતાની સમગ્ર ઈબાદતને તેની શા'ન પ્રમાણે નથી જોતા એટલા માટે પોતાની આ ઉણપ અને ખામીની મા'ફી માંગે છે. *(મઝહરી)*

**સદકહ અને ખયરાત કરનારાઓને ખાસ સૂચના :**

وَفِىْٓ اَمْوَالِهِمْ حَقٌّ لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ માં શબ્દ سَآئِلِ (સાઈલ)નો ભાવાર્થ તે ગરીબ અને જરૂરિયાતમંદ છે જે પોતાની જરૂરિયાત લોકોની સામે જાહેર કરી

આપે છે અને લોકો એની મદદ કરે છે તથા مَحْرُوْم (મહરૂમ)નો ભાવાર્થ તે વ્યક્તિ છે જે ફકીર અને મુફિલસ અને જરૂરિયાતમંદ હોવા છતાં પોતાની શરાફતના કારણે પોતાની જરૂરિયાત કોઈની સામે જાહેર નથી કરતો તેથી લોકોની મદદથી વંચિત રહે છે. આ આયતમાં અલ્લાહથી ડરનારા મો'મિનોનું આ લક્ષણ બતાવવામાં આવ્યું છે કે તેઓ અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવાના સમયે માત્ર માંગનારાઓ એટલે કે પોતાની જરૂરિયાતો જાહેર કરનારાઓને જ નથી આપતો બલકે એવા લોકો ઉપર પણ નજર રાખે અને તેમની પરિસ્થિતિઓથી વાકેફ રહે છે જેઓ પોતાની જરૂરિયાત કોઈને કહેતા નથી.

દેખીતું છે કે આયતનો હેતુ એ છે કે અલ્લાહથી ડરનારા મો'મિનો માત્ર શારીરિક ઈબાદતો નમાઝ અને રાત્રે જાગવાને પૂરતું સમજતા નથી, બલકે આર્થિક ઈબાદતોમાં તેમનો મોટો હિસ્સો રહેલો છે કે માંગનારાઓ સિવાય એવા લોકો ઉપર પણ નજર રાખે છે જેઓ શરાફતના કારણે પોતાની જરૂરિયાત કોઈના ઉપર જાહેર કરતા નથી પરંતુ આ આર્થિક ઈબાદતોનું વર્ણન કુર્આને કરીમે આ વિષય હેઠળ કર્યું, وَفِىْٓ اَمْوَالِهِمْ حَقٌّ એટલે કે આ લોકો જેઓ ફકીરો અને મિસ્કીનો ઉપર ખર્ચ કરે છે તેમના ઉપર કોઈ ઉપકાર જતાવતા નથી બલકે એવું સમજીને આપે છે કે અમારો માલ અલ્લાહ તઆલાનો આપેલો છે તેમાં એમનો પણ હક છે અને હકદારનો હક તેને પહોંચાડી દેવો કોઈ અહેસાન નથી હોતું બલકે એક ફરજ અને જવાબદારી હોય છે જેનાથી છૂટકારો મેળવવાનો હોય છે.

**અવકાશ અને વ્યક્તિના પોતાની જાતના અસ્તિત્વમાં કુદરતની નિશાનીઓ :**

وَفِى الْاَرْضِ اٰيٰتٌ لِّلْمُوْقِنِيْنَ એટલે કે પૃથ્વીમાં શ્રદ્ધા ધરાવનારાઓ માટે કુદરતની ઘણી નિશાનીઓ છે, આગલી આયતોમાં પ્રથમ કાફિરો અને ઈન્કારીઓની હાલત તથા ખરાબ પરિણામ બતાવવામાં આવ્યું પછી અલ્લાહથી ડરનારા મો'મિનોની પરિસ્થિતિઓ અને લક્ષણો અને તેમના ઉચ્ચ કક્ષાના દરજ્જાઓનું વર્ણન કરવામાં આવ્યું, હવે ફરી કાફિરો અને કયામતના ઈન્કારીઓની હાલત તરફ ચિંતન કરવા અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની નિશાનીઓને નજર સમક્ષ રાખીને તેના ઈન્કારથી અટકી જવાનું માર્ગદર્શન

આપવામાં આવ્યું છે; તો આ વાકયનો સંબંધ આગળ આવી ચૂકેલ اِنَّكُمْ لَفِيْ قَوْلٍ مُّخْتَلِفٍ વાક્ય સાથે થયો જેમાં કુર્આન અને રસૂલના ઈન્કારનું વર્ણન છે.

તફસીરે મઝહરીમાં એને પણ અલ્લાહથી ડરનારા ઈમાનવાળા (મો'મિનીન મુત્તકીન)ના લક્ષણોમાં સામેલ કર્યું છે અને مُوْقِنِيْنَ (મુઅ્કિનીન)નો ભાવાર્થ આ જ "મુત્તકીન" (અલ્લાહથી ડરનારા) છે અને એમાં તેમની એવી હાલત બતાવવામાં આવી છે કે તેઓ અલ્લાહની કુદરતની નિશાનીઓ કે જે જમીન અને આસમાનમાં વિખરાયેલી પડી છે તેમાં ચિંતન અને મનન તથા ઊંડા વિચારથી કામ લે છે જેના પરિણામે તેમનું ઈમાન અને શ્રદ્ધા વધે છે, જેમકે એક બીજી આયતમાં તેના વિશે કહેવામાં આવ્યું છે وَيَتَفَكَّرُوْنَ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ

પૃથ્વીમાં કુદરતની જે નિશાનીઓનું વર્ણન થયું છે તે અગણિત છે, પૃથ્વીમાં વનસ્પતિ અને લીલાછમ વૃક્ષો તથા બગીચાઓને જ જુઓ કે અનેક પ્રકારની તેની રંગ, ગંધ, એક એક પાંદડાની બનાવટમાં કમાલની ખૂબસૂરતી, પછી તેમાંથી દરેકની ખાસિયતો અને લક્ષણોમાં વિવિધતાના હજારો પ્રકારો, એ જ પ્રમાણે જમીનમાં નહેરો, કૂવાઓ અને પાણીના બીજા સ્ત્રોતો અને તેનાથી તૈયાર થનાર લાખો પ્રકારની મખ્લૂકો, પૃથ્વીના પહાડ અને ગુફાઓ, જમીનમાં પેદા થનાર પ્રાણીઓ અને તેમના ગણી ન શકાય એટલા પ્રકારો; દરેકની પરિસ્થિતિ અને તેમના વિવિધ લાભો પૃથ્વી પટ ઉપર પેદા થનાર માનવોની વિવિધ પરિસ્થિતિઓ, વિવિધ કબીલાઓ અને વિવિધ પ્રદેશોમાં માનવોના રંગ અને ભાષાની આગવી વિશેષતા, ટેવો અને વર્તનમાં વિવિધતા વગેરે જેમાં માનવી વિચાર કરે તો એક એક વસ્તુમાં અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતના એવા દર્શન જોવા મળશે કે જેને ગણવા પણ મુશ્કેલ છે !

وَفِيْٓ اَنْفُسِكُمْ ، اَفَلَا تُبْصِرُوْنَ આ સ્થળે કુદરતની નિશાનીઓના વર્ણનમાં આસમાન અને અવકાશી સૃષ્ટિનું વર્ણન છોડીને માત્ર પૃથ્વીનું વર્ણન કર્યું છે જે માનવોની ઘણી નજીક છે જેના ઉપર માનવો રહે વસે છે, ચાલે ફરે છે. આ આયતમાં એનાથી પણ વધારે નજીક એટલે કે પોતે માણસની પોતાની જાત ઉપર ધ્યાન અપાવવામાં આવ્યું કે પૃથ્વી અને પૃથ્વીની સૃષ્ટિને પણ છોડો, પોતે પોતાના અસ્તિત્વ બલકે પોતાના શરીર અને અવયવો તથા શારીરિક પ્રક્રિયાઓમાં જ વિચાર કરી લો તો એક એક અવયવની હિકમત અલ્લાહ તઆલાનું એક આગવું

ખાતું જોવા પામશો અને સમજી જશો કે સમગ્ર દુનિયામાં જે અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ છે માનવના પોતાના નાના સરખા અસ્તિત્વમાં તે બધું જ જાણે સમેટાઈને આવી ગયું છે તેથી માનવના અસ્તિત્વને નાની દુનિયા પણ કહેવામાં આવે છે કે સમગ્ર દુનિયાની નિશાનીઓના ઉદાહરણો માનવીના પોતાના અસ્તિત્વમાં ઉપસ્થિત છે. મનુષ્ય જો પોતાના જન્મથી એટલે કે શરૂઆતથી લઈ મોત સુધી સામે આવનાર પરિસ્થિતિઓમાં જ વિચાર અને ચિંતન કરવા માંડે તો તેને જાણે કે અલ્લાહ તઆલા સાક્ષાત પોતાની સામે નજરે પડવા લાગે કે કઈ રીતે એક માનવીનું વીર્યનું ટીપું દુનિયાના વિવિધ પ્રદેશોનો ખોરાક અને દુનિયામાં વિખરાયેલા સુંદર વસ્તુઓનો ખુલાસો બનીને ગર્ભ સ્વરૂપે માંના ગર્ભમાં સ્થિર થયું, પછી કઈ રીતે આ નુત્ફહથી એક લોહીનો ગઠ્ઠો عَلَقَةً (અલકહ) બન્યો ! પછી અલકહથી مُضْغَةً (મુદ્ગહ) એટલે કે માંસનો લોચો બન્યો ! પછી કઈ રીતે તેમાં હાડકાં બનાવવામાં આવ્યા ! પછી તેના ઉપર માંસ ચઢાવવામાં આવ્યો, પછી કઈ રીતે એ નિર્જીવ પૂતળામાં જીવ ફૂંકવામાં આવ્યો ! અને તેના સર્જનને પૂર્ણ કરીને આ દુનિયામાં લાવવામાં આવ્યો ! પછી કઈ રીતે ક્રમે ક્રમે પ્રગતિ કરીને એક અજ્ઞાન, નાસમજ બાળકમાંથી એક બુદ્ધિશાળી અને સમજદાર મનુષ્ય બનાવવામાં આવ્યો અને કઈ રીતે તેના વિવિધ ચહેરાઓ અને સ્વરૂપો બનાવવામાં આવ્યા કે અરબો ખરબો માનવોમાં એકનો ચહેરો બીજાથી બિલકુલ અલગ નજરે પડે છે, આ અમુક મર્યાદિત ભૂભાગમાં આવી વિશિષ્ટતા ધરાવવી કોઈના સામર્થ્યની વાત નથી ! પછી તેમના સ્વભાવ, તેમના લક્ષણો અનેક પ્રકારના અને આ વિવિધતા છતાં એકતા; એ બધું આ સંપૂર્ણ કુદરતનો કરિશ્મો છે જે અદ્વિતિય અને અજોડ છે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

આ તે જ બંને વસ્તુઓ છે જેનાથી દરેક માનવી ક્યાંક બહાર કે દૂર નથી, પોતે પોતાના જ અસ્તિત્વમાં દિવસ રાત તેનું અવલોકન કરે છે તે છતાં પણ જો તે અલ્લાહ જલ્લ શા'નુહૂ અને તેની સંપૂર્ણ કુદરતનો સ્વીકાર ન કરે તો કોઈ આંધળો જ હોઈ શકે છે જેને કશું જ સૂઝતું નથી એટલા જ માટે અંતે કહ્યું, اَفَلَا تُبْصِرُوْنَ એટલે કે, શું તમે જોતા નથી !? ઇશારો એ તરફ છે કે એમાં કંઈ વધારે અક્કલ કે સમજદારીની જરૂર પણ નથી, ફક્ત જોવાની દૃષ્ટિ ઠીક હોય તો તે પરિણામ ઉપર પહોંચી શકે છે.

وَفِي السَّمَآءِ رِزْقُكُمْ وَمَا تُوعَدُونَ એટલે કે, આસમાનમાં તમારી રોજી છે અને જે કંઈ તમને વાયદો કરવામાં આવે છે તે છે તેની ચોખ્ખીને ચટ અને શુદ્ધ તફસીર એ છે જે તફસીરના ખુલાસામાં વર્ણન થયેલ છે, એટલે કે આસમાનમાં હોવાનો ભાવાર્થ આસમાનમાં લવ્હે મહફૂઝની અંદર લખેલું ભાવાર્થ સ્વરૂપે છે અને એ દેખીતું છે કે દરેક માનવીની રોજી અને જે કંઈ તેને વાયદો કરવામાં આવ્યો અને જે કંઈ તેનું પરિણામ હોય છે તે બધું જ લવ્હે મહફૂઝમાં લખેલું હોય છે.

હદીષમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જો તમારામાંથી કોઈ વ્યક્તિ પોતાની નિશ્ચિત રોજીથી બચવા અને નાસવાની કોશીશ કરે તો રોજી તેની પાછળ પાછળ ભાગશે, જેમકે મોતથી મનુષ્ય ભાગી નથી શકતો એવી જ રીતે રોજીથી પણ નાસી છૂટવું શકય નથી.

(કુર્તુબી)

અમુક તફસીરકારોએ ફરમાવ્યું કે رِزْق (રિઝક)નો ભાવાર્થ "વરસાદ" છે, એવા સ્વરૂપમાં તેનું આસમાનમાં હોવું અથવા એવી રીતે હશે કે આસમાનનો ભાવાર્થ અહીંયાં جِرْمِ سَمٰوٰتْ ન હોય બલકે مَافَوْقْ ભાવાર્થ હોય જેમાં આસમાનનું અવકાશ પણ સામેલ છે તો વરસાદ જે વાદળોથી વરસે છે તેને પણ فِي السَّمَآءِ કહેવામાં આવે છે અને مَاتُوعَدُونَ નો ભાવાર્થ જન્નત અને તેની નેઅ્મતો છે. વલ્લાહુ અઅ્લમુ.

إِنَّهُ لَحَقٌّ مِّثْلَ مَآ أَنَّكُمْ تَنطِقُونَ એટલે કે જેવી રીતે તમને પોતાની વાતચીત કરવામાં કોઈ શંકા નથી હોતી એ જ પ્રમાણે કયામતનું આવવું પણ એવું જ જાહેર અને ખુલ્લું છે એમાં કોઈ શંકા અને સંદેહની સંભાવના નથી. માનવીની ઈન્દ્રિયો જે જોવા સાંભળવા, ચાખવા, સ્પર્શ કરવા અને સૂંઘવાથી સંબંધ ધરાવે છે એ બધામાંથી આ સ્થળે نُطْقٌ એટલે કે બોલવાની ખાસ રીતથી નિશ્ચિત વસ્તુને ચૂંટી કાઢવું કદાચ એટલા માટે છે કે પ્રસ્તુત બધી ઈન્દ્રીયોમાં ક્યારેક ક્યારેક કોઈ બીમારી વગેરેના કારણે ક્ષતિ ઉત્પન્ન થઈ જાય છે, જોવા સાંભળવાના ફરક પેદા થઈ જવું પ્રચલિત બાબત છે, બીમારીમાં સ્વાદ વગેરે ઘણા સમયે ખરાબ થઈને મીઠી વસ્તુ કડવી લાગવા માંડે છે પરંતુ نُطْقٌ એટલે કે બોલવું એવી વસ્તુ છે કે એમાં કોઈ બદલાવ અથવા ક્ષતિની શંકા હોઈ શકતી નથી. (કુર્તુબી)

**આયતો : (સૂરએ ઝારિયાત : આયત નં. ૨૪ થી ૪૬)**

هَلْ أَتٰىكَ حَدِيْثُ ضَيْفِ إِبْرٰهِيْمَ الْمُكْرَمِيْنَ ﴿٢٤﴾ إِذْ دَخَلُوْا عَلَيْهِ فَقَالُوْا سَلٰمًا ۖ

قَالَ سَلٰمٌ ۚ قَوْمٌ مُّنْكَرُوْنَ ﴿٢٥﴾ فَرَاغَ إِلٰى أَهْلِهٖ فَجَآءَ بِعِجْلٍ سَمِيْنٍ ﴿٢٦﴾ فَقَرَّبَهٗ

إِلَيْهِمْ قَالَ أَلَا تَأْكُلُوْنَ ﴿٢٧﴾ فَأَوْجَسَ مِنْهُمْ خِيْفَةً ۖ قَالُوْا لَا تَخَفْ ۖ وَبَشَّرُوْهُ

بِغُلٰمٍ عَلِيْمٍ ﴿٢٨﴾ فَأَقْبَلَتِ امْرَأَتُهٗ فِيْ صَرَّةٍ فَصَكَّتْ وَجْهَهَا وَقَالَتْ عَجُوْزٌ عَقِيْمٌ ﴿٢٩﴾

قَالُوْا كَذٰلِكِ ۖ قَالَ رَبُّكِ ۖ إِنَّهٗ هُوَ الْحَكِيْمُ الْعَلِيْمُ ﴿٣٠﴾

**પારહ (૨૭)**

قَالَ فَمَا خَطْبُكُمْ أَيُّهَا الْمُرْسَلُوْنَ ﴿٣١﴾ قَالُوْا إِنَّآ أُرْسِلْنَآ إِلٰى قَوْمٍ مُّجْرِمِيْنَ ﴿٣٢﴾

لِنُرْسِلَ عَلَيْهِمْ حِجَارَةً مِّنْ طِيْنٍ ﴿٣٣﴾ مُّسَوَّمَةً عِنْدَ رَبِّكَ لِلْمُسْرِفِيْنَ ﴿٣٤﴾

فَأَخْرَجْنَا مَنْ كَانَ فِيْهَا مِنَ الْمُؤْمِنِيْنَ ﴿٣٥﴾ فَمَا وَجَدْنَا فِيْهَا غَيْرَ بَيْتٍ مِّنَ

الْمُسْلِمِيْنَ ﴿٣٦﴾ وَتَرَكْنَا فِيْهَآ اٰيَةً لِّلَّذِيْنَ يَخَافُوْنَ الْعَذَابَ الْأَلِيْمَ ﴿٣٧﴾

وَفِيْ مُوْسٰىٓ إِذْ أَرْسَلْنٰهُ إِلٰى فِرْعَوْنَ بِسُلْطٰنٍ مُّبِيْنٍ ﴿٣٨﴾ فَتَوَلّٰى بِرُكْنِهٖ

وَقَالَ سٰحِرٌ أَوْ مَجْنُوْنٌ ﴿٣٩﴾ فَأَخَذْنٰهُ وَجُنُوْدَهٗ فَنَبَذْنٰهُمْ فِي الْيَمِّ وَهُوَ

مُلِيْمٌ ﴿٤٠﴾ وَفِيْ عَادٍ إِذْ أَرْسَلْنَا عَلَيْهِمُ الرِّيْحَ الْعَقِيْمَ ﴿٤١﴾ مَا تَذَرُ مِنْ شَيْءٍ أَتَتْ

عَلَيْهِ إِلَّا جَعَلَتْهُ كَالرَّمِيْمِ ﴿٤٢﴾ وَفِيْ ثَمُوْدَ إِذْ قِيْلَ لَهُمْ تَمَتَّعُوْا حَتّٰى حِيْنٍ ﴿٤٣﴾ فَعَتَوْا

عَنْ أَمْرِ رَبِّهِمْ فَأَخَذَتْهُمُ الصّٰعِقَةُ وَهُمْ يَنْظُرُوْنَ ﴿٤٤﴾ فَمَا اسْتَطَاعُوْا مِنْ قِيَامٍ وَّ

مَا كَانُوْا مُنْتَصِرِيْنَ ﴿٤٥﴾ وَقَوْمَ نُوْحٍ مِّنْ قَبْلُ ۖ إِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ﴿٤٦﴾

**તરજુમો :**

*શું તમને ઈબ્રાહીમ (અલૈ.)ના મહેમાનોની વાત પહોંચી છે જુઓ*

ઈજ્જતવાળા હતા !? (૨૪) જ્યારે તેમની પાસે અંદર પહોંચ્યા તો સલામ બોલ્યા, તેમણે (પણ) કહ્યું, સલામ; (અને વિચાર્યું કે) આ લોકો અજાણ્યા (લાગે) છે ! (૨૫) પછી જ્યારે પોતાના ઘરે દોડ્યા તો એક ઘીમાં તળેલું વાછરડું લઈ આવ્યા. (૨૬) પછી તેમની સામે મૂક્યું, કહ્યું; કેમ તમે ખાતા નથી ? (૨૭) પછી તેમના ડરથી મનમાં ગભરાયા; તે (મહેમાનો) બોલ્યા, ડરો નહીં અને એક હોશિયાર પુત્રની ખુશખબરી આપી. (૨૮) પછી સામેથી તેમની સ્ત્રી બોલતાં બોલતાં આવી, પછી પોતાનું માથું કૂટ્યું અને કહેવા લાગી, ક્યાં હું ઘરડી વાંઝ !? (૨૯) તેઓ બોલ્યા, આવું જ તમારા પરવરદિગારે કહ્યું છે, બેશક તે જ હિકમતવાળો અને સઘળું જાણનાર છે. (૩૦) પછી (ઈબ્રાહીમ અલૈ.) બોલ્યા, તમારો મોકલવાનો હેતુ શું છે ? (૩૧) તેઓ બોલ્યા, અમને એક ગુનેહગાર કોમ ઉપર મોકલવામાં આવ્યા છે. (૩૨) કે અમે તેમના ઉપર માટીના પથ્થરો છોડીએ. (૩૩) તમારા પરવરદિગારના ત્યાંથી નિશાન કરેલા, હદ વટાવનારાઓ માટે. (૩૪) પછી અમે જે ત્યાં ઈમાનવાળા હતા (બચાવીને) કાઢી લીધા. (૩૫) પછી અમે ત્યાં મુસલમાનોના એક ઘર સિવાય (મુસલમાનનું કોઈ બીજું ઘર) ન જોયું. (૩૬) અને અમે એમાં તે લોકો માટે નિશાની બાકી રાખી જેઓ દર્દનાક અઝાબથી ડરે છે. (૩૭) અને નિશાની છે મૂસા (અલૈ.ની હાલત)માં જ્યારે અમે તેમને ફિરઔનની પાસે ખુલ્લી સનદ આપીને મોકલ્યા. (૩૮) પછી એણે પોતાની શક્તિ ઉપર (ઈતરાઈને) મોઢું ફેરવી લીધું અને બોલ્યો, આ જાદૂગર છે અથવા પાગલ ! (૩૯) પછી અમે તેને અને તેના લશ્કરોને પકડ્યા, તેમને દરિયામાં ફેંકી દીધા અને તેઓ મુલ્જિમ હતા. (૪૦) અને આદમાં નિશાની છે જ્યારે અમે તેમના ઉપર ભલાઈથી ખાલી એવી હવા મોકલી. (૪૧) કોઈ વસ્તુને નથી છોડતી (કે) જેના ઉપરથી પસાર થાય કે તેને ચૂરેચૂરા કરી નાંખે ! (૪૨) અને ષમૂદમાં નિશાની છે, જ્યારે તેમને કહ્યું કે એક સમય સુધી વર્તી લો. (૪૩) પછી પોતાના પરવરદિગારના હુકમ વિશે શરારત કરવા લાગ્યા, પછી તેમને કડાકાએ પકડ્યા અને તેઓ જોતા હતા. (૪૪) પછી તેમનાથી ન બની શક્યું કે ઉઠે અને ન જ એવા થઈ શક્યા કે બદલો લે. (૪૫) અને એનાથી પહેલાં નૂહ (અલૈ.)ની કોમનો નાશ કર્યો, નિઃશંક તેઓ નાફરમાન લોકો હતા. (૪૬)

**તફસીર :**

(હે મુહમ્મદ ﷺ !) શું ઈબ્રાહીમ (અલૈ.)ના સન્માનનીય મહેમાનોનો કિસ્સો તમારા સુધી પહોંચ્યો છે !? (સન્માનનીય યા તો એટલા માટે કહ્યા કે તેઓ ફરિશ્તાઓ હતા જેમના માનમાં بَلْ عِبَادٌ مُّكْرَمُوْنَ કહેવામાં આવ્યું અથવા એટલા માટે કહ્યું કે ઈબ્રાહીમ અલૈ.એ પોતાની આદત પ્રમાણે તેમનું સન્માન કર્યું હતું અને મહેમાન કહેવું જાહેર પરિસ્થિતિ આધારિત છે કે તેઓ માણસના સ્વરૂપમાં આવ્યા હતા અને આ ઘટના એ સમયે બની હતી) જ્યારે કે તે (મહેમાન) તેમની પાસે આવ્યા, પછી તેમને સલામ કરી, ઈબ્રાહીમ (અલૈ.)એ પણ (જવાબમાં) કહ્યું, સલામ; (અને કહેવા લાગ્યા) કે અજાણ્યા લોકો (લાગે) છે (દેખીતું તો એ જ છે કે દિલમાં વિચાર્યું, તેનો ઈશારો એ છે કે આગળ ફરિશ્તાઓનો જવાબ ઉપસ્થિત નથી અને સંભાવના એ પણ છે કે સવાલ સ્વરૂપે તેમને કહ્યું હોય કે તમને ઓળખ્યા નહીં ! અને તેમણે જવાબ ન આપ્યો હોય અને ઈબ્રાહીમ અલૈ.એ જવાબની રાહ ન જોઈ હોય મતલબ કે આ સલામ કલામ થઈ) પછી પોતાના ઘર તરફ ચાલ્યા અને એક તળેલું વાછરડું (અલ્લાહ તઆલાના કહ્યા પ્રમાણે بِعِجْلٍ حَنِيْذٍ) લાવ્યા અને તેને તેમની પાસે (એટલે કે સામે) લાવીને મૂક્યું (કારણ કે તેઓ ફરિશ્તાઓ હતા, તેઓ કઈ રીતે ખાઈ શકે ? તે વખતે ઈબ્રાહીમ અલૈ.ને શંકા થઈ અને) કહેવા લાગ્યા કે તમે લોકો કેમ ખાતા નથી ? (જ્યારે તો પણ ન ખાધું) તો તેમના દિલમાં ભય ઉત્પન્ન થયો (કે આ લોકો ક્યાંક મારા વિરોધીઓ અને દુશ્મનોમાંથી ન હોય. كَمَا مَرَّ فِيْ سُوْرَةِ هُوْدٍ) તેમણે કહ્યું કે તમે ડરો નહીં ! (અમે માનવ નથી, ફરિશ્તાઓ છીએ) અને (એવું કહીને) તેમને એક પુત્રની ખુશખબરી આપી જે ઘણો જાણકાર (એટલે કે નબી) હશે (કારણ કે મખ્લૂકમાં સૌથી વધારે ઈલ્મ અંબિયા અલૈ.ને હોય છે અને એનો ભાવાર્થ હઝરત ઈસ્હાક અલૈ.ની ખુશખબરી છે, આ વાતચીત તેમનાથી થઈ રહી હતી) કે એટલામાં તેમની પત્નીએ (એટલે કે હઝરત સારાએ જે ક્યાંક ઊભા ઊભા સાંભળી રહ્યા હતા અલ્લાહ તઆલાના કહ્યા પ્રમાણે فَبَشَّرْنٰهَا بِاِسْحٰقَ તાજ્જુબથી) માથા ઉપર હાથ માર્યો અને કહેવા લાગ્યા કે (પ્રથમ તો હું) ઘરડી (પછી) વાંઝણી ! (આવી પરિસ્થિતિમાં બાળક પેદા થવું પણ અજબ વાત છે !) ફરિશ્તા કહેવા લાગ્યા કે (તાજ્જુબ ન કરો, અલ્લાહ તઆલાના કહ્યા પ્રમાણે اَتَعْجَبِيْنَ) તમારા

પરવરદિગારે એવું જ કહ્યું છે (અને) કોઈ શંકા નથી કે તે ઘણો હિકમતવાળો ઘણો જાણનારો છે (એટલે કે ભલે આ વાત તાજ્જુબની લાગે પરંતુ તમે નુબુવ્વતવાળા કુટુંબમાં રહો છો તથા ઈલ્મ અને સમજદારીમાં ઉચ્ચ કક્ષાના છો, એવું જાણીને કે અલ્લાહનું ફરમાન છે આશ્ચર્ય રહેવું ન જોઈએ) ઈબ્રાહીમ (અલૈ.ને નુબુવ્વતની દીર્ઘદૃષ્ટિથી એ પણ જાણ થઈ કે આ ખુશખબરી ઉપરાંત તેમના આવવાનો બીજો પણ કોઈ હેતુ છે તો તેમને) કહેવા લાગ્યા (કે) સારું, તો (એ પણ બતાવો કે) હે ફરિશ્તાઓ ! તમારી સામે કઈ મોટી મુહીમ છે ? ફરિશ્તાઓએ કહ્યું કે અમે એક ગુનેહગાર કોમ (એટલે કે કોમે લૂત) તરફ મોકલવામાં આવ્યા છે જેથી અમે એમના ઉપર ખેંગારના પથ્થર વરસાવીએ, તેના ઉપર અમારા પરવરદિગારની પાસે (એટલે કે અદૃષ્ય વિશ્વમાં) ખાસ નિશાન પણ છે (જેનું વર્ણન સૂરએ હૂદમાં થયું છે અને તે) હદથી વટી જનારાઓ માટે (છે, આગળ અલ્લાહ તઆલાનું ફરમાન છે કે જ્યારે આ વસ્તીઓ ઉપર અઝાબનો સમય નજીક આવ્યો) તો અમે જેટલા ઈમાનવાળા હતા સૌને ત્યાંથી અલગ કરી દીધા, બસ મુસલમાનોના એક ઘર સિવાય અન્ય કોઈ ઘર (મુસલમાનોનું) અમે નથી જોયું (આ રૂપક સ્વરૂપે છે કે ત્યાં કોઈ અન્ય ઘર મુસલમાનોનું હતું જ નહીં, કારણ કે દુનિયામાં કોઈ એવી વસ્તુ નથી જેનું અસ્તિત્વ અલ્લાહ તઆલાના જ્ઞાનમાં ન હોય !) અને અમે આ ઘટનામાં (કાયમી ધોરણે) એવા લોકો માટે એક ઈબ્રત રહેવા દીધી જે દર્દનાક અઝાબથી ડરે છે અને (આગળ મૂસા અલૈ. અને ફિરઔનનો કિસ્સો સાંભળો કે) મૂસા (અલૈ.)ના કિસ્સામાં પણ બોધપાઠ છે જ્યારે કે અમે તેમને ફિરઔનની પાસે એક ખુલ્લી દલીલ (એટલે કે મોઅ્જિઝો) આપીને મોકલ્યા, બસ તેણે પોતાની સલતનતના હોદ્દેદારો સહિત મોઢું ફેરવ્યું અને કહેવા લાગ્યા કે આ જાદૂગર તો પાગલ છે, બસ અમે તેને અને તેના લશ્કરને પકડીને દરિયામાં ફેંકી દીધા (એટલે કે ડૂબાડી દીધા) અને તેણે કામ જ નીંદનીય કર્યું હતું અને (આગળ કોમે આદનો કિસ્સો સાંભળો કે) આદના કિસ્સામાં, પણ શિખામણ છે જ્યારે કે અમે તેમના ઉપર અણગમતી આંધી મોકલી કે તે જે પણ વસ્તુ ઉપરથી પસાર થતી હતી (એટલે કે તે વસ્તુઓ ઉપરથી કે જેનો નાશ કરવાનો હુકમ હતો, તેના ઉપરથી પસાર થતી હતી) એને એવું કરીને છોડતી હતી જેમકે કોઈ વસ્તુ પીગળીને ક્ષત વિક્ષત થઈ જાય છે અને આગળ (કોમે ષમૂદનો કિસ્સો સાંભળો)

ષમૂદના કિસ્સામાં બોધપાઠ છે જ્યારે કે તેમને કહેવામાં આવ્યું (એટલે કે હઝરત સાલિહ અલૈ.એ કહ્યું કે) હજું થોડા દિવસો આરામ કરી લો (એટલે કે કુફ્રથી અટકશો નહીં તો થોડા દિવસો પછી નાશ પામશો) બસ (આ ડરાવવાથી પણ) તે લોકોએ પોતાના પરવરદિગારના હુકમથી મોઢું ફેરવ્યું, બસ તેમને અઝાબે ઘેરી લીધા અને તેઓ (આ અઝાબની નિશાનીઓને) જોઈ રહ્યા હતા (એટલે કે આ અઝાબ ઉઘાડી રીતે આવ્યો) બસ ન તો ઊભા જ થઈ શકયા (બલકે ઊંધા મોઢે પડ્યા જેમકે અલ્લાહના ફરમાન મુજબ جَاثِمِينَ) અને ન જ (અમારાથી) બદલો લઈ શકયા અને તેમનાથી પહેલાં કોમે નૂહનો આ જ હાલ જોઈ ચૂકયા હતા (એટલે એ કારણથી કે) તેઓ ઘણા નાફરમાન લોકો હતા તેમનો પણ નાશ કરવામાં આવ્યો.

**મસ્અલા અને બોધપાઠ :**

અહીંયાંથી રસૂલે કરીમ ﷺને આશ્વાસન માટે અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતોમાંથી અમુક અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ વર્ણન કરવામાં આવ્યા છે.

فَقَالُوا سَلَامًا، قَالَ سَلَامٌ ફરિશ્તાઓએ سَلَامًا (સલામન) કહ્યું હતું, ખલીલુલ્લાહે જવાબમાં سَلَامٌ رَفَعَ (સલામુન રફઅ)ની સાથે કહ્યું, કારણ કે મરફૂઅ્ હોવાના સ્વરૂપમાં આ વાક્ય اِسْمِيَّة બન્યું જેમાં કાયમીપણું તથા શકિત વધારે છે તો જેમકે કુર્આને કરીમમાં હુકમ છે કે "સલામ"નો જવાબ સલામ કરનારાના શબ્દોથી સારા શબ્દોમાં હોય એનો અમલ કર્યો.

قَوْمٌ مُّنْكَرُوْنَ માં શબ્દ مُنْكَرٌ (મુન્કર) એ بِضَمِّ مِيْم وَفَتْحِ كَاف થી અજનબી અથવા નીંદાપાત્રને કહેવામાં આવે છે, કારણ કે ગુનાહના કામ પણ ઈસ્લામમાં નીંદાપાત્ર અને અજનબી હોય છે એટલા માટે ગુનાહને પણ "મુન્કર" કહેવામાં આવે છે. વાકયનો ભાવાર્થ એ છે કે આ ફરિશ્તાઓ મનુષ્યોના સ્વરૂપમાં આવ્યા હતા, ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને ઓળખ્યા નહીં એટલા માટે પોતાના મનમાં એવું કહ્યું કે આ અજાણ્યા લોકો છે જેને અમે ઓળખતા નથી અને શકય છે કે પોતે મહેમાનોની સામે જ આ વાતનું વર્ણન ઓળખવા માટે કરી દીધું હોય અને તેનો હેતુ તેમની ઓળખ પૂછવાનો હોય.

رَاغَ اِلٰى اَهْلِه માં શબ્દ رَاغَ (રાગ) એ رَوْغ થી બને છે જેનો અર્થ "કોઈ

જગ્યાએથી ખસી જવું અને ગુપ્ત રીતે ચાલ્યા જવું" થાય છે, ભાવાર્થ એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) મહેમાનો માટે ખાવાનો બંદોબસ્ત કરવા માટે ઘરમાં એવી રીતે ગયા કે મહેમાનોને તેમના ઉઠીને જવાની ખબર ન થાય નહિતર તેઓએ જમવાનો અને મહેમાની કરવાનો ઈન્કાર કર્યો હોત.

**મહેમાનીના અદબો (શિષ્ટાચાર) :**

ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે આ આયતમાં મહેમાની માટે અમુક અદબો મેજબાનને શિખવાડવામાં આવ્યા, પ્રથમ વાત એ છે કે પહેલાં મહેમાનોને પૂછ્યું નહીં કે હું આપના માટે ખાવા લાવું છું; બલકે છાનામાના ખસી ગયા અને તેમની મહેમાની માટે પોતાની પાસે જે ખાવા માટે સૌથી સારી વસ્તુ હતી એટલે કે વાછરડું તે ઝબહ કર્યું, તેને તળ્યું અને લઈ આવ્યા; અને બીજું એ કે લાવ્યા પછી મહેમાનોને એવી તકલીફ આપી નહીં કે તેમને ખાવા તરફ બોલાવે બલકે તેઓ જ્યાં બેઠા હતા ત્યાં જ તેમની સામે પીરસી દીધું. فَقَرَّبَهُۥٓ إِلَيۡهِمۡ ત્રીજું એ કે મહેમાની પીરસતી વખતે વાતચીત કરવાની લઢણ ઉપર ધ્યાન આપો તો આગ્રહ ન હતો, બલકે કહ્યું, أَلَا تَأۡكُلُونَ શું તમે ખાશો નહીં ? ઈશારો એ બાજું થયો કે જો કે તમને ખાવાની કોઈ જરૂરત ન હોય પરંતુ અમારા માટે પણ કંઈક ખાઈ લો.

فَأَوۡجَسَ مِنۡهُمۡ એટલે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમના ખાવું ન ખાવાના કારણે એવો ભય અનુભવવા લાગ્યા જેનું કારણ એ હતું કે તે સમયે શરીફ લોકોનો રિવાજ હતો કે મહેમાન કંઈને કંઈ મહેમાની કબૂલ કરતા હતા, જે મહેમાની એટલી પણ કબૂલ ન કરે તેનાથી ભય લાગતો હતો કે તેઓ કદાચ કોઈ દુશ્મન ન હોય જે તકલીફ પહોંચાડવા માટે આવ્યા હોય, તે સમયે ચોરો અને અત્યાચારીઓમાં પણ એવી શરાફત બાકી હતી કે જેનું કંઈક ખાઈ લીધું તો તેને પછી નુકસાન પહોંચાડતા ન હતા એટલા માટે ભય લાગવાનું કારણ તેઓએ ખાધું નહીં તે હતું.

فَأَقۡبَلَتِ ٱمۡرَأَتُهُۥ فِي صَرَّةٖ માં શબ્દ صَرَّةٖ (સર્રતીન)નો અર્થ "મા'મૂલી અવાજ"નો છે. صَرِيرٌ (સરીર) કલમથી નીકળનાર અવાજને કહેવામાં આવે છે, ભાવાર્થ એ છે કે હઝરત સારહ (રદિ.)એ જ્યારે સાંભળ્યું કે ફરિશ્તાઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બાળકના જન્મની ખુશખબરી આપી રહ્યા છે અને એ દેખીતું

હતું કે બાળક પત્નીને પેદા થાય છે, પત્ની હઝરત સારહ જ હતા, તેઓ સમજ્યા કે આ ખુશખબરી અમારા બંને માટે છે તો અનાયાસે તેમના મોઢાંમાંથી અમુક આશ્ચર્યના શબ્દો નીકળ્યા અને કહ્યું, عَجُوْزٌ عَقِيْمٌ કે પ્રથમ તો હું ઘરડી છું અને પાછી વાંઝણી ! એટલે કે જવાનીમાં પણ અવલાદ ન થઈ અને ઘડપણમાં એ કેવી રીતે થશે ? જેના જવાબમાં ફરિશ્તાઓએ કહ્યું, كَذٰلِكِ (કઝાલિક) એટલે કે અલ્લાહ તઆલાને બધી જ કુદરત છે, આ કામ એમ જ થશે એટલા માટે જે સમયે એ ખુશખબરી પ્રમાણે હઝરત ઈસ્હાક (અલૈ.) પેદા થયા તો હઝરત સારહ (રદિ.)ની ઉંમર ૯૯ વર્ષ અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ઉંમર ૧૦૦ વર્ષની હતી.

આ વાતચીતમાં જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને એ જાણ થઈ ગઈ કે મહેમાન અલ્લાહના ફરિશ્તાઓ છે તો પૂછ્યું કે તમે કઈ મિશન માટે આવ્યા છો? તેમણે હઝરત લૂત (અલૈ.)ની કોમ ઉપર અઝાબ નાઝિલ કરવાનું વર્ણન કર્યું કે તેમની કોમ ઉપર પથરાવ કરવામાં આવશે અને પથરાવ પણ કોઈ મોટા મોટા પથ્થરોથી નહીં ! બલકે માટીથી બનેલા કાંકરાઓનો થશે. مُسَوَّمَةً عِنْدَ رَبِّكَ એટલે કે કાંકારાઓ અલ્લાહ તરફથી ખાસ નિશાનીઓ લગાવેલા હશે, અમુક તફસીરકારોએ કહ્યું કે દરેક કાંકરા ઉપર એ વ્યક્તિનું નામ લખેલું હતું જેનો નાશ કરવા માટે તે મોકલવામાં આવ્યો હતો અને તે જે બાજુ પણ નાસતો તે કાંકરો તેનો પીછો કરતો અને બીજી આયતોમાં આ કોમના અઝાબનું જે એવું વર્ણન થયું છે કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ આ આખા શહેરને ઉઠાવીને પલટાવી દીધું તો તે આનાથી વિપરીત નથી કે પ્રથમ આ પથરાવ કરવામાં આવ્યો હોય ત્યારબાદ સમગ્ર જમીનના ટૂકડાને ઊલટાવી દેવામાં આવ્યો હોય.

કોમે લૂત પછી કોમે મૂસા (અલૈ.) અને ફિરઔનની કોમ વગેરેનું વર્ણન કર્યું. એમાં ફિરઔનને જ્યારે મૂસા (અલૈ.)એ સત્યનો સંદેશ આપ્યો તો ફિરઔનનો જવાબ આ રીતે વર્ણન થયો છે, فَتَوَلّٰى بِرُكْنِهٖ એટલે કે ફિરઔન મૂસા (અલૈ.) તરફથી પોતાનું મોઢું ફેરવી પોતાની શકિત એટલે કે પોતાની ફોજ અને પોતાના દરબારીઓ તરફ કેન્દ્રિત થયો. رُكْن (રુક્ન)નો શાબ્દિક અર્થ "શકિત" થાય છે, હઝરત લૂત (અલૈ.)ની વાતચીતમાં اَوْ اٰوِيْ اِلٰى رُكْنٍ شَدِيْدٍ આ જ અર્થ માટે આવ્યું છે, ત્યારબાદ કોમે આદ અને ષમૂદ તથા અંતે કોમે નૂહ (અલૈ.)નો

કિસ્સો વર્ણન થયો છે, આ ઘટનાઓ આનાથી પહેલાં કેટલાય વખતે આવી ચૂકી છે.

---

**આયતો : (સૂરએ ઝારિયાત : આયત નં. ૪૭ થી ૫૫)**

وَالسَّمَاءَ بَنَيْنٰهَا بِاَيْىدٍ وَّاِنَّا لَمُوْسِعُوْنَ ﴿٤٧﴾ وَالْاَرْضَ فَرَشْنٰهَا فَنِعْمَ الْمٰهِدُوْنَ ﴿٤٨﴾
وَمِنْ كُلِّ شَيْءٍ خَلَقْنَا زَوْجَيْنِ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿٤٩﴾ فَفِرُّوْٓا اِلَى اللّٰهِ ۭ اِنِّيْ
لَكُمْ مِّنْهُ نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٥٠﴾ وَلَا تَجْعَلُوْا مَعَ اللّٰهِ اِلٰـهًا اٰخَرَ ۭ اِنِّيْ لَكُمْ مِّنْهُ نَذِيْرٌ
مُّبِيْنٌ ﴿٥١﴾ كَذٰلِكَ مَآ اَتَى الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ مِّنْ رَّسُوْلٍ اِلَّا قَالُوْا سَاحِرٌ
اَوْ مَجْنُوْنٌ ﴿٥٢﴾ اَتَوَاصَوْا بِهٖ ۚ بَلْ هُمْ قَوْمٌ طَاغُوْنَ ﴿٥٣﴾ فَتَوَلَّ عَنْهُمْ فَمَآ اَنْتَ
بِمَلُوْمٍ ﴿٥٤﴾ وَّذَكِّرْ فَاِنَّ الذِّكْرٰى تَنْفَعُ الْمُؤْمِنِيْنَ ﴿٥٥﴾

**તરજુમો :**

*અને અમે આસમાન હાથના બળથી બનાવ્યું અને નિ:શંક અમારામાં બધી જ શક્તિ છે. (૪૭) અને અમે પૃથ્વીને પાથરી દીધી, બસ કેવું સારું પાથરવું અમે જાણીએ છીએ ! (૪૮) અને દરેક વસ્તુના અમે જોડાંઓ બનાવ્યા જેથી તમે લક્ષ આપો. (૪૯) બસ અલ્લાહ તરફ દોડો, હું તમને તેના તરફથી ખોલી ખોલીને ડર સંભળાવું છું. (૫૦) અને અલ્લાહની સાથે કોઈને મઅ્બૂદ ન ઠરાવો, હું તમને તેના તરફથી ખોલી ખોલીને ડર સંભળાવું છું. (૫૧) એ જ પ્રમાણે તેમનાથી અગાઉના લોકો પાસે જે રસૂલો આવ્યા, તેમને આવું જ કહ્યું કે તેઓ જાદૂગર છે અથવા પાગલ ! (૫૨) શું એકબીજાને આવી જ વસિય્યત કરીને મર્યા છે ? કંઈ જ નથી પરંતુ આ લોકો શરારતખોર છે. (૫૩) બસ તમે તેમના તરફથી પાછા વળો, હવે તમારા ઉપર આક્ષેપ નથી. (૫૪) અને સમજતા રહો કે સમજાવવું ઈમાનવાળાઓને કામ લાગે છે. (૫૫)*

**તફસીર :**

અને અમે આસમાનને (પોતાની) શક્તિથી બનાવ્યું અને અમે વિશાળ

શક્તિવાળા છે અને અમે પૃથ્વીને (જેમકે) પાથરણું બનાવ્યું, બસ અમે (કેવું) સારું પાથરનારા છે ! (એટલે કે એમાં કેવા કેવા ફાયદા રાખ્યા છે !) અને અમે દરેક વસ્તુ બે બે પ્રકારની બનાવી (આ પ્રકારથી બે વિરોધી જોડાંઓ ભાવાર્થ સ્વરૂપે છે, બસ દેખીતું છે કે દરેક વસ્તુમાં કોઈને કોઈ લક્ષણ વ્યક્તિગત અથવા બંધારણ સ્વરૂપે એવું ભરોસાપાત્ર હોય છે જેનાથી બીજી વસ્તુમાં આ લક્ષણનું વિરોધાભાસી લક્ષણ ઉપસ્થિત હોય છે અને તેને તે વસ્તુના મુકાબલામાં ગણવામાં આવે છે જેમકે આસમાન અને જમીન, વાતાવરણમાં જેમકે ગરમી અને ઠંડી, સ્વાદમાં મીઠું અને કડવું, કદમાં નાનું અથવા મોટું, દેખાવમાં સુંદર અથવા કદરૂપુ, રંગમાં સફેદ અથવા કાળું; એ જ રીતે પ્રકાશ અને અંધકાર વગેરે વગેરે...) જેથી તમે (આ બધી વસ્તુઓથી તવહીદને) સમજો (અને હે પયગમ્બર ﷺ ! તેમને કહી આપો કે જ્યારે આ વસ્તુઓ અલ્લાહ તઆલાના એક હોવા ઉપર દલીલ કરી રહી છે) તો તમે (એનાથી દલીલ કરીને) અલ્લાહ(ની તવહીદ) તરફ દોડો (અને પ્રથમ તો પ્રસ્તુત દલીલોના કારણે કે પોતે બુદ્ધિ જ તવહીદ ઉપર શ્રદ્ધા ધરાવવાને જરૂરી બતાવી રહી છે પછી ઉપરથી) હું (પણ) તમારા (સમજાવવા) માટે અલ્લાહ તરફથી સ્પષ્ટ રીતે ડરાવનારો (થઈને આવ્યો) છું (કે તવહીદના ઈન્કારીઓને અઝાબ થશે, બસ અઝાબના ડરના આધારે તવહીદ ઉપર આસ્થા રાખવી વધારે જરૂરી થઈ ગયું) અને (પછી એથી વિશેષ તેનો ખુલાસો એ કરું છું કે) અલ્લાહની સાથે કોઈ અન્ય મઅ્બૂદ ન ઠરાવો (પછી વિષય બદલવાની સાથે તવહીદના વિષયને કારણે અલ્લાહથી ડરવાની ફરી તાકીદ કરવામાં આવી છે કે) હું તમારા (સમજાવવા) માટે અલ્લાહ તરફથી ખુલ્લો ડરાવનારો (થઈને આવ્યો) છું (આગળ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે હે નબી ﷺ ! તમે વાસ્તવમાં ડરાવનાર અને ખુશખબરી આપનાર છો, જેમકે હમણાં પસાર થઈ ચૂક્યું પરંતુ આ તમારા વિરોધીઓ એવા જાહિલ છે કે નઊઝુબિલ્લાહ તમને ક્યારેક જાદૂગર અને ક્યારેક પાગલ બતાવે છે, બસ તમે ધૈર્ય દાખવો કારણ કે જે રીતે આ લોકો તમને કહી રહ્યા છે) એ જ પ્રમાણે જે (કાફિર) લોકો તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમની પાસે કોઈ પયગમ્બર નથી આવ્યો જેને તેમણે (એટલે કે બધાએ અથવા અમુકે) જાદૂગર અથવા પાગલ ન કહ્યા હોય (આગળ કાફિરોના આ નિવેદન سَاحِرٌ اَوْ مَجْنُوْنٌ ઉપર સહમત હોવાથી

આશ્ચર્ય અપાવે છે કે) શું તે વાતની તેઓ એકબીજાને વસિય્યત કરતા ચાલ્યા આવ્યા હતા !? (એટલે કે આ સહમતી તો જાણે એવું થઈ ગયું કે જેમકે એકબીજાને કહેતા ચાલ્યા આવ્યા હોય કે જુઓ ! જે કોઈ રસૂલ આવે તમે પણ અમારા જેવું જ કહેજો, આગળ ઘટનાની વાસ્તવિકતા વર્ણન કરે છે કે વાસ્તવમાં આવી વસિય્યત થઈ ન હતી) બલકે (આ સહમતીનું કારણ એ બન્યું કે) તે બધા જ બળવાખોર લોકો છે (એટલે કે આ નિવેદનનું કારણ તેમની બળવાખોર વૃત્તિ છે કારણ કે તેઓ આ વૃત્તિમાં એકસમાન છે એટલા માટે તેઓ આ નિવેદનમાં પણ સમાન થઈ ગયા) બસ (જ્યારે અગાઉ થઈ ચૂકેલા લોકો પણ એવા થઈ ચૂક્યા છે અને તેનું કારણ જાણ થઈ ગઈ કે આ તેમની જ શરારત છે તો) તમે તેમના તરફ ધ્યાન ન આપો (એટલે કે તેમના જૂઠાડવાની પરવા ન કરો અને ગમ ન કરો) કારણ કે તમારા ઉપર કોઈપણ પ્રકારનો આક્ષેપ નથી (જેમકે અલ્લાહ તઆલા કહે છે, وَلَا تُسْـَٔلُ عَنْ اَصْحٰبِ الْجَحِيْمِ) અને (સંતોષની સાથે પોતાના નબીના હોદાના ફરજના કામમાં લાગેલા રહો, ફક્ત) સમજાવતા રહો, કારણ કે સમજાવવું (જેની કિસ્મતમાં ઈમાન નથી તેના ઉપર તો હુજ્જત પૂરી થશે અને જેમની કિસ્મતમાં ઈમાન છે તેઓ) ઈમાન (લાવવા)વાળાઓને (પણ અને જે અગાઉ મો'મિન થઈ ચૂક્યા છે તેમને પણ) લાભ આપશે (મતલબ કે વર્ણન કરવામાં જાહેર લાભો અને હિકમતો રહેલી છે, તમે તેને કર્યે જાઓ અને કોઈના ઈમાન ન લાવવાનો ગમ ન કરો).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કયામત અને આખિરતનું વર્ણન અને તેને ન માનનારાઓ ઉપર અઝાબનું વર્ણન હતું, આ આયતોમાં પણ હક તઆલાની સંપૂર્ણ કુદરતનું વર્ણન છે જેમાં કયામત અને તેમાં મુરદાઓને ફરીવાર જીવતા થવા ઉપર જે ઈન્કારીઓ તરફથી આશ્ચર્ય કરવામાં આવતું હતું તે તાજ્જુબનું સમાધાન છે, વળી તવહીદની સાબિતીઓ અને રિસાલત ઉપર ઈમાનની તાકીદ છે.

بَنَيْنٰهَا بِاَيْدٍ وَّاِنَّا لَمُوْسِعُوْنَ માં શબ્દ اَيْد (અયૂદ) એ શક્તિ અથવા તાકાતના અર્થમાં આવે છે, આ સ્થળે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ "અયૂદ"ની આ જ તફસીર કરી છે.

فَفِرُّوْا اِلَى اللّٰهِ એટલે કે અલ્લાહ તરફ દોડો, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ એ છે કે પોતાના ગુનાહોથી અલ્લાહની તવબહ દ્વારા દોડો, હઝરત અબૂબક્ર વર્રાક અને જુનૈદ બગદાદી (રહ.)એ ફરમાવ્યું કે નફ્સ અને શયતાન ગુનાહો તરફ આમંત્રણ આપનારા છે અને બહેકાવનારા છે તમે તેમનાથી નાસીને અલ્લાહનું શરણ લો તો તે તમને તેની બુરાઈઓથી બચાવી લેશે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ ઝારિયાત : આયત નં. ૫૬ થી ૬૦)

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْاِنْسَ اِلَّا لِيَعْبُدُوْنِ ﴿٥٦﴾ مَآ اُرِيْدُ مِنْهُمْ مِّنْ رِّزْقٍ
وَّمَآ اُرِيْدُ اَنْ يُّطْعِمُوْنِ ﴿٥٧﴾ اِنَّ اللّٰهَ هُوَ الرَّزَّاقُ ذُو الْقُوَّةِ الْمَتِيْنُ ﴿٥٨﴾ فَاِنَّ
لِلَّذِيْنَ ظَلَمُوْا ذَنُوْبًا مِّثْلَ ذَنُوْبِ اَصْحٰبِهِمْ فَلَا يَسْتَعْجِلُوْنِ ﴿٥٩﴾ فَوَيْلٌ لِّلَّذِيْنَ
كَفَرُوْا مِنْ يَّوْمِهِمُ الَّذِيْ يُوْعَدُوْنَ ﴿٦٠﴾

### તરજુમો :

*અને મેં જે જિન્નાત અને મનુષ્ય માત્ર મારી બંદગી માટે બનાવ્યા. (૫૬) હું તેમનાથી કોઈ રોજી નથી ઈચ્છતો અને નથી ઈચ્છતો કે તેઓ મને ખવડાવે. (૫૭) બેશક અલ્લાહ જ (સૌને) રોજી આપનાર, મહાબળવાન, ખૂબ શકિતશાળી છે. (૫૮) બસ તે ગુનેહગારોના પણ (અઝાબના) દિવસો ભરાઈ ચૂકયા છે જેમકે તેમના સાથીઓના દિવસો ભરાઈ ચૂકયા હતા, હવે તેઓ મારાથી (અઝાબની) ઉતાવળ ન કરે. (૫૯) બસ કાફિરોને તેમના તે દિવસથી ખરાબી છે જેનો તેમને વાયદો થઈ ચૂકયો છે. (૬૦)*

### તફસીર :

અને મેં જિન્નાતો તથા માનવોને (વાસ્તવમાં) એટલા જ માટે પેદા કર્યા છે કે મારી ઈબાદત કર્યા કરે (અને સ્વાભાવિક રીતે જિન્નાતો તથા માનવોના સર્જનથી બીજા લાભો થવાનો તેનાથી નકાર થતો નથી અને એ જ પ્રમાણે અમુક

જિન્નાતો અને માનવોના ઈબાદત ન કરવાથી પણ આ વિષયનો નકાર થતો નથી કારણ કે لِيَعْبُدُوْنِ નો ખુલાસો શરીઅતની સ્થાપના છે, એટલે કે આ જ સર્જનને ઈબાદતનો હુકમ આપવો છે, ન કે اِلَّا لِيَعْبُدُوْنِ ; એટલે કે તેમને ઈબાદત ઉપર મજબૂર કરવાનો ઈરાદો નથી અને જિન્નાત અને માનવની વિશિષ્ટતા એટલા માટે છે કે ઈબાદતથી ભાવાર્થ ઈચ્છાવર્તી ઈબાદત બતાવવામાં આવી છે, ફરિશ્તાઓમાં જો કે ઈબાદત છે નાફરમાની નથી અને બીજી મખ્લૂકો જાનવરો, વનસ્પતિ વગેરેમાં અખ્ત્યાર નથી, ખુલાસો એ છે કે મારો હેતુ શરઈ હેતુ છે તેનાથી ઈબાદત કરાવવી છે બાકી) હું તેમનાથી (મખ્લૂકની) રોજી પહોંચાડવાની દરખાસ્ત નથી કરતો અને ન જ એ દરખાસ્ત કરું છું કે તેઓ મને ખવડાવ્યા કરે, અલ્લાહ પોતે જ સૌને રોજી પહોંચાડનારો છે (તો અમને તેની જરૂરત જ શું હતી કે અમે મખ્લૂકની રોજી પહોંચાડવાનું તેમને કહીએ અને તે અલ્લાહ તઆલા) મહાશક્તિશાળી મહાબળવાન છે (કે તેમાં લાચારી કે કમજોરી કે કોઈપણ પ્રકારના થાકની સંભાવના પણ ઉપસ્થિત નથી તો તે લોકો પાસે ખાવાનું માંગવાની કોઈ સંભાવના જ નથી, આ પ્રોત્સાહન થઈ ગયું અને આગળ ચેતવણી છે કે જ્યારે ઈબાદત વાજિબ હોવું સાબિત થઈ ગયું અને ઈબાદત ઈમાનનું મહત્ત્વનું અંગ છે ત્યારે જો આ લોકો હજુપણ શિર્ક અને કુફ્ર ઉપર આગ્રહી રહેશે) તો (સાંભળી રાખે કે) તે જાલિમોનો (સજાનો) પણ વારો (અલ્લાહના જ્ઞાનમાં) નિશ્ચિત છે જેમકે તેઓના જેવા (ગુજરી ચૂકેલા) મુશ્રિકોનો વારો (નિશ્ચિત) હતો (એટલે કે દરેક ગુનેહગાર જાલિમ માટે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં ખાસ ખાસ વખત નિશ્ચિત છે અને એ જ રીતે વારાફરતી દરેક ગુનેહગારનો વારો આવે છે તો તે અઝાબમાં પકડવામાં આવે છે, ક્યાંક તો દુનિયા અને આખિરત બંનેમાં અને ક્યારેક માત્ર આખિરતમાં) બસ મારાથી (અઝાબ) જલદી ન માંગો (જેમકે તેમની ટેવ છે કે ધમકીઓ સાંભળીને જૂઠાડવા સ્વરૂપે ઉતાવળ કરવા લાગે છે) મતલબ કે (જ્યારે તે વારાનો દિવસ આવશે જેમાં સૌથી વધારે સખત તે કયામતનો દિવસ છે તો) તે કાફિરો માટે તે દિવસ આવવાથી ઘણી ખરાબી થશે જેનો તેમને વાયદો કરવામાં આવે છે (એટલા માટે પોતે આ સૂરત પણ એ જ વાયદાથી શરૂ થઈ હતી, اِنَّمَا تُوْعَدُوْنَ لَصَادِقٌ وَّاِنَّ الدِّيْنَ لَوَاقِعٌ અને તેનાથી સૂરતની શરૂઆત તથા તેની પૂર્ણતાની ખૂબસૂરતી જાહેર થાય છે).

**મસ્અલા અને બોધપાઠ :**

**જિન્નાતો અને માનવોના સર્જનનો હેતુ :**

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنْسَ إِلَّا لِيَعْبُدُوْنَ એટલે કે, જિન્નાત અને મનુષ્યને ઈબાદત સિવાય અન્ય કોઈ કામ માટે સર્જ્યા નથી, એમાં બે શંકાઓ દેખીતી રીતે ઉપસ્થિત થાય છે. પ્રથમ એ કે જે મખ્લૂકને અલ્લાહ તઆલાએ કોઈ ખાસ કામ માટે પેદા કરી છે અને તેનો ઈરાદો એ જ છે કે આ મખ્લૂક તે કામને કરે તો તાર્કિક રીતે એ અશક્ય અને અસંભવિત હશે કે પછી તે કામથી હટી શકે, કારણ કે અલ્લાહ તઆલાના ઈરાદા અને ઈચ્છા વિરુદ્ધ કોઈ કામ સંભવિત જ નથી, બીજી શંકા એ છે કે આ આયતમાં મનુષ્ય અને જિન્નાતના સર્જનનો હેતુ માત્ર અલ્લાહની ઈબાદત ઉપર અવલંબિત કરી દેવામાં આવ્યો છે જ્યારે કે તેમના સર્જનમાં ઈબાદત ઉપરાંત અન્ય ઘણા લાભો અને હિકમતો પણ રહેલી છે.

પ્રથમ શંકાના જવાબમાં અમુક તફસીરકારોએ આ વિષયને માત્ર મો'મિનો સાથે વિશિષ્ટ રીતે જોડાયેલ હોવાનું ઠરાવ્યું છે, એટલે કે અમે મો'મિન જિન્નાત અને મો'મિન માનવોને ઈબાદત સિવાયના અન્ય કોઈ કામ માટે બનાવ્યા નથી અને દેખીતું છે કે મો'મિનો ઈબાદતના ઓછા વત્તા અંશે પાબંદ હોય છે. આ નિવેદન જહ્હાક અને સુફિયાન વગેરેનું છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની પ્રસ્તુત આયતની એક કિરાઅતમાં શબ્દ "મોઅ્મિનીન" ઉપસ્થિત પણ છે અને કિરાઅત આ રીતે છે, وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنْسَ مِنَ الْمُؤْمِنِيْنَ إِلَّا لِيَعْبُدُوْا આ કિરાઅતથી પણ તેનું સમર્થન થાય છે કે આ વિષય માત્ર મો'મિનોના સંબંધમાં આવ્યો છે, તફસીરનો ખુલાસો આ શંકાને દૂર કરવા માટે કરવામાં આવ્યો છે કે આ આયતમાં અલ્લાહના ઈરાદાનો ભાવાર્થ તક્વીની ઈરાદો નથી જેના વિરુદ્ધ કોઈ વસ્તુ બનવી અસંભવિત હોય છે, બલકે આ શરતી ઈરાદો છે એટલે કે અમે તેમને માત્ર એટલા માટે પેદા કર્યા છે કે અમે તેમને ઈબાદત માટે નીમી લઈએ, અલ્લાહ તઆલાનો હુકમ કારણ કે માનવના અધિકાર સાથે શરતી રાખવામાં આવ્યો છે તેના વિરુદ્ધ બનવું શક્ય નથી, એટલે કે અલ્લાહ તઆલાએ તો ઈબાદતનો હુકમ બધાને આપ્યો છે પરંતુ સાથે જ અધિકાર પણ આપ્યો છે એટલા માટે કોઈએ પોતાના અલ્લાહ તઆલાએ અર્પેલ અધિકારને સાચી રીતે

ખર્ચ કર્યો, ઈબાદતમાં લાગી ગયો, કોઈએ આ અધિકારનો ખોટો ઉપયોગ કર્યો, ઈબાદતથી અળગો થઈ ગયો. આ નિવેદન હઝરત અલી કર્રમલ્લાહુ વજૂહહુથી બગવી (રહ.)એ નકલ કર્યું છે અને વધારે ઉત્તમ અને ચોખ્ખો ખુલાસો એ છે જે તફસીરે મઝહરીમાં આપવામાં આવ્યો છે કે આયતનો ભાવાર્થ એ છે કે અમે તેમનું સર્જન એ સ્વરૂપે કર્યું છે કે તેમનામાં ઈબાદત કરવાની ક્ષમતા અને સામર્થ્ય છે એટલા માટે દરેક જિન્નાત અને માનવીના સ્વભાવમાં આ કુદરતી ક્ષમતા ઉપસ્થિત છે, પછી કોઈ આ ક્ષમતાનો સાચો ઉપયોગ કરી સફળ થાય છે, કોઈ આ ક્ષમતાને પોતાના આર્થિક અથવા મનેચ્છાઓ પૂર્ણ કરવામાં બરબાદ કરી દે છે અને આ વિષયનો દાખલો તે હદીષ છે જેમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, كُلُّ مَوْلُوْدٍ يُّوْلَدُ عَلَى الْفِطْرَةِ فَاَبَوَاهُ يُهَوِّدَانِهٖ اَوْيُمَجِّسَانِهٖ એટલે કે, દરેક પેદા થનાર બાળક ફિતરત (સ્વભાવ) ઉપર પેદા થાય છે, પછી તેને તેના માં બાપ (આ ફિરતથી હટાવી કોઈને) યહૂદી બનાવી દે છે કોઈને અગ્નિપૂજક ! ફિતરત ઉપર પેદા થવાનો ભાવાર્થ મોટા ભાગના ઉલમા સમીપ "દીને ઈસ્લામ" ઉપર પેદા થવું છે તો જે પ્રમાણે આ હદીષમાં એવું બતાવવામાં આવ્યું કે દરેક માનવીના સ્વાભાવિક અને તેના સર્જનના સ્વરૂપમાં ઈસ્લામ અને ઈમાનની ક્ષમતા અને સામર્થ્ય મૂકવામાં આવે છે પછી ક્યારેક તેના માં બાપ આ ક્ષમતાને બરબાદ કરીને તેને કુફ્રના તરીકાઓ ઉપર નાંખી દે છે એ જ પ્રમાણે આ આયતમાં اِلَّا لِيَعْبُدُوْا નો ભાવાર્થ હોઈ શકે છે કે જિન્નાત અને મનુષ્યના દરેક વ્યક્તિમાં અલ્લાહ તઆલાએ ઈબાદત કરવાની ક્ષમતા અને સામર્થ્ય મૂક્યું છે. વલ્લાહુ અઅ્લમુ. અને બીજી શંકાનો જવાબ તફસીરના ખુલાસામાં આવી ચૂક્યો છે કે કોઈ મખ્લૂકને ઈબાદત માટે પેદા કરવું બીજા લાભો અને ફાયદાઓનો નકાર કરતું નથી.

مَاۤ اُرِيْدُ مِنْهُمْ مِّنْ رِّزْقٍ.... એટલે કે, હું જિન્નાતો અને માનવીને પેદા કરીને તેમનામાં સામાન્ય માનવો જેમ પોતાનો કોઈ લાભ ઈચ્છતો નથી કે તેઓ મારા માટે અથવા પોતાના માટે રોજી પેદા કરે અથવા મારી બીજી મખ્લૂક માટે; અથવા એ કે તેઓ મને કમાઈને ખવડાવે, આ બધી વાતચીત માનવીની સામાન્ય ટેવ આધારિત કરવામાં આવી છે, કારણ કે મોટામાં મોટો માનવી જે ગુલામ ખરીદે છે અને તેના ઉપર ખર્ચ કરે છે તો તેનો હેતુ તે ગુલામો પાસેથી પોતાનું

કામ લેવાનો અને પોતાના જરૂરિયાતના કામોમાં તેની મદદ લેવાનું તથા કમાણી કરીને માલિકને આપવાનો હોય છે, અલ્લાહ તઆલા આ બધી વસ્તુઓથી પાક અને ઉપરવટ છે એટલા માટે ફરમાવ્યું કે તેમને પેદા કરવાથી મારો પોતાનો કોઈ લાભ હેતુ સ્વરૂપે નથી.

ذَنُوْبًا (જનુબન) એ શબ્દ ذَنُوْبٌ بِفَتْحِ الذَّالِ દ્વારા મોટી ડોલને કહેવામાં આવે છે અને વસ્તીના જાહેર કૂવાઓ ઉપર પાણી ભરનારાઓની સહૂલત માટે નંબર અથવા વારો નક્કી કરી લેવામાં આવે છે, દરેક પાણી ભરનાર પોતાના વારા પ્રમાણે પાણી ભરે છે એટલા માટે અહીંયાં શબ્દ ذَنُوْبٌ (ઝનૂબ)નો અર્થ "વારા અથવા હિસ્સા" માટે લેવામાં આવ્યો છે, ભાવાર્થ એ છે કે જે રીતે અગાઉ થઈ ચૂકેલ ઉમ્મતોને પોતપોતાના સમયમાં અમલ કરવાની તક અને વારો આપવામાં આવ્યો હતો, જે લોકોએ પોતાના વારામાં કામ કર્યું નથી તેઓ બરબાદ થયા અને નાશ પામ્યા તથા અઝાબમાં સપડાયા. એ જ પ્રમાણે હાલના મુશ્રિકોનો પણ વારો અને સમય નક્કી છે, જો આ સમય સુધી તેઓ પોતાના કુફ્રથી અટક્યા નહીં તો અલ્લાહનો અઝાબ તેમને ક્યારેક તો આ જ દુનિયામાં અથવા આખિરતમાં જરૂર પકડશે તેથી તેમને કહી આપો કે પોતાની ઉતાવળથી અટકી જાય એટલે કે આ કાફિરો જેઓ જૂઠાડવા અને ઈન્કાર સ્વરૂપે એવું કહે છે કે જો અમે હકીકતમાં અપરાધી છીએ અને અપરાધીઓ ઉપર અઝાબ આવવો આપના કહેવા પ્રમાણે નિશ્ચિત છે તો પછી અમારા ઉપર અઝાબ કેમ નથી આવી જતો !? એનો જવાબ એ છે કે પોતાના નિશ્ચિત સમય ઉપર અને પોતાના વારા પ્રમાણે તે આવે છે તમારો વારો પણ આવવાનો છે !

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઝારિયાત આજ રોજ સોમવાર ૨૧ રબિઉલ અવ્વલ સન હિજરી ૧૩૯૧ના દિવસે પૂર્ણ થઈ.



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ઝારિયાતનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૨૬ માર્ચ ૨૦૧૧ મુતાબિક ૨૦ રબિઉલ આખર ૧૪૩૨ હિજરી

પ્રકરણ (૫૨)

# સૂરએ તૂર

સૂરએ તૂર મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૪૯ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ તૂર : આયત નં. ૧ થી ૨૮)**

آياتها ٤٩ (٥٢) سُوْرَةُ الطُّوْرِ مَكِّيَّةٌ (٧٦) ركوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالطُّوْرِ ۙ﴿۱﴾ وَكِتٰبٍ مَّسْطُوْرٍ ۙ﴿۲﴾ فِيْ رَقٍّ مَّنْشُوْرٍ ۙ﴿۳﴾ وَّالْبَيْتِ الْمَعْمُوْرِ ۙ﴿۴﴾ وَالسَّقْفِ
الْمَرْفُوْعِ ۙ﴿۵﴾ وَالْبَحْرِ الْمَسْجُوْرِ ۙ﴿۶﴾ اِنَّ عَذَابَ رَبِّكَ لَوَاقِعٌ ۙ﴿۷﴾ مَّا لَهٗ مِنْ
دَافِعٍ ۙ﴿۸﴾ يَّوْمَ تَمُوْرُ السَّمَآءُ مَوْرًا ۙ﴿۹﴾ وَّتَسِيْرُ الْجِبَالُ سَيْرًا ؕ﴿۱۰﴾ فَوَيْلٌ يَّوْمَئِذٍ
لِّلْمُكَذِّبِيْنَ ۙ﴿۱۱﴾ الَّذِيْنَ هُمْ فِيْ خَوْضٍ يَّلْعَبُوْنَ ﴿۱۲﴾ يَوْمَ يُدَعُّوْنَ اِلٰى نَارِ جَهَنَّمَ
دَعًّا ؕ﴿۱۳﴾ هٰذِهِ النَّارُ الَّتِيْ كُنْتُمْ بِهَا تُكَذِّبُوْنَ ﴿۱۴﴾ اَفَسِحْرٌ هٰذَآ اَمْ اَنْتُمْ لَا
تُبْصِرُوْنَ ۚ﴿۱۵﴾ اِصْلَوْهَا فَاصْبِرُوْٓا اَوْ لَا تَصْبِرُوْا ۚ سَوَآءٌ عَلَيْكُمْ ؕ اِنَّمَا تُجْزَوْنَ
مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۱۶﴾ اِنَّ الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّنَعِيْمٍ ۙ﴿۱۷﴾ فٰكِهِيْنَ بِمَآ اٰتٰىهُمْ رَبُّهُمْ ۚ
وَوَقٰىهُمْ رَبُّهُمْ عَذَابَ الْجَحِيْمِ ﴿۱۸﴾ كُلُوْا وَاشْرَبُوْا هَنِيْٓـًٔا بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۙ﴿۱۹﴾
مُتَّكِـِٕيْنَ عَلٰى سُرُرٍ مَّصْفُوْفَةٍ ۚ وَزَوَّجْنٰهُمْ بِحُوْرٍ عِيْنٍ ﴿۲۰﴾ وَالَّذِيْنَ اٰمَنُوْا وَاتَّبَعَتْهُمْ
ذُرِّيَّتُهُمْ بِاِيْمَانٍ اَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ وَمَآ اَلَتْنٰهُمْ مِّنْ عَمَلِهِمْ مِّنْ شَيْءٍ ؕ كُلُّ
امْرِئٍۢ بِمَا كَسَبَ رَهِيْنٌ ﴿۲۱﴾ وَاَمْدَدْنٰهُمْ بِفَاكِهَةٍ وَّلَحْمٍ مِّمَّا يَشْتَهُوْنَ ﴿۲۲﴾
يَتَنَازَعُوْنَ فِيْهَا كَاْسًا لَّا لَغْوٌ فِيْهَا وَلَا تَاْثِيْمٌ ﴿۲۳﴾ وَيَطُوْفُ عَلَيْهِمْ غِلْمَانٌ

لَّهُمْ كَأَنَّهُمْ لُؤْلُؤٌ مَّكْنُونٌ ﴿٢٤﴾ وَأَقْبَلَ بَعْضُهُمْ عَلَىٰ بَعْضٍ يَتَسَاءَلُونَ ﴿٢٥﴾ قَالُوا
إِنَّا كُنَّا قَبْلُ فِي أَهْلِنَا مُشْفِقِينَ ﴿٢٦﴾ فَمَنَّ اللَّهُ عَلَيْنَا وَوَقَانَا عَذَابَ
السَّمُومِ ﴿٢٧﴾ إِنَّا كُنَّا مِن قَبْلُ نَدْعُوهُ ۖ إِنَّهُ هُوَ الْبَرُّ الرَّحِيمُ ﴿٢٨﴾

**તરજુમો :**

અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.

કસંમ છે તૂર (પર્વત)ની (૧) અને લખાયેલી કિતાબની (૨) ખુલ્લા વરકો (Unrolled Scroll)માં (૩) અને આબાદ ઘરની (૪) અને ઊંચા છાપરાની (૫) અને ઉછળતા (જોશ મારતા) સમુદ્રની. (૬) નિઃશંક તારા પરવરદિગારનો અઝાબ થઈને જ રહેશે. (૭) તેને કોઈ હટાવી શકનાર નથી. (૮) જે દિવસે આસમાન થરથર ધ્રુજશે. (૯) અને પહાડ ચાલવા લાગશે. (૧૦) બસ ખરાબી છે તે દિવસે જૂઠાડનારાઓની. (૧૧) જેઓ રમતાં(–રમતાં) વાતો બનાવે છે. (૧૨) જે દિવસે દોઝખ તરફ ધક્કો મારી ધકેલવામાં આવશે. (૧૩) આ છે તે આગ જેને તમે જૂઠ જાણતા હતા. (૧૪) હવે શું તે જાદૂ છે અથવા તમને સૂઝતું નથી !? (૧૫) તેની અંદર ચાલ્યા જાઓ, તમે વેઠો કે ન વેઠો તમારા માટે સરખું છે; તે જ બદલો પામશો જે કંઈ તમે કરતા હતા. (૧૬) નિઃશંક ! જેઓ (અલ્લાહથી) ડરનારા છે તેઓ બગીચાઓમાં છે અને નેઅ્મતોમાં ! (૧૭) મેવાઓ ખાતા જે તેમને તેમના પરવરદિગારે આપ્યા અને તેમના પરવરદિગારે તેમને દોઝખના અઝાબથી બચાવ્યા. (૧૮) ખાઓ અને પીઓ રુચિ પ્રમાણે, આ તે કામોનો બદલો છે જે તમે કરતા હતા. (૧૯) તખ્તાઓ ઉપર અઢેલીને બેઠેલા, હાર બાંધીને; અને અમે તેમને મોટી આંખોવાળી હૂરો પરણાવીએ. (૨૦) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમની અવલાદ તેમના માર્ગ ઉપર ઈમાનથી ચાલી, અમે તેમના સુધી તેમની અવલાદને પહોંચાડી દીધી અને અમે તેમનાથી તેમના કર્મ જરા પણ ઘટાડયા નહીં; દરેક વ્યકિત પોતાની કમાણીમાં સપડાયેલો છે. (૨૧) અને અમે તેમના ઉપર મેવાઓનો અને માંસનો તાંતો બાંધી દીધો જે કંઈપણ વસ્તુને તેઓ ઈચ્છે. (૨૨) ત્યાં જામ

*ઉપર ઝપટે છે, તે શરાબમાં બકવાસ નથી અને ન જ ગુનાહમાં નાંખનારી બાબત ! (૨૩) અને તેમની પાસે તેમના કિશોર સેવકો (ગિલમાન) ફરે છે, જાણે તેઓ પોતાના ગિલાફની અંદર મોતી છે. (૨૪) અને અમુક બીજાઓ તરફ મોઢું કરી પરસ્પર પૂછે છે. (૨૫) કહ્યું, અમે પણ આનાથી પહેલાં પોતાના ઘરોમાં (પરિણામથી) ડરતા રહેતા હતા. (૨૬) પછી અલ્લાહે આપણા ઉપર અહેસાન કર્યું અને આપણને (દોઝખની) ગરમ હવાના અઝાબથી બચાવી લીધા. (૨૭) અમે પ્રથમથી તેને પોકારતા હતા, બેશક ! તે જ નેક વર્તાવ કરનારો મહેરબાન છે. (૨૮)*

**તફસીર :**

કસમ છે તૂર (પહાડ)ની અને આ કિતાબની જે ખુલ્લા કાગળમાં લખાયેલ છે (તેનો ભાવાર્થ નામએ આ'માલ છે જેના વિશે બીજી આયતમાં આવ્યું છે, كِتَابًا يَّلْقَاهُ مَنْشُوْرًا અને જે વસ્તુમાં તે લખેલું છે તેને કાગળ સ્વરૂપે ઓળખાવામાં આવ્યું) અને (કસમ છે) બયતુલ મા'મૂરની (કે સાતમાં આસમાનમાં તે ફરિશ્તાઓનું ઈબાદતખાનું છે. –દુર્રે મન્સૂર) અને (કસમ છે) ઊંચી છતની; (તેનાથી ભાવાર્થ આસમાન છે, અલ્લાહ તઆલાનું ફરમાન છે, وَجَعَلْنَا السَّمَآءَ سَقْفًا مَّحْفُوْظًا وَقَالَ تَعَالٰى اَللّٰهُ الَّذِىْ رَفَعَ السَّمٰوٰتِ، وَصُرِّحَ بِهٰذَا التَّفْسِيْرِ عَنْ عَلِيٍّ بِسَنَدٍ صَحِيْحٍ كَنْزُ الْعُمَّالِ عَنْ مُسْتَدْرَكِ الْحَاكِمِ) અને (કસમ છે) ઉછળતા દરિયાની જે (પાણીથી) ભરપૂર છે (આગળ કસમનો જવાબ છે) કે બેશક તમારા પરવરદિગારનો અઝાબ અવશ્ય થઈને રહેશે, કોઈ તેને ટાળી શકતું નથી (અને તે એ દિવસે થશે) જે દિવસે આસમાન થરથર ધ્રુજવા લાગશે અને પહાડ (પોતાની જગ્યાએથી) હટી જશે (તેનાથી ભાવાર્થ કયામતનો દિવસ છે અને થરથર ધ્રુજવાનો ભાવાર્થ તેની ભેખડો ધસી પડવાનો હોય અથવા તો તેના ફાટી જવાનો હોય જે બીજી આયતમાં આવેલ છે, فَاِذَا انْشَقَّتِ السَّمَآءُ રૂહુલ મઆનીમાં હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.થી બંને પ્રકારની તફસીરો નકલ થઈ છે અને બંનેમાં કોઈ વિરોધાભાસ નથી, આગળ પાછળ બંનેની ખરાઈ થઈ શકે છે અને અહીંયાં પહાડોનું હટવું ઉપસ્થિત છે અને બીજી આયતોમાં તેનું ટૂકડે ટૂકડા થઈ જવું, પછી તેનું ઉડી જવું ઉપસ્થિત છે, જેમકે يَنْسِفُهَا رَبِّىْ، قَوْلُهٗ بُسَّتِ الْجِبَالُ بَسًّا فَكَانَتْ هَبَآءً અને આ કસમોમાં એ મકસદને માણસની વધારે નજીક લાવવાનો છે

જેના માટે કસમ ખાવામાં આવી અને તે એ કે કયામતની ઉપસ્થિતિનું મૂળ કારણ સારો નરસો બદલો છે અને સારો બદલો અથવા સજાનો આધાર શરીઅતના હુકમો છે, બસ તૂરની કસમ ખાવામાં ઈશારો એ થયો કે અલ્લાહ તઆલા હુકમો અને કલામનો માલિક છે, પછી તે હુકમોનો વિરોધ અથવા તેની તરફેણ ઉપર આ બદલો આધારિત છે. નામએ આ'માલની કસમ ખાવામાં ઈશારો એ થયો કે આ તરફેણ અથવા વિરોધ સુરક્ષિત રીતે નોંધવામાં સારા નરસા બદલાનો આધાર એના ઉપર પણ અવલંબિત છે કે અલ્લાહ તઆલાના હુકમોનું આજ્ઞાપાલન જરૂરી છે, બયતુલ મા'મૂરની કસમમાં ઈશારો એ થયો કે ઈબાદત એવી જરૂરી બાબત છે કે ફરિશ્તાઓને પણ તેમના માટે સજા અને બદલો ન હોવા છતાં ઈબાદત ન કરવાની છૂટ આપવામાં આવી નથી, પછી સારા નરસા બદલાના પરિણામ સ્વરૂપે બે વસ્તુ છે, જન્નત અને દોઝખ. આસમાનની કસમમાં ઈશારો એ થયો કે જન્નત એવું જ ઉચ્ચ કક્ષાનું સ્થળ છે જેમકે આસમાન અને બહ્રે મસ્જૂર એટલે કે ઉછળતા અને જોશ મારતા સમુદ્રની કસમ ખાવામાં ઈશારો એ થયો કે દોઝખ પણ એવી જ ભયાનક વસ્તુ છે જેમકે સમંદર. આ રીતે કસમોના પ્રકારની ઓળખ સ્થાપિત થઈ શકે છે અને કસમના પ્રકારનો ખુલાસો સૂરએ હિજ્રની આયત لَعَمْرُكَ ની નીચે અને તેના હેતુ વિશે સૂરએ સાફ્ફાતની શરૂઆતમાં આવી ચૂક્યું છે, આગળ આ દિવસે ઘટનારી અમુક ઘટનાઓ વિશે ઈરશાદ છે કે જ્યારે એ સાબિત થયું કે અઝાબના હકદારો માટે અઝાબ અવશ્ય ઉપસ્થિત થશે) તો જે લોકો (કયામતના અને બીજા તવહીદ અને રિસાલતના સત્ય હુકમોને) જૂઠાડનારા છે (અને) જેઓ (જૂઠાડવાની) પ્રવૃત્તિમાં વાહિયાતપણા સાથે લાગી રહ્યા છે (જેનાથી તેઓ અઝાબના હકદાર થયા છે) તેમની તે દિવસે ઘણી કમ્બખ્તી આવશે જે દિવસે તેમને દોઝખની આગ તરફ ધક્કા મારીને લાવવામાં આવશે (કારણ કે ખુશીથી એવા સ્થળે કોણ આવે છે !? પછી જ્યારે તેમને દોઝખમાં નાંખવાનો સમય થશે તો એવી હાલતમાં જ પકડીને નાંખી દેવામાં આવશે فَيُؤْخَذُ بِالنَّوَاصِي وَالْأَقْدَامِ અને તેમને દોઝખ બતાવીને એવું કહેવામાં આવશે કે) આ તે જ દોઝખ છે જેને તમે જૂઠાડ્યા કરતા હતા (એટલે કે જે આયતોમાં તેની ખબર હતી તેને જૂઠાડતા હતા અને વળી તે આયતોને જાદૂ કહ્યા કરતા હતા. ખૈર, એ તો તમારા માટે જાદૂ હતું) તો શું આ (પણ) જાદૂ છે

(જોઈને બતાવો !) અથવા એ કે તમને (હજુપણ) દેખાતું નથી !? (જેમકે દુનિયામાં ન દેખાવાના કારણે તમે ઈન્કારી થઈ ગયા હતા, સારું, તો હવે) એમાં દાખલ થઈ જાઓ પછી ભલે (તેને) વેઠો કે ન વેઠો ! તમારા માટે બંને સરખું જ છે (ન તો એવું થશે કે તમારા વિલાપ અને રોકકળ કરવાથી ત્યાંથી છૂટકારો મળશે અને ન જ એવું થશે કે તમારા સ્વીકાર કરવાથી અથવા મૌન ધારણ કરવાથી તમારા ઉપર દયા ખાઈને તમને કાઢવામાં આવશે બલકે હંમેશા એમાં જ રહેવાનું હશે) અને જેવું તમે કરતા હતા તેવો જ બદલો તમને આપવામાં આવશે (તમે કુફ્ર કર્યા કરતા હતા તો જે સૌથી મોટી નાફરમાની અને અલ્લાહ તઆલાના હકો તથા તેના કદી સમાપ્ત ન થનારી વિશેષતાઓની નાશુક્રી છે, બસ બદલામાં દોઝખનો ખાડો નસીબ થશે જે કઠોર અને કદી ન સમાપ્ત થનાર અઝાબ છે, આગળ તેનાથી વિપરીત પરિસ્થિતિનું વર્ણન છે એટલે કે) મુત્તકી લોકો નિ:શંક ! (જન્નતમાં) બગીચાઓ અને આરામના સામાનમાં હશે (અને) તેમને જે વસ્તુઓ (ઐશ આરામની) તેમના પરવરદિગારે આપી હશે તેનાથી ખુશ હશે અને તેમનો પરવરદિગાર તેમને દોઝખના અઝાબથી સુરક્ષિત રાખશે (અને જન્નતમાં દાખલ કરીને ફરમાવશે કે) ખૂબ ખાઓ અને પીઓ આનંદ સાથે પોતાના (તે નેક) અમલોના બદલામાં (જે દુનિયામાં કર્યા કરતા હતા) તકિયો અઢેલીને તખ્તાઓ ઉપર જે બરાબર બિછાવેલા છે અને અમે તેમને ગોરી મોટી આંખોવાળી (એટલે કે હૂરો) સાથે પરણાવીશું (આ હાલત તો બધા ઈમાનવાળાઓની છે) અને (આગળ તે ખાસ મો'મિનોનું વર્ણન છે જેમની અવલાદ પણ ઈમાનવાળી હતી તેમના માટે વર્ણન થયું છે કે) જે લોકો ઈમાન લાવ્યા અને તેમની અવલાદે પણ ઈમાનમાં તેમનો સાથ આપ્યો (એટલે કે તેઓ પણ ઈમાન લાવશે ભલે કર્મોમાં તે પોતાના બાપદાદાઓના દરજ્જે ન પહોંચે, જેમકે અહીંયાં કર્મોના વર્ણન ન કરવાથી એ સંભાવના ઉપસ્થિત થાય છે અને વળી હદીષોમાં સ્પષ્ટતા છે, كَانُوْا دُوْنَهٗ فِى الْعَمَلِ، وَكَانَتْ مَنَازِلُ اٰبَائِهِمْ اَرْفَعَ، وَلَمْ يَبْلُغُوْا دَرَجَتَكَ وَعَمَلَكَ، رَوَاهَا فِى الدُّرِّ الْمَنْثُوْرِ તો ભલે તેમના અમલોમાં કમીનો તકાદો તો એ હતો કે તેમના દરજ્જા પણ ઓછા હોય પરંતુ તેમના મો'મિન બાપદાદાઓના સન્માનમાં તેમને ખુશ કરવાના હેતુસર) અમે તેમની અવલાદને પણ (દરજ્જાઓમાં) તેમની સાથે સામેલ કરી આપીશું અને (આ સામેલ કરવા માટે) અમે તેઓ

(જન્નતવાળાઓ)ના અમલમાંથી કોઈ વસ્તુ ઓછી કરીશું નહીં (એટલે કે એવું નહીં કરીએ કે તે ઉચ્ચ કક્ષાવાળાઓના અમુક અમલો લઈને તેમની અવલાદને આપીને બંનેને સમાન કરી આપીએ, જેમકે દાખલા તરીકે એક વ્યક્તિ પાસે ૬૦૦ રૂપિયા હોય અને બીજા પાસે ૪૦૦ રૂપિયા હોય અને બંનેને સરખા કરવાનો હેતુ હોય તો તેનું એક સ્વરૂપ તો એ હોઈ શકે છે કે ૬૦૦ રૂપિયાવાળા પાસેથી ૧૦૦ રૂપિયા લઈને ૪૦૦ રૂપિયાવાળાને આપી દેવામાં આવે જેથી બંને પાસે ૫૦૦–૫૦૦ રૂપિયા થઈ જાય અને બીજું સ્વરૂપ કૃપાળુઓની શા'નના લાયક છે; તે એ છે કે ૬૦૦ રૂપિયાવાળા પાસેથી કંઈ જ ન લેવામાં આવે બલકે તે ૪૦૦ રૂપિયાવાળાને ૨૦૦ રૂપિયા પોતાની પાસેથી દેવામાં આવે અને બંનેને સરખા કરી દેવામાં આવે, બસ અર્થ એ થયો કે ત્યાં ઉપર પ્રમાણેનું પ્રથમ સ્વરૂપ ઉપસ્થિત થશે નહીં જેની અસર એ થઈ હોત કે જે તા'બેદારો છે જેમના અમલો ઓછા થવાથી તેમના દરજ્જા કંઈક નીચે લાવવામાં આવ્યા હોત અને પેલા નીચા દરજ્જાવાળાઓને ઉપર લઈ જવામાં આવ્યા હોત અને બંને એક મધ્યમ કક્ષાના દરજ્જામાં રહ્યા હોત પરંતુ એવું થશે નહીં બલકે ઉપર પ્રમાણેનું બીજું સ્વરૂપ ઉપસ્થિત થશે અને તા'બેદારો પોતાના ઉચ્ચ કક્ષાના દરજ્જામાં યથાસ્થિતિમાં રહેશે અને નીચલી કક્ષાના દરજ્જાવાળાઓને ત્યાં પહોંચાડી દેવામાં આવશે અને ઉચ્ચ કક્ષાના દરજ્જાઓવાળામાં તથા તેમની અવલાદમાં ઈમાનની શરત એટલા માટે લગાવી છે કે જો તે અવલાદ મો'મિન નથી તો તેમના મો'મિન બાપદાદાઓની સાથે તેમનો મિલાપ થઈ શકતો નથી, કારણ કે કાફિરોમાંથી) દરેક વ્યક્તિ પોતાના (કુફ્રિયા) કર્મોમાં સપડાયેલો (જહન્નમની આગમાં જ) રહેશે (જેમકે અલ્લાહનો ઈરશાદ છે, كُلُّ نَفْسٍ بِمَا كَسَبَتْ رَهِينَةٌ إِلَّا أَصْحٰبَ الْيَمِينِ હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ની સ્પષ્ટતા પ્રમાણે –દૂર્રે મન્સૂર; એટલે કે તેમના છુટકારાનું કોઈ સ્વરૂપ નથી એટલા માટે તેમનો મિલાપ તેમના મો'મિન બાપદાદા સાથે થવાનું કોઈ અનુમાન સુદ્ધાં ઉપસ્થિત નથી તેથી બાપદાદા અને અવલાદના મિલાપમાં ઈમાન શરત સ્વરૂપે છે) અને (આગળ પછી બધા જ ઈમાનવાળા અને જન્નતવાળાઓનું સમૂળગુ વર્ણન છે કે) અમે તેમને ફળફળાદિ અને માંસ જે પ્રકારની તેમને રૂચિ હશે હરપળે આપતા રહીશું (અને) ત્યાં પરસ્પર (તેઓ દિલ બહેલાવવા માટે) શરાબના જામની ખેંચતાણ પણ કર્યા કરશે

કે તે(શરાબ)માં ન તો બકવાસ કરશે (કારણ કે તેમાં દુનિયાના શરાબ જેવો નશો નહીં હોય) અને ન જ કોઈ વાહિયાત વાત (એટલે કે બુદ્ધિભ્રષ્ટ નહીં) થાય (અને તેમની પાસે ફળફળાદિ વગેરે લાવવા માટે) એવા કિશોરો આવશે (તે કિશોરો કોણ હશે તેની તહકીક સૂરએ વાકિઅહની તફસીરમાં આવશે) જે ખાસ તેઓ(ની સેવા)ના માટે હશે (અને ખૂબસૂરતી એવી હશે કે) જાણે તે સુરક્ષિત રાખવામાં આવેલા હોય છે (કે તેમના ઉપર જરા પણ ધૂળ કે ગંદકી હશે નહીં અને તેમની તેજસ્વીતા ઉચ્ચ કક્ષાની હશે) અને (તેનાથી આધ્યાત્મિક ખુશી પણ પ્રાપ્ત થશે એટલા માટે તેમાંથી એકનું વર્ણન એ છે કે) તે એકબીજા તરફ ધ્યાન આપી વાત કરશે (અને વાતચીત દરમિયાન) તેઓ કહેશે કે (ભાઈ) અમે તો આનાથી પહેલાં પોતાના ઘર (એટલે કે દુનિયામાં પરિણામ)થી ખૂબ ડર્યા કરતા હતા, બસ અલ્લાહે અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો અને અમને દોઝખના અઝાબથી બચાવી લીધા (અને) અમે આથી પહેલાં (એટલે કે દુનિયામાં) તેના માટે દુઆઓ માંગ્યા કરતા હતા (કે અમને દોઝખથી બચાવી જન્નતમાં લઈ જવામાં આવે, બસ અલ્લાહે દુઆ કબૂલ કરી લીધી) તે ખરેખર ઘણો મોટો કૃપાળુ છે (અને આ બાબતથી ખુશી થવી દેખીતી વાત છે અને કારણ કે આ બાબત એક નેઅ્મતનું સ્વરૂપ હતું એટલે કે અઝાબથી બચવું એક નેઅ્મત છે, બીજું કે અમારા જેવા નકામા અને તુચ્છોની વિનંતી કબૂલ કરી લેવી એ પણ નેઅ્મત છે એટલા માટે તેને બે અલગ અલગ વિષયો દ્વારા ઓળખાવવામાં આવ્યું).

## મસ્અલા અને બોધપાઠ :

وَالطُّوْرِ (વત્તૂર) "તૂર"નો અરબી ભાષામાં અર્થ "પહાડ" થાય છે કે જેના ઉપર ઝાડ ઊગતા હોય, અત્રે "તૂર"નો ભાવાર્થ તે "તૂરે સીનીન" છે જે મદ્યનની ભૂમિમાં આવેલ છે જેના ઉપર હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહ તઆલાએ વાતચીત કરવાની પ્રતિષ્ઠા નસીબ કરી હતી. અમુક હદીષની રિવાયતોમાં છે કે દુનિયામાં ચાર પહાડો જન્નતના છે તેમાંથી એક તૂર છે. (કુર્તુબી) તૂરની કસમ ખાવામાં તેનું ખાસ સન્માન અને આદર તરફ પણ ઈશારો છે અને એ તરફ પણ કે અલ્લાહ તઆલા તરફથી બંદાઓ માટે અમુક કલામ અને હુકમો આવ્યા છે જેની પાબંદી કરવી તેમના ઉપર ફરજ છે.

وَكِتٰبٍ مَّسْطُوْرٍ فِىْ رَقٍّ مَّنْشُوْرٍ માં શબ્દ رَقٍّ (રક્ક) એ વાસ્તવમાં પાતળી

નાજુક ચામડી માટે બોલવામાં આવે છે જે કાગળની જગ્યાએ બનાવવામાં આવે છે, તેનાથી ભાવાર્થ તે વસ્તુ છે જેના ઉપર લખવામાં આવ્યું હોય એટલા માટે એનો તરજુમો "કાગળ"નો કરવામાં આવ્યો છે અને كِتَـٰبٍ مَّسْطُورٍ (કિતાબિમ્મસ્તૂર)થી ભાવાર્થ યા તો મનુષ્યનું નામએ આ'માલ છે જેમકે તફસીરના ખુલાસામાં લખવામાં આવ્યું છે અને અમુક તફસીરકારોએ તેનો ભાવાર્થ "કુર્આને કરીમ" હોવાનું પણ ઠરાવ્યું છે. *(કુર્તુબી)*

**આસમાની કા'બા બય્તે મા'મૂર :**

وَالْبَيْتِ الْمَعْمُورِ (વલ્બયતિ મા'મૂર) "બય્તે મા'મૂર" આસમાનમાં ફરિશ્તાઓનું કા'બા છે, દુનિયાના કા'બાની બિલકુલ ઉપર આવેલું છે. સહીહૈનની હદીષોથી સાબિત થાય છે કે શબે મેઅ્રાજમાં રસૂલે કરીમ ﷺ જ્યારે સાતમાં આસમાન ઉપર પહોંચ્યા તો આપ ﷺને "બય્તે મા'મૂર" તરફ લઈ જવામાં આવ્યા જેમાં દરરોજ સિત્તેર હજાર ફરિશ્તાઓ ઇબાદત માટે દાખલ થાય છે પછી ક્યારેય તેમને ફરીવાર અહીંયાં પહોંચવાની નોબત નથી આવતી (કારણ કે દરરોજ બીજા નવા ફરિશ્તાઓનો નંબર હોય છે). *(ઇબ્ને કષીર)*

બય્તે મા'મૂર સાતમાં આસમાન ઉપર રહેનારા ફરિશ્તાઓનું કા'બા છે એટલા માટે શબે મેઅ્રાજમાં રસૂલે કરીમ ﷺ જ્યારે બય્તે મા'મૂર ઉપર પહોંચ્યા તો જોયું કે ઇબ્રાહીમ (અલૈ.) તેની દિવાલોથી ટેકો લગાવીને બેઠા છે, કારણ કે તેઓ દુનિયામાં કા'બાના બાંધનાર હતા. અલ્લાહ તઆલાએ તેના બદલામાં આસમાનના કા'બાથી પણ તેમનો ખાસ સંબંધ સ્થાપિત કરી દીધો. *(ઇબ્ને કષીર)*

وَالْبَحْرِ الْمَسْجُورِ માં શબ્દ بَحْر (બહ્ર)નો ભાવાર્થ "સમંદર" અને مَسْجُوْر (મસ્જૂર) એ سَجْر (સજ્ર)થી બને છે જે ઘણા અર્થો માટે ઉપયોગ થાય છે, એક અર્થ આગ ભડકાવવાનો પણ છે. અમુક તફસીરકાર લોકોએ આ સ્થળે એ જ અર્થ લીધો છે કે કસમ છે સમંદરની જે આગ બનાવી દેવામાં આવશે ! એમાં એ તરફ ઇશારો છે કે કયામતના દિવસે બધા સમંદરો આગ બની જશે, જેમકે બીજી આયતમાં છે, وَإِذَا الْبِحَارُ سُجِّرَتْ એટલે કે ચારેવ બાજુના મહાસાગરો આગ બનીને હશ્રના મેદાનમાં ભેગા થનાર મનુષ્યોને ઘેરી લેશે. આ

જ અર્થ હઝરત સઈદ બિન મુશય્યબ (રહ.)એ હઝરત અલી (રદિ.)થી નકલ કર્યો છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) અને સઈદ બિન મુશય્યબ, મુજાહિદ, ઉબયદુલ્લાહ બિન ઉમૈર (રહ.)એ પણ આ જ તફસીર કરી છે. *(ઈબ્ને કષીર)*

હઝરત અલી (રદિ.)ને કોઈ યહૂદીએ પૂછ્યું કે જહન્નમ ક્યાં છે ? તો તેમણે કહ્યું, સમંદર છે. યહૂદીએ પણ જે પાછલી કિતાબોનો જાણકાર હતો, તેનું સમર્થન કર્યું. (કુર્તુબી) હઝરત કતાદહ (રદિ.) વગેરેએ "મસ્જૂર"નો અર્થ مَمْلُوْ (મમલૂ) કર્યો છે, એટલે કે "પાણીથી ભરેલો". ઈબ્ને જરીર (રહ.)એ આ જ અર્થને અપનાવ્યો છે. (ઈબ્ને કષીર) આ જ અર્થ અત્રે તફસીરના ખુલાસામાં ઉપર વર્ણન થયો છે.

إِنَّ عَذَابَ رَبِّكَ لَوَاقِعٌ مَّا لَهُ مِن دَافِعٍ બેશક ! તમારા પરવરદિગારનો અઝાબ ઉપસ્થિત થઈને જ રહેશે, તેને કોઈ દૂર કરનાર નથી, આ કસમનો જવાબ છે. ઉપરોક્ત વર્ણનમાં તૂર, અમલોની નોંધવહીઓ, બતયુલ મા'મૂર, આસમાન, સમંદરના જે વિષયો માટે કસમ ખાધી છે તેનું વર્ણન એ છે કે કાફિરો ઉપર અલ્લાહનો અઝાબ અવશ્ય પડવાનો છે.

**હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો કિસ્સો :**

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક દિવસે સૂરએ તૂર પઢી, જ્યારે આ આયત ઉપર પહોંચ્યા તો એક ઠંડી આહ ભરી. તેના પછી વીસ દિવસ સુધી બીમાર રહ્યા. લોકો ખબર પૂછવા આવતા હતા પરંતુ એ કોઈને ખબર ન થઈ શકી કે બીમારી શું છે ? *(ઈબ્ને કષીર)*

હઝરત ઝુબૈર બિન મુત્ઈમ (રદિ.) ફરમાવે છે કે હું મુસલમાન થતા પહેલાં એક વખતે મદીના તય્યિબહ એટલા માટે આવ્યો કે રસૂલે કરીમ ﷺ સાથે બદ્રના કેદીઓ વિશે વાતચીત કરું. હું પહોંચ્યો તો રસૂલે કરીમ ﷺ મગરિબની નમાઝમાં સૂરએ તૂર પઢી રહ્યા હતા અને મસ્જિદની બહાર સુધી અવાજ આવી રહ્યો હતો. જ્યારે આ આયત પઢી, إِنَّ عَذَابَ رَبِّكَ لَوَاقِعٌ مَّا لَهُ مِن دَافِعٍ તો અચાનક મારી એવી હાલત થઈ ગઈ કે જાણે મારું દિલ ભયના માર્યું ફાટી જશે. મેં તરત જ ઈસ્લામ સ્વીકારી લીધો. મને તે વખતે એવી અનુભૂતિ થઈ રહી હતી કે હું આ સ્થળેથી હટી શકીશ નહીં અને અઝાબ આવી પડશે. *(કુર્તુબી)*

يَوْمَ تَمُوْرُ السَّمَآءُ مَوْرًا શબ્દકોષમાં તોફાની ગતીને مَوْرٌ (મવ્રુ) કહેવામાં આવે છે, આસમાનની તોફાની ગતી જે કયામતના દિવસે હશે આ તેનું વર્ણન છે.

**બુઝુર્ગો સાથે લોહીનો સંબંધ ઈમાનની શરતે આખિરતમાં પણ લાભ પહોંચાડશે :**

وَالَّذِيْنَ اٰمَنُوْا وَاتَّبَعَتْهُمْ ذُرِّيَّتُهُمْ بِاِيْمَانٍ اَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ એટલે કે, જે લોકો ઈમાન લાવ્યા અને તેમની અવલાદ પણ ઈમાનમાં તેમના તા'બે રહી એટલે કે મો'મિન થઈ; તો અમે તેમની અવલાદને પણ જન્નતમાં તેમની જ સાથે મિલાવી દઈશું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા મો'મિનીન સાલિહીનના વંશ અને અવલાદને પણ તેમના બુઝુર્ગ બાપ દાદાઓના દરજ્જાઓમાં પહોંચાડી આપશે, ભલે તેઓ અમલના આધારે તે દરજ્જાના હકદાર ન હોય જેથી તે બુઝુર્ગોની આંખો ઠંડી થાય.

(رَوَاهُ الْحَاكِمُ وَالْبَيْهَقِيُّ فِيْ سُنَنِهٖ وَالْبَزَّارُ وَاَبُوْنُعَيْمٍ فِى الْحِلْيَةِ وَابْنُ الْمُنْذِرِ وَابْنُ جَرِيْرٍ وَابْنُ اَبِيْ حَاتِمٍ، اَزْمَظْهَرِىْ)

તબરાનીએ હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)થી રિવાયત કરી છે, તેઓ કહે છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું અને મારું અનુમાન એ છે કે તેમણે તેને રસૂલે કરીમ ﷺથી રિવાયત કર્યું છે કે જ્યારે કોઈ વ્યક્તિ જન્નતમાં દાખલ થશે તો પોતાના માં બાપ અને પત્ની તથા અવલાદ વિશે પૂછશે. (તેઓ ક્યાં છે ?) તેને કહેવામાં આવશે કે તેઓ તમારા દરજ્જાએ નથી પહોંચ્યા. (એટલા માટે તેમને જન્નતમાં અલગ ઠેકાણું છે) આ વ્યક્તિ વિનંતી કરશે કે હે મારા પરવરદિગાર ! મેં જે કંઈ પણ અમલ કર્યો તે પોતાના માટે અને તે સૌના માટે કર્યો હતો તો હક્ક તઆલા શા'નુહૂ તરફથી હુકમ થશે કે તેમને પણ જન્નતના આ દરજ્જામાં તેમની સાથે રાખવામાં આવે. *(ઈબ્ને કસીર)*

હાફિઝ ઈબ્ને કસીર (રહ.)એ પ્રસ્તુત રિવાયત વર્ણન કર્યા પછી ફરમાવ્યું કે આખિરતમાં આ રિવાયતોથી તો એવું સાબિત થયું કે નેક બાપ દાદાઓની બરકતથી તેમની અવલાદને લાભ પહોંચશે અને અમલમાં તેમના દરજ્જાઓ ઓછા હોવા છતાં પોતાના નેક બાપ દાદાના દરજ્જામાં પહોંચાડી દેવામાં આવશે, તેનું બીજું પાસું કે નેક અવલાદના કારણે માતા પિતાને લાભ પહોંચશે એ પણ

હદીષથી સાબિત થયેલ છે. મુસ્નદે અહમદમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા પોતાના અમુક નેક બંદાઓના દરજ્જા જન્નતમાં તેમના અમલના આધારે ઘણા ઊંચા કરી આપશે તો તે પૂછશે કે હે મારા પરવરદિગાર ! મને આ સ્થાન અને દરજ્જો કેવી રીતે મળી ગયો ? (મારા અમલો તો એ પ્રમાણેના ન હતા) તો જવાબ આપવામાં આવશે કે તમારી અવલાદે તમારા માટે ઈસ્તિગફાર અને દુઆ કરી તેની આ અસર છે.

(رَوَاهُ الْاِمَامُ اَحْمَدُ وَقَالَ ابْنُ كَثِيْرٍ اِسْنَادُهٗ صَحِيْحٌ وَلَمْ يُخْرِجُوْهُ وَلٰكِنْ لَهٗ شَاهِدًا فِیْ صَحِيْحِ مُسْلِمٍ عَنْ اَبِیْ هُرَيْرَةَ)

وَمَآ اَلَتْنٰهُمْ مِّنْ عَمَلِهِمْ مِّنْ شَیْءٍ માં શબ્દ اَلَتْ (અલ્ત) અને اِيْلَاتْ (ઈલાત)નો શાબ્દિક અર્થ "ઓછું કરવાનો" થાય છે. (કુર્તુબી) આયતનો ભાવાર્થ એ છે કે નેક લોકોની અવલાદને તેમના અમલના દરજ્જાથી વધારીને નેક લોકો સાથે મિલાવી દેવા માટે એવું નથી કરવામાં આવ્યું કે નેક લોકોના અમલમાંથી કંઈક ઓછું કરીને તેમની અવલાદનો અમલ પૂરો કરવામાં આવ્યો બલકે પોતાની કૃપાથી તેમને સરખા કરી દેવામાં આવ્યા.

كُلُّ امْرِیٍٔ بِمَا كَسَبَ رَهِيْنٌ એટલે કે, દરેક માનવી પોતાના અમલનો જવાબદાર હશે. એવું નહીં બને કે કોઈ બીજાનો ગુનાહ તેના માથે નાંખવામાં આવે, એટલે કે જે રીતે પાછલી આયતોમાં નેક અવલાદનો નેક લોકો માટે દરજ્જો વધારી દેવામાં આવ્યો આ અમલ નેક કામોમાં તો હશે પરંતુ ગુનાહોમાં એકના ગુનાહનો કોઈ અસર બીજા ઉપર પડશે નહીં.

*(ઈબ્ને કષીર)*

---

## આયતો : (સૂરએ તૂર : આયત નં. ૨૯ થી ૪૯)

| |
|---|
| فَذَكِّرْ فَمَآ اَنْتَ بِنِعْمَتِ رَبِّكَ بِكَاهِنٍ وَّلَا مَجْنُوْنٍ ﴿٢٩﴾ اَمْ يَقُوْلُوْنَ شَاعِرٌ نَّتَرَ |
| بَّصُ بِهٖ رَيْبَ الْمَنُوْنِ ﴿٣٠﴾ قُلْ تَرَبَّصُوْا فَاِنِّیْ مَعَكُمْ مِّنَ الْمُتَرَبِّصِيْنَ ﴿٣١﴾ اَمْ |
| تَاْمُرُهُمْ اَحْلَامُهُمْ بِهٰذَآ اَمْ هُمْ قَوْمٌ طَاغُوْنَ ﴿٣٢﴾ اَمْ يَقُوْلُوْنَ تَقَوَّلَهٗ ۚ بَلْ لَّا يُؤْمِنُوْنَ ﴿٣٣﴾ |

فَلْيَأْتُوا بِحَدِيثٍ مِّثْلِهِ إِن كَانُوا صَادِقِينَ ﴿٣٤﴾ أَمْ خُلِقُوا مِنْ غَيْرِ شَيْءٍ أَمْ هُمُ
الْخَالِقُونَ ﴿٣٥﴾ أَمْ خَلَقُوا السَّمَاوَاتِ وَالْأَرْضَ ۚ بَل لَّا يُوقِنُونَ ﴿٣٦﴾ أَمْ عِندَهُمْ
خَزَائِنُ رَبِّكَ أَمْ هُمُ الْمُصَيْطِرُونَ ﴿٣٧﴾ أَمْ لَهُمْ سُلَّمٌ يَسْتَمِعُونَ فِيهِ ۖ فَلْيَأْتِ
مُسْتَمِعُهُم بِسُلْطَانٍ مُّبِينٍ ﴿٣٨﴾ أَمْ لَهُ الْبَنَاتُ وَلَكُمُ الْبَنُونَ ﴿٣٩﴾ أَمْ تَسْأَلُهُمْ
أَجْرًا فَهُم مِّن مَّغْرَمٍ مُّثْقَلُونَ ﴿٤٠﴾ أَمْ عِندَهُمُ الْغَيْبُ فَهُمْ يَكْتُبُونَ ﴿٤١﴾ أَمْ
يُرِيدُونَ كَيْدًا ۖ فَالَّذِينَ كَفَرُوا هُمُ الْمَكِيدُونَ ﴿٤٢﴾ أَمْ لَهُمْ إِلَٰهٌ غَيْرُ اللَّهِ ۚ
سُبْحَانَ اللَّهِ عَمَّا يُشْرِكُونَ ﴿٤٣﴾ وَإِن يَرَوْا كِسْفًا مِّنَ السَّمَاءِ سَاقِطًا يَقُولُوا
سَحَابٌ مَّرْكُومٌ ﴿٤٤﴾ فَذَرْهُمْ حَتَّىٰ يُلَاقُوا يَوْمَهُمُ الَّذِي فِيهِ يُصْعَقُونَ ﴿٤٥﴾
يَوْمَ لَا يُغْنِي عَنْهُمْ كَيْدُهُمْ شَيْئًا وَلَا هُمْ يُنصَرُونَ ﴿٤٦﴾ وَإِنَّ لِلَّذِينَ ظَلَمُوا عَذَابًا
دُونَ ذَٰلِكَ وَلَٰكِنَّ أَكْثَرَهُمْ لَا يَعْلَمُونَ ﴿٤٧﴾ وَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ فَإِنَّكَ بِأَعْيُنِنَا ۖ وَسَبِّحْ
بِحَمْدِ رَبِّكَ حِينَ تَقُومُ ﴿٤٨﴾ وَمِنَ اللَّيْلِ فَسَبِّحْهُ وَإِدْبَارَ النُّجُومِ ﴿٤٩﴾ ع



**તરજુમો :**

*હવે તમે સમજાવી આપો કે તમે પોતાના પરવરદિગારની કૃપાથી ન તો જિન્નાતો પાસેથી ખબર પ્રાપ્ત કરનારા (કાહિન) છો અને ન જ પાગલ પાસેથી. (૨૯) આ લોકો શું કહે છે; એ તો શાયર છે અમે તેમના ઉપર કાળચક (અકસ્માત મૃત્યુ)ના ઇન્તેઝારી છીએ. (૩૦) તમે કહો ! તમે રાહ જુઓ કે ચોક્કસ હું પણ તમારી સાથે રાહ જોઉં છું. (૩૧) શું તેમની બુદ્ધિ તેમને આ જ શિખવાડે છે અથવા આ લોકો શિરજોરી કરનારા છે ? (૩૨) અથવા એવું કહે છે કે આ કુરઆન પોતે ઘડી લાવ્યો ? કંઈ નથી; પરંતુ તેઓ યકીન કરતા નથી. (૩૩) પછી તેમણે આ જ પ્રમાણેની કોઈ વાત લઈ આવવી જોઈએ જો તેઓ સાચા છે. (૩૪) શું તેઓ આપમેળે બની ગયા છે અથવા તેઓ પોતે જ સર્જક છે ? (૩૫) અથવા તેમણે આસમાનો અને*

*પૃથ્વીનું સર્જન કર્યું ? કંઈ નથી; પરંતુ તેઓ યકીન નથી કરતા. (૩૬) શું તેમની પાસે તારા પરવરદિગારના ખજાના છે અથવા તેઓ જ (તેના) ચોકીદાર છે ? (૩૭) શું તેમની પાસે કોઈ નિસરણી છે જેના ઉપર ચઢી સાંભળી આવે છે !? તો જે કોઈ સાંભળે છે તેણે તેમાંથી એક ઉઘાડું પ્રમાણ લઈ આવવું જોઈએ. (૩૮) શું તે (અલ્લાહ તઆલા)ના ત્યાં દિકરીઓ છે અને તમારા માટે દિકરા ? (૩૯) (હે નબી !) શું તમે તેમની પાસેથી કોઈ બદલો માંગો છો કે જેથી તેઓના ઉપર દંડનો બોઝ છે ? (૪૦) શું તેમને ગયબની ખબર છે કે જેથી તેઓ લખી રાખે છે ? (૪૧) શું તેઓ કોઈ ષડયંત્ર રચવા ઈચ્છે છે ? બસ જેઓ ઈન્કારી (કાફિર) છે તેઓ પોતે જ (એ) ષડયંત્રમાં સપડાવાના છે. (૪૨) શું તેમનો અલ્લાહના સિવાય કોઈ અન્ય મઅ્બૂદ છે ? તે અલ્લાહ પવિત્ર છે તેમના ભાગીદાર બનાવવાથી. (૪૩) અને જો તેઓ આસમાનથી એક ટૂકડાને પડતો જુએ તો કહેશે, આ તો પડવાળું (દળદાર) વાદળ છે ! (૪૪) બસ તમે તેમને પડતા મૂકો એટલે સુધી કે તેઓ પોતાના તે દિવસને જોઈ લે જેમાં તેમના ઉપર વીજળીના કડાકા પડશે. (૪૫) જે દિવસે તેમને તેમના દાવપેચ જરા પણ કામ નહીં લાગે અને ન જ તેમને મદદ પહોંચશે. (૪૬) અને બેશક ! તે ગુનેહગારો માટે આનાથી પહેલાં એક અઝાબ પણ છે પરંતુ તેમનામાંના ઘણા જાણતા નથી. (૪૭) અને તમે ધૈર્ય દાખવો પોતાના પરવરદિગારના હુકમની રાહ જુઓ, બેશક ! તમે તો અમારી આંખોની સામે છો અને જે વખતે તમે ઊઠો છો પોતાના પરવરદિગારની ખુબીઓ સહિત પવિત્રતા વર્ણન કરો. (૪૮) અને કંઈક રાત્રે તેની પવિત્રતા વર્ણન કરો અને તારાઓના આથમવાના સમય પછી પણ. (૪૯)*

## તફસીર :

(જ્યારે આપ ﷺ ઉપર તબ્લીગ કરવી વાજિબ હોય એવા વિષયોની વહી કરવામાં આવે છે જેમકે ઉપરોક્ત જન્નત અને દોઝખના હકદારોની વિગત વર્ણન કરવામાં આવી છે) તો તમે (આ વિષયોથી લોકોને) સમજાવતા રહો કારણ કે તમે અલ્લાહની કૃપાથી ન તો કાહિન (જ્યોતિષી) છો અને ન જ પાગલ છો (જેમકે મુશ્રિકોનું એ નિવેદન સૂરએ વદ્દુહાની શા'ને નૂઝુલમાં ઉપસ્થિત છે.

كَـاهِـنٍ (?) – قَــدْ نَـزَكَـكَ شَـيْـطَـانُـكَ – રવાહુ બુખારી, –જેનો ખુલાસો એ છે કે તમે કાહિન નથી હોઈ શકતા કારણ કે કાહિન શયતાનો પાસેથી ખબર પ્રાપ્ત કરે છે અને તમારે શયતાનો સાથે કોઈ સંબંધ નથી અને એક આયતમાં આ આવ્યું છે ...وَيَـقُـوْلُـوْنَ إِنَّـهُ لَـمَجْنُوْنَ તેમાં તમે પાગલ હોવાનો નકાર કરવામાં આવ્યો છે, અર્થ એ છે કે તમે નબી છો અને નબીનું કાર્ય હંમેશા શિખામણ આપતા રહેવાનું છે ભલે લોકો કંઈપણ બકવાસ કરતા રહે) હા ! શું આ લોકો (કાહિન અને પાગલ કહેવા સિવાય તમારા વિશે) એવું (પણ) કહે છે કે એ શાયર છે (અને) અમે તેમના વિશે મોતની ઘટનાની રાહ જોઈ રહ્યા છે (જેમકે દૂર્રે મન્સૂરમાં છે કે કુરૈશ દારુલ નદ્વામાં ભેગા થયા અને આપ ﷺ વિશે એવો મશ્વરો ઠરાવ્યો કે જેમકે બીજા શાયરો મૃત્યુ પામી ખતમ થઈ ગયા, આપ ﷺ પણ તેમનામાંથી જ એક છે, એ જ પ્રમાણે આપ ﷺ પણ નાશ પામશે તો ઈસ્લામનો કિસ્સો ખતમ થઈ જશે) તમે કહી આપો કે (વારું) તમે રાહ જોતા રહો હું પણ તમારી સાથે રાહ જોઉં છું (એટલે કે તમે મારું પરિણામ જુઓ હું તમારું પરિણામ જોઉં છું, એમાં એ ખુશખબરી તરફ ઈશારો છે કે મારું પરિણામ સફળતા અને સારું જ છે અને તમારું પરિણામ નુકસાન અને નિષ્ફળતા જ છે અને એ હેતુ નથી કે તમે મરશો કે નહીં મરો ! બલકે તે લોકોનો જે એવો હેતુ હતો કે તેમનો દીન પણ ચાલવાનો નથી તે મરી જશે તો દીન પણ ખતમ થઈ જશે, તેના જવાબમાં આ રદિયો આપવાનો હેતુ છે એટલા માટે એવું જ થયું અને તે લોકો જેઓ આવી વાતો કરે છે તો) શું તેમની બુદ્ધિ (જેના તેઓ ઘણા મોટા દા'વેદાર છે) તેમને તેમની વાતોની તા'લીમ કરે છે અથવા એવું છે કે આ બદમાશ લોકો છે (તેમનું અક્કલ અને બુદ્ધિના દા'વેદાર હોવું તેમના આ નિવેદનથી સાબિત થાય છે, لَوْكَانَ خَيْرًا مَّا سَبَقُوْنَا إِلَيْهِ، احقاف —અને આ નકલ થવાથી તે વાતનું વધારે સમર્થન થાય છે કે કુરૈશના આગેવાનો મોટા બુદ્ધિશાળી તરીકે મશ્હૂર હતા, બસ આ આયતમાં તેમની બુદ્ધિની પરિસ્થિતિ બતાવવામાં આવી છે કે, કેમ ભાઈ જો આ જ બુદ્ધિ છે કે જે આવી તા'લીમ આપી રહી છે અને જો આ બુદ્ધિની તા'લીમ નથી તો પછી નકરી શરારત અને હઠધર્મી છે !) હા ! શું તેઓ એવું (પણ) કહે છે કે તેમણે આ (કુર્આન)ને પોતે ઘડી લીધું છે ? (બસ તેનો તહકીક જવાબ તો એ છે કે એવી વાત નથી) બલકે (આવી વાત માત્ર એટલા માટે કહે છે કે) આ લોકો (દુશ્મનાવટના કારણે

તેનું) સમર્થન નથી કરતા (અને નિયમ છે કે જે વસ્તુનું માણસ સમર્થન નથી કરતો તે હજારઘણું શક્ય હોય પરંતુ તે વ્યક્તિ તેનો નકાર જ કર્યા કરે છે અને બીજો ઈલજામી જવાબ એ છે કે સારું, જો આ તેમનું ઘડેલું છે) તો આ લોકો (પણ અરબીના ઘણા ઉચ્ચ કક્ષાના વક્તા છે) આ પ્રમાણેનું કોઈ કલામ (બનાવીને) લઈ આવે જો તેઓ (આ દા'વામાં) સાચા છે ! (આ બધા વિષયો રિસાલત વિશે છે, આગળ તવહીદ વિશે વાતચીત છે કે આ લોકો જેઓ તવહીદના ઈન્કારી છે તો) શું એ લોકો કોઈ મઅ્બૂદ વિના જ આપમેળે પેદા થઈ ગયા અથવા તેઓ પોતે જ પોતાના સર્જક છે અથવા (એવું છે કે ન તો પોતાના સર્જક છે અને ન જ કોઈના સર્જ્યા વિના બની ગયા છે ? કે પછી) તેમણે આસમાન અને જમીનને પેદા કર્યું છે ? (અને અલ્લાહ તઆલાની સર્જનની સિફતમાં ભાગીદાર છે ? ખુલાસો એ છે કે જે વ્યક્તિ સર્જનની સિફત માત્ર અલ્લાહ તઆલા સાથે ખાસ હોવાની માન્યતા ધરાવે અને પોતાની જાતને પણ કોઈ સર્જકે સર્જ્યા હોવાની શ્રદ્ધા રાખે તો તેના ઉપર બૌદ્ધિક રીતે જરૂરી બને છે કે તે તવહીદની માન્યતા ધરાવે અને અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવે અને તવહીદનો ઈન્કાર તે વ્યક્તિ જ કરી શકે છે જે અલ્લાહ માટે સર્જવાની સિફત ખાસ હોવાનું ન માને અને પોતાના સર્જન થવાનો પણ ઈન્કારી હોય પરંતુ આ લોકો કારણ કે પોતાની મનન અને ચિંતન ન કરવાની વૃત્તિને કારણે એવું જાણતા ન હતા કે જો સર્જક એક છે તો પછી ઈબાદતને પાત્ર પણ તે જ એકમાત્ર હોવો જરૂરી છે તેથી આગળ તેમની આ અજ્ઞાનતા તરફ ઈશારો છે કે વાસ્તવમાં એવું નથી) આ લોકો (જહાલતના કારણે તવહીદનું) યકીન નથી લાવતા (અને જહાલત એ જ છે કે એમાં વિચાર કરતા નથી કે સર્જકનું ઈબાદતપાત્ર હોવું જરૂરી છે, આ વાતચીત તવહીદ વિશે થઈ હવે આગળ રિસાલત વિશે તેમની બીજી ખોટી માન્યતાઓનો રદિયો છે, જેમકે તેઓ એવું પણ કહ્યા કરતા હતા કે નુબુવ્વત મળવાની જ હતી તો પછી ફલાણા ફલાણા મક્કા અને તાઈફના રઈશોને મળી હોત, અલ્લાહ તઆલા એનો જવાબ આપે છે કે) શું તે લોકોની પાસે તમારા પરવરદિગાર(ની નેઅ્મતો અને રહમતો)ના (જેમાં નુબુવ્વત પણ સામેલ છે) ખજાના છે ? (કે જેને ચાહે નુબુવ્વત અપાવી દે ! એટલે કે આપવા અપાવવાના બે સ્વરૂપો છે, એક તો એ કે દાખલા તરીકે ખજાનો પોતાના કબ્જામાં હોય, બીજું એ કે કબ્જામાં ન હોય પરંતુ

ખજાનાના કબ્જેદારો તેના હાથ નીચે હોય કે તેમની સહી જોઈને આપી દેતા હોય. અહીંયાં બંને બાબતોનો નકાર કરવામાં આવ્યો જેનો ખુલાસો એ છે કે જો આ લોકો રિસાલતે મુહમ્મદિય્યહ ﷺના ઈન્કારી છે અને મક્કા તથા તાઈફના રઈશોને રિસાલતના હકદાર ઠરાવે છે તેમની પાસે એની કોઈ બૌદ્ધિક દલીલ તો છે જ નથી, બલકે પોતે તેમની આ માન્યતા વિરુદ્ધ બૌદ્ધિક દલીલો ઉપસ્થિત છે અને એટલા જ માટે માત્ર પોતાની સમજથી ઈન્કાર કરવા લાગ્યા છે, હવે આગળ વર્ણન કરવામાં આવેલ દલીલનો પણ નકાર કરવામાં આવે છે એટલે કે) શું તે લોકોની પાસે કોઈ નીસરણી છે કે તેના ઉપર ચઢીને (આસમાનની) આસમાની વાતો સાંભળી લેતા હોય છે ? (એટલે કે વર્ણન કરવામાં આવેલ દલીલ આસમાની વહી હોય છે અને તેને જાણવાની બે પદ્ધતિઓ છે, યા તો વહી કોઈ વ્યક્તિ ઉપર આસમાનથી નાઝિલ થાય, યા તો વહીવાળો વ્યક્તિ આસમાન ઉપર ચઢે પરંતુ અહીંયાં બંનેનું અશક્ય હોવું તે લોકો માટે દેખીતું છે. આગળ તેના વિશે એક બૌદ્ધિક સંભાવનાનો રદિયો કરવામાં આવે છે કે જો ધારી લો કે આ લોકો એવો દા'વો કરવા લાગે કે અમે આસમાન ઉપર ચઢી જઈએ છીએ અને ત્યાંની વાતો સાંભળીએ છીએ) તો તેમનામાં જે (ત્યાંની) વાતો સાંભળી આવતો હોય (તેના દા'વા ઉપર) કોઈ સ્પષ્ટ દલીલ રજુ કરે (જેનાથી સાબિત થાય કે આ વ્યક્તિને વહી પ્રાપ્ત થઈ છે જેમકે આપણા નબી ﷺ પોતાની વહી ઉપર સ્પષ્ટ અને ખુલ્લી દલીલો ધરાવે છે. આગળ ફરી તવહીદ વિશે એક ખાસ વિષય સંબંધી કલામ છે, એટલે કે તવહીદના ઈન્કારીઓ જેઓ ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની બેટીઓ ઠરાવીને શિર્ક કરે છે તો અમે તેમને પૂછીએ છીએ કે) શું અલ્લાહ માટે બેટીઓ (નક્કી કરવામાં આવે ?) અને તમારા માટે દિકરાઓ (નક્કી થાય ? એટલે કે પોતાના માટે તો તે વસ્તુ પસંદ કરે છે જેને ઉચ્ચ કક્ષાની સમજે છે અને અલ્લાહ તઆલા માટે એવી વસ્તુ પસંદ કરે છે જેને નીચી કક્ષાની સમજે છે જેનું વર્ણન સૂરએ સાફ્ફાતના અંતમાં વિગતવાર દલીલ સાથે કરવામાં આવ્યું છે, આગળ ફરી રિસાલત વિશે વાત છે કે તેમને જે આપ ﷺની સચ્ચાઈ સાબિત થઈ ગયા છતાં તેમના અનુસરણથી એટલી બધી નફરત છે તો) શું તમે તેમની પાસે કોઈ બદલો (તબ્લીગના હુકમો પૂર્ણ કરવાના બદલામાં) માંગો છો કે તે દંડ તે લોકોને ભારે પડે છે ? (જેમકે અલ્લાહ તઆલા કહે છે, أَمْ تَسْـَٔلُهُمْ

...أَمۡ عِندَهُمُ આગળ કયામત અને બદલા વિશે વર્ણન છે કે તે લોકો જે એવું કહે છે કે પ્રથમ તો કયામત આવવાની જ નથી અને જો ધારી લો કે આવશે તો અમે ત્યાં પણ સારા જ રહીશું, જેમકે અલ્લાહ તઆલા કહે છે, وَمَآ أَظُنُّ ٱلسَّاعَةَ قَآئِمَةً وَلَئِن رُّجِعۡتُ إِلَىٰ رَبِّيٓ إِنَّ لِي عِندَهُۥ لَلۡحُسۡنَىٰ તો અમે તેના વિશે એમને પૂછીએ છીએ કે) શું તેમની પાસે ગયૂબ(નું જ્ઞાન) છે કે તેઓ (એને સુરક્ષિત રાખવા માટે) લખી લે છે ? (મારી સમીપ આ ઈશારો છે يَكۡتُبُونَ નો. કારણ કે "લખી લેવું" એ યાદ રાખવાની એક રીત છે, બસ ખુલાસો એ થયો કે જે બાબત ઉપર સાબિતી સ્વરૂપે અથવા નકાર સ્વરૂપે કોઈ બૌદ્ધિક દલીલ કાયમ ન થાય તે માત્ર ગયૂબ છે, તેનો દા'વો સાબિતી સ્વરૂપે અથવા નકાર સ્વરૂપે તે કરે જેને કોઈ માધ્યમ દ્વારા આ ગયૂબની ખબર આપવામાં આવે અને પછી ખબર પામ્યા પછી તે તેને સુરક્ષિત પણ રાખે એટલા માટે જો જાણકારી પ્રાપ્ત થયા પછી સુરક્ષિત ન હોય તો પણ હુકમ અને દા'વો જાણકારી વિનાનો થશે, બસ તમે જે કયામતનો ઈન્કાર કરો છો અને પોતાના માટે સારી પરિસ્થિતિની માન્યતા રાખો છો તો શું તમને ગયૂબની વાતોની કોઈ માધ્યમ દ્વારા જાણકારી આપવામાં આવી છે ? જેમકે અમારા નબી ﷺને કયામતની સાબિતી અને તમારી સારી હાલતના નકારની ગયૂબી ખબર વહી દ્વારા આપવામાં આવી છે અને તેઓ તેને સુરક્ષિત રાખીને અન્યોને પણ પહોંચાડી રહ્યા છે, આગળ રિસાલત વિશે એક બીજી વાત એ છે કે આ લોકો રિસાલતના નકારમાં છે; એક વાત એવી પણ કહ્યા કરે છે કે અમે તો તમને ત્યાં સુધી રસૂલ માનીશું નહીં જ્યાં સુધી અમારા ઉપર આસમાનનો એક ટૂકડો ફેંકાવી ન દો, જેમકે અલ્લાહે કહ્યું છે, كَمَا قَالَ تَعَالَىٰ وَقَالُواْ لَن نُّؤۡمِنَ إلى قوله أَوۡ تُسۡقِطَ ٱلسَّمَآءَ كَمَا زَعَمۡتَ عَلَيۡنَا كِسَفًا બસ, તેનો જવાબ એ છે કે પ્રથમ તો દા'વા ઉપર ભલે તે દા'વો રિસાલતનો હોય અથવા અન્ય કંઈ હોય સદંતર દલીલનું એ શરતે કે સાચી હોય કાયમ કરવું પૂરતું છે, જો કે રિસાલતના દા'વાના સમયે જ કોઈ પણ પ્રકારના ખચકાટ વિના તે સ્થાપિત થઈ ચૂકી છે અને કોઈ ખાસ દલીલ સ્થાપિત કરવી જરૂરી નથી અને ન જ તેનાથી નુબુવ્વતના દા'વામાં કોઈ ઉણપ જરૂરી બને છે, જો કોઈ દલીલ કાયમ કરવામાં આવે તો આ એવા સમયે છે જ્યારે એમાં કોઈ હિત હોય, દાખલા તરીકે દરખાસ્ત કરનાર ખરેખર સત્યના સંશોધક હોય તો એવું જ સમજવામાં આવે કે ભલે આ જ રીતે તેમને હિદાયત થઈ જશે અને કોઈ

હિકમતનો તકાદો હોય પરંતુ અહીંયાં એવું કોઈ હિત પણ નથી, કારણ કે તેમની આ ફરમાઈશ સત્યના સંશોધન માટે નથી બલકે تَعَنُّتًا માત્ર દુશ્મની અને હાંસી ઉડાવવા માટે છે અને તે એવા હઠધર્મી છે કે) જો (તેમની આ મોઅ્જિઝાની દરખાસ્ત ઉપસ્થિત પણ કરવામાં આવે અને) તે આસમાનના ટૂકડાને જોઈ (પણ) લે કે પડતો આવી રહ્યો છે તો (તેને પણ) એવું કહેશે કે આ તો પડવાળું જાડું વાદળ છે (જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે, وَلَوْ فَتَحْنَا عَلَيْهِمْ بَابًا مِّنَ السَّمَآءِ فَظَلُّوا فِيهِ يَعْرُجُونَ બસ જ્યારે હિત પણ નથી અને બીજી મસ્લિહતોના નકારનું પણ અમને જ્ઞાન છે, બલકે તે દરખાસ્ત કરવામાં આવેલ મોઅ્જિઝાઓનું જાહેર થવું પણ હિકમતના ખિલાફ છે, બસ જ્યારે આવી જરૂરત જ નથી અને મસ્લિહત પણ નથી બલકે તે મસ્લિહત વિરુદ્ધ બાબત છે પછી શા માટે તે મોઅ્જિઝાઓને બતાવવામાં આવે ! અને તેના ન બતાવવાથી ન જ નુબુવ્વતનો નકાર થાય છે. આગળ તેમના કુફ્ર ઉપર અડગ રહેવાનો જે ઉપરની આયતોથી અને તેમની સખત દુશ્મની ઉપર કાયમ રહેવાનો કે જે અંતિમ આયતોથી જાણ થાય છે તેનાથી રસૂલે કરીમ ﷺને આશ્વાસન આપવામાં આવ્યું છે, કહેવામાં આવ્યું કે જ્યારે આ લોકો આવા બદમાશ અને બળવાખોર તથા કુફ્ર ઉપર અડગ રહેનાર છે તો તેમનાથી ઈમાનની આશા રાખીને રંજ ગમમાં ન પડો બલકે) તેમને (તેમની જ હાલત ઉપર) રહેવા દો એટલે સુધી કે તેમને પોતાના તે દિવસથી વાસ્તો પડવા દો જેમાં તેમના હોશ ઉડી જશે (તેનાથી ભાવાર્થ કયામતનો દિવસ છે અને આ صَعِقَ નો ખુલાસો સૂરએ ઝુમરની અંતિમ આયત وَنُفِخَ... ની તફસીરમાં આવી ચૂક્યો છે અને حَتّٰى مَعْنٰى ની તહકીક સૂરએ ઝુખ્રુફના અંતમાં જ્યાં حَتّٰى يُلٰقُوْا આવ્યું છે પસાર થઈ ચૂકી છે, આગળ તે દિવસનું વર્ણન છે એટલે કે) જે દિવસે તેમની યુક્તિઓ (જે દુનિયામાં ઈસ્લામના વિરોધ અને પોતાની સફળતા વિશે કર્યા કરતા હતા) તેમને કંઈપણ કામ ન લાગશે અને ન જ (કયાંયથી) તેમને મદદ મળશે (ન તો મખ્લૂક તરફથી કે તેની સંભાવના જ નથી અને ન જ સર્જનહાર તરફથી કે તેની આશા નથી, એટલે કે તે દિવસે તેમને વાસ્તવિકતાની જાણ થઈ જશે, બાકી તેનાથી પહેલાં અહીંયાં તેઓ ઈમાન લાવવાના નથી) અને (આખિરતમાં તો આ મુસીબત તેમના ઉપર આવશે જ પરંતુ) આ જાલિમો માટે આ (અઝાબ)થી પહેલાં પણ અઝાબ થવાનો છે

(એટલે કે દુનિયામાં જેમકે દુષ્કાળ અને ગઝ્વએ બદ્રમાં કતલ થવું વગેરે) પરંતુ તેમનામાં ઘણા જાણતા નથી (ઘણા કદાચ એટલા માટે કહેવામાં આવ્યું કે અમુકના માટે ઈમાન મુકદ્દરમાં હતું અને તેમનું ન જાણવું એ જાણવામાં પરિવર્તિત થવાનું હતું એટલા માટે તેને ન જાણવા સમાન ઠરાવવામાં આવ્યું નહીં) અને (જ્યારે તમને જાણ થઈ ગઈ કે અમે તેમની સજા માટે એક સમય નિશ્ચિત કરી ચૂક્યા છે તો) તમે પોતાના પરવરદિગારની (આ) યોજના ઉપર સબ્રથી બેસી રહો (અને તે લોકો માટે અલ્લાહ તઆલાના બદલાની ઉતાવળ ન કરો જેમકે તમે મુસલમાનોની ઈચ્છા અને તેમની મદદ સ્વરૂપે ઈચ્છતા હતા અને ન જ એ વિચારે બદલો લેવામાં ઉતાવળ કરો કે આ લોકોને મુદ્દત અને મહોલતમાં આપને કોઈ નુકસાન પહોંચાડી શકશે, બસ તેનો પણ ભય ન સેવો કારણ) કે તમે અમારી હિફાઝતમાં છો (પછી શાનો ડર ? એટલા માટે એવું જ થયું) અને (જો તેમના કુફ્રનો ગમ દિલ ઉપર આવે તો તેનો ઈલાજ એ છે કે અલ્લાહ તઆલા ઉપર ધ્યાન કેન્દ્રિત કરો, દાખલા તરીકે) ઉઠવાના સમયે (એટલે કે મજલિસથી ઉઠવાના સમયે અથવા સૂવાથી ઉઠવાના સમયે એટલે કે તહજ્જુદમાં) પોતાના પરવરદિગારની તસ્બીહ અને વખાણ કર્યા કરો અને રાત્રિ(ના કોઈ ભાગ)માં તેની તસ્બીહ કર્યા કરો (દાખલા તરીકે ઈશાના સમયે) અને તારાઓ (આથમવા) પછી પણ (દાખલા તરીકે સવારની નમાઝ અને કોઈપણ સમયનું ઝિક્ર તેમાં સામેલ છે અને આ સમય નક્કી કરવાનું કારણ કાળજીપૂર્વક આ સમય યાદ રાખવા માટે છે. ખુલાસો એ છે કે પોતાના દિલને તેમાં પ્રવૃત્ત રાખો પછી ફિકર અને ચિંતા છવાશે નહી).

## મસઅલા અને બોધપાઠ :

فَاِنَّکَ بِاَعْیُنِنَا દુશ્મનોની દુશ્મની અને વિરોધીઓના જૂઠાડવાથી રસૂલે કરીમ ﷺને આશ્વાસન આપવા માટે સૂરતના અંતે પ્રથમ તો એવું કહેવામાં આવ્યું કે તમે અમારી નજરોમાં છો, એટલે કે અમારી સુરક્ષામાં છો. અમે તમને તેમની દરેક બુરાઈઓથી બચાવીશું, તમે તેમની કોઈ વાતની પરવા ન કરો, જેમકે બીજી એક આયતમાં કહેવામાં આવ્યું છે, وَاللّٰهُ یَعْصِمُکَ مِنَ النَّاسِ અલ્લાહ તઆલા લોકોથી તમારી હિફાઝત કરશે.

ત્યારબાદ અલ્લાહ તઆલાની તસ્બીહ અને વખાણ કરવામાં લાગી જવાનો હુકમ કરવામાં આવ્યો જે જિંદગીનો મૂળ હેતુ પણ છે અને દરેક મુસીબતથી બચવાનો અસલી ઈલાજ પણ, وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ حِيْنَ تَقُوْمُ એટલે કે અલ્લાહ તઆલાના વખાણની તસ્બીહ કર્યા કરો જ્યારે કે તમે ઊભા હોય. ઊભા થવાનો ભાવાર્થ સૂઈને ઉઠવાનો પણ થઈ શકે છે. ઈબ્ને જરીર (રહ.)એ એને જ અપનાવ્યું છે. તેનું સમર્થન આ હદીષથી થાય છે જેને ઈમામ અહમદ (રહ.)એ હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ રાત્રે ઉઠે અને તે આ વાક્યો પઢે તો જે દુઆ કરશે કબૂલ કરવામાં આવશે. તે શબ્દો આ છે, لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ، سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ પછી જો તેણે નમાઝ પઢવાનો ઈરાદો કર્યો અને વુઝૂ કરીને નમાઝ પઢી તો તેની નમાઝ કબૂલ કરવામાં આવશે.

*(ઈબ્ને કષીર)*

**મજલિસ (સભા)નો કફ્ફારો :**

હઝરત મુજાહિદ અને અબૂલ અહવસ વગેરે તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે, حِيْنَ تَقُوْمُ નો ભાવાર્થ એ છે કે જ્યારે વ્યક્તિ પોતાની કોઈ મજલિસમાંથી ઊઠે તો એવું કહે કે سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ હઝરત અતાઅ્ બિન અબી રબાહે આ આયતની તફસીર કરી છે કે જ્યારે તમે પોતાની મજલિસથી ઉઠો તો તસ્બીહ અને વખાણ કરો, જો તમે આ મજલિસમાં કોઈ નેક કામ કર્યું છે તો તેની નેકીમાં વધારો અને બરકત પ્રાપ્ત થશે અને જો કોઈ ખોટું કામ કર્યું છે તો આ વાક્યો તેનો કફ્ફારો બની જશે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ કોઈ મજલિસમાં બેઠો અને તેમાં સારી ભલી વાતો થઈ તો એ મજલિસથી ઉઠતાં પહેલાં જો તે આ વાક્યો પઢી લે તો અલ્લાહ તઆલા તેની બધી ભૂલોને જે આ મજલિસમાં થઈ છે, મા'ફ કરી દેશે. તે વાક્યો આ છે. سُبْحٰنَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اَنْتَ اَسْتَغْفِرُكَ وَاَتُوْبُ اِلَيْكَ، رَوَاهُ التِّرْمِذِيُّ وَهٰذَا لَفْظُهٗ وَالنَّسَائِيُّ فِي الْيَوْمِ وَاللَّيْلَةِ وَقَالَ التِّرْمِذِيُّ حَدِيْثٌ حَسَنٌ صَحِيْحٌ

*(ઈબ્ને કષીર)*

وَمِنَ الَّيْلِ فَسَبِّحْهُ એટલે કે રાતમાં તસ્બીહ કરો, એમાં મગરિબ અને ઈશાની નમાઝ પણ સામેલ છે અને સામાન્ય તસ્બીહો પણ. وَاِدْبَارَ النُّجُوْمِ એટલે કે તારાઓના આથમ્યા પછી; તેનો ભાવાર્થ ફજરની નમાઝ અને તે સમયની તસ્બીહો છે. *(ઇબ્ને કસીર)*

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તૂર પૂર્ણ થઈ.

રબિઊલ અવ્વલ સન હિજરી ૧૩૯૧

□□□□□□□□□□

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ તૂરનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૧ એપ્રિલ ૨૦૧૧ મુતાબિક ૨૬ જમા.આખર ૧૪૩૨ હિજરી

## પ્રકરણ (૫૩)

# સૂરએ નજમ

સૂરએ નજમ મક્કામાં નાઝિલ થઈ તેની ૬૨ આયતો અને ૩ રૂકૂઅ્ છે.

**આયતો : (સૂરએ નજમ : આયત નં. ૧ થી ૧૮)**

(اٰياتها ٦٢) (٥٣ سُوْرَةُ النَّجْمِ مَكِّيَّةٌ ٢٣) (رُكُوْعَاتُهَا ٣)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

وَالنَّجْمِ اِذَا هَوٰى ۙ ١ مَا ضَلَّ صَاحِبُكُمْ وَمَا غَوٰى ۚ ٢ وَمَا يَنْطِقُ عَنِ الْهَوٰى ۗ ٣
اِنْ هُوَ اِلَّا وَحْيٌ يُّوْحٰى ۙ ٤ عَلَّمَهٗ شَدِيْدُ الْقُوٰى ۙ ٥ ذُوْ مِرَّةٍ ۭ فَاسْتَوٰى ۙ ٦
وَهُوَ بِالْاُفُقِ الْاَعْلٰى ۭ ٧ ثُمَّ دَنَا فَتَدَلّٰى ۙ ٨ فَكَانَ قَابَ قَوْسَيْنِ اَوْ
اَدْنٰى ۚ ٩ فَاَوْحٰٓى اِلٰى عَبْدِهٖ مَآ اَوْحٰى ۭ ١٠ مَا كَذَبَ الْفُؤَادُ مَا رَاٰى ١١
اَفَتُمٰرُوْنَهٗ عَلٰى مَا يَرٰى ١٢ وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى ۙ ١٣ عِنْدَ سِدْرَةِ
الْمُنْتَهٰى ١٤ عِنْدَهَا جَنَّةُ الْمَاْوٰى ۭ ١٥ اِذْ يَغْشَى السِّدْرَةَ مَا يَغْشٰى ۙ ١٦ مَا زَاغَ
الْبَصَرُ وَمَا طَغٰى ١٧ لَقَدْ رَاٰى مِنْ اٰيٰتِ رَبِّهِ الْكُبْرٰى ١٨



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કસમ છે તારાની જ્યારે તે અસ્ત થવા લાગે ! (૧) તમારો મિત્ર (રસૂલ) ભટક્યો નથી, ન જ અવળા માર્ગે ચાલ્યો. (૨) અને તે પોતાની મનેચ્છાઓ પ્રમાણે નથી બોલતો. (૩) આ તો માત્ર મોકલેલી વહી (હુકમ) છે. (૪) તેને ખૂબ શક્તિશાળી(ફરિશ્તા)એ શીખવ્યું છે. (૫) મહાબળવાને; પછી (એક*

*વખતે તેને જોયો કે તે) ટહાર બેઠો. (૬) અને તે આસમાનના ઊંચા કિનારા પર હતો. (૭) પછી નજીક આવ્યો અને લટક્યો. (૮) પછી બે કમાન જેટલું અંતર રહી ગયું અથવા તેનાથી પણ વધુ નજીક. (૯) પછી અલ્લાહે પોતાના બંદા ઉપર જે હુકમ મોકલવો હતો તે (તે ફરિશ્તા દ્વારા) મોકલ્યો. (૧૦) જૂઠું નથી કહ્યું તે (રસૂલ)ના દિલે જે જોયું. (૧૧) હવે શું તમે જે તેમણે જોયું તેના ઉપર વિવાદ કરો છો ? (૧૨) અને તેમણે એ (ફરિશ્તા)ને એક બીજી વખતે ઊતરતાં પણ જોયો છે. (૧૩) સિદ્રતુલ મુન્તહા (the lote-tree in the upper realm)ની પાસે. (૧૪) કે તેના નિકટ આરામથી રહેવાની જન્નત (જન્નતુલ મઅ્વા) છે. (૧૫) (તે વખતે તેને જોયો) જ્યારે કે તે સિદરા (બોરડી જેવા ઝાડ—lote-tree) પર છવાઈ રહ્યું હતું જે કંઈ છવાઈ રહ્યું હતું. (૧૬) (રસૂલની) નજર ભટકી નથી, ન જ હદથી વધી. (૧૭) બેશક ! તેણે પોતાના પરવરદિગારની ઘણી મોટી નિશાનીઓ (અજાયબીઓ) જોઈ.(૧૮)*

**તફસીર :**

કસમ છે તારાઓની જ્યારે તે આથમવા લાગ્યા (એટલે કે આ કોઈપણ તારા હોઈ શકે છે અને આ કસમના વિષયના જવાબ مَاضَلَّ صَاحِبُكُمْ وَمَاغَوٰى ની સાથે એક ખાસ જોડાણ છે, એટલે કે જે રીતે તારા ઊગવાથી આથમવા સુધી પોતાના ભ્રમણમાં પોતાની એક સમાંતર ગતિથી આમતેમ નથી થતા એ જ પ્રમાણે નબીએ કરીમ ﷺ પોતાની આખી જિંદગી ગુમરાહી અને અવળા માર્ગે ચાલવાથી સુરક્ષિત છે અને વળી ઈશારો એ તરફ પણ છે કે જે રીતે તારાથી માર્ગનો પ્રકાશ મળે છે એ જ પ્રમાણે આપ ﷺથી પણ ગુમરાહી અને અવળા માર્ગે ન હોવાના કારણે માર્ગદર્શન અને પ્રકાશ મળે છે અને કારણ કે તારાઓ જ્યારે આકાશની મધ્યમાં હોય છે તે સમયે કોઈ દિશાનો અંદાજો નથી થતો એટલા માટે તે સમયે તારાઓથી માર્ગની જાણકારી પ્રાપ્ત નથી થતી તેથી આ આથમવાના સમયની શરત લગાવી અને જો કે આકાશમાં આ બાબત તેના ઊગવાના સમયે પણ જોવા મળે છે પરંતુ આથમવામાં એક વાત વધારે છે કે તે સમયે માર્ગના ઈચ્છાધારીઓ તેને ગનીમત સમજે છે અને એવું વિચારે છે કે જો દલીલબાજી કરવામાં થોડી ઘણી વાર લગાડી તો આ તારા આથમી જશે જ્યારે કે

તારાઓના ઊગવાના સમયે આ બાબતથી નચિંતતા રહે છે, બસ એમાં એ તરફ પણ ઈશારો થઈ ગયો કે રસૂલે કરીમ ﷺથી હિદાયત પ્રાપ્ત કરી લેવાને ગનીમત સમજો અને શોખથી દોડો, આગળ કસમનો જવાબ છે) આ તમારી (દરેક સમયે) સાથે (અને સામે) રહેનાર (પયગમ્બર જેમની સામાન્ય પરિસ્થિતિ અને પ્રવૃત્તિઓ તમને ખબર છે જેનાથી તેમના ન્યાયી હોવાની અને સાચા હોવાની તથા હક ઉપર હોવાની દલીલ કરી શકો છો તે પયગમ્બર) ન તો (સાચા) માર્ગથી ભટક્યા અને ન જ ખોટા માર્ગે ચાલ્યા (ભટકવું એ છે કે માર્ગ ભૂલીને ઊભા થઈ જાય અને અવળા માર્ગે ચાલવું એ છે કે ખોટા માર્ગને સાચો માર્ગ સમજીને ખોટી દિશાએ ચાલતા રહે. –ખાઝાંન; એટલે કે તમે જે તેમને નુબુવ્વતના દા'વા અને ઈસ્લામના પ્રચારમાં ખોટા માર્ગે સમજો છો તો વાત એમ નથી, બલકે આપ ﷺ સાચા નબી છે) અને ન જ તેઓ પોતાની મનેચ્છાઓથી વાતો બનાવે છે (જેમકે તમે લોકો કહો છો اِفْتَرٰى બલકે) તેમનું કહેવું માત્ર વહી છે જે તેમના ઉપર મોકલવામાં આવે છે (ભલે શબ્દોની પણ વહી હોય જેને કુર્આન કહેવાય છે, ભલે માત્ર અર્થોની વહી હોય જે સુન્નત કહેવાય છે અને ભલે وَحْیِ جُزْئِی "વહ્યે જુઝઈ" હોય અથવા કોઈ કાયદો કે સર્વસામાન્ય નિયમની વહી હોય જેનાથી ઈજ્તિહાદ થતો હોય, બસ આનાથી ઈજ્તિહાદનો નકાર નથી થતો અને મૂળ હેતુ કાફિરોના એ વિચારનો રદિયો આપવો છે કે આપ ﷺ અલ્લાહ તઆલા સાથે ખોટી વાતનો સંબંધ નથી જોડતા, આગળ વહી આવવાનું માધ્યમ બતાવે છે કે) તેમને એક ફરિશ્તો (આ વહી અલ્લાહ તઆલા તરફથી) શીખવે છે, તે ઘણો શક્તિશાળી છે (અને તે પોતાની કોશીશ અને મહેનતથી શક્તિશાળી નથી થયો બલકે) જન્મજાત શક્તિશાળી છે (જેમકે એક રિવાયતમાં પોતે જિબ્રઈલ અલૈ.એ પોતાની શક્તિનું વર્ણન કર્યું છે કે મેં કોમે લૂતની વસ્તીઓને જડમૂળથી ઉખેડીને આસમાનની નજીક લાવીને છોડી દીધી. –રવાહુ ફિ તફસીર, સૂરતુલ તકવીર –દૂર્રે મન્સૂર –મતલબ એ છે કે આ કલામ કોઈ શયતાન દ્વારા આપ ﷺ સુધી નથી પહોંચ્યું કે કોઈ કાહિન જ્યોતિષી હોવાની સંભાવના હોય, બલકે ફરિશ્તા દ્વારા આવ્યું છે અને કદાચ સખત શક્તિશાળીનું વર્ણન કરવાનો હેતુ એ હોય કે તેનાથી એવી ધારણા ન કરવામાં આવે કે કદાચ અસલમાં ફરિશ્તો જ લઈને ચાલ્યો હોય પરંતુ માર્ગમાં કોઈ શયતાની ખલેલ પડી ગઈ હોય, એમાં ઈશારો એ

જવાબ તરફ છે કે તે સખત શક્તિ સારી છે, શયતાનની મજાલ નથી કે તેની પાસે પણ ભટકી શકે પછી વહી પૂર્ણ થયા પછી અલ્લાહ તઆલાએ પોતે તેને જેવુંને તેવું આપી દેવાનો વાયદો કર્યો છે. إِنَّ عَلَيْنَا جَمْعَهُ وَقُرْآنَهُ આગળ એ શંકાનો જવાબ છે કે આ વહી લાવનાર ફરિશ્તાનું જિબ્રઈલ હોવું ત્યારે જ જાણ થઈ શકે છે જ્યારે આપ ﷺ તેમને ઓળખતા હોય અને સંપૂર્ણ સાચી ઓળખ અસલી સ્વરૂપ જોવા ઉપર અવલંબિત છે તો શું આપ ﷺએ જિબ્રઈલ અલૈ.ને પોતાના મૂળ સ્વરૂપમાં જોયા છે ? એ વિશે કહેવામાં આવે છે કે હા ! એવું પણ થયું છે જેની પરિસ્થિતિ એ છે કે અમુક વખતે તો બીજા સ્વરૂપમાં જોયા) પછી (એક વખતે એવું પણ થયું કે) તે ફરિશ્તો (પોતાના) મૂળ સ્વરૂપ ઉપર (આપની રૂબરૂ) ઉપસ્થિત થયો એવી હાલતમાં કે તે (આસમાનના) ઊંચા કિનારા ઉપર હતો (એક રિવાયતમાં પૂર્વ દિશાની ક્ષિતિજ તેની તફસીર કરવામાં આવી છે. –દૂર્રે મન્સૂર. –અને ક્ષિતિજમાં બતાવવાની કદાચ એ હિકમત છે કે આકાશની વચ્ચે જોવું તકલીફ અને મહેનતથી ખાલી નથી હોતું અને ખૂબ ઊંચાઈએ હોવામાં કદાચ એવું પણ બને છે કે નીચેથી તે વસ્તુ પૂરેપૂરી આખેઆખી દેખાતી નથી તેથી થોડા ઊંચે ક્ષિતિજ ઉપર બતાવવામાં આવ્યા અને તેને જોવાનો કિસ્સો એમ બન્યો હતો કે એક વખતે રસૂલે કરીમ ﷺએ જિબ્રઈલ અમીન અલૈ. સામે એવી ઇચ્છા જાહેર કરી કે મને પોતાનું મૂળ સ્વરૂપ બતાવો, તેમણે તિરમિઝીની રિવાયત પ્રમાણે હિરાની પાસે "મહલ્લે ઝિયાત"માં વાયદો કર્યો. આપ ﷺ ત્યાં તશરીફ લઈ ગયા તો તેમણે પશ્ચિમની ક્ષિતિજમાં જોયું કે તેમની છસો ભૂજાઓ છે અને એ પ્રમાણે ફેલાયેલી છે કે પશ્ચિમની ક્ષિતિજને પણ ઘેરી રાખી છે, આપ ﷺ બેહોશ થઈને પડી ગયા, તે સમયે જિબ્રઈલ અલૈ. માનવીના સ્વરૂપમાં આવીને આપ ﷺ પાસે આશ્વાસન માટે ઊતર્યા જેનું આગળ વર્ણન છે. –જલાલૈન. ખુલાસો એ છે કે તે ફરિશ્તો પ્રથમ મૂળ સ્વરૂપમાં ઊંચી ક્ષિતિજ ઉપર દેખાયો) પછી (જ્યારે આપ ﷺ બેહોશ થઈ ગયા) ત્યારે તે ફરિશ્તો (આપ ﷺની) નજીક આવ્યો પછી વધારે નજીક આવ્યો (બસ નજીક આવવાના કારણે) બે કમાન જેટલું અંતર રહી ગયું બલકે (ખૂબ નજીક હોવાના કારણે) તેનાથી પણ ઓછું (અંતર રહી ગયું, આ બે કમાનોથી મતલબ એ છે કે અરબોમાં એવો રૂઢિપ્રયોગ હતો કે જ્યારે બે વ્યક્તિ પરસ્પર ખૂબ ગાઢ મૈત્રી અને સંગઠિત થવા ઇચ્છે તો

બંને પોતપોતાની કમાનો લઈને તેની દોરીને પરસ્પર એકબીજાની પાસે કરી દેતા અને આવું કરવામાં પણ અમુક બાબતોના આધારે કંઈક અંતર જરૂર જ રહે છે, બસ આ રૂઢિપ્રયોગના કારણે તે નિકટતા અને નજીક હોવાનો ઇશારો થયો અને કારણ કે આ માત્ર શારીરિક નિકટતાની નિશાની હતી; તો જો આધ્યાત્મિક અથવા દિલી નિકટતા: પણ હોય ત્યાં اَوْ اَدْنٰی પણ સાચું ઠરી શકે છે, બસ اَوْ اَدْنٰی વધારવામાં ઈશારો એ થઈ ગયો કે નિકટતામાં આપ ﷺ અને જિબ્રઈલ અલૈ. માત્ર શારીરિક જ નહીં પરંતુ રૂહાની રીતે પણ નિકટ હતા જે મઅ્‌રિફતની શ્રેષ્ઠતા અને તેમના ચહેરાને યાદ રાખવાનો અને પરિચયનો આધાર છે, મતલબ એ કે તેમના આશ્વાસનથી આપ ﷺને શાંતિ પ્રાપ્ત થઈ અને સાંત્વના મળી) પછી (શાંતિ પ્રાપ્ત થયા બાદ) અલ્લાહ તઆલાએ (તે ફરિશ્તા દ્વારા) પોતાના બંદા (મુહમ્મદ ﷺ) ઉપર વહી નાઝિલ કરી જે કંઈ નાઝિલ કરવાની હતી (જે નિશ્ચિત કઈ વહી હતી તે ખબર નથી અને ન તો તે જાણવાની જરૂરત છે અને અસલ હેતુ તે સમયે વહી નાઝિલ કરવાનો ન હતો, બલકે હઝરત જિબ્રઈલ અલૈ.ને તેમના અસલી ચહેરામાં બતાવીને તેમનો સંપૂર્ણ પરિચય આપવાનો હતો પરંતુ તે વખતે પ્રથમ વહી નાઝિલ કરવી કદાચ એટલા માટે હોય કે આ પરિચય ઔર વધારે પાકો થાય, કારણ કે તે સમયની વહીને જેનું અલ્લાહ તરફથી હોવું હઝરત જિબ્રઈલ અલૈ.ના અસલી સ્વરૂપમાં થવાના કારણે નિશ્ચિત અને ચોક્કસ છે અને બીજા સમયની વહી જે માનવ સ્વરૂપના માધ્યમ દ્વારા છે જ્યારે રસૂલે કરીમ ﷺ તે બંનેને એક જ પરિસ્થિતિએ જોશે તો યકીનમાં વધારે મજબૂતી પ્રદાન થશે કે બંને પરિસ્થિતિઓમાં વહી લાવનાર માધ્યમ એટલે કે ફરિશ્તો એક જ છે, જેમકે કોઈ વ્યક્તિનો અવાજ, તેની બોલચાલની લઢણ અને હાવભાવથી ખૂબ જાણકાર હોય તો ક્યારેક તે ચહેરો બદલીને પણ બોલે તો તેને સ્પષ્ટ રીતે ઓળખી શકાય છે, આગળ તે જોવા વિશે એક શંકાનો જવાબ છે, તે શંકા એ છે કે અસલ સ્વરૂપમાં જોવા છતાં એવી પણ સંભાવના હોઈ શકે છે કે દિલની ભાવના અને પરિસ્થિતિના કારણે ભૂલ થઈ જાય, જેમકે ક્યારેક મનની અનુભૂતિમાં ભૂલ થઈ જવું ઘણા વખતે જોવા મળે છે. પાગલ લોકો સહીસલામત શરીર હોવા છતાં અમુક સમયે ઓળખીતા લોકોને પણ બીજો વ્યક્તિ બતાવવા માંડે છે પરંતુ આ જોવું સાચું હતું અથવા નહીં આગળ તે શંકાનો જવાબ છે, એટલે કે તે નિહાળવું

સત્ય જ હતું કે તેને જોવાના સમયે) દિલે જોયેલી વસ્તુમાં ભૂલ કરી નથી (બસ વાત એ છે કે જો સદંતર એવી સંભાવનાઓ ધ્યાન આપવાપાત્ર રહ્યા કરે જે વસ્તુની અનુભૂતિ થાય કે તેનો ક્યારેય ભરોસો ન રહે પછી તો સમગ્ર દુનિયવી વ્યવહારો પણ રદબાતલ થઈ જાય; હા ! કોઈની પાસે કોઈ શંકા કરવાનું મજબૂત કારણ હોય તો તેના ઉપર વિચાર કરવામાં આવે છે અને દિલી ભૂલની સંભાવનાઓનો હેતુ એ હોઈ શકે છે કે આવી બાબત રજુ કરનારની બુદ્ધિ સમાપ્ત થઈ ચૂકી હોય પરંતુ રસૂલે કરીમ ﷺ તો બિલકુલ માનસિક સંતુલન ધરાવનાર બુદ્ધિશાળી અને સમજદાર વ્યક્તિ હતા જે જાહેર રીતે પણ સાબિત થઈ ચૂક્યું હતું, આ ખુલ્લી અને સ્પષ્ટ સાબિતીઓ છતાં પણ વિવાદ અને વિરોધ ઊભો કરનાર લોકો તેનાથી અટકતા ન હતા તેથી તેમના રદિયા માટે તથા તેમના ઉપર આશ્ચર્ય જતાવવા માટે ઈરશાદ ફરમાવે છે કે જ્યારે તમે આવા સ્પષ્ટ અને પૂરતા વર્તનથી પરિચય અને નજરે જોવાની સાબિતી સાંભળી લીધી) તો શું તે (પયગમ્બર)થી તેમની જોયેલી વસ્તુમાં વિવાદ કરો છો ? (એટલે કે જે વસ્તુઓનું જ્ઞાન માણસની જાણકારીમાં હોય છે તેમાં દિલની અનુભૂતિ જેવી વસ્તુઓ શંકાથી ઉપરવટ હોય છે, ગજબની વાત છે કે તમે તેના અસ્તિત્વનો પણ વિરોધ દર્શાવો છો, પછી તો તમારા જીવનમાં પણ હજારો શંકાઓ કાઢી શકાય છે) અને (જો આ બાબત શંકા કરવા લાયક છે કે જે વસ્તુને એક જ વાર જોઈ લીધી તો તેને કઈ રીતે ઓળખી શકાય ? તો જવાબ એ છે કે પ્રથમ તો એ જરૂરી નથી કે એક વખતે જોવાથી ઓળખાણ ન થાય અને જો ધારી લો કે ઓળખાણ માટે પુનરાવર્તિત સ્વરૂપે તેમનું વારંવાર અસલ સ્વરૂપનું અવલોકન જ જરૂરી છે તો) તેમણે (એટલે કે પયગમ્બર ﷺએ) તે ફરિશ્તાને બીજી વખતે પણ (અસલ સ્વરૂપમાં) જોયા છે (બસ હવે તો તે શંકા પણ દૂર થઈ ગઈ, કારણ કે પુનરાવર્તિત સ્વરૂપે જોવાથી ચોક્કસ ઓળખાણ થઈ ગઈ કે હા ! જિબ્રઈલ અલૈ. આ જ છે, આગળ તે બીજીવારના જોવાનું સ્થળ બતાવવામાં આવે છે કે તેમને ત્યાં જોયા એટલે કે શબે મેઅ્રાજમાં જોયા છે) "સિદ્રતુલ મુન્તહા"ની પાસે (સિદ્રત બોરડીના ઝાડને કહે છે અને મુન્તહાનો અર્થ અંતિમ હદનું સ્થળ થાય છે. હદીષમાં આવ્યું છે કે આ એક બોરડીનું ઝાડ છે, સાતમાં આસમાનમાં ઊંચા વિશ્વએથી હુકમો અને રોજી વગેરે આવે છે તે પ્રથમ સિદ્રતુલ મુન્તહા સુધી પહોંચે છે પછી ત્યાંથી ફરિશ્તાઓ

પૃથ્વી ઉપર લાવે છે, એવી જ રીતે અહીંયાંથી જે સારા અમલો કરે છે તે પણ સિદ્રતુલ મુન્તહા સુધી પહોંચે છે પછી ત્યાંથી ઉપર ઉઠાવવામાં આવે છે, એવામાં તેનું ઉદાહરણ પોસ્ટ ઓફિસ જેવું છે કે આવનાર અને જનાર પત્રો ત્યાંથી રવાના થાય છે અને સિદ્રતુલ મુન્તહામાં તે ફરિશ્તાને જોવાનું સ્થળ બતાવવામાં આવ્યું હતું. આગળ તે સ્થળની શ્રેષ્ઠતા બતાવવામાં આવે છે કે) આ (સિદ્રતુલ મુન્તહા) જન્નતુલ મઅ્વાની નજીક છે ("મઅ્વા"નો અર્થ "રહેવાનું સ્થળ" છે કારણ કે જન્નત નેક બંદાઓના રહેવાનું સ્થળ છે એટલા માટે તેને જન્નતુલ મઅ્વા કહે છે. ખુલાસો એ છે કે તે સિદ્રતુલ મુન્તહા એક ઉચ્ચ કક્ષાના સ્થાન ઉપર આવેલ છે, હવે તે નિશ્ચિત સ્થળે તે ફરિશ્તાને જોયા પછી તે દર્શનનો સમય બતાવવામાં આવે છે કે તે દર્શન કઈ રીતે થયું ? કહેવામાં આવે છે કે) જ્યારે આ સિદ્રતુલ મુન્તહાને લપેટાઈ રહી હતી જે વસ્તુઓ લપેટાઈ રહી હતી (એક રિવાયતમાં છે કે તે સોનાના પતંગિયા હતા એટલે કે સ્વરૂપ પતંગિયા જેવું હતું અને એક રિવાયતમાં છે કે ફરિશ્તાઓ હતા, એટલે કે તેમની હકીકત એવી હતી અને એક રિવાયતમાં છે કે ફરિશ્તાઓએ અલ્લાહ તઆલા પાસે પરવાનગી માંગી હતી કે અમે પણ રસૂલે કરીમ ﷺના દર્શન કરીએ, તેમને પરવાનગી મળી અને તેઓ સિદ્રહ ઉપર ભેગા થઈ ગયા હતા. –દુર્રે મન્સૂર. એમાં પણ કે રસૂલે કરીમ ﷺના સન્માનનીય અને આદરણીય હોવા તરફ ઈશારો હોઈ શકે છે કે આવી આશ્ચર્યજનક વસ્તુઓ જોઈએ દૃષ્ટિ ભ્રમિત થઈ જાય છે તેને સંપૂર્ણ રીતે સમજવાની શક્તિ પણ નથી રહેતી, બસ એવા સ્વરૂપમાં હઝરત જિબ્રઈલ અલૈ.ના ચહેરાનો શું પરિચય હશે ? આ બીજા વખતનું જોવું જો ભરોસાપાત્ર ન હોય તો પછી જે પ્રસ્તુત શંકાનો જવાબ وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى થી આપવામાં આવ્યો છે તે પૂરતો ગણાશે નહીં, આ સંદેહને દૂર કરવા માટે કહેવામાં આવે છે કે આપ ﷺ આ અજાયબીઓને જોઈને જરા પણ ભ્રમિત થયા નહીં અને બિલકુલ દિગ્મૂઢ બન્યા નહીં, બલકે જે વસ્તુઓના દર્શન માટેનો આપ ﷺને હુકમ થયો હતો તેમની તરફ દૃષ્ટિ કરવાથી આપ ﷺની) દૃષ્ટિ ન તો હટી (બલકે તે વસ્તુઓને સારી પેઠે જોઈ) અને (જે વસ્તુઓને જોવાનો હુકમ જ્યાં સુધી ન થયો ન (જ તેના તરફ જોયું કે આપ ﷺની દૃષ્ટિ) આગળ વધી (એટલે કે હુકમ પહેલાં તેને જોયું નહીં. وَطَغٰى زَاغَ بَيْنَ الْفَرْقِ فِى كَذَافِى الْمَدَارِكِ આ આપ ﷺની

અંતિમ કક્ષાની ધીરજ અને ધૈર્યની દલીલ છે, કારણ કે આશ્ચર્યજનક વસ્તુઓમાં આવીને વ્યક્તિ એવી બે હરકતો કરતો હોય છે કે જે વસ્તુઓને જોવાનું કહેવામાં આવે છે તેને તો જોતો નથી અને જેના માટે કહેવાનું આવે છે તેને તાકયા કરે છે, મતલબ કે તેનામાં સહન કરવાની શક્તિ નથી રહેતી પરંતુ આપ ﷺના ધૈર્યને દાખવવાની શક્તિ વર્ણન કરવા માટે કહેવામાં આવે છે કે) તેમણે (એટલે કે પયગમ્બર ﷺએ) પોતાના પરવરદિગાર(ની શક્તિ)ની મોટી મોટી અજાયબીઓ જોઈ (પરંતુ દરેક વસ્તુને જોવામાં આપ ﷺની એ જ શા'ન રહી مَا زَاغَ الْبَصَرُ وَمَا طَغٰى તે અજાયબીઓ મેઅ્‌રાજની હદીષોમાં આવે છે, અંબિયા અલૈ.ને જોવું, રૂહોને જોવું, જન્નત વગેરેને જોવું; બસ સાબિત થયું કે આપ ﷺમાં અંતિમ કક્ષાની ધીરજ છે, આશ્ચર્યચકિત્ થઈ દિગ્મૂઢ થઈ જવાની સંભાવના નથી, બસ આ وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى શંકાનો જવાબ હતો, તેઓ સહીસલામત રહ્યા, મતલબ કે બધી જ ચર્ચાથી હઝરત જિબ્રઈલ અલૈ.નો પરિચય અને તેમના દર્શન વિશેની વિવિધ શંકાઓનો રદિયો થઈ ગયો અને તેનાથી રિસાલત સાબિત અને નિશ્ચિત થઈ ગઈ અને એ જ આ ચર્ચાનો હેતુ હતો).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ નજમની વિશેષતા :

સૂરએ નજમ પ્રથમ સૂરત છે જેનું રસૂલે કરીમ ﷺએ મકકએ મુકર્રમહમાં એ'લાન કર્યું. (રવાહુ અબ્દુલ્લાહ બિન મસ્ઊદ રદિ. —કુર્તુબી) અને આ જ સૌથી પ્રથમ સૂરત છે જેમાં "આયતે સજ્દહ" નાઝિલ થઈ અને રસૂલે કરીમ ﷺએ "સિજ્દએ તિલાવત" કર્યો અને એ સિજ્દહમાં એક આશ્ચર્યજનક બાબત એ બની કે રસૂલે કરીમ ﷺએ આ સૂરત જાહેર સભામાં તિલાવત કરી જેમાં મુસલમાનો અને કાફિરો બધા સામેલ હતા, જ્યારે આપ ﷺએ "આયતે સિજ્દહ" અદા કર્યો તો મુસલમાનો તો આપ ﷺના અનુસરણમાં સિજ્દહ કરવાના જ હતા પરંતુ સૌએ રસૂલે કરીમ ﷺની સાથે સિજ્દહ કર્યો, નવાઈની વાત એ બની કે જેટલા કાફિરો અને મુશ્રિકો ત્યાં ઉપસ્થિત હતા તેઓ બધા પણ સિજ્દહમાં પડી ગયા, માત્ર એક ઘમંડી વ્યક્તિ જેના નામમાં મતભેદ છે એવો બાકી રહ્યો જેણે સિજ્દહ ન કર્યો પરંતુ જમીન ઉપરથી એક મુઠ્ઠી માટી ઉઠાવીને

પોતાના કપાળે લગાવી અને કહેવા લાગ્યો કે બસ આટલું જ પૂરતું છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) હદીષના રિવાયત કરનાર કહે છે કે મેં તે વ્યક્તિને કુફ્રની હાલતમાં મૃત્યુ પામેલ જોયો છે.

*(રવાહુ બુખારી અને મુસ્લિમ –અસ્હાબે સુનન, ઈબ્ને કષીર વગેરે)*

આ સૂરતની શરૂમાં રસૂલે કરીમ ﷺને સાચા રસૂલ હોવાનું અને આપ ﷺ ઉપર નાઝિલ થનાર વહીમાં કોઈ શંકા કે સંદેહની સંભાવના ન હોવાનું વર્ણન છે.

وَالنَّجْمِ اِذَا هَوٰى માં શબ્દ نَجْمٌ (નજમ) "તારા"ના અર્થમાં આવે છે, દરેક તારાને નજમ અને તેનું બહુવચન نُجُوْمٌ (નુજૂમ) કહેવામાં આવે છે અને ક્યારેક આ શબ્દ ખાસ સ્વરૂપે ثُرَيَّا (ષૂરય્યા) તારા માટે પણ બોલવામાં આવે છે જે અમુક તારાઓનો સમૂહ છે. આ આયતમાં પણ અમુક લોકોએ "નજમ"ની તફસીર "ષુરય્યા" હોવાની કરી છે અને હસન બસરી (રહ.)એ પ્રથમ તફસીરમાં સદંતર બધા જ તારાઓ હોવાની બાબતને અગ્રિમતા આપી છે. (કુર્તુબી) તેને જ ઉપર તફસીરના ખુલાસામાં અપનાવવામાં આવ્યું છે.

اِذَا هَوٰى માં શબ્દ هَوٰى (હવા) આથમવાના અથવા પડવાના અર્થમાં આવે છે, તારાનું પડવું તેનું અસ્ત થવું ગણાય છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ તારાઓની કસમ ખાઈને રસૂલે કરીમ ﷺની વહી સત્ય અને સાચી તથા શંકાથી ઉપરવટ હોવાનું વર્ણન કર્યું છે. સૂરએ સાફ્ફાતમાં વિગતવાર પસાર થઈ ચૂક્યું છે કે અલ્લાહ તઆલાને અધિકાર છે કે તે ખાસ હિકમતો અને હિત માટે પોતાની ખાસ ખાસ મખ્લૂકની કસમ ખાય છે. બીજાઓને તેની પરવાનગી નથી કે તે અલ્લાહ તઆલાના સિવાય કોઈની કસમ ખાય. અત્રે અલ્લાહ તઆલાએ તારાઓની કસમ ખાધી જેમાં એક હિકમત એ પણ છે કે તારાઓનો અંધારી રાત્રે દિશાઓ અને માર્ગો બતાવવા માટે ઉપયોગ થાય છે અને તેનાથી ઈચ્છિત દિશા તરફ માર્ગદર્શન મળે છે, એવી જ રીતે રસૂલે કરીમ ﷺથી અલ્લાહ તઆલાના માર્ગ તરફ માર્ગદર્શન થાય છે.

مَا ضَلَّ صَاحِبُكُمْ وَمَا غَوٰى આ કસમનો જવાબ છે. એટલે કે તે વિષય છે જેના માટે કસમ ખાવામાં આવી છે, તેનો અર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ જે માર્ગ તરફ લોકોને દા'વત આપે છે તે સીરાતે મુસ્તકીમ અને ઈચ્છિત મંઝિલ એટલે કે

અલ્લાહ તઆલાની ખુશ્નુદીનો સીધો માર્ગ છે, આપ ﷺ ન તો માર્ગ ભૂલ્યા છે અને ન જ ખોટા માર્ગ ઉપર ચાલે છે.

**રસૂલે કરીમ ﷺને શબ્દ صَاحِبُكُمْ (સાહિબુકુમ)થી ઓળખાવાની હિકમત :**

આ સ્થળે રસૂલે કરીમ ﷺનું નામ મુબારક અથવા શબ્દ "રસૂલ" અથવા "નબી" વર્ણન કરવાને બદલે આપ ﷺની જાતને શબ્દ صَاحِبُكُمْ (સાહિબુકુમ)થી ઓળખાવવામાં ઈશારો એ તરફ છે કે મુહમ્મદ મુસ્તફા ﷺ ક્યાંય બહારથી નથી આવ્યા, કોઈ અજનબી વ્યક્તિ નથી જેથી એમના સાચા અથવા ખોટા હોવામાં કોઈ શંકા રહે ! બલકે તે તો દરેક સમયે તમારા મિત્ર છે. તમારા વતનમાં પેદા થયા છે, અહીંયાં જ બાળપણ પસાર કર્યું છે, અહીંયાં જ યુવાન થયા, તેમની જિંદગીનો કોઈ ખૂણો તમારાથી ગુપ્ત નથી અને તમે અનુભવ કરી લીધો છે કે તેઓ ક્યારેય જૂઠું બોલ્યા નથી, ક્યારેય ખોટા અથવા ખરાબ કામોમાં તમે તેમને બાળપણમાં પણ નથી જોયા, તેમનું ચરિત્ર અને તેમની ટેવો, તેમની પ્રમાણિકતા અને નિષ્ઠા ઉપર તમને બધાને એટલો ભરોસો હતો કે સમગ્ર મક્કાવાળાઓ આપ ﷺને "અમીન" કહ્યા કરતા હતા, હવે નુબુવ્વતના દા'વાના સમયે તમે તેમનો સંબંધ જૂઠ સાથે જોડવા લાગ્યા ? જે માણસોની બાબતમાં ક્યારેય જૂઠું ન બોલ્યા હોય, ગજબ છે કે કોઈ તેમના ઉપર એવો આક્ષેપ લગાવવા માંડે કે તેઓ અલ્લાહ તઆલાની બાબતમાં જૂઠું બોલી રહ્યા છે ! એટલા માટે આગળ કહેવામાં આવ્યું,

وَمَا يَنْطِقُ عَنِ الْهَوٰى إِنْ هُوَ إِلَّا وَحْيٌ يُّوْحٰى એટલે કે, રસૂલે કરીમ ﷺ પોતાના તરફથી વાતો બનાવીને અલ્લાહ તરફ સંબંધ જોડે તેની સદંતર કોઈ શક્યતા જ નથી, બલકે આપ ﷺ જે કંઈ કહે છે તે બધું અલ્લાહ તઆલા તરફથી વહી કરેલું હોય છે. વહીના ઘણા પ્રકારો બુખારીની હદીષથી સાબિત થયેલા છે, તેમાં એક પ્રકાર તે છે જેનો અર્થ અને શબ્દો બધા અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થાય છે જેનું નામ કુર્આન છે. બીજું, તે એ કે માત્ર અર્થ અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થાય છે, રસૂલે કરીમ ﷺ તે અર્થને પોતાના શબ્દોમાં વર્ણવે છે તેનું નામ હદીષ અને સુન્નત છે, પછી હદીષમાં જે વિષય અલ્લાહ તઆલા તરફથી આવે છે ક્યારેક કોઈ મા'મલામાં સ્પષ્ટ ખુલ્લો ફેંસલો અને

હુકમ હોય છે, ક્યારેક કોઈ સામાન્ય કાયદો લગાવવામાં આવે છે જેનાથી રસૂલે કરીમ ﷺ પોતાના ઈજ્તિહાદથી હુકમો કાઢે છે અને વર્ણન કરે છે, આ ઈજ્તિહાદમાં એની સંભાવના રહે છે કે કોઈ ભૂલ થઈ જાય પરંતુ રસૂલે કરીમ ﷺ અને બધા જ અંબિયા (અલૈ.)ની એ વિશેષતા છે કે જે હુકમો તેઓ પોતાના ઈજ્તિહાદથી વર્ણન કરે છે એમાં જો કોઈ ભૂલ થઈ જાય છે તો અલ્લાહ તઆલા તરફથી વહી દ્વારા તેની સુધારણા કરવામાં આવે છે અને પોતાના ખોટા ઈજ્તિહાદ ઉપર તેઓ કાયમ રહી શકતા નથી, એનાથી વિપરીત બીજા ઉલમાએ મુજ્તહિદીન કે તેમના ઈજ્તિહાદમાં ભૂલ થઈ જાય તો પણ તેઓ તેના ઉપર કાયમ રહી શકે છે અને તેમની આ ભૂલ પણ અલ્લાહ સમીપ ન જ માત્ર મા'ફ છે બલકે દીન સમજવામાં જે પોતાની સંપૂર્ણ શક્તિ ખર્ચ કરે છે તેના ઉપર પણ તેને સવાબ મળે છે. *(સહીહ મરફૂઅ્ હદીષ)*

આ ચર્ચાથી પ્રસ્તુત આયત ઉપર તે સંભવિત શંકાનો જવાબ પણ થઈ ગયો કે રસૂલે કરીમ ﷺ જે કંઈ કહે છે તે બધું જ અલ્લાહ તરફથી વહી હોય છે તો તેનાથી જરૂરી બને છે કે રસૂલે કરીમ ﷺ પોતાના અભિપ્રાય અને ઈજ્તિહાદથી કંઈ કહેતા નથી જ્યારે કે સહીહ હદીષોમાં અનેક ઘટનાઓ એવી ઉપસ્થિત છે કે શરૂમાં રસૂલે કરીમ ﷺએ કોઈ હુકમ આપ્યો પછી વહી દ્વારા તેને બદલવામાં આવ્યો જે એ વાતની નિશાની છે કે આ હુકમ અલ્લાહ તરફથી ન હતો બલકે આપ ﷺના અભિપ્રાય અને ઈજ્તિહાદથી હતો, તેનો જવાબ ઉપર આવી ચૂક્યો છે કે અમુક સમયે વહી કોઈ સામૂહિક કાયદાના સ્વરૂપમાં આવે છે જેનાથી હુકમો પ્રતિપાદિત કરવામાં રસૂલે કરીમ ﷺને પોતાના અભિપ્રાયથી ઈજ્તિહાદ કરવો પડે છે, કારણ કે આ જાહેર નિયમ અલ્લાહ તરફથી આવ્યો છે એટલા માટે તે બધા હુકમોને પણ અલ્લાહ તરફથી વહી કહેવામાં આવી છે. વલ્લાહુ અઅ્લમુ.

عَلَّمَهُ شَدِيدُ الْقُوَىٰ અત્રેથી ૧૭ મી આયત وَلَقَدْ رَأَىٰ مِنْ آيَاتِ رَبِّهِ الْكُبْرَىٰ સુધી બધી જ આયતોમાં એ વાતનું વર્ણન છે કે રસૂલે કરીમ ﷺની વહીમાં કોઈ શંકાની સંભાવના નથી, આ અલ્લાહનું કલામ છે જે આપ ﷺને એ રીતે આપવામાં આવ્યું છે કે જેમાં કોઈ શંકા, ભૂલ, ઉણપ કે ભૂલવાની કોઈ સંભાવના રહેતી નથી.

**"આયતે નજમ"ની તફસીરમાં તફસીરના ઇમામોનો મતભેદ :**

આ આયતો વિશે તફસીરના ઈમામો દ્વારા બે તફસીરો નકલ થઈ છે, એકનો ખુલાસો એ છે કે આ બધી આયતોને મેઅ્રાજની ઘટનાનું વર્ણન ઠરાવીને અલ્લાહ તઆલા પાસેથી પ્રત્યક્ષ તા'લીમ અને કેળવણી તથા અલ્લાહ તઆલાની નિકટતા ઉપર આધારિત ગણીને વર્ણન કરી અને شَدِيْدُ الْقُوٰى તથા ذُوْمِرَّةٍ તથા فَاسْتَوٰى અને فَتَدَلّٰى دَنٰى બધાને અલ્લાહ તઆલાની સિફતો તથા તેના કાર્યો ઠરાવ્યા અને આગળ જે પ્રત્યક્ષ જોવાનું અને અવલોકનનું વર્ણન છે તેનાથી પણ અલ્લાહ તઆલાના દર્શન અને ઝિયારત ભાવાર્થ તરીકે લીધો છે. સહાબએ કિરામ (રદિ.)માં હઝરત અનસ અન ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આ તફસીર નકલ થઈ છે. તફસીરે મઝહરીમાં તેને જ અપનાવવામાં આવ્યું છે અને ઘણા સહાબા (રદિ.), તાબિઈન અને તફસીરના ઈમામોએ આ આયતોને જિબ્રઈલ (અલૈ.)ને તેમના મૂળ અસલ સ્વરૂપમાં જોવાનું વર્ણન ઠરાવ્યું છે અને شَدِيْدُ الْقُوٰى (શદીદુલ કુવા) વગેરે જિબ્રઈલ (અલૈ.)ની સિફત બતાવી છે, તેના ઘણા કારણો છે. ઐતિહાસિક સ્વરૂપે પણ સૂરએ નજમ બિલકુલ શરૂઆતની સૂરતોમાંથી છે અને જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ના ખુલાસામાં આ પ્રથમ સૂરત છે કે જેને રસૂલે કરીમ ﷺએ મક્કાએ મુકર્રમહમાં જાહેરમાં પઢી તો દેખીતું એ જ છે કે મેઅ્રાજની ઘટના તેનાથી પાછળથી ઘટેલ ઘટના છે પરંતુ તેમાં કહી શકાય છે કે અસલ કારણ એ છે કે મરફૂઅ્ હદીષમાં પોતે રસૂલે કરીમ ﷺ દ્વારા આ આયતોની તફસીર હઝરત જિબ્રઈલ (અલૈ.)ના દર્શન હોવાનું આવ્યું છે જેના શબ્દો મુસ્નદે અહમદમાં આ પ્રમાણે છે.

عَنِ الشَّعْبِيِّ عَنْ مَسْرُوْقٍ قَالَ كُنْتُ عِنْدَ عَائِشَةَ فَقُلْتُ اَلَيْسَ اللّٰهُ يَقُوْلُ (وَلَقَدْ رَاٰهُ بِالْاُفُقِ الْمُبِيْنِ، وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى) فَقَالَتْ اَنَا اَوَّلُ هٰذِهِ الْاُمَّةِ سَاَلْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ عَنْهَا فَقَالَ اِنَّمَا ذَاكَ جِبْرَئِيْلُ لَمْ يَرَهُ فِيْ صُوْرَتِهِ الَّتِيْ خُلِقَ عَلَيْهَا اِلَّا مَرَّتَيْنِ رَاٰهُ مُنْهَبِطًا مِّنَ السَّمَآءِ اِلَى الْاَرْضِ سَادًّا عِظَمُ خَلْقِهٖ مَابَيْنَ السَّمَآءِ وَالْاَرْضِ، اَخْرَجَاهُ فِي الصَّحِيْحَيْنِ مِنْ حَدِيْثِ الشَّعْبِيِّ (اِبْنِ كَثِيْرٍ)

*"શુઅ્બી (રહ.) હઝરત મસ્રૂક (રદિ.)થી નકલ કરે છે કે તેઓ એક દિવસે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની પાસે હતા. (અલ્લાહ તઆલાના દર્શન વિશેની વાતચીત ચાલતી હતી) મસ્રૂક (રદિ.) કહે છે કે મેં કહ્યું, અલ્લાહ તઆલા ફરમાવે છે કે (وَلَقَدْ رَاٰهُ بِالْاُفُقِ الْمُبِيْنِ وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું કે પૂરી ઉમ્મતમાં સૌ પ્રથમ મેં રસૂલે કરીમ ﷺ દ્વારા આ આયતનો અર્થ પૂછ્યો છે. આપ ﷺએ કહ્યું કે જેને જોવાનું વર્ણન આયતમાં છે તે હઝરત જિબ્રઈલ (અલૈ.) છે જેને રસૂલે કરીમ ﷺએ માત્ર બે વખતે તેમના મૂળ સ્વરૂપમાં જોયા છે. આયતમાં જે દર્શન કરવાનું વર્ણન છે તેનો અર્થ એ છે કે આપ ﷺએ જિબ્રઈલ અમીન (અલૈ.)ને આસમાનથી જમીન તરફ ઊતરતા જોયા કે તેમની વિશાળતાથી જમીન અને આસમાન વચ્ચેનો અવકાશ ભરી દેવામાં આવ્યો હતો."*



સહીહ મુસ્લિમમાં પણ આ રિવાયત લગભગ આ જ શબ્દો સાથે નકલ થઈ છે અને ફત્હુલ બારી, કિતાબુત્તફસીરમાં હાફિઝે ઈબ્ને મરદૂયાથી આ જ રિવાયત આ સનદ સાથે નકલ કરી છે જેમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના શબ્દો આ પ્રમાણે છે.

اَنَا اَوَّلُ مَنْ سَاَلَ رَسُوْلَ اللّٰهِ صَلّٰى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ عَنْ هٰذَا، فَقُلْتُ يَا رَسُوْلَ اللّٰهِ

هَلْ رَاَيْتَ رَبَّکَ؟ فَقَالَ لَا اِنَّمَا رَاَيْتُ جِبْرَئِيْلَ مُنْهَبِطًا (فَتْحُ الْبَارِیْ، ص ۴۹۳ ج۸)

*"એટલે કે હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે આ આયત વિશે સૌથી પહેલાં મેં પોતે રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે આપ ﷺએ પોતાના પરવરદિગારને જોયા છે ? તો આપ ﷺએ ફરમાવ્યું કે નહીં ! બલકે મેં જિબ્રઈલ (અલૈ.)ને ઊતરતા જોયા છે."*

સહીહ બુખારીમાં શયબાનીથી રિવાયત છે કે તેમણે હઝરત ઝર્રને આ આયતનો અર્થ પૂછ્યો, فَكَانَ قَابَ قَوْسَيْنِ اَوْ اَدْنٰى فَاَوْحٰى اِلٰى عَبْدِهٖ مَاۤ اَوْحٰى તેમણે જવાબ આપ્યો કે અમને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ હદીષ વર્ણવી છે કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને એ હાલતમાં જોયા કે તેમની છસો ભૂજાઓ હતી અને ઈબ્ને જરીર (રહ.)એ

પોતાની સનદ સાથે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી આયત لَقَدْ رَاٰى مِنْ اٰيٰتِ رَبِّهِ الْكُبْرٰى ની તફસીરમાં એ નકલ કર્યું કે રસૂલે કરીમ ﷺએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને એવી હાલતમાં જોયા કે તેઓ رَفْرَف (રફરફ –લીલા કલરના) પોશાકમાં હતા અને જમીન અને આસમાન વચ્ચેના અવકાશને તેમના અસ્તિત્વએ સમાવી રાખ્યું હતું.

**ઈબ્ને કષીર (રહ.)ની તહકીક :**

આ બધી હદીષની રિવાયતો ઈબ્ને કષીર (રહ.)એ પોતાની તફસીરમાં નકલ કરીને લખ્યું છે કે સૂરએ નજમની પ્રસ્તુત આયતોમાં દર્શન અને નિકટતાનો ભાવાર્થ હઝરત જિબ્રઈલ (અલૈ.)ના દર્શન અને તેમની નિકટતા છે. આ નિવેદન સહાબએ કિરામ (રદિ.)માંથી હઝરત ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.), ઈબ્ને મસઊદ (રદિ.), અબૂઝર ગિફારી (રદિ.) અને અબૂ હુરયરહ (રદિ.)નું છે, એટલા માટે ઈબ્ને કષીર (રહ.)એ પ્રસ્તુત આયતોની તફસીરમાં કહ્યું છે કે,

*"આ આયતોમાં જે દર્શન અને નિકટતાનું વર્ણન છે તે દર્શન અને નિકટતાથી હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) ભાવાર્થ સ્વરૂપે છે, જ્યારે કે તેમને રસૂલે કરીમ ﷺએ પ્રથમ વખતે પોતાના મૂળ સ્વરૂપમાં જોયા હતા, પછી બીજી વખતે શબે મેઅ્રાજમાં સિદ્રતુલ મુન્તહા પાસે જોયા અને આ પ્રથમ દર્શન નુબુવ્વતના બિલકુલ શરૂઆતના સમયમાં થયા, જ્યારે કે જિબ્રઈલ (અલૈ.) પ્રથમ વખતે સૂરએ ઈકરાની શરૂઆતની આયતોની વહી લઈને આવ્યા ત્યારબાદ વહીમાં فَتْرَت (ફતરત) એટલે કે વિરામ આવ્યો, જેનાથી રસૂલે કરીમ ﷺને સખત રંજ અને તકલીફ હતી, વારંવાર એવા વિચારો દિલમાં આવ્યા કે પહાડ પરથી કૂદીને જીવ આપી દે પરંતુ ક્યારેક એવું બન્યું તો હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) અદૃશ્ય હવામાંથી અવાજ આપતા કે હે મુહમ્મદ (ﷺ) ! આપ અલ્લાહના રસૂલ છો એ સાચું છે અને હું જિબ્રઈલ છું. તેમના અવાજથી આપ ﷺનું દિલ શાંત પડતું અને સંતોષ થઈ જતો હતો, પછી જ્યારે કોઈ એવો વિચાર આવ્યો તે જ વખતે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ તેમને અવાજ આપીને દિલાસો આપ્યો પરંતુ આ દિલાસાઓ અદૃશ્ય હતા*

*એટલે સુધી કે એક દિવસે હઝરત જિબ્રઈલ (અલૈ.) બત્હાના ખુલ્લા મેદાનમાં પોતાના મૂળ સ્વરૂપે એ રીતે દેખાયા કે તેમની છસો ભૂજાઓ હતી અને સમગ્ર ક્ષિતિજને ઘેરી રાખી હતી, પછી જિબ્રઈલ અમીન (અલૈ.) આપ ﷺની નજીક આવ્યા અને આપ ﷺને અલ્લાહની વહી પહોંચાડી, તે સમયે રસૂલે કરીમ ﷺ ઉપર હઝરત જિબ્રઈલ (અલૈ.)નો આદર અને અલ્લાહ સમીપ તેમના ઊંચા મરતબાની હકીકત જાહેર થઈ.''* *(ઈબ્ને કષીર)*

ખુલાસો એ છે કે ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ પોતે મરફૂઅ્ તફસીર અને સહાબએ કિરામ (રદિ.)ના નિવેદનોની બીના ઉપર સૂરએ નજમની પ્રસ્તુત આયતોની તફસીર આ જ ઠરાવી દીધી છે કે એમાં દર્શન અને હઝરત જિબ્રઈલ (અલૈ.)ની નિકટતા ભાવાર્થ સ્વરૂપે છે અને આ તે પ્રથમ દર્શન છે જે આ જ વિશ્વમાં મક્કાએ મુકર્રમહની ક્ષિતિજ ઉપર થયા. અમુક રિવાયતોમાં આ દર્શનની એવી વિગત આવી છે કે જિબ્રઈલ અમીન (અલૈ.)ને પ્રથમ વખતે તેમના અસલી સ્વરૂપમાં જોઈને રસૂલે કરીમ ﷺ મૂર્છિત થઈ ગયા હતા ત્યાર પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) માણસના સ્વરૂપમાં આપ ﷺની નજીક આવ્યા અને ઘણા નજીક આવ્યા.

બીજા દર્શનનું વર્ણન આગળ સૂરએ નજમની જ આયત وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰی માં આવ્યું છે જે શબે મેઅ્રાજમાં થયું. પ્રસ્તુત કારણોની બીનાએ સામાન્ય તફસીરકારોએ આ જ તફસીર અપનાવી છે. ઈબ્ને કષીર (રહ.)નો અભિપ્રાય તો હમણા ઉપર પસાર થઈ ચૂક્યો. કુર્તુબી, અબૂ હય્યાન, ઈમામ રાઝી વગેરે ખાસ કરીને આ જ તફસીરને અગ્રિમતા આપી રહ્યા છે, સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ પણ તેને જ અપનાવ્યું છે જે ઉપર તફસીરના ખુલાસામાં વર્ણન થયું છે, જેનો ખુલાસો એ છે કે સૂરએ નજમની શરૂઆતની આયતોમાં અલ્લાહ તઆલાના દર્શનનું વર્ણન નથી બલકે જિબ્રઈલ (અલૈ.)ના દર્શનનું વર્ણન છે, નવવી (રહ.)એ શરહે મુસ્લિમમાં અને હાફિઝે ફત્હુલ બારીમાં પણ આ જ તફસીર અપનાવી છે.

ذُوْ مِرَّةٍ فَاسْتَوٰی وَهُوَ بِالْاُفُقِ الْاَعْلٰی માં શબ્દ مِرَّةٍ (મિર્રહ)નો અર્થ "શક્તિ" થાય છે, એ પણ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ની બીજી સિફત શક્તિ અને તાકાતના વધારે હોવાનું વર્ણન કરવા માટે છે જેથી કોઈને એવો વહેમ

ન થાય કે વહી લાવનાર ફરિશ્તાના કામમાં કોઈ શયતાન દખલ કરી શકે છે, કારણ કે જિબ્રઈલ અમીન (અલૈ.) એટલા શક્તિશાળી છે કે શયતાન તેમની પાસે પણ ફરકી નથી શકતો અને فَاسْتَوٰی (ફસ્તવા)નો અર્થ "સરખા થઈ ગયા". ભાવાર્થ એ છે કે પ્રથમ જ્યારે હઝરત જિબ્રઈલ (અલૈ.)ને જોયા તો તેઓ આસમાનથી ઊતરી રહ્યા હતા. ઊતર્યા પછી ઊંચે ક્ષિતિજની સરખા થઈ બેસી ગયા. ક્ષિતિજની સાથે "ઊંચે" શબ્દ લગાવવાની હિકમત એ છે કે ક્ષિતિજનો જે ભાગ જમીનની સાથે અડેલો નજરે પડે છે તે મોટે ભાગે દષ્ટિથી અદષ્ય રહે છે, એટલા માટે ઊંચે ક્ષિતિજ ઉપર હઝરત જિબ્રઈલ (અલૈ.)ને બતાવવામાં આવ્યો.

ثُمَّ دَنٰی فَتَدَلّٰی માં શબ્દ دَنٰی (દના)નો અર્થ "નજીક થઈ ગયા" અને تَدَلّٰی (તદલ્લા)નો શાબ્દિક અર્થ "લટકી જવું" થાય છે, ભાવાર્થ એ છે કે ઝૂકીને નજીક થઈ ગયા. فَکَانَ قَابَ قَوْسَیْنِ اَوْاَدْنٰی માં શબ્દ قَابَ (કાબ) એ ધનુષ્યની કમાન જે હાથથી પકડવાની હોય છે અને તેની વિરુદ્ધ દિશામાં ધનુષ્યની દોરી હોય છે, આ બંનેની વચ્ચેના અંતરને قَابَ (કાબ) કહેવામાં આવે છે જેનો અંદાજો લગભગ એક હાથ જેટલો સમજવામાં આવે છે. જેનો અંદાજો قَابَ قَوْسَیْنِ (કાબ કવસયૂન) એટલે કે, બે કમાનોની દૂરી કહેવાનું કારણ અરબનો એક ખાસ રૂઢિપ્રયોગ છે કે તેઓ બે વ્યક્તિ જો પરસ્પર સુલેહનો કરાર અથવા દોસ્તી કરવા ઈચ્છે તો જે રીતે તેની એક નિશાની હાથ ઉપર હાથ મારવાની પ્રખ્યાત અને મશહૂર છે એ જ પ્રમાણે બીજી નિશાની જેનાથી દોસ્તીની જાહેરાત કરવામાં આવતી હતી તે એ હતી કે બંને વ્યક્તિઓ પોતપોતાની કમાનોની લાકડી તો પોતાના તરફ કરી લેતા હતા અને કમાનની દોરી બીજી તરફ; એ રીતે જ્યારે બંને કમાનોની દોરીઓ પરસ્પર મળી જતી તો પરસ્પર નિકટતા અને એકતાની જાહેરાત સમજવામાં આવતી હતી. આ નિકટતાના સમયે તે બંને વ્યક્તિઓ વચ્ચે બંને કમાનોની દોરીમાં અંતર રહેતું હતું, એટલે કે લગભગ બે હાથ અથવા એક ગજ. તેને بَعْدَ اَوْاَدْنٰی કહીને એવી બતાવવામાં આવ્યું કે આ નિકટતા અને મિલાપ સામાન્ય રિવાજ પ્રમાણેનો ન હતો બલકે તેનાથી પણ વિશેષ પ્રકારનો મિલાપ હતો.

પ્રસ્તુત આયતોમાં હઝરત જિબ્રઈલ (અલૈ.)નું ખૂબ નિકટ થઈ જવું એટલા માટે વર્ણન કરવામાં આવ્યું છે કે એવું સાબિત થઈ જાય કે જે વહી તેમણે

પહોંચાડી છે તેને સાંભળવામાં કોઈ શંકાની સંભાવના નથી અને એ કે આ નિકટતા અને મિલાપના કારણે એ પણ શક્યતા ન રહી કે રસૂલે કરીમ ﷺ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને ન ઓળખે અને કોઈ શયતાન દખલગીરી કરી શકે.

فَاَوْحٰٓى اِلٰى عَبْدِهٖ مَآ اَوْحٰى માં શબ્દ اَوْحٰى (અવહા)ની ઝમીરે ફાઈલ (કર્તા) અલ્લાહ તઆલા તરફ ઢળેલ છે અને عَبْدِهٖ (અબ્દિહી)ની ઝમીર પણ. ભાવાર્થ એ છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)ને મુઅલ્લીમ (પ્રશિક્ષક) સ્વરૂપે રસૂલે કરીમ ﷺની બિલકુલ નિકટ મોકલીને અલ્લાહ તઆલાએ આપ ﷺ ઉપર વહી નાઝિલ કરી.

**એક તાર્કિક શંકા અને તેનો જવાબ :**

અત્રે જે જાહેર સ્વરૂપમાં તાર્કિક શંકાની એવી અનુભૂતિ થાય છે કે ઉપરની આયતોમાં ઝમીરો જમહૂર તફસીરકારો અને હદીષવેત્તાઓએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) તરફ ઢળેલ બતાવી છે. فَاسْتَوٰى (ફસ્તવા)થી લઈને فَكَانَ قَابَ قَوْسَيْنِ اَوْ اَدْنٰى સુધી બધી ઝમીરો હઝરત જિબ્રઈલ (અલૈ.) તરફ જ ઢળેલી છે અને આગલી આયતોમાં જમહૂર તફસીરકારોના નિવેદનો પ્રમાણે હઝરત જિબ્રઈલ (અલૈ.)નું જ વર્ણન છે તો માત્ર આ આયતોમાં اَوْحٰى (અવહા) અને عَبْدِهٖ (અબ્દિહી)ની ઝમીર અલ્લાહ તઆલા તરફ ઢળેલ બતાવવી વર્ણનશૈલી, વ્યાકરણથી વિરુદ્ધ તથા ઝમીરોના વિરોધાભાસી હોવાનું કારણ છે.

તેનો જવાબ ઉસ્તાદ મોહતરમ હઝરત મવલાના સય્યિદ અનવારશાહ કશ્મીરી (રહ.)એ એ આપ્યો છે કે ન તો અહીંયાં વર્ણનશૈલીમાં કોઈ વિરોધાભાસ છે અને ન જ ઝમીરોની અસ્તવ્યસ્તતા; બલકે વાસ્તવિકતા એ છે કે સૂરએ નજમની શરૂઆતની આયતમાં اِنْ هُوَ اِلَّا وَحْيٌ يُّوْحٰى નું વર્ણન કરીને જે વિષયની શરૂઆત કરવામાં આવી છે તેનું અત્યંત યોગ્ય વર્ણન એ રીતે કરવામાં આવ્યું કે વહી મોકલનાર તો દેખીતું છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી પરંતુ આ વહીને પહોંચાડવામાં એ માધ્યમ જિબ્રઈલ (અલૈ.) હતા, અમુક આયતોમાં આ માધ્યમનો ખુલાસો પૂરી રીતે કર્યા પછી اَوْحٰى اِلٰى عَبْدِهٖ مَآ اَوْحٰى કહ્યું તો એ શરૂઆતની વાતચીતની પૂર્ણતા છે અને તેમાં ઝમીરોની અસ્તવ્યવસ્તા એટલા માટે નથી કહી શકતા કે اَوْحٰى (અવહા) અને عَبْدِهٖ (અબ્દિહી)ની

ઝમીરોમાં તેના સિવાય કોઈ સંભાવના નથી કે તે અલ્લાહ તઆલા તરફ ફળેલી હોય, એટલા માટે આ બાબત પ્રથમથી નિશ્ચિત છે અને مَـآ اَوۡحٰـى (મા–અવહા) એટલે કે "જે કંઈ વહી કરવાની હતી" તેને મોઘમ રાખીને તેની શ્રેષ્ઠતાની શા'ન તરફ ઈશારો કરવામાં આવ્યો છે, સહીહ બુખારી بَـابُ بَـدۡءُ الۡوَحۡـىِ ની હદીષથી જાણ થાય છે કે તે સમયે જે વહી કરવામાં આવી તે સૂરએ મુદસ્સિરની શરૂઆતની આયતો છે. વલ્લાહુ અઅ્લમુ.

આ સમગ્ર વાતચીતની શૈલીથી કુર્આને કરીમની સચ્ચાઈ અને તે સાચે જ અલ્લાહનું કલામ હોવાનું સાબિત થાય છે કે જે રીતે હદીષવેત્તાઓ રસૂલે કરીમ ﷺની હદીષોની સનદ પોતાનાથી લઈને રસૂલે કરીમ ﷺ સુધી સંપૂર્ણપણે વર્ણન કરે છે. આ આયતોમાં અલ્લાહ તઆલાએ કુર્આનની સનદ એ રીતે વર્ણન કરી કે مُوۡحِىۡ (મવહી) એટલે કે વહી કરનાર પોતે અલ્લાહ તઆલા છે અને તેના પ્રશિક્ષક તથા પ્રચારક જે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺ વચ્ચે માધ્યમ છે તે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) છે. પ્રસ્તુત આયતોમાં હઝરત જિબ્રઈલ (અલૈ.)ની ઉચ્ચ કક્ષાની શા'ન તથા તેમના મહાબળવાન હોવાનું જાણે કે આ સનદ (પ્રમાણ) દ્વારા સમર્થન થાય છે.

مَا كَـذَبَ الۡـفُؤَادُ مَارَاٰى માં શબ્દ فُؤَادُ (ફુઆદ)નો અર્થ "દિલ" થાય છે અને આયતનો ભાવાર્થ એ છે કે આંખે જે કંઈ જોયું છે દિલે પણ તેના સમજવામાં કોઈ ભૂલ કરી નથી, આ જ ભૂલ અને ખતાને આયતે શબ્દ كِـــذۡبُ (કિઝ્બ)થી ઓળખાવ્યું છે કે જોયેલી વસ્તુને સમજવામાં દિલે કંઈ જૂઠું કહ્યું નથી, એટલે કે ભૂલ અથવા ખતા ખાધી નથી અને શબ્દ مَـــــارَاٰى (મા–રઆ)નો અર્થ "જે કંઈ જોયું" થાય છે. કુર્આનના શબ્દોએ એ નિશ્ચિત નથી કર્યું કે શું જોયું ? તેના વિશે સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા તફસીરના ઈમામોની તફસીરોમાં તે જ બે નિવેદનો ઉપસ્થિત છે જે ઉપર વિગતવાર વર્ણન કરવામાં આવ્યા છે કે અમુકના મતે પોતે અલ્લાહ તઆલાને જોવું ભાવાર્થ સ્વરૂપે છે અને હઝરત આયશા સિદ્દીકા, ઈબ્ને મસ્ઊદ, અબૂ હુરયરહ, અબૂઝર ગિફારી (રદિ.) આ તફસીર પ્રમાણે શબ્દ رَاٰى (રઆ) પોતાના વાસ્તવિક અર્થ પ્રમાણે "આંખથી જોયેલા" માટે બોલવામાં આવ્યો હોવાનું અથવા તેને જોયા પછી સમજવાનું જે

દિલનું કામ હોય છે તે દિલ સાથે જોડાયેલું છે. દર્શનને રૂપક સ્વરૂપે "રુયતે કલ્બિયહ" એટલે કે દિલના દર્શનના અર્થમાં લેવાની કોઈ જરૂરત જણાઈ નહીં. (કુર્તુબી)

રહ્યો એ સવાલ કે આયતમાં સમજવાનો સંબંધ દિલ સાથે જોડવામાં આવ્યો છે જ્યારે કે મશ્હૂર બુદ્ધિશાળીઓનું નિવેદન છે કે સમજવાનો સંબંધ બુદ્ધિ અથવા અનુભવ ઉપર હોય છે. તેનો જવાબ એ છે કે કુર્આને કરીમની ઘણી બધી આયતોથી જાણ થાય છે કે સમજવાનું અને લાગણીનું કેન્દ્ર દિલ છે તેથી ક્યારેક બુદ્ધિને પણ દિલ (મન) શબ્દ વડે ઓળખાવી દેવામાં આવે છે, જેમકે આયત لِمَنْ كَانَ لَهُ قَلْبٌ માં قَلْبٌ (કલ્બ)નો ભાવાર્થ "બુદ્ધિ" (મન) લેવામાં આવ્યો છે. કારણ કે મન એ બુદ્ધિનું કેન્દ્ર છે. કુર્આનની આયતો لَهُمْ قُلُوبٌ لَّا يَفْقَهُونَ بِهَا વગેરે એના ઉપર ગવાહ છે.

وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى عِنْدَ سِدْرَةِ الْمُنْتَهٰى અહીંયાં પણ رَاٰهُ (રઆહુ)ની ઝમીરમાં તે જ બે નિવેદનો છે કે તેનાથી અલ્લાહ તઆલા ભાવાર્થ સ્વરૂપે છે અથવા હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)? نَزْلَةً اُخْرٰى (નઝલતન ઉખરા)નો અર્થ "બીજી વખતનું ઊતરવું" છે. પ્રખ્યાત તફસીર પ્રમાણે ઊતરવું પણ હઝરત જિબ્રઈલ (અલૈ.)નું જ છે અને જેમકે પ્રથમ દર્શનનું સ્થળ કુર્આને કરીમે આ જ વિશ્વમાં મક્કા મુકર્રમહના ઊંચા ક્ષિતિજને બતાવ્યું હતું એ જ પ્રમાણે આ બીજા દર્શનનું સ્થળ સાતમાં આસમાનમાં سِدْرَةُ الْمُنْتَهٰى (સિદ્રતુલ મુન્તહા)માં બતાવ્યું અને એ દેખીતું છે કે સાતમાં આસમાન ઉપર રસૂલે કરીમ ﷺનું જવું શબે મેઅ્રાજમાં જ થયું છે, તેનાથી એ બીજા દર્શનનો સમય પણ આ વાક્યથી નિશ્ચિત થઈ જાય છે. سِدْرَةٌ (સિદ્રહ) શબ્દકોષમાં "બોરડીના ઝાડ"ને કહે છે અને مُنْتَهٰى (મુન્તહા)નો અર્થ "અંતિમ હદનું સ્થળ" થાય છે. સાતમાં આસમાન ઉપર અર્શે રહમાનની નીચે આ બોરડીનું ઝાડ છે. મુસ્લિમની રિવાયતમાં તેને છઠ્ઠા આસમાન ઉપર બતાવવામાં આવ્યું છે અને બંને રિવાયતોનું સમાધાન એ રીતે થઈ શકે છે કે તેના મૂળિયાં છઠ્ઠા આસમાન ઉપર અને ડાળીઓ સાતમાં આસમાન ઉપર ફેલાયેલી છે. (કુર્તુબી) સામાન્ય ફરિશ્તાઓની પહોંચની આ અંતિમ સીમા છે તેથી તેને مُنْتَهٰى (મુન્તહા) કહે છે. અમુક રિવાયતોમાં છે કે અલ્લાહના હુકમો અર્શે રહમાનથી પ્રથમ સિદ્રતુલ મુન્તહા ઉપર નાઝિલ થાય છે,

અહીંયાં એ સંબંધિત કામ ફરિશ્તાઓને સોંપવામાં આવે છે અને જમીનથી આસમાન ઉપર જનારા આ'માલનામા વગેરે પણ ફરિશ્તાઓ અહીંયાં સુધી પહોંચાડે છે, ત્યાંથી અલ્લાહ તઆલાની સામે રજુ કરવાનું અન્ય કોઈ સ્વરૂપ હોય છે. મુસ્નદે અહમદમાં આ વિષય હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી નકલ થયો છે. *(ઈબ્ને કસીર)*

عِنْدَهَا جَنَّةُ الْمَأْوٰى માં શબ્દ مَأْوٰى (મઅ્વા)નો અર્થ "સ્થળ અથવા આરામની જગ્યા" થાય છે. જન્નતને "મઅ્વા" એટલા માટે કહેવામાં આવે છે કે માણસનું મૂળ ઠેકાણું અને સ્થળ આ જ છે. અહીંયાં આદમ અને હવ્વા (અલૈ.)નું સર્જન થયું છે. અહીંયાંથી તેમને જમીન ઉપર ઉતારવામાં આવ્યા અને પછી અહીંયાં જ જન્નતવાળાઓનું સ્થાન હશે.

**જન્નત અને દોઝખનું હાલનું સ્થળ :**

આ આયતે એ પણ બતાવ્યું કે જન્નત અત્યારે પણ ઉપસ્થિત છે, જેમકે જમહૂર ઉમ્મતનો અકીદહ એ જ છે કે જન્નત અને દોઝખ કયામત પછી પેદા કરવામાં નહીં આવે. આ બંને સ્થળો હાલમાં પણ મોજૂદ છે. આ આયતે જન્નતના સ્થાનને પણ બતાવ્યું કે તે સાતમાં આસમાનની ઉપર અર્શે રહમાનની નીચે છે. જાણે સાતમું આસમાન જન્નતની જમીન અને અર્શે રહમાન તેની છત છે. દોઝખનું નિશ્ચિત સ્થાન કોઈ કુર્આનની આયત અથવા હદીષની રિવાયતોથી સ્પષ્ટપણે બતાવવામાં નથી આવ્યું. સૂરએ તૂરની આયત وَالْبَحْرِ الْمَسْجُوْرِ થી અમુક તફસીરકારોએ એ ભાવાર્થ કાઢયો છે કે દોઝખ સમંદરની નીચે પૃથ્વીના પેટાળમાં છે જેના ઉપર અત્યારે કોઈ ભારે અને સખત ગિલાફ (કવર) ચઢેલો છે જે કયામતમાં ફાટી જશે અને તેની આગ ફેલાઈને સમગ્ર સમંદરને આગમાં ફેરવી નાંખશે.

વર્તમાન પરિસ્થિતિમાં યુરોપના ઘણા નિષ્ણાતોએ જેઓએ પૃથ્વીને ડ્રીલીંગ કરી એક બાજુથી બીજી બાજુ જવાનો માર્ગ બનાવવાનો પ્રયત્ન વર્ષો સુધી કર્યે રાખ્યો અને મોટી મોટી મશીનરીઓ આ કામ માટે શોધી, વિવિધ સંગઠનોએ આ મહેનત ઉપર ખર્ચ કર્યો. આ બધા છતાં જે સંગઠનો સફળ થયા તેઓ મશીનો દ્વારા જમીનની ઊંડાઈમાં છ માઈલ સુધી જ પહોંચી શકયા પરંતુ છ માઈલ પછી

પૃથ્વીના પેટાળના સખત પડ સાથે પનારો પડ્યો, અનેક ઠેકાણે આ વિશે અખતરાઓ કર્યા પછી એવું ઠરાવવામાં આવ્યું કે છ માઈલની ઊંડાઈ પછી કોઈ એવો ઢાંચો સમગ્ર પૃથ્વી ઉપર ચઢેલો છે જેમાં કોઈ મશીન કામ નથી કરી શકતી, પૃથ્વીનું દળ જે હજારો માઈલનું છે તેમાં રહેનારની આ આધુનિક યુગમાં પણ માત્ર છ માઈલ સુધીની જ પહોંચ છે. આગળ આ સખત આવરણનો સ્વીકાર કરીને નિષ્ણાતોએ પોતાના પ્રયત્નો છોડવા પડ્યા. આ ઘટનાથી પણ એ બાબતનું સમર્થન થાય છે કે પૃથ્વી સંપૂર્ણ કોઈ સખત આવરણમાં બંધ કરવામાં આવી છે, જો કોઈ સહીહ રિવાયતથી જહન્નમનું સ્થળ આ આવરણ મધ્યે હોવાનું સાબિત થઈ જાય તો કંઈ નવાઈની વાત નથી. વલ્લાહુ અઅ્લમુ.

إِذْ يَغْشَى السِّدْرَةَ مَا يَغْشَى એટલે કે, "જ્યારે કે સિદ્રહને ઢાંકનાર વસ્તુએ ઢાંકી લીધું." સહીહ મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે તે સમયે સિદ્રતુલ મુન્તહા ઉપર સોનાના બનેલા પતંગિયા ચારેબાજુ ઊડી રહ્યા હતા, એવું લાગતું હતું કે આજે સિદ્રતુલ મુન્તહાને ખાસ રીતે સજાવવામાં આવ્યું હતું જેમાં આવનાર મહેમાન નબીએ કરીમ ﷺનું સન્માન હતું.

مَا زَاغَ الْبَصَرُ وَمَا طَغَى માં શબ્દ زَاغَ (ઝાગ) એ زَيْغ (ઝયૂબ)થી બને છે, જેનો અર્થ "વાંકું અથવા માર્ગ વિહોણું" થઈ જવું અને "તગા" એ તુગિયાનથી બને છે જેનો અર્થ હદથી વધી જવાનો કરવામાં આવે છે. ભાવાર્થ એ બંને શબ્દોથી એ વર્ણન કરવું છે કે રસૂલે કરીમ ﷺએ જે કંઈ જોયું તેમાં તેમની દૃષ્ટિએ કોઈ ભૂલ કે ગલતી કરી નથી. આ એ શંકાનો જવાબ છે કે અમુક સમયે માણસની દૃષ્ટિ પણ ભૂલ કરે છે, ખાસ કરીને જ્યારે કે કોઈ આશ્ચર્યજનક અસામાન્ય ઘટના જોઈ રહ્યો હોય. આ શંકાના જવાબમાં કુર્આને કરીમે બે શબ્દોનો ઉપયોગ કર્યો કારણ કે નજરની ભૂલ બે કારણોના લઈ થઈ શકે છે. એક એ કે જે વસ્તુને જોવા ઈચ્છતા હતા દૃષ્ટિ તેનાથી હટીને બીજી બાજુ ચાલી ગઈ. શબ્દ مَا زَاغَ થી એ પ્રકારની ભૂલનો નકાર થયો છે કે આપ ﷺની દૃષ્ટિ કોઈ બીજી વસ્તુ ઉપર નથી પડી, બલકે જેને જોવાનું હતું તેના ઉપર પડી. નજરની ભૂલ એ હોઈ શકે છે કે નજર એ જ વસ્તુ ઉપર પડી કે જેને જોવાનું હતું પરંતુ તેની સાથે સાથે તે આમતેમની બીજી વસ્તુઓને પણ જોતી રહી, તેમાં પણ અમુક સમયે ભ્રમ થવાની

સંભાવના રહે છે. આ પ્રકારની ભૂલના રદિયા માટે مَازَاغَ કહેવામાં આવ્યું કે આપ ﷺની નજર કોઈ બીજી વસ્તુ ઉપર નથી બલકે જેને જોવાનું હતું ઠીક તેના ઉપર નજર પડી, નજરની ભૂલનું બીજું કારણ એ હોઈ શકે છે કે નજર એ જ વસ્તુ ઉપર પડી જેને જોવાનો હેતુ હતો પરંતુ તેની સાથે સાથે તે આમતેમની બીજી વસ્તુઓને પણ જોતી રહી તેમાં પણ અમુક સમયે ભૂલ થવાનો ભય હોય છે, આ પ્રકારની ભૂલના રદિયા માટે وَمَاطَغٰى કહ્યું.

જે લોકોએ પાછલી આયતોની તફસીર હઝરત જિબ્રઈલ (અલૈ.)ના દર્શન સાથે કરી છે તેઓ આ આયતને પણ એ જ અર્થમાં ઠરાવે છે કે જિબ્રઈલ અમીન (અલૈ.)ને જોવામાં આંખોએ કોઈ ભૂલ કરી નથી, તેના વર્ણનની આવશ્યકતા એ કારણે થઈ કે જિબ્રઈલ (અલૈ.) વહીનું માધ્યમ છે, જો આપ ﷺ તેમને સારી રીતે ન જુએ અને ન ઓળખે તો વહી શંકાથી ખાલી નથી રહેતી.

જે લોકોએ ઉપરોક્ત આયતોની તફસીર અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાના દર્શનની કરી છે તેઓ અહીંયાં પણ એવું જ કહે છે કે અલ્લાહ તઆલાના દીદારમાં રસૂલે કરીમ ﷺની આંખોએ કોઈ ભૂલ નથી કરી, બલકે સાચું સાચું જોયું, અલબત્ત આ આયતે એ વાતને વધારે સ્પષ્ટ કરી દીધી કે આ જોવું આંખો સાથે થયું છે, માત્ર દિલની નજરથી થયું ન હતું.



**પ્રસ્તુત આયતોની તફસીરમાં એક વધારે ફાયદાકારક ખુલાસો :**

હદીષવેત્તાઓ અને પુરોગામી બુઝૂર્ગોના નમૂના સ્વરૂપ હઝરત ઉસ્તાદ મવલાના સય્યિદ મુહમ્મદ અનવરશાહ કશ્મિરી કુદ્દિસ્સિર્રુહુ જેઓ નિઃશંક વર્તમાન સમયમાં آيَةٌ مِّنْ آيَاتِ اللّٰهِ (આયતુમ મિન આયાતિલ્લાહ) અને حُجَّةُ اللّٰهِ فِي الْأَرْضِ (હુજ્જતુલ્લાહ ફિલ્અર્દ) છે તેમનું જ્ઞાન નિઃશંક હાફિઝ ઈબ્ને હજર અને ઝહબી (રહ.) જેવા હદીષના ઈમામોના જ્ઞાનનો નમૂનો હતો અને مُشْكِلَاتُ الْقُرْآن (મુશ્કિલાતુલ કુર્આન) "કુર્આનની અઘરી બાબતો" ઉપર તેમના આગવા લખાણો અત્યંત ગૂઢ જ્ઞાન અને અલ્લાહ તઆલાના પરિચયનો ખજાનો છે. સૂરએ નજમની આયતોમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી લઈને અને મુજ્તહિદ ઈમામો, હદીષવેત્તાઓ અને તફસીરકારોના વિવિધ નિવેદનો અને તેમાં જ્ઞાનપૂર્ણ શંકાઓ પ્રખ્યાત અને પ્રચલિત છે. મુશ્કિલાતુલ

કુર્આનમાં એમણે આ આયતોની તફસીર એ રીતે કરી છે કે ઘણી રિવાયતોમાં સુમેળ સધાઈ જાય છે.

પછી મુજ નાચીઝના બીજા ઉસ્તાદ શયખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)એ જ્યારે સહીહ મુસ્લિમની સરહ فَتْحُ الْمُلْهِمْ (ફત્હુલ મુલ્હિમ) લખી અને ઈસ્રાઅ્ તથા મેઅ્રાજના વર્ણનમાં સૂરએ નજ્મની આયતોનો હવાલો આવ્યો તો આ બાબતની અગત્યતા દષ્ટિ સમક્ષ રાખીને આ આયતોની તફસીર પોતે હઝરત અનવારુલ ઉસ્તાદ કુદિસ્સિર્રુહુની કલમથી લખાવીને તેને પોતાની કિતાબ "ફત્હુલ મુલ્હિમ"નો ભાગ બનાવ્યો અને પોતાની "ફવાઈદુલ કુર્આન"માં પણ તેને જ અપનાવ્યું. એ રીતે મુજ નાચીઝનો ખુલાસો બે બુઝુર્ગ ઉસ્તાદોની સહમતીવાળા ખુલાસા પ્રમાણે થઈ ગયો તેને જોતા પહેલાં અમુક વાતો દષ્ટિ સમક્ષ રહેવી જોઈએ જે લગભગ બધા ઉલમા અને ઈમામો નજીક માન્ય છે, પ્રથમ એ કે રસૂલે કરીમ ﷺએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને તેમના મૂળ સ્વરૂપમાં બે વખતે જોયા છે અને તે બંને વખતે જોવાનું વર્ણન સૂરએ નજ્મની પ્રસ્તુત આયતોમાં ઉપસ્થિત છે, બીજી વખતે કયા સ્થળે, કયા સમયમાં જોયા તેને તો આ જ આયતોમાં નિશ્ચિત કરીને બતાવવામાં આવ્યું છે કે આ દર્શન સાતમાં આસમાન ઉપર સિદ્રતુલ મુન્તહાની પાસે થયું છે અને તે દેખીતું છે કે સાતમાં આસમાન ઉપર રસૂલે કરીમ ﷺનું પહોંચવું માત્ર મેઅ્રાજની રાત્રે થયું છે, આથી આ દર્શનના સ્થળની પણ જાણ થઈ ગઈ અને સમય પણ કે તે મેઅ્રાજની રાત્રે થયા. પ્રથમ દર્શનનો સમય અને સ્થળ આ આયતોથી નક્કી થતો નથી પરંતુ સહીહ બુખારી بَابُ بَدْءِ الْوَحْيِ (બા'બે બદ્ઉલ વહી)માં હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહની નીચે પ્રમાણેની હદીષથી આ બંને વસ્તુઓ નિશ્ચિત થઈ જાય છે.

قَالَ وَهُوَ يُحَدِّثُ عَنْ فَتْرَةِ الْوَحْيِ فَقَالَ فِيْ حَدِيْثِهٖ بَيْنَا اَنَا اَمْشِيْ اِذْ سَمِعْتُ صَوْتًا مِّنَ السَّمَآءِ فَرَفَعْتُ بَصَرِيْ فَاِذَا الْمَلَكُ الَّذِيْ جَاءَنِيْ بِحِرَاءٍ جَالِسٌ عَلٰى كُرْسِيٍّ بَيْنَ السَّمَآءِ وَالْاَرْضِ فَرَعَبْتُ مِنْهُ فَرَجَعْتُ فَقُلْتُ زَمِّلُوْنِيْ فَاَنْزَلَ اللّٰهُ تَعَالٰى يٰٓاَيُّهَا الْمُدَّثِّرُ قُمْ فَاَنْذِرْ اِلٰى قَوْلِهٖ وَالرُّجْزَ فَاهْجُرْ فَحَمِيَ الْوَحْيُ وَتَتَابَعَ

*"રસૂલે કરીમ ﷺએ વહીમાં ફતરત એટલે કે વિરામનું વર્ણન કરીને કહ્યું કે (એક દિવસે) જ્યારે કે હું ચાલી રહ્યો હતો અચાનક આસમાન તરફથી એક અવાજ સાંભળ્યો, મેં નજર ઉઠાવી તો જોયું કે તે જ ફરિશ્તો જે હિરામાં મારી પાસે આવ્યો હતો આસમાન અને પૃથ્વીની વચ્ચે (અધ્ધર) એક ખુરશી ઉપર બેઠો છે, હું તેનાથી પ્રભાવિત થઈને ઘેર પાછો આવ્યો અને કહ્યું કે મને ઓઢાડી દો; તે સમયે અલ્લાહ તઆલાએ સૂરએ મુદસ્સિરની આયતો وَالرُّجْزَ فَاهْجُرْ સુધી નાઝિલ કરી અને ત્યારબાદ વહી આસમાનથી સતત આવવા લાગી."*

આ હદીષથી જાણ થઈ કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને તેમના મૂળ સ્વરૂપમાં જોવાની પ્રથમ ઘટના "ફતરતે વહી" (વહીના વિરામ)માં મક્કા મુઅજ્જમહની અંદર તે સમયે ઘટી જ્યારે કે આપ ﷺ મક્કા શહેરમાં ક્યાંક જઈ રહ્યા હતા. આથી જાણ થઈ કે પ્રથમ પ્રસંગ મેઅ્રાજની ઘટનાથી પહેલાં મક્કાની ભૂમિ ઉપર અને બીજો પ્રસંગ સાતમાં આસમાન ઉપર શબે મેઅ્રાજ ઉપર બન્યો.

બીજી વાત એ પણ બધા નજીક માન્ય છે કે, સૂરએ નજમની શરૂઆતની આયતોમાં ઓછામાં ઓછું આયત وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى થી لَقَدْ رَاٰى مِنْ آيَاتِ رَبِّهِ الْكُبْرٰى સુધી બધી આયતો મેઅ્રાજની ઘટના વિશે છે.

પ્રસ્તુત બાબતોને નજર સમક્ષ રાખી મોહતરમ ઉસ્તાદ હુજ્જતુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ મુહમ્મદ અનવરશાહ કશ્મિરી કુદ્દિસ્સિર્રુહુએ સૂરએ નજમની શરૂઆતની આયતોની તફસીર આ પ્રમાણે કરી છે.

કુર્આને કરીમે પોતાની સામાન્ય શૈલી પ્રમાણે સૂરએ નજમની શરૂઆતની આયતોમાં બે ઘટનાઓનું વર્ણન કર્યુ છે, એક ઘટના હઝરત જિબ્રઈલ (અલૈ.)ને તેમના મૂળ સ્વરૂપમાં તે સમયે જોવાની છે જેમાં આપ ﷺ ફતરતે વહીના સમયમાં મક્કા મુકર્રમહમાં કોઈ સ્થળે જઈ રહ્યા હતા અને આ પ્રસંગ ઈસ્રાઅ્ અને મેઅ્રાજથી પહેલાં બન્યો હતો.

બીજી ઘટના શબે મેઅ્રાજની છે જેમાં જિબ્રઈલ (અલૈ.)ને તેમના મૂળ સ્વરૂપમાં ફરીવાર જોવા કરતાં કંઈક વધારે બીજી અજાયબીઓ અને અલ્લાહ તઆલાની મહાન નિશાનીઓ જોવાની બાબત વર્ણન થઈ છે. આ મહાન

નિશાનીઓમાં પોતે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની ઝિયારત અને દર્શનનું સામેલ હોવું પણ સંભવિત છે.

સૂરએ નજમની શરૂઆતની આયતોનો મૂળ વિષય રસૂલે કરીમ ﷺની રિસાલત અને આપ ﷺની વહીમાં શંકા કરનારાઓનો જવાબ છે કે તારાઓની કસમ ખાઈને અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે રસૂલુલ્લાહ ﷺ જે કંઈ ઉમ્મતને કહી રહ્યા છે ન તો તેમાં કોઈ અનાયાસે પણ ભૂલની શક્યતા છે અને ન જ જાણીબૂઝી કોઈ ભૂલની સંભાવના છે અને આપ ﷺ જે કંઈ પણ કહે છે તે પોતાના કોઈ વ્યક્તિગત હિત માટે નથી કહી રહ્યા બલકે તે બધું અલ્લાહ તઆલા તરફથી મોકલેલી વહી હોય છે, પછી કારણ કે આ વહી હઝરત જિબ્રઈલ (અલૈ.) મારફતે પહોંચાડવામાં આવે છે તો તેઓ શિક્ષક અને વહીના પહોંચાડનારના સ્વરૂપે તેને પહોંચાડે છે એટલા માટે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ના વિશિષ્ટ લક્ષણો તથા તેમના ઉચ્ચ કક્ષાના મરતબાનું વર્ણન ઘણી આયતોમાં વર્ણન કર્યું, તેમાં વધારે ખુલાસાનું કારણ કદાચ એ પણ હોય કે મક્કાના મુશ્રિકો ઈસ્રાફીલ અને મિકાઈલ (અલૈ.) જેવા ફરિશ્તાઓથી તો વાકેફ હતા પરંતુ હઝરત જિબ્રઈલ (અલૈ.)થી વાકેફ ન હતા, અલબત્ત હઝરત જિબ્રઈલ (અલૈ.)ના લક્ષણો વર્ણન કર્યા પછી મૂળ વિષય વહી વિશે વર્ણન કર્યો. فَاَوْحٰٓى اِلٰى عَبْدِهٖ مَآ اَوْحٰى અહીંયાં સુધી આ બધું અગિયાર આયતો છે જેમાં વહી અને રિસાલતની સાબિતીના સંદર્ભમાં હઝરત જિબ્રઈલ (અલૈ.)ની સિફતોનું વર્ણન છે અને વિચાર કરવામાં આવે તો આ બધી સિફતો હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) ઉપર કોઈ સંદેહ વિના સંપૂર્ણ ફિટ બેસે છે, તેને જો અલ્લાહ તઆલાની સિફત ઠરાવવામાં આવે જેમકે અમુક તફસીરકારોએ કહ્યું છે તો તે તા'વીલ અથવા ખુલાસાઓ કરવાથી ખાલી નથી, દાખલા તરીકે شَدِيْدُ الْقُوٰى، ذُوْمِرَّةٍ، دَنٰى فَتَدَلّٰى અને فَكَانَ قَابَ قَوْسَيْنِ اَوْ اَدْنٰى આ વાક્યોને તા'વીલ સાથે તો અલ્લાહ તઆલા માટે હોવાનું કહી શકાય છે પરંતુ વિના તા'વીલે અને વિના ખુલાસાએ તે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) ઉપર ફિટ બેસી શકે છે તેથી આ શરૂઆતની આયતોમાં જે દર્શન અને નિકટતાનું વર્ણન છે તે બધું હઝરત જિબ્રઈલ (અલૈ.)ના દર્શન વિશે હોવાનું ઠરાવવું જ શ્રેષ્ઠ અને યોગ્ય જણાય છે.

અલબત્ત ત્યારબાદ બારમી આયત مَا كَذَبَ الْفُؤَادُ مَا رَاٰى થી لَقَدْ رَاٰى مِنْ

اٰيٰتِ رَبِّهِ الْكُبْرٰى સુધી જેમાં ઈસ્રા અને મેઅ્રાજની ઘટનાનું વર્ણન થઈ રહ્યું છે એમાં પણ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને ફરીવાર અસલ સ્વરૂપમાં જોવાનું જો કે ઉપસ્થિત છે પરંતુ બીજી મોટી નિશાનીઓના સંદર્ભમાં છે જેમાં અલ્લાહ તઆલાના દર્શન પણ સામેલ હોવાની સંભાવના જે ઉપરોક્ત વર્ણન કરેલ સહીહ હદીષો અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ના નિવેદનો પ્રમાણે છે તેને ઉપેક્ષિત કરી શકાતું નથી એટલા માટે مَا كَذَبَ الْفُؤَادُ مَا رَاٰى ની તફસીર એ છે કે જે કંઈ રસૂલે કરીમ ﷺએ આંખથી જોયું, આપ ﷺના દિલ મુબારકે તેનું સમર્થન કર્યું અને એ સમર્થનમાં તેમના દિલ મુબારકે કોઈ ભૂલ કરી નથી, તેને જ مَا كَذَبَ (મા કઝબ)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે અને તેમાં "જે કંઈ જોયું"ના જાહેર શબ્દો આવ્યા છે તેમાં હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ના દર્શન પણ સામેલ છે અને જે કંઈ શબે મેઅ્રાજમાં રસૂલે કરીમ ﷺએ જોયું તે બધું પણ સામેલ છે અને એમાં સૌથી મહત્ત્વનું તો પોતે હક્ક તઆલા શા'નુહૂના દર્શન અને ઝિયારત છે, તેનું સમર્થન એ બાબતથી પણ થાય છે કે આ જ બે આયતમાં કહેવામાં આવ્યું છે, اَفَتُمٰرُوْنَهٗ عَلٰى مَا يَرٰى જેમાં મક્કાના મુશ્રિકોને સંબોધન છે કે રસૂલે કરીમ ﷺએ જે કંઈ પણ જોયું અથવા હવે પછી ભવિષ્યમાં જોશે તે વિવાદ અથવા વિરોધ કરવાની અથવા શંકા કે સંદેહમાં પડવાની બાબત નથી, બલકે સનાતન સત્ય અને વાસ્તવિકતા છે. આ આયતમાં એવું નથી કહેવામાં આવ્યું કે, اَفَتُمٰرُوْنَهٗ عَلٰى مَا قَدْ رَاٰى બલકે عَلٰى مَا يَرٰى નો ભવિષ્યકાળના ક્રિયાપદનો ઉપયોગ થયો છે જેમાં હવે પછીનું દર્શન જે મેઅ્રાજની રાત્રે થવાનું હતું તે તરફ ઈશારો છે અને ત્યારપછીની આયત وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى માં તેનો જ ખુલાસો છે અને આ આયતમાં પણ બંને દર્શનોની સંભાવના છે, એટલે કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ના દર્શન અને હક્ક તઆલા શા'નુહૂના દર્શન. હઝરત જિબ્રઈલ (અલૈ.)ના દર્શન તો દેખીતી વાત છે અને હક્ક તઆલા શા'નુહૂના દર્શન તરફ ઈશારો એ રીતે જોવા મળે છે કે દર્શન કરવા માટે સ્વાભાવિક રીતે નિકટતા હોવી જરૂરી છે, જેમકે હદીષમાં હક્ક તઆલા શા'નુહૂના દુનિયાના આસમાન ઉપર રાતના અંતિમ ભાગમાં નાઝિલ થવાનું વર્ણન આવેલ છે. عِنْدَ سِدْرَةِ الْمُنْتَهٰى નો ભાવાર્થ એ છે કે જે સમયે રસૂલે કરીમ ﷺ સિદ્રતુલ મુન્તહાની પાસે હતા જે અલ્લાહ હક્ક તઆલા શા'નુહૂ સાથે નિકટતાનું સ્થળ છે તે સમયે જોયું; એમાં

હકક તઆલા શા'નુહૂની ઝિયારત (દર્શન) ભાવાર્થ સ્વરૂપે હોવા ઉપર આ હદીષ ગવાહ છે જેમકે રસૂલે કરીમ ﷺએ કહ્યું,

وَاَتَيْتُ سِدْرَةَ الْمُنْتَهٰى فَغَشِيَتْنِىْ ضَبَابَةٌ خَرَرْتُ لَهَا سَاجِدًا وَّهٰذِهِ الضَّبَابَةُ هِىَ
الظُّلَلُ مِنَ الْغَمَامِ الَّتِىْ يَاْتِىْ فِيْهَا اللّٰهُ وَيَتَجَلّٰى

*"હું સિદ્રતુલ મુન્તહાની પાસે પહોંચ્યો તો મને વાદળ જેવી કોઈ વસ્તુએ ઘેરી લીધો, હું તેના માટે સિજ્દહમાં પડી ગયો. કયામતના દિવસે મહશરમાં અલ્લાહ તઆલાના દર્શન કુર્આને કરીમની એક આયતમાં આ જ રીતે વર્ણન થયેલ છે કે વાદળોના પડછાયા જેવી કોઈ વસ્તુ હશે તેમાં હકક તઆલા શા'નુહૂ જલવો (Mejestic Decent) નાઝિલ કરશે."*

એ જ પ્રમાણે આગલી આયત مَا زَاغَ الْبَصَرُ وَمَا طَغٰى ના ભાવાર્થમાં પણ બંને દર્શનો સામેલ છે અને તેનાથી એ વધારે સાબિત થયું કે આ દર્શન જાગૃતાવસ્થામાં આંખોએ થયું છે.



ખુલાસો એ છે કે જે આયતોમાં મેઅ્રાજની રાતનું વર્ણન છે તેમાં દર્શન વિશે જેટલા શબ્દો આવ્યા છે તે બધામાં હઝરત જિબ્રઈલ (અલૈ.)ના દર્શન અને હકક સુબ્હાનહુ વ તઆલાના દર્શન બંનેની સંભાવના છે. બીજા લોકોએ તેની તફસીર હકક સુબ્હાનહુ વ તઆલાના દર્શન હોવાની કરી છે એ બાબતની સંભાવના કુર્આનના શબ્દોમાં મોજૂદ છે.

**અલ્લાહ તબારક વ તઆલાના દર્શન (ઝિયારત)નો મસ્અલો :**

બધા જ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા જમહૂર ઉમ્મત એ બાબત ઉપર સહમત છે કે આખિરતમાં જન્નતવાળાઓ તથા સામાન્ય મોઅ્મિનો અલ્લાહ તઆલાના દર્શન કરશે જેમકે સહીહ હદીષો એ બાબત ઉપર ગવાહ છે તેનાથી એટલી જાણ થઈ કે અલ્લાહ તઆલાના દર્શન અને ઝિયારત કોઈ અશકય અને અઘરી બાબત નથી, અલબત્ત આ વિશ્વમાં આ માનવીની દષ્ટિમાં એટલી શક્તિ નથી જે તેને વેઠી શકે તેથી દુનિયામાં કોઈને અલ્લાહના દર્શન કે ઝિયારત નથી થઈ શકતા. આખિરતની બાબતમાં પોતે કુર્આને કરીમમાં ઈરશાદ છે, فَكَشَفْنَا عَنْكَ غِطَآءَكَ فَبَصَرُكَ الْيَوْمَ حَدِيْدٌ એટલે કે આખિરતમાં

માનવોની દૃષ્ટિ તેજ અને મજબૂત કરવામાં આવશે તથા પડદાઓ હટાવી દેવામાં આવશે, હઝરત ઈમામ માલિક (રહ.)એ કહ્યું કે દુનિયામાં કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાને નથી જોઈ શકતો, કારણ કે તેની દૃષ્ટિ ફના થનાર છે અને અલ્લાહ તઆલા હંમેશા બાકી રહેનાર છે પછી જ્યારે આખિરતમાં માનવોને ફના ન થનાર કાયમી દૃષ્ટિ અર્પણ કરવામાં આવશે ત્યારે અલ્લાહ તઆલાના દર્શનમાં કોઈ અવરોધ નહીં રહે, લગભગ આ જ વિષય કાઝી અયાઝ (રહ.) દ્વારા પણ નકલ થયેલ છે તથા સહીહ મુસ્લિમની એક હદીષમાં લગભગ એનો ખુલાસો છે જેના શબ્દો આ પ્રમાણે છે, وَاعْلَمُوْا اَنَّكُمْ لَنْ تَرَوْا رَبَّكُمْ حَتّٰى تَمُوْتُوْا (فتح البارى، ص ٦١٣ ج ٨) તેની સંભાવના તો એનાથી પણ નીકળી આવી કે આ વિશ્વમાં પણ કોઈ સમયે વિશિષ્ટ સ્વરૂપે રસૂલે કરીમ ﷺની દૃષ્ટિમાં તે મજબૂતી પ્રદાન કરી આપવામાં આવે જેનાથી તે હક્ક તઆલા શા'નુહૂની ઝિયારત કરી શકે પરંતુ આ વિશ્વથી બહાર નીકળીને જ્યારે રસૂલે કરીમ ﷺને શબે મેઅ્રાજમાં આસમાનો અને જન્નત તથા દોઝખ અને અલ્લાહ તઆલાની ખાસ કુદરતની નિશાનીઓના અવલોકન કરાવવા માટે વિશિષ્ટ સ્વરૂપે બોલાવવામાં આવ્યા તે સમયે તો હક્ક સુબ્હાનહુ વ તઆલાના દર્શન આ જાહેર નિયમથી બાકાત છે કે તે સમયે રસૂલે કરીમ ﷺ આ દુનિયામાં ન હતા. સંભાવનાની સાબિતીઓ પછી સમસ્યા એ રહી જાય છે કે શું વાસ્તવિક દર્શન થયા અથવા નહીં ? આ બાબત વિશે વિવિધ હદીષની રિવાયતો અને કુર્આનની આયતોમાં સંભાવના છે એટલા જ માટે સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા દીનના ઈમામોમાં એ મસ્અલો હંમેશા મતભેદવાળો જ રહ્યો છે. ઈબ્ને કષીર (રહ.)એ આ આયતોની તફસીરમાં કહ્યું છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) રસૂલે કરીમ ﷺ માટે હક્ક સુબ્હાનહુ વ તઆલાના દર્શન સાબિત કરે છે અને સલફે સાલિહીનના એક જૂથે તેનું અનુસરણ કર્યું છે તથા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના ઘણા બધા જૂથોએ એનાથી મતભેદ કર્યો છે, આગળ બંને જૂથોની દલીલો વગેરે વર્ણન કર્યા છે.

એ જ રીતે હાફિઝ (રહ.)એ ફત્હુલ બારીની સૂરએ નજમની તફસીરમાં આ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના મતભેદોનું વર્ણન કર્યા પછી અમુક નિવેદનો એવા પણ નકલ કર્યા છે જેનાથી તે બંને વિરોધાભાસી નિવેદનોમાં સુમેળ

સધાઈ શકે છે અને કહ્યું કે કુર્તુબીએ "મુફ્હમ"માં એ વાતને અગ્રિમતા આપી છે કે આપણે આ બાબતમાં કોઈ નિર્ણય ન કરીએ, બલકે વિરામ અને મૌન ધારણ કરીએ, કારણ કે આ મસ્અલો કોઈ અમલી મસ્અલો નથી જેનાથી કોઈ એક દિશા ઉપર અમલ કરવો આવશ્યક હોય, બલકે આ મસ્અલો અકીદાનો છે જેમાં જ્યાં સુધી કતઈ રદ ન કરી શકાય એવી સાબિતી અને દલીલો ન હોય ત્યાં સુધી કોઈ ફેસલો કે નિર્ણય કરી શકાતો નથી અને જ્યાં સુધી કોઈ બાબતમાં સ્પષ્ટ અને કતઈ રદ ન કરી શકાય એવી વાતની જાણકારી ન હોય તો હુકમ મૌન કેળવવાનો છે. (ફત્હુલ બારી, પેજ : ૪૯૪, જિલ્દ : ૮) મુજ નાચીઝ પણ આ જ બાબતને શ્રેષ્ઠ અને યોગ્ય સમજે છે એટલા માટે આ મસ્અલાની બંને બાજુની દલીલો અને જવાબોનું વર્ણન કર્યું નથી. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ નજમ : આયત નં. ૧૯ થી ૨૮)

أَفَرَءَيْتُمُ اللَّٰتَ وَالْعُزَّىٰ ﴿١٩﴾ وَمَنَوٰةَ الثَّالِثَةَ الْأُخْرَىٰ ﴿٢٠﴾ أَلَكُمُ الذَّكَرُ وَلَهُ الْأُنثَىٰ ﴿٢١﴾
تِلْكَ إِذًا قِسْمَةٌ ضِيزَىٰ ﴿٢٢﴾ إِنْ هِيَ إِلَّا أَسْمَاءٌ سَمَّيْتُمُوهَا أَنتُمْ وَآبَاؤُكُم مَّا
أَنزَلَ اللَّهُ بِهَا مِن سُلْطَانٍ ۚ إِن يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ وَمَا تَهْوَى الْأَنفُسُ ۖ وَلَقَدْ
جَاءَهُم مِّن رَّبِّهِمُ الْهُدَىٰ ﴿٢٣﴾ أَمْ لِلْإِنسَانِ مَا تَمَنَّىٰ ﴿٢٤﴾ فَلِلَّهِ الْآخِرَةُ وَالْأُولَىٰ ﴿٢٥﴾ ع
وَكَم مِّن مَّلَكٍ فِي السَّمَاوَاتِ لَا تُغْنِي شَفَاعَتُهُمْ شَيْئًا إِلَّا مِن بَعْدِ أَن يَأْذَنَ اللَّهُ لِمَن
يَشَاءُ وَيَرْضَىٰ ﴿٢٦﴾ إِنَّ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ لَيُسَمُّونَ الْمَلَائِكَةَ تَسْمِيَةَ
الْأُنثَىٰ ﴿٢٧﴾ وَمَا لَهُم بِهِ مِنْ عِلْمٍ ۖ إِن يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ ۖ وَإِنَّ الظَّنَّ لَا يُغْنِي
مِنَ الْحَقِّ شَيْئًا ﴿٢٨﴾

**તરજુમો :**

*વારું ! તમે લાત અને ઉઝ્ઝાને જુઓ. (૧૯) અને ત્રીજા પાછલા મનાતને; (૨૦) શું તમને દિકરાઓ મળે અને તેને દિકરીઓ !? (૨૧) આવી વહેંચણી*

*તો ઘણી ભૂંડી ! (૨૨) આ બધા નામો છે જે તમે અને તમારા બાપદાદાઓએ રાખી લીધા છે, અલ્લાહે તેની કોઈ સનદ (પ્રમાણ) નથી ઉતારી, માત્ર અટકળો ઉપર ચાલે છે અને જે મનેચ્છાઓ છે; અને ખરેખર તેમને તેમના પરવરદિગાર પાસેથી માર્ગદર્શન પહોંચ્યું છે. (૨૩) માણસ જે કંઈ ઈચ્છે તે ક્યાં મળે છે ? (૨૪) બસ અલ્લાહના હાથમાં બધી ભલાઈઓ છે પાછલી અને પ્રથમ. (૨૫) અને આસમાનોમાં ઘણા ફરિશ્તાઓ છે તેમની સિફારસ કંઈ કામ નથી લાગતી પરંતુ જ્યારે અલ્લાહ હુકમ કરે જેના માટે ઈચ્છે અને પસંદ કરે. (૨૬) જે લોકો આખિરતનું યકીન નથી રાખતા તેઓ ફરિશ્તાઓના સ્ત્રીઓ જેવા નામ રાખે છે. (૨૭) અને તેમને તેની કંઈ ખબર નથી, માત્ર અટકળો ઉપર ચાલે છે અને નિ:શંક અટકળો સત્ય બાબતમાં કંઈ કામ લાગશે નહીં. (૨૮)*

**તફસીર :**

(હે મુશ્રિકો ! જ્યારે કે રસૂલે કરીમ ﷺનું સાચા, અનુસરણ કરવાપાત્ર સાહિબે વહી હોવું સાબિત થઈ ગયું અને આપ ﷺ વહી દ્વારા તવહીદનો હુકમ ફરમાવે છે કે જે તાર્કિક દલીલો વડે પણ સાબિત થાય છે અને તે છતાં પણ તમે મૂર્તિઓની પૂજા કરો છો તો) વારું તમે (તે મૂર્તિઓની દાખલા તરીકે) લાત અને ઉઝ્ઝા અને એક ત્રીજા મનાતની પરિસ્થિતિમાં વિચાર કર્યો છે ? (જેથી તમને જાણ થઈ હોય કે તે પૂજાપાત્ર છે અથવા નહીં ? બસ, فـ "ફાઅ્" શબ્દથી એ ખુલાસો થયો કે આપ ﷺની તાકીદ પછી પણ તમારે ચેતી જવું જોઈતું હતું અને તવહીદ વિશે એક બીજી વાત પણ વિચારપાત્ર છે કે તમે જે ફરિશ્તાઓને અલ્લાહની પુત્રીઓ ઠરાવીને તેમને મઅ્બૂદ કહો છો તો) તમારા માટે તો પુત્રો (ઠરાવો) છે અને અલ્લાહ માટે પુત્રીઓ (ઠરાવો છો !? એટલે કે જે પુત્રીઓને તમે બદનામી અને લઘુદૃષ્ટિના પાત્ર તથા સૂગપાત્ર સમજો છો તેનો સંબંધ અલ્લાહ તઆલા તરફ જોડો છો) આવી પરિસ્થિતિમાં તો આ ઘણી કઢંગી વહેંચણી થઈ (કે સારી વસ્તુ તમારા ભાગે અને ખરાબ વસ્તુ અલ્લાહના ભાગે !? નઊઝુબિલ્લાહ ! આ એક રૂપક સ્વરૂપે કહેવામાં આવ્યું છે, નહિતર અલ્લાહ તઆલા માટે પુત્રો ઠરાવવા પણ કઢંગી જ વાત છે) આ (પ્રસ્તુત મૂર્તિઓ અને ફરિશ્તાઓ કે જેને ખોટા મઅ્બૂદો ઠરાવ્યા છે તે) નર્યા નામ જ માત્ર છે (એટલે કે

તે મઅ્બૂદ હોવાના સ્વરૂપે કોઈ વસ્તુ ઉપસ્થિત જ નથી, બલકે તે એવા નામો છે જેની ક્યાંય કોઈ સાબિતી નથી) જેને તમે અને તમારા બાપદાદાઓએ (પોતે જ) ઠરાવી લીધા છે, અલ્લાહ તઆલાએ તો તે(ઓના મઅ્બૂદ હોવા)ની કોઈ દલીલ (તાર્કિક અથવા વર્ણન કરવામાં આવેલ) મોકલી નથી, (બલકે) આ લોકો (તે ગયરૂલ્લાહના મઅ્બૂદ હોવાની આસ્થામાં) માત્ર અટકળબાજી ઉપર અને પોતાની મનેચ્છાઓ ઉપર (કે જે તેમના અવાસ્તવિક અનુમાનો અને વિચારોથી પેદા થાય છે) ચાલી રહ્યા છે (બંનેમાં તફાવત એ થયો કે દરેક કાર્ય પહેલાં એક માન્યતા હોય છે અને એક નિર્ધાર તથા ઈરાદો જે કાર્ય માટે નક્કી હોય છે, બસ આ બંનેથી તે બાબતો તરફ ઈશારો છે) જ્યારે કે તેમની પાસે તેમના પરવરદિગાર તરફથી (રસૂલે કરીમ ﷺ મારફતે કે જે સાચા અને અલ્લાહ તઆલાની વહી અનુસરણ કર્મ કરનાર છે તેમની પાસેથી) માર્ગદર્શન (વાસ્તવિક બાબતોનું) આવી ચૂક્યું છે (એટલે કે પોતે પોતાના દા'વા ઉપર તો કોઈ દલીલ ધરાવતા નથી અને આ દા'વાની વિગત ઉપર રસૂલે કરીમ ﷺ દ્વારા દલીલ સાંભળે છે અને તે છતાં પણ માનતા નથી, આ તો વાતચીત હતી અલ્લાહના સિવાય કોઈ મઅ્બૂદ હોવાના રદિયા વિશે. આગળ એ બાબતનું વર્ણન છે કે તમે જે મૂર્તિઓને એ હેતુથી મઅ્બૂદ માનો છો કે તે અલ્લાહ પાસે તમારી સિફારસ કરશે એ પણ માત્ર ધોકો અને ખોટું છે, બસ કારણ કે) શું માનવીને તેની દરેક ઈચ્છા પ્રમાણે મળે છે ? વાસ્તવિકતા એવી નથી, કારણ કે બધી જ ઈચ્છા અલ્લાહ તઆલાના અધિકારમાં છે, આખિરત(ની પણ) અને દુનિયાની (પણ. બસ તે જેને ઈચ્છે પૂરેપૂરું આપી દે અને "કતઈ નસ"માં એવું બતાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલા તેમની બાતિલ ઈચ્છાઓને પૂરી કરવા ઈચ્છશે નહીં, ન તો દુનિયામાં તેમની જરૂરિયાતોમાં સિફારસ કરો અને ન જ આખિરતમાં કે ત્યાંના અઝાબથી છુટકારાની સિફારસ કરો, ચોક્કસ તે પૂરી થશે નહી) અને (બીચારી મૂર્તિઓ તો શું સિફારસ કરવાની છે કે તેમનામાં પોતે સિફારસ કરવાની ક્ષમતા પણ નથી, હા ! તે દરબારમાં તો જે લોકો કાબેલ છે તેમનું પણ અલ્લાહ તઆલાની પરવાનગી વિના કંઈ ચાલતું નથી) એટલા માટે ઘણા ફરિશ્તાઓ આસમાનોમાં ઉપસ્થિત છે (કદાચ તેમાં ઈશારો તેમની ઊંચી શા'ન તરફ હોય પરંતુ તેમની આવી ઊંચી શા'ન છતાં) તેમની સિફારસ જરા પણ કામ આવી

શકતી નથી (બલકે પોતે સિફારસ જ જોવા નથી મળી શકતી) પરંતુ એ પછી કે અલ્લાહ તઆલા જેના માટે ઈચ્છે, પરવાનગી આપી દે અને (તેના માટે સિફારસ કરવાથી) રાજી હોય (يَرْضٰى એટલા માટે વધાર્યું જેથી ક્યારેક મખ્લૂકની બાબતમાં ઈરાદો ન હોવા છતાં કોઈ દબાણ અથવા હિતના કારણે સિફારસ થઈ જાય છે પરંતુ અલ્લાહ જલ્લ શા'નૂહુના દરબારમાં એ બાબતની પણ દૂર સુધી કોઈ સંભાવના નથી કે તે કોઈ દબાણવશ મજબૂર થઈને રાજી થઈ જાય. આગળ એ બાબતનું વર્ણન છે કે ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની અવલાદ ઠરાવવી કુફ્ર છે કે) જે લોકો આખિરત ઉપર ઈમાન રાખતા નથી (બલકે તેના ઈન્કારના કારણે કાફિર છે) તેઓ ફરિશ્તાઓને (અલ્લાહ તઆલાની) દિકરીઓના નામ નક્કી કરે છે (તેમની આ કુફ્રયુક્ત માન્યતામાં આખિરતનું વિશેષ વર્ણન કરવાથી કદાચ ઈશારો એ તરફ હોય કે આ બધી ગુમરાહીઓ આખિરત પ્રત્યે બેદરકારીના લીધે પેદા થઈ છે નહિતર આખિરતની શ્રદ્ધા ધરાવનારને પોતાના છુટકારાની અવશ્ય ફિકર ચિંતા હોય છે અને અહીંયાં اُنْثٰى "પુત્રી"ના અર્થમાં છે, જેમકે અલ્લાહનું ફરમાન છે, وَاِذَا بُشِّرَ اَحَدُهُمْ بِالْاُنْثٰى અને જ્યારે ફરિશ્તાઓને અલ્લાહની સાથે શરીક ઠરાવવાથી કુફ્ર થવાનો ખુલાસો કરવામાં આવ્યો તો મૂર્તિઓને શરીક ઠરાવવાથી કુફ્ર થવું અવ્વલ દરજ્જે સાબિત થઈ ગયું તેથી માત્ર એના જ ઉપર બસ કરવામાં આવ્યું, તેનું વર્ણન છે કે ફરિશ્તાઓને અલ્લાહની પુત્રીઓ ઠરાવવાની માન્યતા સદંતર ખોટી છે) જ્યારે કે તેમની પાસે તેના માટે કોઈ દલીલ નથી, માત્ર અવાસ્તવિક વિચારો ઉપર ચાલી રહ્યા છે અને ચોક્કસ અવાસ્તવિક વિચારો સત્ય(ની સાબિતી)માં જરા પણ લાભદાયક હોતા નથી.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત અને આપ ﷺના સુરક્ષિત હોવાની દલીલોનું વિગતવાર વર્ણન હતું. આ આયતોમાં તેનાથી વિપરીત અરબના મુશ્રિકોની એ પ્રવૃત્તિની નીંદા અને ટીકા છે કે તેમણે કોઈ દલીલ વિના અનેક મૂર્તિઓને પોતાના પૂજ્ય (મઅ્બૂદ) અને કાર્યસાધક બનાવી રાખ્યા છે અને ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની પુત્રીઓ કહે છે, અમુક રિવાયતોમાં છે કે આ મૂર્તિઓને પણ તેઓ અલ્લાહ તઆલાની પુત્રીઓ કહ્યા કરતા હતા.

અરબના મુશ્રિકોની મૂર્તિઓ કે જેમની તેઓ પૂજા કર્યા કરતા હતા અગણિત છે પરંતુ તેનાથી પણ વધારે પ્રખ્યાત કેટલીક મૂર્તિઓ કે જેની પૂજામાં અરબના મોટા મોટા કબીલાઓ લાગેલા હતા તે લાત, ઉઝ્ઝા અને મનાત છે; લાત એ ષકીફ (તાઈફ નિવાસી)ના કબીલાની મૂર્તિ હતી, ઉઝ્ઝા કુરૈશની અને મનાત બની હિલાલની. આ મૂર્તિઓના સ્થળો ઉપર મુશ્રિકોએ મોટા મોટા આલિશાન મકાનો બનાવી રાખ્યા હતા, જેમને કા'બાનો દરજ્જો આપતા હતા ફત્હે મક્કા પછી રસૂલે કરીમ ﷺએ તે બધા સ્થાનકો જમીનદોસ્ત કરાવી નાંખ્યા. *(કુર્તુબી)*

قِسْمَةٌ ضِيْزٰى એ શબ્દ ضَوْزٌ થી બને છે તેનો અર્થ "જુલમ કરવાનો અને હક મારવાનો" થાય છે એટલા માટે ઈબ્ને અબ્બાસ (રદિ.)એ قِسْمَةٌ ضِيْزٰى નો અર્થ "અત્યાચારી વહેંચણી"નો કર્યો છે.

**અનુમાન અને અભિપ્રાયના વિવિધ પ્રકારો અને તેના હુકમો :**

إِنَّ الظَّنَّ لَا يُغْنِي مِنَ الْحَقِّ شَيْئًا માં શબ્દ ظَنٌّ (ઝન) અરબી ભાષામાં વિવિધ અર્થો માટે બોલવામાં આવે છે, એક અર્થ એ પણ છે કે નિરાધાર વિચારોને "ઝન" કહેવામાં આવે છે. આ આયતમાં એ જ ભાવાર્થ સ્વરૂપે છે અને એ જ મક્કાના મુશ્રિકોની મૂર્તિપૂજાનું કારણ હતું. તેના રદિયા માટે એવું કહેવામાં આવ્યું છે. "ઝન"નો બીજો અર્થ તે છે જે યકીન (વાસ્તવિકતા)ના વિરુદ્ધાર્થી તરીકે આવે છે, "યકીન" એ ચોક્કસ જ્ઞાનને કહેવામાં આવે છે જે વાસ્તવિકતા પ્રમાણે હોય જેમાં કોઈ શંકા કે સંદેહની સંભાવના ન હોય, જેમકે કુર્આને કરીમ અથવા મુતવાતિર હદીષો દ્વારા પ્રાપ્ત થયેલું જ્ઞાન. તેનાથી વિપરીત "ઝન" એ જ્ઞાનને કહેવામાં આવે છે જે નિરાધાર વિચારો તો નથી દલીલના આધાર ઉપર કાયમ છે પરંતુ એ દલીલ એ ચોક્કસ અને નિશ્ચિત દરજ્જાની કતઈ દલીલ નથી કે જેમાં કોઈ બીજી સંભાવના જ ન રહે, જેમકે હદીષની સામાન્ય રિવાયતોથી સાબિત થનારા હુકમો તેથી પ્રથમ પ્રકારના મસ્અલાઓને "કતઈય્યાત" એટલે કે ચોક્કસ અને નિશ્ચિત કહેવામાં આવે છે અને બીજા પ્રકારને "ઝન્નિય્યાત" એટલે કે આ અભિપ્રાય કે "ઝન" શરીઅતમાં ભરોસાપાત્ર છે. કુર્આન અને હદીષમાં એના ભરોસાપાત્ર હોવાની ગવાહીઓ મોજૂદ છે અને સમગ્ર ઉમ્મતના મતે અમલ કરવો વાજિબ છે. પ્રસ્તુત આયતમાં જે "ઝન" એટલે કે અનુમાન કે અભિપ્રાયને

બિનભરોસાપાત્ર ઠરાવવામાં આવ્યો છે તેનાથી ભાવાર્થ અવાસ્તવિક અને નિરાધાર અભિપ્રાયો કે અનુમાનો અને દલીલ વિનાના વિચારો છે એટલા માટે એમાં કોઈ શંકા ઉપસ્થિત થતી નથી.

---

## આયતો : (સૂરએ નજમ : આયત નં. ૨૯ થી ૩૨)

فَأَعْرِضْ عَنْ مَّنْ تَوَلّٰى ۙ عَنْ ذِكْرِنَا وَلَمْ يُرِدْ إِلَّا الْحَيٰوةَ الدُّنْيَا ۝٢٩ ذٰلِكَ مَبْلَغُهُمْ
مِّنَ الْعِلْمِ ۭ إِنَّ رَبَّكَ هُوَ أَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيلِهٖ ۙ وَهُوَ أَعْلَمُ بِمَنِ اهْتَدٰى ۝٣٠
وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْأَرْضِ ۙ لِيَجْزِيَ الَّذِينَ أَسَاءُوا بِمَا عَمِلُوا
وَيَجْزِيَ الَّذِينَ أَحْسَنُوا بِالْحُسْنٰى ۝٣١ الَّذِينَ يَجْتَنِبُونَ كَبٰٓئِرَ الْإِثْمِ وَالْفَوَاحِشَ
إِلَّا اللَّمَمَ ۭ إِنَّ رَبَّكَ وَاسِعُ الْمَغْفِرَةِ ۭ هُوَ أَعْلَمُ بِكُمْ إِذْ أَنْشَأَكُمْ مِّنَ الْأَرْضِ وَإِذْ أَنْتُمْ
أَجِنَّةٌ فِي بُطُونِ أُمَّهٰتِكُمْ ۚ فَلَا تُزَكُّوا أَنْفُسَكُمْ ۭ هُوَ أَعْلَمُ بِمَنِ اتَّقٰى ۝٣٢

## તરજુમો :

*સાંભળો તો ! એના ઉપર ધ્યાન ન આપો જે અમારા બોધથી મોઢું ફેરવે અને દુનિયાની જિંદગી સિવાય કંઈ ન ઇચ્છે. (૨૯) બસ અહીંયાં સુધી જ તેમના જ્ઞાનની સીમા છે, બેશક ! તારો પરવરદિગાર જ એને સારી પેઠે જાણે છે જે તેના માર્ગથી ભટક્યો અને તે જ સારી પેઠે એને જાણે છે જે માર્ગ ઉપર આવ્યો. (૩૦) અને અલ્લાહનું જ છે જે કંઈ છે આસમાનોમાં અને જમીનમાં જેથી તે દુરાચારીઓને તેમના (દુષ્ટ) કર્મોનો બદલો આપે અને સદાચારીઓને ભલાઈથી બદલો આપે. (૩૧) કે જેઓ મોટા ગુનાહોથી અને નિર્લજ્જતાના કાર્યોથી બચે છે પરંતુ કંઈક નાની નાની (ગુનાહમાં) સંડોવણી, બેશક ! તારા પરવરદિગારની બખ્શિશમાં ઘણી વિશાળતા છે, તે તમને સારી પેઠે જાણે છે જ્યારે તેણે તમને જમીનમાંથી બનાવી કાઢયા અને જ્યારે તમે માંના પેટમાં બાળક હતા, બસ પોતાની જાતને પવિત્ર ન જાણો, તે મુત્તકીને (અલ્લાહથી ડરનારાને) સારી પેઠે જાણે છે. (૩૨)*

**તફસીર :**

(જ્યારે إِن يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ અને جَآءَهُم مِّن رَّبِّهِمُ الْهُدَىٰ થી અરબના મુશ્રિકોનું ખોટા હોવું સાબિત થઈ ગયું કે તેઓ કુર્આન અને હિદાયતના નાઝિલ થવા છતાં પોતાની અક્કલો અને મનેચ્છાઓ ઉપર ચાલે છે અને પોતાની હઠના કારણે સત્ય સ્વીકારવાની આશા પણ નથી હોતી) તો તમે એવા વ્યક્તિથી પોતાનું ધ્યાન હટાવી દો જેઓ અમારા બોધપાઠ ઉપર ધ્યાન ન આપે અને દુનિયાની જિંદગી સિવાય તેનો કોઈ (આખિરતની જિંદગીનો) હેતુ ન હોય (જેનું કારણ આખિરત ઉપર ઈમાન ન હોવું છે જે لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ દ્વારા ઉપર આવ્યું છે અને) તે લોકોની સમજની પહોંચની હદ બસ આ જ (દુનિયવી જિંદગી) છે (જ્યારે તેમની ખોટી સમજ અને બેફિક્રીની નોબત અહીંયાં સુધી પહોંચી છે તો તેમની ચિંતા ન કરો, તેમનો મા'મલો અલ્લાહ તઆલાના હવાલે કરી દો, બસ) તમારો પરવરદિગાર સારી પેઠે જાણે છે કે કોણ એના માર્ગથી ભટકેલ છે અને તે જ એને પણ સારી પેઠે જાણે છે જે સીધા માર્ગ ઉપર છે (તેનાથી તો અલ્લાહનું જ્ઞાન સાબિત થયું) અને (તેની કુદરત પણ સાબિત છે કે) જે કંઈ આસમાનો અને જમીનમાં છે તે સઘળું અલ્લાહના જ અધિકારમાં છે (જ્યારે તે જ્ઞાન અને શક્તિ બંનેમાં પરિપૂર્ણ છે અને એના કાયદા તથા હુકમો ઉપર અમલ કરવાના આધારે લોકોના બે પ્રકારો છે, એક ગુમરાહી ઉપર અમલ કરનારા અને બીજા હિદાયત ઉપર અમલ કરનારા તો) પરિણામ એ છે કે દુષ્કૃત્યો કરનારાઓને તેમના (દુષ્ટ) કર્મોના બદલામાં (ખાસ સ્વરૂપે) બદલો આપશે અને નેક કામ કરનારાઓને તેમના નેક કામોના બદલામાં (સાફ સાફ સ્વરૂપે) બદલો આપશે (એનો તકાદો એ છે કે એ બદલો એના જ હવાલે કરો, આગળ એવા લોકોનું વર્ણન છે જેઓ સદાચારીઓ અને અહેસાન કરનારા છે) તે લોકો એવા છે કે કબીરહ (મોટા મોટા જઘન્ય) ગુનાહોથી અને (એમાં પણ) બેશરમીથી વાતોથી (વધારે) બચે છે પરંતુ હલકા હલકા ગુનાહ (કદી કદાચ થઈ જાય તો જે સદાચારીઓનું અહીંયાં વર્ણન છે એમાં એનાથી કોઈ ખલેલ નથી આવતો, મતલબ કે અપવાદ એ છે કે الَّذِينَ أَحْسَنُوا એટલે કે અહેસાન કરનારાઓ જેમના આ આયતમાં વખાણ કરવામાં આવ્યા છે અને તેઓ અલ્લાહ નિકટ પ્રિય હોવાની જાહેરાત કરવામાં આવી છે આ બાબતના હકદાર બનવા માટે કબીરહ ગુનાહોથી બચવું શરત છે પરંતુ

ક્યારેક ક્યારેક સગીરહ એટલે કે નાના નાના ગુનાહોનું થઈ જવું આ પ્રિય હોવાથી વિપરીત નથી, અલબત્ત સગીરહ ગુનાહોમાં પણ એ શરત છે કે એની ટેવ ન બનાવી લેવામાં આવે અને એના ઉપર આગ્રહી ન હોય, ક્યારેય અનાયાસે આવા ગુનાહો થઈ જાય; ન તો આગ્રહપૂર્વક અને ન જ ટેવ બનાવીને, નહિતર સગીરહ ગુનાહ પણ કબીરહ ગુનાહ થઈ જાય છે અને અપવાદનો એ મતલબ નથી કે સગીરહ ગુનાહોની પરવાનગી છે તથા કબીરહ ગુનાહોથી બચવાની શરતનો એ મતલબ છે કે મુહસીનીન લોકોને તેમના નેક અમલોનો સારો બદલો મળવો કબીરહ ગુનાહોથી બચવા ઉપર અવલંબિત છે, કારણ કે કબીરહ ગુનાહો આચરનાર પણ જો સારા કર્મો કરશે તો તેનો બદલો પામશે, જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે, فَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَّرَهٗ બસ આ શરત બદલો દેવાના આધારે નથી બલકે તેમના નેક અને અલ્લાહ નિકટ પ્રિય મહબૂબ હોવાનો લકબ આપવાના આધારે છે જેના ઉપર اَحْسَنُوْا વિષય દલીલ કરે છે, સારી પેઠે જાણી લો અને ઉપર જે દુષ્ટોને સજા દેવાનું વર્ણન આવ્યું છે એનાથી ગુનેહગારોને નાઉમ્મીદ થવાની શંકા ઉપસ્થિત થઈ શકે છે જેની અસર એવી થઈ હોત કે ઈમાન અને તવબહથી હિંમત હારી જાય અને સારા કર્મો કરનારને સારો બદલો દેવાના વાયદાથી તેઓના ગર્વ અને ઘમંડમાં સંડોવાઈ જવાનો સંદેહ અને ભય હતો એટલા માટે આગળ આ બંને શંકાઓ અને ભયને નિર્મૂળ કરવામાં આવી છે જેમકે) બેશક ! તમારા પરવરદિગારની મા'ફી ઘણી વિશાળ છે (ગુનેહગારોએ ગુનાહની તવબહની હિંમત ન હારવી જોઈએ, તે જો ઇચ્છે તો કુફ્ર અને શિર્ક સિવાયના બીજા ગુનાહોને માત્ર પોતાની કૃપાથી મા'ફ કરી આપે છે તો પછી તે આવા ગુનાહો છોડી દેવાથી કેમ મા'ફ નહીં કરે !? અને એવી જ રીતે નેક કામ કરનારાઓએ ગર્વ અને ઘમંડમાં ન પડવું જોઈએ; કારણ કે નેક કર્મોમાં અમુક સમયે એવી ગુપ્ત ઉણપો જોવા મળે છે જેના કારણે તે સ્વીકૃતિપ્રાપ્ત હોતા નથી અને તે અમલ કરનારાનું તે તરફ ધ્યાન ન હોવાથી તેની તેમને જાણ પણ થતી નથી અને અલ્લાહ તઆલાને તો જાણ હોય છે કે જ્યારે તે નેક અમલો સ્વીકૃતિપ્રાપ્ત નથી તો એવા કર્મો કરનાર સદાચારી કે અલ્લાહનો પ્રિય નથી, પછી ઘમંડ અને ગર્વ શાનું ? અને એ બાબત કે તમારી કોઈ હાલતની તમને જાણ ન હોય અને અલ્લાહ તઆલાને જાણ હોય એ કોઈ તાજ્જુબની વાત નથી, બલકે

શરૂઆતથી જ એ બાબત બનતી રહી છે જેમકે) તે તમને (અને તમારી પરિસ્થિતિને તે વખતથી) સારી પેઠે જાણે છે જ્યારે કે તમને (એટલે કે તમારા પ્રથમ પિતા હઝરત આદમ અલૈ.ને) જમીન(ની માટી)થી પેદા કર્યા હતા (જેના સંદર્ભમાં તમે પણ માટી દ્વારા પેદા થયેલ મખ્લૂક છે) અને જ્યારે તમે માતાના ઉદરમાં બાળક હતા (અને એ બંને પરિસ્થિતિઓમાં તમને પોતે પોતાનું કોઈ ભાન ન હતું અને અમને જાણ હતી, બસ એ જ રીતે હમણાં પણ તમારું પોતાની જાતથી નાવાકેફ હોવું અને અમારું જાણકાર અને વાકેફ હોવું કોઈ આશ્ચર્યની વાત નથી, વાત જ્યારે એમ જ છે) તો તમે પોતાને પવિત્ર ન સમજ્યા કરો (કારણ કે) તકવાવાળાઓને એ જ સારી પેઠે જાણે છે (કે ફલાણો મુત્તકી છે અને ફલાણો નથી, બસ કર્મોનું સ્વરૂપ તકવાના આધારે નક્કી થાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

فَاَعْرِضْ عَمَّنْ تَوَلّٰى عَنْ ذِكْرِنَا وَلَمْ يُرِدْ اِلَّا الْحَيٰوةَ الدُّنْيَا، ذٰلِكَ مَبْلَغُهُمْ مِّنَ الْعِلْمِ એટલે કે આપ ﷺ એવા લોકોથી પોતાનો વિચાર હટાવી લો જે અમારી યાદથી મોઢું ફેરવી લે અને દુનિયવી જિંદગી સિવાય તેમનો કોઈ મકસદ ન હોય એ જ તેમનું અંતિમ કક્ષાનું જ્ઞાન અને કળા છે.

## જરૂરી ખુલાસો :

કુર્આને કરીમે આ તે કાફિરોની હાલત વર્ણન કરી છે જેઓ આખિરત અને કયામતના ઈન્કારી છે, અફસોસ છે કે અંગ્રેજોની તા'લીમ અને દુનિયાની હવાઓએ આજકાલ આપણા મુસલમાનોની આવી જ હાલત બનાવી દીધી છે કે આપણા બધા જ જ્ઞાન અને કળા તથા જ્ઞાનની પ્રગતિના બધા જ પ્રયત્નો માત્ર આર્થિક ઉપાર્જનની આસપાસ ફરવા લાગ્યા. આખિરતની બાબતો ભૂલથી પણ યાદ નથી આવતી. આપણે રસૂલે કરીમ ﷺનું નામ લઈએ છીએ અને આપ ﷺની સિફારસની આશ લગાવીએ છીએ પરંતુ પરિસ્થિતિ એ થઈ ગઈ છે કે અલ્લાહ તઆલા પોતાના રસૂલ ﷺને આવી પરિસ્થિતિઓવાળાથી મોઢું ફેરવી લેવાની સૂચના આપે છે. નઊઝુબિલ્લાહ !

اَلَّذِيْنَ يَجْتَنِبُوْنَ كَبٰٓئِرَ الْاِثْمِ وَالْفَوَاحِشَ اِلَّا اللَّمَمَ આ આયતમાં અલ્લાહના માર્ગદર્શનની પેરવી કરનારા નેક લોકોનું વર્ણન વખાણ સ્વરૂપે કરીને તેમની

ઓળખ એ બતાવવામાં આવી કે તેઓ કબીરહ ગુનાહોથી અને ખાસ કરીને નિર્લજ્જતા અને ગંદા કામોથી દૂર રહે છે, એમાં એક અપવાદ لَمَمَ (લમમ્) શબ્દ કહેવામાં આવ્યો છે (જેનો ખુલાસો આગળ આવે છે) અને આ અપવાદનો ખુલાસો એ જ છે જે ઉપર તફસીરના ખુલાસામાં લખવામાં આવ્યું કે જે લોકોને مُحْسِنْ (મુહસીન) એટલે કે નેક લોકોનો ખિતાબ આપવામાં આવ્યો છે તેમાં لَمَمَ (લમમ્)ની ખામી તેમને આ કિતાબથી વંચિત કરતી નથી.

لَمَمَ (લમમ્)ની તફસીરમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના બે નિવેદનો નકલ થયા છે, એક એ કે તેનાથી સગીરહ ગુનાહ ભાવાર્થ સ્વરૂપે છે જ્યારે સૂરએ નિસાઅ્ની આ આયતમાં તેને سَيِّئَاتٌ (સય્યિઆત) વડે ઓળખાવવામાં આવ્યા છે. اِنْ تَجْتَنِبُوْا كَبَائِرَ مَاتُنْهَوْنَ عَنْهُ نُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ આ નિવેદન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને અબૂ હુરયરહ (રદિ.)થી ઈબ્ને કષીર (રહ.)એ નકલ કર્યું છે, બીજું નિવેદન એ છે કે તેનાથી ભાવાર્થ તે ગુનાહ છે જે માણસથી અનાયાસે ક્યારેક થઈ ગયો હોય, પછી તેનાથી તવબહ કરી લીધી અને તવબહ કર્યા પછી તે ગુનાહની પાસે પણ ન ગયો. આ નિવેદન પણ ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને જરીર (રહ.)ની રિવાયતથી હઝરત મુજાહિદ (રહ.) દ્વારા નકલ કર્યું છે અને પછી ઈબ્ને જરીર (રહ.)એ બીજી રિવાયતોમાં આ નિવેદન અતાઅ્ (રહ.) દ્વારા હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત હસન બસરી અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી પણ નકલ કર્યું છે, તેનો ખુલાસો પણ એ જ છે કે કોઈ નેક વ્યક્તિથી ક્યારેક અનાયાસે કોઈ કબીરહ ગુનોહ પણ થઈ જાય અને તેણે તવબહ કરી લીધી તો તે વ્યક્તિ પણ સાલિહીન અને મુત્તકીનની લીસ્ટમાંથી બાકાત થશે નહીં. સૂરએ આલિ ઈમ્રાનની એક આયતમાં આ જ વિષય બિલકુલ સ્પષ્ટ અને ખુલ્લો આવ્યો છે તે એ છે કે મુત્તકીની સિફતો વર્ણન કરવા હેઠળ કહેવામાં આવ્યું, وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا فَاحِشَةً اَوْ ظَلَمُوْا اَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ فَاسْتَغْفَرُوْا لِذُنُوْبِهِمْ وَمَنْ يَّغْفِرُ الذُّنُوْبَ اِلَّا اللّٰهُ وَلَمْ يُصِرُّوْا عَلٰى مَافَعَلُوْا وَهُمْ يَعْلَمُوْنَ એટલે કે તે લોકો પણ મુત્તકીમાં જ સામેલ છે જેમનાથી કોઈ ફહશ પ્રકારનો કબીરહ ગુનોહ થઈ ગયો અથવા તે ગુનાહ કરીને પોતાની જાત ઉપર જુલમ કરી બેઠો તો તાત્કાલિક તેને અલ્લાહની યાદ આવી ગઈ અને પોતાના ગુનાહોથી મા'ફી માંગી અને અલ્લાહ તઆલા સિવાય

ગુનાહોને મા'ફ પણ કોણ કરી શકે છે ! અને જે કંઈ ગુનાહ થઈ ગયા હતા તેના ઉપર લાગેલા ન રહ્યા તથા એ પણ જમહૂર ઉલમા સમીપ સર્વસહમત બાબત છે કે જે સગીરહ ગુનાહ ઉપર આગ્રહ કરવામાં આવે અને તેને ટેવ બનાવી લેવામાં આવે તો તે પણ કબીરહ થઈ જાય છે એટલા માટે તફસીરના પ્રસ્તુત ખુલાસામાં لَـمَـمْ (લમમ્)ની તફસીર તે સગીરહ ગુનાહોથી કરવામાં આવી છે જેના ઉપર આગ્રહ કરવામાં ન આવ્યો.

**સગીરહ અને કબીરહ ગુનાહોની ઓળખ :**

આ વિષય સંપૂર્ણ વિગત સાથે સૂરએ નિસાઅ્ની આયત اِنْ تَـجْتَنِبُوْا كَبَآئِرَ مَـا تُـنْهَـوْنَ عَنْـهُ ની તફસીરમાં મઆરિફુલ કુર્આનની બીજી જિલ્દમાં આપવામાં આવી છે ત્યાં જોઈ શકાય છે. هُـوَاَعْـلَـمُ بِـكُمْ اِذْ اَنْشَاَكُمْ مِّنَ الْاَرْضِ وَاِذْ اَنْتُمْ اَجِنَّةٌ فِـىْ بُطُوْنِ اُمَّهٰتِكُمْ માં શબ્દ اَجِنَّةٌ (અજિન્નહ) એ جَنِيْنٌ (જનીન)નું બહુવચન છે. બાળક જ્યાં સુધી માંના પેટમાં છે તેને "જનીન" કહેવામાં આવે છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ માણસને એ બાબતે ચેતવ્યો છે કે તે પોતે પોતાની જાતનું પણ એટલું જ્ઞાન ધરાવતો નથી જેટલું જ્ઞાન તેના સર્જક અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાને છે, કારણ કે માંના પેટમાં જે પેદાઈશના વિવિધ તબક્કાઓ એના ઉપર પસાર થયા છે તે સમયે એ કોઈ જ્ઞાન અથવા સમજદારી જ ધરાવતો ન હતો પરંતુ તેનો સર્જક અલ્લાહ સારી પેઠે જાણતો હતો જેનું હિકમતપૂર્ણ સર્જન તેને બનાવી રહ્યું હતું તેમાં માણસને પોતાના અલ્પજ્ઞાન વિશે આગાહ કરીને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે તે જે કંઈ પણ સારું અને નેક કામ કરે છે તે તેની વ્યક્તિગત વિશેષતા નથી, બલકે અલ્લાહ તઆલાનું બખ્શેલું ઈનામ જ છે કે કામ કરવા માટે અવયવો અને અંગો તેણે બનાવ્યા, તેમાં હલન ચલન અને શક્તિ તેણે જ બખ્શી, પછી દિલમાં કામ કરવાની ભાવના અને પછી તેના ઉપર ઈરાદો અને અમલ તેની જ પ્રેરણાથી થયું; તો કોઈ મોટાથી મોટા નેક સાલિહ, મુત્તકી અને પરહેઝગાર માણસને પણ એ હક નથી કે પોતાના જ્ઞાન ઉપર ગર્વ કરે અને એ બાબતને પોતાની વિશિષ્ટતા ઠરાવીને ઘમંડમાં સંડોવાઈ જાય, તદુપરાંત બધી વસ્તુઓનો આધાર અંત અને પરિણામ ઉપર છે. હજુ તેને તેની હાલત ખબર નથી કે તેનો ખાત્મો (અંત) કઈ હાલત ઉપર થવાનો છે ? તો ગર્વ તથા ઘમંડ કઈ વાત ઉપર !? આ સૂચનાને આગલી આયતમાં આ રીતે વર્ણન કરવામાં આવી.

فَلَا تُزَكُّوْٓا اَنْفُسَكُمْ ۭ هُوَ اَعْلَمُ بِمَنِ اتَّقٰى એટલે કે, તમે પોતાની જાતની પવિત્રતાનો દા'વો ન કરો, કારણ કે તેને માત્ર અલ્લાહ તઆલા જ જાણે છે કે કોણ કેવો છે અને કયા દરજજાનો છે, કારણ કે શ્રેષ્ઠતાનો આધાર તકવા ઉપર છે જાહેર અમલો ઉપર નથી અને તકવો પણ તે જ ભરોસાપાત્ર છે જે મોત સુધી કાયમ રહે.

હઝરત ઝયનબ બિન્તે અબી સલમા (રદિ.)નું નામ તેમના માતા પિતાએ بَرَّہ (બર્રહ) રાખ્યું હતું, જેનો અર્થ "નેકી કરનાર" થાય છે. રસૂલે કરીમ ﷺએ પ્રસ્તુત આયત فَلَا تُزَكُّوْٓا اَنْفُسَكُمْ તિલાવત કરીને આ નામથી અટકાવ્યા, કારણ કે તેમાં પોતે નેક હોવાનો દા'વો છે, તેમનું નામ બદલીને ઝયનબ રાખવામાં આવ્યું.

*(રવાહુ મુસ્લિમ, સહીહ –ઈબ્ને કસીર)*

ઈમામ અહમદ (રહ.)એ અબ્દુર્રહમાન બિન અબીબકથી રિવાયત કરી છે કે એક વ્યકિતએ રસૂલે કરીમ ﷺની સામે એક બીજા માણસના વખાણ અને તા'રીફ કરી તો આપ ﷺએ અટકાવ્યા અને કહ્યું કે તમારે કોઈના વખાણ અને તા'રીફ કરવી જ હોય તો આ શબ્દો સાથે કરો કે મારી જાણમાં એ વ્યકિત નેક અને મુત્તકી છે. وَلَا اُزَكِّيْ عَلَى اللّٰهِ اَحَدًا એટલે કે, હું નથી કહી શકતો કે અલ્લાહ નજીક પણ એ એવો જ પાક સાફ છે જેમકે હું સમજી રહ્યો છું.

---

## આયતો : (સૂરએ નજમ : આયત નં 33 થી ૬૨)

| |
|---|
| اَفَرَءَيْتَ الَّذِيْ تَوَلّٰى ﴿٣٣﴾ وَاَعْطٰى قَلِيْلًا وَّاَكْدٰى ﴿٣٤﴾ اَعِنْدَهٗ عِلْمُ الْغَيْبِ فَهُوَ يَرٰى ﴿٣٥﴾ |
| اَمْ لَمْ يُنَبَّاْ بِمَا فِيْ صُحُفِ مُوْسٰى ﴿٣٦﴾ وَاِبْرٰهِيْمَ الَّذِيْ وَفّٰٓى ﴿٣٧﴾ اَلَّا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ |
| اُخْرٰى ﴿٣٨﴾ وَاَنْ لَّيْسَ لِلْاِنْسَانِ اِلَّا مَا سَعٰى ﴿٣٩﴾ وَاَنَّ سَعْيَهٗ سَوْفَ يُرٰى ﴿٤٠﴾ ثُمَّ |
| يُجْزٰىهُ الْجَزَاۗءَ الْاَوْفٰى ﴿٤١﴾ وَاَنَّ اِلٰى رَبِّكَ الْمُنْتَهٰى ﴿٤٢﴾ وَاَنَّهٗ هُوَ اَضْحَكَ وَاَبْكٰى ﴿٤٣﴾ |
| وَاَنَّهٗ هُوَ اَمَاتَ وَاَحْيَا ﴿٤٤﴾ وَاَنَّهٗ خَلَقَ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْاُنْثٰى ﴿٤٥﴾ مِنْ نُّطْفَةٍ |

إِذَا تُمْنَىٰ ﴿٤٦﴾ وَأَنَّ عَلَيْهِ النَّشْأَةَ الْأُخْرَىٰ ﴿٤٧﴾ وَأَنَّهُ هُوَ أَغْنَىٰ وَأَقْنَىٰ ﴿٤٨﴾ وَأَنَّهُ هُوَ
رَبُّ الشِّعْرَىٰ ﴿٤٩﴾ وَأَنَّهُ أَهْلَكَ عَادًا الْأُولَىٰ ﴿٥٠﴾ وَثَمُودَا فَمَا أَبْقَىٰ ﴿٥١﴾ وَقَوْمَ
نُوحٍ مِّن قَبْلُ ۖ إِنَّهُمْ كَانُوا هُمْ أَظْلَمَ وَأَطْغَىٰ ﴿٥٢﴾ وَالْمُؤْتَفِكَةَ أَهْوَىٰ ﴿٥٣﴾
فَغَشَّاهَا مَا غَشَّىٰ ﴿٥٤﴾ فَبِأَيِّ آلَاءِ رَبِّكَ تَتَمَارَىٰ ﴿٥٥﴾ هَٰذَا نَذِيرٌ مِّنَ
النُّذُرِ الْأُولَىٰ ﴿٥٦﴾ أَزِفَتِ الْآزِفَةُ ﴿٥٧﴾ لَيْسَ لَهَا مِن دُونِ اللَّهِ كَاشِفَةٌ ﴿٥٨﴾
أَفَمِنْ هَٰذَا الْحَدِيثِ تَعْجَبُونَ ﴿٥٩﴾ وَتَضْحَكُونَ وَلَا تَبْكُونَ ﴿٦٠﴾ وَأَنتُمْ
سَامِدُونَ ﴿٦١﴾ فَاسْجُدُوا لِلَّهِ وَاعْبُدُوا ۩ ﴿٦٢﴾



**તરજુમો :**

*વારું તમે એને જોયો જેણે મોઢું ફેરવી લીધું ? (૩૩) અને થોડુંક આપ્યું (તે પછી) હાથ ખેંચી લીધો ? (૩૪) શું એની પાસે ગયબની ખબર છે કે જેથી તે જુએ છે ? (૩૫) શું તેને એની ખબર નથી પહોંચી જે મૂસા (અલૈ.)ના સહીફાઓ (પ્રતો)માં છે ? (૩૬) અને ઈબ્રાહીમ (અલૈ.)ના જેણે પોતાનો કરાર પૂરો કર્યો. (૩૭) કોઈ ઉઠાવનાર બીજાનો (પાપનો) ભાર વેંઢારશે નહીં. (૩૮) અને એ કે માનવીને તે જ મળે છે જે તેણે કમાણી કરી. (૩૯) અને એ કે એની કમાણી તેને અવશ્ય બતાવવામાં આવશે. (૪૦) પછી તેને બદલો મળવાનો છે, સંપૂર્ણ બદલો. (૪૧) અને એ કે તારા પરવરદિગાર સુધી સૌને પહોંચવાનું છે. (૪૨) અને એ કે તે જ હસાવે અને રડાવે છે. (૪૩) અને એ કે તે જ મારે અને જિવાડે છે. (૪૪) અને એ કે તેણે જોડાં બનાવ્યા, નર અને માદા. (૪૫) એક (વીર્યના) ટીપાંથી જ્યારે કે ટપકાવવામાં આવે. (૪૬) અને એ કે બીજીવાર ઉઠાડવું તેના જ માથે છે. (૪૭) અને એ કે એણે દોલત આપી અને ખજાના. (૪૮) અને એ કે તે જ શિઅ્રા (અરબના મુશ્રિકો દ્વારા શિઅ્રા નામના તારાની પૂજા થતી હતી તે)નો પરવરદિગાર છે. (૪૯) અને એ કે તેણે આગલી આદ (કોમ)નો નાશ કર્યો. (૫૦) અને ષમૂદનો, પછી કોઈને બાકી ન છોડયા. (૫૧) અને નૂહની*

*કોમનો તેમના પહેલાં, તેઓ તો વધારે જાલિમ અને શરારતખોર હતા. (૫૨) અને વસ્તીને ઉલટાવીને પટકી દીધી. (૫૩) પછી આવી પડ્યું તેના ઉપર કે જે કંઈ આવી પડ્યું. (૫૪) હવે તું પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડીશ ? (૫૫) આ એક ડરાવનારો છે અગાઉના ડરાવનારાઓ માંહેનો. (૫૬) આવનાર આવી પહોંચી. (૫૭) કોઈ નથી તેને અલ્લાહના સિવાય ટાળનાર. (૫૮) શું તમને એ વાતથી આશ્ચર્ય થાય છે ? (૫૯) અને હસો છો અને રડતા નથી !? (૬૦) અને તમે ઠાલી રમતમાં પડયા છો ! (૬૧) બસ અલ્લાહની સામે સિજ્દહ કરો અને બંદગી. (૬૨)*

## આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

દૂર્રે મન્સૂરમાં ઈબ્ને જરીર (રહ.)થી એ રિવાયત નકલ થઈ છે કે, કોઈ માણસ ઈસ્લામ લઈ આવ્યો હોય, તેને તેના કોઈ મિત્રએ બુરું-ભલું કહ્યું કે તેં પોતાના બાપ-દાદાના ધર્મને કેમ છોડી દીધો ? તેણે કહ્યું કે, હું અલ્લાહના અઝાબથી ડરું છું; તે બોલ્યો કે, તું મને કંઈક આપી દે તો હું તને આખિરતનો તારો અઝાબ પોતાના માથે લઈ લઉં છું, તો તું અઝાબથી બચી જઈશ. એટલા માટે પેલા વ્યક્તિએ કંઈક આપી દીધું. એણે ફરીવાર માંગ્યું, તો થોડી આનાકાની પછી કંઈક બીજું પણ આપી દીધું અને બાકી રકમનો દસ્તાવેજથ ગવાહો સાથે લખી દીધો. રૂહુલ મઆનીમાં આ વ્યક્તિનું નામ વલીદ બિન મુગયરા લખ્યું છે, જે ઈસ્લામ તરફ આકર્ષાયા હતા. તેના મિત્રએ ટીકા કરી અને અઝાબની જવાબદારી પોતાના માથે લઈ લીધી.

## તફસીર :

(તમે નેક લોકોના લક્ષણો તો સાંભળી લીધા) તો વારું તમે એવા વ્યક્તિને પણ જોયો જેણે (સત્ય દીનથી) મોઢું ફેરવ્યું (એટલે કે ઈસ્લામથી હટી ગયો) અને થોડોક માલ આપી દીધો અને (પછી) બંધ કરી દીધો (એટલે કે જે વ્યક્તિને માલ આપવાનો વાયદો પોતાના સ્વાર્થ માટે કર્યો હતો તે પણ પૂરો ના આપ્યો અને આનાથી જ ભાવાર્થ એ થયો કે એવો વ્યક્તિ બીજાને લાભ પહોંચાડવા માટે શું ખર્ચ કરશે જ્યારે કે તે પોતાના જ સ્વાર્થ માટે પૂરેપૂરો ખર્ચ પણ ન કરી શક્યો

જેનો ખુલાસો એનું કંજૂસ હોવું છે) શું તે વ્યક્તિની પાસે (કોઈ સત્ય માધ્યમથી) ગયૂબનું ઇલ્મ છે કે એને જોઈ રહ્યો છે ? (જેના દ્વારા જાણ થઈ ગઈ કે ફલાણો વ્યક્તિ મારા તરફથી મારા ગુનાહોનો અઝાબ પોતાના માથે લઈને મને અઝાબથી બચાવી લેશે) શું તેને એ બાબતની ખબર નથી પહોંચી જે મૂસા (અલૈ.)ના સહીફાઓમાં છે ? (અને જ્યારે દૂર્રે મન્ષૂરની રિવાયત સૂરએ અઅ્લાની તફસીરમાં હઝરત મૂસા અલૈ.ના આ દશ સહીફાઓ તવરાત ઉપરાંતના છે) અને વળી ઈબ્રાહીમ (અલૈ.)ના (સહીફાઓમાં છે. —સૂરએ અઅ્લા) જેમણે હુકમોની પૂરેપૂરી બજવણી કરી (અને તે વિષય) એ (છે) કે કોઈ વ્યક્તિ કોઈના ગુનાહ પોતાના ઉપર (એ પ્રમાણે) લઈ શકતો નથી (કે ગુનાહ કરનાર મુક્ત થઈ જાય પછી પેલો માણસ કેવી રીતે સમજ્યો કે મારા બધા જ ગુનાહ આ વ્યક્તિએ પોતાના માથે લઈ લીધા ?) અને એ (વિષય છે) કે માણસને (ઈમાન વિશે) માત્ર પોતાની જ કમાણી મળશે (એટલે કે કોઈ બીજાનું ઈમાન તેના કામ લાગશે નહીં, બસ જો આ ટીકા કરનાર વ્યક્તિની પાસે ઈમાન હોત તો પણ તે પેલા માણસના કામ ન લાગ્યું હોત, પછી અહીંયાં તો ઈમાન જ નથી) અને એ (વિષય છે) કે માણસની કોશીશ ઘણી જ જલદી જોવામાં આવશે પછી તેનો સંપૂર્ણ બદલો આપવામાં આવશે (એ છતાં કે તે વ્યક્તિ પોતાની સફળતાની કોશીશથી કેવો ગાફેલ થઈ ગયો) અને એ (વિષય છે) કે (સૌને) તમારે પરવરદિગારની જ પાસે પહોંચવાનું છે (પછી તે વ્યક્તિ કેવી રીતે નીડર થઈ ગયો ?) અને એ (વિષય છે) કે તે જ હસાવે અને રડાવે છે અને એ કે તે જ મારે છે અને જીવાડે છે અને એ કે તે જ બંને પ્રકાર એટલે કે નર અને માદાને વીર્યના ટીપાંથી બનાવે છે, જ્યારે (તે રહમમાં) નાંખવામાં આવે છે (એટલે કે બધી જ સૃષ્ટિનો માલિક માત્ર અલ્લાહ તઆલા જ છે, બીજો કોઈ નથી. પછી તે વ્યક્તિએ કેવી રીતે સમજી લીધું કે કયામતના દિવસે આ બીજાના કબ્જામાં આપેલ ખર્ચ કરેલ માલ મને અઝાબથી બચાવી લેશે?) અને એ (વિષય છે) કે ફરીવાર પેદા કરવું (વાયદા પ્રમાણે) એના જ માથે છે (એટલે કે એવું અવશ્ય થવાનું છે જેમકે કોઈની જવાબદારી હોય તો તે વ્યક્તિથી નીડર થવાનું કારણ એ પણ ન હોવું જોઈએ કે કયામત આવશે નહીં) અને એ (વિષય છે) કે તે જ માલદાર કરે છે (એટલે કે માલ દોલત આપે છે) અને માલ દોલત આપીને સુરક્ષિત (અને) બાકી રાખે છે (અને) એ કે તે જ

શિઅ્રા તારાનો માલિક પણ છે (જેની ઈબાદત અજ્ઞાનતામાં અમુક લોકો કરતા હતા એટલે કે આ માલ દોલત તથા ચીજ વસ્તુઓનો માલિક પણ તે જ છે, જેમકે પ્રથમ માલ બધી ચીજ વસ્તુઓનો માલિક તે જ છે અને એટલા માટે માલ અને દોલત તથા તારાઓની અસલી માલિકી અલ્લાહની છે, બંને માનવીની પહોંચની બહાર છે અને કદાચ એ બાબતોના વર્ણનમાં એ ઈશારો હોય કે જેને તમે પોતાનો સહાયક સમજો છો તો તેનો પરંવરદિગાર પણ માત્ર હું જ છું, પછી બીજાને કયામતમાં એ વ્યક્તિના અનુમાન પ્રમાણે શું અધિકાર પહોંચી શકે છે ? અને આ વિષય છે) કે તેણે પ્રાચીન આદની કોમનો (તેમના કુફ્રના કારણે) નાશ કર્યો અને ષમૂદનો પણ કે (તેમનામાં) કોઈને બાકી ન છોડ્યા અને તેમનાથી અગાઉ નૂહની કોમનો (નાશ કર્યો); બેશક ! તે સૌથી વધીને જાલિમ અને શરારતખોર હતા (કે સાડા નવસો વર્ષની દા'વતથી પણ સીધા માર્ગ ઉપર ન આવ્યા) અને (કોમે લૂત અલૈ.ની) ઉલટાવેલી વસ્તીઓને પણ ફેંકી મારી હતી, પછી તે વસ્તીઓને ઘેરી લીધી જે વસ્તુએ ઘેરી લીધી (એટલે કે ઉપરથી પથ્થર વરસવાના શરૂ થયા, બસ આ વ્યક્તિ જો આ કિસ્સાઓમાં વિચાર કરે તો કુફ્રના અઝાબથી ડર્યો હોત અને નચિંત ન થયો હોત, આગળ આ બધા જ વિષયોનો ખુલાસો વર્ણન કરે છે કે હે માનવી ! જ્યારે આવા આવા વિષયો દ્વારા તને ચેતવવામાં આવે છે જે હિદાયત અને માર્ગદર્શન હોવાની સાથે સાથે પોતે જ એક રબ્બાની નેઅ્મત પણ છે તો) બસ તું પોતાના પરવરદિગારની કઈ નેઅ્મતમાં શંકા (અને ઈન્કાર) કરતો રહીશ? (અને વિષયોનું સમર્થન કરીને સહમત નહીં થાય) આ (પયગમ્બર) પણ અગાઉના પયગમ્બરોની જેમ એક પયગમ્બર છે (તેમને માની લો કારણ કે) તે જલદી આવનારી વસ્તુ નજીક આવી પહોંચી છે (તેનો ભાવાર્થ કિયામત છે અને જ્યારે તે આવશે તો) કોઈ અલ્લાહના સિવાય એને હટાવનાર નથી (બસ કોઈના ભરોસે નચિંત થવાની ગુંજાઈશ જ નથી) બસ શું (આવી ભયની વાતો સાંભળીને પણ) તમે લોકો આ (ઈલાહી) કલામથી આશ્ચર્ય કરો છો અને (ઠટ્ઠોમશ્કરી કરી) હસો છો અને (અઝાબના ભયથી) રડતા નથી અને તમે (આજ્ઞાપાલન કરવાથી) તકબ્બુર કરો છો ? બસ (આ તકબ્બુર અને ગફલતથી અટકી જાઓ અને પયગમ્બરોની તે તા'લીમ પ્રમાણે) અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને (તેની કોઈપણ પ્રકારની ભાગીદારી વિના) ઈબાદત કરો (જેથી તમારો છુટકારો થાય).

**મસ્અલા અને બોધપાઠ :**

أَفَرَأَيْتَ الَّذِي تَوَلَّى માં શબ્દ تَوَلَّى (તવલ્લા)નો શાબ્દિક અર્થ "મોઢું ફેરવી લેવાનો" થાય છે, ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાના આજ્ઞાપાલનથી મોઢું ફેરવે.

أَعْطَى قَلِيلًا وَأَكْدَى માં શબ્દ أَكْدَى (અકદા) એ كُدْيَة (કુદ્યહ)થી બને છે, "ઉદ્યહ" એવા કઠણ પથ્થરને કહેવામાં આવે છે જે કોઈ કૂવો અથવા પાયો ખોદતી વખતે જમીનમાંથી નીકળી આવે અને ખોદકામ માટે અવરોધ બની જાય એટલા માટે أَكْدَى (અકદા)નો અર્થ એ થયો કે પહેલાં કશું આપ્યું પછી આપવાથી અટકી ગયો. આ આયતના શા'ને નુઝૂલમાં (પૂર્વભૂમિકામાં) જે એક ઘટના ઉપર વર્ણન થઈ ચૂકી છે એ પ્રમાણે તો અર્થ જાહેર છે અને જો તેના ઉપર દૃષ્ટિપાત ન કરીએ તો અર્થ એ થશે કે તે વ્યક્તિ જેણે અલ્લાહના માર્ગમાં કંઈ ખર્ચ કર્યો પછી છોડી દીધું અથવા શરૂઆતમાં કંઈ અલ્લાહ તઆલાના આજ્ઞાપાલન તરફ આકર્ષિત થયો, કંઈક કરવા લાગ્યો, પછી છોડી બેઠો. આ શબ્દની આ તફસીર હઝરત મુજાહિદ (રહ.), સઈદ બિન ઝુબૈર (રહ.), ઈકરીમા (રહ.) અને કતાદહ (રહ.) વગેરેથી નકલ થયેલ છે. *(ઈબ્ને કષીર)*

أَعِنْدَهُ عِلْمُ الْغَيْبِ فَهُوَ يَرَى આ આયતના શા'ને નુઝૂલમાં જે કિસ્સો વર્ણન થયો છે તે પ્રમાણે તો આયતનો ભાવાર્થ એ છે કે જે વ્યક્તિએ ઈસ્લામને એટલા માટે છોડી દીધો કે તેના કોઈ મિત્રએ તેને કહ્યું હતું કે આખિરતનો તારો અઝાબ હું પોતાના માથે લઈને તને બચાવીશ, તે મૂર્ખ વ્યક્તિએ તેનો વિશ્વાસ કઈ રીતે કરી લીધો ? શું તેને ગયૂબનું ઈલ્મ પ્રાપ્ત છે જેનાથી તે જોઈ રહ્યો છે કે બેશક ! કુફ્રની પરિસ્થિતિમાં તે જે અઝાબનો હકદાર હશે તે અઝાબ આ મિત્ર પોતાના માથે લઈ લેશે અને મને બચાવી લેશે એવું સમજવું દેખીતો ખુલ્લો ધોકો છે, ન તો તેને ગયૂબનું ઈલ્મ છે અને ન જ કોઈ બીજો વ્યક્તિ કોઈનો આખિરતનો અઝાબ પોતાના માથે લઈને એને બચાવી શકે છે અને જો આ ઘટનાને ધ્યાને લેવામાં ન આવે તો આયતનો અર્થ એ થશે કે તે વ્યક્તિ જે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરતો કરતો અટકી ગયો છે અને ખર્ચ કરવાનું છોડી દીધું છે તો એનું કારણ એ જ હોઈ શકે છે કે એને એવો વિચાર આવ્યો હશે કે હાલનો ઉપસ્થિત માલ ખર્ચ કરી

નાંખીશ તો પછી કયાંથી આવશે ? આ વિચારના રદિયા માટે કહેવામાં આવ્યું કે શું તેને ગયબનું જ્ઞાન છે જેના દ્વારા જાણે તે એવું જોઈ રહ્યો છે કે આ માલ પૂરો થઈ જશે અને તેના બદલે બીજો માલ તેને મળી શકશે નહીં ! આ ખોટી માન્યતા છે, કારણ કે ન તો તેને ગયબનું જ્ઞાન છે અને ન જ આ વાત સાચી છે, કારણ કે કુર્આને કરીમમાં અલ્લાહ તબારક વ તઆલાએ ફરમાવ્યું છે, مَآ اَنْفَقْتُمْ مِنْ شَيْءٍ فَهُوَ يُخْلِفُهٗ وَهُوَ خَيْرُ الرّٰزِقِيْنَ એટલે કે તમે જે કંઈ ખર્ચ કરો છો અલ્લાહ તઆલા એનો બદલો તમને આપે છે અને તે સૌથી ઉત્તમ રોજી આપનારો છે.

જો માનવી વિચાર કરે તો કુર્આનનું આ ફરમાન માત્ર માલ અને પૈસા વિશે નથી, બલકે દરેક શક્તિ અને સામર્થ્ય જે તે દુનિયામાં ખર્ચ કરે છે, અલ્લાહ તઆલા તેના શરીરમાં તેનો વિકલ્પ અને શક્તિ પેદા કરતો રહે છે, નહિતર માનવીના શરીરનો એક એક અવયવ જો ધાતુનો પણ બનાવ્યો હોત તો ૬૦-૭૦ વર્ષ કામ લીધા પછી કયારેક તો ઘસાય ઘસાયને પાતળું થઈ ગયું હોત, જે રીતે અલ્લાહ તઆલા માનવીના બધા જ અવયવોમાં મહેનત કરવાથી જે કંઈ પણ ઘસારો ઉત્પન્ન થાય છે તે સ્વયં સંચાલિત મશીનની જેમ તેના શરીરની અંદર જ પુરક તત્ત્વ પેદા કરી દે છે એ જ પ્રમાણે માલનો પણ મા'મલો એવો જ છે કે માનવી ખર્ચ કરતો રહે છે અને તેનો વિકલ્પ આવતો રહે છે.

હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ હઝરત બિલાલ (રદિ.)ને કહ્યું, اَنْفِقْ يَا بِلَالُ وَّلَا تَخْشَ مِنْ ذِي الْعَرْشِ اِقْلَالًا એટલે કે, બિલાલ ! અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરતા રહો અને અર્શવાળા અલ્લાહ તરફથી એવો ભય ન સેવો કે તે તમને ગરીબ બનાવી દેશે. *(ઈબ્ને કસીર)*

اَمْ لَمْ يُنَبَّاْ بِمَا فِيْ صُحُفِ مُوْسٰى وَاِبْرٰهِيْمَ الَّذِيْ وَفّٰى આ આયતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું એક ખાસ લક્ષણ وَفّٰى (વફ્ફા) વર્ણન કરવામાં આવ્યું. وَفَاءٌ (વફાઅ્)નો અર્થ કોઈ વાયદો અથવા કરાર પૂરો કરવાનો થાય છે.

**હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની ખાસ સિફત વાયદાનું પાલન હતું, તેની વિગત :**

ભાવાર્થ એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહ તબારક વ તઆલા સાથે જે કરાર કર્યો હતો કે અલ્લાહની આજ્ઞાનું પાલન કરીશ અને અને

તેનો સંદેશ મખ્લૂકને પહોંચાડી આપીશ, તેમણે આ કરારને દરેક સ્વરૂપે પૂરો કરી બતાવ્યો જેમાં તેમને ઘણી સખત કસોટીઓમાંથી પણ પસાર થવું પડ્યું. وَفّٰى (વફ્ફા)ની આ જ તફસીર ઈબ્ને જરીર, ઈબ્ને કષીર વગેરેએ અપનાવી છે.

અમુક હદીષની રિવાયતોમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના ખાસ ખાસ અમલોને શબ્દ وَفّٰى (વફ્ફા)નું કારણ બતાવવામાં આવ્યું છે તે આનાથી વિપરીત નથી, કારણ કે મૂળ કરાર પૂરો કરવો જાહેર બાબત છે. અલ્લાહના બધા જ હુકમોને પૂરા કરવા તથા આજ્ઞાપાલન કરવું જેમાં પોતાના અમલો પણ સામેલ છે અને રિસાલત તથા નુબુવ્વતની ફરજો દ્વારા અલ્લાહ તઆલાની સામાન્ય મખ્લૂકની સુધારણા પણ; આ અમલોમાં એ અમલ પણ સામેલ છે જેનું વર્ણન હદીષની તે રિવાયતોમાં આવ્યું છે.

દાખલા તરીકે ઈબ્ને અબી હાતિમ (રહ.)એ હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ આ આયત તિલાવત કરી وَاِبْرٰهِيْمَ الَّذِىْ وَفّٰى અને પછી એવું કહ્યું કે તમે જાણો છો "વફ્ફા"નો અર્થ શું છે ? હઝરત અબૂ ઉમામહ (રદિ.)એ અરજ કરી કે અલ્લાહ અને તેના રસૂલ જ સારી પેઠે જાણે છે તો આપ ﷺએ કહ્યું કે એનો ભાવાર્થ આ છે,

وَفّٰى عَمَلَ يَوْمِهٖ بِاَرْبَعِ رَكْعَاتٍ فِىْ اَوَّلِ النَّهَارِ (ابن كثير)

*"તેમણે પોતાના દિવસોના અમલોની પૂર્ણતા એ રીતે કરી કે દિવસની શરૂઆતમાં ચાર રકા'ત (ઈશ્રાકની નમાઝ) પઢી લીધી."*

તેનું સમર્થન એ હદીષથી પણ થાય છે જે તિરમિઝીએ હઝરત અબૂઝર (રદિ.)થી કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

اِبْنَ اٰدَمَ ارْكَعْ لِىْ اَرْبَعَ رَكْعَاتٍ مِّنْ اَوَّلِ النَّهَارِ اَكْفِكَ اٰخِرَهٗ (ابن كثير)

*"અલ્લાહ તઆલા ફરમાવે છે કે હે આદમપુત્ર ! તું દિવસની શરૂઆતમાં મારા માટે ચાર રકા'તો પઢ્યા કર તો હું દિવસના અંતે તારા બધા કામોની કફાલત (જવાબદારી અદા) કરી લઈશ."*

ઈબ્ને અબી હાતિમે એક રિવાયત હઝરત મઆઝ ઈબ્ને અનસ (રદિ.)થી એ નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હું તમને બતાવું કે અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને اَلَّذِىْ وَفّٰى નો ખિતાબ શા માટે આપ્યો ? પછી ફરમાવ્યું કે કારણ એ છે કે તેઓ દરરોજ સવાર અને સાંજ થવાના સમયે આ પઢયા કરતા હતા. فَسُبْحَانَ اللّٰهِ حِيْنَ تُمْسُوْنَ وَحِيْنَ تُصْبِحُوْنَ وَلَهُ الْحَمْدُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَعَشِيًّا وَّحِيْنَ تُظْهِرُوْنَ

*(ઈબ્ને કસીર)*

**હઝરત મૂસા અને હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ના સહીફાઓનું ખાસ માર્ગદર્શન અને શિક્ષણ :**

અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)માંથી જ્યારે કોઈનું નિવેદન અથવા કોઈ તા'લીમ કુર્આનમાં વર્ણન કરવામાં આવે છે તો તેનો ખુલાસો એ હોય છે કે આ ઉમ્મત માટે પણ તેના ઉપર અમલ કરવો વાજિબ છે જ્યાં સુધી તેના ઉપર કોઈ શરઈ નસ ન હોય, આગળ અઢાર આયતોમાં તે ખાસ તા'લીમનું વર્ણન છે જે હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફાઓમાં હતી. એમાં અમલી હુકમો જેનો સંબંધ પાછલી આયતો સાથે છે તે માત્ર બે છે, બાકી તા'લીમ બોધપાઠ અને શિખામણ માટે અને અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ વિશે છે, તે બે આ છે اَنْ لَّا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى અને وَاَنْ لَّيْسَ لِلْاِنْسَانِ اِلَّا مَا سَعٰى અને وِزْر (વિઝ્ર)નો અર્થ વાસ્તવમાં "ભાર"નો થાય છે અને પ્રથમ આયતનો અર્થ એ છે કે કોઈ ભાર ઉઠાવનાર પોતાના સિવાય કોઈ અન્યનો ભાર ઉઠાવશે નહીં. "ભાર"નો ભાવાર્થ ગુનાહનો ભાર અને એનો અઝાબ છે. મતલબ એ છે કે કયામતના દિવસે એક વ્યક્તિનો અઝાબ બીજા ઉપર નાંખવામાં આવશે નહીં અને ન જ કોઈને એનો અધિકાર હશે કે તે બીજાનો અઝાબ પોતાના માથે લઈ લે. કુર્આને કરીમની એક બીજી આયતમાં તેનું વર્ણન આ પ્રમાણે આવ્યું છે. وَاِنْ تَدْعُ مُثْقَلَةٌ اِلٰى حِمْلِهَا لَا يُحْمَلْ مِنْهُ شَىْءٌ એટલે કે જો કોઈ ગુનાહોના બોઝથી લદાયેલો વ્યક્તિ લોકોને દરખાસ્ત કરશે કે મારો કંઈક ભાર તમે ઉઠાવી લો તો કોઈની મજાલ નહીં હોય કે તેના ભારનો કોઈ ભાગ ઉઠાવી શકે.

**એકના ગુનાહ માટે બીજાને પકડવામાં આવશે નહીં :**

આ આયતમાં તે વ્યક્તિની માન્યતાનો પણ રદિયો થઈ ગયો જેનું વર્ણન શા'ને નુઝૂલમાં આવ્યું હતું, તે મુસલમાન થઈ ગયો હતો અથવા થવાનો હતો, તેના મિત્રએ ટીકા કરી અને તેની જવાબદારી લીધી કે કયામતમાં તારા ઉપર કોઈ અઝાબ થાય તો હું તે પોતાના માથા ઉપર લઈને તને બચાવી લઈશ. આ આયતથી જાણ થઈ કે આવા મા'મલાની અલ્લાહ તઆલાના ત્યાં કોઈ સંભાવના નથી કે કોઈના ગુનાહમાં અન્ય કોઈને પકડી લેવામાં આવે.

એક હદીષમાં આવ્યું છે કે જે મય્યત ઉપર તેના ઘરવાળા નાજાઈઝ રોક્કળ કરે છે અને માથા કૂટે છે તો તેમની આ પ્રવૃત્તિથી મય્યતને અઝાબ થાય છે. (ઈબ્ને ઉમર રદિ. દ્વારા —સહીહૈન) તો આ એ વ્યક્તિ વિશે છે જે પોતે પણ મય્યત ઉપર રોક્કળ કરવાની અને માથું કૂટવાની ટેવ ધરાવનાર હોય અથવા જેણે પોતાના વારસોને એવી વસિય્યત કરી હોય કે મારા મર્યા પછી રોક્કળ કરવાની વ્યવસ્થા કરવામાં આવે. (મઝહરી) આવા સ્વરૂપમાં તેના ઉપર અઝાબ પોતે તેના પોતાના અમલનો છે અને તે બીજાનો અમલ નથી.

બીજો હુકમ છે, وَاَنْ لَّيْسَ لِلْاِنْسَانِ اِلَّا مَا سَعٰى એનો ખુલાસો એ છે કે જે રીતે કોઈ બીજાનો અઝાબ પોતે પોતાના માથે નથી લઈ શકતો એ જ પ્રમાણે કોઈને એ હક પણ નથી કે કોઈ બીજાના અમલને બદલે પોતે અમલ કરી લે અને તે એ અમલથી છુટકારો પામી લે. દાખલા તરીકે એક વ્યક્તિ બીજા તરફથી ફરજ઼ નમાઝ અદા કરે અથવા બીજાના માટે ફરજ રોઝા રાખી લે અને તે બીજો વ્યક્તિ પોતાની ફરજ નમાઝો અને રોઝાથી મુક્ત થઈ જાય અથવા એ કે એક વ્યક્તિ બીજા તરફી ઈમાન કબૂલ કરી લે અને તેનાથી એને મો'મિન ઠરાવવામાં આવે.

પ્રસ્તુત આયતની આ તફસીર ઉપર કોઈ ફિકૂહી શંકા કે સંદેહ સ્થાપિત થતો નથી કારણ કે વધારેથી વધારે શંકા હજ્જ અને ઝકાતના મસ્અલામાં એ હોય શકે છે કે જરૂરતના સમયે શરઈ રૂએ એક વ્યક્તિ બીજાના તરફથી હજ્જે બદલ કરી શકે છે અથવા બીજાની ઝકાત તેની પરવાનગીથી અદા કરી શકે છે પરંતુ વિચાર કરવામાં આવે તો આ શંકા એટલા માટે સાચી નથી કે કોઈને પોતાની જગ્યાએ હજ્જે બદલ માટે મોકલી આપવો અને તેનો ખર્ચ પોતે ભોગવવો અથવા કોઈ વ્યક્તિને પોતાના તરફથી ઝકાત આપવા માટે નક્કી કરવી પણ વાસ્તવમાં

પોતે જ તે વ્યક્તિના અમલ અને પ્રયત્નનો ભાગ છે એટલા માટે તે આ આયત لَيْسَ لِلْإِنْسَانِ إِلَّا مَا سَعَىٰ થી વિપરીત નથી.

**ઇસાલે સવાબ પહોંચાડવાનો મસ્અલો :**

જ્યારે કે ઉપર એ જાણ થઈ ચૂકી છે કે પ્રસ્તુત આયતનો ભાવાર્થ એ છે કે એક વ્યક્તિ બીજાના ફરજો ઈમાન અને નમાઝ, રોઝાને અદા કરીને બીજાને મુક્ત નથી કરી શકતો; તો એનાથી એ જરૂરી નથી બનતું કે એક વ્યક્તિના નફલ અમલનો કોઈ લાભ અને સવાબ બીજા વ્યક્તિને પહોંચી નહીં શકે, એક વ્યક્તિની દુઆ અને સદકહનો સવાબ બીજા વ્યક્તિને પહોંચવો શરીઅતની નુસૂસથી સાબિત થયેલ છે અને સમગ્ર ઉમ્મત નજીક આ ઈજ્માઈ મસ્અલો છે.

*(ઈબ્ને કસીર)*

માત્ર આ મસ્અલામાં ઈમામ શાફઈ (રહ.)નો મતભેદ છે કે કુર્આનની તિલાવતનો સવાબ કોઈ બીજાને બખ્શી અથવા પહોંચાડી શકાય છે કે કેમ ? ઈમામ શાફઈ (રહ.) એનો ઈન્કાર કરે છે અને પ્રસ્તુત આયતનો ઝાહેર ભાવાર્થ લઈ એના ઉપર દલીલ કરે છે. જમહૂર ઈમામો અને ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક જેવી રીતે દુઆ અને સદકહનો સવાબ બીજાને પહોંચાડી શકાય છે તે જ પ્રમાણે કુર્આનની તિલાવત અને દરેક નફલી ઈબાદતોનો સવાબ બીજા વ્યક્તિને બખ્શી શકાય છે અને તે એને મળશે. કુર્તુબીએ પોતાની તફસીરમાં કહ્યું છે કે ઘણી બધી હદીષો એ બાબત ઉપર ગવાહ છે કે મો'મિનને બીજા વ્યક્તિ તરફથી નેક કર્મોનો સવાબ પહોંચે છે. તફસીરે મઝહરીમાં આ સ્થળે એવી હદીષોને એકઠી કરવામાં આવી છે જેમાં ઈસાલે સવાબનો લાભ બીજાને પહોંચવો સાબિત થાય છે.

હઝરત મૂસા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફાઓના હવાલાથી જે બે મસ્અલાઓ વર્ણન કરવામાં આવ્યા છે, એક એ કે એક વ્યક્તિના ગુનાહનો અઝાબ કોઈ બીજાને પહોંચશે નહીં અને એકના ગુનાહમાં બીજા કોઈને પકડવામાં આવશે નહીં. બીજું એ કે દરેક વ્યક્તિ ઉપર જે અમલોની શરઈ જવાબદારી છે તેનાથી છુટકારો માત્ર તેના પોતાના અમલથી જ થશે બીજાનો અમલ એને મુક્ત કરી શકશે નહીં.

આ બંને હુકમો જો કે બીજા અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં પણ હતા પરંતુ હઝરત મૂસા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની વિશિષ્ટતા કદાચ એ બીનાએ વર્ણન કરવામાં આવી કે તેમના સમયકાળમાં આ અજ્ઞાનતાપૂર્ણ રિવાજ ચાલુ થઈ ગયો હતો કે પિતાના બદલામાં પુત્રને અને પુત્રના બદલામાં પિતાને અથવા ભાઈ બહેન વગેરેને કતલ કરી નાંખવામાં આવતા હતા; અને બંને નબીઓની શરીઅતોએ આ અજ્ઞાનતાપૂર્ણ રિવાજને મિટાવ્યો હતો.

وَاَنَّ سَعْيَهٗ سَوْفَ يُرٰى એટલે કે માત્ર દરેક વ્યક્તિનો જાહેર પ્રયત્ન પૂરતો નથી, અલ્લાહ તઆલાના દરબારમાં પ્રયત્નની વાસ્તવિકતા પણ જોવામાં આવશે કે તે ઈખ્લાસ સાથે માત્ર અલ્લાહ માટે કરવામાં આવ્યો છે અથવા બીજા દુનિયવી સ્વાર્થો પણ તેમાં સામેલ છે, જેમકે હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتِ એટલે કે માત્ર અમલનું સ્વરૂપ પૂરતું નથી, અમલમાં નિય્યત માત્ર અલ્લાહ તઆલાની ખુશ્નૂદી તથા હુકમનો અમલ હોવો જરૂરી છે.

وَاَنَّ اِلٰى رَبِّكَ الْمُنْتَهٰى નો ભાવાર્થ એ છે કે અંતે સૌને અલ્લાહ તરફ જ પાછા વળીને જવાનું છે અને અમલોનો હિસાબ આપવાનો છે.

અમુક તફસીરકારોએ આ વાક્યનો એ અર્થ ઠરાવ્યો છે કે માનવના ચિંતન અને વિચારસરણીનો ક્રમ અલ્લાહ તઆલાની હસ્તી ઉપર પહોંચીને સમાપ્ત થઈ જાય છે, તેની જાત અને સિફતોની વાસ્તવિકતા કોઈ ચિંતન અથવા મનનથી ન તો પ્રાપ્ત કરી શકાય છે અને ન જ એમાં ચિંતન અને મનન કરવાની પરવાનગી છે, જેમકે અમુક રિવાયતોમાં છે કે અલ્લાહ તઆલાની નેઅ્મતોમાં ચિંતન અને મનન કરો અને તેની જાતમાં ચિંતન કે વિચાર ન કરો બલકે એને અલ્લાહના જ્ઞાનને સોંપી દો; એ તમારી ક્ષમતાની વાત નથી.

وَاَنَّهٗ هُوَ اَضْحَكَ وَاَبْكٰى એટલે કે માનવજાતમાં ખુશી અને ગમ અને તેના પરિણામે હસવા અને રડવાનો ક્રમ દરેક વ્યક્તિ જુએ છે અને તે બંને વસ્તુઓને તેમના જાહેર રીતે સામે આવનાર કારણો તરફ સંબંધિત કરીને મા'મલો સમાપ્ત કરી આપે છે, અહીંયાં વિચાર અને ચિંતન કરવાનું સ્થળ છે. જો દિર્ઘદષ્ટિથી જોવામાં આવે તો કોઈની ખુશી અથવા ગમ અથવા હસવું અથવા રડવું પોતે એના અથવા કોઈ બીજાના કબ્જામાં નથી. આ બંને વસ્તુઓ અલ્લાહ

તઆલા તરફથી જ છે, તે જ કારણોને પેદા કરે છે, તે જ કારણોની અસર મૂકે છે, તે જ્યારે ઈચ્છે છે તો રડનારને એક પળમાં હસાવે છે, હસનારને એક પળમાં રડાવે છે. وَلِنِعْمَ مَاقِيْلَ

بگوش گل چہ سخن گفتۂ کہ خندان ست    بعند لیب چہ فرمودۂ کہ نالان ست

وَاَنَّهٗ هُوَ اَغْنٰى وَاَقْنٰى માં શબ્દ غِنَا (ગિના)નો અર્થ "માલદારી" પ્રખ્યાત છે. اِغْنَاءٌ (ઈગ્નાઅ્)નો અર્થ "બીજાને માલદાર બનાવી આપવો" અને اَقْنٰى (અક્ના) એ શબ્દ قِنْيَةٌ થી બને છે જેનો અર્થ "સુરક્ષિત અને માલ દોલત તથા મૂડી" છે. આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા લોકોને માલદાર અને અમીર બનાવે છે, તે જેને ઈચ્છે છે એટલી મૂડી આપે છે કે તે તેને સુરક્ષિત રાખી શકે.

وَاَنَّهٗ هُوَ رَبُّ الشِّعْرٰى માં શબ્દ شِعْرٰى (શિઅ્રા) ش (શીન)ની કસર સાથે એક તારાનું નામ છે જે جَوْزَا ની પાછળ છે, અરબની અમુક કોમો આ તારાની પૂજા કરતી હતી તેથી વિશેષરૂપે તેનું નામ લઈને બતાવ્યું કે આ તારાનો માલિક અને પરવરદિગાર પણ અલ્લાહ જ છે, જો કે અલ્લાહ તઆલા તે સમગ્ર તારાઓનો, આસમાનોનો, જમીનોનો સર્જનહાર, માલિક તથા પરવરદિગાર છે.

وَاَنَّهٗ اَهْلَكَ عَادَا الْاُوْلٰى وَثَمُوْدَا فَمَا اَبْقٰى કોમે આદ દુનિયાની મજબૂત અને સખ્ત અતિકઠોર કોમ છે, તેમના બે વર્ગો એક પછી એક પ્રથમ અને અંતિમ (ઊલા અને ઉખરા)ના નામથી ઓળખાય છે. તેમના તરફ હઝરત હૂદ (અલૈ.)ને રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા, તેમણે નાફરમાની કરી તો પવનોના તોફાનોનો અઝાબ આવ્યો, સમગ્ર કોમ નાશ પામી. નૂહ (અલૈ.)ની કોમ પછી અઝાબથી નાશ પામનારી આ પ્રથમ કોમ છે. (મઝહરી) અને ષમૂદ પણ તેમના જ જેવી બીજી શાખા છે જેમના તરફ હઝરત સાલિહ (અલૈ.) મોકલવામાં આવ્યા હતા, તે નાફરમાની કરનારાઓ ઉપર ભયાનક અવાજનો અઝાબ આવ્યો જેનાથી તેમના કલેજાં ફાટી ગયા અને તેમનો નાશ થયો.

وَالْمُؤْتَفِكَةَ اَهْوٰى માં શબ્દ مُؤْتَفِكَةٌ (મુઅ્તફિકહ)નો શાબ્દિક અર્થ مُؤْتَلِفَةٌ (મુઅ્તલિફહ) છે, એ અમુક વસ્તીઓ અને શહેરો એકબીજાને સમાંતર હતા, હઝરત લૂત (અલૈ.)ને તેમના તરફ મોકલવામાં આવ્યા, તે કોમને

નાફરમાની અને નિર્લજ્જતાના કાર્યોને લીધે સજા થઈ અને તેમની વસ્તીઓ હઝરત જિબ્રાઈલ અમીન (અલૈ.)એ પલટાવી દીધી.

فَغَشّٰهَا مَا غَشّٰى એટલે કે તે વસ્તીઓને ઢાંકી દીધી કે જે વસ્તીઓને ઢાંકી લીધી, તેનો ભાવાર્થ પથરાવ છે જે વસ્તીઓ પલટાવ્યા પછી તેમના ઉપર વરસાવવામાં આવ્યા, એટલે સુધી કે મૂસા અને ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફાઓ અને હવાલાઓથી જે તા'લીમ વર્ણન કરવાની હતી તે સમાપ્ત થઈ ગઈ.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّکَ تَتَمَارٰی માં શબ્દ تَمَارٰی (તમારા)નો ભાવાર્થ ઝઘડો અથવા વિરોધ કરવો છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આ ખિતાબ દરેક માનવીને છે કે અગાઉ નાઝિલ થયેલ આયતો અને મૂસા (અલૈ.) તથા ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફાઓમાં આવેલ રબ્બાની આયતોમાં કોઈ થોડો પણ વિચાર કરે તો તેને રસૂલે કરીમ ﷺ અને તેમની વહી તથા તેમનું શિક્ષણ સત્ય હોવામાં કોઈ શંકા કે સંદેહની ગુંજાઈશ નથી રહેતી અને અગાઉ થઈ ચૂકેલી કોમોનો વિનાશ તથા અઝાબની ઘટનાઓ સાંભળીને વિરોધથી અટકી જવાનો સારો મોકો મળે છે જે હક્ક તબારક વ તઆલાની એક નેઅ્મત છે, તદુપરાંત તમે અલ્લાહ તઆલાની કઈ કઈ નેઅ્મતમાં વિવાદ અને વિરોધ કરતા રહેશો ?

هٰذَا نَذِیْرٌ مِّنَ النُّذُرِ الْاُوْلٰی માં هٰذَا (હાઝા)નો ઈશારો રસૂલે કરીમ ﷺ અથવા કુર્આન તરફ છે કે એ પણ અગાઉ થઈ ચૂકેલ રસૂલો અને કિતાબોની જેમ અલ્લાહ તઆલા તરફથી એક ડરાવનાર બનાવીને મોકલવામાં આવ્યા છે જે સિરાતે મુસ્તકીમ (સીધા માર્ગ) અને દીન તથા દુનિયાની સફળતા ઉપર આધારિત માર્ગદર્શન લઈને આવ્યા છે અને તેમના વિરોધ કરનારાઓને અલ્લાહ તઆલાના અઝાબથી ડરાવે છે.

اَزِفَتِ الْاٰزِفَةُ لَیْسَ لَهَا مِنْ دُوْنِ اللّٰهِ کَاشِفَةٌ માં શબ્દ اَزِفَ (અઝિફ) એ قَـــرُبَ (કરુબ)ના અર્થમાં આવે છે, તેનો અર્થ એ છે કે નજીક આવનાર વસ્તુ નજીક આવી પહોંચી જેને અલ્લાહ તઆલા સિવાય કોઈ હટાવનાર નથી, એનો ભાવાર્થ કયામત છે, તેનું નજીક આવી પહોંચવું સમગ્ર વિશ્વની જિંદગીના આધારે છે કે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ વિશ્વના બિલકુલ અંત ભાગમાં એટલે કે કયામતની નજીક છે.

أَفَمِنْ هَٰذَا الْحَدِيثِ تَعْجَبُونَ وَتَضْحَكُونَ وَلَا تَبْكُونَ માં શબ્દ هَٰذَا الْحَدِيثِ (હાઝલ હદીષ)થી ભાવાર્થ કુર્આને કરીમ છે. આયતનો અર્થ એ છે કે કુર્આને કરીમ જેવું ઇલાહી કલામ જે પોતે એક મોઅ્જિઝો છે તમારી સામે આવી ચૂક્યો. શું એના ઉપર પણ તમે આશ્ચર્ય કરો છો અને ઠઠ્ઠા મશ્કરી સ્વરૂપે હસો છો અને પોતાના ગુનાહો તથા અમલોમાં ઉણપના કારણે રડતા નથી ?

وَأَنتُمْ سَامِدُونَ માં શબ્દ سُمُودٌ (સમૂદ)નો શાબ્દિક અર્થ "ગફલત અને બેફિકરી" છે. سَامِدُونَ (સામિદૂન) غَافِلُونَ (ગાફિલૂન)ના અર્થમાં આવે છે. "સમૂદ"નો એક અર્થ ગાવા વગાડવાનો પણ થાય છે, તે પણ આ સ્થળે ભાવાર્થ સ્વરૂપે હોય શકે છે. (અમુક ઇમામોના ખુલાસા પ્રમાણે)

فَاسْجُدُوا لِلَّهِ وَاعْبُدُوا એટલે કે પાછલી આયતો જે ચિંતન કરનાર માનવીને બોધપાઠ અને શિખામણનો સબક શિખવાડે છે, એનો તકાદો એ છે કે તમે બધા અલ્લાહ તઆલાની સામે વિનમ્રતા, એકાગ્રતા અને લાચારી સાથે ઝૂકો અને સિજ્દહ કરો અને માત્ર તેની જ ઇબાદત કરો.

સહીહ બુખારીમાં હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે સૂરએ નજમની આ આયત ઉપર રસૂલે કરીમ ﷺએ સિજ્દહ કર્યો અને આપ ﷺની સાથે બધા મુસલમાનો અને મુશ્રિકોએ તથા સમગ્ર જિન્નાત અને માનવોએ સિજ્દહ કર્યો તથા બુખારી અને મુસ્લિમની બીજી રિવાયતમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ સૂરએ નજમની તિલાવત કરી અને એમાં સિજ્દએ તિલાવત અદા કર્યો અને આપ ﷺની સાથે બધા મજલિસના હાજરજનો, મો'મિનો અને મુશ્રિકોએ સિજ્દહ કર્યો, માત્ર એક કુરૈશી વૃદ્ધ કે જેણે જમીન ઉપરથી એક મુઠ્ઠી માટી ઉઠાવીને કપાળ ઉપર લગાવી અને કહ્યું કે મારા માટે આટલું પૂરતું છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે પછી મેં તે વ્યક્તિને કુફ્રની હાલતમાં માર્યો ગયેલો પડેલો જોયો છે. એમાં એ તરફ ઇશારો છે કે તે સમયે રસૂલે કરીમ ﷺના અનુસરણમાં મુસલમાનોએ તો સિજ્દહ કરવાનો જ હતો જે મુશ્રિકો તે સમયે હાજર હતા અલ્લાહ તઆલાએ તેમના ઉપર પણ કંઇક એવી પરિસ્થિતિ લાવી દીધી કે બધા સિજ્દહ કરવા માટે મજબૂર થઇ ગયા. તે સમયે તેમનો સિજ્દહ કુફ્રના કારણે

સવાબ ધરાવતો ન હતો પરંતુ એ પણ એટલી અસર એવી છોડી ગયો કે પાછળથી તે બધાને ઈસ્લામ અને ઈમાનની તવફીક મળી ગઈ, માત્ર એક વ્યક્તિ કુફ્ર ઉપર મર્યો જે સિજ્દહ કરવાથી દૂર ભાગ્યો હતો.

સહીહૈનની એક હદીષમાં જે હઝરત ઝૈદ બિન ષાબિત (રદિ.)ની રિવાયતથી આવી છે એવું પ્રસ્તુત છે કે જેમણે રસૂલે કરીમ ﷺની સામે આખી સૂરએ નજમ પઢી પરંતુ આપ ﷺએ સિજ્દહ ન કર્યો એનાથી એ જરૂરી નથી બનતું કે સિજ્દહ વાજિબ અથવા જરૂરી નથી, કારણ કે એમાં એવી સંભાવના છે કે આપ ﷺ એ સમયે વુઝૂ સાથે ન હોય અથવા કોઈ બીજું કારણ સિજ્દહ કરવાથી અવરોધરૂપ હોય, એવી હાલતમાં તાત્કાલિક સિજ્દહ કરવો જરૂરી નથી પાછળથી પણ થઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

સૂરએ નજમની તફસીર જુમ્આની રાત્રે સન હિજરી ૧૩૯૧ રબિઊલઆખરના દિવસે પૂરી થઈ. અલ્હમ્દુલિલ્લાહ !



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ નજમનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૩૦ એપ્રિલ ૨૦૧૧ મુતાબિક ૨૫ જમા. અવ્વલ ૧૪૩૧ હિજરી.

## પ્રકરણ (૫૪)

# સૂરએ કમર

સૂરએ કમર મક્કામાં નાઝિલ થઈ તેની ૫૫ આયતો અને ૩ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ કમર : આયત નં. ૧ થી ૮)**

آیاتها ٥٥ (٥٤) سُوْرَةُ الْقَمَرِ مَكِّيَّةٌ ٣٧ رکوعاتها ٣

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اِقْتَرَبَتِ السَّاعَةُ وَانْشَقَّ الْقَمَرُ ① وَاِنْ يَّرَوْا اٰيَةً يُّعْرِضُوْا وَيَقُوْلُوْا سِحْرٌ
مُّسْتَمِرٌّ ② وَكَذَّبُوْا وَاتَّبَعُوْٓا اَهْوَآءَهُمْ وَكُلُّ اَمْرٍ مُّسْتَقِرٌّ ③ وَلَقَدْ جَآءَهُمْ مِّنَ
الْاَنْۢبَآءِ مَا فِيْهِ مُزْدَجَرٌ ④ حِكْمَةٌۢ بَالِغَةٌ فَمَا تُغْنِ النُّذُرُ ⑤ فَتَوَلَّ عَنْهُمْ
يَوْمَ يَدْعُ الدَّاعِ اِلٰى شَيْءٍ نُّكُرٍ ⑥ خُشَّعًا اَبْصَارُهُمْ يَخْرُجُوْنَ مِنَ الْاَجْدَاثِ
كَاَنَّهُمْ جَرَادٌ مُّنْتَشِرٌ ⑦ مُّهْطِعِيْنَ اِلَى الدَّاعِ يَقُوْلُ الْكٰفِرُوْنَ هٰذَا يَوْمٌ عَسِرٌ ⑧



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કયામત પાસે આવી લાગી અને ચંદ્ર ફાટી ગયો. (૧) અને જો તેઓ કોઈ નિશાની જુએ તો ટાળી જાય અને કહે કે આ તો જાદૂ છે પહેલેથી ચાલ્યું આવેલું ! (૨) અને (નબીને) જૂઠાડયા અને પોતાની મનેચ્છાઓ ઉપર ચાલ્યા અને (અમે) દરેક કાર્ય (નિશ્ચિત) સમય ઉપર નિર્માણ કરી રાખેલ છે. (૩) અને તેમની પાસે (આગલી કોમોના) અહેવાલ આવી ચૂકયા છે જેમાં ચેતવણી હોઈ શકે છે. (૪) સંપૂર્ણ હિકમતની વાત છે છતાં તેઓને*

*ડરાવનારા લાભદાયી પૂરવાર થતા નથી. (૫) બસ તમે તેમની બાજુએથી હટી જાઓ જે દિવસે પોકારનારો એક નાપસંદ વસ્તુ તરફ પોકારશે. (૬) કબરોએથી આંખો ઝુકાવી નીકળી પડે જેમકે ફેલાયેલા તીડ(ના ટોળાં). (૭) તે પોકારનાર પાસે દોડતા જાય; કાફિરો કહે છે આ તો મહાકઠિન દિવસ છે.(૮)*

**તફસીર :**

(આ કાફિરો માટે زَجْر એટલે કે ભૂલ ઉપર ચેતવણી આપનાર બાબત તો ઉચ્ચ કક્ષાએ સાબિત થયેલ છે એટલા માટે) કયામત નજીક આવી પહોંચી (જેને જૂઠાડવાથી ઘણી મોટી મુસીબત આવશે) અને (આ કયામત નજીક હોવાની ખબરોનું સત્ય હોવું પણ જાહેર થઈ ગયું તેથી) ચાંદ ફાટી ગયો (અને તેનાથી કયામત નજીક હોવાનું સમર્થન એ રીતે થાય છે કે ચંદ્રનું ફાટી જવું રસૂલે કરીમ ﷺનો મોઅ્જિઝો છે જેનાથી આપ ﷺની નુબુવ્વત સાબિત થાય છે અને નબીનું દરેક નિવેદન સાચું હોય છે એટલા માટે જરૂરી છે કે કયામત નજીક હોવાની ખબર જે આપ ﷺએ આપી છે તે પણ સાચી છે, તેનાથી زَجْر ના નિશ્ચિત હોવાની તહકીક થઈ ગઈ) અને (એનો તકાદો એ હતો કે) આ લોકો (એનાથી مُزْدَجَر અને પ્રભાવિત થયા હોત પરંતુ તેમની પરિસ્થિતિ તો એવી છે કે) જો કોઈ મોઅ્જિઝો જુએ છે તો ટાળી દે છે અને કહે છે કે આ તો એક જાદૂ છે જે હમણા સમાપ્ત થઈ જશે (આ એક રૂપક છે તેમના કહેવાનો હેતુ એ છે કે આ ચાંદ ફાટી જવું એક જૂઠી બાબત છે અને જૂઠી વસ્તુની અસર કાયમ નથી રહ્યા કરતી, જેમકે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, وَمَا يُبْدِئُ الْبَاطِلُ وَمَا يُعِيدُ મતલબ એ છે કે કયામત નજીક હોવાથી નસીહત પ્રાપ્ત કરવી તો રસૂલે કરીમ ﷺની નુબુવ્વત ઉપર આસ્થા અને યકીન ઉપર અવલંબિત છે, આ લોકો પોતે એની દલીલને જ ધીરજની દષ્ટિથી જોતા નથી અને તેને જૂઠ સમજે છે તો પછી તેનાથી તેમના ઉપર શું અસર થાય ?) અને (આ વાંધાઓ કાઢવામાં તથા મોઅ્જિઝાના દા'વાને જૂઠાડવામાં પોતે) એ લોકોએ (જૂઠ ઉપર હઠાગ્રહ કરીને સત્યને) જૂઠાડ્યું અને પોતાની મનેચ્છાઓનું અનુસરણ કર્યું (એટલે કે તેમના વાંધાઓ કોઈ સાચી દલીલની બીનાએ નથી, બલકે તેમના વાંધા ઉઠાવવાનું કારણ માત્ર મનેચ્છાઓનું અનુસરણ અને દુશ્મનાવટના કારણે સત્યને જૂઠાડવું છે) અને (આ

જે મોઅ્જિઝાઓને જાદૂ કહે છે જેની અસર જલ્દી જ સમાપ્ત થઈ જતી હોય છે, બસ કાયદો એ છે કે) દરેક વાતને (અમુક સમય પછી પોતાની મૂળ પરિસ્થિતિ ઉપર આવીને) સ્થાયિત્વ આવી જાય છે (એટલે કે સત્યનું સત્ય હોવું અને જૂઠનું જૂઠ હોવું કારણો અને નિશાનીઓથી સામાન્ય રીતે નિશ્ચિત થઈ જાય છે, મતલબ એ છે કે જો કે હાલમાં પણ સત્ય નિશ્ચિત અને સ્પષ્ટ છે પરંતુ અધૂરી સમજના લોકોની સમજમાં જો તે અત્યારથી નથી આવતું તો અમુક સમય પછી તેમના ઉપર પણ તેની સત્યતા જાહેર થઈ શકે છે, એ શરતે કે ચિંતન મનનથી કામ લો તો અમુક દિવસ પછી તમને જાણ થઈ જશે કે આ જાદૂ તો અલ્પજીવી છે અને સત્ય બાકી રહે છે) અને (આ ازْدَجَرٌ ઉપરાંત) એ લોકોની પાસે (પાછલી ઉમ્મતોની પણ) ખબરો એટલી પહોંચી ચૂકી છે કે તેમાં (પૂરતો) બોધપાઠ એટલે કે ઉચ્ચ કક્ષાની દાનાઈ (પ્રાપ્ત થઈ શકે) છે, બસ (તેમની એવી પરિસ્થિતિ છે કે) ડર અપાવનારી વસ્તુઓ તેમને કોઈ ફાયદો જ નથી પહોંચાડતી (અને જ્યારે એવી હાલત છે) તો તમે તેમના માટે કોઈ વિચાર ન કરો (જ્યારે કે તે સમય કયામત અને અઝાબનો આવશે જેનાથી તેમને ડરાવવામાં આવે છે તો તેઓ પોતે જાણી લેશે, આગળ તે દિવસનું વર્ણન છે એટલે કે) જે દિવસે એક પોકારનાર ફરિશ્તો (તેમને) એક અણગમતી વસ્તુ તરફ બોલાવશે તેમની આંખો (અપમાન અને ડરના માર્યા) ઝૂકેલી હશે (અને) કબરોએથી એ રીતે નીકળી રહ્યા હશે જેમકે તીડ ફેલાઈ જાય છે (અને પછી નીકળીને) પોકારનાર તરફ (એટલે કે હિસાબના સ્થળ તરફ ભેગા થવા માટે પોકારનારો બોલાવી રહ્યો છે) દોડતા ચાલ્યા જઈ રહ્યા હશે (અને ત્યાંની કઠોરતા જોઈને) કાફિરો કહેશે કે આ દિવસ ઘણો કઠિન છે.



## મસ્અલા અને બોધપાઠ :

પાછલી સૂરત સૂરએ નજમ ...أَزِفَتِ الْآزِفَةُ ઉપર સમાપ્ત થઈ છે જેમાં કયામતના નજીક આવી જવાનું વર્ણન છે. આ સૂરતની શરૂઆત એ જ વિષયથી કરવામાં આવી છે, اِقْتَرَبَتِ السَّاعَةُ આગળ કયામત નજીક હોવાની એક દલીલ ચાંદના ટૂકડા કરવાના મોઅ્જિઝાનું વર્ણન પણ કરવામાં આવ્યું છે, કારણ કે કયામતની નિશાનીઓ કે જેની ઘણી વિગતો છે એમાંથી એક મોટી નિશાની તો પોતે હઝરત ખાતમુલ અંબિયા ﷺનું દુનિયામાં આગમન અને તેમની નુબુવ્વત

છે, જેમકે હદીષમાં આપ ﷺનો ઈરશાદ છે કે મારું આવવું અને કયામત એ રીતે ભેગા છે જેમકે હાથની બે આંગળીઓ અને બીજી અન્ય હદીષની રિવાયતોમાં પણ આપ ﷺએ કયામત નજીક હોવાનું વર્ણન કર્યું છે, એ જ પ્રમાણે કયામતની એક મોટી નિશાની એ પણ છે કે આપ ﷺના મોઅ્જિઝા સ્વરૂપે ચાંદના બે ટૂકડા થઈને તે અલગ અલગ થઈ જશે પછી પરસ્પર જોડાઈ જશે. વળી شَقُّ الْقَمَرُ (શક્કુલ કમર) "ચાંદના ટૂકડા કરવાનો" મોઅ્જિઝો પણ એ જ સ્વરૂપે કયામતની નિશાની છે કે જે રીતે તે સમયે ચાંદના બે ટૂકડા અલ્લાહ તઆલાની કુદરતથી થઈ ગયા, કયામતમાં સમગ્ર તારાઓ અને ગ્રહોના ટૂકડા ટૂકડા થઈ જવા કોઈ મોટી વાત નથી.

**شَقُّ الْقَمَرُ ચાંદના ટૂકડા થવાનો મોઅ્જિઝો :**

મક્કાના કાફિરોએ રસૂલે કરીમ ﷺને તેમની નુબુવ્વત અને રિસાલત માટે કોઈ મોઅ્જિઝો નિશાની સ્વરૂપે બતાવવાની માંગણી કરી. અલ્લાહ તબારક વ તઆલાએ આપ ﷺની સત્યતા સાબિત કરવા માટે આ شَقُّ الْقَمَرُ (શક્કુલ કમર)નો મોઅ્જિઝો જાહેર કર્યો. આ મોઅ્જિઝાની સાબિતી કુર્આને કરીમની આ આયતમાં પણ મોજૂદ છે, وَانْشَقَّ الْقَمَرُ અને સહીહ હદીષો જે સહાબએ કિરામ (રદિ.)ના એક જૂથથી રિવાયત થકી આવી છે જેમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.), અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.), ઝુબૈર બિન મુતઈમ (રદિ.), ઈબ્ને અબ્બાસ (રદિ.), અનસ બિન માલિક (રદિ.) વગેરે સામેલ છે તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) પોતે પોતાનું તે સમયે હાજર હોવું અને મોઅ્જિઝાને નજરે જોયો હોવાનું પણ વર્ણન કરે છે. ઈમામ તહાવી (રહ.) અને ઈબ્ને કષીર (રહ.)એ ચાંદના ટૂકડા કરવાની ઘટનાની રિવાયતોને મુતવાતિર ઠરાવી છે. એટલા માટે આ નબવી મોઅ્જિઝાનું અસ્તિત્વ કતઈ દલીલોથી સાબિત થાય છે.

ઘટનાનો ખુલાસો એમ છે કે રસૂલે કરીમ ﷺ મક્કએ મુકર્રમહના મીના ખાતે ઉપસ્થિત હતા, મક્કાના મુશ્રિકોએ આપ ﷺ પાસે નુબુવ્વતની નિશાનીની માંગણી કરી, આ ઘટના એક ચાંદની રાતની છે. અલ્લાહ તઆલાએ આ ઉઘાડો મોઅ્જિઝો બતાવી આપ્યો કે ચાંદના બે ટૂકડા થઈને એક પૂર્વ બાજુ, બીજો

પશ્ચિમ બાજુ ચાલ્યો ગયો અને બંને ટૂકડાઓની વચ્ચે કોઈ પહાડ દેખાવા લાગ્યો. રસૂલે કરીમ ﷺએ બધા હાજરજનોને કહ્યું કે જુઓ અને ગવાહી આપો, જ્યારે બધા લોકોએ સ્પષ્ટ રીતે એ મોઅ્‌જિઝો જોઈ લીધો તો આ બંને ટૂકડા ફરી પરસ્પર જોડાઈ ગયા. આ ઉઘાડા મોઅ્‌જિઝાનો ઈન્કાર તો કોઈ દૃષ્ટિવાળાથી શક્ય હોઈ શકતો ન હતો પરંતુ મુશ્રિકો કહેવા લાગ્યા કે મુહમ્મદ (ﷺ) સમગ્ર દુનિયા ઉપર જાદૂ નથી કરી શકતા. આજુબાજુના દેશોમાંથી આવનાર લોકોની રાહ જુઓ, તેઓ શું કહે છે ? (બયહકી અને અબૂ દાવુદ) તયાલિસીની એક રિવાયત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ‌ઊદ (રદિ.)થી છે કે પાછળથી આસપાસના આવનારા બધા મુસાફરો પાસેથી તેની તહકીક કરી તો બધાએ એ જ પ્રમાણે ચાંદના બે ટૂકડા જોવાનો સ્વીકાર કર્યો.

અમુક રિવાયતોમાં છે કે આ શક્કુલ કમર (ચંદ્રના ટૂકડા કરવા)નો મોઅ્‌જિઝો મક્કએ મુકર્રમહમાં બે વખતે બન્યો પરંતુ સહીહ રિવાયતોથી એક વખતની જ સાબિતી મળે છે. (બયાનુલ કુર્આન) આ ઘટના વિશે હદીષની અમુક રિવાયતો નીચે પ્રમાણે છે જે તફસીરે ઈબ્ને કષીરમાંથી લેવામાં આવી છે.

(૧) સહીહ બુખારીમાં હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)ની રિવાયત નકલ કરવામાં આવી છે કે,

إِنَّ أَهْلَ مَكَّةَ سَأَلُوا رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ أَنْ يُّرِيَهُمْ اٰيَةً فَأَرَاهُمُ الْقَمَرَ

شِقَّيْنِ حَتّٰى رَأَوْا حِرَاءَ بَيْنَهُمَا (بخاری ومسلم)

*"મક્કાવાળાઓએ રસૂલે કરીમ ﷺને સવાલ કર્યો કે પોતાની નુબુવ્વત માટે કોઈ નિશાની (મોઅ્‌જિઝો) બતાવો તો અલ્લાહ તઆલાએ તેમને ચાંદના બે ટૂકડા કરીને બતાવી આપ્યા એટલે સુધી કે તેમણે હીરા પર્વતને બંને ટૂકડાઓની વચ્ચે જોયો."*

(૨) સહીહ બુખારી અને મુસ્લિમ તથા મુસ્નદે અહમદમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ‌ઊદ (રદિ.)ની રિવાયત છે,

اِنْشَقَّ الْقَمَرُ عَلٰى عَهْدِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ شِقَّيْنِ حَتّٰى نَظَرُوْا اِلَيْهِ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اشْهَدُوْا

*"રસૂલુલ્લાહ ﷺના સમયમાં ચાંદના ટૂકડા થયા અને બે ટૂકડા થયા જેને બધાએ સ્પષ્ટ રીતે જોયા અને રસૂલે કરીમ ﷺએ લોકોને કહ્યું કે જુઓ અને ગવાહી આપો."*

ઇબ્ને જરીર (રહ.)એ પણ પોતાની મુસ્નદમાં આ હદીષને નકલ કરી છે, એમાં એ પણ ઉપસ્થિત છે કે, كُنَّا مَعَ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِمِنٰى فَانْشَقَّ الْقَمَرُ فَاَخَذَتْ فِرْقَةٌ خَلْفَ الْجَبَلِ فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اشْهَدُوْا اشْهَدُوْا અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે અમે મિનામાં રસૂલે કરીમ ﷺની સાથે હતા, અચાનક ચંદ્રના બે ટૂકડા થઈ ગયા અને એક ટૂકડો, પહાડની પાછળ ચાલ્યો ગયો તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે ગવાહી આપો, ગવાહી આપો.

(૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.)ની રિવાયતથી અબૂ દાવુદ, તયાલિસીએ અને બયહકીએ પણ નકલ કર્યુ છે.

اِنْشَقَّ الْقَمَرُ بِمَكَّةَ حَتّٰى صَارَ فِرْقَتَيْنِ فَقَالَ كُفَّارُ قُرَيْشٍ اَهْلَ مَكَّةَ هٰذَا سِحْرٌ سَحَرَكُمْ بِهِ ابْنُ اَبِىْ كَبْشَةَ اُنْظُرُوا السُّفَّارَ فَاِنْ كَانُوْا رَاَوْا مَا رَاَيْتُمْ فَقَدْ صَدَقَ وَاِنْ كَانُوْا لَمْ يَرَوْ مِثْلَ مَارَاَيْتُمْ فَهُوَ سِحْرٌ سَحَرَكُمْ بِهٖ فَسُئِلَ السُّفَّارُ قَالَ وَقَدِمُوْا مِنْ كُلِّ جِهَةٍ فَقَالُوْ رَاَيْنَا، (اِبْنِ كَثِيْر)

*"મક્કા મુકર્રમહ(ના રહેવાના સમય)માં ચંદ્ર તૂટીને બે ટૂકડા થઈ ગયા, કુરૈશના કાફિરો કહેવા લાગ્યા કે આ જાદૂ છે, ઇબ્ને અબી કબશા (એટલે કે મુહમ્મદ ﷺ)એ અમારા ઉપર જાદૂ કર્યો છે એટલા માટે તમે બહારથી આવનાર મુસાફરોની રાહ જુઓ. જો તેમણે પણ ચાંદના બે ટૂકડા જોયા તો એમણે સાચું કર્યુ છે અને જો બહારના લોકોએ એવું નથી જોયું તો પછી એ બેશક ! જાદૂ જ હશે, પછી બહારથી આવનાર મુસાફરો વડે તહકીક કરી જે*

*દરેક દિશાએથી આવ્યા હતા બધાએ સ્વીકાર કર્યો કે અમે પણ એ બે ટૂકડા જોયા છે."*

**શક્કુલ કમર (ચાંદના ટૂકડા કરવા)ની ઘટના ઉપર અમુક શંકાઓ અને તેના જવાબ :**

તેના ઉપર એક શંકા તો ગ્રીક ફિલસુફીના સિદ્ધાંતની બીના ઉપર કરવામાં આવી છે જેનો ખુલાસો એ છે કે આકાશ અને ગ્રહોમાં خَــرْقْ وَالْتِيَــامْ (એટલે કે તૂટવું અને જોડાવું) શક્ય નથી પરંતુ આ માત્ર એમનો દા'વો છે, તેના ઉપર જેટલી દલીલો રજુ કરવામાં આવી છે તે બધી કાલ્પનિક અને આધારવિહોણી છે. તે દલીલો વાહિયાત અને ખોટી હોવી ઈસ્લામિક ફિલોસોફરો (મુતકલ્લિમીનો)એ ઘણી સારી રીતે સ્પષ્ટ કરી દીધું છે અને આજ સુધી કોઈ બૌદ્ધિક દલીલથી ચંદ્રના ટૂકડા થવા અશક્ય કે મુશ્કેલ વાત હોવું સાબિત થઈ શકતું નથી. હા ! નાવાકેફ સામાન્ય જનતા દરેક અઘરી વસ્તુને અશક્ય કહેવા માંડે છે પરંતુ એ દેખીતું છે કે મોઅ્જિઝો નામ જ એવા કાર્યનું છે જે સહજ સ્વાભાવિક બાબતથી ઊલટું હોય અને સામાન્ય જનતાની શક્તિ બહારનું તેમજ આશ્ચર્યજનક અને મુશ્કેલ હોય નહિતર સામાન્ય કામ જે દરેક સમયે થઈ શકે છે તેને કોણ મોઅ્જિઝો કહેશે ?

બીજી સામાન્ય શંકા એ કરવામાં આવે છે કે જો આવી મહાન ઘટના બની હોત તો સમગ્ર દુનિયાના ઈતિહાસોમાં તેનું વર્ણન આવ્યું હોત પરંતુ વિચારવાની વાત એ છે કે આ ઘટના મક્કએ મુઅઝ્ઝમહમાં રાતના સમયે બની હતી, તે સમયે ઘણા દેશોમાં તો દિવસ હશે, ત્યાં આ ઘટના દેખાવાનો કે જાહેર થવાનો કોઈ પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી અને અમુક દેશોમાં અડધી રાત્રિ અથવા અંતિમ રાત્રિ હશે જે સમયે આખી દુનિયા સૂતી હોય છે અને જાગનારા પણ દરેક સમયે ચાંદને તાકતા નથી રહેતા, જમીન ઉપર ફેલાયેલી ચાંદનીમાં તેના બે ટૂકડા થવાથી કોઈ ખાસ ફરક નથી પડતો જેના કારણે કોઈનું એ તરફ ધ્યાન જાય, પછી આ થોડીવારની ઘટના હતી, દરરોજ જોવામાં આવે છે કે ક્યારેક કોઈ દેશમાં ચંદ્રગ્રહણ થાય છે અને હવે તો પહેલેથી જાહેરાત થાય છે તે છતાં હજારો લાખો લોકો તેનાથી બિલકુલ જ બેખબર રહે છે, તેમને કંઈ જ ખબર નથી પડતી; તો શું એને દલીલ બનાવી શકાય છે કે ચંદ્રગ્રહણ થયું જ નથી ? એટલા માટે દુનિયાના

સામાન્ય ઈતિહાસોમાં આ ઘટનાના ઉપસ્થિત ન હોવાથી આ બાબતને જૂઠાડી શકાતી નથી.

તદ્દુપરાંત હિન્દુસ્તાનના પ્રખ્યાત અને પ્રમાણભૂત ઈતિહાસ (તારીખે ફરિશ્તા)માં એનું વર્ણન પણ ઉપસ્થિત છે કે હિન્દુસ્તાનમાં મહારાજા માલિબારે આ ઘટના પોતાની આંખોએ જોઈ અને પોતાની દૈનિક નોંધવહીમાં લખાવ્યું અને આ જ ઘટના તેમના મુસલમાન થવાનું કારણ બન્યું તથા ઉપરોક્ત વર્ણન થયેલ અબૂ દાવુદ, તયાલિસી અને બયહકીની રિવાયતોથી પણ એ સાબિત થઈ ચૂક્યું છે કે પોતે મક્કાના મુશ્રિકોએ પણ બહારના લોકો દ્વારા એની તહકીક કરી હતી અને વિવિધ દિશાએથી આવનાર લોકોએ આ ઘટનાનું સમર્થન કર્યું હતું. વલ્લાહુ અઅ્લમુ.

وَاِنْ يَّرَوْا اٰيَةً يُّعْرِضُوْا وَيَقُوْلُوْا سِحْرٌ مُّسْتَمِرٌّ માં શબ્દ مُسْتَمِرّ (મુસ્તમિર્ર)નો પ્રખ્યાત અર્થ જે ફારશી અને ઉર્દૂમાં પણ મશ્હૂર છે તે "લાંબા સમય સુધી ટકી રહેવાનો" છે પરંતુ અરબી ભાષામાં આ શબ્દ مَرّ (મર્ર) અને اِسْتَمَرَّ (ઇસ્તમર્ર) ક્યારેક "સમાપ્ત થઈ જવાના અથવા પસાર થઈ જવાના" અર્થમાં પણ આવે છે. તફસીરના ઈમામોથી મુજાહિદ (રહ.) અને કતાદહ (રહ.)એ આ સ્થળે આ જ અર્થ વર્ણન કર્યો છે, તેના ઉપર આયતનો ભાવાર્થ એ થશે કે આ જાદૂની અસર છે જે લાંબા સમય સુધી ચાલતી નથી. પોતે જ પસાર થઈ જશે અથવા સમાપ્ત થઈ જશે અને "મુસ્તમિર્ર"નો એક અર્થ "મજબૂત તથા કઠોર" હોવાનો પણ આવે છે. અબૂલ આલિયા અને ઝહ્હાક (રહ.)એ આ આયતમાં "મુસ્તમિર્ર"ની આ જ તફસીર કરી છે અને ભાવાર્થ એ થશે કે આ ઘણો મજબૂત જાદૂ છે.

મક્કાવાળા જ્યારે આ નજરે જોયેલ બાબતને જૂઠાડી ન શક્યા તો તેને જાદૂ અથવા સખત જાદૂ કહીને પોતાના દિલોને આશ્વાસન આપવા માંડ્યા. وَكُلُّ اَمْرٍ مُّسْتَقِرٌّ માં શબ્દ اِسْتِقْرَارٌ (ઈસ્તિકરાર)નો અર્થ "થોભી જવું" થાય છે, આયતનો અર્થ એ છે કે દરેકા કાર્ય અને દરેક વસ્તુ પોતાના પરિણામે પહોંચીને અંતે સ્પષ્ટ થઈ જાય છે, કોઈ બનાવટથી જે પડદો હકીકત ઉપર નાંખવામાં આવે છે તે અંતે ખુલીને જ રહે છે અને સત્યનું સત્ય તથા જૂઠનું જૂઠ હોવું સ્પષ્ટ થઈ જાય છે.

مُّهْطِعِيْنَ اِلَى الدَّاعِ માં શબ્દ مُهْطِعِيْنَ (મુહ્તિઈન)નો શાબ્દિક અર્થ "માથું ઉઠાવેલું હોવા"નો છે. આયતનો અર્થ એ છે કે બોલાવનારના અવાજ તરફ જોતાં મહશર તરફ દોડશો અને એનાથી પહેલી આયતમાં જે خُشَّعًا اَبْصَارُهُمْ આવ્યું છે તેનો અર્થ "નજર અને માથું ઝુકાવવાનો" છે. આ બંનેમાં સુમેળ એ જ રીતે સધાય છે કે મહશરના વિવિધ સ્થળો હશે કોઈ સ્થળે એવું પણ થશે કે બધાના માથાં ઝૂકેલા હશે.

---

## આયતો : (સૂરએ કમર : આયત નં. ૯ થી ૧૭)

كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ فَكَذَّبُوْا عَبْدَنَا وَ قَالُوْا مَجْنُوْنٌ وَّازْدُجِرَ ﴿٩﴾
فَدَعَا رَبَّهٗٓ اَنِّيْ مَغْلُوْبٌ فَانْتَصِرْ ﴿١٠﴾ فَفَتَحْنَآ اَبْوَابَ السَّمَآءِ بِمَآءٍ مُّنْهَمِرٍ ﴿١١﴾
وَّفَجَّرْنَا الْاَرْضَ عُيُوْنًا فَالْتَقَى الْمَآءُ عَلٰٓى اَمْرٍ قَدْ قُدِرَ ﴿١٢﴾ وَحَمَلْنٰهُ عَلٰى
ذَاتِ اَلْوَاحٍ وَّدُسُرٍ ﴿١٣﴾ تَجْرِيْ بِاَعْيُنِنَا جَزَآءً لِّمَنْ كَانَ كُفِرَ ﴿١٤﴾ وَلَقَدْ
تَّرَكْنٰهَآ اٰيَةً فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿١٥﴾ فَكَيْفَ كَانَ عَذَابِيْ وَنُذُرِ ﴿١٦﴾ وَلَقَدْ يَسَّرْنَا
الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿١٧﴾

## તરજુમો :

*એમના પહેલાં નૂહની કોમ જૂઠાડી ચૂકી છે, પછી અમારા બંદા (નૂહ)ને જૂઠો કહ્યો અને બોલ્યા, પાગલ છે અને એને ધમકાવ્યો. (૯) પછી તેમણે પોતાના પરવરદિગારને પોકર્યો કે હું લાચાર થઈ ગયો છું, તું બદલો લઈ લે. (૧૦) પછી અમે મુશળધાર વરસતા પાણીથી આસમાનના દ્વાર (મોંઢા) ખોલી નાંખ્યા. (૧૧) અને જમીન ફાડીને ઝરા વહાવી દીધા, પછી બધા પાણી એક કાર્ય માટે ભેગા થઈ ગયા જે નિર્માણ થયું હતું. (૧૨) અને અમે એમને એક તખ્તાઓ અને ખીલાઓવાળા (વહાણ) ઉપર સવાર કરી દીધા. (૧૩) જે અમારી આંખો સામે એનો બદલો લેવા માટે વહેતું હતું જેની કદર જાણી ન હતી. (૧૪) અને ચોક્કસ અમે એને નિશાની માટે રહેવા દીધું, પછી છે કોઈ*

*બોધ ગ્રહણ કરનારું !? (૧૫) પછી કેવો હતો મારો અઝાબ અને મારું ડરાવવું!? (૧૬) અને ખરેખર અમે કુર્આનને સમજવા માટે સરળ કરી દીધું, પછી છે કોઈ બોધ ગ્રહણ કરનારું !? (૧૭)*

## તફસીર :

આ લોકોથી પહેલાં નૂહ (અલૈ.)ની કોમે જૂઠાડ્યું (એટલે કે) અમારા બંદા (ખાસ નૂહ અલૈ.)ને જૂઠાડયા અને કહ્યું કે તે પાગલ છે અને (માત્ર આ વાહિયાત નિવેદન ઉપર જ બસ કર્યું નહીં બલકે તેમણે એક વાહિયાત કૃત્ય એ પણ કર્યું એટલે કે) નૂહ (અલૈ.)ને (તેમના તરફથી) ધમકી (પણ) આપવામાં આવી (જેનું વર્ણન સૂરએ શુઅરામાં આવ્યું છે, لَئِنْ لَّمْ تَنْتَهِ يٰنُوْحُ لَتَكُوْنَنَّ مِنَ الْمَرْجُوْمِيْنَ) તો નૂહ (અલૈ.)એ પોતાના પરવરદિગારને દુઆ કરી કે હું (માત્ર) લાચાર છું (એ લોકોનો મુકાબલો નથી કરી શકતો) બસ તું (તેમની પાસેથી) બદલો લઈ લે (એટલે કે તેમનો નાશ કરી નાંખ, જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે, رَبِّ لَا تَذَرْ عَلَى الْاَرْضِ مِنَ الْكٰفِرِيْنَ دَيَّارًا) બસ અમે જોશભેર વરસનારા પાણીથી આસમાનના દરવાજા ખોલી નાંખ્યા અને જમીનમાંથી પાણી વહાવી દીધું, પછી (આસમાન અને જમીનનું) પાણી આ કામ (પુરું થવા) માટે મળી ગયું જે (અલ્લાહના જ્ઞાનમાં) નિશ્ચિત થઈ ચૂક્યું હતું (એ કામ પુરું થવાથી ભાવાર્થ કાફિરોનો વિનાશ છે, એટલે કે બંને પાણી ભેગા મળી તોફાન વધી ગયું જેમાં બધા ડૂબી ગયા) અને અમે નૂહ (અલૈ.)ને (તોફાનથી સુરક્ષિત રાખવા માટે) તખ્તાઓ અને ખીલાઓવાળા વહાણ ઉપર કે જે અમારી નિગરાનીમાં (પાણીની સપાટી ઉપર) ચાલતું હતું (મો'મિનોની સાથે) સવાર કર્યા, આ બધું કંઈ એ વ્યક્તિનો બદલો લેવા માટે કર્યું જેની બેકદ્રી કરવામાં આવી (તેનાથી ભાવાર્થ હઝરત નૂહ અલૈ. છે અને કારણ કે નબી અને અલ્લાહ માટે પણ આ રીતે બેકદ્રી છે, એમાં અલ્લાહનું કુફ્ર પણ સામેલ છે, માટે એવી શંકા ન રહે કે આ ડૂબાડવું અલ્લાહના કુફ્રના કારણે ન હતું) અને અમે એ ઘટનાને બોધપાઠ ગ્રહણ કરવા માટે (ઈતિહાસ અને વર્ણનોમાં) રહેવા દીધું, બસ શું કોઈ બોધપાઠ ગ્રહણ કરનારો છે? (એનો હેતુ પ્રોત્સાહન અને પ્રેરણા આપવાનો છે) પછી (જુઓ) મારો અઝાબ અને મારું ડરાવવું કેવું રહ્યું ? (એટલે કે જે વસ્તુથી ડરાવવામાં આવતા હતા તે કઈ રીતે પુરું થઈને રહ્યું ? તો આ ડરાવવાનો ખુલાસો પણ અઝાબ જ થયો, મતલબ કે

અલ્લાહના અઝાબના બે વિષયો થયા, એક પોતે અઝાબ અને બીજું અલ્લાહનો વાયદો પૂરો થવો) અને અમે કુર્આનને (કે જે આવા પ્રસ્તુત કિસ્સાઓ ઉપર આધારિત છે) બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ કરી દીધું (સૌના માટે ખાસ કરીને સામાન્ય લોકો માટે તે સ્પષ્ટ વર્ણન હોવાના કારણે અને અરબો માટે ખાસ કરીને અરબી ભાષામાં હોવાના કારણે) બસ શું (આ કુર્આનમાં એવા નસીહતના વિષયોને જોઈને) કોઈ નસીહત ગ્રહણ કરનાર છે ? (એટલે કે મક્કાના કાફિરોએ ખાસ રીતે આ કિસ્સાઓથી ડરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

مَجْنُوْنٌ وَّازْدُجِرَ માં શબ્દ وَازْدُجِرَ (વઝ્દુજિર)નો શાબ્દિક અર્થ "ધમકાવવા"નો થાય છે. (તેનું જોડાણ શબ્દ قَالُوْا સાથે છે. એટલા માટે) ભાવાર્થ એ છે કે તે લોકોએ હઝરત નૂહ (અલૈ.)ને પાગલ પણ કહ્યા અને પછી તેમને ધમકાવીને તબ્લીગ અને રિસાલતથી રોકવા પણ ઇચ્છયું જેમકે એક બીજી આયતમાં છે કે તે લોકોએ હઝરત નૂહ (અલૈ.)ને એવી ધમકી આપી કે જો તમે તમારા પ્રચાર અને પ્રસારથી અટકયા નહીં તો અમે તમને પથ્થર મારી મારીને મારી નાંખીશું.



અબ્દ બિન હુમૈદ (રહ.)એ મુજાહિદ (રહ.)થી નકલ કર્યું છે કે નૂહ (અલૈ.)ની કોમના અમુક લોકો જ્યારે હઝરત નૂહ (અલૈ.)ને કોઈ સ્થળે જોતા તો અમુક સમયે તેમનું ગળું દાબી દેતા હતા એટલે સુધી કે તેઓ બેહોશ થઈ જતા, પછી જ્યારે તેઓ હોશમાં આવતા તો અલ્લાહ તઆલા પાસે એવી દુઆ કરતા હતા કે યા અલ્લાહ ! મારી કોમને મા'ફ કરી દે તેઓ હકીકતથી નાવાકેફ છે. સાડા નવસો વર્ષ કોમના આવા ત્રાસનો જવાબ દુઆઓ આપીને પસાર કર્યા પછી અંતે લાચાર થઈને બદ્દુઆ કરી જેનું વર્ણન આગલી આયતમાં છે જેના પરિણામે સમગ્ર કોમ ડૂબાડી દેવામાં આવી.

فَالْتَقَى الْمَآءُ عَلٰٓى اَمْرٍ قَدْ قُدِرَ એટલે કે, જમીનથી ઉભરાનારું પાણી અને આસમાનથી વરસનારું પાણી બંને એ સ્વરૂપે ભેગા થઈ ગયા જેનાથી અલ્લાહ તઆલાનો નિશ્ચિત કરેલ નિર્માણાધીન ફેસલો સમગ્ર કોમને ડૂબાડી દેવા માટેનો લાગુ પડી ગયો કે પહાડોના શિખરો સુદ્ધાં ઉપર કોઈને શરણ ન મળ્યું.

ذَاتِ اَلْوَاحٍ وَّدُسُرٍ માં શબ્દ اَلْوَاحٌ (અલવાહ) એ لَوْحٌ (લવ્હ)નું બહુવચન છે જેનો અર્થ "તખ્તો" થાય છે અને دُسُرٌ (દુસુર) એ دِسَارٌ (દિસાર)નું બહુવચન છે જેનો અર્થ "તખ્તો અથવા લાકડાના પ્લેટફોર્મ"નો થાય છે તથા તે "દોર અથવા તાર"ને પણ કહેવામાં આવે છે જેના દ્વારા વહાણના લાંબા લાંબા પાટિયા બાંધવામાં આવે છે.

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ માં لِلذِّكْرِ (લિઝ્ઝિક્રિ) એ ذِكْر (ઝિક્ર)થી બને છે જેનો અર્થ "યાદ કરવું અથવા કંઠસ્થ કરવું" પણ થાય છે અને કોઈ વાતની "નસીહત અને બોધપાઠ ગ્રહણ કરવા"નો પણ થાય છે. આ બંને અર્થ અત્રે ભાવાર્થ સ્વરૂપે હોઈ શકે છે કે અલ્લાહ તઆલાએ કુર્આને કરીમને હિફ્ઝ કરવા માટે (મોઢે યાદ રાખવા માટે) સરળ બનાવી દીધું, એ વાત એનાથી પહેલાં કોઈ કિતાબને પ્રાપ્ત હતી નહીં કે સમગ્ર કિતાબ તવરાત અથવા ઈન્જીલ અથવા ઝબૂર લોકોને મોંઢે યાદ હોય અને એ અલ્લાહ તઆલાની સરળતા અને સહેલાઈની અસર છે કે મુસલમાનોના નાના નાના બાળકો સંપૂર્ણ કુર્આને કરીમને એવું હિફ્ઝ કરી લે છે કે એક ઝેર અને ઝબરનો ફરક નથી પડતો. ૧૪૦૦ વર્ષથી દરેક યુગમાં, દરેક વર્ગમાં, દરેક પ્રદેશમાં હજારો લાખો હાફિઝોના દિલમાં અલ્લાહ તઆલાની આ કિતાબ સુરક્ષિત છે.

એ અર્થ પણ હોઈ શકે છે કે કુર્આને કરીમે પોતાના નસીહત અને બોધપાઠના વિષયોને એવા સરળ બનાવીને વર્ણન કર્યા કે જે રીતે મોટાથી મોટા વિદ્વાન, નિષ્ણાત ફિલોસોફર અને બુદ્ધિશાળી તેનાથી લાભ ઉઠાવે છે તે જ પ્રમાણે દરેક સામાન્ય વ્યક્તિ અલ્પજ્ઞાની કે જેને જ્ઞાન સાથે કોઈ લાંબો સંબંધ નથી તે પણ કુર્આનના બોધપાઠ અને નસીહતના વિષયો સમજીને તેનાથી અસર લે છે.

**હિફ્ઝ કરવા અને નસીહત કરવા માટે કુર્આનને સરળ કરવામાં આવ્યું છે, ન કે ઇજ્તિહાદ અને હુકમો પ્રતિપાદિત કરવા માટે :**

આ આયતમાં يَسَّرْنَا (યસ્સરના)ની સાથે لِلذِّكْرِ (લિઝ્ઝિક્રિ)ની શરત લગાવીને એ પણ બતાવી દેવામાં આવ્યું કે કુર્આનને હિફ્ઝ કરવા માટે અને તેના વિષયોથી બોધપાઠ અને નસીહત પ્રાપ્ત કરવાની ફિલસુફી સમજવા માટે એને સરળ કરવામાં આવ્યું છે જેનાથી દરેક વિદ્વાન, અભણ, નાનો અને મોટો સરખો

લાભ ઉઠાવી શકે છે, એનાથી એ જરૂરી નથી થતું કે કુર્આને કરીમમાંથી મસ્અલાઓ અને હુકમો પ્રતિપાદિત કરવું પણ એટલું જ સરળ હોય તે પોતાની જગ્યાએ એક આગવી અને મુશ્કેલ કળા છે જેમાં જિંદગીઓ ખર્ચી નાંખનાર સાચા ઉલમાને જ હિસ્સો મળે છે, તે દરેક વ્યક્તિનું મેદાન નથી.

આથી એવા લોકોની ભૂલ સ્પષ્ટ થઈ ગઈ જેઓ કુર્આને કરીમના આ વાક્યને આધાર બનાવીને કુર્આનની સંપૂર્ણ તા'લીમ એના સિદ્ધાંતો અને કાયદાઓને ગ્રહણ કર્યા વિના મુજ્તહિદ બનવા અને પોતાના અભિપ્રાયથી હુકમો અને મસ્અલાઓ પ્રતિપાદિત કરવા ઈચ્છે છે, આ ઉઘાડી ગુમરાહીનો માર્ગ છે.

---



## આયતો : (સૂરએ કમર : આયત નં. ૧૮ થી ૪૨)

كَذَّبَتْ عَادٌ فَكَيْفَ كَانَ عَذَابِي وَنُذُرِ ﴿١٨﴾ إِنَّا أَرْسَلْنَا عَلَيْهِمْ رِيحًا صَرْصَرًا
فِي يَوْمِ نَحْسٍ مُسْتَمِرٍّ ﴿١٩﴾ تَنْزِعُ النَّاسَ كَأَنَّهُمْ أَعْجَازُ نَخْلٍ مُنْقَعِرٍ ﴿٢٠﴾ فَكَيْفَ
كَانَ عَذَابِي وَنُذُرِ ﴿٢١﴾ وَلَقَدْ يَسَّرْنَا الْقُرْآنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُدَّكِرٍ ﴿٢٢﴾ كَذَّبَتْ
ثَمُودُ بِالنُّذُرِ ﴿٢٣﴾ فَقَالُوا أَبَشَرًا مِنَّا وَاحِدًا نَتَّبِعُهُ إِنَّا إِذًا لَفِي ضَلَالٍ
وَسُعُرٍ ﴿٢٤﴾ أَأُلْقِيَ الذِّكْرُ عَلَيْهِ مِنْ بَيْنِنَا بَلْ هُوَ كَذَّابٌ أَشِرٌ ﴿٢٥﴾
سَيَعْلَمُونَ غَدًا مَنِ الْكَذَّابُ الْأَشِرُ ﴿٢٦﴾ إِنَّا مُرْسِلُو النَّاقَةِ فِتْنَةً لَهُمْ فَارْتَقِبْهُمْ
وَاصْطَبِرْ ﴿٢٧﴾ وَنَبِّئْهُمْ أَنَّ الْمَاءَ قِسْمَةٌ بَيْنَهُمْ كُلُّ شِرْبٍ مُحْتَضَرٌ ﴿٢٨﴾ فَنَادَوْا
صَاحِبَهُمْ فَتَعَاطَىٰ فَعَقَرَ ﴿٢٩﴾ فَكَيْفَ كَانَ عَذَابِي وَنُذُرِ ﴿٣٠﴾ إِنَّا أَرْسَلْنَا عَلَيْهِمْ
صَيْحَةً وَاحِدَةً فَكَانُوا كَهَشِيمِ الْمُحْتَظِرِ ﴿٣١﴾ وَلَقَدْ يَسَّرْنَا الْقُرْآنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ
مُدَّكِرٍ ﴿٣٢﴾ كَذَّبَتْ قَوْمُ لُوطٍ بِالنُّذُرِ ﴿٣٣﴾ إِنَّا أَرْسَلْنَا عَلَيْهِمْ حَاصِبًا إِلَّا آلَ لُوطٍ
نَجَّيْنَاهُمْ بِسَحَرٍ ﴿٣٤﴾ نِعْمَةً مِنْ عِنْدِنَا كَذَٰلِكَ نَجْزِي مَنْ شَكَرَ ﴿٣٥﴾ وَلَقَدْ

أَنْذَرَهُمْ بَطْشَتَنَا فَتَمَارَوْا بِالنُّذُرِ ۝٣٦ وَلَقَدْ رَاوَدُوهُ عَنْ ضَيْفِهِ فَطَمَسْنَا
أَعْيُنَهُمْ فَذُوقُوا عَذَابِي وَنُذُرِ ۝٣٧ وَلَقَدْ صَبَّحَهُمْ بُكْرَةً عَذَابٌ مُسْتَقِرٌّ ۝٣٨ فَذُوقُوا
عَذَابِي وَنُذُرِ ۝٣٩ وَلَقَدْ يَسَّرْنَا الْقُرْآنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُدَّكِرٍ ۝٤٠ وَلَقَدْ جَاءَ
آلَ فِرْعَوْنَ النُّذُرُ ۝٤١ كَذَّبُوا بِآيَاتِنَا كُلِّهَا فَأَخَذْنَاهُمْ أَخْذَ عَزِيزٍ مُقْتَدِرٍ ۝٤٢

**તરજુમો :**

(કોમે) આદે (નબીને) જૂઠાડયા, પછી કેવો થયો મારો અઝાબ અને મારું ડરાવવું !? (૧૮) અમે તેમના ઉપર એક વાવાઝોડું નહૂસતવાળા દિવસે મોકલ્યું જે (નહૂસત) ચાલુ જ રહી. (૧૯) લોકોને ઉખાડી ફેંકયા જેમકે તે ખજૂરીના ઉખડેલા મૂળિયાં પડયા હોય. (૨૦) પછી કેવો રહ્યો મારો અઝાબ અને મારું ડરાવવું ? (૨૧) અને અમે કુર્આનને સમજવા માટે સરળ કરી દીધું, પછી છે કોઈ બોધપાઠ ગ્રહણ કરનાર ? (૨૨) (કોમે) થમૂદે ડર સંભળાવનાર (નબીઓ)ને જૂઠાડયા. (૨૩) પછી કહેવા લાગ્યા, શું એક વ્યક્તિ અમારામાંનો એકલો ! અમે તેના કહ્યા ઉપર ચલીશું !? તો તો અમે ભૂલમાં પડયા અને ગાંડપણમાં. (૨૪) શું એના જ ઉપર નસીહત (વહી) ઊતરી અમારા બધામાંથી ? બલકે એ જૂઠો છે, બડાઈ હાંકે છે. (૨૫) હવે કાલે જાણી લેશે કોણ જૂઠો છે બડાઈ હાંકનારો ! (૨૬) અમે તેમને અજમાવવા માટે એક ઊંટણી મોકલીએ છીએ; બસ ધૈર્ય દાખવતા રહો અને તેમની રાહ જોતા રહો. (૨૭) અને તેમને સંભળાવી આપો કે તેમના (અને ઊંટણી)માં પાણી વહેંચવાનું છે, દરેકે વારા ઉપર પહોંચવું જોઈએ. (૨૮) પછી તેમણે પોતાના મિત્રને પોકાર્યો, પછી તે(ઊંટણી)ના ઉપર હાથ ચલાવ્યો અને કાપી નાંખી. (૨૯) પછી જુઓ, કેવો થયો મારો અઝાબ અને મારું ડરાવવું ! (૩૦) અમે તેમના ઉપર એક ભારે ગર્જના મોકલી, પછી તેઓ રગદોળાયેલી કાંટાની વાડ જેવા બનીને રહી ગયા. (૩૧) અને અમે કુર્આનને સમજવા માટે સરળ કરી દીધું, પછી છે કોઈ બોધપાઠ ગ્રહણ કરનાર ? (૩૨) લૂતની કોમે ડરાવનાર(નબી)ને જૂઠાડયા. (૩૩) અમે

*તેમના ઉપર પથ્થર વરસાવનારી અંધી મોકલી લૂતના ઘર સિવાય કે અમે તેમને પાછલી રાતથી જ બચાવી લીધા. (૩૪) પોતાના તરફની કૃપાથી; અમે એને એવો જ બદલો આપીએ છીએ જે શુક્ર કરે છે. (૩૫) અને તે તેમને અમારી પકડથી ડરાવી ચૂક્યો હતો, પછી ડરાવવાથી મોઢું ફેરવવા લાગ્યા. (૩૬) અને તેની પાસેથી મહેમાનોને (ઝૂંટવી) લેવા લાગ્યા; બસ અમે તેમની આંખો મિટાવી દીધી, હવે ચાખો મારો અઝાબ અને મારું ડરાવવું. (૩૭) અને તેમના ઉપર વહેલી સવારે અઝાબ આવી પડ્યો જે થોભી ચૂક્યો હતો. (૩૮) હવે ચાખો મારો અઝાબ અને મારું ડરાવવું. (૩૯) અને અમે કુર્આનને સમજવા માટે સરળ કરી દીધું, પછી છે કોઈ બોધપાઠ ગ્રહણ કરનાર ? (૪૦) અને ફિરઔનવાળાઓ પાસે ડરાવનારાઓ પહોંચ્યા. (૪૧) તેમણે અમારી બધી નિશાનીઓને જૂઠાડી, પછી અમે તેમને જબરદસ્ત કાબૂમાં લઈને પકડ્યા. (૪૨)*

**તફસીર :**

કોમે આદે પણ (પોતાના પયગમ્બરને) જૂઠાડ્યા, બસ (તેમનો કિસ્સો સાંભળો કે) મારો અઝાબ અને મારું ડરાવવું કેવું રહ્યું ? (અને તે કિસ્સો એવો છે કે) અમે તેમના ઉપર એક સખત હવા મોકલી; સતત ! એક નહૂસતના દિવસમાં (એટલે કે તે સમય તેમના માટે કાયમી ધોરણે એટલા માટે મનહૂસ રહ્યો કે તે દિવસે જે અઝાબ આવ્યો તે અઝાબ બરઝખ સાથે જોડાઈ ગયો, પછી આખિરતનો અઝાબ તેની સાથે જોડાઈ ગયો જે તેમના ઉપરથી ક્યારેય સમાપ્ત થશે નહીં અને) તે હવા લોકોને એ રીતે (એમની જગ્યાએથી) ઉખેડીને ફેંકતી હતી કે જાણે તેઓ ઉખડેલી ખજૂરીઓના થડીયાં છે (આ સમાનતામાં તેમના ફેંકવામાં તેમની મોટી કદ કાઠી તરફ પણ ઈશારો છે) બસ (જુઓ) મારો અઝાબ અને મારું ડરાવવું કેવું (ભયાનક) રહ્યું અને અમે કુર્આનને બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ બનાવી દીધું છે, શું છે કોઈ બોધપાઠ ગ્રહણ કરનાર ? ષમૂદે (પણ) પયગમ્બરોને જૂઠાડ્યા (કારણ કે એક પયગમ્બરને જૂઠાડનાર એ બધા પયગમ્બરોને જૂઠાડવાના આરોપી છે) અને કહેવા લાગ્યા, શું અમે એવા વ્યક્તિનું અનુસરણ કરીએ જે અમારી પ્રજાતિનો વ્યક્તિ છે અને (خَسْــم وَ حَسَــدْ માં) એકલો છે ? (એટલે કે જો તે ફરિશ્તો હોત તો અમે તેના દીનનું અનુસરણ કર્યું

હોત અથવા તે خَدَم અને حَشَم હોત તો દુનિયવી બાબતોમાં તેમનું અનુસરણ કર્યું હોત પરંતુ એ તો મનુષ્ય છે અને તે પણ એકલો ! તેમનું તો દુનિયવી બાબતોમાં અનુસરણ કરવું પણ તકાદાની રૂએ યોગ્ય નથી, ન જ દીનની બાબતમાં તેમનું અનુસરણ યોગ્ય છે અને જો અમે આવી હાલતમાં તેમનું અનુસરણ કરીએ) તો એવા સ્વરૂપમાં અમે મોટી ભૂલ અને (બલકે) પાગલપણામાં પડી જઈએ, તમારા બધામાંથી (ચૂંટી કાઢીને) આ જ (વ્યક્તિ) ઉપર વહી નાઝિલ થઈ છે ? (કદાપિ એવું નથી) બલકે એ ઘણો જૂઠો અને બડાઈ હાંકનારો છે (બડાઈ એટલે અભિમાનના કારણે આવી વાતો કરતો ફરે છે કે લોકો મને સરદાર ઠરાવી દે, અલ્લાહ તઆલાએ હઝરત સાલિહ અલૈ.ને ફરમાવ્યું કે તમે તેમના બકવાસ પર રંજ ગમ ન કરો) તેમને નિકટમાં જ (મરતાંની સાથે જ) ખબર થઈ જશે કે જૂઠો બડાઈ હાંકનાર કોણ હતો ? (એટલે કે એ જ લોકો હતા કે જેઓ નુબુવ્વતના ઈન્કારમાં જૂઠા હતા અને નબીના અનુસરણના કારણે મોટાઈના કારણે આડાઈ કરતા હતા અને આ લોકો જેઓ ઊંટણીના મોઅ્જિઝાની માંગણી કરતા હતા તો) અમે (તેમની દરખાસ્ત પ્રમાણે પથ્થરમાંથી) ઊંટણી કાઢનારા હતા તેમની (ઈમાનની) કસોટી માટે. બસ તેઓ(ની પ્રવૃત્તિઓ)ને જોતા રહેતા હતા અને તે લોકોને (જ્યારે ઊંટણી પેદા થાય તો) એવું બતાવી આપજો કે (કૂવાનું) પાણી વહેંચવામાં આવ્યું છે (એટલે કે તમારા ઢોરો અને ઊંટણીનો વારો નક્કી થઈ ચૂક્યો છે) દરેક વારાફરતી હાજર થયા કરે (એટલે કે ઊંટણી પોતાના વારા પ્રમાણે પાણી પીએ અને બીજા ઢોરો પોતાના વારા પ્રમાણે, આથી ઊંટણી પેદા થઈ અને સાલિહ અલૈ.એ એ જ પ્રમાણે કહ્યું) બસ (આ વારાથી તે લોકો તંગ આવી ગયા અને) તેમણે (તેને મારી નાંખવાના ઈરાદે) પોતાના મિત્ર (કુદાર)ને બોલાવ્યો, પછી તેણે (ઊંટણી ઉપર) વાર કર્યો અને (તેને) મારી નાંખી, બસ (જુઓ) મારો અઝાબ અને મારું ડરાવવું કેવું રહ્યુ ? (જેનું વર્ણન આગળ આવે છે, તે એ છે કે) અમે તેમના ઉપર એક ભયાનક ચિત્કાર (ફરિશ્તાનો) થોપ્યો, પછી તેઓ (એનાથી) એવા થઈ ગયા જેમકે કાંટાઓની વાડ લગાડનાર(ની વાડ)નો ચૂરો (એટલે કે ખેતી અથવા ઢોરો વગેરેના રક્ષણ માટે જે રીતે કાંટાઓ વગેરેની વાડ બનાવવામાં આવે છે અને અમુક દિવસ પછી બધું ચૂરેચૂરા થઈ જાય છે, એ જ પ્રમાણે તેઓ નાશ પામ્યા અને તબાહ થઈ ગયા. અરબના લોકો આ

ઉદાહરણને એટલે કે ખેતીની આજુબાજુની વાડને દરરોજ જોતા હતા એટલા માટે તેઓ આ ઉદાહરણને સારી પેઠે સમજતા હતા) અને અમે કુર્આનને બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ બનાવી દીધું છે, બસ છે કોઈ નસીહત પ્રાપ્ત કરનાર ? લૂતની કોમે (પણ) પયગમ્બરોને જૂઠાડયા (કારણ કે એક નબીને જૂઠાડવું બધા જ નબીઓને જૂઠાડવા સમાન છે) અમે તેમના ઉપર પથ્થરોનો વરસાદ વરસાવ્યો, લૂત (અલૈ.)ના સાથીઓ સિવાય (એટલે કે મો'મિનો સિવાય) કે તેમને અંતિમ રાત્રિએ (વસ્તીની બહાર કાઢીને અઝાબથી) બચાવી લીધા પોતાના તરફથી કૃપા કરીને જે શુક્ર કરે છે, (એટલે કે ઈમાન લાવે છે) તેને અમે આવો જ બદલો આપતા રહીએ છીએ (કે ક્રોધથી બચાવી લઈએ છીએ) અને (અઝાબ આવતા પહેલાં) લૂત (અલૈ.)એ તેમને અમારા અઝાબથી બચાવ્યા હતા, બસ તેમણે ડરાવવામાં વિવાદ ઊભો કર્યો (એટલે કે વિશ્વાસ ન કર્યો) અને (જ્યારે અમારા ફરિશ્તાઓ મહેમાન સ્વરૂપે લૂત અલૈ. પાસે આવ્યા અને તે લોકોને રૂપાળા છોકરા આવવાની જાણ થઈ તો અહીંયાં આવી) તે લોકોએ લૂત (અલૈ.) પાસેથી તે મહેમાનોને બુરી નિય્યતે લઈ લેવા ઈચ્છયું (જેનાથી લૂત અલૈ. પ્રથમ તો ગભરાઈ ગયા પરંતુ તેઓ ફરિશ્તા હતા) પછી અમે (તે ફરિશ્તાઓને હુકમ આપીને) તેમની આંખો ચોપટ કરી દીધી (એટલે કે જિબ્રઈલ અલૈ.એ પોતાની પાંખો તેમની આંખો ઉપર ફેરવી દીધી જેનાથી તેઓ આંધળા થઈ ગયા. –કઝા ફિ દુર્રે અન કતાદહ –અને તેમને કહેવામાં આવ્યું કે) લો ! મારો અઝાબ અને ડરાવવાનો મજા ચાખો. (પ્રથમ તો આ ઘટના طمس આંધળા કરવાની બની) અને (પછી) સવાર સવારમાં જ તેમના ઉપર કાયમી અઝાબ આવી પહોંચ્યો (અને ઈરશાદ થયો) કે લો ! મારા ડરાવવાનો અને અઝાબનો મજા ચાખો (એટલે કે પ્રથમ વાક્ય આંધળા થવાના અઝાબ ઉપર કહેવામાં આવ્યું હતું, અહીંયાં નાશ થવાના અઝાબ ઉપર છે એટલા માટે એમાં કોઈ વિરોધાભાસ નથી) અને અમે કુર્આનને બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ બનાવી દીધું છે, બસ છે કોઈ નસીહત પ્રાપ્ત કરનાર ? અને (ફિરઔન તથા) ફિરઔનવાળાઓની પાસે પણ ડરાવવાની ઘણી વસ્તુઓ પહોંચી (તેનાથી ભાવાર્થ હઝરત મૂસા અલૈ.ના ફરમાનો અને મોઅ્જિઝાઓ છે કે ફરમાનોમાં જાહેર રીતે અને મોઅ્જિઝાઓથી તકવીની રીતે તેમને ડરાવવામાં આવ્યા પરંતુ) તે લોકોએ અમારી સૌ (તે નિશાનીઓ)ને જે

તેમની પાસે આવી હતી તે(آیَاتٍ تِسْعَةٍ નવ નિશાનીઓ મશ્હૂર છે)ને જૂઠાડી (એટલે કે તેમની દલીલોથી સાબિત થયેલા અને તવહીદે ઈલાહીના તથા હઝરત મૂસા અલૈ.ની નુબુવ્વતના માનવાના તકાદાને જૂઠાડયો, નહિતર ઘટનાઓ ઉપસ્થિત થયા પછી જૂઠાડી તો શકાતું જ નથી) બસ અમે તેમને જબરદસ્ત મહાબળવાનની પકડ પ્રમાણે પકડયા (એટલે કે જ્યારે અમે તેમને ક્રોધ અને સંપૂર્ણ કાબૂ સાથે પકડયા તો એ પકડથી કોઈ બચી ન શક્યું, અહીંયાં عَزِيْزٍ مُقْتَدِرٍ નો ભાવાર્થ અલ્લાહ તબારક વ તઆલા છે).

## મસ્અલા અને બોધપાઠ :

### શબ્દકોષ આધારે અમુક શબ્દોનો ખુલાસો :

શબ્દ سُعُرٍ (સુઉર) એ પ્રસ્તુત આયતમાં બે સ્થળે આવ્યો છે. પ્રથમ કોમે ષમૂદના વર્ણનમાં તેમનું પોતાનું નિવેદન છે, તેમાં سُعُرٍ (સુઉર)નો શબ્દ એ جُنُوْنٍ (જુનૂન)ના અર્થમાં આવ્યો છે. બીજા સ્થળે આ જ શબ્દ આગળ આવનારી આયતોમાં અલ્લાહ તઆલા તરફથી અપરાધીઓના અઝાબમાં વર્ણન થયો છે. فِيْ ضَلٰلٍ وَّسُعُرٍ અહીંયાં سُعُرٍ (સુઉર)નો અર્થ "જહન્નમની આગ" છે. શબ્દકોષના નિષ્ણાતોના ખુલાસાઓ પ્રમાણે શબ્દ "સુઉર"નો આ બંને અર્થો માટે ઉપયોગ થાય છે.

رَاوَدُوْهُ عَنْ ضَيْفِهٖ માં مُرَاوَدَتٌ નો અર્થ કોઈને પોતાની જાતીય ઈચ્છા પૂરી કરવા માટે પટાવવું ફોસલાવવું થાય છે, ભાવાર્થ એ છે કે આ કોમે લૂત કારણ કે પોતાની નિર્લજ્જતાના કારણે છોકરાઓ સાથે દુષ્કૃત્ય આચરતા હતા અને અલ્લાહ તઆલાએ તેમની કસોટી માટે જ ફરિશ્તાઓને ખૂબસૂરત છોકરાઓના સ્વરૂપે મોકલ્યા હતા. આ શયતાનો તેમને પોતાની જાતીય વાસનાનું નિશાન બનાવવા માટે લૂત (અલૈ.)ના મકાન ઉપર ચઢી આવ્યા. હઝરત લૂત (અલૈ.)એ દરવાજો બંધ કરી દીધો તો તેઓ દરવાજો તોડીને અથવા તો ઉપરથી છલાંગ લગાવીને આવવા લાગ્યા. હઝરત લૂત (અલૈ.) પરેશાન થઈ ગયા તો તે સમયે ફરિશ્તાઓએ પોતાનું રહસ્ય જાહેર કર્યું કે તમે કોઈ ફિકર ચિંતા ન કરો, તેઓ અમારું કંઈ જ બગાડી શકશે નહીં; અમે અલ્લાહના ફરિશ્તાઓ છીએ અને તેમને અઝાબ આપવા માટે જ અલ્લાહે અમને મોકલ્યા છે.

સૂરએ કમર કયામતના વર્ણનથી શરૂ કરવામાં આવી જેથી કાફિરો અને મુશ્રિકો જેઓ દુનિયાના લોભ અને લાલસામાં ઓતપ્રોત છે તથા આખિરતથી ગાફેલ છે તેઓ સભાન થાય. પ્રથમ કયામતનું વર્ણન કરવામાં આવ્યું ત્યારબાદ દુનિયાની પાંચ પ્રખ્યાત પ્રજાઓની પરિસ્થિતિઓ અને અંબિયા (અલૈ.)ના વિરોધ કરવા સબબ તેમના ખરાબ પરિણામ તથા દુનિયામાં પણ અનેક પ્રકારના અઝાબોમાં તેમના સપડાઈ જવાનું વર્ણન આવ્યું છે.

સૌ પ્રથમ કોમે નૂહ (અલૈ.)નું વર્ણન કરવામાં આવ્યું, કારણ કે સૌ પ્રથમ દુનિયામાં તે એવી કોમ છે જે અલ્લાહ તઆલાના અઝાબમાં પકડવામાં આવી. આ કિસ્સો આગળ આવી ચૂક્યો છે, પ્રસ્તુત આયતોમાં ચાર પ્રજાઓનું વર્ણન છે આદ, ષમૂદ, કોમે લૂત અને કોમે ફિરઔન. તેમના વિગતવાર કિસ્સાઓ અને ઘટનાઓ કુર્આને કરીમના વિવિધ સ્થળોએ વર્ણન થયા છે, અહીંયાં તેનું ટૂંકમાં વર્ણન છે.

આ પાંચેય કોમ દુનિયાના સૌથી શક્તિશાળી અને મજબૂત પ્રજાઓ હતી જેમને કોઈ બળ વડે જેર કરી શકે એ સરળ ન હતું. પ્રસ્તુત આયતોમાં તેમના ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ આવવો બતાવવામાં આવ્યું છે અને દરેક પ્રજાના પરિણામ ઉપર કુર્આને કરીમે એક વાક્ય કહ્યું, فَكَيْفَ كَانَ عَذَابِىْ وَنُذُرِ એટલે કે આટલી શક્તિશાળી પ્રજા અને મોટી સંખ્યાવાળી કોમ ઉપર જ્યારે અલ્લાહ તઆલાનો અઝાબ આવ્યો તો જુઓ કે તેઓ કઈ રીતે તે અઝાબ સામે માંખી મચ્છરોની જેમ માર્યા ગયા અને તેની સાથે જ મો'મિનો અને કાફિરોને એક જાહેર બોધપાઠ માટે આ વાક્યનું વારંવાર પુનરાવર્તન કર્યું, وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ એટલે કે અલ્લાહ તઆલાના આ ભારે અઝાબથી બચવાનો માર્ગ કુર્આન છે તથા કુર્આનને બોધપાઠ અને શિખામણ પ્રાપ્ત કરવાની મર્યાદા સુધી ઘણું સરળ કરી દેવામાં આવ્યું છે. તે વ્યક્તિ ઘણો જ બદનસીબ અને વંચિત છે જે તેનાથી લાભ ન ઉઠાવે. આગળ આવનારી આયતોમાં નુબુવ્વતકાળમાં ઉપસ્થિત લોકોને સંબોધન કરીને એવું બતાવવામાં આવ્યું કે તે જમાનાના ઇન્કારીઓ અને કાફિરો દોલત અને આર્થિક છૂટછાટમાં, સંખ્યામાં, શક્તિમાં, બળમાં આદ, ષમૂદ અને ફિરઔનની કોમ વગેરેથી કંઈ વધીને નથી, પછી તેઓ કઈ રીતે નચિંત થઈને બેઠા છે !?

## આયતો : (સૂરએ કમર : આયત નં. ૪૩ થી ૫૫)

أَكُفَّارُكُمْ خَيْرٌ مِّنْ أُولَٰٓئِكُمْ أَمْ لَكُم بَرَآءَةٌ فِى الزُّبُرِ ﴿٤٣﴾ أَمْ يَقُولُونَ
نَحْنُ جَمِيعٌ مُّنتَصِرٌ ﴿٤٤﴾ سَيُهْزَمُ الْجَمْعُ وَيُوَلُّونَ الدُّبُرَ ﴿٤٥﴾ بَلِ
السَّاعَةُ مَوْعِدُهُمْ وَالسَّاعَةُ أَدْهَىٰ وَأَمَرُّ ﴿٤٦﴾ إِنَّ الْمُجْرِمِينَ فِى ضَلَٰلٍ
وَسُعُرٍ ﴿٤٧﴾ يَوْمَ يُسْحَبُونَ فِى النَّارِ عَلَىٰ وُجُوهِهِمْ ذُوقُوا مَسَّ سَقَرَ ﴿٤٨﴾ إِنَّا
كُلَّ شَىْءٍ خَلَقْنَٰهُ بِقَدَرٍ ﴿٤٩﴾ وَمَآ أَمْرُنَآ إِلَّا وَٰحِدَةٌ كَلَمْحٍۭ بِالْبَصَرِ ﴿٥٠﴾
وَلَقَدْ أَهْلَكْنَآ أَشْيَاعَكُمْ فَهَلْ مِن مُّدَّكِرٍ ﴿٥١﴾ وَكُلُّ شَىْءٍ فَعَلُوهُ فِى الزُّبُرِ ﴿٥٢﴾
وَكُلُّ صَغِيرٍ وَكَبِيرٍ مُّسْتَطَرٌ ﴿٥٣﴾ إِنَّ الْمُتَّقِينَ فِى جَنَّٰتٍ وَنَهَرٍ ﴿٥٤﴾ فِى مَقْعَدِ
صِدْقٍ عِندَ مَلِيكٍ مُّقْتَدِرٍ ﴿٥٥﴾

**તરજુમો :**

*હવે તમારામાં જે ઇન્કારી છે શું તે એ બધાથી સારા છે અથવા તમારા માટે છુટકારાખત કાગળોમાં લખી દેવામાં આવ્યો છે ? (૪૩) શું એવું કહે છે કે અમે સૌનો બદલો લેનારો સમૂહ છે ? (૪૪) હવે આ ટોળું હાર ખાશે અને પીઠ ફેરવીને ભાગશે. (૪૫) બલકે તેમના વાયદાનો સમય કયામત છે અને તે ઘડી ઘણી મોટી આફત છે અને ઘણી કડવી ! (૪૬) જે લોકો ગુનેહગાર છે ભૂલમાં પડયા છે અને પાગલપણામાં. (૪૭) જે દિવસે આગમાં ઊંધા મોંઢે ઘસેડવામાં આવશે; ચાખો આગની મજા ! (૪૮) અમે દરેક વસ્તુ પ્રથમથી નિશ્ચિત કરીને બનાવી. (૪૯) અને અમારું કામ તો એ જ છે, એક પળની વાત છે જેમકે આંખનો એક પલકારો. (૫૦) અને અમે તમારી સાથેવાળાઓનો વિનાશ કરી ચૂકયા છે, પછી છે કોઈ વિચારનાર !? (૫૧) અને જે વસ્તુ તેમણે કરી છે કાગળોમાં લખવામાં આવી. (૫૨) અને દરેક નાનું અને મોટું લખવામાં આવી ચૂકયું છે. (૫૩) જે ડરનારો છે બગીચાઓમાં છે અને નહેરોમાં. (૫૪) સાચી બેઠકમાં બેઠા છે તે બાદશાહની નજીક જેનો સૌના ઉપર કબજો છે. (૫૫)*

**તફસીર :**

(આ કાફિરોના કિસ્સા અને કુફ્રના કારણે તેમના ઉપર અઝાબ થવાની ઘટનાઓ તો તમે સાંભળી લીધી, હવે જ્યારે કે તમે પણ આ જ કુફ્રનો ગુનોહ આચર્યો છે તો તમારા માટે પણ અઝાબથી બચવાનું કોઈ કારણ નથી) શું તમારામાં જેઓ કાફિર છે તેમનામાં તે (પ્રસ્તુત પાછલા) લોકો કરતાં કોઈ વિશેષતા છે (જેના કારણે તમે ગુનાહ આચર્યો હોવા છતાં સજા ન પામો ?) અથવા તમારા માટે (આસમાની) કિતાબોમાં કોઈ મા'ફી(નામું લખી દીધું) છે (બસ કોઈ ખાસ વિશેષતા નથી) અથવા (તેમનામાં કોઈ એવી શક્તિ છે જે તેમને અઝાબથી બચાવી લે ? જેમકે) આ લોકો કહે છે કે અમારો એવો સમુદાય છે જે વર્ચસ્વવાળો જ રહેશે (અને જ્યારે કે તેમને તેમના દબાઈ જવાની સ્પષ્ટ દલીલો ઉપસ્થિત છે અને પોતે પણ પોતાની આ પરાજિત પરિસ્થિતિનું તેમને યકીન છે તો પછી એવી વાતો કહેવી એ નરી ડંફાસ જ છે કે તેમનામાં કોઈ એવી શક્તિ છે જે અઝાબ રોકી શકે છે, આ ત્રણ સંભાવનાઓ છે અઝાબથી બચવાની, બતાવો કે તેમાંથી કયું સ્વરૂપ વાસ્તવિક છે ? પ્રથમ બે સંભાવનાઓનું ખોટું હોવું તો જાહેર કરી દેવામાં આવ્યું, રહી ત્રીજી સંભાવના; બસ જાહેર કારણોના આધારે ભલે તે શક્ય છે પરંતુ ઉપસ્થિત દલીલોના કારણે એવું થશે નહીં, બલકે તેનાથી વિપરીત વસ્તુસ્થિતિ ઉપસ્થિત થશે જેમકે તેમનું જૂઠ જાહેર થઈ જશે અને તે વસ્તુસ્થિતિ એ રીતે જાહેર થશે કે) નિકટમાં જ (તેમનું) આ જૂથ હાર ખાશે અને પીઠ ફેરવીને ભાગશે (અને આ આગાહી બદ્ર અને અહઝાબમાં ઉપસ્થિત થઈ અને એટલું જ નહીં કે આ દુનિયવી અઝાબ ઉપર બસ થઈને રહી જશે) બલકે (મોટો અઝાબ) કયામત(માં થશે) તેમનો (મૂળ) વાયદો (આ જ) છે અને કયામત(ને કોઈ હલકી વસ્તુ ન સમજો બલકે તે) ઘણી કઠોર અને અણગમતી વસ્તુ છે (અને આ مَوْعُوْدُ اَدْهٰى وَاَمَرُّ અવશ્ય ઉપસ્થિત થવાનું છે અને તેના ઉપસ્થિત થવાના ઈન્કારમાં) પાપીઓ (એટલે કે કાફિરો) મોટી ભૂલ અને મૂર્ખામીમાં (પડ્યા) છે (અને તે ભૂલ તેમને તેમના અનુભવોમાં પરિવર્તિત થવાની છે, જ્યારે તે બિલકુલ એ જ પ્રમાણે ઉપસ્થિત થશે અને તે એ રીતે થશે કે) જે દિવસે આ લોકો પોતાના મોઢાંઓભેર ઊંધા જહન્નમમાં ઘસેડવામાં આવશે તો તેમને કહેવામાં આવશે કે દોઝખ(ની આગ) લાગવાની મજા ચાખો (અને જો તેમને તેમાં શંકા હોય કે

કયામત હમણા કેમ નથી આવતી ? તો એનું કારણ એ છે કે) અમે દરેક વસ્તુને (સમય વગેરેના આધારે) ખાસ સ્વરૂપે પેદા કરી છે (જે અમારા જ્ઞાનમાં છે, એટલે કે તેનો સમય વગેરે પોતાના જ્ઞાનમાં નિશ્ચિત અને મુકદ્દર કરેલ છે એ જ પ્રમાણે કયામતના ઉપસ્થિત થવાનો પણ એક ચોક્કસ સમય નિશ્ચિત છે તેથી એના અત્યારે ઉપસ્થિત ન થવાનું કારણ તેનો હજુ સમય નથી થયો તે છે અને એનાથી કોઈ ભૂલમાં કે ધોકામાં ન રહેવું જોઈએ કે કયામત આવવાની જ નથી) અને (જ્યારે તેનો સમય આવી જશે તો તે સમયે) અમારો હુકમ (તેના ઉપસ્થિત થવા સંબંધી) બસ એવો અચાનક થશે કે જેમકે આંખનો પલકારો (મતલબ કે તેના અસ્તિત્વનો નકાર બિલકુલ જ ખોટો ઠરે છે) અને (જો તમને એ શંકા હોય કે અમારો તરીકો અલ્લાહ નજીક નાપસંદ અને સૂગપાત્ર નથી તો જો કયામત ઉપસ્થિત પણ થઈ જાય તો પણ અમને કોઈ ફિકર નથી તો એ બાબત સાંભળી રાખો કે) અમે તમારા સહધર્મી લોકોનો (પોતાના અઝાબથી) નાશ કરી ચૂક્યા છે (જે દલીલ છે એ તરીકાના ધિક્કારપાત્ર હોવાની અને તે જ તમારો તરીકો છે, એટલા માટે તે ધિક્કારને પાત્ર છે અને આ દલીલ ખૂબ સ્પષ્ટ છે) બસ શું (આ દલીલથી) કોઈ નસીહત પ્રાપ્ત કરનાર છે અને (એવું પણ નથી કે તેમના અમલો અલ્લાહના જ્ઞાનથી ગાયબ રહી જાય જેના કારણે અલ્લાહ નજીક તેમનો તરીકો ધિક્કારપાત્ર હોવા છતાં તેઓના સજાથી બચી જવાની સંભાવના હોય બલકે) જે કંઈ પણ આ લોકો કરે છે બધું (અલ્લાહ તઆલાને ખબર છે) આ'માલનામામાં (પણ નોંધવામાં આવેલ) છે અને (એવું નથી કે અમુક લખી લેવામાં આવ્યું હોય અને અમુક રહી ગયું હોય બલકે) દરેક નાની અને મોટી વાત (તેમાં) લખવામાં આવી છે (બસ અઝાબ આવવામાં કોઈ શંકા ન રહી, આ તો કાફિરોની હાલત થઈ અને જે) પરહેઝગાર લોકો (છે તેઓ જન્નતના) બગીચાઓમાં અને નહેરોમાં હશે એક ઉમદા સ્થળે શક્તિશાળી બાદશાહ પાસે (એટલે કે તેમને જન્નતની સાથે સાથે અલ્લાહની નિકટતા પણ પ્રાપ્ત થશે).

## મસ્અલા અને બોધપાઠ :

### અમુક શબ્દાર્થનો ખુલાસો :

زُبُر (ઝુબુર) એ زَبُوْر (ઝબૂર)નું બહુવચન છે, શબ્દકોષમાં દરેક લખેલા

પુસ્તકને "ઝબૂર" કહેવામાં આવે છે, પ્રથમ તે ખાસ કિતાબનું નામ પણ છે જે હઝરત દાવુદ (અલૈ.) ઉપર નાઝિલ થઈ હતી.

اَدْهٰى وَاَمَرُّ માં اَدْهٰى (અદ્હા)નો અર્થ "વધારે ભયાનક" અને اَمَرُّ (અમર્ર) એ مُرٌّ (મુર્રુ)થી બને છે જેનો મૂળ અર્થ "કડવું" છે અને દરેક કઠોર તથા તકલીફ આપનારી વસ્તુને પણ "મુર્ર અથવા અમર્ર" કહેવામાં આવે છે. فِىْ ضَلٰلٍ وَّسُعُرٍ માં ضَلٰلٍ (દલાલિન)નો અર્થ "ગુમરાહી" હોવાનું પ્રખ્યાત છે અને سُعُرٍ (સુઉર)નો અર્થ આ સ્થળે "જહન્નમની આગ" છે. اَشْيَاعَكُمْ માં اَشْيَاعُ (અશ્યાઅ્) એ شِيْعَةٌ (શીઅહ)નું બહુવચન છે જેનો અર્થ "અનુયાયી અથવા પૈરવી કરનાર"નો થાય છે, તેનો ભાવાર્થ તે લોકો છે જેઓ અમલમાં કોઈના તા'બે અથવા તેમના અનુયાયીઓ જેવા છે. مَقْعَدِ صِدْقٍ માં مَقْعَدُ (મકઅદ)નો અર્થ "મજલિસ અને સ્થળ" થાય છે તથા صِدْقٌ (સિદ્દક) એ સત્યના અર્થમાં છે, ભાવાર્થ એ છે કે આ મજલિસ વાસ્તવિક સત્ય છે જેમાં કોઈ વાહિયાત અથવા બેહૂદા વાતો થશે નહીં.

اِنَّا كُلَّ شَىْءٍ خَلَقْنٰهُ بِقَدَرٍ માં શબ્દ قَدَرٌ (કદ્ર)નો શાબ્દિક અર્થ અંદાજો લગાવવો અથવા કોઈ વસ્તુને હિકમત અને હિત પ્રમાણે અંદાજાથી બનાવવી થાય છે. આ આયતમાં આ શાબ્દિક અર્થનો ભાવાર્થ એ હોઈ શકે છે કે અલ્લાહ જલ્લ શા'નૂહુએ દુનિયાની બધી જ મખ્લૂકોને અને તેમના દરેક પ્રકારો તથા વિભાગોને એક હિકમતપૂર્ણ અંદાજાથી નાની મોટી અને વિવિધ સ્વરૂપોમાં બનાવ્યા છે, પછી દરેક પ્રજાતિ અને પ્રકારમાં દરેક સજીવના સર્જનમાં પણ હિકમતપૂર્ણ અંદાજો ઘણી હિકમત સાથે મૂકયો છે, આંગળીઓ બધી સરખી નથી બનાવી, લંબાઈમાં ફરક રાખવામાં આવ્યો, હાથો પગોના લાંબા ટૂંકા હોવા તથા તેના ખુલવા બંધ થવા તેમજ વાળવા અને ફેલાવવા માટે સ્પ્રિંગો બનાવી, એક એક અવયવના એક એક સાંધાને જુઓ તો કુદરત અને હિકમતે ખુદાવંદીના આ આશ્ચર્યજનક દરવાજાઓ ખુલતા નજરે પડવા લાગશે.

શરીઅતની પરિભાષામાં શબ્દ قَدَرٌ (કદર) અલ્લાહ તઆલાની તકદીર માટે પણ ઉપયોગ થાય છે અને ઘણા તફસીરના ઈમામોએ અમુક હદીષની રિવાયતોની બીનાએ આ આયતમાં કદ્રથી તકદીરે ઈલાહી ભાવાર્થ સ્વરૂપે લીધું છે.

મુસ્નદે અહમદ, મુસ્લિમ અને તિરમિઝીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે કુરૈશના મુશ્રિકો એક વખતે રસૂલે કરીમ ﷺ સાથે તકદીર બાબતે દલીલબાજી કરવા લાગ્યા તો કુર્આનની આ આયત નાઝિલ થઈ. આ અર્થના આધારે આયતનો ભાવાર્થ એ થશે કે અમે સમગ્ર દુનિયાની એક એક વસ્તુને પોતાની અજલી તકદીર પ્રમાણે બનાવી છે, એટલે કે અજલમાં પેદા થનાર વસ્તુ અને તેમાં તેનો સમય તથા સ્થળ અને તેના વધવા અથવા ઘટવાનું પ્રમાણ વિશ્વમાં પેદા થતા પહેલાં જ લખી દેવામાં આવ્યું હતું જે કંઈ વિશ્વમાં પેદા થાય છે તે આ જ તકદીરે અજલી પ્રમાણે થાય છે.

તકદીરમાં આ મસ્અલો ઈસ્લામનો "કતઈ અકીદહ" છે, તેનો ઈન્કારી કાફિર છે અને જે ફિરકો તા'વીલ કરીને એનો ઈન્કાર કરે છે તે ફાસિક છે. ઈમામ અહમદ, અબૂ દાવુદ અને તબરાનીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દરેક ઉમ્મતમાં અમુક લોકો મજૂસી (Magians) હોય છે અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના મજૂસી તે લોકો છે જેઓ તકદીરનો ઈન્કાર કરે છે, એવા લોકો બીમાર પડે તો તેમની બીમારપુરસી માટે ન જાઓ, મરી જાય તો તેમના કફન દફનમાં સામેલ ન થાઓ. વલ્લાહુ અઅ્લમુ. *(રૂહુલ મઆનીમાંથી)*

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કમરની તફસીર પૂરી થઈ.

રબિઉષ્ષાની સન હિજરી ૧૩૯૧



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કમરનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૦૮ જૂન ૨૦૧૧ મુતાબિક ૦૫ રજબ ૧૪૩૨ હિજરી

## પ્રકરણ (૫૫)

# સૂરએ રહમાન

સૂરએ રહમાન મદીનામાં નાઝિલ થઈ તેની ૭૮ આયતો અને ૩ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ રહમાન : આયત નં. ૧ થી ૨૫)**

آیاتها ٧٨ ﴿٥٥﴾ سُوْرَةُ الرَّحْمٰنِ مَدَنِيَّةٌ ﴿٩٧﴾ رکوعاتها ٣

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

اَلرَّحْمٰنُ ﴿١﴾ عَلَّمَ الْقُرْاٰنَ ﴿٢﴾ خَلَقَ الْاِنْسَانَ ﴿٣﴾ عَلَّمَهُ الْبَيَانَ ﴿٤﴾
اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ ﴿٥﴾ وَّالنَّجْمُ وَالشَّجَرُ يَسْجُدٰنِ ﴿٦﴾ وَالسَّمَاۗءَ رَفَعَهَا
وَوَضَعَ الْمِيْزَانَ ﴿٧﴾ اَلَّا تَطْغَوْا فِي الْمِيْزَانِ ﴿٨﴾ وَاَقِيْمُوا الْوَزْنَ بِالْقِسْطِ
وَلَا تُخْسِرُوا الْمِيْزَانَ ﴿٩﴾ وَالْاَرْضَ وَضَعَهَا لِلْاَنَامِ ﴿١٠﴾ فِيْهَا فَاكِهَةٌ
وَّالنَّخْلُ ذَاتُ الْاَكْمَامِ ﴿١١﴾ وَالْحَبُّ ذُو الْعَصْفِ وَالرَّيْحَانُ ﴿١٢﴾ فَبِاَيِّ اٰلَاۗءِ
رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿١٣﴾ خَلَقَ الْاِنْسَانَ مِنْ صَلْصَالٍ كَالْفَخَّارِ ﴿١٤﴾ وَخَلَقَ الْجَاۗنَّ
مِنْ مَّارِجٍ مِّنْ نَّارٍ ﴿١٥﴾ فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿١٦﴾ رَبُّ الْمَشْرِقَيْنِ
وَرَبُّ الْمَغْرِبَيْنِ ﴿١٧﴾ فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿١٨﴾ مَرَجَ الْبَحْرَيْنِ يَلْتَقِيٰنِ ﴿١٩﴾
بَيْنَهُمَا بَرْزَخٌ لَّا يَبْغِيٰنِ ﴿٢٠﴾ فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢١﴾ يَخْرُجُ مِنْهُمَا
اللُّؤْلُؤُ وَالْمَرْجَانُ ﴿٢٢﴾ فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢٣﴾ وَلَهُ الْجَوَارِ
الْمُنْشَاٰتُ فِي الْبَحْرِ كَالْاَعْلَامِ ﴿٢٤﴾ فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢٥﴾

المنزل ٧

**તરજુમો :**

અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.

રહમાન. (૧) તેણે કુર્આન શીખવાડયું. (૨) તેણે જ માનવનું સર્જન કર્યું. (૩) (પછી) તેને વાત કરતાં શીખવ્યું. (૪) સૂર્ય અને ચંદ્ર માટે એક (નિશ્ચિત) ગણતરી છે. (૫) અને છોડ તથા ઝાડ સિજ્દહમાં પ્રવૃત્ત છે. (૬) અને આસમાનને ઊંચું કર્યું અને ત્રાજવું મૂકયું, (૭) કે ત્રાજવા(ના માપ)માં અન્યાય ન કરો. (૮) અને સીધા ત્રાજવે તોલો ન્યાયથી અને તોલ(માપ)ને ન ઘટાડો. (૯) અને તેણે મખ્લૂક માટે પૃથ્વીને પાથરી. (૧૦) તેમાં ફળો છે અને ખજૂરીઓ જેના (ફળો) ઉપર ગિલાફ (છાલ) છે. (૧૧) અને તેમાં અનાજ જેની સાથે ફોતરાં છે અને સુગંધી ફૂલ. (૧૨) પછી (હે જિન્નાત અને ઈન્સાન !) પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને તમે બંને જૂઠાડશો? (૧૩) માનવને ખણખણતી સૂકી માટીથી બનાવ્યો જેમકે ઠીકરું (હોય છે). (૧૪) અને જાન્ન (જિન્નાતના બાપ)ને (ધૂમાડા રહિત) આગની જ્વાળાથી (બનાવ્યા). (૧૫) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૧૬) (તે અલ્લાહ) બે પૂર્વો (ઉદયસ્થાનો)નો માલિક અને બે પશ્ચિમો (અસ્ત થવાના સ્થળો)નો માલિક છે. (૧૭) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૧૮) બે સમુદ્રો ભેગા મળી ચાલનારા બનાવ્યા. (૧૯) તે બંને વચ્ચે એક પડદો છે જે એકબીજા ઉપર અતિક્રમણ કરતા નથી (એકબીજામાં ભળી જતા નથી). (૨૦) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો!? (૨૧) તે બંનેમાંથી મોતી અને મરજાન (પ્રવાળ–Coral) નીકળે છે. (૨૨) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૨૩) અને તેના જ છે ઊંચા જહાજ સમુદ્રમાં ઊભેલા જેમકે પહાડ. (૨૪) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૨૫)

**આયતોનો ક્રમ, ગોઠવણી અને فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ના પુનરાવર્તનની હિકમત :**

આથી પહેલાં સૂરએ કમરમાં વધારે પ્રમાણમાં બળવાખોર કોમો વિશેના વિષયો અને તેમના ઉપર અલ્લાહ તઆલાના અઝાબ આવવા સંબંધિત વર્ણન હતું એટલા માટે દરેક અઝાબ પછી લોકોને ચેતવણી આપવા માટે એક ખાસ વાક્યનો વારંવાર ઉપયોગ કરવામાં આવ્યો છે, فَكَيْفَ كَانَ عَذَابِىْ وَنُذُرِ અને તેની સાથે સાથે ઈમાન તથા આજ્ઞાપાલનના પ્રોત્સાહન અને પ્રેરણા માટે બીજું વાક્ય وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ પુનરાવર્તિત સ્વરૂપે લાવવામાં આવ્યું છે.

સૂરએ રહમાનમાં એનાથી વિપરીત મોટા ભાગના વિષયો અલ્લાહ તઆલાની દુનિયવી અને આખિરતની નેઅ્‌મતોના વર્ણનમાં છે એટલા જ માટે જ્યારે કોઈ ખાસ નેઅ્‌મતનું વર્ણન કરવામાં આવ્યું તો એક વાક્ય લોકોને ધ્યાન અપાવવા માટે અને નેઅ્‌મતનો આભાર માનવાની પ્રેરણા અને પ્રોત્સાહન આપવા માટે કહેવામાં આવ્યું, فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ અને આખી સૂરતમાં આ વાક્ય ૨૧ વખતે લાવવામાં આવ્યું છે જે દેખીતી રીતે પુનરાવર્તન જણાય છે અને કોઈ શબ્દ અથવા વાક્યનું પુનરાવર્તન પણ તાકીદનો લાભ આપે છે તેથી તે પણ ઉચ્ચ વર્ણનશૈલી વિરુદ્ધ નથી, ખાસ કરીને કુર્આને કરીમની આ બંને સૂરતોમાં જે વાક્યોનું પુનરાવર્તન થયું છે તે સૂરતના આધારે તો પુનરાવર્તન છે જ, પરંતુ વાસ્તવિકતાના આધારે દરેક વાક્ય એક નવા વિષય સાથે સંબંધિત હોવાના કારણે માત્ર પુનરાવર્તન નથી કારણ કે સૂરએ કમરમાં દરેક નવા અઝાબ પછી તેના વિશે فَكَيْفَ كَانَ عَذَابِىْ આવ્યું છે અને તે જ પ્રમાણે સૂરએ રહમાનમાં દરેક નવી નેઅ્‌મતના વર્ણન પછી فَبِاَيِّ اٰلَآءِ નું પુનરાવર્તન કરવામાં આવ્યું છે જે એક નવા વિષય વિશે હોવાના કારણે માત્ર પુનરાવર્તન નથી. અલ્લામહ સિયૂતિ (રહ.)એ આ પ્રકારના પુનરાવર્તનનું નામ تَرْدِيْد (તરદીદ) બતાવ્યું છે અને ઉચ્ચ કોટિના અરબ સાહિત્યકારોની વાતચીતમાં તેને સારું અને મીઠાશભર્યું સમજવામાં આવ્યું છે જે વાક્ય અને પ્રાસ, આરોહ અને અવરોહ (વાતચીતની લઢણ)માં પ્રયોગ થાય છે અને માત્ર અરબી ભાષામાં જ નહીં પરંતુ ફારસી અને ઉર્દૂ ભાષાના પ્રખ્યાત શાયરોના કલામમાં પણ આવું દૃષ્ટાંત જોવા મળે છે, અત્રે તેને એકઠા

કરવાની તક નથી. તફસીરે રૂહુલ મઆની વગેરેમાં આ સ્થળે વિવિધ દૃષ્ટાંતો પણ નકલ કરવામાં આવ્યા છે.

## તફસીર :

રહમાન (ની અગણિત નેઅ્મતો છે, તેમાંથી એક આધ્યાત્મિક નેઅ્મત એ છે કે) તેણે (જ પોતાના બંદાઓને) કુર્આન(ના હુકમો)ની તા'લીમ આપી (એટલે કે કુર્આન નાઝિલ કર્યું કે તેના બંદાઓ તેના ઉપર ઈમાન લાવે અને તેનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેના ઉપર અમલ કરે જેથી કાયમી આરામ અને રાહતનો સામાન મેળવે અને તેની એક શારીરિક નેઅ્મત એ છે કે) તેણે જ માનવીને પેદા કર્યો (પછી) તેને બોલતાં શીખવાડ્યું (જેના હજારો લાભો છે, દાખલા તરીકે તેના દ્વારા કુર્આનનું બીજાની જીભ વડે તેમને પહોંચવું અને તેમના દ્વારા અન્યોને પહોંચે છે અને એક ભૌતિક અવકાશી નેઅ્મત એ છે કે તેના જ હુકમથી) સૂર્ય અને ચંદ્ર ગણતરી સાથે (ગતિ કરે) છે અને થડ વિનાના વૃક્ષો અને થડવાળા વૃક્ષો બંને (અલ્લાહના) આજ્ઞાપાલક છે (સૂર્ય, ચંદ્ર અને વૃક્ષોનો સિજ્દહ એટલા માટે નેઅ્મત છે કે અલ્લાહ તઆલાએ તેમાં માનવી માટે અસંખ્ય લાભો મૂક્યા છે) અને (એક નેઅ્મત એ છે કે) તેણે જ આસમાનને ઊંચું કર્યું, (જેનાથી બીજા લાભો અવકાશ સંબંધિત લાભો સિવાય ઘણો મોટો લાભ એ છે કે તેને જોઈને માનવી તેના બનાવનારની મહાન શા'ન ઉપર દલીલ કરે જેમકે અલ્લાહ પોતે કહે છે ...يَتَفَكَّرُوْنَ فِىْ خَلْقِ السَّمٰوٰتِ અને એક નેઅ્મત એ છે કે) તેણે જ (દુનિયામાં) ત્રાજવું મૂકી દીધું જેથી તમે તોલવામાં ઓછું વત્તું ન કરો અને (જ્યારે આવા મોટા નફા માટે યોગ્ય છે કે આ યંત્ર હકોની લેનદેનને પૂરી કરવા માટેનું છે જેના દ્વારા હજારો ફસાદો જાહેર અને ગુપ્ત દૂર થઈ જાય છે તો તમે એ નેઅ્મતનો ખાસ સ્વરૂપે શુક્ર અદા કરો અને આ શુક્રિયામાંથી એ પણ છે કે) તેણે જ મખ્લૂક(ના લાભ) માટે જમીનને (તેના સ્થળે) રાખી દીધી કે તેમાં ફળો છે અને ખજૂરના ઝાડો છે જેના (ફળ) ઉપર ગિલાફ (ચઢેલા) હોય છે અને (તેમાં) અનાજ છે જેમાં ફોતરાં (ભૂસું પણ) હોય છે અને (એમાં) અન્ય ખોરાકની વસ્તુ (પણ) છે (જેમકે ઘણી બધી લીલોતરી વગેરે) બસ હે જિન્નાત અને ઈન્સાન (આ આટલા મોટા પ્રમાણમાં નેઅ્મતો અને તેની મહાનતા છતાં) પોતાના

પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થશો ? (એટલે કે ઈન્કારી થવું ઘણી હઠધર્મી અને ઉઘાડા ભૌતિક લાભોને બલકે અનુભવોમાં આવતી નેઅ્મતોનો ઈન્કાર છે અને એક નેઅ્મત એ છે) તેણે જ માનવી(ના પ્રથમ અસલ એટલે કે હઝરત આદમ અલૈ.)ને આ જ માટીથી જે ઠીકરાંની જેમ (ખણખણ) રણકતી હતી પેદા કર્યો (જેનું ટૂંકમાં વર્ણન અમુક આયતોમાં અગાઉ આવી ગયું છે) અને જિન્નાત(ના પ્રથમ અસલ)ને શુદ્ધ આગથી (કે જેમાં ધૂમાડો ન હતો) પેદા કર્યો (અને પછી બંને પ્રજાતીમાં પ્રજોત્પત્તિ દ્વારા પેઢીઓ ચાલી જેનો ખુલાસો સૂરએ હિજ્રના બીજા રુકૂઅ્માં આવી ચૂક્યો છે) હે જિન્નાત અને મનુષ્ય ! (આ નેઅ્મતો મોટા પ્રમાણમાં હોવા છતાં તથા તેની શ્રેષ્ઠતા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (એનો ભાવાર્થ ઉપર આવી ચૂક્યો છે અને) તે બંને પૂર્વ અને બંને પશ્ચિમનો (સાચો) માલિક છે (તેનો ભાવાર્થ સૂર્ય અને ચંદ્રના ઊગવા અને આથમવાની ક્ષિતિજ છે, એમાં પણ દેખીતી નેઅ્મત છે કે રાત અને દિવસ શરૂ અને પૂર્ણ થાય છે અને તેની સાથે અન્ય ઘણા હેતુઓ જોડાયેલા છે) બસ હે જિન્નાત અને ઈન્સાન ! (આ નેઅ્મતો મોટા પ્રમાણમાં હોવા છતાં તથા તેની શ્રેષ્ઠતા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અને એક નેઅ્મત એ છે કે) તેણે બે દરિયાઓને (જાહેર રીતે) ભેગા કર્યા છે કે (જાહેરમાં) પરસ્પર મળેલા હોય છે (અને વાસ્તવમાં) તે બંને વચ્ચે એક (કુદરતી) પડદો છે કે (એના કારણે) બંને (પોતપોતાના સ્થાનેથી) વધી નથી શકતા (જેનો ખુલાસો સૂરએ ફુરકાનમાં પૂરી થવાથી દોઢ રુકૂઅ્ પહેલાં આવી ચૂક્યો છે અને ખારા તથા મીઠા પાણીના લાભો પણ દેખીતા છે અને બંનેના ભેગા થવામાં દલીલ સ્વરૂપે નેઅ્મત પણ છે) બસ હે જિન્નાત અને ઈન્સાન ! (આ નેઅ્મતો મોટા પ્રમાણમાં હોવા છતાં તથા તેની શ્રેષ્ઠતા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અને બે સમુદ્રો વિશે એક નેઅ્મત એ છે કે) તે બંનેમાંથી મોતી અને મરજાન--પ્રવાળ મળે છે (મોતી અને પ્રવાળના ફાયદાઓ જોતાં તે નેઅ્મત હોવું જાહેર છે) બસ હે જિન્નાત અને ઈન્સાન ! (આ નેઅ્મતો મોટા પ્રમાણમાં હોવા છતાં તથા તેની શ્રેષ્ઠતા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? અને (એક નેઅ્મત એ છે કે) તેનો જ (અધિકાર અને માલિકી) છે, બસ

હે જિન્નાત અને ઈન્સાન ! (આ નેઅ્મતો મોટા પ્રમાણમાં હોવા છતાં તથા તેની શ્રેષ્ઠતા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઇન્કારી થઈ જશો !?

## મસ્અલા અને બોધપાઠ :

**સૂરએ રહમાન મક્કી અથવા મદની હોવામાં મતભેદ છે :**

ઈમામ કુર્તુબી (રહ.) અમુક હદીષની રિવાયતોના કારણે તેના મક્કી હોવાને અગ્રિમતા આપી છે, તિરમિઝીમાં હઝરત જાબીર (રહ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ અમુક લોકો સામે સંપૂર્ણ સૂરએ રહમાન તિલાવત કરી. આ લોકો સાંભળીને મૌન રહ્યા. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે મેં લયલયતુલ જિન્નમાં જિન્નાતોની સામે આ સૂરત તિલાવત કરી તો અસર કબૂલ કરવાના આધારે તેઓ તમારાથી બહેતર રહ્યા, કારણ કે જ્યારે હું કુર્આનના આ વાક્યો ઉપર પહોંચતો હતો فَبِاَیِّ اٰلَآءِ رَبِّکُمَا تُکَذِّبٰنِ તો બધા જ બોલી ઉઠતા હતા, لَابِشَیۡءٍ مِنۡ نِّعَمِکَ رَبَّنَا نُکَذِّبُ فَلَکَ الۡحَمۡدُ એટલે કે હે અમારા પરવરદિગાર! અમે તારી કોઈપણ નેઅ્મતને જૂઠાડતા નથી અને નાશુક્રી કરીશું નહીં, તારા જ માટે વખાણ છે. આ હદીષથી જાણ થાય છે કે આ સૂરત મક્કી છે કારણ કે "લયલતુલ જિન્ન" તે રાત છે જેમાં રસૂલે કરીમ ﷺએ જિન્નાતોમાં પ્રચાર કર્યો અને તા'લીમ આપી જે મક્કા મુકર્રમહમાં બન્યું.

એ જ પ્રમાણેની અન્ય પણ અમુક રિવાયતો કુર્તુબીએ નકલ કરેલ છે જેનાથી આ સૂરત મક્કી હોવાનું જણાય છે. આ સૂરતને શબ્દ رَحۡمٰنُ (રહમાન)થી શરૂ કરવામાં આવી, તેમાં એક મસ્લિહત એ પણ છે કે મક્કાના કાફિરો અલ્લાહ તઆલાના નામોમાંથી "રહમાન"થી વાકેફ ન હતા એટલા જ માટે કહેતા હતા, وَمَاالرَّحۡمٰنُ (વમર્રહમાન) કે "રહમાન શું વસ્તુ છે ?" તે લોકોને વાકેફ કરવા માટે અલ્લાહ તઆલાના નામોમાંથી અત્રે "રહમાન"ની વરણી કરવામાં આવી.

બીજું કારણ એ પણ છે કે આગળ જે રહમાનનું કાર્ય વર્ણન કરવામાં આવ્યું છે એટલે કે કુર્આનની તા'લીમ; તેમાં એ પણ બતાવવામાં આવ્યું કે આ કુર્આનની તા'લીમનો તકાદો અને દા'વતનો સબબ માત્ર અલ્લાહ તઆલાની રહમત છે, નહિતર તેના માથે કોઈ કામ વાજિબ કે જરૂરી નથી જેનો તેને પ્રશ્ન કરી શકાય અને ન જ તે કોઈનો મોહતાજ છે.

આગળ સંપૂર્ણ સૂરતમાં હક્ક તઆલાની દુનિયવી અને દીની નેઅ્મતોનું વર્ણન એકધારું થયું છે. عَلَّمَ الْقُرْآنَ માં અલ્લાહ તઆલાની નેઅ્મતોમાં જે સૌથી મોટી નેઅ્મત છે તેના વર્ણનથી શરૂઆત કરવામાં આવી અને સૌથી મોટી નેઅ્મત કુર્આન છે, કારણ કે કુર્આને કરીમ માનવી માટે દીન અને દુનિયા બંનેની ભલાઈઓ એટલે કે આધ્યાત્મિકતા, આર્થિક ઉપાર્જન અને સામાજિકતા માટે બરકતોનું કેન્દ્ર છે જેણે કુર્આનને પકડયું અને તેનો હક અદા કર્યો જેમકે સહાબએ કિરામ (રદિ.) કે હક્ક તઆલાએ તેમને આખિરતના દરજ્જાઓ તેમજ નેઅ્મતોથી તો નવાજ્યા જ છે, દુનિયામાં પણ તેમને તે દરજ્જો અને સ્થાન અર્પણ કર્યું જે મોટા મોટા રાજા મહારાજાઓને પણ પ્રાપ્ત થયું નહીં.

કાયદા પ્રમાણે શબ્દ عَلَّمَ (અલ્લમ)ના બે કર્મો (મફઊલ) હોય છે, એક તે ઈલ્મ જે શીખવાડવામાં આવે અને બીજો તે વ્યક્તિ જેને શીખવાડવામાં આવે. અત્રે આયતમાં બંને વસ્તુઓ બતાવવામાં આવી, જે શીખવાડવામાં આવ્યું છે એટલે કે કુર્આન અને બીજું કર્મ એટલે કે કુર્આન જેને શીખવાડવામાં આવ્યું તેનું વર્ણન નથી. અમુક તફસીરકારોએ કહ્યું કે પ્રત્યક્ષ અલ્લાહ તઆલાએ જેમને તા'લીમ આપી એટલે કે રસૂલે કરીમ ﷺ અત્રે તે જ ભાવાર્થ સ્વરૂપે છે. પછી રસૂલે કરીમ ﷺના માધ્યમથી સમગ્ર મખ્લૂક તેમાં સામેલ છે અને એવું પણ હોઈ શકે છે કે કુર્આન નાઝિલ થવાનો હેતુ અલ્લાહ તઆલાની સમગ્ર મખ્લૂકને હિદાયતનો માર્ગ બતાવવાનો અને દરેકને નૈતિકતા તથા નેક કર્મો શીખવાડવાનો છે તેથી કોઈ ખાસ કર્મ અત્રે નિશ્ચિત કરવામાં આવ્યું નથી, બીજું કર્મ વર્ણન ન કરવાથી ઈશારો તેના સામાન્ય જાહેરપણા તરફ થાય છે.

خَلَقَ الْإِنسَانَ عَلَّمَهُ الْبَيَانَ માણસનું સર્જન પોતે અલ્લાહ તબારક વ તઆલાની એક ઘણી મોટી નેઅ્મત છે અને શારીરિક બંધારણ અનુસાર તે જ સૌથી અગ્રસ્થાને છે, એટલે સુધી કે કુર્આનની તા'લીમ જેનું પ્રથમ વર્ણન કરવામાં આવ્યું તે પણ દેખીતું છે કે માનવીના સર્જન પછી જ થઈ શકે છે પરંતુ કુર્આને હકીમને કુર્આનની તા'લીમની નેઅ્મત કરતાં અગ્રસ્થાને અને માનવીના સર્જનને ત્યાર પછીના સ્થાને રાખવાથી એ તરફ ઈશારો આપવામાં આવ્યો કે માનવીના સર્જનનો મૂળ હેતુ જ કુર્આનની તા'લીમ અને તેના બતાવેલા માર્ગ ઉપર ચાલવું છે, જેમકે બીજી આયતમાં ઈશારો છે, وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنسَ إِلَّا لِيَعْبُدُونِ

એટલે કે અમે જિન્નાત અને મનુષ્યને માત્ર એટલા જ માટે પેદા કર્યા છે કે તેઓ અમારી ઈબાદત કર્યા કરે અને દેખીતું છે કે ઈબાદત અલ્લાહ તઆલાની તા'લીમ સિવાય થઈ શકતી નથી, તેનું માધ્યમ કુર્આન છે એટલા માટે આ સ્વરૂપે કુર્આનની તા'લીમ માનવીના સર્જન કરતાં અગ્રક્રમે આવી ગઈ.

માનવીના સર્જન પછી જે નેઅ્મતો મનુષ્યને અર્પણ થઈ તે અગણિત છે, તેમાં ખાસ સ્વરૂપે તા'લીમનું અત્રે વર્ણન કરવાની હિકમત એ જણાય છે કે જે નેઅ્મતોનો સંબંધ માનવીના બાહ્ય દેખાવ તથા તેના અસ્તિત્વ અને તેના ટકી રહેવા સાથે છે જેમકે ખાવું, પીવું, ઠંડી, ગરમીથી બચવાનો સરસામાન, રહેવા સહેવાની વ્યવસ્થા વગેરે; આ નેઅ્મતોમાં તો દરેક સજીવ, માનવી અને પ્રાણીઓ સામેલ છે, તે નેઅ્મતો જે માનવીની સાથે વિશેષ સ્વરૂપે જોડાયેલ છે તેમાંથી પ્રથમ તો કુર્આનની તા'લીમનું વર્ણન કર્યું, ત્યાર પછી બોલવાની શક્તિનું; કારણ કે કુર્આનની તા'લીમનો લાભ અને ફાયદો બોલવા અને વર્ણન કરવાની શક્તિ ઉપર જ અવલંબિત છે.

વર્ણન કરવાની બાબતમાં મૌખિક રીતે વાતચીત કરવું પણ સામેલ છે અને લખાણ પત્ર તથા પારસ્પરિક સમજણના જેટલા પણ માધ્યમો અલ્લાહ તઆલાએ પેદા કર્યા છે તે વર્ણન કરવાના ભાવાર્થમાં સામેલ છે અને પછી વિવિધ પ્રદેશો, વિવિધ પ્રજાઓની વિવિધ ભાષાઓ અને તેમના રૂઢિપ્રયોગો બધું આ જ વર્ણન કરવાની તા'લીમના વિભાગો છે, જે عَلَّمَ آدَمَ الْأَسْمَاءَ كُلَّهَا ની વ્યવહારુ તફસીર છે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ માનવી માટે અલ્લાહ તઆલાએ જે નેઅ્મતો જમીન અને આસમાનમાં પેદા કરી છે આ આયતમાં અવકાશી પદાર્થોમાં સૂર્ય અને ચંદ્રનું વિશિષ્ટતાપૂર્વકનું વર્ણન કદાચ એટલા માટે કરવામાં આવ્યું છે કે જગતનું સમગ્ર વ્યવસ્થાપનતંત્ર આ બંને અવકાશી પદાર્થોની ગતિઓ અને તેના કિરણો સાથે જોડાયેલ છે અને શબ્દ حُسْبَانٌ (હુસ્બાન) بِضَمِّ الْحَاءِ (બઝમ્મે હા) વિશે અમુક લોકોએ કહ્યું છે કે તે હિસાબના અર્થમાં ક્રિયાપદ છે, જેમકે غُفْرَانٌ (ગુફરાન), سُبْحَانٌ (સુબ્હાન), قُرْآنٌ (કુર્આન) અને અમુકે કહ્યું છે કે તે ગણતરીનું બહુવચન છે અને આયતનો ભાવાર્થ એ છે કે સૂર્ય અને ચંદ્રની ગતિઓ કે જેના ઉપર માનવીના જીવનની બધી જ પ્રવૃત્તિઓ અવલંબિત છે. રાત

દિવસના બદલાવમાં, ઋતુઓના પરિવર્તનમાં, વર્ષ અને મહિનાઓની ગણતરી વગેરેમાં તેની જ ગતિઓ અને ભ્રમણના એક મજબૂત વ્યવસ્થાપનતંત્ર એક ખાસ નિશ્ચિત હિસાબને આધીન ચાલી રહ્યું છે અને જો حُسْبَانٌ (હુસ્બાન)ને حِسَابٌ (હિસાબ)નું બહુવચન ઠરાવવામાં આવે તો અર્થ એ થશે કે તેમાંથી દરેકના ભ્રમણનો એક અલગ અલગ હિસાબ (ગણતરી) છે. આ વિવિધ પ્રકારની ગણતરીઓ ઉપર સૂર્ય અને ચંદ્રનું વ્યવસ્થાપનતંત્ર ચાલી રહ્યું છે અને હિસાબ પણ એવો મજબૂત અને વ્યવસ્થિત કે લાખો વર્ષોથી તેમાં એક મિનિટ કે એક સેકંડનો ફરક નથી પડ્યો.

આ યુગ વિજ્ઞાનની મેઅ્રાજનો યુગ કહેવામાં આવે છે અને તેના આશ્ચર્યજનક નવા નવા સંશોધનોએ બૌદ્ધિકોને દિગ્મૂઢ કરી નાંખ્યા છે પરંતુ માનવની કળા કારીગીરી અને અલ્લાહ તઆલાના સર્જનમાં ઉઘાડો તફાવત દરેક દિર્ઘદષ્ટા જોઈ શકે છે કે માનવની કળા કારીગીરીમાં બગાડ અને સુધારનો એક ક્રમ આવશ્યક બાબત છે. મશીન કોઈ ગમે એટલું મજબૂત અને ટકાઉ બનાવી લે અમુક સમય પછી તેને મરમ્મતની જરૂર પડે જ છે અથવા તો ઓછામાં ઓછું ઉંજણ વગેરેની આવશ્યકતા ઊભી થાય છે અને એટલા સમય સુધી તે મશીન બંધ રહે છે, અલ્લાહ તઆલાએ સર્જેલ આ મહાન મખ્લૂકોને ન તો ક્યારેય મરમ્મતની આવશ્યકતા છે અને ન જ તેમની ગતિમાં કોઈ ફરક પડે છે.

وَالنَّجْمُ وَالشَّجَرُ يَسْجُدَانِ માં શબ્દ نَجْم (નજમ) એ વનસ્પતિને કહેવામાં આવે છે જેના વેલાઓ ફેલાય છે, એટલે કે થડ નથી હોતું અને شَجَرٌ (શજર) થડવાળા વૃક્ષને કહેવામાં આવે છે, એટલે કે દરેક પ્રકારની વનસ્પતિ ભલે તે વેલાઓ હોય અથવા થડવાળી અથવા ડાળખાંઓવાળી વનસ્પતિ હોય; તે બધી અલ્લાહ તઆલા સામે સિજ્દહ કરે છે. સિજ્દહ કરવો અત્યંત સન્માન અને આજ્ઞાપાલનની નિશાની છે તેથી તેનો ભાવાર્થ અત્રે એ છે કે દરેક વનસ્પતિ, વૃક્ષ, છોડ, વેલાઓ, તેના પાંડદાઓ, તેના ફળો અને ફૂલો અલ્લાહ તઆલાના જે ખાસ ખાસ કાર્યો મનુષ્યના લાભ માટે બનાવ્યા છે અને જાણે દરેકની એક ફરજ નિશ્ચિત કરવામાં આવી છે કે તે ફલાણું કામ કર્યા કરે તેઓ દરેક પોત પોતાની ડ્યુટી ઉપર લાગેલા છે અને અલ્લાહના હુકમના તા'બે છે, તેમાં મૂકવામાં આવેલ ફાયદાઓ

અને ખાસિયતોથી લોકોને લાભ પહોંચે છે. એ જ તકવીની આજ્ઞાપાલનને આ આયતમાં સિજ્દહ તરીકે ઓળખાવવામાં આવ્યું છે. *(રૂહુલ મઆની, મઝહરી)*

وَالسَّمَآءَ رَفَعَهَا وَوَضَعَ الْمِيزَانَ માં શબ્દ رَفَعَ (રફઅ) અને وَضَعَ (વદઅ) એ બે વિરુદ્ધાર્થી શબ્દો છે, "રફઅ"નો અર્થ ઊંચું અથવા ઊંચું કરવું થાય છે, "વદઅ"નો અર્થ નીચું અથવા નીચું કરવું થાય છે. આ આયતમાં પ્રથમ આસમાનને નીચું કરવાનું અને ત્યારબાદ ઊંચું કરવાનું વર્ણન છે જેમાં દેખીતી ઊંચાઈ પણ સામેલ છે અને રૂપક સ્વરૂપે એટલે કે કક્ષા અને રુત્બાની ઊંચાઈ પણ કે આસમાનનો દરજ્જો જમીન કરતાં ઉચ્ચ કક્ષાનો છે. આસમાનનો વિરુદ્ધાર્થી જમીનને સમજવામાં આવે છે અને સમગ્ર કુર્આનમાં આ જ સરખામણી સાથે આસમાન અને જમીનનું વર્ણન કરવામાં આવ્યું છે. આ આયતમાં આસમાનના ઊંચા હોવાનું વર્ણન કરવા માટે "મીઝાન" (ત્રાજવું) પેદા કરવાનું વર્ણન કરવામાં આવ્યું છે જે આસમાનના મુકાબલામાં આવતું નથી, વિચાર કરવાથી જાણ થાય છે કે અહીંયાં પણ વાસ્તવમાં આસમાનના મુકાબલામાં જમીનને લાવવામાં આવી છે, જેમકે ત્રણ આયતો પછી وَالْأَرْضَ وَضَعَهَا لِلْأَنَامِ આવ્યું છે તો વાસ્તવમાં આસમાનની ઊંચાઈ અને જમીનના પેદા કરવાનો જ મુકાબલો છે પરંતુ તે બંને વચ્ચે એક ત્રીજી વસ્તુ એટલે કે ત્રાજવું પેદા કરવાનું વર્ણન કોઈ ખાસ હિકમત હેઠળ કરવામાં આવ્યું, એવું જણાય છે કે તેમાં એ હિકમત છે કે ત્યારબાદ ત્રાજવાનો સાચો અને ખરો ઉપયોગ કરવાનો હુકમ જે પાછળની ત્રણ આયતોમાં આવ્યો છે તે બધાનો ખુલાસો ન્યાય અને ઈન્સાફને કાયમ રાખવું છે અને કોઈનો હક મારવો અથવા જુલમ અને અત્યાચારથી બચવું છે. અહીંયાં આસમાનની ઊંચાઈ અને જમીનને પેદા કરવા વચ્ચે ત્રાજવાની આયતોના વર્ણનમાં તે તરફ પણ ઈશારો આપવામાં આવે છે કે આસમાન અને જમીનના પેદા કરવાનો મૂળ હેતુ અને મકસદ પણ દુનિયામાં ન્યાય અને ઈન્સાફની સ્થાપના છે અને પૃથ્વીપટ ઉપર શાંતિ અને સલામતી પણ ન્યાય અને ઈન્સાફ સાથે જ સ્થાપિત રહી શકે છે નહિતર અરાજકતા જ અરાજકતા હશે. વલ્લાહુ અઅ્લમુ.

શબ્દ مِيزَانَ (મીઝાન)ની તફસીર આ આયતમાં હઝરત કતાદહ (રહ.), મુજાહિદ (રહ.) અને સુદ્દી વગેરેએ "ન્યાય"ની કરી છે, કારણ કે "મીઝાન"નો

મૂળ હેતુ "ન્યાય" જ છે અને અમુક તફસીરકારોએ અહીંયાં "મીઝાન"ને પોતાના પ્રચલિત અર્થમાં લીધું છે અને તેનું પરિણામ પણ એ જ છે કે હકોમાં ન્યાય અને ઈન્સાફથી કામ લેવામાં આવે અને "મીઝાન"ના અર્થમાં દરેક તે યંત્રો સામેલ છે જેનાથી કોઈ વસ્તુનું પ્રમાણ નિશ્ચિત કરવામાં આવે, ભલે તે બે પલ્લાંવાળું ત્રાજવું હોય કે કોઈ નવું માપકયંત્ર હોય.

اَنْ لَّا تَطْغَوْا فِى الْمِيْزَانِ પ્રથમ આયતમાં જે ત્રાજવું પેદા કરવાનું વર્ણન હતું તે વાક્યમાં તેનો હેતુ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. تَطْغَوْا (તત્ગવ) એ طُغْيَانْ (તુગ્યાન)થી બને છે જેનો અર્થ "અન્યાય અને અત્યાચાર" છે, ભાવાર્થ એ છે કે ત્રાજવાને અલ્લાહ તઆલાએ એટલા માટે બનાવ્યું કે તમે વજનમાં ઓછું વત્તું કરીને અત્યાચાર અને બળજબરીમાં સંડોવાઈ ન જાઓ.

وَاَقِيْمُوا الْوَزْنَ بِالْقِسْطِ માં શબ્દ قِسْط (કિસ્ત)નો શાબ્દિક અર્થ "ન્યાય" થાય છે તેનો ભાવાર્થ દેખીતો આ છે કે "વજનને ઠીક ઠીક તોલો ન્યાયની સાથે".

وَلَا تُخْسِرُوا الْمِيْزَانَ માં خُسْر (ખુસ્ર)નો અર્થ વજનમાં "કમી કરવા"નો થાય છે જે વાત પહેલા વાક્ય اَقِيْمُوا الْوَزْنَ માં યોગ્ય શૈલીથી વર્ણન કરવામાં આવી હતી આ તેનું જ નકારાત્મક પાસું છે કે વજનમાં ઓછું તોલવું હરામ છે.

وَالْاَرْضَ وَضَعَهَا لِلْاَنَامِ માં શબ્દ اَنَام (અનામ) بِالْفَتْحِ بَرُوَزْن સાથે سَحَاب (સહાબ) દરેક સજીવને કહેવામાં આવે છે જે પૃથ્વી ઉપર રહે ચાલે છે. (કામૂસ) બયઝાવીએ "દરેક સજીવ" વડે એનો તરજુમો કર્યો છે અને દેખીતું એ છે કે આ આયતમાં اَنَام (અનામ)થી ભાવાર્થ માનવી અને જિન્નાત છે, કારણ કે દરેક સજીવ રૂહોમાંથી આ જ બંને પ્રજાતિ શરીઅતના હુકમોની જવાબદાર અને બંધાયેલી છે અને આ સ્વરૂપમાં વારંવાર તે બંનેને સંબોધન પણ કરવામાં આવ્યું છે, જેમકે فَبِاَىِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ માં આ જ બંને જિન્નાત અને માનવોને સંબોધન છે.

فِيْهَا فَاكِهَةٌ માં શબ્દ فَاكِهَة (ફાકિહહ) દરેક એવા ફળ ફળાદિને કહેવામાં આવે છે જે સ્વાભાવિક રીતે ખોરાક પછી મોઢું સાફ કરવા માટે ખાવામાં આવે છે. وَالنَّخْلُ ذَاتُ الْاَكْمَامِ માં શબ્દ اَكْمَام (અકમામ) એ كِمٌّ بِالْكَسْر નું બહુવચન છે જેનો અર્થ તે "પડ"નો થાય છે જે ખજૂર વગેરે ફળો ઉપર શરૂઆતમાં ચઢેલું હોય છે.

وَالْحَبُّ ذُو الْعَصْفِ માં શબ્દ حَبٌّ بِفَتْحِ حَاءٍ وَتَشْدِيدِ بَاءٍ દાણા અથવા અનાજને કહેવામાં આવે છે જેમકે ઘઉં, ચણા, ચોખા, મસૂર, કઠોળ વગેરે અને عَصْف તે ભૂસાને કહેવામાં આવે છે જેની અંદર પેક કરેલા દાણા અલ્લાહ તઆલાની કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમતથી પેદા કરવામાં આવે છે. عَصْف એટલે કે ભૂસાના પરદામાં પેક કરેલા હોવાથી ખરાબ હવાઓ તથા માંખી, મચ્છર વગેરેથી પાક સાફ રહે છે, દાણાને પેદા કરવાની સાથે સાથે ذُو الْعَصْفِ નો શબ્દ વધારીને ગાફેલ મનુષ્યને એ રીતે પણ ધ્યાન અપાવ્યું છે કે આ રોટલી, દાળ વગેરે જે તેઓ દિવસમાં કેટલાય વખતે ખાય છે તેનો એક એક દાણો માલિક અને સર્જનહારે કેવી કેવી મહાન અને આશ્ચર્યજનક કારીગરી સાથે માટી અને પાણીથી પેદા કર્યો અને પછી કઈ રીતે તેને પૃથ્વીની નુકસાનકારક વસ્તુઓથી સુરક્ષિત રાખવા માટે એક એક દાણા ઉપર ગિલાફ ચઢાવ્યો, ત્યાર પછી તે તમારો સ્વાદિષ્ટ કોળિયો બન્યો. તેની સાથે કદાચ عَصْف નું વર્ણન કરવાથી એક બીજી નેઅ્મત તરફ પણ ઈશારો થયો હોય કે عَصْف એટલે કે ભૂસુ તમારા જાનવરોનો ખોરાક પણ બને છે જેનું તમે દૂધ પીઓ છો અને સવારી તથા ભાર વહન કરવાની સેવા પણ તેમની પાસેથી લો છો.

وَالرَّيْحَانُ માં رَيْحَانُ (રયહાન)નો પ્રખ્યાત અર્થ "સુગંધ" થાય છે અને ઈબ્ને ઝૈદે આ જ અર્થ આયતમાં ભાવાર્થ તરીકે લીધો છે કે અલ્લાહે જમીનમાંથી પેદા થનાર વૃક્ષો દ્વારા વિવિધ પ્રકારની સુગંધ અને સુગંધિત ફળો પેદા કર્યા અને ક્યારેક શબ્દ رَيْحَانُ (રયહાન) "દળ અને રોજી" માટે પણ ઉપયોગ થાય છે. خَرَجْتُ اَطْلُبُ رَيْحَانَ اللّٰهِ એટલે કે "હું અલ્લાહની રોજી શોધવા માટે નીકળ્યો." હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ આયતમાં "રયહાન"ની તફસીર "રોજી" તરીકે કરી છે.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ માં શબ્દ اٰلَآءِ (આલાઅ્) બહુવચન છે તે "નેઅ્મતો"ના અર્થમાં છે જેને સંબોધવામાં આવે છે તે જિન્નાતો અને માનવો છે જેના ઈશારા સ્વરૂપે સૂરએ રહમાનની ઘણી બધી આયતોમાં "જિન્નાત"નું વર્ણન છે.

خَلَقَ الْاِنْسَانَ مِنْ صَلْصَالٍ كَالْفَخَّارِ માં શબ્દ اِنْسَانُ (ઈન્સાન)નો ભાવાર્થ આ સ્થળે સર્વસહમતીથી હઝરત આદમ (અલૈ.) છે જેમનું સર્જન માટીથી

કરવામાં આવ્યું છે. صَلْصَال (સલસાલ) પાણીમાં ભરેલી માટી જ્યારે સૂકાઈ જાય તેને કહે છે અને فَخَّار (ફખ્ખાર) તે પાણીમાં મેળવેલ માટીને કહેવામાં આવે છે જેને આગ ઉપર પકવવામાં આવે છે.

وَخَلَقَ الْجَانَّ مِنْ مَّارِجٍ مِّنْ نَّارٍ માં શબ્દ جَانّ (જાન્ન) નૂન ઉપર તસ્દીદ સાથે જિન્નાત પ્રજાતિને કહેવામાં આવે છે અને مَارِجٍ (મારિજ) આગમાંથી ઉઠતા ભડકાઓ છે, જિન્નાતના સર્જનનું મોટું તત્ત્વ આગના ભડકા છે જેમકે માણસના સર્જનમાં મોટો ભાગ "માટી" છે.

رَبُّ الْمَشْرِقَيْنِ وَرَبُّ الْمَغْرِبَيْنِ ઠંડી અને ગરમીમાં સૂર્યની કક્ષા બદલાતી રહે છે એટલા માટે ઠંડીની ઋતુમાં પૂર્વ દિશા સૂર્ય ઊગવાની દિશા હોય છે અને ઉનાળાની ઋતુમાં બીજી. આ જ બંને સ્થળોને આ આયતમાં مُشْرِقَيْنِ (મશ્રિકય્ન)થી ઓળખાવવામાં આવ્યું છે, એ જ પ્રમાણે તેનાથી વિરુદ્ધ مَغْرِبَيْنِ (મગરિબય્ન) કહેવામાં આવ્યું છે કે ઠંડીમાં સૂર્ય અથમાવવાનું સ્થળ બીજું હોય છે અને ગરમીમાં તેના કરતાં અલગ હોય છે.



مَرَجَ الْبَحْرَيْنِ માં مَرَجَ (મરજ)નો શાબ્દિક અર્થ "આઝાદ અને સ્વતંત્ર" છોડી દેવાનો થાય છે અને بَحْرَيْنِ (બહરય્ન)થી બે સમુદ્રો મીઠો અને ખારો ભાવાર્થ સ્વરૂપે છે. પૃથ્વી ઉપર અલ્લાહ તઆલાએ બંને પ્રકારના સમુદ્રો પેદા કર્યા છે અને અમુક સ્થળે આ બંને ભેગા થઈ જાય છે જેના દૃષ્ટાંતો દુનિયાના દરેક પ્રદેશોમાં જોવા મળે છે પરંતુ જ્યાં બે સમુદ્રો મીઠો અને ખારો ભેગા થઈને વહે છે ત્યાં ઘણા લાંબા અંતર સુધી બંને સમુદ્રોનું પાણી અલગ અલગ ભિન્નતા સાથે વહે છે, એક બાજુ મીઠું અને બીજી બાજુ ખારું અને અમુક સ્થળે આ પરિસ્થિતિ ઠેઠ ઉપરથી નીચે સુધી હોય છે જ્યાં ખારો સમુદ્ર કોઈ મીઠા સમુદ્રની ઉપર ચઢી આવે છે ત્યાં પણ નીચેનું પાણી પોતાના સ્થળે મીઠું રહે છે અને ઉપરનું પાણી ખારું હોય છે. પાણી સ્વાદિષ્ટ અને મીઠું હોવા ઉપરાંત એક લાંબા અંતર સુધી એકબીજામાં ભળી નથી જતું, અલગ અલગ પોતાના સ્વાદ સાથે સમાંતર વહેતું ચાલે છે તે જ અલ્લાહ તઆલાની કુદરતના વર્ણન માટે કહેવામાં આવ્યું, مَرَجَ الْبَحْرَيْنِ يَلْتَقِيَانِ بَيْنَهُمَا بَرْزَخٌ لَّا يَبْغِيَانِ એટલે કે બંને સમુદ્રો મળે છે પરંતુ તેમના દરમિયાન અલ્લાહ તઆલાની કુદરતનો એક પડદો ઉપસ્થિત રહે છે જે દૂર સુધી પરસ્પર તેમને એકબીજામાં ભળી જવા દેતો નથી.

يَخْرُجُ مِنْهُمَا اللُّؤْلُؤُ وَالْمَرْجَانُ માં શબ્દ لُؤْلُؤُ (લૂઅ્લૂઊ)નો અર્થ "મોતી" અને مَرْجَانُ (મરજાન)નો અર્થ "પ્રવાળ" થાય છે. એ પણ કિંમતી ઝવેરાતમાંથી છે તેમાં વૃક્ષોની જેમ ડાળખીઓ હોય છે. આ બંને વસ્તુઓ સમુદ્રમાંથી નીકળે છે પરંતુ પ્રચલિત એ છે કે મોતી અને ઝવેરાત ખારા સમુદ્રમાંથી નીકળે છે મીઠા સમુદ્રમાંથી નથી નીકળતું. આ આયતમાં બંને સમુદ્રોમાંથી નીકળવાનું વર્ણન કરેલ છે તેનો ખુલાસો એવો આપી શકાય છે કે મોતી બંને સમુદ્રમાંથી પેદા થતું હોય છે, મીઠા સરોવરો જ્યારે વહેતા હોય તો તેમાંથી મોતી કાઢવું સરળ નથી અને મીઠા સરોવરો અને નદીઓ બધું ખારા દરિયામાં જઈને મળે છે ત્યાંથી મોતી કાઢવામાં આવે છે એટલા માટે મોતીઓનું સ્થાન "ખારા દરિયા"ને કહેવામાં આવે છે.

وَلَهُ الْجَوَارِ الْمُنْشَئٰتُ فِي الْبَحْرِ كَالْاَعْلَامِ માં શબ્દ جَوَارِىْ (જવારી) એ جَارِيَةٌ (જારિયહ)નું બહુવચન છે એનો એક અર્થ "નાવ"નો પણ થાય છે અને તે જ અહીંયાં ભાવાર્થ સ્વરૂપે છે. مُنْشَئٰتُ (મુન્શઆત) એ نَشَاءٌ (નશાઅ)થી બનેલ છે જેનો અર્થ "ઊભરવાનો અથવા ઊંચા થવાનો" છે, એનો ભાવાર્થ વહાણોના શઢ જે ઝંડાઓની જેમ ઊંચા બનાવવામાં આવે છે એનાથી હોડીની કારીગીરી અને તેના પાણી ઉપર ચાલવાની હિકમતનું વર્ણન થયું છે.

---

## આયતો : (સૂરએ રહમાન : આયત નં. ૨૬ થી ૪૫)

| |
|---|
| كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ ﴿٢٦﴾ وَّيَبْقٰى وَجْهُ رَبِّكَ ذُو الْجَلٰلِ وَالْاِكْرَامِ ﴿٢٧﴾ فَبِاَيِّ اٰلَاۤءِ |
| رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢٨﴾ يَسْئَلُهٗ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ كُلَّ يَوْمٍ هُوَ فِيْ |
| شَاْنٍ ﴿٢٩﴾ فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٠﴾ سَنَفْرُغُ لَكُمْ اَيُّهَ الثَّقَلٰنِ ﴿٣١﴾ فَبِاَيِّ اٰلَاۤءِ |
| رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٢﴾ يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ اِنِ اسْتَطَعْتُمْ اَنْ تَنْفُذُوْا |
| مِنْ اَقْطَارِ السَّمٰوٰتِ وَالْاَرْضِ فَانْفُذُوْا ؕ لَا تَنْفُذُوْنَ اِلَّا بِسُلْطٰنٍ ﴿٣٣﴾ |
| فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٤﴾ يُرْسَلُ عَلَيْكُمَا شُوَاظٌ مِّنْ نَّارٍ ۙ وَّنُحَاسٌ فَلَا |
| تَنْتَصِرٰنِ ﴿٣٥﴾ فَبِاَيِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٦﴾ فَاِذَا انْشَقَّتِ السَّمَاۤءُ |

فَكَانَتْ وَرْدَةً كَالدِّهَانِ ﴿٣٧﴾ فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٣٨﴾ فَيَوْمَئِذٍ لَا
يُسْأَلُ عَنْ ذَنْبِهِ إِنْسٌ وَلَا جَانٌّ ﴿٣٩﴾ فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٤٠﴾ يُعْرَفُ
الْمُجْرِمُونَ بِسِيمَاهُمْ فَيُؤْخَذُ بِالنَّوَاصِي وَالْأَقْدَامِ ﴿٤١﴾ فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا
تُكَذِّبَانِ ﴿٤٢﴾ هَٰذِهِ جَهَنَّمُ الَّتِي يُكَذِّبُ بِهَا الْمُجْرِمُونَ ﴿٤٣﴾ يَطُوفُونَ بَيْنَهَا وَبَيْنَ
حَمِيمٍ آنٍ ﴿٤٤﴾ فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٤٥﴾

**તરજુમો :**

*જે કોઈ જમીન ઉપર છે ફના થનાર છે. (૨૬) અને તારા પરવરદિગારનું મુખ બાકી રહેશે મોટાઈ અને ઇજ્જતવાળું. (૨૭) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો ? (૨૮) તેની પાસે માંગે છે જે કોઈ આસમાનોમાં છે અને જમીનમાં, દરરોજ તેની જ પાસે માંગે છે. (૨૯) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો!? (૩૦) હે બે ભારે કાફલાઓ (સમુદાયો) ! અમે જલદી જ તમારા (હિસાબ) માટે ફારેગ થનારા છે. (૩૧) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૩૨) હે જિન્નાત અને માનવ સમુદાયો ! જો તમારાથી થઈ શકે તો આસમાનો અને પૃથ્વી(ની સીમાઓ)ના કિનારાઓથી નીકળી ભાગો ! સત્તા વિના નથી નીકળી શકવાના ! (૩૩) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૩૪) તમારા બંને (માંહેના પાપીઓ) ઉપર ચોખ્ખા આગના ભડકાઓ છોડવામાં આવશે અને ધૂમાડા મિશ્રિત, પછી તમે બદલો નથી લઈ શકતા. (૩૫) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૩૬) પછી જ્યારે આસમાન ફાટી જાય તો ગુલાબી થઈ જાય જેમકે લાલ ચામડું. (૩૭) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૩૮) પછી તે દિવસે કોઈ માનવીથી અથવા જિન્નાતથી તેના ગુનાહની પૂછતાછ નથી. (૩૯) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૪૦)*

*ગુનેહગારો પોતાના ચહેરાઓથી ઓળખાઈ જશે, પછી કપાળના વાળેથી અને પગેથી પકડવામાં આવશે. (૪૧) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૪૨) આ દોઝખ છે જેને મુજરિમો જૂઠી બતાવતા હતા. (૪૩) તે(દોઝખ)ની અને ઉકળતા પાણી વચ્ચે ફરશે. (૪૪) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૪૫)*

**તફસીર :**

(જેટલી નેઅ્મતો તમે લોકોએ સાંભળી છે તમારે તવહીદ અને આજ્ઞાપાલનથી તેનો આભાર માનવો જોઈએ તથા કુફ્ર અને ગુનાહો વડે તેની નાશુક્રી ન કરવી જોઈએ, કારણ કે આ દુનિયા ફના થયા પછી એક બીજી દુનિયા આવવાની છે જ્યાં ઈમાન અને કુફ્ર ઉપર સારો બદલો અને સજા નક્કી થશે જેનું વર્ણન હવે પછી આવનારી આયતોના સંદર્ભમાં છે, ફરમાવ્યું છે કે) જેટલા (જિન્નાત અને માનવો) પૃથ્વીપટ ઉપર ઉપસ્થિત છે બધા ફના થઈ જશે અને (માત્ર) તમારા પરવરદિગારની જાત કે જે શ્રેષ્ઠ(તા વાળી) અને (શ્રેષ્ઠતા ઉપરાંત) અહેસાન કરનારી છે તે બાકી રહી જશે (કારણ કે આનાથી હેતુ ચેતવવાનો અને ثَقَلَيْنِ "ષકલયૂન" એટલે કે જિન્નાત અને માનવોને એ ચેતવવાનો હેતુ છે અને તે બધા એ જમીન ઉપર છે એટલા માટે તે ફના થવામાં પૃથ્વીના નિવાસીઓનું વર્ણન કરવામાં આવ્યું. વર્ણન કરવાની આ વિશિષ્ટતાથી બીજી વસ્તુઓ ફના થવાનો નકાર થવો જરૂરી નથી અને આ સ્થળે અલ્લાહ તઆલાની બે મહાન સિફતો મોટાઈ અને અહેસાન એટલા માટે વર્ણન કરવામાં આવી કે એક વ્યક્તિગત સિફત છે અને બીજી વિશિષ્ટ સિફત છે, ખુલાસો એનો એ છે કે મોટે ભાગે મોટાઈવાળા બીજાઓની હાલત ઉપર ધ્યાન નથી આપતા પરંતુ અલ્લાહ તઆલા તેની મોટાઈ છતાં પોતાના બંદાઓ ઉપર કૃપા અને દયા કરતો રહે છે અને કારણ કે આ દુનિયાનું ફના થવું અને ત્યાર પછી સારા નરસા બદલાની ખબર આપવી માનવીને ઈમાનની દોલત ભેટ આપે છે એટલા માટે આ સમગ્ર વર્ણન પણ એક મોટી નેઅ્મત છે તેથી ફરમાવવામાં આવ્યું) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઇન્કારી થઈ જશો !? (આગળ

એક ખાસ શૈલીથી તેની શ્રેષ્ઠતા અને ઈજ્જતના સંદર્ભમાં વર્ણન છે, એટલે કે તે અલ્લાહ એવો મહાન બુઝૂર્ગીવાળો છે કે) તેનાથી જ (પોતાની જરૂરિયાતો) બધા આસમાન અને જમીનવાળા માંગે છે (જમીનવાળાની જરૂરિયાતો તો દેખીતું છે અને આસમાનવાળાઓ જો કે ખાવા પીવાના મોહતાજ નથી હોતા પરંતુ રહમત અને કૃપાના તો બધા જ મોહતાજ છે, આગળ અલ્લાહ તઆલાની કૃપા અને અહેસાનનો એક બીજો વિષય વર્ણન કરવામાં આવ્યો છે) તે દરેક સમયે કોઈને કોઈ કાર્યમાં પ્રવૃત્ત છે (એનો અર્થ એવો નથી કે સદા પ્રવૃત્ત રહેવું એના માટે જરૂરી છે બલકે એનો અર્થ એવો છે કે જેટલી પણ દુનિયામાં પ્રવૃત્તિઓ થઈ રહી છે તે તેની જ ઉત્પન્ન કરેલ છે જેમાં તેના ઈનામો અને અહેસાનો પણ સામેલ છે, જેમકે કોઈ વસ્તુનું અસ્તિત્વમાં આવવું અને તેનું ટકી રહેવું જે સર્વસામાન્ય રહમત છે અને રોજી તથા અવલાદ અર્પણ કરવી જે બધી જ દુનિયવી કૃપાઓ છે તથા હિદાયત અને જ્ઞાન અર્પણ કરવું અને અમલ કરવાની તવફીક અતા કરવી એ દીની રહમતો છે, આ ઉપરાંત તેની શ્રેષ્ઠતા હોવા છતાં આવા અહેસાનો અને ઈનામો આપવા એ પણ એક મહાન નેઅ્મત છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (આ વિષય અલ્લાહના જલાલ અને તેની ટકી રહેનારી કૃપા વિશે ફરમાવીને આગળ ફરી મખ્લૂકના ફના થવા વિશે ઈરશાદ છે કે તમે લોકો એવું ન સમજજો કે તે ફના કાયમી ધોરણે હશે તથા સવાબ અને અઝાબ થશે નહીં બલકે અમે તમને ફરીવાર સજીવન કરીશું અને સારો બદલો તથા સજા આપીશું, એને જ એ રીતે કહેવામાં આવ્યું છે કે) હે જિન્નાત અને ઈન્સાન ! અમે નજીકમાં જ તમારા (હિસાબ કિતાબ) માટે પરવારીશું (એટલે કે હિસાબ કિતાબ લઈશું, આ એક રૂપક સ્વરૂપે અતિશયોક્તિ અલંકારમાં વાક્યપ્રયોગ થયો છે કે જ્યારે માણસ બધા કામોથી પરવારીને કોઈ બાબત તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે તો સંપૂર્ણ ધ્યાનપૂર્વક તેના તરફ કેન્દ્રિત હોવાનું સમજવામાં આવે છે અને માનવની સમજ પ્રમાણે આ વિષયની વર્ણનશૈલી આ પ્રમાણે અપનાવવામાં આવી છે નહિતર અલ્લાહ તઆલાની મૂળ શા'ન એ છે કે તેનું કોઈ એક બાબત વિશે પ્રવૃત્ત હોવું કોઈ બીજી બાબત માટે અવરોધરૂપ હોતું નથી અને તેને જે રીતે જે સમયે જે તરફ ધ્યાન હોય છે તે સંપૂર્ણ

જ હોય છે, ત્યાં અધૂરું ધ્યાન આપવાની કોઈ સંભાવના નથી હોતી અને પાછલા ઉદાહરણ પ્રમાણે આગળ ફરમાવે છે કે આ હિસાબ કિતાબની ખબર આપવી પણ એક મહાન નેઅ્મત છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (આગળ તાકીદ અને હિસાબ કિતાબના ઉપસ્થિત થવા માટે એવું બતાવે છે કે તે સમયે એ પણ સંભાવના નથી કે કોઈ ક્યાંક બચીને નીકળી જાય એટલા માટે ફરમાવે છે કે) હે જિન્નાતો અને માનવોના સમૂહ ! જો તમારામાં એવી શક્તિ છે કે આસમાન અને જમીનની સીમાએથી ક્યાંક બહાર નીકળી જાઓ તો (અમે પણ જોઈએ) નીકળો ! (પરંતુ) બળ વિના નથી નીકળી શકતા (અને એ બળ તમારી પાસે છે જ નથી, બસ નીકળી જવાની કોઈ શક્યતા નથી અને આ હાલત કયામતના સમયે ઉપસ્થિત થશે, બલકે ત્યાં તો અહીંયાંથી પણ વધારે ચોકસાઈ હશે, મતલબ કે ભાગી છૂટવાની કોઈ સંભાવના નથી અને આ બાબત બતાવી આપવી પણ મહાન નેઅ્મત અને હિદાયત છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (આગળ અઝાબના સમયે માણસની લાચારીનું વર્ણન કરે છે જેમકે ઉપર હિસાબના સમયે તેનું લાચાર હોવાનું વર્ણન હતું, એટલે કે હે માનવો અને જિન્નાતોમાંના અપરાધીઓ !) તમારા બંને ઉપર (કયામતના દિવસે) આગના ભડકા અને ધૂમાડા છોડવામાં આવશે, પછી તમે (તેને) હટાવી શકશો નહીં (આ ભડકા અને ધૂમાડા લગભગ એ છે જેનું વર્ણન સૂરએ વલ મૂરસિલાતમાં છે, اِنۡطَلِقُوۡا اِلٰی ظِلٍّ ذِیۡ ثَلٰثِ شُعَبٍ الی قوله اِنَّهَا تَرۡمِیۡ بِشَرَرٍ فَالظِّلُّ هُوَ دَخَانٌ وَالشَّرَرُ هُوَا لشُّوَاظُ، وَاللّٰهُ اَعۡلَمُ અને એ બતાવવાનું કારણ હિદાયતનું માધ્યમ હોવાથી એક મહાન નેઅ્મત છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (મતલબ કે જ્યારે અમારા હિસાબ લેવાની અને તમારા હિસાબ આપવાના સમયે લાચાર હોવાની જાણ થઈ ગઈ તો તેનાથી કયામતના દિવસે હિસાબ લેવાનું તથા સારા નરસાનો બદલો આપવાનું સાબિત થઈ ગયું જેનું વર્ણન એ છે કે) જ્યારે (કયામત આવશે જેમાં) આસમાન ફાટી જશે અને

એવું લાલ થઈ જશે જેમકે લાલ તપેલું ચામડું (કદાચ આ રંગ એટલા માટે હોય કે તે ગુસ્સાની નિશાની છે કે ગુસ્સામાં ચહેરો લાલ થઈ જાય છે અને આ આસમાનનું ફાટી પડવું એ છે જે સિપારાની શરૂઆતમાં وَقَالَ الَّذِيْنَ لَا يَرْجُوْنَ માં આવ્યું છે ...فِيْ قَوْلِهٖ تَعَالٰى وَيَوْمَ تَشَقَّقُ અને આ ખબર આપવી પણ એક નેઅ્મત છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઇન્કારી થઈ જશો !?

(આ તો હિસાબની પરિસ્થિતિ થઈ કે તે તહકીક સ્વરૂપે ન હશે બલકે تَـــوْبِيْـــخ સ્વરૂપે થશે, આગળ એવું બતાવે છે કે અલ્લાહ તઆલાને તો અપરાધીઓના ગુનાહો નિશ્ચિતપણે ખબર છે એટલા માટે તહકીકની જરૂર હશે નહીં પરંતુ ફરિશ્તાઓને અપરાધીઓની ઓળખ કેવી રીતે થશે તેથી ઈરશાદ ફરમાવે છે કે) મુજરિમ લોકો પોતાના દેખાવથી (કે તેમના ચહેરા કાળા અને આંખો નીલી થઈ જશે જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે, تَسْوَدُّ وُجُوْهٌ وَّنَحْشُرُ الْمُجْرِمِيْنَ يَوْمَئِذٍ زُرْقًا) ઓળખાઈ જશે (બસ તેમને) માથાના વાળ અને પગોથી પકડવામાં આવશે (અને તેમને ઘસેડીને જહન્નમમાં નાંખી દેવામાં આવશે એટલે કે કોઈનું માથું, કોઈનો પગ ! અમલો પ્રમાણે કદીક માથું, કદીક પગ ટૂંકમાં આ રીતે અઝાબ થશે અને આ અઝાબની ખબર આપવી પણ એક નેઅ્મત છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઇન્કારી થઈ જશો !? (આગળ વધારે અઝાબ બતાવે છે) આ છે તે જહન્નમ જેને મુજરીમ લોકો (એટલે કે તમે) જૂઠાડતા હતા તે લોકો દોઝખમાં ગરમ ઉકળતા પાણી વચ્ચે ચક્કર લગાવતા હશે (એટલે કે ક્યારેક આગનો અઝાબ હશે તો ક્યારેક છછળતા પાણીનો, જેની વિગત સૂરએ મો'મિનના આઠમાં રુકૂઅ્માં આવી ચૂકી છે અને આ ખબર આપવું પણ એક નેઅ્મત છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઇન્કારી થઈ જશો !?

## મસ્અલા અને બોધપાઠ :

كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ وَّيَبْقٰى وَجْهُ رَبِّكَ ذُو الْجَلَالِ وَالْإِكْرَامِ માં

عَلَيْهَا (અલયહા)ની ઝમીર اَرْض (અર્દ)ની તરફ ઢળેલી છે જેનું વર્ણન અગાઉ આવી ચૂક્યું છે, وَالْاَرْضَ وَضَعَهَا لِلْاَنَامِ તદુપરાંત ઝમીર તે સામાન્ય વસ્તુઓમાંથી છે જેના તરફ ઝમીર ઢળેલી કરવા માટે પ્રથમ مَرْجِعُ નું વર્ણન જરૂરી નથી, તેનો અર્થ એ થયો કે જે જિન્નાત અને માનવ જમીન ઉપર છે તે બધા ફના થનાર છે, તેમાં જિન્નાત અને માનવના વર્ણનની વિશેષતા એટલા માટે વર્ણન કરવામાં આવી છે કે આ સ્વરૂપમાં જેને સંબોધન કરવામાં આવે છે તે બંને સામેલ છે, તેનાથી એ જરૂરી નથી બનતું કે આસમાનો અને આસમાનોમાંની મખ્લૂકો ફના થનાર નથી કારણ કે બીજી આયતમાં અલ્લાહ તઆલાએ જાહેર શબ્દોમાં સમગ્ર મખ્લૂકોને ફના થનાર પણ સ્પષ્ટ રીતે વર્ણન કર્યું છે كُلُّ شَيْءٍ هَالِكٌ اِلَّا وَجْهَهُ

وَجْهُ رَبِّكَ માં وَجْهُ નો ભાવાર્થ બધા જ મુફસ્સિરો સમાપ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની જાતે બરહક છે અને رَبِّكَ માં ضَمِيرِ خِطَابُ (ઝમીરે ખિતાબ) રસૂલે કરીમ ﷺ તરફ ઢળેલ છે, જનાબે રસૂલે કરીમ ﷺની આ ખાસ પ્રતિષ્ઠા અને ઇજ્જત છે કે રસૂલે કરીમ ﷺને વખાણ કરવાના ખાસ સ્થળે ક્યાંક તો عَبْدُهٗ (અબ્દુહુ)નું સંબોધન થયું છે અને ક્યાંક રબ્બુલ અરબાબે પોતાની જાતનો સંબંધ રસૂલે કરીમ ﷺ તરફ કરીને رَبُّكَ વડે સંબોધન કર્યું છે.

મશહૂર તફસીર પ્રમાણે આયતનો અર્થ એ થઈ ગયો કે જમીન અને આસમાનમાં જે કંઈ છે જેમાં જિન્નાત અને માનવો પણ સામેલ છે બધા જ ફના થનાર છે; બાકી રહેનાર માત્ર એક જ જાત હક્ક જલ્લ વ અલા શા'નુહૂની જાત છે.

નષ્ટ થનાર હોવાનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે આ બધી વસ્તુઓ અત્યારે પણ પોતાના અસ્તિત્વની રૂએ નાશ પામનાર છે તેમાં કાયમીપણુ તથા હંમેશા ટકી રહેવાની ક્ષમતા નથી અને એવો પણ અર્થ હોઈ શકે છે કે કયામતના દિવસે આ બધી વસ્તુઓ ફના થઈ જશે.

અમુક તફસીરકારોએ وَجْهُ رَبِّكَ (વજ્હુ રબ્બિક)ની તફસીર "સમય અને દિશા"ની પણ કરી છે. આવા સ્વરૂપમાં આયતનો ભાવાર્થ એ થશે કે દરેક અસ્તિત્વ ધરાવનાર વસ્તુઓમાં માત્ર ટકી રહેનાર તે વસ્તુ છે જે અલ્લાહ તઆલા તરફ છે, તેમાં તેની જાત અને સિફતો પણ સામેલ છે અને મખ્લૂકોના અમલો અને હાલતોમાં જે વસ્તુનો સંબંધ અલ્લાહ તઆલાની સાથે છે તે પણ સામેલ છે, તેનો

ખુલાસો એ થશે કે માનવ, જિન્નાત અને ફરિશ્તા જે કાર્ય અલ્લાહ તઆલા માટે કરે છે તે કામ પણ બાકી છે અને ફના થશે નહીં. (મઝહરી, કુર્તુબી અને રૂહમાંથી) અને આ ભાવાર્થનું સમર્થન કુર્આન મજીદની આ આયતથી પણ થાય છે. مَا عِنْدَكُمْ يَنْفَدُ وَمَا عِنْدَ اللّٰهِ بَاقٍ એટલે કે જે કંઈ તમારી પાસે છે; માલ અને દોલત હોય અથવા શકિત અને તાકાત અથવા રાહત અને તકલીફ અથવા કોઈની મહોબ્બત અને અદાવત; આ બધી વસ્તુઓ ફના થનારી છે અને જે કંઈ અલ્લાહ તઆલાની પાસે છે તે બાકી રહેવાવાળું છે. અલ્લાહ તઆલાની પાસે માનવોના અમલો અને હાલતોમાંથી તે વસ્તુઓ છે જેનો સંબંધ અલ્લાહ તઆલા સાથે છે કે તે ફના થશે નહીં. વલ્લાહુ અઅ્લમુ.

ذُو الْجَلَالِ وَالْإِكْرَامِ એટલે કે તે પરવરદિગાર રહમતવાળો છે અને જલાલવાળો પણ છે અને ઈજ્જતવાળો પણ. صَاحِبِ إِكْرَامِ સાહિબે ઈકરામ હોવાનો અર્થ એ હોઈ શકે છે કે વાસ્તવમાં દરેક ઈજ્જત અને મોટાઈનો હકદાર માત્ર તે જ છે અને એ અર્થ પણ હોઈ શકે છે કે તે પોતે મહાનતાવાળો તથા ઈજ્જતવાળો હોવા છતાં દુનિયાના સામાન્ય બાદશાહો અને મોટાઈવાળાઓ જેવો નથી કે તેમનું બીજા ગરીબો તરફ ધ્યાન જ ન હોય ! બલકે તે મોટાઈ અને ઈજ્જતની સાથે પોતાની મખ્લૂકોની પણ ઇજ્જત કરે છે કે તેમને અસ્તિત્વ આપ્યા પછી જાત જાતની અસંખ્ય નેઅ્મતોથી નવાજે છે અને તેમની દરખાસ્તો તથા દુઆઓ સાંભળે છે, આગલી આયત એ જ બીજા અર્થની ગવાહી આપે છે અને આ શબ્દ ذُو الْجَلَالِ وَالْإِكْرَامِ (ઝુલ-જલાલી વલ્ ઈકરામ) અલ્લાહ તઆલાની તે ખાસ સિફતોમાંથી છે કે તેનું વર્ણન કરીને માનવી જે દુઆ માંગે છે તે કબૂલ થાય છે, તિરમિઝી અને મશાઈખ તથા મુસ્નદે અહમદમાં રબીઅહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَلِظُّوْا بِيَاذَا الْجَلَالِ وَالْإِكْرَامِ માં اَلِظُّوْا (અલિઝ્ઝૂ) اِلْظَاظ (ઇલ્ઝાઝ)થી બને છે જેનો અર્થ "અવશ્ય પકડી રાખવાનો" થાય છે. હદીષનો ભાવાર્થ એ છે કે પોતાની દુઆઓમાં يَاذَا الْجَلَالِ وَالْإِكْرَامِ ને યાદ રાખો અને તેની સાથે જ દુઆ કરો કારણ કે તે કબૂલ થવાની નજીક છે. *(મઝહરી)*

يَسْـَٔلُهٗ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ كُلَّ يَوْمٍ هُوَ فِىْ شَاْنٍ એટલે કે જમીન

અને આસમાનની સમગ્ર મખ્લૂકો અલ્લાહ તબારક વ તઆલાની મોહતાજ છે અને તેનાથી જ પોતાની જરૂરિયાતો માંગે છે, જમીનવાળા પોતાની યોગ્ય જરૂરિયાતોથી અને તંદુરસ્તી તથા આફિયત અને રાહત તથા આરામ વગેરે પછી આખિરતની મા'ફી તથા રહમત તથા જન્નત માંગે છે, આસમાનવાળા જો કે ખાતા પીતા નથી પરંતુ અલ્લાહ તઆલાની રહમત અને કૃપાના દરેક સમયે મોહતાજ છે, તેઓ પણ રહમત અને મગફિરત વગેરે પોતાની જરૂરિયાતો માંગતા રહે છે, આગળ كُلَّ يَوْمٍ આ જ يَسْـئَـلُ નો ظَـرْف છે, એટલે કે તેમના આ સવાલો અને દરખાસ્તો અલ્લાહ તઆલા પાસે દરરોજ થતી રહે છે અને يَـــــوْمٍ અને رُوْزُથી ભાવાર્થ પણ કોઈ ચોક્કસ દિવસ નથી બલકે તે સમયના ભાવાર્થમાં છે જેનો ખુલાસો એ છે કે સમગ્ર મખ્લૂકો વિવિધ પ્રદેશોમાં વિવિધ ભાષાઓમાં એની પાસે પોતપોતાની જરૂરિયાતો દરેક સમયે માંગતા રહે છે અને એ દેખીતું છે કે સમગ્ર પૃથ્વીની અને આસમાનની મખ્લૂકો અને તેના એક એક સજીવની અસંખ્ય જરૂરિયાતો છે અને તે પણ દરેક સમયે દરેક ક્ષણે પોતાની અઝમત અને મહાનતાથી તથા પોતે સર્વશક્તિમાન હોવાથી બધું સાંભળી શકે છે અને તેને પુરૂં કરી શકે છે એટલા માટે كُلَّ يَوْمٍ ની સાથે એવું પણ ફરમાવ્યું, هُوَ فِيْ شَاْنٍ એટલે કે, દરેક સમયે દરેક પ્રકારે અલ્લાહ તઆલાની એક ખાસ શા'ન હોય છે કે કોઈને જીવીત કરે છે તો કોઈને મોત આપે છે, કોઈને ઈજ્જત આપે છે તો કોઈને ઝિલ્લત આપે છે, કોઈ તંદુરસ્તને બીમાર કરે છે તો કોઈ બીમારને તંદુરસ્ત કરે છે કોઈ મુસીબતના માર્યાને મુસીબતમાંથી છુટકારો આપે છે, કોઈ રંજ ગમમાં ફસાયેલાને હસાવે છે કોઈ સવાલ કરનારને તેની માંગેલી વસ્તુ આપી દે છે, કોઈનો ગુનોહ મા'ફ કરીને જન્નતમાં દાખલ થવાનો હકદાર બનાવી દે છે, કોઈ કોમને ઊંચા મરતબાવાળી અને સત્તાધારી બનાવે છે તો કોઈ કોમને નીચી અને ઝલીલ કરી દે છે, મતલબ કે દરેક સમયે દરેક પળે અલ્લાહ જલ્લ શાનુહૂની એક ખાસ શા'ન હોય છે.

سَنَفْرُغُ لَكُمْ اَيُّهَا الثَّقَلٰنِ માં શબ્દ ثَقَلٰنِ (ષકલાન) એ ثَقَلٌ (ષકલ)નું બે-વચન છે. (અરબી ભાષામાં એકવચન, બે-વચન અને બહુવચન હોય છે) જેનો અર્થ વજન અથવા ભાર થાય છે. "ષકલાન" એટલે કે બે ભાર; એનાથી ભાવાર્થ માનવો અને જિન્નાત છે, શબ્દ "ષકલ" અરબી ભાષામાં દરેક એવી વસ્તુ

માટે બોલવામાં આવે છે જેનું વજન અને કદ કિંમત પ્રખ્યાત છે એટલા માટે હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, ...اِنِّىْ تَارِكٌ فِيْكُمُ الثَّقَلَيْنِ એટલે કે હું મારા પછી બે વજનદાર કદર કરવા લાયક વસ્તુઓ છોડું છું જે તમારી હિદાયત અને સુધારણાનું કામ આપતી રહશે, તે બંને વસ્તુઓનું વર્ણન અમુક રિવાયતોમાં كِتَابُ اللّٰهِ وَعِتْرَتِىْ આવ્યું છે અને અમુકમાં كِتَابُ اللّٰهِ وَسُنَّتِىْ છે. તે બંનેનો ખુલાસો એક જ છે કારણ કે عِتْرَتٌ નો ભાવાર્થ પોતાની અવલાદ છે જેમાં વંશ અને રૂહાની (આધ્યાત્મિક) બંને પ્રકારની અવલાદ સામેલ છે એટલા માટે તેનો ભાવાર્થ બધા જ સહાબએ કિરામ (રદિ.) થયા અને હદીષનો અર્થ એ થયો કે રસૂલે કરીમ ﷺ પછી બે વસ્તુઓ મુસલમાનોની હિદાયત અને સુધારણાનું માધ્યમ હશે. એક અલ્લાહની કિતાબ અને બીજું આપ ﷺના સહાબએ કિરામ તથા વ્યવહાર અને હુકમોમાં તેમનો અમલ અને જે રિવાયતમાં عِتْرَتٌ ની જગ્યાએ سُنَّتٌ (સુન્નત) આવ્યું છે તેનો ખુલાસો એ છે કે રસૂલે કરીમ ﷺની તા'લીમ જે સહાબએ કિરામ (રદિ.) દ્વારા મુસલમાનોમાં પહોંચી છે.

અલબત્ત આ હદીષમાં ثَقَلَيْنِ (ષકલયૂન)નો ભાવાર્થ બે વજનદાર કદર કરવા લાયક વસ્તુઓ છે, પ્રસ્તુત આયતમાં જિન્નાત અને માનવોની બંને પ્રજાતિઓને ثَقَلَانِ (ષકલયૂન) આ જ ભાવાર્થ આધારે કહેવામાં આવ્યું છે કે જમીન ઉપર વસનારી બધી જ સજીવ વસ્તુઓમાં જિન્નાતો અને માનવો સૌથી વધારે વજનદાર અને ગણનાપાત્ર છે તથા سَنَفْرُغُ (સનફરુગુ) એ فَرَاغٌ (ફરાગ)થી બનેલ છે જેનો અર્થ કોઈ પ્રવૃત્તિથી ફારેગ અને નવરા બેઠા હોવાનું થાય છે. فَرَاغٌ (ફરાગ)નો વિરુદ્ધાર્થી શબ્દ શબ્દકોષમાં شُغْلٌ (શુગલ) એટલે કે પ્રવૃત્તિ થાય છે અને શબ્દ فَرَاغٌ (ફરાગ) બે વસ્તુઓની ખબર આપે છે. પ્રથમ એ કે કોઈ પ્રવૃત્તિમાં મશ્ગૂલ હતો અને બીજું એ કે હવે તે પ્રવૃત્તિ પૂર્ણ કરીને ફારેગ થઈ ગયો આ બંને વાતો મખ્લૂકોમાં તો પ્રખ્યાત અને મશ્હૂર છે, માનવી ક્યારેક કોઈ એક પ્રવૃત્તિમાં લાગેલો હોય છે પછી તેનાથી ફારેગ થઈ જાય છે પરંતુ હક તઆલા જલ્લ શા'નુહૂ આ બંનેથી બાકાત છે, ન તો તેની એક પ્રવૃત્તિ બીજા પ્રવૃત્તિની અવરોધક હોય છે અને ન જ ક્યારેય તે એ પ્રમાણે ફારેગ હોય છે જે રીતે કે માનવો ફારેગ અને નવરા હોય છે.

એટલા માટે પ્રસ્તુત આયતમાં سَنَفْرُغُ (સનફરુગુ)નો શબ્દ એક રૂપક

સ્વરૂપે અલંકાર તરીકે સમજાવવા માટે આવ્યો છે જે સામાન્ય માનવોની બોલચાલમાં પ્રચલિત છે કે ક્યારેક કોઈ કામનું મહત્ત્વ બતાવવા માટે કહેવામાં આવે છે કે અમે આ કામ માટે ફારેગ થઈ ગયા, એટલે કે હવે સંપૂર્ણ ધ્યાનથી એ જ કામ ઉપર છે અને જે વ્યક્તિ કોઈ કામ ઉપર પોતાનું સંપૂર્ણ ધ્યાન આપે છે, એટલા માટે તેને રૂઢિપ્રયોગમાં એવું કહેવામાં આવે છે કે તેને તો એના સિવાય કંઈ કામ નથી.

આનાથી આગલી આયતમાં જે એવું આવ્યું હતું કે આસમાન અને જમીનના સઘળી મખ્લૂકો અને તેનો એક એક અંશ અલ્લાહ તઆલા પાસે પોતાની જરૂરિયાતો માંગતો રહે છે અને અલ્લાહ તઆલા દરેક સમયે, દરેક પરિસ્થિતિમાં તેમની દરખાસ્ત પૂરી કરવાના સ્વરૂપે એક ખાસ શા'ન અને મરતબામાં હોય છે. આયત ...سَنَفْرُغُ لَكُمْ માં એવું બતાવવામાં આવ્યું છે કે કયામતના દિવસે દરખાસ્તો અને તેના કબૂલ થવાનો અને તેના ઉપર અમલ થવાનો બધો સિલસિલો બંધ થઈ જશે, તે સમયનું કામ માત્ર એક જ રહી જશે અને અલ્લાહ તઆલાની વિવિધ શા'નમાંથી એક શા'ન આ હશે, એટલે કે હિસાબ કિતાબ તથા ન્યાયની સાથે ફેસલો કરવાની શા'ન. *(રૂહુલ મઆની)*

يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ اِنِ اسْتَطَعْتُمْ اَنْ تَنْفُذُوْا مِنْ اَقْطَارِ السَّمٰوٰتِ وَالْاَرْضِ فَانْفُذُوْا ۭ لَا تَنْفُذُوْنَ اِلَّا بِسُلْطٰنٍ પાછલી આયતમાં જિન્નાતો અને માનવોને "ષકલયૂન"ના શબ્દથી સંબોધન કરીને બતાવવામાં આવ્યું હતું કે કયામતના દિવસે માત્ર એક જ કામ હશે કે બધા જિન્નાત અને માનવોના અમલોનો હિસાબ લેવામાં આવશે અને અમલોના હિસાબથી કોઈ વ્યક્તિ બચી શકશે નહીં, કોઈની મજાલ નથી જે મોતથી અથવા કયામતના દિવસના હિસાબથી ક્યાંય નાસીને બચી નીકળે. આ આયતમાં ثَقَلٰنِ (ષકલાન)ના બદલે يَا مَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ (યા મઅ્શરલ્ જિન્ન વલ્ ઈન્સ)નો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો તથા જિન્નાતોને માનવો કરતાં અગ્ર ક્રમે રાખ્યા. કદાચ તેમાં ઈશારો એ તરફ હોય કે આસમાન અને જમીનની સીમાઓથી બહાર નીકળી જવા માટે ઘણી મોટી શક્તિ અને તાકાત જોઈએ, જિન્નાતને અલ્લાહ તઆલાએ અમુક બાબતોમાં માનવો કરતાં વધારે તાકાત આપી છે એટલા માટે જિન્નાતોનું વર્ણન અગ્ર ક્રમે કર્યું છે. આયતનો અર્થ એ છે કે હે જિન્નાતો અને માનવો ! જો તમારું એવું ધારવું હોય કે અમે ક્યાંક નાસી જઈશું

અને એ રીતે મલિકુલ મોતની કાર્યવાહીથી બચી જઈશું અથવા મેદાને હશ્રથી નાસીને નીકળી જઈશું અને હિસાબ કિતાબથી બચી જઈશું; તો વારું, પોતાની શક્તિ અજમાવી લો જો તમે એ બાબત ઉપર શક્તિ ધરાવો છો કે આસમાન અને જમીનના વર્તુળથી બહાર નીકળી જાઓ તો નીકળીને બતાવો ! આ કોઈ સરળ કામ નથી, તેના માટે તો ઘણી મોટી શક્તિ અને તાકાત જોઈએ જે જિન્નાતો અને માનવો બંને પ્રજાતિઓને પ્રાપ્ત નથી, તેનો ખુલાસો એ છે કે અહીંયાં પૃથ્વી અને આકાશની સીમાઓના વર્તુળથી બહાર નીકળી જવાની કોઈ સંભાવના છે એવું બતાવવાની નથી, બલકે અહીંયાં તે એક અશક્ય બાબત હોવાની અને માનવી તથા જિન્નાત તેનાથી લાચાર હોવાની બાબત જણાવવાનો હેતુ છે.

આયતનો ભાવાર્થ જો મોતથી નાસી છૂટવાનો છે તો તે આ જ દુનિયામાં લાગુ પડે છે કે કોઈના માટે પણ એવી શક્યતા કે સંભાવના નથી કે જમીનથી આસમાનો સુધીની સીમાઓને ઓળંગીને બહાર નીકળી જાય અને મોતથી બચી જાય. આ સીમાઓને પાર કરવાનું વર્ણન પણ માનવીની સમજ પ્રમાણે કરવામાં આવ્યું છે નહિતર ધારી લો કે કોઈ આસમાનોની સીમાઓથી બહાર નીકળી જાય તો પણ અલ્લાહ તઆલાના કુદરતના વર્તુળમાંથી બહાર નથી હોતો અને જો એનાથી ભાવાર્થ મહશરનો હિસાબ કિતાબ અને જવાબ છે તો એ એનાથી બચી જવું કે નાસી છૂટવું અશક્ય હોવાનું બતાવવાનો હેતુ છે; તો તેનું વાસ્તવિક સ્વરૂપ કુર્આને કરીમની બીજી આયતો અને હદીષની રિવાયતોમાંથી આવ્યું છે કે કયામતના દિવસે આસમાન ફાટી જઈને બધા ફરિશ્તાઓ પૃથ્વીના કિનારાઓ ઉપર આવી જશે અને દરેક બાજુએથી ઘેરો હશે, જિન્નાતો અને માનવો કયામતની ભયાનક વસ્તુઓને જોઈએ વિવિધ દિશાઓમાં નાસવા લાગશે પરંતુ દરેક દિશાએ ફરિશ્તાઓનો પહેરો જોઈને પાછા પોતાના સ્થળે પાછા વળશે.

*(રૂહુલ મઆની)*

**અવકાશી મુસાફરી જે આધુનિક સમયમાં કૃત્રિમ ઉપગ્રહો અને રૉકેટો દ્વારા થાય છે તેનો આ આયત સાથે કોઈ સંબંધ નથી :**

આધુનિક સમયમાં જે પૃથ્વીના ગુરુત્વાકર્ષણથી બહાર નીકળવા અને અવકાશમાં ગ્રહો ઉપગ્રહો ઉપર પહોંચવાના પ્રયોગો થઈ રહ્યા છે તે બધું દેખીતું

છે કે આસમાનની સીમાઓથી બહાર થતી પ્રક્રિયા છે, બલકે આસમાનની સપાટીથી ઘણું જ નીચે થઈ રહ્યું છે. આસમાનોની સીમાઓએથી બહાર નીકળી જવાનો તેની સાથે કોઈ સંબંધ નથી. આ તો આસમાનોની સીમાઓની નજીક પણ નથી પહોંચી શકતા, બહાર નીકળવાની વાત તો ઘણી દૂર રહી એટલા માટે આ આયતના ભાવાર્થથી તે અવકાશી મુસાફરીઓ અને અન્ય ગ્રહો ઉપર પહોંચવાની ઘટનાઓને કોઈ સંબંધ નથી, અમુક ભલા ભોળા લોકો આ આયતને જ અવકાશી મુસાફરીઓની સંભાવના માટે અને તે જાઇઝ હોવા માટે રજુ કરવા લાગ્યા છે જે કુર્આનના અર્થોથી બિલકુલ નાવાકેફીની દલીલ છે.

يُرْسَلُ عَلَيْكُمَا شُوَاظٌ مِّنْ نَّارٍ ۙ وَّنُحَاسٌ فَلَا تَنْتَصِرٰنِ હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) અને તફસીરના બીજા ઇમામોએ ફરમાવ્યું કે شُوَاظٌ بِضَمِّ شِيْن આગના તે ભડકાને કહે છે જેમાં ધૂમાડા ન હોય અને نُحَاسٌ (નૂહાસ) એવા જ ધૂમાડાને કહેવામાં આવે છે જેમાં આગનો પ્રકાશ ન હોય. આ આયતમાં પણ જિન્નાતો અને માનવોને સંબોધન કરીને તેમના ઉપર આગના ભડકાઓ અને ધૂમાડાઓ છોડવાનું વર્ણન છે. એનો ભાવાર્થ એવો પણ હોઈ શકે છે કે હિસાબ કિતાબ પછી જે પાપીઓને જહન્નમમાં નાંખવામાં આવશે તેમાં આ બંને પ્રકારનો અઝાબ થશે, ક્યાંક તો આગ જ આગ અને ભડકા જ ભડકા, ધૂમાડાનું નામ નિશાન નહીં હોય અને ક્યાંક ધૂમાડા જ ધૂમાડા અને આગનો કોઈ પ્રકાશ જ નહીં હોય; અને અમુક તફસીરકારોએ આ આયતને પાછલી આયતની પૂર્ણતા ઠરાવીને એ અર્થ કર્યો છે કે હે જિન્નાત અને માનવો ! આસમાનોની સીમાઓથી નીકળી જવું તમારા બસની વાત નથી, જો તમે એવો ઇરાદો કરી પણ લો તો જે બાજુએ દોડીને જશો આગના ભડકા અને ધૂમાડા તમને ઘેરી લેશે. *(ઇબ્ને કસીર)*

فَلَا تَنْتَصِرٰنِ એ اِنْتِصَارٌ (ઇન્તેસાર)થી બનેલ છે જેનો અર્થ કોઈને મદદ કરીને મુસીબતમાંથી છોડાવવાનો થાય છે, મતલબ એ છે કે અલ્લાહના અઝાબથી બચવા માટે તમે બધા જિન્નાતો અને માનવોમાંથી કોઈ કોઈની મદદ કરી શકશો નહીં કે તેના દ્વારા અઝાબથી છૂટી જાઓ.

فَيَوْمَئِذٍ لَّا يُسْـَٔلُ عَنْ ذَنْۢبِهٖٓ اِنْسٌ وَّلَا جَآنٌّ એટલે કે, તે દિવસે કોઈ માનવ અથવા જિન્નાતથી તેનો ગુનોહ પૂછવામાં નહીં આવે, તેનો એક ભાવાર્થ તો એ છે

જે તફસીરના ખુલાસામાં કરવામાં આવ્યો છે કે તે લોકોને કયામતમાં એવું પૂછવામાં નહીં આવે કે તમે ફલાણો ગુનોહ કર્યો છે કે નહીં ? તે તો ફરિશ્તાઓએ લખેલા આ આ'માલનામાઓમાં સુરક્ષિત અને અલ્લાહ તઆલાના અજલી જ્ઞાનમાં પહેલેથી જ ઉપસ્થિત છે, બલકે સવાલ એ હશે કે ફલાણો ગુનોહ તમે કેમ કર્યો ? આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની છે અને મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે ફરિશ્તાઓ જે મુજરિમોને અઝાબ આપવા માટે નિમાયેલા છે તેમને મુજરિમોને પૂછવાની આવશ્યકતા હશે નહીં કે તમે આ ગુનોહ કર્યો છે કે નહીં ? બલકે દરેક ગુનાહની એક ખાસ નિશાની તે અપરાધીઓના ચહેરા ઉપર જાહેર થયેલી હશે. ફરિશ્તાઓ તે નિશાની જોઈને તેમને જહન્નમમાં ધકેલી દેશે. આગલી આયતમાં આ જ ભાવાર્થ આવ્યો છે, يُعْرَفُ الْمُجْرِمُوْنَ بِسِيْمَاهُمْ આ બંને તફસીરોનો ખુલાસો એ છે કે આ ઘટના તે સમયની છે જ્યારે કે મહશરમાં હિસાબ કિતાબ પછી મુજરિમોને જહન્નમમાં નાંખવાનો ફેસલો થઈ ચૂક્યો હશે તો હવે તેમની સાથે તેમના ગુનાહો વિશે કોઈ વાતચીત થશે નહીં અને તેઓ નિશાનીઓથી ઓળખીને જહન્નમમાં નાંખી દેવામાં આવશે.

હઝરત કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે આ એવા સમયની પરિસ્થિતિ છે જ્યારે એક વખતે તેમને તેમના ગુનાહોની પૂછતાછ થઈ ચૂકી હશે અને તેઓ ઈન્કાર કરશે, કસમો ખાશે; તો તેમના મોંઢાઓ અને જીભ ઉપર સીલ મારી દેવામાં આવશે, હાથો પગોની ગવાહી લેવામાં આવશે. આ ત્રણે તફસીરો ઈબ્ને કષીરે નકલ કરી છે અને ત્રણમાં કોઈ વિરોધાભાસ નથી અને તે સંભવિત છે.

يُعْرَفُ الْمُجْرِمُوْنَ بِسِيْمَاهُمْ فَيُؤْخَذُ بِالنَّوَاصِيْ وَالْاَقْدَامِ માં શબ્દ سِيْمَاء (સીમાઅ)નો અર્થ નિશાની થાય છે, હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે જે દિવસે અપરાધીઓ કે જેમને જહન્નમમાં નાંખવાનો ફેસલો થશે તેમની નિશાની એ હશે કે ચહેરા કાળા અને આંખો નીલા કલરની હશે, રંજ ગમથી ચહેરા ફિક્કા પડી ગયા હશે, ફરિશ્તાઓ આ જ નિશાની દ્વારા તેમને પકડશે.

نَوَاصِيْ (નવાસી) એ نَاصِيَة (નાસિયહ)નું બહુવચન છે. કપાળ ઉપરના બાલોને કહેવામાં આવે છે, نَوَاصِيْ (નવાસી) અને اَقْدَام (અકદામ)થી પકડવાનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે કોઈને માથાના વાળ પકડીને ઘસેડવામાં આવશે તો કોઈને પગ પકડીને અથવા ક્યારેક એવી રીતે તો ક્યારેક બીજી રીતે

ઘસેડવામાં આવશે અને એ અર્થ પણ હોઈ શકે છે કે પેશાનીના વાળ અને પગોને એક જગ્યાએ બાંધી દેવામાં આવશે. વલ્લાહુ અઅ્લમુ. *(જહ્હાક, રૂહુલ મઆની)*

## આયતો : (સૂરએ રહમાન : આયત નં. ૪૬ થી ૭૮)

وَلِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ جَنَّتٰنِ ﴿٤٦﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٤٧﴾ ذَوَاتَا
اَفْنَانٍ ﴿٤٨﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٤٩﴾ فِيْهِمَا عَيْنٰنِ تَجْرِيٰنِ ﴿٥٠﴾ فَبِاَيِّ
اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥١﴾ فِيْهِمَا مِنْ كُلِّ فَاكِهَةٍ زَوْجٰنِ ﴿٥٢﴾ فَبِاَيِّ اٰلَآءِ
رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٣﴾ مُتَّكِـِٕيْنَ عَلٰى فُرُشٍۭ بَطَآئِنُهَا مِنْ اِسْتَبْرَقٍ ؕ وَجَنَا
الْجَنَّتَيْنِ دَانٍ ﴿٥٤﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٥﴾ فِيْهِنَّ قٰصِرٰتُ الطَّرْفِ ۙ
لَمْ يَطْمِثْهُنَّ اِنْسٌ قَبْلَهُمْ وَلَا جَآنٌّ ﴿٥٦﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٧﴾ كَاَنَّهُنَّ
الْيَاقُوْتُ وَالْمَرْجَانُ ﴿٥٨﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٩﴾ هَلْ جَزَآءُ
الْاِحْسَانِ اِلَّا الْاِحْسَانُ ﴿٦٠﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦١﴾ وَمِنْ دُوْنِهِمَا
جَنَّتٰنِ ﴿٦٢﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦٣﴾ مُدْهَآمَّتٰنِ ﴿٦٤﴾ فَبِاَيِّ
اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٦٥﴾ فِيْهِمَا عَيْنٰنِ نَضَّاخَتٰنِ ﴿٦٦﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا
تُكَذِّبٰنِ ﴿٦٧﴾ فِيْهِمَا فَاكِهَةٌ وَّنَخْلٌ وَّرُمَّانٌ ﴿٦٨﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا
تُكَذِّبٰنِ ﴿٦٩﴾ فِيْهِنَّ خَيْرٰتٌ حِسَانٌ ﴿٧٠﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧١﴾ حُوْرٌ
مَّقْصُوْرٰتٌ فِى الْخِيَامِ ﴿٧٢﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٣﴾ لَمْ يَطْمِثْهُنَّ
اِنْسٌ قَبْلَهُمْ وَلَا جَآنٌّ ﴿٧٤﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٥﴾ مُتَّكِـِٕيْنَ عَلٰى
رَفْرَفٍ خُضْرٍ وَّعَبْقَرِيٍّ حِسَانٍ ﴿٧٦﴾ فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٧٧﴾ تَبٰرَكَ
اسْمُ رَبِّكَ ذِى الْجَلٰلِ وَالْاِكْرَامِ ﴿٧٨﴾

**તરજુમો :**

અને જે કોઈ પોતાના પરવરદિગારની સામે ઊભો થવાથી ડર્યો તેના માટે બે બગીચાઓ છે. (૪૬) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૪૭) જેમાં ઘણી બધી ગીચ ડાળીઓ. (૪૮) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૪૯) તે બંનેમાં બે ઝરણા વહે છે. (૫૦) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૫૧) તે બંનેમાં દરેક ફળફળાદિ પ્રકાર પ્રકારની હશે. (૫૨) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૫૩) તકિયા લગાવીને પાથરણાઓ ઉપર બેઠેલા હશે જેના અસ્તર રેશમના હશે અને તે બાગોના ફળો ઝૂકી રહ્યા હશે. (૫૪) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૫૫) તેમાં સ્ત્રીઓ છે નીચી નિગાહવાળી, તેમના અગાઉ કોઈ વ્યક્તિએ તેમની સાથે સહવાસ નથી કર્યો અને ન જ કોઈ જિન્નાતે. (૫૬) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૫૭) તે કેવી જેમકે યાકૂત (રૂબી) અને મરજાન (પ્રવાળ). (૫૮) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૫૯) નેકીનો શું બદલો છે? માત્ર નેકી ! (૬૦) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૬૧) અને આ બે સિવાય (બીજા) બે બાગ છે. (૬૨) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો!? (૬૩) ગાઢ લીલા (રંગના) જેમકે કાળા. (૬૪) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૬૫) જેમાં બે ઊભરતા ઝરણાઓ છે. (૬૬) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૬૭) તેમાં ફળફળાદિ છે અને ખજૂરો અને દાડમ. (૬૮) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૬૯) આ બધા બગીચાઓમાં સારી ખૂબસૂરત ઓરતો છે. (૭૦) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો!? (૭૧) હૂરો છે તંબૂઓમાં થોભી રહેનારી. (૭૨) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૭૩) નથી હાથ

*લગાવ્યો તેમને તેમનાથી પહેલાં કોઈ માણસે અને ન જ કોઈ જિન્નાતે. (૭૪) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૭૫) તકિયા લગાવીને લીલી જાજમ ઉપર અને કિંમતી સ્વચ્છ પાથરણાઓ ઉપર બેસે. (૭૬) પછી તમે બંને પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોને જૂઠાડશો !? (૭૭) ઘણી બરકત છે તારા પરવરદિગારના નામની જે મોટાઈવાળો અને ઇજ્જતવાળો છે. (૭૮)*

**તફસીર :**

(આ આયતોમાં બે બગીચાઓનું વર્ણન وَلِمَنْ خَافَ થી શરૂ થયું છે અને બે બગીચાઓના વર્ણન وَمِنْ دُونِهِمَا થી પહેલાં બે બગીચાઓ ખાસ નિકટવર્તી બંદાઓ માટે છે અને પાછલા બે બગીચાઓ સામાન્ય મુસલમાનો માટે છે. આ વહેંચણી અને નક્કી કરવા માટેની દલીલો આગળ લખવામાં આવશે. અત્રે માત્ર તફસીર લખવામાં આવે છે, પાછલી આયતોમાં પાપીઓની સજાઓનું વર્ણન હતું, અહીંયાંથી નેક મો'મિનોના બદલાનું વર્ણન શરૂ થાય છે) અને (જન્નતવાળાઓની હાલત એ છે કે તેમનામાં બે પ્રકાર છે; ખાસ અને સામાન્ય, બસ) જે વ્યક્તિ (ખાસમાંથી હોય અને) પોતાના પરવરદિગારની સામે ઊભા થવાથી (દરેક સમયે) ડરતો રહેતો હોય (અને ડરીને મનેચ્છાઓ તથા ગુનાહોથી બચેલો રહેતો હોય અને આ શાન ખાસ લોકોની જ છે, કારણ કે સામાન્ય લોકો ઉપર તો અનેક ઠેકાણે ભય છવાય જાય છે અને ક્યારેક તેમનાથી ગુનાહો પણ થઈ જતા હોય છે બસ તવબહ કરી લે, મતલબ કે જે વ્યક્તિ એવો મુત્તકી હોય) તેના માટે (જન્નતમાં) બે બગીચાઓ હશે (એટલે કે દરેક મુત્તકી માટે બે બગીચાઓ અને લગભગ આ સંખ્યામાં હિકમત તેમની ઇજ્જત અને ઇનામની જાહેરાત કરવાની હશે, જે રીતે દુનિયામાં ઇનામવાળા પાસે અક્સર વસ્તુઓ જાહેર કરેલી અને વિના જાહેર કરેલી ગણનાપાત્ર હોય છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઇન્કારી થઈ જશો !? (અને તે) બંને બગીચાઓ ખૂબ ડાળખાંઓવાળા હશે (તેમાં ગીચ છાંયડો અને ખૂબ પુષ્કળ પ્રમાણમાં ફળ ફળાદિ તરફ ઇશારો છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઇન્કારી

થઈ જશો !? (અને) બંને બગીચાઓમાં દરેક ફળોના બે પ્રકારો હશે (કે તેમાં વધારે લિજ્જત છે, ક્યારેક એક પ્રકારનો સ્વાદ ચાખ્યો તો ક્યારેક બીજા પ્રકારનો) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અને) તે લોકો તકિયા લગાવી એવા ફર્શ ઉપર બેઠા હશે જેના અસ્તર રેશમના હશે (અને કાયદો છે કે ઉપરનું કપડું અસ્તર કરતાં વધારે સુંદર હોય છે, બસ જ્યારે અસ્તર રેશમનું હશે તો ઉપરનું કપડું કેવું હશે ?) અને તે બંને બગીચાઓના ફળો ઘણા નજીક હશે (કે ઊભા ઊભા, બેઠાં બેઠાં, સૂતાં સૂતાં કોઈપણ પ્રકારની મહેનત વિના હાથમાં આવી શકે છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અને) તે (બગીચાઓના મકાનો અને મહેલો)માં નીચી નજરોવાળી (એટલે કે હૂરો) હશે કે તે (જન્નતી) લોકોથી પહેલાં તેમના ઉપર ન તો કોઈ માણસે હાથ લગાવ્યો હશે, ન જ કોઈ જિન્નાતે ! (એટલે કે બિલકુલ સુરક્ષિત અને પવિત્ર હશે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અને રંગ એવો સાફ અને ચોખ્ખો હશે કે) જાણે યાકૂત અને મરજાન છે (અને શક્ય છે કે આ સરખામણી લાલાશ માટે પણ હોય અને આ સરખામણી લગભગ મહત્ત્વ બતાવવામા માટે છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (આગળ પ્રસ્તુત વિષય ઉપર ચર્ચા અને તાકીદ છે કે) ભલા! આજ્ઞાપાલનનો બદલો કૃપા સિવાય અન્ય કંઈ હોઈ શકે છે ?! (તેમણે આજ્ઞાપાલન કર્યું એટલા માટે બદલામાં આ કૃપાના હકદાર થયા છે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (આ તો ખાસ લોકોના બગીચાઓના લક્ષણોનું વર્ણન થયું) અને (આગળ સામાન્ય મુસલમાનોના બગીચાઓનું વર્ણન છે એટલે કે) આ (પ્રસ્તુત) બંને બગીચાઓથી ઓછા દરજ્જાના બે બગીચાઓ બીજા છે (જે સામાન્ય મુસલમાનો માટે છે અને

દરેકને બે બે બગીચાઓ મળશે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અને આગળ એ બગીચાઓનું લક્ષણ એ છે કે) તે બંને બગીચાઓ ગાઢ લીલા રંગના હશે, બસ હે જિન્નાત અને માનવ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? આ બંને બગીચાઓમાં બે ઝરણા હશે કે તે જોશ મારતા હશે, બસ હે જિન્નાત અને માનવ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (જોશ એ કારણે મારશે કે આ ઝરણાઓનું લક્ષણ જોશ મારવું છે, ઉપરના ઝરણાઓમાં પણ આ લક્ષણ સમાન છે અને આ બગીચાઓ તે બગીચાઓ કરતાં દરજ્જામાં ઓછા છે અને) તે બંને બગીચાઓમાં ફળો અને ખજૂરો અને દાડમ હશે, બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અહીંયાં સમગ્ર ફળો અને ત્યાર પછી ખજૂર અને દાડમ વગેરેનું ઉદાહરણ આપ્યું છે અને ત્યાં શબ્દ كُلِّ દ્વારા દરેક પ્રકારના ફળોનો ખુલાસો છે પછી زَوْجٰنِ દ્વારા તે મોટી સંખ્યામાં હોવાનું વર્ણન છે જેનાથી ફળો મોટા પ્રમાણમાં હોવાનું જાણ થાય છે, આ બધી એની નિશાનીઓ છે કે جَنَّتَيْنِ اُوْلَيَيْنِ اَنْ اُخْرَيَيْنِ થી શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાના છે અને) તે (બગીચાઓના મકાનોમાં) પવિત્ર ખૂબસૂરત સ્ત્રીઓ હશે (એટલે કે હૂરો) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો!? તે ઓરતો ગોરા રંગની હશે (અને) તંબુઓમાં સુરક્ષિત હશે, બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (અને) તે (જન્નતી) લોકોથી પહેલાં તેમને ન તો કોઈ પુરુષે હાથ લગાવ્યો હશે અને ન જ કોઈ જિન્નાતે (એટલે કે તે પવિત્ર હશે) બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (ત્યાં યાકૂત અને મરજાન સાથે સરખામણી

આપી કે જે અતિશયોક્તિ અલંકાર છે અને અહીંયાં માત્ર حِسَانٌ કહ્યું છે તેનાથી ઈશારો એ છે કે પ્રથમ બે બગીચાઓ બીજા બગીચાઓ કરતાં શ્રેષ્ઠ છે અને અત્રેની બધી સિફતો ત્યાં સ્પષ્ટ અને ઈશારાથી ઉપસ્થિત છે, દાખલા તરીકે પવિત્ર હોવું قٰصِرٰتُ الطَّرْفِ નો ભાવાર્થ હોય છે, હૂર હોવું સ્થળ સ્થિતિના કારણે જાણ થાય છે, مَقْصُوْرٰتٌ થી વધારે શ્રેષ્ઠતા અને પાકદામની ઉપર શબ્દ قٰصِرٰتُ الطَّرْفِ દલીલ કરે છે કે જે એવી હશે કે અવશ્ય ઘરમાં જ રહેશે અને) તે લોકો લીલા અને مُشَجَّرٍ તથા ગજબના ખૂબસૂરત કપડાંઓ(ના પાથરણાઓ) ઉપર તકિયા લગાવી બેઠા હશે, બસ હે જિન્નાત અને માનવ ! (આ મહાન શ્રેષ્ઠતા અને અનહદ નેઅ્મતો હોવા છતાં) તમે પોતાના પરવરદિગારની કઈ કઈ નેઅ્મતોના ઈન્કારી થઈ જશો !? (એમાં વિચાર કરવાથી જાણ થાય છે કે આ બે બગીચાઓના પાથરણા પ્રથમ બે બગીચાઓ કરતાં ઓછા દરજ્જાના છે, કારણ કે ત્યાં ખુલાસો છે કે તે પાથરણા રેશમના હશે, પછી બે પડવાળા હશે અને અહીંયાં એ ખુલાસો નથી. આગળ વાતની પૂર્ણતામાં અલ્લાહ તઆલાના વખાણ અને સિફત છે અને સિફત છે જેમાં તે તમામ વિષયો જે સૂરએ રહમાનમાં વિગતવાર વર્ણન થયા છે, તેનું સમર્થન અને તાકીદ થાય છે કે) તમારા પરવરદિગારનું ઘણું બરકતવાળું નામ છે જે મોટાઈવાળો અને અહેસાનવાળો છે, (નામથી ભાવાર્થ સિફતો છે કે તે અલ્લાહની જાતથી અલગ નથી, બસ વાક્યનો ખુલાસો અલ્લાહના વખાણ થયા તેની જાતના અને તેની સિફતો સાથે અને કદાચ શબ્દ اِسْمُ વધારવાથી હેતુ વધારે બતાવવાનો હોય કે તે કેવો સંપૂર્ણ અને બરકતવાળો હશે જ્યારે કે તેનું નામ મુબારક પણ સંપૂર્ણ અને બરકતવાળું છે !)

## મસ્અલા અને બોધપાઠ :

જે રીતે પાછલી આયતોમાં પાપીઓની સખત સજાનું વર્ણન હતું આ આયતોમાં તેનાથી વિપરીત મો'મિનીન, સાલિહીનના ઉમદા બદલા અને નેઅ્મતોનું વર્ણન છે જેમાં જન્નતવાળાઓના પ્રથમ બે બગીચાઓનું વર્ણન અને તેમાં જે નેઅ્મતો છે તેનું વર્ણન છે, ત્યારબાદ બીજા બે બગીચાઓનું અને તેમાં ઉપલબ્ધ કરાવવામાં આવેલ નેઅ્મતોનું વર્ણન છે.

પ્રથમ બે બગીચાઓ જે લોકો માટે છે તેમને તો નિશ્ચિત કરીને બતાવવામાં આવ્યું છે, لِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ એટલે કે, તે બે બગીચાઓના હકદાર

તે લોકો છે જેઓ દરેક સમયે દરેક હાલતમાં અલ્લાહ તઆલાની સામે કયામતના દિવસે રજુ થવાથી અને હિસાબ કિતાબથી ડરતા રહે છે જેના પરિણામે તેઓ ક્યારેય ગુનાહો પાસે ફરકતા નથી, દેખીતું છે કે આવા લોકો ઇસ્લામની શરૂઆતના અને નિકટવર્તી ખાસ બંદાઓ જ હોઈ શકે છે.

બીજા બે બગીચાઓના હકદાર કોણ લોકો હશે તેનો ખુલાસો પ્રસ્તુત આયતમાં કરવામાં આવ્યો નથી પરંતુ એવું બતાવવામાં આવ્યું છે કે આ બે બગીચાઓ પ્રથમ બગીચાઓ કરતાં ઓછા દરજ્જાના હશે. وَمِنْ دُوْنِهِمَا جَنَّتٰنِ એટલે કે પ્રથમ બે બગીચાઓથી ઓછા દરજ્જાના અન્ય બે બગીચાઓ છે, આ ઈશારાથી જાણ થઈ કે આ બે બગીચાઓના હકદાર સામાન્ય મો'મિનો હશે જેઓ નિકટવર્તી અને ખાસ દરજ્જાના લોકો કરતાં દરજ્જામાં ઓછા હશે.

પ્રથમ અને બીજા બે બગીચાઓની તફસીરમાં તફસીરકારોએ વધારે ખુલાસો વર્ણન કર્યો છે. અહીંયાં જે તફસીર અપનાવવામાં આવી છે કે પ્રથમ બે બગીચાઓ શરૂઆતના નિકટવર્તી ખાસ બંદાઓ માટે છે અને બીજા બે બગીચાઓ સામાન્ય મો'મિનો માટે અને એ કે આ બીજા બગીચાઓ પ્રથમ બે બગીચાઓ કરતાં દરજ્જામાં ઓછા છે. હદીષની રિવાયતોથી આ જ તફસીર વધારે મજબૂત જણાય છે જેમકે બયાનુલ કુર્આનમાં દૂર્રે મન્ષૂરના હવાલાથી મરફૂઅ્ હદીષ નકલ કરવામાં આવી છે કે રસૂલુલ્લાહ ﷺએ لِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ جَنَّتٰنِ અને مِنْ دُوْنِهِمَا جَنَّتٰنِ ની તફસીરમાં ફરમાવ્યું, جَنَّتَانِ مِنْ ذَهَبٍ لِلْمُقَرَّبِيْنَ وَجَنَّتَانِ مِنْ وَرِقٍ لِاَصْحٰبِ الْيَمِيْنِ એટલે કે, બે બગીચાઓ સોનાના બનેલા છે નિકટવર્તી બંદાઓ માટે અને બે બગીચાઓ ચાંદીના اَصْحَابُ الْيَمِيْنِ (અસ્હાબુલ યમીન) માટે એટલે કે મો'મિનીન સાલિહીન માટે છે, વળી દૂર્રે મન્ષૂરમાં હઝરત બરાઅ્ ઈબ્ને આઝિબ (રદિ.)થી આ રિવાયત નકલ કરી છે, اَلْعَيْنَانِ الَّتِيْ تَجْرِيَانِ خَيْرٌ مِّنَ النَّضَّاخَتَيْنِ એટલે કે, પ્રથમ બે બગીચાઓના બે ઝરણાઓ જેના વિશે تَجْرِيَانِ ફરમાવ્યું છે તે બીજા બે બગીચાઓના ઝરણા કરતા ઉત્તમ છે જેના વિશે نَضَّاخَتَانِ ફરમાવ્યું છે, કારણ કે نَضَّاخَتَانِ નો અર્થ "ઉભરાતા બે ઝરણા" થાય છે તો આ સિફત દરેક ઝરણામાં હોય છે પરંતુ જેને تَجْرِيَانِ (તજરિયાન)થી વર્ણન કરવામાં આવ્યું તેમાં ઉભરાવા ઉપરાંત જમીનની સપાટી ઉપર દૂર સુધી વહેવાનું વિશેષ લક્ષણ પણ છે.

આ તે ઝરણાઓનું ટૂંકું વર્ણન હતું જે જન્નતીઓને મળશે. હવે આયતના શબ્દો સાથે તેના અર્થને જુઓ, وَلِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ નો શબ્દ مَقَامَ رَبِّهٖ(મકામ રબ્બિહી)નો ભાવાર્થ ઘણા તફસીરકારો નજીક કયામતના દિવસે અલ્લાહ તઆલા સામે હિસાબ માટે રજુ થવાનો છે અને તેનાથી ડરનો અર્થ એ છે કે એકાંતમાં અથવા જાહેરમાં તથા જાહેર અને ખાનગી બધી જ હાલતોમાં તેને એ કાયમી ધ્યાન રહે છે કે મારે એક દિવસે હક તઆલા સામે રજુ થવાનું છે અને અમલોનો હિસાબ આપવાનો છે; તો દેખીતું છે કે જેને આવું ધ્યાન હંમેશા રહેતું હોય તેઓ ગુનાહ પાસે ફરકશે પણ નહીં.

કુર્તુબી વગેરે અમુક તફસીરકારોએ مَقَامَ رَبِّ (મકામ રબ્બ)ની એ તફસીર પણ કરી છે કે અલ્લાહ તઆલા આપણા દરેક મૌખિક નિવેદનો અને આચરણો તથા ગુપ્ત અને જાહેર અમલો ઉપર દેખરેખ રાખે છે અને કાયમ છે આપણું દરેક હલન ચલન તેની સામે છે. એનો ખુલાસો પણ એ જ થશે કે હક તઆલાનું આ ધ્યાન તેને ગુનાહોથી બચાવી લેશે.

ذَوَاتَآ اَفْنَانٍ આ પ્રથમ બે બગીચાઓનું લક્ષણ છે કે ઘણા ડાળખાંઓવાળા હશે જેનો પ્રભાવ એ જરૂરી છે કે તેનો છાંયડો પણ ખૂબ ગીચ હશે અને ફળો પણ વધારે હશે, બીજા બે બગીચાઓ જેનું વર્ણન આગળ આવે છે એમાં આ લક્ષણ ઉપસ્થિત નથી જેનાથી આ બાબતે તે બગીચાઓના ઊતરતા દરજ્જા તરફ ઈશારો હોઈ શકે છે.

فِيْهِمَا مِنْ كُلِّ فَاكِهَةٍ زَوْجٰنِ પ્રથમ બે બગીચાઓના લક્ષણમાં مِنْ كُلِّ فَاكِهَةٍ ના શબ્દો સાથે બધા જ પ્રકારના ફળો હોવાનું વર્ણન કર્યું છે, તેનાથી વિપરીત બીજા બગીચાઓમાં مِنْ كُلِّ فَاكِهَةٍ ના બદલે માત્ર فَاكِهَةٌ ના શબ્દો છે અને زَوْجٰنِ નો અર્થ એ છે કે દરેક ફળોના બે બે પ્રકારો હશે. આ બે પ્રકારો એ પણ હોઈ શકે છે કે સૂક્કા અને તાજા હોય અને એ પણ હોઈ શકે છે કે એક તો પ્રખ્યાત અને મશહૂર સ્વાદ હોય અને બીજો તેના અસામાન્ય સ્વાદ. *(મઝહરી)*

لَمْ يَطْمِثْهُنَّ اِنْسٌ قَبْلَهُمْ وَلَا جَآنٌّ માં શબ્દ طَمْثٌ (તમ્સ) કેટલાય અર્થો માટે ઉપયોગ થાય છે. માસિકધર્મના લોહીને طَمْثٌ (તમ્સ) કહે છે અને માસિકધર્મવાળી સ્ત્રીને طَامِثٌ (તામિષ) કહેવામાં આવે છે અને કુંવારી કન્યા

સાથે સહશયનને પણ طَمْث (તમ્ષ) સાથે ઓળખવામાં આવે છે. આ સ્થળે આ જ અર્થ ભાવાર્થ સ્વરૂપે છે અને એમાં જે એ બાબતનો નકાર કરવામાં આવ્યો છે કે જે જન્નતવાળાઓ માટે આ હૂરો નિશ્ચિત છે તેમનાથી પહેલાં કોઈ માનવે અથવા જિન્નાતે તેમને હાથ પણ લગાવ્યો હશે નહીં. એનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે જે તફસીરના ખુલાસામાં વર્ણન થયો છે કે જે હૂરો માનવો માટે નિશ્ચિત છે તેમને કોઈ માનવે અને જે મો'મિન જિન્નાતો માટે નક્કી છે તેમને કોઈ જિન્નાતે તેમનાથી પહેલાં હાથ લગાવ્યો હશે નહીં અને એ અર્થ પણ હોઈ શકે છે કે જે રીતે દુનિયામાં માનવ પ્રજાતિની સ્ત્રીઓ ઉપર ક્યારેક જિન્નાત પણ વળગે છે ત્યાં એ બાબતની પણ કોઈ સંભાવના હશે નહીં.

هَلْ جَزَآءُ الْإِحْسَانِ إِلَّا الْإِحْسَانُ ખાસ નિકટવર્તી બંદાઓ માટે બે બગીચાઓની વિગતનું વર્ણન કર્યા પછી એ ફરમાવ્યું કે અમલના અહેસાનનો બદલો સારું અહેસાન જ હોઈ શકે છે તેના સિવાય બીજી કોઈ સંભાવના નથી, તે લોકોએ સારા અમલો એટલે કે હંમેશા નેક અમલો કરવાની પાબંદી કરી તો હક તઆલા તરફથી તેમને ઉમદા બદલો મળવો જોઈતો હતો જે તેમને આપવામાં આવ્યો.



مُدْهَآمَّتَانِ એ ગીચ વનસ્પતિના કારણે જે કાળાશ દેખાવા લાગે છે તે ભ્રમને કહે છે. ભાવાર્થ એ છે કે તે બંને બગીચાઓની વનસ્પતિ એવી ગીચ હશે કે તે કાળા હોવાનો ભ્રમ થશે. આ લક્ષણ જો કે પ્રથમ બે બગીચાઓમાં વર્ણનમાં કરવામાં આવ્યું નથી પરંતુ તેનાથી એ જરૂરી નથી બનતું કે બગીચાઓમાં આ લક્ષણ ન હોય, બલકે ذَوَاتَآ أَفْنَانٍ તે બગીચાઓનું જે લક્ષણ બતાવવામાં આવ્યું છે તેમાં مُدْهَآمَّتَانِ નું લક્ષણ પણ સામેલ જ છે.

فِيهِنَّ خَيْرَاتٌ حِسَانٌ માં શબ્દ خَيْرَاتٌ નો ભાવાર્થ ચારિત્રની પવિત્રતા અને حِسَانٌ નો ભાવાર્થ ચહેરે મ્હોરે અતિસુંદર હોવાની વિશેષતા છે અને આ બાબત પણ બંને બગીચાઓની હૂરોમાં સમાન હશે જેના તરફ પાછલી આયતોમાં ઈશારો ઉપસ્થિત છે.

مُتَّكِـِٔينَ عَلَىٰ رَفْرَفٍ خُضْرٍ وَعَبْقَرِيٍّ حِسَانٍ "કામુસ"માં છે કે رَفْرَفٌ (રફરફ) લીલા રંગનું રેશમી કપડું છે જેમાંથી પાથરણા, તકિયા અને શણગારનો

સામાન બનાવવામાં આવે છે અને "સિહાહ"માં છે કે તેના ઉપર વૃક્ષો અને વેલાઓનું નકશીકામ હોય છે. عَبْقَرِىٍّ દરેક ઉમદા સુંદર કપડાને કહેવામાં આવે છે. حِسَانٍ (હિસાન)થી પણ આ જ સુંદરતાનું લક્ષણ વર્ણન કરવામાં આવ્યું છે.

تَبَارَكَ اسْمُ رَبِّكَ ذِى الْجَلَالِ وَالْإِكْرَامِ "સૂરએ રહમાન"માં અલ્લાહ તઆલાની ઘણી નેઅ્મતો અને માનવો ઉપર કરવામાં આવેલ ઉપકારોનું વર્ણન છે, તેના અંતે ખુલાસા સ્વરૂપે આ વાક્ય કહેવામાં આવ્યું છે કે તે પવિત્ર જાતનું તો કહેવું જ શું ! તેનું નામ પણ ઘણી મોટી બરકતોવાળું છે, તેના નામથી જ આ બધી નેઅ્મતો કાયમ છે. વલ્લાહુ અઅ્લમુ.

સૂરએ રહમાનની તફસીર પૂરી થઈ. અલ્હમ્દુલિલ્લાહ !

રબિઉસ્સાની, શનિવાર, હિજરી સન ૧૩૯૧

□□□□□□□□□□□

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ રહમાનનો અનુવાદ પૂર્ણ થયો.

તારીખ : ૧૭ ઓગષ્ટ ૨૦૧૧ બ મુતાબિક ૧૬ રમઝાન ૧૪૩૨ હિજરી.

પ્રકરણ (૫૬)

# સૂરએ વાકિઅહ

સૂરએ વાકિઅહ મક્કામાં નાઝિલ થઈ તેની ૯૬ આયતો અને ૩ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ વાકિઅહ : ૧ થી ૫૬)**

آياتها ٩٦ ﴿٥٦﴾ سُوْرَةُ الْوَاقِعَةِ مَكِّيَّةٌ ﴿٤٦﴾ ركوعاتها ٣

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

إِذَا وَقَعَتِ الْوَاقِعَةُ ﴿١﴾ لَيْسَ لِوَقْعَتِهَا كَاذِبَةٌ ﴿٢﴾ خَافِضَةٌ رَّافِعَةٌ ﴿٣﴾ إِذَا
رُجَّتِ الْأَرْضُ رَجًّا ﴿٤﴾ وَّبُسَّتِ الْجِبَالُ بَسًّا ﴿٥﴾ فَكَانَتْ هَبَاءً مُّنْبَثًّا ﴿٦﴾
وَّكُنْتُمْ أَزْوَاجًا ثَلٰثَةً ﴿٧﴾ فَأَصْحٰبُ الْمَيْمَنَةِ مَا أَصْحٰبُ الْمَيْمَنَةِ ﴿٨﴾
وَأَصْحٰبُ الْمَشْـَٔمَةِ مَا أَصْحٰبُ الْمَشْـَٔمَةِ ﴿٩﴾ وَالسّٰبِقُوْنَ السّٰبِقُوْنَ ﴿١٠﴾
أُولٰٓئِكَ الْمُقَرَّبُوْنَ ﴿١١﴾ فِيْ جَنّٰتِ النَّعِيْمِ ﴿١٢﴾ ثُلَّةٌ مِّنَ الْأَوَّلِيْنَ ﴿١٣﴾ وَقَلِيْلٌ مِّنَ
الْاٰخِرِيْنَ ﴿١٤﴾ عَلٰى سُرُرٍ مَّوْضُوْنَةٍ ﴿١٥﴾ مُّتَّكِـِٕيْنَ عَلَيْهَا مُتَقٰبِلِيْنَ ﴿١٦﴾ يَطُوْفُ
عَلَيْهِمْ وِلْدَانٌ مُّخَلَّدُوْنَ ﴿١٧﴾ بِأَكْوَابٍ وَّأَبَارِيْقَ وَكَأْسٍ مِّنْ مَّعِيْنٍ ﴿١٨﴾ لَّا يُصَدَّعُوْنَ
عَنْهَا وَلَا يُنْزِفُوْنَ ﴿١٩﴾ وَفَاكِهَةٍ مِّمَّا يَتَخَيَّرُوْنَ ﴿٢٠﴾ وَلَحْمِ طَيْرٍ مِّمَّا
يَشْتَهُوْنَ ﴿٢١﴾ وَحُوْرٌ عِيْنٌ ﴿٢٢﴾ كَأَمْثَالِ اللُّؤْلُؤِ الْمَكْنُوْنِ ﴿٢٣﴾ جَزَآءًۢ بِمَا كَانُوْا
يَعْمَلُوْنَ ﴿٢٤﴾ لَا يَسْمَعُوْنَ فِيْهَا لَغْوًا وَّلَا تَأْثِيْمًا ﴿٢٥﴾ إِلَّا قِيْلًا سَلٰمًا سَلٰمًا ﴿٢٦﴾ وَ
أَصْحٰبُ الْيَمِيْنِ مَا أَصْحٰبُ الْيَمِيْنِ ﴿٢٧﴾ فِيْ سِدْرٍ مَّخْضُوْدٍ ﴿٢٨﴾ وَّطَلْحٍ مَّنْضُوْدٍ ﴿٢٩﴾
وَّظِلٍّ مَّمْدُوْدٍ ﴿٣٠﴾ وَّمَآءٍ مَّسْكُوْبٍ ﴿٣١﴾ وَّفَاكِهَةٍ كَثِيْرَةٍ ﴿٣٢﴾ لَا مَقْطُوْعَةٍ

وَّلَا مَمْنُوْعَةٍ ﴿٣٣﴾ وَّفُرُشٍ مَّرْفُوْعَةٍ ﴿٣٤﴾ اِنَّآ اَنْشَاْنٰهُنَّ اِنْشَآءً ﴿٣٥﴾ فَجَعَلْنٰهُنَّ
اَبْكَارًا ﴿٣٦﴾ عُرُبًا اَتْرَابًا ﴿٣٧﴾ لِّاَصْحٰبِ الْيَمِيْنِ ﴿٣٨﴾ ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ ﴿٣٩﴾ وَثُلَّةٌ
مِّنَ الْاٰخِرِيْنَ ﴿٤٠﴾ وَاَصْحٰبُ الشِّمَالِ ۙ مَآ اَصْحٰبُ الشِّمَالِ ﴿٤١﴾ فِيْ سَمُوْمٍ وَّحَمِيْمٍ ﴿٤٢﴾
وَّظِلٍّ مِّنْ يَّحْمُوْمٍ ﴿٤٣﴾ لَّا بَارِدٍ وَّلَا كَرِيْمٍ ﴿٤٤﴾ اِنَّهُمْ كَانُوْا قَبْلَ ذٰلِكَ
مُتْرَفِيْنَ ﴿٤٥﴾ وَكَانُوْا يُصِرُّوْنَ عَلَى الْحِنْثِ الْعَظِيْمِ ﴿٤٦﴾ وَكَانُوْا يَقُوْلُوْنَ ۙ
اَئِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ ﴿٤٧﴾ اَوَاٰبَآؤُنَا الْاَوَّلُوْنَ ﴿٤٨﴾
قُلْ اِنَّ الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ ﴿٤٩﴾ لَمَجْمُوْعُوْنَ ۙ اِلٰى مِيْقَاتِ يَوْمٍ مَّعْلُوْمٍ ﴿٥٠﴾
ثُمَّ اِنَّكُمْ اَيُّهَا الضَّآلُّوْنَ الْمُكَذِّبُوْنَ ﴿٥١﴾ لَاٰكِلُوْنَ مِنْ شَجَرٍ مِّنْ زَقُّوْمٍ ﴿٥٢﴾
فَمَالِـُٔوْنَ مِنْهَا الْبُطُوْنَ ﴿٥٣﴾ فَشٰرِبُوْنَ عَلَيْهِ مِنَ الْحَمِيْمِ ﴿٥٤﴾ فَشٰرِبُوْنَ شُرْبَ
الْهِيْمِ ﴿٥٥﴾ هٰذَا نُزُلُهُمْ يَوْمَ الدِّيْنِ ﴿٥٦﴾



## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જ્યારે થઈ પડે થઈ પડનારી. (૧) તેના થઈ પડવામાં કોઈ જૂઠ નથી. (૨) નીચી કરનારી, ઊંચી કરનારી. (૩) જ્યારે જમીન ધ્રુજી ઉઠે કાંપીને. (૪) અને કણ કણ થઈ જાય પહાડ તૂટીફૂટીને. (૫) પછી થઈ જાય ઉડતો ધૂલાડો. (૬) અને તમે ત્રણ પ્રકારના થઈ જાઓ. (૭) પછી જમણી બાજુવાળા ! કેટલા સારા છે જમણી બાજુવાળા ! (૮) અને ડાબી બાજુવાળા! કેટલા બુરા છે ડાબી બાજુવાળા ! (૯) અને આગલા તો આગલા જ. (૧૦) તે લોકો નિકટવર્તી છે. (૧૧) નેઅ્મતના બગીચાઓમાં. (૧૨) એક મોટું જૂથ છે આગલાઓમાંથી. (૧૩) અને થોડા છે પાછલાઓમાંથી. (૧૪) (રત્નો) જડેલા બાજઠો ઉપર બેઠા છે. (૧૫) તેના ઉપર તકિયા લગાવીને એકબીજાની સામે. (૧૬) તેમની પાસે હંમેશા રહેનારા બાળકો લઈને ફરે*

*છે. (૧૭) જામ અને કૂંજા અને પ્યાલા સ્વચ્છ શરાબના. (૧૮) જેનાથી ન તો માથું દુઃખે અને ન જ બકવાસ થાય. (૧૯) અને ફળો જે પણ પસંદ કરે. (૨૦) અને ઉડતા પક્ષીઓનું માંસ જે પણ પ્રકારનું મન ચાહે. (૨૧) અને સ્ત્રીઓ ગોરી મોટી આંખોવાળી. (૨૨) જેમકે પોતાના ગિલાફમાં મોતીના દાણા. (૨૩) તે કામોનો બદલો જે તેઓ કરતા હતા. (૨૪) ત્યાં બકવાસ અને ગુનાહની વાત સાંભળશે નહીં. (૨૫) પરંતુ એક સલામ સલામ બોલવું. (૨૬) અને જમણી બાજુવાળાઓ ! શું કહેવું જમણી બાજુવાળાઓનું ! (૨૭) બોરડીના વૃક્ષોમાં રહે છે જેમાં કાંટા નથી. (૨૮) અને કેળાંઓ થર ઉપર થર. (૨૯) અને લાંબો છાંયડો. (૩૦) અને વહેતું પાણી. (૩૧) અને ઘણા ફળો. (૩૨) અને તેમાં ન તો તૂટેલા અને ન જ રોકાયેલા (અધકચરા). (૩૩) અને ઊંચા પાથરણાંઓ. (૩૪) અમે તે સ્ત્રીઓને એક સારા ઊભાર પર ઉઠાવી. (૩૫) પછી તેમને કુંવારી બનાવી. (૩૬) જામ લાવનારી સરખી ઉંમરની. (૩૭) જમણી બાજુવાળાઓ માટે. (૩૮) એક મોટું જૂથ છે આગલાઓમાંથી. (૩૯) અને એક મોટું જૂથ છે પાછલાઓમાંથી. (૪૦) અને ડાબી બાજુવાળા; કેવા ડાબી બાજુવાળા ! (૪૧) તેજ વરાળમાં અને ઉકળતા પાણીમાં. (૪૨) અને ધૂમાડાના છાંયડામાં. (૪૩) ન તો ઠંડો અને ન જ ઇજ્જતનો. (૪૪) તે લોકો આથી પહેલાં ખુશહાલ હતા. (૪૫) અને જીદ કરતા હતા આ મોટા ગુનાહ ઉપર. (૪૬) અને કહ્યા કરતા હતા, શું જ્યારે અમે મરી ગયા અને માટી થઈ ચૂક્યા અને હાડકાં; શું અમે ફરીવાર ઉઠાવવામાં આવીશું ? (૪૭) અને શું અમારા આગલા બાપ દાદાઓ પણ ? (૪૮) તમે કહી આપો કે આગલા અને પાછલા. (૪૯) બધા એકઠા થવાના છે એક નિશ્ચિત દિવસના સમય ઉપર. (૫૦) પછી તમે હે ભ્રમથી બહેકેલા જૂઠાડનારાઓ. (૫૧) અવશ્ય એક ઝાડ ખાશો ઝક્કુમનું. (૫૨) પછી તેનાથી પેટ ભરશો. (૫૩) પછી તેના ઉપર એક ઉકળતું પાણી પીશો. (૫૪) પછી પીશો જેમકે તરસ્યા ઊંટ પીએ છે. (૫૫) આ તેમની મહેમાની છે ઇન્સાફના દિવસે. (૫૬)*

**તફસીર :**

જ્યારે કયામત આવશે જેના આવવામાં કોઈ મિનમેખ નથી (બલકે તેનું

આવવું બિલકુલ સાચું અને સત્ય છે) તો તે (અમુકને) નીચા કરી દેશે (અને અમુકને) ઊંચા કરી દેશે (એટલે કે કાફિરોનું અપમાન અને મો'મિનોની ઊંચાઈ તે દિવસે જાહેર થશે) જ્યારે કે જમીનમાં સખત ધરતીકંપ આવશે અને પહાડ બિલકુલ ક્ષતવિક્ષત થઈ જશે, પછી તે ધૂળના ધૂલાડા(ની જેમ) થઈ જશે અને તમે (બધા વ્યક્તિઓ જે તે સમયે ઉપસ્થિત હોય કે ન હોય અથવા અગાઉ ગુજરી ચૂક્યા છે;) ત્રણ પ્રકારના થઈ જશો (જેની વિગત આગળ આવે છે, ખાસ મો'મિનો અને સામાન્ય મો'મિનો અને કાફિરો કે સૂરએ રહમાનમાં પણ આ ત્રણ પ્રકારો ઉપસ્થિત છે અને આવનારી આયતોમાં ખાસ નિકટવર્તી તથા શરૂઆતના કહ્યા છે અને સામાન્ય મો'મિનોને اَصۡحٰبُ الۡیَمِیۡنِ "અસ્હાબલ યમીન" અને કાફિરોને اَصۡحٰبُ الشِّمَالِ "અસ્હાબશિમાલ" અને આ આયતોમાં اِذَا وَقَعَتِ થી ثُلَّةٌ સુધીમાં અમુક ઘટનાઓ એટલે કે પ્રથમ સૂર نَفۡخَةٌ اُوۡلٰی ના સમયે વર્ણન કરી છે, જેમકે رُجَّتِ સૂરએ હિજ્રની શરૂઆતમાં આવ્યું છે અને بُسَّتِ અને અમુક ઘટનાઓ نَفۡخَةٌ ثَانِیَةٌ એટલે કે બીજા સૂર સમયે જેમકે خَافِضَةٌ رَّافِعَةٌ અને كُنۡتُمۡ اَزۡوَاجًا અને અમુક ઘટનાઓ સમાન છે, જેમકે اِذَا وَقَعَتِ અને لَیۡسَ لِوَقۡعَتِهَا કારણ કે પ્રથમ સૂરથી જે સૂર વચ્ચેનો બધો સમય એક જ સમયના હુકમમાં છે એટલા માટે સમયના દરેક વિભાગને દરેક ઘટનાઓનો સમય કહેવામાં આવે છે, આગળ આ ત્રણે પ્રકારોમાં વહેંચણી વર્ણન કર્યા પછી ત્રણેના અલગ અલગ હુકમો વર્ણન કર્યા છે, પ્રથમ ટૂંકમાં પછી વિગતવાર ત્રણ પ્રકારો ઉપસ્થિત છે) બસ (તેમાં એક પ્રકાર એટલે કે) જે જમણીબાજુવાળા છે કેવા સારા છે ! (તેનાથી ભાવાર્થ જેમનું નામએ આમાલ જમણા હાથમાં આપવામાં આવશે અને જો કે આ સમજવામાં આવતો ભાવાર્થ નિકટવર્તી લોકોમાં પણ સમાન છે પરંતુ આ જ સિફત ઉપર બસ કરવાથી એ બાજુ ઈશારો જોવા મળે છે કે તેમનામાં અસ્હાબુલ યમીનથી વધારે કોઈ સિફત ખાસ નિકટવર્તી હોવાની જોવા નથી મળતી, આથી તેનો ભાવાર્થ સામાન્ય મો'મિનો થઈ ગયો અને તેમાં ટૂંકમાં તેમની હાલત સારી હોવાનું બતાવવામાં આવ્યું, આગળ فِیۡ سِدۡرٍ مَّخۡضُوۡدٍ.... થી આ ટૂંકાણની વિગત આપવામાં આવી છે) અને (બીજો પ્રકાર એટલે કે) જે ડાબીબાજુવાળા છે તે ડાબીબાજુવાળા કેવા ખરાબ છે ! (તેનાથી ભાવાર્થ જેમનું નામએ આમાલ ડાબા હાથમાં આપવામાં આવશે, એટલે કે કાફિરો અને તેમાં ટૂંકમાં તેમની હાલતનું

ખરાબ હોવાનું બતાવવામાં આવ્યું. આગળ ...فِيْ سَمُوْمٍ આ ટૂંકાણની વિગત આપવામાં આવી છે) અને (ત્રીજો પ્રકાર એટલે કે) જે ઉચ્ચ કક્ષાના છે તેઓ તો ઉચ્ચ કક્ષાના જ છે.....(અને) તેઓ (અલ્લાહ તઆલાની સાથે) ખાસ નિકટતા રાખનારા છે (એમાં બધા જ ઉચ્ચ કક્ષાના બંદાઓ સામેલ છે. અંબિયા અલૈ., અવલિયા રહ., સિદ્દીકીન અને પૂરા મુત્તકીઓ અને તેમાં ટૂંકમાં તેમની પરિસ્થિતિનું ઉચ્ચ હોવું બતાવવામાં આવ્યું છે, ...فِيْ جَنّٰتِ النَّعِيْمِ થી આ ટૂંકા વર્ણનની વિગત બતાવવામાં આવે છે એટલે કે) આ (નિકટવર્તી) લોકો આરામના બગીચાઓમાં હશે (જેની વધારે વિગત عَلٰى سُرُرٍ થી આવે છે અને વચ્ચે તે નિકટવર્તી ખાસ બંદાઓમાં ઘણા બધા જૂથો સામેલ હોવાનું બતાવવામાં આવે છે કે) તે (નિકટવર્તીઓ)નું એક મોટું જૂથ તો એ લોકોનું હશે અને થોડા પાછલા લોકોમાંથી હશે (આગલાઓથી ભાવાર્થ શરૂઆતના પ્રાચીન સમયથી એટલે કે હઝરત આદમ અલૈ.થી લઈને નબીએ પાક ﷺના આગળ સુધી અને પાછળનાઓથી ભાવાર્થ રસૂલે પાક ﷺના સમયથી લઈને કયામત સુધી. -દૂર્રે મન્થૂરમાંથી જાબિર, મરફૂઅન; અને શરૂઆતના પ્રાચીન લોકોમાંથી મોટા ભાગના આગલા લોકો અને પાછળના લોકોમાંથી ઓછા હોવાનું કારણ એ છે કે ખાસ લોકો દરેક સમયમાં ઓછા હોય છે અને પ્રાચીન સમયના શરૂઆતના લોકો એટલે કે હઝરત આદમ અલૈ.થી ખાતમુલ અંબિયા ﷺ સુધીનો સમયગાળો ઘણો લાંબો છે, આ સંદર્ભે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ કે જે કયામત નજીક પેદા થઈ છે માટે આ લાંબા સમયગાળાના ખાસ લોકો કરતાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના ખાસ લોકો આ ટૂંકા સમયના કારણે ઓછા હશે, કારણ કે તે લાંબા સમયગાળામાં લાખથી વધારે તો અંબિયા અલૈ. જ છે અને ખાતમુલ અંબિયા ﷺ પછી કોઈ નબી નથી એટલા માટે ખાસ નિકટવર્તી લોકોનું મોટું જૂથ આગલા લોકોનું જ હશે અને પાછલા લોકો એટલે કે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺમાંથી આવા લોકો ઓછા હશે. આગળ ખાસ નિકટવર્તી લોકો માટે જે નેઅ્મતો નક્કી છે, તેની વિગત એ છે કે) તે (નિકટવર્તી) લોકો સોનાના તારથી વણેલા તખ્તાઓ ઉપર તકિયા લગાવીને સામસામે બેઠા હશે (દૂર્રે મન્થૂરમાં હઝરત ઇબ્ને અબ્બાસ રદિ.થી શબ્દ مَوْضُوْنَةٍ ની આ જ તફસીર વર્ણન કરવામાં આવી છે) અને તેમની પાસે એવા કિશોરો હશે જે હંમેશા કિશોર જ રહેશે, તેઓ

આ વસ્તુઓ લઈને આવન જાવન કર્યા કરશે, જામ અને કૂંજા અને એવા શરાબના જામ જે વહેતી શરાબથી ભરવામાં આવશે (તેનું વાસ્તવિક ચિત્રણ સૂરએ સાફ્ફાતમાં આવી ચૂક્યું છે) અને ફળ ફળાદિ જેને તેઓ પસંદ કરે અને પક્ષીઓનો માંસ જે તેમને પ્રિય હોય અને તેમના માટે ગોરી ગોરી મોટી મોટી આંખોવાળી સ્ત્રીઓ હશે (તેનો ભાવાર્થ હૂરો છે જેમનો રંગ એવો સાફ અને ચોખ્ખો હશે) જેમકે (સુરક્ષિત રીતે) સંતાડીને રાખવામાં આવેલ મોતી, આ તેમના અમલોના બદલામાં મળશે (અને) ત્યાં ન તો બકવાસ સાંભળશે અને ન જ તેઓ કોઈ એવી બેહૂદી વાત (સાંભળશે, એટલે કે શરાબ પીને ન તો બકવાસ કરશે અને ન જ એવી વસ્તુઓ જોવા મળશે જે અય્યાશીઓ સાથે જોડાયેલી જોવા મળે છે) બસ (દરેક બાજુએથી) સલામ જ સલામના અવાજ આવશે (અલ્લાહ તઆલાના ફરમાન પ્રમાણે وَالْمَلٰٓئِكَةُ يَدْخُلُوْنَ عَلَيْهِمْ مِّنْ كُلِّ بَابٍ سَلٰمٌ عَلَيْكُمْ وَقَوْلِهٖ تَعَالٰى تَحِيَّتُهُمْ فِيْهَا سَلٰمٌ કે જે ઇજ્જત અને સન્માનની દલીલ છે, મતલબ કે રુહાની અને શારીરિક દરેક પ્રકારની લિજ્જત અને ખુશી ઉચ્ચ કક્ષાની હશે, આ આગલાઓના બદલાનું વર્ણન કરવામાં આવ્યું) અને (આગળ અસ્હાબુલ યમીનના બદલાની વિગત આવે છે એટલે કે) જે જમણીબાજુવાળા છે તે જમણીબાજુવાળા કેવા સારા છે ! (આ ટૂંકું વર્ણન તેના વિગતવારના વર્ણન પહેલાં એટલા માટે કરવામાં આવ્યું કે આ ટૂંકાણ એક વિભાગ બની ગયો હતો, આગળ તેમના સારા હોવાનું વર્ણન છે કે) તેઓ એવા બગીચાઓમાં હશે જ્યાં કાંટા વિનાની બોરડીઓ હશે અને થરના થર કેળાંઓ હશે અને લાંબા લાંબા છાંયડાઓ હશે અને વહેતું પાણી હશે અને અઢળક ફળો હશે જે ક્યારેય પૂરા થશે નહીં (જેમકે દુનિયાના ફળો મોસમ પૂરી થતાં પૂરા થઈ જાય છે) અને ન તો તેમને કોઈ રોકટોક હશે (જેમકે દુનિયાના બગીચાઓવાળા તેને વાડ કરે છે) અને ઊંચા ઊંચા ફર્શ (કારણ કે જે દરજ્જાઓમાં તે બિછાવેલા છે તે દરજ્જાઓ ઊંચા હશે અને કારણ કે આ સ્થળ ખૂબ આનંદનું છે અને આનંદ સ્ત્રીઓ વિના પૂર્ણ નથી થતો એટલા માટે આ આનંદનું વર્ણન જ તે સ્ત્રીઓ માટે થયું હોવાનું જાણ થાય છે. એટલા માટે આગળ જન્નતની ઓરતો તરફ اَنْشَاْنٰـهُنَّ ની ઝમીર ઢળેલી છે અને તેનું વર્ણન કરવામાં આવે છે કે) અમે (ત્યાંની) તે સ્ત્રીઓને (જેમાં જન્નતની હૂરો પણ સામેલ છે અને દુનિયાની સ્ત્રીઓ પણ જેમકે રુહુલમઆનીમાં તિરમિઝીના

હવાલાથી આ મરફૂઅ્ હદીષ નકલ થઈ છે કે આ આયતમાં જે સ્ત્રીઓના નવસર્જનનું વર્ણન છે તેનો ભાવાર્થ તે સ્ત્રીઓ છે જે દુનિયામાં ઘરડી અથવા કદરૂપી હતી, તેમના વિશે ફરમાવ્યું કે અમે તે સ્ત્રીઓને) ખાસ રીતે બનાવી છે (જેની વિગત આગળ છે એટલે કે) અમે તેમને એવી બનાવી કે તેઓ કુંવારીઓ છે (એટલે કે સંબંધ બાંધ્યા પછી ફરી કુંવારી થઈ જશે, જેમકે દૂર્રે મન્ષૂરમાં હઝરત અબૂ સઈદ ખુદરી રદિ.ની મરફૂઅ્ હદીષથી સાબિત છે અને) મહેબૂબા છે (એટલે કે ચાલ ચલગત તથા નાઝ અંદાજ અને તેમની રૂપ શણગારની બધી વસ્તુઓ આકર્ષિત કરનારી છે અને તે જન્નતવાળાઓના) સમાન ઉંમરની છે (તેનું વર્ણન સૂરએ સુઆદમાં આવી ચૂક્યું છે) આ બધી વસ્તુઓ જમણી બાજુવાળાઓ માટે છે (આગળ એવું બતાવવામાં આવે છે કે જમણી બાજુઓવાળા પણ વિવિધ પ્રકારના લોકો હશે એટલે કે) તે (અસ્હાબુલ યમીનનું) એક મોટું જૂથ આગલા લોકોમાંથી હશે અને એક મોટું જૂથ તે પાછલા લોકોમાંથી હશે (બલકે પાછળના લોકોમાં અસ્હાબુલ યમીન આગળના લોકો કરતાં સંખ્યામાં વધારે હશે એટલા માટે હદીષોમાં ખુલાસો છે કે આ ઉમ્મતના મો'મિનીનનો સમૂહ પાછલી બધી ઉમ્મતોના મો'મિનીનના સમૂહ કરતાં વધારે હશે અને તેનું એ સ્વરૂપ હોઈ શકે છે કે અસ્હાબુલ યમીન આ ઉમ્મતમાં વધારે હોય, કારણ કે ખાસ નિકટવર્તીની બહુમતી તો આગલાઓમાં પોતે ઉપરની આયતથી સાબિત થઈ ચૂકી છે અને જ્યારે અસ્હાબુલ યમીન મરતબામાં નિકટવર્તીથી ઓછા છે તો તેમનો બદલો પણ ઓછો હશે, બસ તેનો ખુલાસો એ છે કે નિકટવર્તી લોકોના બદલામાં તે ઐશ આરામનો સામાન વધારે છે જે તેમને વધારે પ્રિય છે અને અસ્હાબુલ યમીનના બદલામાં તે ઐશનો વધારે સામાન છે જે તેમને વધારે પ્રિય છે, તેમાં એ બાજુ ઈશારો છે કે આ બંને લોકોમાં એવા તફાવત હોય છે જેમકે શહેરી લોકો અને ગામડાંના લોકોમાં મોટા ભાગે હોય છે. –રૂહુલ મઆનીમાંથી) અને (આગળ કાફિરોનું તથા તેમના ઉપરના ક્રોધ અને અઝાબનું વર્ણન છે એટલે કે) જે ડાબી બાજુવાળા છે તે ડાબી બાજુવાળા કેવા બુરા છે !? (અને તેમની ટૂંકમાં વિગત એ છે કે) એ લોકો આગમાં હશે અને ઉકળતા પાણીમાં અને કાળા ધૂમાડાના છાંયડામાં જે ન તો ઠંડા હશે અને ન જ આરામદાયક હશે (એટલે કે છાંયડાથી એ શારીરિક લાભ થાય છે કે તેનાથી રાહત આરામ મળે છે તથા એક રૂહાની લાભ

એ થાય છે કે તેનાથી આનંદ અને ખુશી પ્રાપ્ત થાય છે, ત્યાં તે બંને હશે નહીં. આ તે જ ધૂમાડો છે જેનું વર્ણન આગળ સૂરએ રહમાનમાં શબ્દ نُحَاسٌ થી કરવામાં આવ્યું છે, આગળ આ અઝાબનું કારણ વર્ણન કરવામાં આવ્યું છે કે તે) લોકો આનાથી પહેલાં (એટલે કે દુનિયામાં) ઘણી ખુશહાલીમાં રહેતા હતા અને (તે ખુશહાલીના અભિમાનમાં) મોટા ગુનાહ (એટલે કે શિર્ક અને કુફ્ર) ઉપર હઠાગ્રહ કર્યા કરતા હતા (તેનો અર્થ એ છે કે ઈમાન લાવતા ન હતા) અને (આગળ તેમના કુફ્રનું વર્ણન છે જેની સત્યનો સ્વીકાર ન કરવામાં મોટી દખલગીરી છે, એટલે કે તેઓ) એવું કહ્યા કરતા હતા કે જ્યારે અમે મરી ગયા અને અમે માટી થઈ ગયા અને હાડકાં (થઈને) રહી ગયા તો શું (ત્યારબાદ) અમે ફરીવાર જીવીત કરવામાં આવીશું અને શું અમારા આગલા બાપદાદાઓ પણ !? (જીવીત થશે ? કારણ કે કયામતના ઈન્કારીઓમાંથી અમુક કાફિરો રસૂલે કરીમ ﷺના સમયમાં પણ હતા એટલા માટે તેમના વિશે ફરમાવવામાં આવ્યું છે કે) તમે કહી આપો કે બધા આગલા અને પાછલા ભેગા કરવામાં આવશો એક નિશ્ચિત તારીખના સમય ઉપર, પછી (ભેગા થયા પછી) તમને હે ગુમરાહો, જૂઠાડનારાઓ ! ઝક્કુમનું ઝાડ ખાવાનું હશે, પછી તેનાથી પેટ ભરવાનું હશે, પછી તેના ઉપર ઉકળતું પાણી પીવાનું હશે અને એ પીવું પણ તરસ્યા ઊંટોના જેવું (મતલબ કે) તે લોકોની કયામતના દિવસે આ મહેમાની હશે.

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ વાકિઅહની વિશેષ શ્રેષ્ઠતા; મરણશય્યાએથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)નું શિખામણયુક્ત માર્ગદર્શન :

ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને અસાકીર અને અબૂ ઝબિય્યહથી આ પ્રસંગ વર્ણન કર્યો છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) જ્યારે મરણ પથારીએ હતા તો હઝરત ઉસ્માન ગની (રદિ.) ખબર લેવા માટે ગયા તો હઝરત ઉસ્માન (રદિ.)એ પૂછ્યું, مَا تَشْتَكِي (તમને કોઈ તકલીફ છે ?) તો ફરમાવ્યું, ذُنُوبِي (એટલે કે પોતાના ગુનાહોની તકલીફ છે) પછી પૂછ્યું, مَا تَشْتَهِي (એટલે કે તમે શું ચાહો છો ?) તો ફરમાવ્યું, رَحْمَةَ رَبِّي એટલે કે, મારા રબની રહમત ઈચ્છું છું, પછી હઝરત ઉસ્માન (રદિ.)એ ફરમાવ્યું કે હું તમારા માટે કોઈ તબીબ ઈલાજ

કરનારને બોલાવું છું તો કહ્યું, اَلطَّبِيْبُ اَمْرَضَنِيْ એટલે કે મને તબીબોએ જ બીમાર કર્યો છે, પછી હઝરત ઉસ્માન (રદિ.)એ કહ્યું કે હું તમારા માટે બયતુલ માલમાંથી કોઈ ભેટ સોગાત મોકલાવી તો આપું તો જવાબ આપ્યો, لَا حَاجَةَ لِيْ فِيْهَا મને તેની કોઈ જરૂરત નથી. હઝરત ઉસ્માન (રદિ.)એ કહ્યું કે આ ભેટ લઈ લો; તે તમારા પછી તમારી છોકરીઓના કામ આવશે; તો જવાબ આપ્યો, શું તમને મારી છોકરીઓ વિશે એ ફિકર છે કે તે ભૂખમરામાં સપડાઈ જશે પરંતુ મને આ ફિકર એટલા માટે નથી કે મેં મારી પુત્રીઓને તાકીદ કરી રાખી છે કે દરેક રાત્રે સૂરએ વાકિઅહ પઢયા કરે કારણ કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે,

مَنْ قَرَأَ سُوْرَةَ الْوَاقِعَةِ كُلَّ لَيْلَةٍ لَمْ تُصِبْهُ فَاقَةٌ اَبَدًا (اِبْنِ كَثِيْر)

*"જે વ્યક્તિ દરેક રાત્રે સૂરએ વાકિઅહ પઢયા કરે તે ભૂખમરામાં સપડાશે નહીં."*

ઈબ્ને કષીરે આ રિવાયત હઝરત ઈબ્ને અસાકિર (રહ.)ની સનદથી નકલ કર્યા પછી તેના સમર્થનમાં બીજી સનદો બીજી કિતાબોથી પણ નકલ કરી છે.

اِذَا وَقَعَتِ الْوَاقِعَةُ ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે, "વાકિઅહ" કયામતના નામોમાંથી એક નામ છે, કારણ કે તેના આવવામાં કોઈ શંકા કે સંદેહની સંભાવના નથી.

لَيْسَ لِوَقْعَتِهَا كَاذِبَةٌ માં શબ્દ كَاذِبَةٌ (કાઝિબહ) એ ક્રિયાપદ છે જેમકે عَاقِبَةٌ અને عَافِيَةٌ નો અર્થ એ છે કે તેના અસ્તિત્વમાં આવવામાં કોઈ જૂઠ નથી હોઈ શકતું. અમુક લોકોએ "કાઝિબહ"ને જૂઠાડવાના અર્થમાં પણ ઠરાવ્યું છે, અર્થ દેખીતો છે કે તેને જૂઠાડી શકાતું નથી.

خَافِضَةٌ رَّافِعَةٌ એટલે કે કયામતની ઘટના ઘણો ઊંચો રુત્બો ધરાવનાર કોમો અને લોકોને હલકા અને અપમાનિત કરી દેશે અને ઘણી હલકી અને ઓછા રુત્બાવાળી ગણાતી કોમો અને લોકોનું માથું ઊંચું કરી દેશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ વાક્યની આ જ તફસીર નકલ થઈ છે અને તેનો મકસદ ભયાનક હોવું અને તેમાં અજબ પ્રકારના પરિવર્તનો ઉપસ્થિત થવાનું વર્ણન છે, જેમકે રાજ્યસત્તાઓ અને હુકૂમતોની ક્રાંતિના સમયે આવી બાબતો જોવા મળતી હોય છે

કે ઉપરવાળા નીચે અને નીચેવાળા ઉપર થઈ જાય છે; માલદાર ફકીર અને ફકીર માલદાર થઈ જાય છે. *(રૂહુલ મઆની)*

**હશ્રના મેદાનમાં ઉપસ્થિત હાજરજનોના ત્રણ પ્રકારો :**

وَّ كُنْتُمْ اَزْوَاجًا ثَلٰثَةً ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે કયામતના દિવસે બધા લોકો ત્રણ જૂથોમાં વહેંચાયેલા હશે. એક કોમ અર્શની જમણી બાજુએ હશે, આ તે લોકો હશે જેઓ હઝરત આદમ (અલૈ.)ની જમણી બાજુએથી પેદા થયા અને તેમના આ'માલનામા તેમના જમણા હાથમાં આપવામાં આવશે અને તેમને અર્શની જમણી બાજુ ભેગા કરવામાં આવશે, આ બધા લોકો જન્નતી છે.

બીજી કોમ અર્શની ડાબી બાજુએ એકઠી થશે જે હઝરત આદમ (અલૈ.)ની ડાબી બાજુએથી પેદા થઈ અને તેમના આ'માલનામા તેમના ડાબા હાથોમાં આપવામાં આવ્યા, તે સૌને ડાબી બાજુ એકઠા કરવામાં આવશે અને આ બધા લોકો જહન્નમી છે. નઊઝુબિલ્લાહ !

ત્રીજો પ્રકાર طَائِفَةُ سَابِقِيْنَ નો હશે જે પરવરદિગારના અર્શની સામે ખાસ વિશિષ્ટતાપૂર્વક નિકટ સ્થળે હશે જેમાં અંબિયા અને રસૂલ (અલૈ.), સિદ્દીકીન, શુહદા અને અવલિયા અલ્લાહ સામેલ હશે, તેમની સંખ્યા અસ્હાબુલ યમીનની સંખ્યા કરતાં ઓછી હશે.

સૂરતના અંતે આ ત્રણેનું વર્ણન ફરી આ જ ક્રમમાં આ જ પ્રમાણે આવશે કે માણસના મોતના સમયથી જ એની નિશાનીઓ અનુભવાવા લાગશે કે આ તે ત્રણે જૂથોમાંથી કયા જૂથમાં સામેલ થવાનો છે ?

وَالسّٰبِقُوْنَ السّٰبِقُوْنَ ઈમામ અહમદ (રહ.)એ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સવાલ કર્યો કે તમે જાણો છો કે કયામતના દિવસે ظِلِّ اللّٰهِ તરફ અગ્રિમતા પામનાર લોકો કોણ હશે ? સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી, اَللّٰهُ وَرَسُوْلُهٗ اَعْلَمُ આપ ﷺએ ફરમાવ્યું, આ તે લોકો છે કે જ્યારે તેમને સત્ય તરફ દા'વત આપવામાં આવે તો તેઓ તેનો સ્વીકાર કરે અને જ્યારે તેમની પાસે હક માંગવામાં આવે તો તે અદા કરે અને લોકોના વહેવારોમાં એવો ફેંસલો કરે જે પોતાના માટે કરે છે.

મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે આગલાઓથી ભાવાર્થ અંબિયા (અલૈ.) છે. ઇબ્ને સીરીન (રહ.)એ કહ્યું કે જે લોકોએ બંને કિબ્લાઓ એટલે કે બયતુલ મુકદ્દસ અને બયતુલ્લાહ તરફ નમાઝ પઢી છે તેઓ સાબિકીન એટલે કે આગલાઓ છે અને હઝરત હસન (રહ.) તથા કતાદહ (રહ.)એ કહ્યું કે દરેક ઉમ્મતના સાબિકીન હશે, અમુક મુફસ્સિરોએ કહ્યું કે મસ્જિદ તરફ સૌ પ્રથમ જનારા સાબિકીન હશે.

ઇબ્ને કષીર (રહ.)એ આ બધા નિવેદનો નકલ કર્યા પછી ફરમાવ્યું કે આ બધા નિવેદનો પોતપોતાની જગ્યાએ સાચા અને ખરા છે, તેમાં કોઈ વિરોધાભાસ નથી કારણ કે સાબિકીન તે જ લોકો હશે જેમણે દુનિયામાં નેક કાર્યોને અગ્રસ્થાને રાખ્યા હશે તો જે વ્યક્તિ આ દુનિયામાં નેક અમલોની અંદર અન્યો કરતાં આગળ વધેલો રહ્યો તે આખિરતમાં પણ સાબિકીનમાંથી હશે, કારણ કે આખિરતમાં અમલનો બદલો અમલ પ્રમાણે આપવામાં આવશે.

ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَقَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ શબ્દ ثُلَّةٌ એક ثُلَّة સમૂહ માટે વપરાય છે અને ઝમખશરીએ કહ્યું છે કે મોટા સમૂહને ثُلَّة કહેવામાં આવે છે. *(રૂહુલ મઆની)*

**આગલા અને પાછલાથી શું અર્થ છે ? :**

અત્રે આગલા અને પાછલાની વહેંચણીનું બે સ્થળે વર્ણન આવ્યું છે, પ્રથમ નિકટવર્તી પાછલાઓના ક્રમમાં અને બીજું અસ્હાબુલ યમીન એટલે કે સામાન્ય મો'મિનોના ક્રમમાં; પહેલાં સ્થળે એટલે કે પાછલાઓમાં તો એ તફાવત કરવામાં આવ્યો છે કે આ નિકટવર્તી પાછલાઓ અને આગલાઓમાંથી ثُلَّة એટલે કે મોટી જમાઅત હશે અને પાછલાઓમાંથી ઓછા હશે, જેમકે પ્રસ્તુત આયતમાં છે અને બીજા સ્થળે અસ્હાબુલ યમીનના વર્ણનમાં આગલાઓ અને પાછલાઓ બંનેમાં શબ્દ ثُلَّة (ષુલ્લહ) આવ્યો છે જેનો અર્થ એ થયો કે અસ્હાબુલ યમીન આગલાઓમાંથી મોટી જમાઅત હશે, એ જ રીતે પાછલાઓમાંથી પણ મોટી જમાઅત હશે ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ

હવે વિચારવાપાત્ર બાબત એ છે કે આગલાઓથી ભાવાર્થ કોણ છે અને પાછલાઓથી કોણ ? એમાં તફસીરકારોના બે નિવેદનો છે, એક એ કે હઝરત આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા (અલૈ.)ના નજીકના જમાના સુધીની

બધી જ મખ્લૂક આગલાઓમાં સામેલ છે અને ખાતમુલ અંબિયા (અલૈ.)થી લઈને કયામત સુધી આવનારી મખ્લૂક આખિરીનમાં સામેલ છે. આ તફસીર મુજાહિદ (રહ.) અને હસન બસરી (રહ.)એ ઈબ્ને અબી હાતિમની સનદ સાથે નકલ કરી છે અને ઈબ્ને જરીર (રહ.)એ પણ આ જ તફસીરને અપનાવી છે. બયાનુલ કુર્આનના તફસીરના ખુલાસામાં પણ તેને જ અપનાવવામાં આવ્યું છે જે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે અને તેની દલીલમાં હઝરત જાબિર (રદિ.)ની મરફૂઅ્ હદીષ નકલ કરી છે. આ હદીષ ઈબ્ને અસાકીર (રહ.)એ પોતાની સનદ સાથે એ રીતે નકલ કરી છે કે જ્યારે પ્રથમ આયત જે નજીકના આગલાઓ વિશે આવી છે એ નકલ થઈ છે. ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَقَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ માં હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ આશ્ચર્ય સાથે અરજ કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! શું પાછલી ઉમ્મતોમાં આગલાઓ વધારે હશે અને અમે ઓછા હોઈશું ? ત્યારબાદ એક વર્ષ સુધી આગળની આયત નાઝિલ નથી થઈ. જ્યારે એક વર્ષ પછી આ આયત નાઝિલ થઈ, ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اِسْمَعْ يَاعُمَرُ مَاقَدْاَنْزَلَ اللّٰهُ ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ، اَلَا وَاِنَّ مِنْ اٰدَمَ اِلَيَّ ثُلَّةٌ وَّاُمَّتِيْ ثُلَّةٌ اَلْحَدِيْثُ (اِبْنِ كَثِيْر)

*"હે ઉમર (રદિ.) ! સાંભળો, જે અલ્લાહે નાઝિલ કર્યું કે અવ્વલીન (આગલાઓ)માં પણ "ષુલ્લહ" એટલે કે મોટો સમૂહ થશે અને આખરીન (પાછલાઓ)માં પણ "ષુલ્લહ" એટલે કે મોટો સમૂહ થશે અને યાદ રાખો કે આદમ (અલૈ.)થી લઈ મારા સુધી એક ષુલ્લહ છે અને મારી ઉમ્મત બીજો ષુલ્લહ."*

આ વિષયનું સમર્થન તે હદીષથી પણ થાય છે જે ઈમામ અહમદ (રહ.) અને ઈબ્ને અબી હાતિમ (રહ.)એ હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે જ્યારે આયત ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَقَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.)ને ઘણું ભારે લાગ્યું કે આપણે આગલી ઉમ્મતો કરતાં દરજ્જામાં ઓછા રહીશું તે સમયે બીજી આયત નાઝિલ થઈ ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ અને તે વખતે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મને આશા છે કે તમે એટલે કે

ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ જન્નતમાં સમગ્ર મખ્લૂકના મુકાબલામાં ચોથા ભાગના, ત્રીજા ભાગના બલકે અડધા જન્નતીઓ હશો અને બાકી અડધાના પણ અમુક તમારો હિસ્સો હશે. (ઇબ્ને કષીર) જેનું પરિણામ એ હશે કે સામૂહિક રીતે જન્નતવાળાઓમાં બહુમતી ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની થઈ જશે પરંતુ આ બંને હદીષોથી દલીલ કરવામાં એક શંકા એ છે કે قَلِيلٌ مِّنَ الْآخِرِينَ આ તો પાછલા નિકટવર્તી લોકોના સંદર્ભમાં આવ્યું છે અને બીજી આયતમાં જે ثُلَّةٌ مِّنَ الْآخِرِينَ આવ્યું છે તે પાછલા નિકટવર્તી લોકોના સંદર્ભમાં નથી બલકે "અસ્હાબુલ યમીન" વિશે છે.

તેનો જવાબ રૂહુલ મઆનીમાં આ આપવામાં આવ્યો છે કે સહાબએ કિરામ (રદિ.) હઝરત ઉમર (રદિ.)ને જે પ્રથમ આયતથી રંજ ગમ થયો તેનું કારણ એ હોઈ શકે છે કે તેમણે એવો વિચાર કર્યો હશે કે જે સંબંધ પાછલાઓમાં છે તે જ કદાચ અસ્હાબુલ યમીન અને સામાન્ય જન્નતવાળાઓમાં હશે જેનું પરિણામ એ હશે કે કુલ જન્નતવાળાઓમાં અમારી સંખ્યા ઘણી ઓછી રહેશે, જ્યારે અસ્હાબુલ યમીનના ખુલાસામાં આગલા અને પાછલા (અવ્વલીન અને આખરીન) બંનેમાં શબ્દ ثُلَّةٌ (ષુલ્લહ) નાઝિલ થયો તો આ શંકા નિર્મૂળ થઈ ગઈ કે સામૂહિક રીતે જન્નતવાળાઓમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ બહુમતીમાં રહેશે, જો કે પાછલા નિકટવર્તી લોકોમાં તેમની સંખ્યા કુલ પાછલી ઉમ્મતોના મુકાબલામાં ઓછી રહેશે, ખાસ કરીને એ કારણે કે બધી પાછલી ઉમ્મતોની ભેગી સંખ્યામાં એક મોટી સંખ્યા અંબિયા (અલૈ.)ની છે તેમના મુકાબલામાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના લોકો ઓછા રહે તો એ કોઈ ગમની વસ્તુ નથી.

પરંતુ ઇબ્ને કષીર, અબૂહય્યાન, કુર્તુબી, રૂહુલ મઆની, મઝહરી વગેરે બધી તફસીરોમાં બીજી તફસીરને અગ્રિમતા આપવામાં આવી છે જેનું તાત્પર્ય એ છે કે આગલા અને પાછલા બંને વર્ગોથી આ જ ઉમ્મત ભાવાર્થ સ્વરૂપે છે, અવ્વલીન એટલે કે આગલા આ ઉમ્મતના "કુરૂને ઊલા" એટલે કે સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈન (રહ.) વગેરે છે જેમને હદીષમાં "ખયરુલ કુરૂન" કહેવામાં આવ્યા છે અને પાછલા એટલે કે આખરીન એ "કુરૂને ઊલા" પછીના લોકો છે.

ઇબ્ને કષીરે હઝરત જાબિર (રદિ.)ની મરફૂઅ્ હદીષ જે પ્રથમ તફસીરના

સમર્થનમાં ઉપર લખવામાં આવી છે તેની સનદ વિશે કહ્યું છે وَلٰكِنْ فِىْ اِسْنَادِهٖ نَظَرٌ અને બીજી તફસીર માટે દલીલમાં કુર્આનની તે આયતો રજૂ કરી છે જેમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺનું "ખયરુલ ઉમમ" (બધી ઉમ્મતોમાં સૌથી શ્રેષ્ઠ) હોવું ઉપસ્થિત છે, જેમકે كُنْتُمْ خَيْرَ اُمَّةٍ વગેરે અને ફરમાવ્યું કે આ વાત ઘણી અસંભવિત છે કે પાછલા નિકટવર્તી લોકોની સંખ્યા "ખયરુલ ઉમમ"માં બીજી ઉમ્મતો કરતાં ઓછી હોય એટલા માટે દેખીતું એ છે કે ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ થી ભાવાર્થ આ જ ઉમ્મતના કુરૂને ઊલા છે અને قَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ થી ભાવાર્થ ત્યાર પછીના લોકો છે કે તેમનામાં પાછલા નિકટવર્તી લોકોની સંખ્યા ઓછી હશે.

આ નિવેદનના સમર્થનમાં ઈબ્ને કષીરે હઝરત હસન બસરી (રહ.)નું નિવેદન ઈબ્ને અબી હાતિમની રિવાયતથી રજુ કર્યું છે કે હઝરત હસન (રહ.)એ આ આયત اَلسّٰبِقُوْنَ السّٰبِقُوْنَ તિલાવત કરીને ફરમાવ્યું કે પાછલા તો અમારાથી પહેલાં ગુજરી ચૂકયા પરંતુ યા અલ્લાહ ! અમને "અસ્હાબુલ યમીન" (જમણા હાથવાળા)માં સામેલ કરી આપ અને હઝરત હસન (રદિ.)થી બીજી રિવાયતમાં આ શબ્દો પણ નકલ કરવામાં આવ્યા છે કે ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ ની તફસીરમાં ફરમાવ્યું, ثُلَّةٌ مِّمَّنْ مَّضٰى مِنْ هٰذِهِ الْاُمَّةِ એટલે કે અવ્વલીન (આગલા)થી ભાવાર્થ આ જ ઉમ્મતના પાછલા લોકો છે.

એ જ પ્રમાણે હઝરત સિરીન (રહ.)એ કહ્યું, ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَقَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ વિશે ઉલમા આવું કહે છે અને આશા રાખે છે કે આ અવ્વલીન અને આખરીન બધા આ જ ઉમ્મતમાંથી હોય. *(ઈબ્ને કષીર)*

રૂહુલ મઆનીમાં આ બીજી તફસીરના સમર્થનમાં એક મરફૂઅ્ હદીષ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની રિવાયતથી હસન સનદ સાથે આ પ્રમાણે નકલ થઈ છે,

اَخْرَجَ مُسَدَّدٌ فِىْ مُسْنَدِهٖ وَابْنُ الْمُنْذِرِ وَالطَّبْرَانِىُّ وَابْنُ مَرْدَوَيْهِ بِسَنَدٍ حَسَنٍ عَنْ اَبِىْ بَكْرَةَ عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فِىْ قَوْلِهٖ سُبْحَانَهٗ ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ قَالَ هُمَا جَمِيْعًا مِّنْ هٰذِهِ الْاُمَّةِ

*"મુસદ્દદે પોતાની મુસ્નદમાં અને ઈબ્નુલ મુંઝર, તબરાની અને ઈબ્ને*

*મરફૂયાએ હસન સનદ સાથે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી રિવાયત કર્યું છે કે રસૂલુલ્લાહ ﷺએ આ આયત ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ ની તફસીરમાં ફરમાવ્યું કે આ બંને સમૂહો આ જ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺમાંથી હશે."*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ ઝઈફ (કમજોર) સનદ સાથે ઘણી બધી મરફૂઅ્ હદીસો હદીષવેત્તાઓએ નકલ કરી છે જેના શબ્દો આ પ્રમાણે છે, هُمَا جَمِيْعًا مِّنْ اُمَّتِىْ એટલે કે આ બંને અવ્વલીન અને આખરીન મારી જ ઉમ્મતમાંથી હશે.

આ તફસીર પ્રમાણે આયતની શરૂઆતમાં كُنْتُمْ اَزْوَاجًا ثَلٰثَةً નું સંબોધન ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને જ હશે અને આ ત્રણે પ્રકારો ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના જ હશે. *(રૂહુલ મઆની)*

તફસીરે મઝહરીમાં પહેલી તફસીરને એટલા માટે અસંભવ ઠરાવી છે કે કુર્આનની આયતોની ખુલ્લી દલીલ એના ઉપર છે કે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ બધી જ પાછલી ઉમ્મતો કરતાં શ્રેષ્ઠ છે અને દેખીતું એ છે કે કોઈ ઉમ્મતની શ્રેષ્ઠતા તેનામાં રહેલા ઉચ્ચ વર્ગની બહુમતી ઉપર જ આધારિત હોય છે એટલા માટે એ વાત અસંભવ છે કે શ્રેષ્ઠ ઉમ્મતની અંદર પાછલા નિકટવર્તી લોકોની સંખ્યા ઓછી હોય. કુર્આનની આયતો كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ لِلنَّاسِ અને لِتَكُوْنُوْا شُهَدَآءَ عَلَى النَّاسِ وَيَكُوْنَ الرَّسُوْلُ عَلَيْكُمْ شَهِيْدًا થી ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની શ્રેષ્ઠતા બધી જ ઉમ્મતો ઉપર સાબિત થયેલ છે અને તિરમિઝી, ઈબ્ને માજહ અને દારમીએ હઝરત બહ્ઝ બિન હકીમ (રદિ.)થી રિવાયત કરી છે અને તિરમિઝીએ તેની સનદને હસન ઠરાવી છે. હદીષના શબ્દો આ પ્રમાણે છે,

اَنْتُمْ تُتِمُّوْنَ سَبْعِيْنَ اُمَّةً اَنْتُمْ اٰخِرُهَا وَاَكْرَمُهَا عَلَى اللّٰهِ تَعَالٰى

*"તમે પાછલી સિત્તેર ઉમ્મતોની પૂરક હશો, તમે સૌથી અંતે અને અલ્લાહ તઆલાની નજીક સૌથી વધારે ઈજ્જતપાત્ર અને શ્રેષ્ઠ હશો."*

ઈમામ બુખારીએ હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, શું તમે એના ઉપર રાજી છો કે જન્નતવાળાઓનો

ચોથો ભાગ તમે લોકો થઈ જાઓ ? અમે વિનંતી કરી કે બેશક ! અમે એના ઉપર રાજી છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

وَالَّذِىْ نَفْسِىْ بِيَدِهٖ اِنِّىْ لَاَرْجُوْ اَنْ تَكُوْنُوْا نِصْفَ اَهْلِ الْجَنَّةِ (اَزْمَظْهَرِى)

*"કસમ છે તે જાતની જેના કબ્જામાં મારા પ્રાણ છે, મને એ ઉમ્મીદ છે કે તમે એટલે કે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ જન્નતવાળાઓના અડધા હશો." (મઝહરી)*

તિરમિઝી, હાકિમ અને બયહકીએ હઝરત બુરયદહ (રદિ.)થી રિવાયત કરી છે અને તિરમિઝીએ તેની સનદને હસન અને હાકિમે સહીહ ઠરાવી છે, હદીષના શબ્દો આ પ્રમાણે છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَهْلُ الْجَنَّةِ مِائَةٌ وَّعِشْرُوْنَ صَفًّا ثَمَانُوْنَ مِنْهَا مِنْ هٰذِهِ الْاُمَّةِ وَاَرْبَعُوْنَ مِنْ

سَائِرِ الْاُمَمِ (مَظْهَرِى)

*"જન્નતવાળાઓ કુલ એકસો વીસ કતારમાં હશે જેમાંથી એંસી કતાર આ ઉમ્મતની હશે, બાકી ચાલીસ કતારોમાં બધી જ ઉમ્મતો સામેલ હશે."(મઝહરી)*

પ્રસ્તુત રિવાયતોમાં આ ઉમ્મતું કુલ જન્નતવાળાઓના સંદર્ભમાં બધી ઉમ્મતો કરતાં ક્યાંક એક ચોથા ભાગના તો ક્યાંક અડધા ભાગના અને આ અંતિમ રિવાયતમાં ત્રણ ભાગમાંથી બે ભાગ હોવાનું પ્રસ્તુત છે. આમાં કોઈ વિરોધાભાસ એટલા માટે નથી કે રસૂલે કરીમ ﷺએ અંદાજો વર્ણન કર્યો છે, આ અંદાજામાં વિવિધ સમયોમાં વધારો થતો રહ્યો. વલ્લાહુ અઅ્લમુ.

عَلٰى سُرُرٍ مَّوْضُوْنَةٍ માં શબ્દ مَوْضُوْنَة વિશે હઝરત અબ્બાસ (રદિ.)થી ઈબ્ને જરીર, ઈબ્ને અબી હાતિમ અને બયહકી વગેરેએ આ નકલ કર્યું છે કે "મવઝૂનહ"નો અર્થ તે કપડું છે કે જેના ઉપર સોનાના તારોથી કામ કરવામાં આવ્યું હોય.

وِلْدَانٌ مُّخَلَّدُوْنَ નો ભાવાર્થ એ છે કે આ છોકરો હંમેશા આવી જ હાલતમાં છોકરો જ રહેશે, તેનામાં કોઈ પરિવર્તન ઉંમર વગેરેના કારણે નહીં થાય, તે જન્નતના "ગિલમાન" વિશે સ્પષ્ટ તહકીક એ છે કે હૂરોની જેમ તેઓ પણ જન્નતમાં જ પેદા થયા હશે અને તેઓ બધા જન્નતવાળાઓના સેવકો હશે,

હદીષની રિવાયતોથી સાબિત થાય છે કે એક એક જન્નતી પાસે હજારો સેવકો હશે. (મઝહરી)

كُوْبٌ بِاَكْوَابٍ وَّاَبَارِيْقَ وَكَاْسٍ مِّنْ مَّعِيْنٍ માં اَكْوَابٌ (અકવાબ) એ كُوْبٌ (કૂબ)નું બહુવચન છે, પાણી વગેરે પીવાના એવા વાસણોને કહે છે જેવા કે આપણા સામાન્ય વપરાશમાં ગ્લાસ વગેરે હોય છે અને اَبَارِيْقُ (અબારીક્) એ اَبْرِيْقٌ (અબરીક)નું બહુવચન છે જેનો ભાવાર્થ આકર્ષક દેખાવવાળો લોટો થાય છે. كَاْسٌ (કઅ્સ) એક ખાસ શરાબ પીવાના પ્યાલાને કહે છે અને مَعِيْنٌ (મઈન)થી ભાવાર્થ એ છે કે આ શરાબ એક વહેતા ઝરણાએથી લાવવામાં આવી હશે.

لَا يُصَدَّعُوْنَ એ શબ્દ صُدَاعٌ (સુદાઅ્)થી બનેલ છે જેનો ભાવાર્થ માથાના દુ:ખાવાનો થાય છે. દુનિયાની શરાબ વધારે પીવાથી માથું દુ:ખે છે અને ચક્કર ચઢે છે પરંતુ જન્નતની આ શરાબ એ બધાથી પવિત્ર હશે.

لَا يُنْزِفُوْنَ માં نَزْفٌ (નઝ્ફ)નો અસલી અર્થ કૂવાનું બધું પાણી ખેંચી લેવાનો થાય છે અહીંયાં ભાવાર્થ અક્કલથી ખાલી થઈ જવું છે.

وَلَحْمِ طَيْرٍ مِّمَّا يَشْتَهُوْنَ એટલે કે પક્ષીઓનો માંસ જેવી એમની ઈચ્છા હશે. હદીષમાં છે કે જન્નતવાળાઓ જે સમયે કોઈ પક્ષીના માંસની ઈચ્છા કરશે તો તે સમયે માંસ જેવી રીતે દિલમાં ખાવાની ઈચ્છા હતી સામે આવશે કે કબાબ હોય કે બીજી કોઈ રીતે પકાવેલું હોય એ જ રીતે તરત જ તૈયાર થઈને તેની સામે આવી જશે. (મઝહરી)

وَاَصْحٰبُ الْيَمِيْنِ مَا اَصْحٰبُ الْيَمِيْنِ માં اَصْحَابِ يَمِيْنٍ (અસ્હાબે યમીન) વાસ્તવમાં મુત્તકી મો'મિનોમાં અને અલ્લાહ તઆલાના વલીઓમાં ગુનેહગાર મુસલમાનો પણ ભળી જશે, અમુક તો માત્ર અલ્લાહ તઆલાની કૃપાથી અને અમુક કોઈ નબી અથવા વલીની સિફારસથી મગફિરત અને મા'ફી થઈ ગયા પછી અને અમુકને અઝાબ થશે પરંતુ પોતાના ગુનાહોનો અઝાબ ભોગવ્યા પછી તેઓ પણ ગુનાહથી પાક સાફ થઈને અસ્હાબુલ યમીનના સમૂહમાં સામેલ થઈ જશે કારણ કે ગુનેહગાર મો'મિન માટે જહન્નમની આગ વાસ્તવમાં અઝાબ નથી બલકે ખોટથી પાક સાફ કરવાની એક તદ્બીર છે. (મઝહરી)

فِیْ سِدْرٍ مَّخْضُوْدٍ وَّطَلْحٍ مَّنْضُوْدٍ وَّظِلٍّ مَّمْدُوْدٍ وَّمَآءٍ مَّسْكُوْبٍ જન્નતની નેઅ્મતો અગણિત અને અજોડ તથા અકલ્પ્ય છે તેમાંથી જે નેઅ્મતો કુર્આને કરીમ વર્ણન કરે છે તે શ્રોતાઓની વિચારવાની રીત અને તેમની પ્રિય તથા પસંદગીની વસ્તુઓનું વર્ણન કરે છે. અરબના લોકો જે આનંદ પ્રમોદના તથા જે ફળો વગેરેના શોખીન હતા અહીંયાં તેમાંથી અમુકનું વર્ણન કરવામાં આવ્યું છે. فِیْ سِدْرٍ مَّخْضُوْدٍ માં سِدْرٍ (સિદ્ર) એ બોરડીના ઝાડને કહે છે, مَخْضُوْدٌ (મખ્ઝૂદ) તે બોરડી છે જેના કાંટા કાપી નાંખવામાં આવ્યા હોય અને ફળોના ભારથી ડાળી ઝૂકી ગઈ હોય અને આ જન્નતના બોર દુનિયાના બોર જેવા નહીં હોય બલકે આ બોર માટલાં જેવા મોટા અને સ્વાદમાં પણ દુનિયાના બોર સાથે તેનો કોઈ સંબંધ નથી. (કઝા ફિલ હદીષ) طَلْحٍ مَّنْضُوْدٍ માં طَلْحٌ (તલ્હ) કેળાનું ઝાડ અને مَنْضُوْدٌ (મન્ઝૂદ) એટલે જેના ફળ થર ઉપર થર હોય જેમકે કેળાના લુમખાઓમાં હોય છે. ظِلٍّ مَّمْدُوْدٍ એ લાંબા પડછાયાને કહે છે. સહીહૈનની હદીષમાં છે કે જન્નતના અમુક વૃક્ષોનો છાંયડો એટલો લાંબો હશે કે ઘોડેસવાર વ્યક્તિ તેને સો વર્ષોમાં પણ પૂરો નહીં કરી શકે. وَمَآءٍ مَّسْكُوْبٍ એટલે વહેતું પાણી જે જમીનની સપાટી ઉપર વહેતું હોય.

وَّفَاكِهَةٍ كَثِيْرَةٍ માં كَثِيْرَةٌ (કષીરહ)ના ભાવાર્થમાં એ પણ સામેલ છે કે ફળોની સંખ્યા ઘણી હશે અને એ પણ કે તેમના વિવિધ પ્રકારો અને વિવિધ પ્રજાતીઓ હશે જે અગણિત હશે. لَّا مَقْطُوْعَةٍ وَّلَا مَمْنُوْعَةٍ માં مَقْطُوْعَةٌ (મકતૂઅહ)થી ભાવાર્થ જે પાક ખતમ થવા ઉપર સમાપ્ત થઈ જાય જેમકે દુનિયાના સામાન્ય ફળોની એ જ પરિસ્થિતિ છે કે કોઈ ગરમીમાં થાય છે અને ઋતુ પૂરી થતાં તે પણ પૂરા થઈ જાય છે, કોઈ ઠંડી અથવા વરસાદમાં થાય છે અને ઋતુ પૂરી થતાં તેનું પણ નામો નિશાન નથી રહેતું. જન્નતનું દરેક ફળ કાયમી અને દરેક સમયે દરેક ઋતુમાં મોજૂદ રહેશે. مَمْنُوْعَةٌ (મમ્નૂઅહ)નો ભાવાર્થ પણ એ જ છે કે દુનિયામાં જે રીતે વૃક્ષો ઉપર લાગેલા ફળોને રખેવાળ તેને તોડવાથી મનાઈ કરે છે જન્નતના ફળો આવી રખેવાળીથી પણ મુક્ત હશે, તેને તોડવામાં કોઈ રૂકાવટ હશે નહીં.

وَّفُرُشٍ مَّرْفُوْعَةٍ માં શબ્દ فُرُشٌ (ફુરુશ) એ فِرَاشٌ (ફિરાશ)નું બહુવચન છે જેનો અર્થ બિસ્તરો અથવા ફર્શ અથવા ગાદલું થાય છે. ફર્શની ઊંચાઈ પ્રથમ તો

એટલા માટે છે કે આ સ્થાન પોતે જ ઊંચું છે, બીજું આ ફર્શ પોતે જમીન ઉપર નથી બલકે બાજઠો અને પાટલાઓ ઉપર હશે, બીજું પોતે આ ફર્શ પણ જાડું અને ઉત્તમ પ્રકારનું હશે અને અમુક તફસીરકારોએ આ સ્થળે ફિરાશનો ભાવાર્થ સ્ત્રી ઠરાવ્યો છે કારણ કે સ્ત્રી પણ ફિરાશ શબ્દથી ઓળખવામાં આવે છે. હદીષમાં છે اَلْوَلَدُ لِلْفِرَاشِ તેમાં ફિરાશથી ભાવાર્થ પત્ની છે અને આગળની આયતોમાં જે જન્નતી સ્ત્રીઓના લક્ષણો ઉપસ્થિત છે તે પણ આ અર્થનો ઈશારો કરે છે. (મઝહરી) આવા સ્વરૂપમાં શબ્દ مَـــرْفُـــوْعَـــةً (મરફૂઅહ) ઉચ્ચ કક્ષાના દરજ્જાઓના આધારે હશે એટલે કે ઊંચા પાયાઓ ઉપર સ્થિત.

اِنَّا اَنْشَاْنٰهُنَّ اِنْشَآءً માં اِنْشَآءً (ઈન્શાઅ્)નો અર્થ "પેદા કરવાનો" થાય છે અને هُنَّ (હુન્ન)ની ઝમીર જન્નતની ઓરતો તરફ ઢળેલી છે જો કે પાછલી નજીકની આયતોમાં તેનું વર્ણન નથી પરંતુ થોડે દુરની પાછલી આયતોમાં તેનું વર્ણન આવી ચૂક્યું છે એટલા માટે તેના તરફ ઝમીર ઢળેલી હોઈ શકે છે (સંદર્ભનો હવાલો એના તરફનો હોઈ શકે છે) અને જો પ્રસ્તુત આયતોમાં ફિરાશનો ભાવાર્થ જન્નતની સ્ત્રીઓ છે તો ઝમીર તેમના તરફ ઢળેલી હોવી દેખીતું છે. વળી, ફર્શ અને બિસ્તર વગેરે એશ આરામની વસ્તુઓના વર્ણનમાં પોતે એક દલીલ સ્ત્રીઓ તરફની જોવા મળે છે એટલા માટે પણ ઝમીર તેના તરફ ઢળેલી હોઈ શકે છે.

આયતનો ભાવાર્થ એ છે કે અમે જન્નતની સ્ત્રીઓની પેદાઈશ અને સર્જન એક ખાસ અંદાજથી કરી છે અને આ ખાસ અંદાજ જન્નતની હૂરો માટે તો એ રીતે છે કે તેઓ જન્નતમાં જ જન્મ લીધા વિના પેદા કરવામાં આવી છે અને દુનિયાની સ્ત્રીઓ જન્નતમાં જશે તેમના ખાસ સર્જનનો ભાવાર્થ એ હશે કે જે દુનિયામાં કદરૂપી અને કાળા રંગની કે ઘરડી હતી હવે તે ખૂબસૂરત અને સ્વરૂપવાન તથા યુવાન બનાવી દેવામાં આવશે જેમકે તિરમિઝી અને બયહકીમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ اِنَّا اَنْشَاْنٰهُنَّ ની તફસીરમાં કહ્યું કે જે સ્ત્રીઓ દુનિયામાં આંધળી, કુબળી, સફેદ વાળવાળી અને કદરૂપી હતી તેમને આ નવું સર્જન (એટલે કે) હસીન (સ્વરૂપવાન) અને નવયુવાન બનાવી દેવામાં આવશે તથા બયહકીએ હઝરત આયશા સિદીકા (રદિ.)ની રિવાયતથી વર્ણન કર્યું છે કે એક દિવસે રસૂલે કરીમ ﷺ ઘરમાં આવ્યા અને મારી પાસે એક ઘરડી સ્ત્રી બેઠી હતી, રસૂલે કરીમ ﷺએ પૂછ્યું, આ કોણ છે ? મેં કહ્યું કે તે રિશતામાં મારી

માસી છે. રસૂલે કરીમ ﷺએ હંસી મઝાકમાં કહ્યું, لَا تَدْخُلُ الْجَنَّةَ عَجُوزٌ એટલે કે જન્નતમાં કોઈ ઘરડી સ્ત્રી જશે નહીં. તે બીચારી ખૂબ ગમગીન થઈ ગઈ. અમુક રિવાયતોમાં છે કે તે રડવા લાગી તો રસૂલે કરીમ ﷺએ તેને સાંત્વના આપી અને પોતાની વાતની હકીકત એ વર્ણન કરી કે જે સમયે આ જન્નતમાં જશે તે ઘરડી નહીં હોય બલકે જુવાન થઈને દાખલ થશે અને આ જ આયત તિલાવત કરી.

*(મઝહરી)*

اَبْكَارًا માં بِكْرٌ (બિક્ર) એ બ–કસરે اَلْبَاءُ (અલ્બાઅ) બહુવચન છે, કુંવારી યુવતીને કહેવામાં આવે છે. ભાવાર્થ એ છે કે જન્નતની સ્ત્રીઓની પેદાઈશ એવી ભવ્ય હશે કે તે દરેક સહશયન પછી પણ કુંવારી જેવી થઈ જશે. عُرُبًا માં શબ્દ بِضَمِّ عَيْنٍ وَرَاءٍ એ عَرُوْبَةٌ (ઉરૂબા)નું બહુવચન છે. આ તે સ્ત્રીને કહેવામાં આવે છે જે પોતાના પતિની પ્રિય અને તેની મનપસંદ મહેબૂબા હોય. اَتْرَابٌ માં تِرْبٌ بِكَسْرِ تَاءٍ નું બહુવચન છે જેનો અર્થ સમાન વયના હોવાનો થાય છે જે ધૂળમાં સાથે રમ્યા હોય. જન્નતમાં સ્ત્રી અને પુરુષો બધા સરખી ઉંમરના કરી દેવામાં આવશે. અમુક હદીષની રિવાયતોમાં છે કે બધાની ઉંમર ૩૩ વર્ષની હશે.

*(મઝહરી)*

ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ માં શબ્દ ثُلَّةٌ (ષુલ્લહ)નો અર્થ "મોટો સમૂહ" અને આગલા અને પાછલાની તફસીરમાં તફસીરકારોના બે નિવેદનો પાછલાઓ વિશેના વર્ણનમાં આવી ચૂકયા છે. જો અવ્વલીન એટલે કે આગલાઓથી ભાવાર્થ હઝરત આદમ (અલૈ.)થી લઈ ખાતમુલ અંબિયા ﷺના સમયકાળ સુધીના લોકો અને આખરીન એટલે કે પાછલાઓથી ભાવાર્થ રસૂલે કરીમ ﷺ થી લઈ કયામત સુધીની ઉમ્મત છે, જેમકે અમુક તફસીરકારોએ કહ્યું છે તો આ આયતનો ભાવાર્થ એ થશે કે અસ્હાબુલ યમીન એટલે કે જમણા હાથવાળા મો'મિનીન મુત્તકીનની સંખ્યા પાછલી ઉમ્મતોના સમૂહમાં એક મોટો સમૂહ હશે અને એકલી ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ એક મોટો સમૂહ હશે. આવા સ્વરૂપમાં પ્રથમ તો ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની શ્રેષ્ઠતા માટે એ પણ ઓછું નથી કે પાછલા લાખો અંબિયા (અલૈ.)ની ઉમ્મતો બરાબર આ ઉમ્મત થઈ જશે જેનો સમય ઘણો ટૂંકો છે. તદુપરાંત શબ્દ ثُلَّةٌ (ષુલ્લહ)માં એ બાબતની પણ

સંભાવના છે કે આ ષુલ્લએ આખરીન એટલે કે છેવટનો સમૂહ પ્રથમ સમૂહ કરતાં વધી જશે.

જો બીજી તફસીર ભાવાર્થ સ્વરૂપે લેવામાં આવે કે અવ્વલીન અને આખરીન પ્રથમ અને છેવટ બંને આ જ ઉમ્મત ભાવાર્થ સ્વરૂપે છે જેમકે હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)થી બગવીએ અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)થી સનદ સાથે તબરાની અને ઇબ્ને મરદૂયાએ રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ આ આયતની તફસીરમાં ફરમાવ્યું, هُمَا مِنْ أُمَّتِي એટલે કે આ અવ્વલીન અને આખરીન મારી જ ઉમ્મતના બે વર્ગો છે, હવે આ અર્થના અનુસંધાને એ સાબિત થાય છે કે સાબિકીન અવ્વલીન એટલે કે પાછળના પહેલાં એ સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈન વગેરે જેવા લોકોથી પણ આ ઉમ્મત છેવટ સુધી બિલકુલ વંચિત હશે નહીં, જો કે અંતિમ યુગમાં એવા લોકો ઓછા થઈ જશે અને મો'મિનીન મુત્તકીન તથા અવલિયાઅલ્લાહ તો આ સમગ્ર ઉમ્મતના પ્રથમ અને અંત ઉપર ભારે સંખ્યામાં રહેશે તથા ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺનો કોઈ સમયગાળો, કોઈ વર્ગ અસ્હાબુલ યમીન એટલે કે જમણા હાથવાળાઓથી ખાલી હશે નહીં જેની સાક્ષી આ હદીષથી પણ મળે છે જે સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત મુઆવીયા (રદિ.)થી નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, મારી ઉમ્મતમાં એક જમાઅત હંમેશા હક ઉપર કાયમ રહેશે અને હજારો વિરોધના ઘેરામાં પણ તેઓ પોતાનું માર્ગદર્શન અને સુધારણાનું કાર્ય કરતી રહેશે, તેને કોઈનો વિરોધ નુકસાન પહોંચાડી શકશે નહીં એટલે સુધી કે કયામત કાયમ થવા સુધી આ જમાઅત પોતાના કામમાં લાગેલી રહેશે.

---

## આયતો : (સૂરએ વાકિઅહ : આયત નં. ૫૭ થી ૭૪)

نَحْنُ خَلَقْنٰكُمْ فَلَوْلَا تُصَدِّقُوْنَ ﴿۵۷﴾ اَفَرَءَيْتُمْ مَّا تُمْنُوْنَ ﴿۵۸﴾ ءَاَنْتُمْ تَخْلُقُوْنَهٗٓ
اَمْ نَحْنُ الْخٰلِقُوْنَ ﴿۵۹﴾ نَحْنُ قَدَّرْنَا بَيْنَكُمُ الْمَوْتَ وَمَا نَحْنُ بِمَسْبُوْقِيْنَ ﴿۶۰﴾ عَلٰٓى
اَنْ نُّبَدِّلَ اَمْثَالَكُمْ وَنُنْشِئَكُمْ فِيْ مَا لَا تَعْلَمُوْنَ ﴿۶۱﴾ وَلَقَدْ عَلِمْتُمُ النَّشْاَةَ الْاُوْلٰى

فَلَوْلَا تَذَكَّرُوْنَ ﴿٦٢﴾ اَفَرَءَيْتُمْ مَّا تَحْرُثُوْنَ ﴿٦٣﴾ ءَاَنْتُمْ تَزْرَعُوْنَهٗۤ اَمْ نَحْنُ
الزّٰرِعُوْنَ ﴿٦٤﴾ لَوْ نَشَآءُ لَجَعَلْنٰهُ حُطَامًا فَظَلْتُمْ تَفَكَّهُوْنَ ﴿٦٥﴾ اِنَّا لَمُغْرَمُوْنَ ﴿٦٦﴾
بَلْ نَحْنُ مَحْرُوْمُوْنَ ﴿٦٧﴾ اَفَرَءَيْتُمُ الْمَآءَ الَّذِيْ تَشْرَبُوْنَ ﴿٦٨﴾ ءَاَنْتُمْ اَنْزَلْتُمُوْهُ مِنَ
الْمُزْنِ اَمْ نَحْنُ الْمُنْزِلُوْنَ ﴿٦٩﴾ لَوْ نَشَآءُ جَعَلْنٰهُ اُجَاجًا فَلَوْلَا تَشْكُرُوْنَ ﴿٧٠﴾
اَفَرَءَيْتُمُ النَّارَ الَّتِيْ تُوْرُوْنَ ﴿٧١﴾ ءَاَنْتُمْ اَنْشَاْتُمْ شَجَرَتَهَآ اَمْ نَحْنُ الْمُنْشِـُٔوْنَ ﴿٧٢﴾
نَحْنُ جَعَلْنٰهَا تَذْكِرَةً وَّمَتَاعًا لِّلْمُقْوِيْنَ ﴿٧٣﴾ فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيْمِ ﴿٧٤﴾

**તરજુમો :**

*અમે તમને બનાવ્યા પછી કેમ સાચું નથી માનતા !? (૫૭) ભલા જુઓ તો જે પાણી તમે ટપકાવો છો (૫૮) હવે તમે તેને બનાવો છો કે અમે બનાવનાર છીએ ? (૫૯) અમે તમારામાં મરવાનું ઠરાવી ચૂકયા અને અમે એ વાતથી લાચાર નથી (૬૦) કે બદલામાં તમારા જેવા લોકો લઈ આવીએ અને તમને ઉઠાવી ત્યાં ઊભા કરીએ જ્યાં તમે નથી જાણતા. (૬૧) અને તમે જાણી ચૂકયા છો પ્રથમ ઊઠવું (પ્રથમ વખતનું પેદા થવું), પછી કેમ યાદ નથી કરતા ! (૬૨) ભલા જુઓ તો જે (બીજ) તમે વાવો છો (૬૩) શું તમે તેને ખેતી કરો છો અથવા અમે તે ખેતી કરી આપનારા છે !? (૬૪) જો અમે ઇચ્છીએ તો તેને કચડાયેલું ઘાસ કરી નાંખીએ, પછી તમે આખો દિવસ વાતો બનાવતા રહો. (૬૫) કે અમે તો કરજદાર રહી ગયા (૬૬) બલકે અમે નસીબ વિહોણા થઈ ગયા. (૬૭) ભલા જુઓ તો પાણીને જે તમે પીઓ છો (૬૮) શું તમે તેને વાદળથી ઉતાર્યું અથવા અમે ઉતારનારા છીએ ? (૬૯) જો અમે ઇચ્છીએ તેને ખારું કરી દઈએ પછી કેમ ઉપકાર નથી માનતા ? (૭૦) ભલા જુઓ તો આગ જેને તમે સળગાવો છો (૭૧) શું તમે તેનું વૃક્ષ પેદા કર્યું અથવા અમે પેદા કરનાર છીએ ? (૭૨) અમે જ તે વૃક્ષ બનાવ્યું યાદ અપાવવા અને વાપરવા જંગલવાળાઓને. (૭૩) બસ પોતાના પરવરદિગારના નામની પવિત્રતા વર્ણન કર જે સૌથી મોટો છે. (૭૪)*

**તફસીર :**

અમે તમને (પ્રથમવાર) પેદા કર્યા છે (જેનો તમે પણ સ્વીકાર કરો છો) તો પછી તમે (એ તવહીદના સંદર્ભમાં નેઅ્મત હોવાના કારણે અને અલ્લાહ તઆલાની મહાન શક્તિના સંદર્ભમાં કયામતની દલીલ હોવા છતાં) સમર્થન કેમ નથી કરતા ? (આગળ આ સર્જનની પછી તેના અસ્તિત્વને ટકાવી રાખવાના કારણોની વિગતનું વર્ણન છે એટલે કે) વારું પછી એ બતાવો, તમે જે (સ્ત્રીઓના ગર્ભમાં) વીર્ય પહોંચાડો છો તેને તમે માનવી બનાવો છો અથવા અમે બનાવનાર છીએ ? (અને દેખીતું છે કે અમે જ બનાવીએ છીએ અને) અમે જ તમારી વચ્ચે મોતને (નિશ્ચિત સમય ઉપર) ઠરાવી રાખ્યું છે (મતલબ એ છે કે બનાવવું અને બનાવેલાને એક નિશ્ચિત સમય સુધી બાકી રાખવું આ બધું અમારું જ કામ છે, આગળ એવું બતાવે છે કે જેમકે માણસની જાતનું પેદા કરવું અને બાકી રાખવું અમારી પ્રવૃત્તિ છે એ જ પ્રમાણે તમારા ઉપસ્થિત સ્વરૂપને બાકી રાખવું પણ અમારું જ કામ છે અને) અમે તેનાથી લાચાર નથી કે તમારી જગ્યાએ તો તમારા જેવા અન્ય (માનવી) પેદા કરી દઈએ અને તમને એવા સ્વરૂપના બનાવી દઈએ જેને તમે જાણતા પણ નથી (એટલે કે દાખલા તરીકે માનવીમાંથી પશુના સ્વરૂપના બનાવી દઈએ જેની કલ્પના પણ ન હોય) અને (આગળ તે દલીલ ઉપર તાકીદ છે કે) તમને પ્રથમ પેદાઈશનું જ્ઞાન પ્રાપ્ત છે (કે તે અમારી કુદરતથી થયું છે) પછી તમે કેમ સમજતા નથી ? (કે સમજીને આ નેઅ્મતનો શુક્ર અદા કરો અને તવહીદનો એકરાર કરો અને કયામતમાં પુનર્જિવીત થવા ઉપર પણ દલીલ સમજો, આગળ એક બીજી તાકીદ છે એટલે કે) વારું પછી એ બતાવો કે તમે જે કંઈ (બીજ વગેરે) વાવો છો તેને તમે ઉગાડો છો અથવા અમે ઉગાડનારા છીએ ? (એટલે કે જમીનમાં બિયારણ નાંખવામાં તો તમારી કંઈક દખલગીરી પણ છે પરંતુ તેને જમીનમાંથી ખેતી બનાવી બહાર કાઢવું કોનું કામ છે ? આગળ એ બતાવવામાં આવે છે કે જમીનમાંથી વૃક્ષ ઉગાડવું જે રીતે અમારું કામ છે આગળ ઉપર આ વૃક્ષથી તમારું લાભ ઉઠાવવું પણ અમારી જ કુદરત અને હિકમત ઉપર અવલંબિત છે જેમકે ઉપરોક્ત વર્ણનમાં પણ કહેવામાં આવ્યું હતું, એટલે કે) જો અમે ઇચ્છીએ તો એ(ઉગેલી ખેતી)ને ચૂરેચૂરા કરી નાંખીએ (એટલે કે કંઈ જ દાણો ન પાકે, સૂક્કા પાંદડા થઈને ભૂસું થઈ જાય) પછી તમે

આશ્ચર્યચકિત થઈને રહી જાઓ (કે હવે તો) અમારા ઉપર કરજ પડી ગયું (એટલે કે મૂડીમાં નુકસાન આવી ગયું અને નુકસાન જ શું) બલકે બિલકુલ જ વંચિત રહી ગયા (એટલે કે બધી જ મૂડી જતી રહી, આગળ ત્રીજી તાકીદ આપવામાં આવી છે એટલે કે) વારું પછી એ બતાવો કે જે પાણીને તમે પીઓ છો તેને વાદળોથી તમે વરસાવો છો અથવા અમે વરસાવનારા છીએ (પછી તે પાણીને પીવાપાત્ર બનાવવું અમારી બીજી નેઅ્મત છે કે) જો અમે ઈચ્છીએ તો તેને કડવું કરી નાંખીએ તો તમે આભાર કેમ નથી માનતા !? (અને મોટો શુક્ર તવહીદનો અકીદહ રાખવો અને કુફ્રને છોડવું છે, આગળ ચોથી તાકીદ છે એટલે કે) વારું પછી એ બતાવો કે જે આગને તમે સળગાવો છો તેના વૃક્ષને (જેનાથી આ આગ ભડકે છે જેનું વર્ણન સૂરએ યાસીનના અંત ભાગમાં આવી ચૂક્યું છે અને એ જ રીતે જે સ્ત્રોતોથી આગ પેદા થાય છે તે સ્ત્રોતોને) તમે પેદા કર્યા છે અથવા અમે પેદા કરનાર છીએ ? અમે તેને (દોઝખની આગની અથવા પોતાની આશ્ચર્યકારક કુદરતની) યાદ અપાવવાની વસ્તુ અને મુસાફરો માટે ફાયદાની વસ્તુ બનાવી છે (યાદ અપાવવું એક દીની લાભ છે અને આગનો બીજો દુનિયવી લાભ ખાવું પકાવવું વગેરે છે અને મુસાફરનું ખાસ વર્ણન એટલા માટે કરવામાં આવ્યું કે મુસાફરીમાં આગ ઓછી મળે છે એટલા માટે તે મુસાફર માટે એક મોટી વસ્તુ છે અને مَتَاعًا "મતાઅન"માં એ તરફ પણ ઈશારો આવી ગયો કે આગથી લાભ ઉઠાવવો પણ અમારી કુદરતથી છે) બસ (જેની એવી કુદરત છે) પોતાના (આ) મહાન પરવરદિગારના નામની તસ્બીહ (અને વખાણ) કરો (કે તે જાત વિશેષતાઓ અને લક્ષણોમાં વખાણ અને પ્રશસ્તીના પાત્ર છે અને તેના નામની તસ્બીહ વગેરેની હકીકત સૂરએ રહમાનની અંતિમ આયતોમાં પસાર થઈ ચૂકી છે).

## મસ્અલા અને બોધપાઠ :

આયતની શરૂઆતથી અહીંયાં સુધી મહશરમાં મનુષ્યના ત્રણ પ્રકાર અને ત્રણે પ્રકારોના હુકમો તથા બદલો અને સજાનું વર્ણન હતું. પ્રસ્તુત આયતોમાં તે ગુમરાહ લોકોને તાકીદ છે જેઓ મૂળેથી કયામત કાયમ થવાની અને ફરીવાર સજીવન થવાની માન્યતા જ નથી ધરાવતા અથવા અલ્લાહ તઆલાની ઈબાદતમાં બીજાઓને ભાગીદાર ઠરાવે છે. માણસની આ બેદરકારી અને

જાહાલતનો પડદો ચીરી નાંખવાનો છે જેણે તેને ભૂલમાં નાંખી રાખ્યા છે. તેનો ખુલાસો એ છે કે આ સમગ્ર સૃષ્ટિમાં જે કંઈ પણ ઉપસ્થિત છે અથવા અસ્તિત્વમાં આવી રહ્યું છે અથવા હવે પછી અસ્તિત્વમાં આવશે તેનું સર્જન કરવું, પછી તેના અસ્તિત્વને ટકાવી રાખવું પછી તેને માનવીના વિવિધ કાર્યોમાં લગાવવું આ બધું વાસ્તવમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની કુદરત અને હિકમતનો કરિશ્મો છે. જો કાર્યકારણના પડદા વચ્ચે ન હોત અને માનવી આ બધી વસ્તુઓના સર્જનને કોઈ પ્રકારના માધ્યમ વિના પ્રત્યક્ષ નજરે જોઈ લે તો ઈમાન લાવવા માટે મજબૂર થઈ જાય પરંતુ અલ્લાહ તઆલાએ દુનિયાને કસોટીનું ઘર બનાવ્યું છે તેથી જે કંઈ અસ્તિત્વમાં આવે છે અને દેખાય છે તે કાર્યકારણના પડદાઓમાં નજરે પડે છે.

અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત અને ઉચ્ચ કક્ષાની હિકમત વડે તે કાર્યકારણો અને માધ્યમોમાં એક એવું નક્કર જોડાણ કાયમ કર્યું છે કે જ્યાં કંઈ પણ કારણ ઉપસ્થિત હોય ત્યાં કાર્ય તેની સાથે જ અસ્તિત્વમાં આવે છે જેથી જોનારો તેને કાર્યકારણનો સંબંધ સમજે છે અને પ્રત્યક્ષ દેખાતી વસ્તુમાં મૂળ વાસ્તવિકતા આ કાર્યકારણના સંબંધમાં અટવાઈને રહી જાય છે અને સૃષ્ટિના સર્જનને આ જ કાર્યકારણના સંદર્ભમાં જુએ છે પરંતુ મૂળ અને વાસ્તવિક હકીકત તથા કાર્ય કરવાની વાસ્તવિક શક્તિ જે આ કાર્યકારણને પણ અસ્તિત્વમાં લાવે છે તેના તરફ કોઈ ધ્યાન નથી આપતું.

પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાએ પ્રથમ પોતે માનવના સર્જનની હકીકતને સ્પષ્ટ કરી, પછી માનવ આવશ્યકતાઓના સર્જનની હકીકતથી પડદો ઉઠાવ્યો. પોતે માનવીને સંબોધિત કરીને સવાલ કર્યા, આ સવાલો દ્વારા મૂળ જવાબો તરફ માર્ગદર્શન આપવામાં આવ્યું કારણ કે આ સવાલોમાં તે કારણોની અશક્તિ ઉજાગર કરી અને તે સર્જનની મૂળ શરત ન હોવાનું સ્પષ્ટ કર્યું.

પ્રસ્તુત આયતોમાં પ્રથમ આયત نَحۡنُ خَلَقۡنَٰكُمۡ એક દા'વો છે અને આગલી આયતો તેની દલીલો છે. સૌ પ્રથમ પોતે માનવીના સર્જન ઉપર એક પ્રશ્ન કરવામાં આવ્યો કારણ કે બેદરકાર માનવી જો કે દરરોજ તેને નજરે જોતો રહે છે કે સ્ત્રી પુરુષના સહશયનથી ગર્ભ રહે છે અને પછી તે માતાના ગર્ભાશયમાં પોષણ પામી તૈયાર થતો રહે છે અને નવ મહિના પછી એક સંપૂર્ણ માનવી

સ્વરૂપે જન્મ લે છે. આ દરરોજ દેખાતી ઘટનાથી બેદરકાર સ્વભાવ ધારણ કરતા માનવીની દષ્ટિ બસ એટલે સુધી જ સિમિત રહી જાય છે કે પુરુષ અને સ્ત્રીના સહશયનને માનવના અસ્તિત્વમાં આવવાની વાસ્તવિક શરત સમજવા લાગે છે એટલા માટે પ્રશ્ન કરવામાં આવ્યો أَفَرَءَيْتُم مَّا تُمْنُونَ ءَأَنتُمْ تَخْلُقُونَهُۥٓ أَمْ نَحْنُ الْخَٰلِقُونَ એટલે કે હે માનવી જરા વિચાર તો કર કે બાળકના જન્મમાં તારી દખલગીરી એના સિવાય શું છે કે તેં એક ટીપું વીર્ય એક ખાસ સ્થળે પહોંચાડી દીધું, ત્યારબાદ શું તને કંઈ ખબર છે કે એ નુત્ફહ (ગર્ભ) ઉપર શું શું તબક્કો પસાર થયો ? કેવા કેવા પરિવર્તનો આવ્યા ? કેવા કેવા પ્રકારે તેમાં હાડકાં અને માંસ પેદા થયો અને કઈ કઈ રીતે તેને આલમે અસગર (નાની દુનિયા)ના અસ્તિત્વમાં કેવી કેવી નાજુક નાજુક મશીનરી ખોરાક પ્રાપ્ત કરવા માટે, લોહી બનાવવા માટે અને રૂહ પેદા કરવા માટે, પછી જોવા, બોલવા, સાંભળવા, ચાખવા, વિચારવા અને સમજવાની શકિત તેના અસ્તિત્વમાં લાવવામાં આવી કે એક માનવીનું અસ્તિત્વ એક આગવી ફેક્ટરી બની ગઈ, ન તો પિતાને ખબર છે અને ન જ માતાને કે જેના પેટમાં આ બધું કંઈ થઈ રહ્યું છે. અંતે જો દુનિયાની બુદ્ધિમાં કોઈ વસ્તુ છે તો તે એવું કેમ નથી સમજતી કે આ આશ્ચર્યકારક હિકમતો ઉપર આધારિત માનવીનું અસ્તિત્વ શું આપોઆપ કોઈના બનાવ્યા વિના થઈ ગયું; અને જો કોઈ બનાવનાર છે તો તે કોણ છે ? માં બાપને તો ખબર પણ નથી કે શું બન્યું અને કેવી રીતે બન્યું ? તેમને તો જન્મ થતા સુધી ખબર પણ નથી હોતી કે ગર્ભમાં પુત્ર છે કે પુત્રી; પછી અંતે તે કઈ શકિત છે જેણે પેટની, પછી ગર્ભની, પછી બાળક ઉપર પૅક કરેલા ત્રણ અંધારા પડદાઓમાં આવો ખૂબસૂરત દેખાવડો, સાંભળનાર, વિચારનાર, સમજનાર માનવને તૈયાર કરીને અસ્તિત્વમાં લાવી ! અહીંયાં જેઓ تَبَارَكَ اللَّهُ أَحْسَنُ الْخَالِقِينَ (તબારકલ્લાહુ અહસનુલ ખાલિકીન) "અલ્લાહ તઆલા જ શ્રેષ્ઠ સર્જન કરનાર છે" બોલી ઉઠવા ઉપર મજબૂર ન થઈ જાય તે અક્કલનો આંધળો જ હોઈ શકે છે, ત્યાર પછીની આયતોમાં એ પણ બતાવવામાં આવ્યું કે હે માનવો ! તમારું પેદા થઈ જવું અને ચાલવું ફરવું, પછી એક સંપૂર્ણ વ્યક્તિ બની જવું અને પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે બધી પ્રવૃત્તિઓમાં સામેલ થવું, આ બધામાં તમે અમારા મોહતાજ છો. અમે તમારી મોતનો પણ અત્યારથી જ એક વખત નક્કી કરી રાખ્યો છે અને

તે નક્કી સમયથી પહેલાં પહેલાં જે ઉંમર તમને મળી તમે તેમાં પોતાની જાતને સ્વતંત્ર જુઓ છો તે પણ તમારી મોટી ભૂલ છે, અમે એવી પણ શક્તિ ધરાવીએ છીએ કે અત્યારે આ ક્ષણે તમારો નાશ કરીને તમારી જગ્યાએ બીજી કોમ પેદા કરી દઈએ અને એવી પણ શક્તિ ધરાવીએ છીએ કે તમારો નાશ કરવાના બદલે તમને કોઈ બીજા સ્વરૂપના જાનવરો બનાવી દઈએ. આ આયતનો આ જ વિષય છે. نَحْنُ قَدَّرْنَا بَيْنَكُمُ الْمَوْتَ وَمَا نَحْنُ بِمَسْبُوقِيْنَ، عَلٰى اَنْ نُّبَدِّلَ اَمْثَالَكُمْ وَنُنْشِئَكُمْ فِيْمَا لَا تَعْلَمُوْنَ નિશ્ચિત સમયે અને નિશ્ચિત સ્થળે મોત આવવા ઉપર એ ઇશારો પણ છે કે માનવી પોતાના અસ્તિત્વમાં સ્વતંત્ર નથી, બલકે તેનું અસ્તિત્વ એક નિશ્ચિત સમય સુધી જ છે, તમને અલ્લાહ તઆલાએ એક ખાસ શક્તિ અને બુદ્ધિ તથા હિકમતનો સ્ત્રોત બનાવ્યો છે, તેને કામમાં લાવીને તમે ઘણું બધું કરી શકો છો. مَا نَحْنُ بِمَسْبُوقِيْنَ નો આ જ ભાવાર્થ છે કે અમારા ઇરાદા ઉપર થોપાનાર કે અમારી ઇચ્છાઓ ઉપર વર્ચસ્વ જમાવનાર કોઈ નથી, અમે અત્યારે પણ જે ઇચ્છીએ કરી શકીએ છીએ اَنْ نُّبَدِّلَ اَمْثَالَكُمْ એટલે કે અમારી જગ્યાએ તમારા જેવી કોઈ અન્ય કોમ લઈ આવીએ. وَنُنْشِئَكُمْ فِيْمَا لَا تَعْلَمُوْنَ અને તમારું તે સ્વરૂપ બનાવી દઈએ જેને તમે જાણતા પણ નથી, તેનું એ સ્વરૂપ પણ હોઈ શકે છે કે તમે મૃત્યુ પામીને માટી બની જાઓ અથવા એવું પણ હોઈ શકે છે કે કોઈ પશુના સ્વરૂપમાં પરિવર્તિત થઈ જાઓ જેમકે પાછલી ઉમ્મતોના સ્વરૂપો બગાડીને તેમને વાંદરા અને ડુક્કરો બનાવવાનો અઝાબ આવી ચૂક્યો છે અને એવું પણ હોઈ શકે છે કે તમે પથ્થરો કે વનસ્પતિના સ્વરૂપમાં પરિવર્તિત કરી દેવામાં આવો.



اَفَرَءَيْتُمْ مَّا تَحْرُثُوْنَ માનવના સર્જનની બાબતમાં માનવીની બેદરકારી અને તેના પ્રાકૃતિક કારણોના પડદામાં અટવાઈને પોતાના મૂળ સર્જનહાર અને માલિકથી બેખબર થવાનો પડદો ચીરી નાંખ્યા પછી તેનો ખોરાક જે તેની જિંદગીનો આધાર છે તેની વાસ્તવિકતા આ જ અંદાજાથી જાહેર કરી કે સવાલ કર્યો કે તમે જે કંઈ પણ જમીનમાં બિયારણ વાવો છો વિચાર તો કરો કે આ બિયારણમાંથી વૃક્ષ પેદા કરવામાં તમારી શું પ્રવૃત્તિ અને કેટલી દખલગીરી છે ! વિચાર કરશો તો જવાબ એના સિવાય નહીં મળે કે તેમાં ખેડૂતની દખલગીરી એનાથી વધારે કંઈ નથી કે તેણે જમીનમાં હળ ચલાવ્યું, પછી ખાતર નાંખ્યું,

જમીન પોચી કરી કે જે કમજોર કુંપળ આ દાણાથી પેદા થઈને ઉપર આવવા ઈચ્છે તેના માર્ગમાં જમીનનો સખત પોપડો અડચણ ન બને, બિયારણ વાવનાર માણસનો સમગ્ર પ્રયત્ન આ જ એક કેન્દ્ર અને વર્તુળમાં સિમિત છે અને જ્યારે તેમાંથી વૃક્ષ પોતાની કુંપળો કાઢી લહેરાવા માંડે છે તો તેના રક્ષણના પ્રયત્નોમાં લાગી જાય છે પરંતુ એક દાણાની અંદરથી વૃક્ષ કાઢી લાવવું ન તો માનવીની ક્ષમતામાં છે અને ન જ તે એવો દા'વો કરી શકે છે કે મેં આ ઝાડ બનાવ્યું છે તો પછી સવાલ એ જ ઉપસ્થિત થાય છે કે હજારો મણ માટીના ઢગલામાં પડેલા આ દાણાની અંદરથી આટલું સુંદર વટવૃક્ષ જે હજારો લાભો ઉપર આધારિત છે તેને કોણે બનાવ્યું ? તો જવાબ એના સિવાય શું છે કે તે જ માલિક અને સૃષ્ટિના સર્જનહારની સંપૂર્ણ શક્તિ અને તેની સર્જન કરવાની આશ્ચર્યજનક કુદરતે તેને બનાવ્યું છે.

ત્યાર પછી એ જ રીતે પાણી જેને પીને માણસ જીવંત રહે છે, આગ જેના ઉપર પોતાનું ખાવા પકાવે છે અને પોતાના ઉદ્યોગોને તેનાથી ચલાવે છે; આ બધાના સર્જન ઉપર એવા સવાલ અને જવાબનું વર્ણન કર્યું અને અંતે સૌનો ખુલાસો વર્ણન કર્યો.

نَحْنُ جَعَلْنٰهَا تَذْكِرَةً وَّمَتَاعًا لِّلْمُقْوِيْنَ માં શબ્દ مُقْوِيْنَ (મુકવીન) એ اِقْوَاءٌ (ઈકવાઅ્)થી બને છે અને તે قِوَاءٌ (કિવાઅ્) એટલે કે રણ અને مُقْوِىْ (મુકવી)નો અર્થ રણમાં જનાર એટલે કે જેનો ભાવાર્થ તે મુસાફર છે કે જે જંગલમાં કોઈ જગ્યાએ થોભીને પોતાના ભોજનની વ્યવસ્થામાં લાગેલો હોય, આ આયતનો ભાવાર્થ એ છે કે આ સમગ્ર સર્જન અમારી જ શકિત અને હિકમતનું પરિણામ છે.

فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيْمِ તેનું આવશ્યક અને તાર્કિક પરિણામ એ હોવું જોઈએ કે માનવી અલ્લાહ તઆલાની સંપૂર્ણ શક્તિ અને તવહીદ ઉપર ઈમાન લાવે અને પોતાના રબ્બે અઝીમના નામની તસ્બીહ પઢયા કરે કે આ જ તે નેઅ્મતોનો શુક્ર છે.

---

**આયતો : (સૂરએ વાકિઅહ : આયત નં. ૭૫ થી ૯૬)**

| |
|---|
| فَلَآ أُقْسِمُ بِمَوٰقِعِ النُّجُومِ ﴿٧٥﴾ وَإِنَّهٗ لَقَسَمٌ لَّوْ تَعْلَمُونَ عَظِيمٌ ﴿٧٦﴾ إِنَّهٗ لَقُرْاٰنٌ كَرِيمٌ ﴿٧٧﴾ |
| فِي كِتٰبٍ مَّكْنُونٍ ﴿٧٨﴾ لَّا يَمَسُّهٗٓ إِلَّا الْمُطَهَّرُونَ ﴿٧٩﴾ تَنْزِيلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِينَ ﴿٨٠﴾ |
| أَفَبِهٰذَا الْحَدِيثِ أَنْتُمْ مُّدْهِنُونَ ﴿٨١﴾ وَتَجْعَلُونَ رِزْقَكُمْ أَنَّكُمْ تُكَذِّبُونَ ﴿٨٢﴾ |
| فَلَوْلَآ إِذَا بَلَغَتِ الْحُلْقُومَ ﴿٨٣﴾ وَأَنْتُمْ حِينَئِذٍ تَنْظُرُونَ ﴿٨٤﴾ وَنَحْنُ أَقْرَبُ إِلَيْهِ |
| مِنْكُمْ وَلٰكِنْ لَّا تُبْصِرُونَ ﴿٨٥﴾ فَلَوْلَآ إِنْ كُنْتُمْ غَيْرَ مَدِينِينَ ﴿٨٦﴾ تَرْجِعُونَهَآ |
| إِنْ كُنْتُمْ صٰدِقِينَ ﴿٨٧﴾ فَأَمَّآ إِنْ كَانَ مِنَ الْمُقَرَّبِينَ ﴿٨٨﴾ فَرَوْحٌ وَّرَيْحَانٌ |
| وَّجَنَّتُ نَعِيمٍ ﴿٨٩﴾ وَأَمَّآ إِنْ كَانَ مِنْ أَصْحٰبِ الْيَمِينِ ﴿٩٠﴾ فَسَلٰمٌ لَّكَ مِنْ أَصْحٰبِ |
| الْيَمِينِ ﴿٩١﴾ وَأَمَّآ إِنْ كَانَ مِنَ الْمُكَذِّبِينَ الضَّآلِّينَ ﴿٩٢﴾ فَنُزُلٌ مِّنْ حَمِيمٍ ﴿٩٣﴾ وَّ |
| تَصْلِيَةُ جَحِيمٍ ﴿٩٤﴾ إِنَّ هٰذَا لَهُوَ حَقُّ الْيَقِينِ ﴿٩٥﴾ فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيمِ ﴿٩٦﴾ ع |



**તરજુમો :**

*બસ હું કસમ ખાઉં છું તારાઓના ડૂબવાની. (૭૫) અને એ કસમ છે જો સમજો તો મોટી કસમ. (૭૬) નિઃશંક આ કુર્આન ઈજ્જતવાળું છે. (૭૭) એક ગુપ્ત કિતાબમાં લખેલું છે. (૭૮) તેને તે જ અડકે છે જે પાક બનાવવામાં આવ્યા છે. (૭૯) તે પરવરદિગારે આલમ તરફથી ઉતારવામાં આવેલું છે. (૮૦) હવે શું તમે એ વાતમાં સુસ્તી કરો છો ? (૮૧) અને પોતાનો હિસ્સો તમે એ જ લો છો કે તેને જૂઠાડો છો ? (૮૨) પછી કેમ નહીં જે વખતે જીવ ગળે પહોંચે. (૮૩) અને તમે તે વખતે જોઈ રહ્યા છો. (૮૪) અને અમે તેની પાસે તમારાથી વધારે (નજીક) છીએ પણ તમે જોતા નથી. (૮૫) પછી કેમ નહીં જો તમે કોઈના હુકમમાં હોવ ! (૮૬) તો કેમ આ રૂહને પાછી નથી ફેરવી લેતા જો તમે સાચા હોવ ? (૮૭) બસ જો તે (મય્યત) નિકટવર્તી લોકોમાંથી થઈ (૮૮) તો રાહત છે અને રોજી છે અને નેઅ્મતના બગીચા છે. (૮૯) અને જો તે જમણા હાથવાળાઓ (અસ્હાબિલ*

*યમીન)માંથી થયો (૯૦) તો તમને સલામતી પહોંચે જમણા હાથવાળાઓથી. (૯૧) અને જો તે જૂઠાડનાર ગુમરાહોમાંથી થયો (૯૨) તો મહેમાની છે ઉકળતું પાણી (૯૩) અને આગમાં નાંખવું. (૯૪) બેશક ! આ વાત એ જ છે શ્રદ્ધાપાત્ર. (૯૫) બસ પોતાના પરવરદિગારના નામની પવિત્રતા વર્ણન કર જે સૌથી મોટો છે. (૯૬)*

**તફસીર :**

(અને તાર્કિક દલીલોથી મૃત્યુ પછી સજીવન થવાની સંભાવના સાબિત થયા પછી કુર્આનથી તેનું અસ્તિત્વ સાબિત છે અને તમે એ કુર્આનને નથી માનતા) બસ હું કસમ ખાઉં છું તારાઓના છુપાઈ જવાની અને જો તમે વિચાર કરો તો આ એક મોટી કસમ છે (અને એ વાતની કસમ ખાઉં છું) કે આ (કુર્આન જે પયગમ્બર ﷺ ઉપર નાઝિલ થાય છે તે અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થતું હોવાથી) એક ઇજ્જતવાળું કુર્આન છે જે એક સુરક્ષિત કિતાબ (એટલે કે લવહે મહફૂઝ)માં (પહેલેથી) લખાયેલું છે (અને તે લવહે મહફૂઝ એવું છે) કે તેને પાક ફરિશ્તાઓ સિવાય (કે જેઓ ગુનાહોથી બિલકુલ જ પાક સાફ છે) કોઈ (શયતાન વગેરે) હાથ નથી લગાવવા પામતો (તેના વિષયોથી જાણકાર થવું તો દૂરની વાત છે, બસ ત્યાંથી અહીંયાં ખાસ રીતે આવવું ફરિશ્તાઓ દ્વારા જ થાય છે અને એનું જ નામ નુબુવ્વત છે તથા શયતાનો તેને લાવી જ નથી શકતા કે ભવિષ્યવાણી વગેરેની સંભાવનાથી નુબુવ્વતમાં શંકા થાય, અલ્લાહ તઆલાના ફરમાન મુજબ نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ અને وَمَا تَنَزَّلَتْ بِهِ الشَّيٰطِيْنُ એનાથી સાબિત થયું કે) આ રબ્બુલ આલમીન તરફથી મોકલેલું છે (કરીમનો ઈશારો દલીલ સ્વરૂપે હતો, અહીંયાં તારાઓ છુપાવવાની કસમ પોતાના ભાવાર્થના આધારે એવી છે જેમકે સૂરએ નજમની શરૂઆતમાં આવ્યું છે જેનું ત્યાં વર્ણન થઈ ચૂક્યું છે અને કુર્આનમાં જેટલી કસમો છે પોતાના અર્થના આધારે બધી જ મહાન છે પરંતુ ક્યાંક ક્યાંક મકસદની ખાસ કાળજી અને તેના ઉપર વધારે તાકીદ માટે મહાન હોવાનો ખુલાસો પણ કરવામાં આવ્યો, જેમકે આ સ્થળે અને સૂરએ ફજ્રમાં; ટૂંકમાં તેનો ભાવાર્થ એ છે જે સૂરએ શૂઅ્રાના છેલ્લા રુકૂઅ્માં વિગતવાર આવ્યું છે) બસ (જ્યારે કુર્આનનું અલ્લાહ તઆલા તરફથી ઊતરવું સાબિત થયું છે તો) શું તમે લોકો આ કલામને ઉપરછલ્લી વાત સમજો છો ?

(એટલે કે તેને સમર્થન કરવાપાત્ર નથી જાણતા ?) અને (આ ધૃણાસ્પદ વાતથી વધીને) જૂઠાડવાને પોતાનો ખોરાક બનાવી રહ્યા છો ? (અને તેથી તવહીદ અને કયામત સ્થાપિત થવાનો પણ ઈન્કાર કરો છો ?) બસ (જો આ સત્યનો ઈન્કાર છે તો) જે સમયે (મોતના સમયે કોઈ વ્યક્તિની) રૂહ ગળા સુધી આવી પહોંચે છે અને તમે તે વખતે (બેસીને હસરતભરી આંખે) તાકતા હોવ છો અને અમે (તે સમયે) તમારા કરતાં પણ તે (મરનાર) વ્યક્તિની વધારે નજીક હોઈએ છીએ (એટલે કે તમારાથી પણ વધારે તે વ્યક્તિની હાલતથી વાકેફ હોઈએ છીએ, કારણ કે તમે માત્ર જાહેર હાલત જુઓ છો અને અમે તેની અંતઃકરણની હાલતોથી પણ વાકેફ છીએ) પરંતુ (અમારા આ નિકટ હોવાને પોતાની અજ્ઞાનતા અને કુફ્રના કારણે) તમે સમજતા નથી તો (વાસ્તવમાં) જો તમારો હિસાબ કિતાબ નથી થવાનો (જેમકે તમે વિચારો છો) તો તમે તે રૂહને (શરીર તરફ) પાછી કેમ નથી લાવતા ? (જેની તે સમયે તમન્ના પણ કરો છો ?) જો (આ કયામત અને હિસાબના ઈન્કારમાં) તમે સાચા હોવ (મતલબ એ કે કુર્આન સત્ય છે અને પુનઃજીવીત થવાની દલીલ કરે છે, બસ તેના ઈન્કારની કોઈ શક્યતા જ નથી તેથી એ સાબિત થઈ ગયું છે અને એના ઉપર પણ તમારો ઈન્કાર કરીને ચાલ્યા જવું એ બાબત છતી કરે છે કે જાણે તમે રૂહને પોતાના અધિકારમાં સમજો છો કે જ્યારે કયામતમાં અલ્લાહ તઆલા ફરીવાર રૂહ નાંખવા ઈચ્છે જેમકે કુર્આનથી સાબિત છે પરંતુ અમે એવું કરવા નહીં દઈએ અને ફરીવાર સજીવન થવા નહીં દઈએ, એટલા માટે જ તો આવો બઢી ચઢીને ઈન્કાર કરો છો નહિતર જો પોતાને આ બાબતમાં લાચાર જાણતા હોવ તો પછી આ દલીલો સ્થાપિત થયા પછી આવું અક્કડ વલણ શા માટે છે ? બસ જો તમે રૂહને પોતાના અધિકારમાં સમજતા હોવ તો જરા પોતાનું જોર એ વખતે બતાવો જ્યારે કોઈ વ્યક્તિ મોતના સમયે જિંદગીની તમન્ના કરતો હોય છે અને તમને તેને જોઈને દયા પણ આવે છે અને તમે દિલગીર પણ થાઓ છો અને તે જોર દેખાડવું એ છે કે તેની રૂહને નીકળવા ન દો અને શરીરમાં પાછી મોકલી આપો, જ્યારે એના ઉપર તમારો અધિકાર નથી કે રૂહને શરીરમાંથી નીકળવા ન દો તો તેને ફરીવાર પેદા કરવાથી રોકવા ઉપર તમારું જોર કઈ રીતે ચાલશે ? બસ આવા મ્હોં માથા વગરના દા'વા શા માટે કરો છો અને જો કે આ દલીલ પૂરતી હતી પરંતુ તેમના માટે તે પણ

હિદાયત ન બની; એટલા માટે لَا تُبْصِرُوْنَ માં ખુલાસો પણ કરી દીધો અને ફરી સજીવન થવાની સાથે આ તવહીદની દલીલ પણ છે, એટલે કે એ સાબિત થઈ ચૂક્યું કે કયામત પોતાના સમયે જરૂર આવશે) પછી (જ્યારે કયામત કાયમ થશે તો) જે વ્યક્તિ નિકટવર્તી હશે (જેનું વર્ણન ઉપર આવ્યું છે وَالسّٰبِقُوْنَ...) તેના માટે તો રાહત છે અને (છૂટનો) ખોરાક છે અને આરામની જન્નત છે અને જે વ્યક્તિ જમણા હાથવાળાઓમાંથી હશે (જેનું વર્ણન ઉપર આવ્યું છે وَاَصْحٰبُ الْيَمِيْنِ...) તો તેને કહેવામાં આવશે કે તારા માટે (દરેક આફત અને ભયથી) શાંતિ અને સલામતી છે કે તું જમણા હાથવાળાઓમાંથી છે (અને આ કહેવું ભલે શરૂઆતમાં હોય ભલે કૃપા અથવા તવબહના કારણે પ્રથમથી જ મા'ફ થઈ જાય અથવા સજા પછી પાછળથી થાય અને અહીંયાં رَوْحٌ وَّرَيْحَانٌ નું વર્ણન ન કરવું નકારના માટે નથી બલકે એ તરફ ઇશારો છે કે આ પાછલા લોકો કરતાં તે અમલોમાં ઓછો હશે) અને જે વ્યક્તિ જૂઠાડનાર (અને) ગુમરાહોમાંથી હશે તો ઉકળતા પાણીથી તેની દા'વત થશે અને દોઝખમાં દાખલ થવું પડશે, બેશક ! આ (જે કંઈ વર્ણન થયું) નિશ્ચિત બાબત છે બસ (તેને માનનારા) પોતાના મહાન પરવરદિગારના નામની તસ્બીહ (અને વખાણ) વર્ણન કરો (وَقُدِّمَ اِقْرَا).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં તાર્કિક દલીલો વડે કયામતમાં પુનાજીવીત થવાની સાબિતી અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને તેના વૈશ્વિક સર્જનના ઉદાહરણ દ્વારા આપવામાં આવી હતી. આગળ વહી દ્વારા આપવામાં આવેલ દલીલ અલ્લાહ તઆલા તરફથી કસમ સાથે આપવામાં આવી છે.

فَلَآ اُقْسِمُ بِمَوٰقِعِ النُّجُوْمِ માં શબ્દ لَا (લા) કસમની શરૂઆતમાં એક ખાસ રૂઢિપ્રયોગ છે જેમકે لَا وَاللّٰهِ (લા વલ્લાહ) અને અજ્ઞાનતાકાળની કસમોમાં لَا وَاَبِيْكَ મશ્હૂર છે. અમુક લોકોએ આ શબ્દ لَا (લા)ને વધારાનો ઠરાવ્યો છે અને અમુકે તેનો ખુલાસો એ કર્યો છે કે આ સ્થળે શબ્દ لَا (લા) શ્રોતાની કલ્પનાના નકાર માટે હોય છે, જેમકે لَيْسَ كَمَا تَقُوْلُ એટલે કે જેવું તમે કહો અને સમજો છો વાત એમ નથી બલકે વાસ્તવિકતા એ છે જે આગળ કસમ ખાઈને બતાવવામાં આવે છે.

مَوَاقِعُ (મવાકિઅ્) એ مَوْقِعُ (મવકઅ્)નું બહુવચન છે જેનો અર્થ "તારાઓ અસ્ત થવાનું સ્થળ અથવા સમય" થાય છે. આ આયતમાં તારાઓની કસમને અસ્ત થવાના સમય સાથે શરતી સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું છે, જેમકે સૂરએ નજમમાં وَالنَّجْمِ اِذَا هَوٰى માં પણ તેના અસ્ત થવાનો સમય શરતી સ્વરૂપે છે. આ શરતની હિકમત એ છે કે અસ્ત થવાના સમયે દરેક તારો ક્ષિતિજ પરથી અદશ્ય થતો નજરે પડે છે અને તે તેના અસ્ત થવાની ગવાહી હોય છે જેનાથી તેનું અલ્લાહ તઆલાની કુદરતનું મોહતાજ હોવું સાબિત થાય છે.

اِنَّهٗ لَقُرْاٰنٌ كَرِيْمٌ، فِىْ كِتٰبٍ مَّكْنُوْنٍ، لَا يَمَسُّهٗٓ اِلَّا الْمُطَهَّرُوْنَ પાછલી આયતોમાં તારાઓની કસમ ખાઈને જે વિષય કસમના જવાબનો વર્ણન કરવાનો છે તે આ આયતોમાં ઉપસ્થિત છે જેનો હેતુ કુર્આને કરીમનું સન્માનવાળું અને સુરક્ષિત હોવું તથા મુશ્રિકોની એ માન્યતાનો રદિયો છે કે જેમનું એવું માનવું છે કે આ કુર્આન કોઈ માનવીનું બનાવેલું છે અથવા નઊઝુબિલ્લાહ શયતાને આપેલું કલામ છે.

كِتَابٌ مَّكْنُوْنٌ એ લવ્હે મહફૂઝ તરફ ઈશારો કરે છે لَا يَمَسُّهٗٓ اِلَّا الْمُطَهَّرُوْنَ અહીંયાં બે બાબતો વિચારવાપાત્ર છે અને તફસીરના ઈમામોમાં અનેકવિધ મત ધરાવે છે. પ્રથમ એ કે અરબી વ્યાકરણની નહ્‌વી તરકીબ પ્રમાણે આ વાક્યમાં બે સંભાવનાઓ છે, એક એ કે જે કિતાબનું એક લક્ષણ مَكْنُوْنٌ (મક્નૂન) આવ્યું તે વાક્ય આ જ કિતાબની બીજી સિફત છે અને ઝમીર لَا يَمَسُّهٗ ની આ કિતાબ તરફ ઢળેલી છે. આવા સ્વરૂપમાં આ આયતનો ભાવાર્થ એ છે કે كِتَابٌ مَّكْنُوْنٌ (કિતાબુમ્મક્નૂન) એટલે કે લવ્હે મહફૂઝને પાક લોકો સિવાય અન્ય કોઈ અડકી નથી શકતું અને એ પણ દેખીતું છે કે આવા સ્વરૂપમાં શબ્દ مَسّ (મસ્સ) પોતાના વાસ્તવિક અર્થ હાથથી અડકવાના ભાવાર્થમાં લઈ શકાતો નથી બલકે હાથથી અડકવાનો અને પકડવાનો રૂપક સ્વરૂપે અર્થ લેવામાં આવે છે, એટલે કે લવ્હે મહફૂઝમાં લખેલ વિષયોની ખબર મેળવી લેવી જ્યારે કે લવ્હે મહફૂઝને હાથથી અડકવું કોઈ મખ્લૂક અથવા ફરિશ્તા વગેરેનું કામ નથી. (કુર્તુબી) બયાનુલ કુર્આનનો પ્રસ્તુત ખુલાસો તફસીરમાં આ જ વ્યાકરણ અને ભાવાર્થ અપનાવીને લેવામાં આવ્યો છે.

આ વાક્યની બીજી સંભાવના અરબી વ્યાકરણ તરકીબે નહ્‌વીમાં એ છે કે

આ કુર્આનનું એવું લક્ષણ બનાવવામાં આવે જે ઉપરોક્ત إِنَّهُ لَقُرْآنٌ كَرِيمٌ માં ઉપસ્થિત છે, આવા સ્વરૂપમાં لَا يَمَسُّهُ ની ઝમીર કુર્આન તરફ ફળેલી હશે અને તેનાથી ભાવાર્થ તે સહીફો હશે જેમાં કુર્આન લખેલું હોય અને શબ્દ مَسّ (મસ્સ) પોતાના વાસ્તવિક અર્થ હાથથી અડકવાના ભાવાર્થ સ્વરૂપે રહેશે, અહીંયાં રૂપક સ્વરૂપે લેવાની જરૂર રહેશે નહીં, એટલા માટે કુર્તુબી વગેરે તફસીરકારોએ તેને અગ્રિમતા આપી છે અને ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે لَا يَمَسُّهُ إِلَّا الْمُطَهَّرُونَ ની તફસીરમાં જે કંઈ મેં સાંભળ્યું છે તે સૌમાં ઉત્તમ નિવેદન એ છે કે તેનો તે જ ભાવાર્થ છે જે સૂરએ અબસની આયતનો છે. فِي صُحُفٍ مُّكَرَّمَةٍ مَّرْفُوعَةٍ بِأَيْدِي سَفَرَةٍ كِرَامٍ بَرَرَةٍ (કુર્તુબી, રૂહુલ મઆની) અને તેનો ખુલાસો એ છે કે આ વાક્ય كِتَابٍ مَّكْنُونٍ નું લક્ષણ નથી બલકે કુર્આનની સિફત છે અને કુર્આનથી ભાવાર્થ તે સહીફો છે જે વહી લાવનાર ફરિશ્તાઓના હાથમાં આપવામાં આવે છે.

બીજો મસ્અલો વિચારપાત્ર અને વિવિધતાસભર આ આયતમાં એ છે કે مُطَهَّرُونَ (મુતહ્હરૂન)થી કોણ ભાવાર્થ સ્વરૂપે છે ? સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા તફસીરકારોના એક મોટા સમૂહના મતે مُطَهَّرُونَ થી ભાવાર્થ ફરિશ્તા છે જે આર્થિક અને અન્ય જરૂરિયાતોથી પાકસાફ અને માસૂમ છે અને નિવેદન હઝરત અનસ (રદિ.) અને સઈદ બિન ઝુબેર (રદિ.)થી નકલ થયું છે. (કુર્તુબી) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું પણ આ જ નિવેદન છે. (ઈબ્ને કષીર) ઈમામ માલિક (રહ.)એ પણ તેને જ અપનાવ્યું છે. (કુર્તુબી)

અમુક તફસીરકારોએ કહ્યું કે કુર્આનથી ભાવાર્થ તે મુસ્હફ છે જે આપણા હાથોમાં છે અને مُطَهَّرُونَ નો ભાવાર્થ તે લોકો છે જે જાહેર નાપાકી અને બાહ્ય ગંદકી નાની હોય કે મોટી તેનાથી પાક હોય. નાની ગંદકીનો ભાવાર્થ વિના વુઝૂએ હોવું છે કે જે વુઝૂથી પાક થઈ જાય છે અને મોટી ગંદકી જનાબત તથા માસિકધર્મ અથવા નિફાસને કહેવામાં આવે છે જેનાથી પાકી માટે ગુસ્લ જરૂરી છે. આ તફસીર હઝરત અતાઅ, તાઊસ, સાલિમ અને હઝરત મુહમ્મદ બાકિર (રહ.)થી નકલ થઈ છે. (રૂહુલ મઆની) આવા સ્વરૂપમાં لَا يَمَسُّهُ વાક્ય જો કે ખબર સ્વરૂપે છે પરંતુ આ ખબરને إِنْشَاء (ઈન્શાઅ)ના હુકમમાં એટલે કે નકાર અને પ્રતિબંધના અર્થમાં ઠરાવવામાં આવશે અને આયતનો ભાવાર્થ એ થશે કે કુર્આનના મુસ્હફને પાકી વિના અડકવું જાઈઝ નથી અને પાકીના ભાવાર્થમાં એ

પણ સામેલ છે કે જાહેર ગંદકીથી પણ તેના હાથ પાક હોય અને તે બેવુઝૂ પણ ન હોય અને મોટી ગંદકી એટલે કે જનાબત વગેરેથી પણ ન હોય. કુર્તુબીએ આ જ તફસીરને અગ્રિમતા આપી છે. તફસીરે મઝહરીમાં તેના જ ઉપર જોર આપવામાં આવ્યું છે.

હઝરત ફારૂકે આઝમ (રદિ.)ના ઈસ્લામ લાવવાની ઘટનામાં જે આવ્યું છે કે તેમણે પોતાની બહેનને કુર્આન પઢતાં જોયાં તો કુર્આનના પેજોને જોવા ઈચ્છયું, તેમની બહેને આ જ આયત પઢીને તે કુર્આનના પેજો તેમના હાથમાં આપવાથી ઈન્કાર કર્યો અને કહ્યું કે તેને પાક લોકો સિવાય કોઈ અડકી નથી શકતું. ફારૂકે આઝમ (રદિ.)એ મજબૂર થઈને ગુસ્લ કર્યું પછી તે પેજ પઢયા. આ ઘટનામાં પણ આ જ અંતિમ તફસીરને સમર્થન મળે છે અને હદીષની રિવાયતોમાં નાપાક વ્યક્તિને કુર્આન અડકવાની મનાઈ કરવામાં આવી છે. આ રિવાયતોને પણ અમુક લોકોએ આ જ અંતિમ તફસીરના સમર્થનમાં રજુ કરેલ છે.

પરંતુ કારણ કે આ મસ્અલામાં હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત અનસ (રદિ.) વગેરેનો મતભેદ છે જે ઉપર આવી ચૂકયો છે તેથી ઘણા લોકોએ બેવુઝૂ કુર્આનને હાથ લગાવવાના પ્રતિબંધના મસ્અલામાં પ્રસ્તુત આયતથી દલીલ છોડીને માત્ર હદીષની રિવાયતોને રજુ કરી છે. (રૂહુલ મઆની) અને તે હદીષો આ છે.

ઈમામ માલિક (રહ.)એ મુઅત્તામાં આ રિવાયત અબ્દુર્રઝ્ઝાક ઈબ્ને અબૂદાવુદ અને ઈબ્નુલ મંઝરની સનદથી પણ નકલ કરેલ છે અને તબરાની તથા ઈબ્ને મરદૂયાએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَا يَمَسُّ الْقُرْاٰنَ اِلَّا طَاهِرٌ (રૂહુલ મઆની) એટલે કે કુર્આનને તે વ્યક્તિ સિવાય કોઈ હાથ ન લગાવે પરંતુ કે જે પાક છે.

**મસ્અલો :**

પ્રસ્તુત રિવાયતોની બીનાએ જમહૂર ઉમ્મત અને ચારે ઈમામોની એ વાત ઉપર સહમતી છે કે કુર્આને કરીમને હાથ લગાવવા માટે પાકી શરત છે, તેના વિરુદ્ધ કરવું ગુનોહ છે. જાહેર નાપાકીથી હાથનું પાક હોવું, વુઝૂ હોવું, જનાબતની હાલતમાં ન હોવું બધું એમાં સામેલ છે. હઝરત અલી મુર્તઝા (રદિ.), ઈબ્ને

મસ્ઊદ (રદિ.), સઅદ ઈબ્ને અબી વક્કસ (રદિ.), સઈદ બિન ઝૈદ (રદિ.), અતાઅ્ અને ઝહરી (રહ.) તથા નખઈ, હકમ, હમ્માદ, ઈમામ માલિક, શાફઈ અને ઈમામ અબૂહનીફહ (રહ.) સૌનો આ જ મસ્લક છે. ઉપરોક્ત જે વિવિધ નિવેદનોમાં મતભેદ હોવાનું વર્ણન થયું છે તે માત્ર એ વાતમાં છે કે આ મસ્અલો જે પ્રસ્તુત હદીષોથી સાબિત છે અને જમહૂર ઉમ્મતના સમીપ માન્ય છે, શું એ વાત કુર્આનની પ્રસ્તુત આયતથી પણ સાબિત થાય છે કે નહીં ? અમુક લોકોએ આ આયતનો ભાવાર્થ અને પ્રસ્તુત હદીષોનો ભાવાર્થ એક હોવાનું ઠરાવ્યું અને આ આયત તથા પ્રસ્તુત હદીષોથી ભેગી રીતે આ મસ્અલાને સાબિત કર્યો. બીજા લોકોએ આ આયતને દલીલ સ્વરૂપે રજુ કરવામાં સહાબએ કિરામ (રદિ.)ના મતભેદ હોવાના કારણે કાળજીથી કામ લીધું પરંતુ પ્રસ્તુત હદીષોની બીનાએ સૌએ એ જ મત અપનાવ્યો કે બેવુઝૂ અને નાપાકી સાથે કુર્આનને હાથ લગાવવો જાઇઝ નથી એટલા માટે મસ્અલામાં કોઈ વિરોધાભાસ કે મતભેદ નથી બલકે તેની દલીલમાં આ મતભેદ થયો છે.

**મસ્અલો :**

કુર્આન મજીદનો ગિલાફ જે જિલ્દની સાથે સીવેલો હોય તે પણ કુર્આનના મુસ્હફના હુકમમાં છે, તેને પણ વિના વુઝૂએ અથવા પાકી વિના હાથ લગાવવો ચારે ઈમામોની સહમતિથી નાજાઇઝ છે. અલબત્ત કુર્આન મજીદનું જુસ્દાન જે અલગ કપડાનું હોય છે જો તેમાં કુર્આન બંધ છે તો તે જુસ્દાનની સાથે કુર્આને કરીમને હાથ લગાવવો વિના વુઝૂએ ઈમામ અબૂહનીફહ (રહ.) સમીપ જાઇઝ છે પરંતુ ઈમામ માલિક અને શાફઈ (રહ.) નજીક એ પણ નાજાઇઝ છે. *(મઝહરી)*

**મસ્અલો :**

જે કપડું વ્યક્તિએ પહેરેલું હોય છે તેની બાંય અથવા પહેરણના પાલવથી કુર્આન મજીદને વિના વુઝૂએ અડકવું પણ જાઇઝ નથી, અલબત્ત જે રૂમાલ અથવા ચાદર શરીર ઉપર પહેરેલું નથી તેનાથી અડકી શકાય છે. *(મઝહરી)*

**મસ્અલો :**

ઉલમાએ કહ્યું કે આ જ આયતથી પ્રથમ દરજ્જે એ પણ સાબિત થાય છે કે જનાબત અથવા હૈઝ અથવા નિફાસની હાલતમાં કુર્આનની તિલાવત પણ

જાઇઝ નથી જ્યાં સુધી કે ગુસ્લ ન કરી લે કારણ કે મુસ્હફમાં લખેલ શબ્દો અને પ્રતિકોની જ્યારે આટલી ઈજ્જત અને સન્માન કરવું વાજિબ છે તો મૂળ શબ્દો જે જીભથી બોલવામાં આવે છે તેનું સન્માન અને ઈજ્જત તેનાથી વધારે મહત્ત્વનું અને વાજિબ હોવું જોઈએ, તેનો તકાદો તો એ હતો કે બેવુઝૂ વ્યક્તિ માટે પણ કુર્આનની તિલાવત જાઇઝ ન હોવી જોઈએ પરંતુ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની હદીષ જે બુખારી અને મુસ્લિમમાં છે અને હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુની હદીષ જે મુસ્નદે અહમદમાં છે તેનાથી વિના વુઝૂએ કુર્આનની તિલાવત કરવું રસૂલે કરીમ ﷺથી સાબિત છે તેથી ફુકહાએ વિના વુઝૂએ તિલાવત કરવાની ઈજાઝત આપી છે. *(તફસીરે મઝહરી)*

اَفَبِهٰذَا الْحَدِيْثِ اَنْتُمْ مُّدْهِنُوْنَ માં શબ્દ مُدْهِنُوْن (મુદ્હિનૂન) એ اِدْهَان (ઈદ્હાન)થી બને છે જેનો શાબ્દિક અર્થ "તેલની માલિશ કરવા"નો થાય છે અને તેલની માલિશ કરવાથી શરીરના અવયવો નરમ થઈ જાય છે તેથી નરમ કરવું અને નાજાઇઝ પરિસ્થિતિઓમાં નરમી વર્તવાના અર્થમાં અને નિફાક (દોગલાપણા)ના ભાવાર્થમાં આ શબ્દનો ઉપયોગ થવા લાગ્યો. પ્રસ્તુત આયતમાં આ શબ્દ અલ્લાહ તઆલાની આયતોના સમર્થનમાં નિફાક અથવા જૂઠાડવાના અર્થમાં ઉપયોગ થયો છે.

فَلَوْلَآ اِذَا بَلَغَتِ الْحُلْقُوْمَ وَاَنْتُمْ حِيْنَئِذٍ تَنْظُرُوْنَ ○ وَنَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْكُمْ وَلٰكِنْ لَّا تُبْصِرُوْنَ ○ فَلَوْلَآ اِنْ كُنْتُمْ غَيْرَ مَدِيْنِيْنَ تَرْجِعُوْنَهَآ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ○

પાછલી આયતોમાં પ્રથમ તાર્કિક દલીલોથી પછી અલ્લાહ તઆલા તરફથી તારાઓની કસમ ખાઈને અને તેમની સમાપ્ત થઈ જવાની અને અલ્લાહ તઆલાના તાબે હોવાની પરિસ્થિતિ તરફ ઈશારો કરીને બે વાતો સાબિત કરવામાં આવી છે. પ્રથમ એ કે કુર્આન અલ્લાહ તઆલાનું કલામ છે, તેમાં કોઈ શયતાન અથવા જિન્નાત વગેરેની કોઈ દખલગીરી નથી હોઈ શકતી, જે કંઈ તેમાં છે તે સત્ય છે, બીજા મસ્અલા જે કુર્આનના મસ્અલામાં ખાસ મહત્ત્વ ધરાવે છે તેમાં કયામતનું આવવું અને બધા મૃત્યુ પામી ચૂકેલાઓનું સજીવન થઈને રબ્બુલ ઈજ્જત સામે હિસાબ માટે રજુ થવું છે અને અંતે કાફિર મુશ્રિકીનના આ બધી

સ્પષ્ટ દલીલો વિરુદ્ધ કુર્આનની સચ્ચાઈ અને કયામતમાં મૃત લોકોના સજીવન થવાના ઈન્કારનું વર્ણન કરવામાં આવ્યું હતું.

કયામત અને મર્યા પછી સજીવન થવાનો ઈન્કાર જાણે તેમના તરફથી એવો દા'વો છે કે તેમનો પ્રાણ તેમની રૂહ પોતે તેમના કબ્જામાં છે અને તેમની પોતાની જિંદગી ઉપર તેમને પણ કંઈક અધિકાર પ્રાપ્ત છે. તેમની આ ખોટી માન્યતાના રદિયા માટે પ્રસ્તુત આયતોમાં એક મૃત્યુ નિકટ પહોંચી ચૂકેલા માનવીનું દષ્ટાંત આપીને બતાવ્યું કે જ્યારે તેની રૂહ ગળામાં આવી અટકી છે અને તમે એટલે કે મૃત્યુ પામી રહેલાના નજીકના સંબંધીઓ કે દોસ્તો બધા તેની હાલતને જોઈ રહ્યા છો અને મહોબ્બત તથા સંબંધના તકાદાથી એવું પણ ઈચ્છો છો કે તેની રૂહ ન નીકળે અને તે જીવતો રહે પરંતુ તે સમયે સૌને પોતાની લાચારી અને અશક્તિનો અહેસાસ તથા એકરાર હોય છે કે કોઈ તે મૃત્યુ પામી રહેલાનો જીવ બચાવી નથી શકતો, તેના ઉપર અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે તે સમયે પોતાના જ્ઞાન અને શક્તિના આધારે અમે તમારા કરતાં વધારે તે મૃત્યુ પામી રહેલાની નજીક હોઈએ છીએ. નજીક હોવાનો ભાવાર્થ તેની ગુપ્ત અને જાહેર હાલતોથી વાકેફ હોવું અને તેના ઉપર સંપૂર્ણ કાબૂ હોવું છે અને કહ્યું કે પરંતુ તમે અમારા આ નજીક હોવાને અને મૃત્યુ પામી રહેલો વ્યક્તિ સંપૂર્ણ અમારા કાબૂ હોવાને આંખોથી જોતા નથી. ખુલાસો એ છે કે તમે સૌ મળીને તેની જિંદગી અને રૂહનું રક્ષણ ઈચ્છો છો પરંતુ તમારી વાત નથી ચાલતી, અમે પોતાના જ્ઞાન અને શક્તિના આધારે જેની વધારે નજીક છીએ તે અમારા કાબૂમાં અને અમારી ઈચ્છા તથા હુકમના તા'બે છે, જે ઘડીએ તેની રૂહ કાઢવાનું અમે નક્કી કરી ચૂક્યા છે તેને કોઈ નથી રોકી શકતું. આ દષ્ટાંત સામે કરીને ઈરશાદ થાય છે કે જો તમે એવું સમજતા હોય કે મૃત્યુ પછી તમને જીવીત નથી કરી શકાતા અને તમે એટલા બહાદૂર અને મજબૂત છો કે અલ્લાહ તઆલાની પકડથી બહાર છો તો જરા પોતાની શક્તિની પરીક્ષા અહીંયાં જ કરી લો કે આ મરનારની રૂહને નીકળવાથી બચાવી લો અથવા નીકળ્યા પછી તેમાં પાછી મોકલી આપો અને જ્યારે તમારાથી એટલું પણ નથી થઈ શકતું તો પછી પોતાની જાતને અલ્લાહ તઆલાની પકડથી બહાર સમજવું અને મૃત્યુ પછી ફરી સજીવન થવાનો ઈન્કાર કરવું કેટલી મોટી મૂર્ખામીની નિશાની છે !

فَاَمَّآ اِنۡ كَانَ مِنَ الۡمُقَرَّبِيۡنَ...... પાછલી આયતોમાં વિવિધ દલીલો અને વિવિધ વિષયો દ્વારા એ સ્પષ્ટ કરી આપવામાં આવ્યું કે દુનિયાની હાલની જિંદગી એક દિવસે સમાપ્ત થઈ જાય છે અને મરવાના સમયે બધા સંબંધીઓ, મિત્રો, ડૉક્ટરો લાચાર થઈ જવાનો સાક્ષાત્કાર થાય છે એ જ પ્રમાણે એ બાબતને પણ નિશ્ચિત સમજો કે મૃત્યુ પછી ફરી સજીવન થઈને પોતાના અમલોનો હિસાબ આપવાનો છે અને હિસાબ પછી બદલો અથવા સજા પણ નિશ્ચિત છે અને બદલો અને સજામાં બધી મખ્લૂકનું ત્રણ વિભાગોમાં વહેંચાઈ જવું અને દરેકનો બદલો અલગ અલગ હોવું જે સૂરતની શરૂઆતમાં વર્ણન થઈ ચૂક્યું છે તેને ફરી અહીંયાં વર્ણન કરવામાં આવ્યું કે મૃત્યુ પછી જો આ વ્યક્તિ નિકટવર્તી એટલે કે પાછલા લોકોમાં સામેલ છે તો રાહત જ રાહત અને આરામ જ આરામ છે અને જો પાછલા નિકટવર્તી લોકોમાં નથી પરંતુ અસ્હાબિલ યમીન એટલે કે સામાન્ય મો'મિન અને સાલિહીનમાંથી છે તો પણ જન્નતની નેઅ્મતોથી માલામાલ થશે અને જો ત્રીજો સમૂહ એટલે કે અસ્હાબે શિમાલ એટલે કે કાફિરો અને મુશ્રિકોમાંથી થયો તો જહન્નમની આગ અને ઉકળતા પાણીથી તેને પનારો પડશે, અંતે ફરમાવ્યું اِنَّ هٰذَا لَهُوَ حَقُّ الۡيَقِيۡنِ એટલે કે આ સજા અથવા બદલો જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું છે તે બિલકુલ હકીકત છે, તેમાં શંકાની કોઈ સંભાવના નથી.

فَسَبِّحۡ بِاسۡمِ رَبِّكَ الۡعَظِيۡمِ સૂરતના અંતે નબીએ કરીમ ﷺ ને સંબોધન છે કે તમે અલ્લાહ તઆલાના નામની તસ્બીહ પઢતા રહો અને તેની પાકી બધી તે વસ્તુઓથી જે તેના શા'નના લાયક છે વર્ણન કરતા રહો તેમાં નમાઝની તસ્બીહો પણ સામેલ છે અને નમાઝ સિવાયની તસ્બીહો પણ અને પોતે નમાઝને પણ અમુક સમયે તસ્બીહથી ઓળખાવામાં આવેલ છે; તો આ હુકમ નમાઝની કાળજીનો પણ થયો. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتۡ

سُوۡرَةُ الۡوَاقِعَةِ بِحَمۡدِ اللّٰهِ وَعَوۡنِهٖ

لَيۡلَةَ الثُّلَاثَاءِ لِعَشۡرِيۡنَ مِنۡ رَّبِيۡعِ الثَّانِیۡ ١٣٩١ھ وَيَتۡلُوۡهُ اِنۡشَآءَ اللّٰهُ تَعَالٰى سُوۡرَةُ الۡحَدِيۡدِ

અલ્હમ્દુલિલ્લાહ, સૂરએ વાકિઅહની તફસીર પૂરી થઈ.

## પ્રકરણ (૫૭)

# સૂરએ હદીદ

સૂરએ હદીદ મદીનામાં નાઝિલ થઈ તેની ૨૯ આયતો અને ૪ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ હદીદ : આયત નં. ૧ થી ૬)**

آیاتها ٢٩ سُوْرَةُ الْحَدِيْدِ مَدَنِيَّةٌ ٩٤ ٥٧ رکوعاتها ٤

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

سَبَّحَ لِلّٰهِ مَا فِی السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِیْزُ الْحَکِیْمُ ① لَهٗ مُلْكُ
السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ یُحْیٖ وَیُمِیْتُ ۚ وَهُوَ عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ ② هُوَ الْاَوَّلُ
وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ ۚ وَهُوَ بِكُلِّ شَیْءٍ عَلِیْمٌ ③ هُوَ الَّذِیْ خَلَقَ
السَّمٰوٰتِ وَالْاَرْضَ فِیْ سِتَّةِ اَیَّامٍ ثُمَّ اسْتَوٰی عَلَی الْعَرْشِ ؕ یَعْلَمُ مَا یَلِجُ فِی
الْاَرْضِ وَمَا یَخْرُجُ مِنْهَا وَمَا یَنْزِلُ مِنَ السَّمَآءِ وَمَا یَعْرُجُ فِیْهَا ؕ وَهُوَ مَعَكُمْ اَیْنَ مَا
كُنْتُمْ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِیْرٌ ④ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاِلَی اللّٰهِ تُرْجَعُ
الْاُمُوْرُ ⑤ یُوْلِجُ الَّیْلَ فِی النَّهَارِ وَیُوْلِجُ النَّهَارَ فِی الَّیْلِ ؕ وَهُوَ عَلِیْمٌ بِذَاتِ الصُّدُوْرِ ⑥



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અલ્લાહની પાકી બોલે છે જે કંઈ છે આસમાનો અને જમીનમાં અને તે જ છે જબરદસ્ત હિકમતોવાળો. (૧) તેના જ માટે છે આસમાનોનું અને જમીનનું શાસન, જીવાડે છે અને મારે છે અને તે સઘળું કંઈ કરી શકે છે. (૨) તે જ છે*

*સૌથી પ્રથમ અને સૌથી છેલ્લો અને જાહેર અને છુપો અને તે સઘળું કંઈ જાણનારો છે. (૩) તે જ છે જેણે આસમાન અને જમીન છ દિવસમાં બનાવ્યા, પછી અર્શ ઉપર સ્થાપિત થયો, જાણે છે જે જમીનની અંદર જાય છે અને જે તેમાંથી નીકળે છે અને જે કંઈ ઊતરે છે આસનાનથી અને જે કંઈ તેમાં ચઢે છે અને તે તમારી સાથે છે જ્યાં કંઈ પણ તમે હોવ અને અલ્લાહ જે કંઈ તમે કરો છો તે સઘળું જુએ છે. (૪) તેના જ માટે શાસન છે આસમાનોનું અને જમીનનું અને અલ્લાહ જ સુધી સઘળા કર્મ પહોંચે છે. (૫) રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે અને તેને મનની (ગુપ્ત) વાતોની પણ ખબર છે. (૬)*

**તફસીર :**

અલ્લાહની પાકી વર્ણન કરે છે બધું જ જે કંઈ આસમાનો અને જમીનમાં (મખ્લૂક) છે (જીભથી અથવા તેની પરિસ્થિતિની જીભ વડે) અને મહાબળવાન (તથા) હિકમતવાળો છે તેની જ સલતનત છે આસમાનો અને જમીનની, તે જ હયાત આપે છે અને (તે જ) મોત આપે છે અને તે જ દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે, તે જ (બધી મખ્લૂકથી) પહેલાં છે અને તે જ (સૌના નાશ પછી) પાછળ (પણ રહેશે, એટલે કે તેના ઉપર ન તો ક્યારેય "ન હોવું" છે અને ન જ હવે પછી કોઈ દરજ્જામાં તેના ઉપર "ન હોવાની" સંભાવના છે એટલા માટે સૌથી અંતે પણ તે જ છે) અને તે જ (અસ્તિત્વના આધારે દલીલોની રૂએ ખૂબ) જાહેર છે અને તે જ (પોતાની જાતના અસ્તિત્વના આધારે ખૂબ) ગુપ્ત છે (એટલે કે કોઈ તેની જાતને સંપૂર્ણ જાણી નથી શકતું) અને (જો કે તે પોતે જ તો એવો છે કે મખ્લૂકને તેનું એક સ્વરૂપ ખબર છે અને એક સ્વરૂપથી અજાણ છે પરંતુ બધી મખ્લૂકની તેને ખબર છે અને) તે દરેક વસ્તુને સારી પેઠે જાણે છે (અને) તે એવો (શકિતશાળી) છે કે તેણે આસમાનો અને જમીનને છ દિવસ(જેટલા સમય)માં પેદા કર્યા, પછી અર્શ ઉપર (કે જે એક સુલતાનના તખ્ત જેવો છે, એ જ પ્રમાણે) કાયમ (અને બિરાજમાન) થયો (જે તેની શાનના લાયક છે અને) તે સઘળું કંઈ જાણે છે જે વસ્તુ જમીનની અંદર દાખલ થાય છે (દાખલા તરીકે વરસાદ) અને જે વસ્તુ તેમાંથી નીકળે છે (દાખલા તરીકે વનસ્પતિ) અને જે વસ્તુ આસમાનથી ઊતરે છે અને જે વસ્તુ તેમાં ચઢે છે (દાખલા તરીકે ફરિશ્તાઓ ઊતરે ચઢે છે અને દાખલા

તરીકે હુકમો જે ઊતરે છે અને બંદાના અમલો જે ઉપર જાય છે) અને (જે રીતે તે વસ્તુઓનું એને જ્ઞાન છે તે જ પ્રમાણે બધી હાલતની પણ તેને ખબર છે એટલા માટે) તે (જ્ઞાન અને જાણકારીના આધારે) તમારી સાથે રહે છે ભલે તમે લોકો ક્યાંય પણ હોય (એટલે કે તમે લોકો કોઈ એવા ગુપ્ત સ્થળે નથી રહી શકતા જે તેની જાણમાં ન હોય) અને તે તમારા બધા અમલોને પણ જુએ છે, તેની જ સલતનત છે આસમાનો અને જમીનની અને અલ્લાહ જ તરફ બધા કર્મ (ભૌતિક અથવા અભૌતિક) પાછા વળશે (એટલે કે કયામતમાં રજુ થશે, તેમાં જ તવહીદની સાથે કયામતની પણ સાબિતી થઈ ગઈ) તે જ રાત(ના વિભાગો)ને દિવસમાં દાખલ કરે છે (જેનાથી દિવસ મોટો થઈ જાય છે) અને તે જ દિવસ(ના વિભાગો)ને રાતમાં દાખલ કરે છે (જેનાથી રાત મોટી થઈ જાય છે) અને (તેની કુદરત સાથે તેનું જ્ઞાન એવું છે કે) તે દિલની વાતો(સુદ્રાં)ને જાણે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ હદીદની અમુક વિશિષ્ટતાઓ :

પાંચ સૂરતોને હદીષમાં مُسَبِّحَات (મુસબ્બિહાત)થી ઓળખાવામાં આવી છે જેની શરૂઆતમાં سَبَّحَ (સબ્બહ) અથવા يُسَبِّحُ (યુસબ્બિહુ) આવ્યું છે, તેમાં પ્રથમ સૂરત આ સૂરએ હદીદ છે. બીજી હશર, ત્રીજી સફ્ફ, ચોથી જુમ્અહ, પાંચમી તગાબુન. અબૂદાવુદ, તિરમિઝી અને નસાઈમાં હઝરત અરબાઝ બિન સારિયાહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ રાત્રે સૂતા પહેલાં આ મુસબ્બિહાત પઢ્યા કરતા હતા અને આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે તેમાં એક આયત એવી છે જે હજાર આયતો કરતાં શ્રેષ્ઠ છે. ઈબ્ને કષીરે આ રિવાયત નકલ કર્યા પછી લખ્યું કે તે શ્રેષ્ઠ આયત સૂરએ હદીદની આ આયત છે هُوَ الْأَوَّلُ وَالْآخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ "તે જ છે પ્રથમ અને છેલ્લો અને જાહેર અને ગુપ્ત અને તે જ દરેક વસ્તુને જાણનાર છે." (૫૭:૩) *(ઈબ્ને કષીર)*

આ પાંચ સૂરતોમાંથી ત્રણ એટલે કે હદીદ, હશર અને સફ્ફમાં તો શબ્દ سَبَّحَ (સબ્બહ) ભૂતકાળના ક્રિયાપદ સાથે આવ્યું છે અને અંતિમ બે જુમ્અહ અને તગાબુનમાં يُسَبِّحُ (યુસબ્બિહુ) مُضَارِع (મુજારેઅ)ના ક્રિયાપદથી. તેમાં ઈશારો એ તરફ હોઈ શકે છે કે અલ્લાહ તઆલાની તસ્બીહ અને ઝિક્ર દરેક યુગમાં દરેક

સમયકાળમાં ભૂતકાળ હોય કે ભવિષ્ય કે પછી વર્તમાન સતત ચાલુ રહેવો જોઈએ. *(મઝહરી)*

**શયતાનના વસવસા(ભ્રમણા)નો ઇલાજ :**

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જો તમારા દિલમાં અલ્લાહ તઆલા અને દીને હક્ક વિશે શયતાન કોઈ વસવસો કે ભ્રમ નાંખે તો આ આયત ધીમેથી પઢી લો, هُوَ الْاَوَّلُ وَالْاٰخِرُ وَالظَّاهِرُ وَالْبَاطِنُ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ *(ઈબ્ને કષીર)*

આ આયતની તફસીર અને اَوَّلُ وَآخِــرُ، ظَــاهِــرُوَبــاطِنُ ના અર્થમાં તફસીરકારોના દશથી વધારે નિવેદનો નકલ થયા છે જેમાં કોઈ વિરોધાભાસ નથી, બધાની જ સંભાવના છે. પ્રથમ શબ્દ اَوَّلُ (અવ્વલ) "પ્રથમ"નો અર્થ તો લગભગ નિશ્ચિત છે, એટલે કે અસ્તિત્વના આધારે બધી જ સૃષ્ટિ અને ઉપસ્થિત વસ્તુઓથી અગ્ર અને પ્રથમ છે, કારણ કે બધી જ ઉપસ્થિત વસ્તુઓ તેની જ પેદા કરેલી છે એટલા માટે તે સૌથી પ્રથમ છે અને آخِــرُ (આખિર) "છેલ્લો"નો અર્થ અમુક લોકોએ એવો કર્યો છે કે બધી જ ઉપસ્થિત અને અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ ફના થયા પછી પણ તે બાકી રહેશે, જેમકે كُلُّ شَيْءٍ هَالِكٌ اِلَّا وَجْهَهٗ માં તેનો ખુલાસો છે અને "ફના"નો ભાવાર્થ એ છે કે ભલે તે ફના થવું તેના અસ્તિત્વનું જ ખતમ થઈ જવું હોય, જેમકે કયામતના દિવસે સામાન્ય મખ્લૂક ફના થઈ જશે અથવા તેનું અસ્તિત્વ ખતમ ન થાય પરંતુ તેનું ફના થવું કે નાશ પામવું શક્ય હોય અને તે પોતાની જાતનો નાશ થવાના ભયથી ખાલી ન હોય તો તેને તેના અસ્તિત્વમાં હોવા છતાં પણ નાશવંત કહી શકાય છે, તેનું ઉદાહરણ જન્નત અને દોઝખ અને તેમાં પ્રવેશ પામનાર ભલા અને બુરા માનવ છે કે તેમનું અસ્તિત્વ નાશ નહીં પામે પરંતુ તે છતાં તેમના ફના થવાની સંભાવના કે નાશ થઈ જવાની શક્યતા બાકી રહે છે, તે માત્ર અલ્લાહ તઆલાની જ જાત છે કે જેના ઉપર કોઈપણ સ્વરૂપે કોઈપણ પરિસ્થિતિમાં ન તો પ્રથમ કોઈ નાશ થવું કે અસ્તિત્વમાં ન રહેવું શક્ય છે અને ન જ હવે પછી ક્યારેય પણ તેની સંભાવના છે એટલા માટે તેને સૌથી અંતિમ કહી શકાય છે.

ઈમામ ગિઝાલી (રહ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાને અંતિમ

મઅ્રેફતના આધારે કહેવામાં આવ્યો છે કે સૌથી છેલ્લે તેની જ મઅ્રિફત છે, માણસના જ્ઞાન અને મઅ્રિફતમાં પ્રગતિ થતી રહે છે પરંતુ આ બધા દરજ્જાઓ અને કક્ષાઓ જે તેને પ્રાપ્ત થાય છે તે માર્ગમાં આવતી વિવિધ મંઝિલો છે અને તેનો અંત અને અંતિમ હદ અલ્લાહ તઆલાની મઅ્રિફત (પરિચય) છે.

*(રૂહુલ મઆનીમાંથી)*

ظَـــاهِــرُ (ઝાહિર)નો ભાવાર્થ તે જાત જે પોતાના જાહેરમાં બધી સારી વસ્તુઓ કરતાં અગ્રિમતા ધારણ કરતી હોય અને ઉચ્ચ કક્ષાની હોય અને "જાહેર" કારણ કે અસ્તિત્વમાં હોવાની શરત છે તો જ્યારે અલ્લાહ તઆલાનું અસ્તિત્વ બધી જ ઉપસ્થિત વસ્તુઓ ઉપર અગ્રિમ અને વર્ચસ્વ ધારણ કરે છે તો તેનું જાહેરપણું પણ બધા ઉપર અગ્રસ્થાને છે કે તેનાથી વધારે આ વિશ્વમાં કોઈ વસ્તુ જાહેર નથી કે તેની હિકમત અને કુદરતની જાહેરાત દુનિયાના કણ કણમાં નજરે પડે છે.

بَـاطِنُ (બાતિન) પોતાની જાત અને હકીકતના આધારે છે કે તેની હકીકત સુધી કોઈ અક્કલ કે બુદ્ધિ કે કલ્પનાની પણ પહોંચ નથી.

اے برتر از قیاس وگمان وخیال ووہم — وز ہر چہ دیدہ ایم وشنیدیم وخواندہ ایم

اے بروں از جملہ قال وقیلِ من — خاک برفرقِ من وتمثیلِ من

وَهُـوَ مَـعَـكُـمْ اَيْـنَمَا كُنْتُمْ એટલે કે અલ્લાહ તઆલા તમારી સાથે છે જ્યાં કંઈ પણ તમે હોવ, તે સાથે હોવાની હકીકત અને સ્વરૂપ કોઈ મખ્લૂકના જ્ઞાનના વર્તુળમાં સમાઈ નથી શકતું પરંતુ તેનું અસ્તિત્વ નિશ્ચિત છે તેના સિવાય માણસનું ન તો અસ્તિત્વ કાયમ રહી શકે છે અને ન જ કોઈ કામ તેનાથી થઈ શકે છે, તેની ઈચ્છા અને શકિતથી જ બધું કંઈ થાય છે જે દરેક પરિસ્થિતિ અને દરેક સ્થળે દરેક મનુષ્યની સાથે છે.

---

## આયતો : (સૂરએ હદીદ : આયત નં. ૭ થી ૧૧)

اٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَاَنْفِقُوْا مِمَّا جَعَلَكُمْ مُّسْتَخْلَفِيْنَ فِيْهِ ۭ فَالَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ
وَاَنْفَقُوْا لَهُمْ اَجْرٌ كَبِيْرٌ ۷ وَمَا لَكُمْ لَا تُؤْمِنُوْنَ بِاللّٰهِ ۚ وَالرَّسُوْلُ يَدْعُوْكُمْ
لِتُؤْمِنُوْا بِرَبِّكُمْ وَقَدْ اَخَذَ مِيْثَاقَكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ۸ هُوَ الَّذِيْ
يُنَزِّلُ عَلٰى عَبْدِهٖٓ اٰيٰتٍۢ بَيِّنٰتٍ لِّيُخْرِجَكُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۭ وَاِنَّ اللّٰهَ
بِكُمْ لَرَءُوْفٌ رَّحِيْمٌ ۹ وَمَا لَكُمْ اَلَّا تُنْفِقُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ وَلِلّٰهِ مِيْرَاثُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۭ لَا يَسْتَوِيْ مِنْكُمْ مَّنْ اَنْفَقَ مِنْ قَبْلِ الْفَتْحِ وَقٰتَلَ ۭ اُولٰۤىِٕكَ اَعْظَمُ
دَرَجَةً مِّنَ الَّذِيْنَ اَنْفَقُوْا مِنْۢ بَعْدُ وَقٰتَلُوْا ۭ وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى ۭ وَاللّٰهُ
بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ۱۰ مَنْ ذَا الَّذِيْ يُقْرِضُ اللّٰهَ قَرْضًا حَسَنًا فَيُضٰعِفَهٗ لَهٗ
وَلَهٗٓ اَجْرٌ كَرِيْمٌ ۱۱

## તરજુમો :

*ઈમાન લાવો અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર અને તેમાંથી ખર્ચ કરો જે તમારા હાથમાં આપ્યું છે પોતાના નાયબ બનાવીને, બસ તમારામાં જે લોકો ઈમાન લાવ્યા છે અને ખર્ચ કરે છે તેમને મોટો સવાબ છે. (૭) અને તમને શું થયું કે ઈમાન નથી લાવતા અલ્લાહ ઉપર અને રસૂલ તમને બોલાવે છે કે પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લાવો અને તમારાથી કરાર લઈ ચૂક્યો છે જો તમે માનનારા હોવ. (૮) તે જ છે જે પોતાના બંદા ઉપર સ્પષ્ટ આયતો ઉતારે છે કે તમને અંધારાઓમાંથી અજવાળા તરફ કાઢી લાવે અને અલ્લાહ તમારા ઉપર નરમી કરનારો મહેરબાન છે. (૯) અને તમને શું થયું કે ખર્ચ નથી કરતા અલ્લાહના માર્ગમાં અને અલ્લાહનો જ વારસો છે દરેક વસ્તુ આસમાનો અને જમીનમાં, સમાન નથી તમારામાં જેણે ખર્ચ કર્યો (મક્કા) વિજય પહેલાં અને લડયા તે લોકોનો દરજ્જો મોટો છે તેમનાથી કે જેઓ ત્યાર પછી ખર્ચ કરે અને લડે અને સૌની સાથે અલ્લાહે ભલાઈનો*

*વાયદો કર્યો છે અને અલ્લાહને ખબર છે જે કંઈ તમે કરો છો. (૧૦) કોણ છે એવો જે અલ્લાહને કર્ઝ આપે ભલી રીતે ! પછી તે તેને બમણું કરી આપે તેના માટે; અને તેને ઈજ્જતનો બદલો મળે. (૧૧)*

**તફસીર :**

તમે લોકો અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો અને (ઈમાન લાવીને) જે માલમાં તમને તેણે બીજાઓના નાયબ બનાવ્યા છે એમાંથી (તેના માર્ગમાં) ખર્ચ કરો (આ નાયબના વિષયમાં એ તરફ ઈશારો છે કે આ માલ તમારાથી પહેલાં અન્ય કોઈની પાસે હતો અને એ જ પ્રમાણે તમારા પછી બીજા કોઈના હાથમાં ચાલ્યો જશે, બસ જ્યારે તે હંમેશા રહેનારી વસ્તુ નથી તો તેને આ પ્રમાણે સાચવી સાચવીને રાખવો કે જરૂરી બાબતમાં પણ ખર્ચ કરવામાં ન આવે મૂર્ખામી સિવાય શું છે !?) બસ (તેના હુકમ પ્રમાણે) જે લોકો તમારામાંથી ઈમાન લઈ આવે અને (ઈમાન લાવીને અલ્લાહ તઆલાના માર્ગમાં) ખર્ચ કરે તેમને મોટો સવાબ છે અને (જે લોકો ઈમાન ન લાવે તેમને અમે પૂછીએ છીએ કે) તમારા માટે એવું શું કારણ છે કે તમે અલ્લાહ ઉપર ઈમાન નથી લાવતા (તેમાં જ રસૂલ ઉપર ઈમાન પણ આવી ગયું) જ્યારે કે (ઈમાન લાવવાની મજબૂત દલીલો ઉપસ્થિત છે, તે એ કે) રસૂલ (ﷺ કે જેમની રિસાલત દલીલોથી સાબિત થઈ ચૂકી છે) તમને એ વાત તરફ બોલાવી રહ્યા છે કે તમે પોતાના પરવરદિગાર ઉપર (તેની આપેલ તા'લીમ ઉપર) ઈમાન લાવો (એક આમંત્રણ તો આ થયું) અને (બીજું આમંત્રણ એ છે કે) પોતે અલ્લાહે તમારી સાથે (ઈમાન લાવવાનો أَلَسْتُ بِرَبِّكُمْ માં) કરાર લીધો હતો (જેની અસર તમારી પ્રકૃતિમાં પણ મોજૂદ છે અને અલ્લાહના રસૂલ જે મોઅૂજિઝાઓ અને દલીલો લઈને આવ્યા તેમણે પણ તે કરાર યાદ અપાવ્યો, બસ) જો તમારે ઈમાન લાવવાનું જ હોય (તો આ આમંત્રણ પૂરતું છે નહિ તો પછી ઈમાન લાવવા માટે કોઈ પ્રચારકની રાહ જુઓ છો ? અલ્લાહ તઆલાના ફરમાન પ્રમાણે فَبِأَيِّ حَدِيثٍ بَعْدَ اللَّهِ وَآيَاتِهِ يُؤْمِنُونَ આગળ આ વિષય ....وَالرَّسُولُ નો વધારે ખુલાસો છે કે) તે એવો (મહાદયાળુ) છે કે પોતાના બંદા (રસૂલે કરીમ ﷺ) ઉપર સ્પષ્ટ આયતો મોકલે છે (જે શબ્દોની શ્રેષ્ઠતા તથા ખાસ પ્રતિષ્ઠાના કારણે હેતુ ઉપર ખુલ્લી દલીલ કરે છે) જેથી તે (રસૂલે કરીમ ﷺ) તમને (કુફ્ર અને જહાલતના) અંધારાઓમાંથી (ઈમાન અને

સચ્ચાઈના જ્ઞાનની) રોશની તરફ લાવે (અલ્લાહ તઆલાનું ફરમાન છે لِتُخْرِجَ النَّاسَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ بِاِذْنِ رَبِّهِمْ) અને બેશક ! અલ્લાહ તમારી હાલત ઉપર ઘણો દયાળુ મહેરબાન છે (કે તેણે આવા અંધારાઓમાંથી કાઢનારો તમારી પાસે મોકલ્યો) અને (આ વિષયમાં તો ઈમાન લાવવા બાબતે સવાલ હતો, હવે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ ન કરનારાઓને સવાલ છે કે અમે પૂછીએ છીએ કે) તમારા માટે એવું શું કારણ છે કે તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા જ્યારે કે (તેની પણ એક મજબૂત દલીલ એ છે કે) બધું આસમાન અને જમીન અંતે અલ્લાહનું જ રહી જશે (જ્યારે આ બધી વસ્તુઓના માલિક મૃત્યુ પામશે અને માત્ર તે જ રહી જશે, બસ જ્યારે બધો માલ એક દિવસે છોડવાનો જ છે તો ખુશીથી કેમ અલ્લાહ તઆલાના માર્ગમાં આપવામાં ન આવે કે સવાબ પણ થાય અને આસમાનનું વર્ણન કરવું એ છતાં કે કોઈ મખ્લૂક તેની માલિક નથી કદાચ એ કારણે છે કે જે રીતે આસમાન કોઈની ભાગીદારી વિના માત્ર તેની જ મિલકત છે એ જ પ્રમાણે જમીન પણ વાસ્તવમાં હાલમાં પણ તેની જ મિલકત છે અને અંતે જાહેર રીતે પણ તેની જ મિલકત રહી જશે. આ વિષય શબ્દ مُسْتَخْلَفِيْنَ ના ખુલાસા સ્વરૂપે આવ્યો. આગળ ખર્ચ કરનારાઓના દરજ્જાઓની શ્રેષ્ઠતા બતાવવામાં આવે છે કે જો કે ખર્ચ કરવું દરેકના માટે કે જે ઈમાન લાવીને ખર્ચ કરે સવાબનું કારણ છે પરંતુ તો પણ તફાવત એ છે કે) જે લોકો ફત્હે મક્કાથી પહેલાં (અલ્લાહ તઆલા ખાતર) ખર્ચ કરી ચૂક્યા અને (અલ્લાહ તઆલા ખાતર) લડી ચૂક્યા (અને જેઓ ફત્હે મક્કા પછી લડ્યા અને ખર્ચ કર્યો તો તે બંને) બરાબર નથી (બલકે) આ લોકો દરજ્જામાં (ફત્હે મક્કા) પછી ખર્ચ કર્યો અને લડ્યા તે લોકો કરતાં મોટા છે અને (આમ તો) અલ્લાહે ભલાઈ (એટલે કે સવાબ)નો વાયદો સૌને કરી રાખ્યો છે અને અલ્લાહને તમારા બધા કર્મોની સંપૂર્ણ ખબર છે (એટલા માટે સવાબ બંને સમયના કર્મો ઉપર આપશે એટલા માટે જે લોકોને ફત્હે મક્કા પહેલાં ખર્ચ કરવાની તક નથી મળી અમે તેમને પણ ખર્ચ કરવાનું પ્રોત્સાહન આપવા માટે કહીએ છીએ કે) કોઈ વ્યક્તિ છે જે અલ્લાહને સારી રીતે (એટલે કે નિખાલસતાથી) કરજ સ્વરૂપે આપે? પછી અલ્લાહ તઆલા તે(આપેલાના સવાબ)ને તે વ્યક્તિ માટે વધારતો ચાલ્યો જાય અને (વધારવાની સાથે સાથે) તેના માટે યોગ્ય બદલો (નક્કી કરી

રાખ્યો) છે (વધારવાથી તો તેનું પ્રમાણ વધવાનું વર્ણન કરવામાં આવ્યું અને "કરીમ"ના શબ્દ દ્વારા તેના બદલાનું સ્વરૂપ શ્રેષ્ઠ હોવા તરફ ઈશારો કરવામાં આવ્યો છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَقَدْ اَخَذَ مِيْثَاقَكُمْ માં مِيْثَاقِ اَزَلْ અજલી કરાર પણ ભાવાર્થ સ્વરૂપે હોઈ શકે છે જ્યારે કે અલ્લાહ તઆલાએ મખ્લૂકને પેદા કરતા પહેલાં જ અસ્તિત્વમાં આવનાર જ બધી જ રૂહોને એકઠી કરીને તેમની પાસેથી રબુબિયત એટલે કે અલ્લાહ તઆલા જ રબ્બુલ આલમીન સમગ્ર વિશ્વોનો પરવરદિગાર હોવાનો કરાર અને વાયદો લીધો હતો જેનું વર્ણન કુર્આનમાં اَلَسْتُ بِرَبِّكُمْ؟ قَالُوْا بَلٰى (શું હું તમારો પરવરદિગાર નથી ? ચોક્કસ હા !) શબ્દોમાં આવ્યું છે અને એવું પણ હોઈ શકે છે કે આ કરારથી તે વાયદો અને કરાર ભાવાર્થ હોય જે અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતો પાસેથી ખાતમુલ અંબિયા ﷺ ઉપર ઈમાન લાવવાના અને તેમની મદદ કરવાના સંદર્ભમાં કરવામાં આવ્યો જેનું વર્ણન કુર્આને કરીમની આ આયતમાં છે.

ثُمَّ جَآءَكُمْ رَسُوْلٌ مُّصَدِّقٌ لِّمَا مَعَكُمْ لَتُؤْمِنُنَّ بِهٖ وَلَتَنْصُرُنَّهٗ قَالَ ءَاَقْرَرْتُمْ وَاَخَذْتُمْ

عَلٰى ذٰلِكُمْ اِصْرِىْ قَالُوْا اَقْرَرْنَا قَالَ فَاشْهَدُوْا وَاَنَا مَعَكُمْ مِّنَ الشّٰهِدِيْنَ○

اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ એટલે કે "જો તમે મો'મિન હોવ" અત્રે આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ વાતચીત તે કાફિરો સાથે થઈ રહી છે જેમને મો'મિન ન હોવા ઉપર ચેતવણી આનાથી પહેલાં આવી ચૂકી છે, وَمَا لَكُمْ لَا تُؤْمِنُوْنَ بِاللّٰهِ તો પછી તેમને આવું કહેવું કેવી રીતે યોગ્ય હશે કે "જો તમે મો'મિન હોવ."

જવાબ એ છે કે કાફિરો અને મુશ્રિકો પણ ઈમાન લાવવાના દા'વેદાર હતા પરંતુ મૂર્તિઓ વિશે એવું કહેતા હતા કે અમે તેમની પૂજા એટલા માટે કરીએ છીએ કે તેઓ અલ્લાહ તઆલા પાસે અમારી સિફારસ કરશે مَا نَعْبُدُهُمْ اِلَّا لِيُقَرِّبُوْنَا اِلَى اللّٰهِ زُلْفٰى તો આયતનો ભાવાર્થ એ થયો કે તમે જે અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવાનો દા'વો કરો છો જો તમારો આ દા'વો સાચો છે તો પછી અલ્લાહ તઆલા ઉપર સાચું અને ભરોસાપાત્ર ઈમાનનું સ્વરૂપ અપનાવો જે

એના વિના નથી હોઈ શકતું કે અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવાની સાથે સાથે તેના રસૂલ ઉપર પણ ઈમાન લાવો.

وَلِلّٰهِ مِيْرَاثُ السَّمٰوٰتِ وَالْاَرْضِ માં مِيْرَاثُ (મીરાષ) વાસ્તવમાં તે મિલકતને કહેવામાં આવે છે જે પાછલા માલિકના મૃત્યુ પછી ત્યાર પછી જીવીત રહેનાર વારસોને મળતી હોય છે અને આ મિલકત મરનાર ઈચ્છે કે ન ઈચ્છે જબરદસ્તીથી પણ આ મિલકત તેની થઈ જાય છે જે તેનો વારસ હોય છે. અહીંયાં અલ્લાહ તઆલાએ આસમાન અને જમીનની માલિકીને મીરાષના શબ્દ વડે ઓળખાવી છે, તેની હિકમત એ છે કે તમે ઈચ્છો કે ન ઈચ્છો જે જે વસ્તુઓના માલિક આજે તમે સમજવામાં આવો છો તે બધું અંતે અલ્લાહ તઆલાની જ ખાસ મિલકત બનીને રહી જશે. ભાવાર્થ એ છે કે જો કે વિશ્વની સમગ્ર ચીજવસ્તુઓનો એકમાત્ર માલિક પ્રથમ પણ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા જ હતો પરંતુ તેણે પોતાની કૃપાથી અમુક વસ્તુઓની માલિકી તમને સોંપી દીધી હતી અને હવે તમારી તે જાહેર માલિકી પણ બાકી રહેશે નહીં બલકે વાસ્તવિક અને જાહેર દરેક પ્રકારે તે અલ્લાહ તઆલાની જ મિકલત બનીને રહી જશે. એટલા માટે અત્યારે તો તમને જાહેર માલિકી પ્રાપ્ત છે, જો તમે અલ્લાહ તઆલાના નામ ઉપર ખર્ચ કરશો તો તેનો બદલો તમને આખિરતમાં મળશે એ રીતે જાણે કે અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરેલ વસ્તુની તમારી માલિકી કાયમી થઈ ગઈ.

તિરમિઝીમાં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે એક દિવસે અમે એક બકરી ઝબહ કરી જેનો મોટો ભાગ વહેંચી દીધો, માત્ર એક આગલો પગ ઘર માટે રાખી લીધો. રસૂલેકરીમ ﷺએ મને પૂછ્યું કે આ બકરીના ગોસ્તમાંથી વહેંચણી પછી કંઈક બાકી રાખ્યું છે ? મેં વિનંતી કરી કે એક આગલો પગ બાકી રહી ગયો છે; તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે આ આખી બકરી બાકી રહી ગઈ, માત્ર આ પગ બાકી નથી રહ્યો જેને તમે બાકી સમજી રહ્યા છો કારણ કે આખી બકરી અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરી દેવામાં આવે તો તે અલ્લાહ તઆલાના ત્યાં તમારા માટે બાકી રહેશે અને આ આગલો પગ જે પોતાના ખાવા માટે રાખ્યો છે તેનો આખિરતમાં કોઈ બદલો નથી એટલા માટે આ અહીંયાં જ ફના થઈ જશે. *(મઝહરી)*

પાછલી આયતોમાં અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવાની તાકીદ વર્ણન કર્યા પછી આગલી આયતમાં એ બતાવ્યું છે કે અલ્લાહ તઆલાના માર્ગમાં જે કંઈ પણ જે સમયે પણ ખર્ચ કરવામાં આવે સવાબ તો દરેક ઉપર દરેક પરિસ્થિતિમાં મળશે પરંતુ સવાબના દરજ્જાઓમાં ઈમાન અને ઈખ્લાસ તથા અગ્રતા ક્રમના આધારે ફરક હશે, તેથી ફરમાવ્યું

لَا يَسْتَوِىْ مِنْكُمْ مَّنْ اَنْفَقَ مِنْ قَبْلِ الْفَتْحِ وَقٰتَلَ એટલે કે મુસલમાનોમાં અલ્લાહ તઆલા ખાતર માલ ખર્ચ કરનાર બે પ્રકારના લોકો છે, એક તે જેઓ મક્કા વિજય પહેલાં ઈમાન લઈ આવ્યા અને મો'મિન બની અલ્લાહ તઆલાના માર્ગમાં માલ ખર્ચ કર્યો, બીજા તે જેઓ મક્કા વિજય પછી જિહાદમાં સામેલ થયા અને અલ્લાહ તઆલા ખાતર ખર્ચમાં પણ સામેલ થયા, આ બંને પ્રકાર અલ્લાહ તઆલા સમીપ સમાન નથી બલકે સવાબના દરજ્જાઓના આધારે તેમનામાં તફાવત છે. ફત્હે મક્કાથી પહેલાં ઈમાન લાવનાર અને જિહાદ કરનાર તથા ખર્ચ કરનાર સવાબના દરજ્જાના આધારે બીજા પ્રકારના લોકો કરતાં આગળ છે. એટલે કે તે લોકોથી કે જેઓ ફત્હે મક્કા પછી ઈસ્લામની સેવામાં સામેલ થયા.

**ફત્હે મક્કા (મક્કા વિજય)ને સહાબએ કિરામ (રદિ.)ના દરજ્જાઓ નક્કી કરવા માટે એક ભેદરેખા ઠરાવવાની હિકમત :**

જેમણે ફત્હે મક્કા પહેલાં મુસલમાન થઈને ઈસ્લામની સેવામાં ભાગ લીધો, બીજા તે લોકો જેમણે ફત્હે મક્કા પછી આ કામ કર્યું છે; પ્રથમ લોકોનું સ્થાન બીજા લોકો કરતાં અલ્લાહ તઆલા સમીપ વધારે ઉચ્ચ હોવાની જાહેરાત આ આયતમાં કરવામાં આવી છે.

ફત્હે મક્કાને આ બંને વર્ગોમાં ભેદરેખા ઠરાવવાની એક મોટી હિકમત એ છે કે ફત્હે મક્કાથી પહેલાં રાજકીય પરિસ્થિતિ અને જાહેર કારણોના આધારે મુસલમાનોનું અસ્તિત્વ ટકી રહેવાની અથવા તેમનો નાશ થવાની તથા ઈસ્લામ આગળ વધવાની તથા ફેલાવાની અથવા ઘણા બધા આંદોલનોની જેમ તેના મૃતપાય: થઈ જવાની સંભાવના દેખીતી આંખોએ સમાન રીતે નજરે પડતી હતી. દુનિયાના બુદ્ધિશાળી લોકો કોઈ એવા ગ્રૂપ અથવા આંદોલનમાં સામેલ નથી થતા જેમાં હારવાનો અથવા સમાપ્ત થઈ જવાનો ખતરો સામે હોય, પરિણામની રાહ

જોતા રહે છે, જ્યારે સફળતાની સંભાવનાઓ સ્પષ્ટ થઈ જાય છે તો સામેલ થઈ જાય છે અને અમુક લોકો જો કે તેને સત્ય અને સાચું સમજે છે પરંતુ વિરોધીઓના ત્રાસના ડરથી અને પોતાના કમજોર હોવાના કારણે સામેલ થવાની હિંમત નથી કરતા, પરંતુ દઢ મનોબળવાળા અને હિંમતવાન લોકો જે કોઈ વિચારસરણી અથવા માન્યતાને સત્ય અને સાચી સમજીને સ્વીકારે છે તે વિજય કે હાર કે તે સમૂહની બહુમતી લઘુમતી ઉપર દષ્ટિ કર્યા વિના તેને સ્વીકારવા તરફ દોડી પડે છે.

ફત્હે મક્કા પહેલાં જે લોકો ઈમાન લાવ્યા તેમની સામે મુસલમાનોની ઓછી સંખ્યા અને કમજોરીના કારણે મુશ્રિકો તરફથી પીડા અને ત્રાસનો સિલસિલો ચાલુ હતો, ખાસ કરીને ઈસ્લામની શરૂઆતના સમયે કે ઈસ્લામ અને ઈમાનની જાહેરાત કરવી એ પોતાના પ્રાણની બાજી લગાવવા જેવું અને પોતાના ઘરબાળને મોતના મુખમાં ધકેલવા જેવું હતું. એ દેખીતું છે કે આવી પરિસ્થિતિઓમાં જેમણે ઈસ્લામ કબૂલ કરીને પોતાના પ્રાણને ભયમાં નાંખ્યો અને પછી રસૂલે કરીમ ﷺની મદદ તથા દીનની સેવામાં પોતાનો પ્રાણ અને માલ ન્યોછાવર કર્યો તેમની ઈમાનની શક્તિ અને અમલની નિખાલસતાને બીજા અન્ય લોકો પહોંચી શકતા નથી.

ધીરે ધીરે પરિસ્થિતિ બદલાતી ગઈ, મુસલમાનોને શક્તિ પ્રાપ્ત થતી ગઈ એટલે સુધી કે મક્કા મુકર્રમહ વિજયી થઈને સમગ્ર અરબ ઉપર ઈસ્લામનું શાસન સ્થાપિત થઈ ગયું તે સમયે જેમકે કુર્આને કરીમમાં આવ્યું છે يَدۡخُلُوۡنَ فِیۡ دِیۡنِ اللّٰہِ اَفۡوَاجًا એટલે કે લોકો અલ્લાહ તઆલાના દીનમાં ટોળે ટોળાં દાખલ થશે તે અસ્તિત્વમાં આવ્યું, કારણ કે ઘણા લોકો ઈસ્લામની સચ્ચાઈ ઉપર તો યકીન રાખતા હતા પરંતુ પોતાની કમજોરી અને ઈસ્લામ વિરોધીઓની શક્તિ અને દબદબો તથા તેમના ત્રાસ પહોંચાડવાના ભયે ઈસ્લામ અને ઈમાનની જાહેરાત કરવાથી ખચકાતા હતા, હવે તેમના માર્ગની આ અડચણ દૂર થઈ ગઈ, તેઓ ટોળે ટોળાં થઈને ઈસ્લામમાં સામેલ થઈ ગયા. કુર્આને કરીમની આ આયતે તેમનું પણ સન્માન અને આદર કર્યો છે અને તેમના માટે પણ મગફિરત અને રહેમતનો વાયદો આપ્યો છે પરંતુ એ બતાવી દીધું છે કે તેમનો દરજ્જો અને સ્થાન તે લોકો સમાન નથી હોઈ શકતો જેમણે પોતાની હિંમત, બહાદૂરી તથા ઉચ્ચ કક્ષાની

ઈચ્છાશકિતથી ઈમાનના કારણે વિરોધ અને ત્રાસના ડર તથા ભયથી ઉપર ઉઠીને ઈસ્લામનું એ'લાન કર્યું અને ખરા સમયે ઈસ્લામની સેવા કરી.

ખુલાસો એ છે કે દઢ મનોબળ, હિંમત તથા ઈમાનની શકિતના દરજ્જાઓ નિશ્ચિત કરતાં પહેલાં ફત્હે મક્કાથી પહેલાંની અને પાછળની પરિસ્થિતિઓ એક રીતે એક ભેદરેખાનું સ્વરૂપ ધરાવે છે તેથી પ્રસ્તુત આયતમાં ફરમાવ્યું કે આ બંને વર્ગો સમાન નથી.

**બધા સહાબએ કિરામ (રદિ.) માટે મા'ફી અને દયાની ખુશખબરી તથા સહાબએ કિરામ (રદિ.)નું બાકીની સમગ્ર ઉમ્મતથી વિશિષ્ટ હોવું:**

પ્રસ્તુત આયતોમાં જો કે સહાબએ કિરામ (રદિ.)ના પરસ્પરના દરજ્જાઓના તફાવતનું વર્ણન કરવામાં આવ્યું છે પરંતુ અંતે ઈરશાદ ફરમાવ્યું, وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى એટલે કે આ પરસ્પરના તફાવત છતાં અલ્લાહ તઆલાએ حُسْنٰى (હુસ્ના) એટલે કે જન્નત અને મા'ફીનો વાયદો સૌના માટે કરી લીધો છે. આ વાયદો સહાબએ કિરામ (રદિ.)ના તે બંને વર્ગો માટે છે જેમણે ફત્હે મક્કાથી પહેલાં અથવા પછી અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કર્યો અને ઈસ્લામના વિરોધીઓનો મુકાબલો કર્યો જેમાં લગભગ સહાબએ કિરામ (રદિ.)નો સમગ્ર સમૂહ સામેલ થઈ જાય છે, કારણ કે એવા લોકો તો જવલ્લેજ બાકી રહેશે જેમણે મુસલમાન થઈ ગયા છતાં અલ્લાહ તઆલા માટે કંઈ પણ ખર્ચ ન કર્યો હોય અને ઈસ્લામના વિરોધીઓના મુકાબલામાં લડાઈમાં પણ સામેલ ન થયા હોય તેથી કુર્આને કરીમનું આ મા'ફી અને રહમતનું એ'લાન સહાબએ કિરામ (રદિ.)ના સમગ્ર સમૂહ માટે સમાન રીતે છે.

ઈબ્ને હઝમ (રહ.)એ ફરમાવ્યું કે તેની સાથે કુર્આન શરીફની સૂરએ અંબિયાની એક આયત મેળવો જેમાં ફરમાવ્યું છે, اِنَّ الَّذِيْنَ سَبَقَتْ لَهُمْ مِّنَّا الْحُسْنٰى اُولٰٓئِكَ عَنْهَا مُبْعَدُوْنَ، لَا يَسْمَعُوْنَ حَسِيْسَهَا وَهُمْ فِيْمَا اشْتَهَتْ اَنْفُسُهُمْ خٰلِدُوْنَ એટલે કે જે લોકો માટે અમે "હુસ્ના" (ભલાઈ) નકકી કરી દીધી છે તે જહન્નમથી એવા દૂર રહેશે કે તેની તકલીફ અને અવાજો પણ તેમના કાનો સુધી પહોંચશે નહીં અને પોતાની મનપસંદ નેઅ્મતોમાં હંમેશા હંમેશા રહેશે.

પ્રસ્તુત આયતમાં وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى આવ્યું છે અને આ આયતમાં

જેમના માટે ભલાઈનો વાયદો થયો તેમના માટે જહન્નમની આગથી ઘણે દૂર રહેવાની જાહેરાત છે તેનો ખુલાસો એ છે કે કુર્આને કરીમે એ બાબતની જામિનગીરી આપી દીધી કે સહાબએ કિરામ (રદિ.) આગલા હોય કે પાછલા કોઈનાથી જો સમગ્ર જિંદગીમાં કોઈ ગુનોહ થઈ પણ ગયો હોય તો પણ તે તેના ઉપર કાયમ રહેશે નહીં, તવબહ કરશે અથવા પછી નબીએ કરીમ ﷺના સંગાથ અને મદદ તથા દીનની મહાન સેવાઓ અને તેમની અગણિત નેકીઓના કારણે અલ્લાહ તઆલા તેમને મા'ફ કરી દેશે અને તેમનું મોત એ પહેલાં આવશે નહીં કે તેમના ગુનાહ મા'ફ થઈને તેઓ સાફ અને નિર્ભય થઈ જાય અથવા દુનિયાની મુસીબતો, આફતો અને વધારેથી વધારે બરઝખમાં કોઈ તકલીફ તેમના ગુનાહોનો કફ્ફારો થઈ જાય.

જે હદીષોમાં અમુક સહાબએ કિરામ (રદિ.) ઉપર મર્યા પછી અઝાબનું વર્ણન આવ્યું છે તે આખિરતનો અઝાબ અથવા જહન્નમનો અઝાબ નથી તે બરઝખનો અઝાબ એટલે કે કબ્રનો અઝાબ છે, એ કોઈ અસંભવિત બાબત નથી કે સહાબએ કિરામ (રદિ.)માંથી જો કોઈનાથી કોઈ ગુનોહ થઈ જાય અને સંજોગવસાત્ જો તવબહ કરીને પાક થવાની તક ન મળી તો તેમને બરઝખના અઝાબ દ્વારા પાક કરી દેવામાં આવશે જેથી આખિરતનો અઝાબ તેમના ઉપર ન રહે.

**સહાબએ કિરામ (રદિ.)નું સ્થાન કુર્આન અને હદીષથી ઓળખવામાં આવે છે, ઐતિહાસિક રિવાયતોથી નહીં :**

ખુલાસો એ છે કે સહાબએ કિરામ (રદિ.) સામાન્ય ઉમ્મત જેવા નથી, તે રસૂલે કરીમ ﷺ અને ઉમ્મત વચ્ચે અલ્લાહ તઆલાનું બનાવેલ એક માધ્યમ છે, તેમના વિના ઉમ્મતને કુર્આન પહોંચવાનો કોઈ માર્ગ નથી અને ન જ કુર્આનના અર્થો અને રસૂલે કરીમ ﷺની તા'લીમનો માર્ગ, એટલા માટે ઈસ્લામમાં તેમનું એક ખાસ સ્થાન છે, તેમના સ્થાનને ઈતિહાસની કિતાબોના પ્રસંગો અથવા તેનાથી સંલગ્ન રિવાયતો દ્વારા ઓળખવામાં આવતા નથી, બલકે કુર્આન અને સુન્નત દ્વારા ઓળખવામાં આવે છે.

તેમનામાંથી જો કોઈથી કોઈ ચૂક અથવા ગલતી પણ થઈ હતી તો મોટે

ભાગે તે ઈજ્તેહાદી ભૂલ થતી હતી જેનો કોઈ ગુનોહ નથી, બલકે સહીહ હદીષના ખુલાસા પ્રમાણે એક સવાબ જ મળે છે અને જો ખરેખર કોઈ ગુનાહ થઈ જ ગયો તો પ્રથમ તો તેમની સમગ્ર જિંદગીના નેક અમલો તથા રસૂલે કરીમ ﷺ અને ઈસ્લામની મદદ તથા સેવાઓના મુકાબલામાં શૂન્યની હેસિયતમાં છે, પછી તેમનામાં અલ્લાહ તઆલાનો ડર અને તકવાની એ પરિસ્થિતિ હતી કે મા'મૂલી ગુનાહથી પણ ધ્રુજી ઉઠતા હતા, તરત જ તવબહ કરી લેતા હતા અને પોતાના નફ્સ ઉપર તેની સજા નકકી કરવા માટેના પ્રયત્નો કરતા હતા, કોઈ પોતાને મસ્જિદના થાંભલા સાથે બાંધી દેતો અને જ્યાં સુધી તવબહ કબૂલ થવાનું યકીન ન થઈ જાય આવી જ બંધાયેલી હાલતમાં ઊભો રહેતો હતો, પછી તેમનામાંથી દરેકની નેકીઓ એટલી બધી છે કે તે નેકીઓ પોતે જ ગુનાહનો કફ્ફારો થઈ જાય છે, તેનાથી વિશેષ એ કે અલ્લાહ તઆલાએ તેમની ભૂલોની મા'ફીનું જાહેર એ'લાન આ આયતમાં અને બીજી આયતોમાં કરી દીધું છે અને માત્ર મા'ફી જ નહીં બલકે رَضِيَ اللّٰهُ عَنۡهُمۡ وَرَضُوۡا عَنۡهُ (રદિયલ્લાહુ અન્હુ વરદૂ અન્હુ) કહીને પોતાની ખુશીની પણ સનદ આપી દીધી, એટલા માટે તેમના પરસ્પરના જે મતભેદો અને "મુશાજરાત" છે તેના કારણે તેમનામાંથી કોઈને બુરો કહેવો અથવા તેમના ઉપર લા'નતાન કરવું સદંતર હરામ છે અને રસૂલે કરીમ ﷺના ફરમાન મુજબ ધિક્કારપાત્ર તથા પોતાના ઈમાનને ભયમાં નાંખવા સમાન છે. નઊઝુબિલ્લાહ.

આજકાલ ઈતિહાસની સાચી, જૂઠી, મજબૂત, કમજોર રિવાયતોની બીનાએ અમુક લોકોએ અમુક મહાન સહાબએ કિરામ (રદિ.) ઉપર જે લા'નતાન અને આક્ષેપ કર્યા છે તેનો પાયો જો ઐતિહાસિક રિવાયતો ઉપર છે તો તે પાયો જ કમજોર છે અને જો કોઈ દરજજામાં આ રિવાયતોને ધ્યાન આપવાપાત્ર સમજી લેવામાં આવે તો પણ કુર્આન અને હદીષના ખુલ્લા ફરમાનો વિરુદ્ધ હોવાથી તેની કોઈ હેસિયત નથી રહેતી તે બધું છોડવાપાત્ર છે.

**સહાબએ કિરામ (રદિ.) વિશે સમગ્ર ઉમ્મતની સામૂહિક માન્યતા :**

સમગ્ર સહાબએ કિરામ (રદિ.)ના સન્માન અને આદર, તેમનાથી મહોબ્બત રાખવી તેમના વખાણ કરવા વાજિબ છે અને તેમના જે પરસ્પરના

મતભેદો અને મુશાજરાત છે તે બાબતે મૌન ધારણ કરવું, કોઈના ઉપર આક્ષેપ ન કરવો. ઈસ્લામના અકીદહની બધી જ કિતાબોમાં આ સામૂહિક અકીદહના ખુલાસા ઉપસ્થિત છે. ઈમામ અહમદ (રહ.)ની કિતાબ જે ઈસ્તખરીની રિવાયત પ્રમાણે પ્રખ્યાત છે તેના અમુક શબ્દો આ પ્રમાણે છે,

لَا يَجُوْزُ لِاَحَدٍ اَنْ يَّذْكُرَ شَيْئًا مِّنْ مَّسَاوِيْهِمْ وَلَا يَطْعَنَ عَلٰى اَحَدٍ مِّنْهُمْ بِعَيْبٍ وَّلَا نَقْصٍ فَمَنْ فَعَلَ ذٰلِكَ وَجَبَ تَاْدِيْبُهٗ (شَرْحُ الْعَقِيْدَةِ الْوَاسِطِيَّةِ مَعْرُوْف بِهِ الدُّرَّةُ الْمُضِيَّةُ، ص ٣٨٩)

*"કોઈના માટે જાઈઝ નથી કે સહાબએ કિરામ (રદિ.) ઉપર કોઈ બુરાઈનું વર્ણન કરે અથવા તેમનામાંથી કોઈના ઉપર લા'નતાન કરે અથવા કોઈ એબ કે નુકસાનનો તેમના તરફ સંબંધ જોડે અને જે એવું કરે તેને સજા આપવી વાજિબ છે."*

ઈબ્ને તયમિય્યહ (રહ.)એ "અસ્સારિમુલ મસ્લૂલ"માં સહાબએ કિરામ (રદિ.)ની શ્રેષ્ઠતાઓ અને વિશિષ્ટતાઓના સંદર્ભમાં ઘણી બધી આયતો અને હદીષની રિવાયતો વર્ણન કર્યા પછી લખ્યું છે,

وَهٰذَا مِمَّا لَا نَعْلَمُ فِيْهِ خِلَافًا بَيْنَ اَهْلِ الْفِقْهِ وَالْعِلْمِ مِنْ اَصْحَابِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَالتَّابِعِيْنَ لَهُمْ بِاِحْسَانٍ وَسَائِرِ اَهْلِ السُّنَّةِ وَالْجَمَاعَةِ فَاِنَّهُمْ مُجْمِعُوْنَ عَلٰى اَنَّ الْوَاجِبَ الثَّنَاءُ عَلَيْهِمْ وَالْاِسْتِغْفَارُ لَهُمْ وَالتَّرَحُّمُ عَلَيْهِمْ وَالتَّرَضِّيْ عَنْهُمْ وَاعْتِقَادُ مَحَبَّتِهِمْ وَمُوَالَاتِهِمْ وَعُقُوْبَةُ مَنْ اَسَاءَ فِيْهِمُ الْقَوْلَ،

*"જ્યાં સુધી આપણી જાણમાં છે આપણે આ બાબતે ઉલમા, ફુકહા, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા સમગ્ર અહલે સુન્નત વલ જમાઅત વચ્ચે કોઈ મતભેદ નથી જોતા, કારણ કે સૌની એના ઉપર સહમતી (ઈજમાઅ) છે કે ઉમ્મત ઉપર વાજિબ એ છે કે બધા સહાબએ કિરામ (રદિ.)ના વખાણ અને તારીફ કરે અને તેમના માટે મા'ફીની દુઆ કરે અને તેમને અલ્લાહની કૃપા અને ખુશ્નૂદી સાથે વર્ણન કરે, તેમની મહોબ્બત અને દોસ્તી ઉપર ઈમાન રાખે અને જે તેમના વિશે બેઅદબી કરે તેને સજા આપે."*

ઈમામ ઇબ્ને તયમિય્યા (રહ.)એ "અકીદએ વાસિતિય્યહ"ના ખુલાસામાં

સમગ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ અહલે સુન્નત વલ જમાઅતનો અકીદહ વર્ણન કરીને "મુશાજરાતે સહાબા" (સહાબએ કિરામ રદિ.ના પરસ્પરના મતભેદો) વિશે લખ્યું છે.

وَيُمْسِكُوْنَ عَمَّا شَجَرَ بَيْنَ الصَّحَابَةِ وَيَقُوْلُوْنَ هٰذِهِ الْاٰثَارُ الْمَرْوِيَّةُ فِيْ مَسَاوِيْهِمْ مِنْهَا مَا هُوَ كِذْبٌ وَّ مِنْهَا مَازِيْدَ فِيْهَا وَنُقِصَ وَغُيِّرَ وَجْهُهٗ وَالصَّحِيْحُ مِنْهُ هُمْ فِيْهِ مَعْذُوْرُوْنَ اِمَّا مُجْتَهِدُوْنَ مُصِيْبُوْنَ وَاِمَّا مُجْتَهِدُوْنَ مُخْطِئُوْنَ، وَهُمْ مَعَ ذٰلِكَ لَا يَعْتَقِدُوْنَ اَنَّ كُلَّ وَاحِدٍ مِّنَ الصَّحَابَةِ مَعْصُوْمٌ مِّنْ كَبَائِرِ الْاِثْمِ وَصَغَائِرِهٖ بَلْ يَجُوْزُ عَلَيْهِمُ الذُّنُوْبُ فِى الْجُمْلَةِ وَلَهُمْ مِّنَ الْفَضَائِلِ وَالسَّوَابِقِ مَايُوْجِبُ مَغْفِرَةَ مَا يَصْدُرُ مِنْهُمْ حَتّٰى اَنَّهُمْ يُغْفَرُ لَهُمْ مِّنَ السَّيِّئَاتِ مَالَا يُغْفَرُ لِمَنْ بَعْدَهُمْ،

*"અહલે સુન્નત વલ જમાઅત મૌન ધારણ કરે છે તેમની મતભેદયુક્ત બાબતોથી જે સહાબએ કિરામ (રદિ.) વચ્ચે બની અને કહે છે કે જે રિવાયતો તેમનામાંથી કોઈના ઉપર એબ લગાડનારી છે તેની હકીકત એ છે કે અમુક તો બિલકુલ જૂઠ છે અને અમુકમાં જોડતોડ કરીને તેની અસલ વાસ્તવિકતાને બગાડી નાંખવામાં આવી છે અને જે કંઈ સાચું છે તે એમાં સત્યાભાસવાળું છે, કારણ કે (તેમણે જે કંઈ કર્યું અલ્લાહ તઆલા માટે કર્યું, ઈજ્તેહાદથી કર્યું) આ ઈજ્તેહાદમાં યા તો તેઓ સાચી વાત ઉપર હતા (તો બમણા સવાબના હકદાર હતા) અથવા ભૂલ ઉપર હતા (તો મા'ઝૂર અને એક સવાબના હકદાર હતા) આ બધી વાતોની સાથે તે એવો અકીદહ નથી ધરાવતા કે દરેક સહાબી નાના મોટા ગુનાહોથી માસૂમ છે બલકે તેમનાથી ગુનાહો થવાની શક્યતા છે પરંતુ તેમની શ્રેષ્ઠતા અને ઈસ્લામની મહાન સેવા એવી છે જે તે સૌનો મગફિરતનો તકાદો કરે છે તેથી તેમની મગફિરત અને મા'ફી એટલી વિશાળ હશે જે ઉમ્મતમાં બીજાઓ માટે નહીં હોય."*

સહાબએ કિરામ (રદિ.)નું સ્થાન, તેમના દરજ્જાઓ અને તેમની શ્રેષ્ઠતાઓ ઉપર વિગતવાર ચર્ચા સૂરએ ફતહની આયતો ....وَالَّذِيْنَ مَعَهٗ હેઠળ પસાર થઈ ચૂકી છે. નાચીઝે આ ચર્ચા ઉપર એક વિગતવાર પુસ્તિકા "મકામે

સહાબા"ના નામથી લખી છે જે અલગથી પ્રકાશિત થઈ ચૂકી છે જેમાં સહાબા (રદિ.)નો ન્યાય તથા "મુશાજરાતે સહાબા (રદિ.)" અને તેમના વિશે ઐતિહાસિક રિવાયતોની હેસિયત અને દરજ્જાઓની સંપૂર્ણ તહકીક છે તે જોઈ લેવામાં આવે.

## આયતો : (સૂરએ હદીદ : આયત નં. ૧૨ થી ૧૯)

يَوْمَ تَرَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ يَسْعٰى نُوْرُهُمْ بَيْنَ اَيْدِيْهِمْ وَبِاَيْمَانِهِمْ
بُشْرٰىكُمُ الْيَوْمَ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ۭ ذٰلِكَ هُوَ الْفَوْزُ
الْعَظِيْمُ ﴿١٢﴾ يَوْمَ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالْمُنٰفِقٰتُ لِلَّذِيْنَ اٰمَنُوا انْظُرُوْنَا
نَقْتَبِسْ مِنْ نُّوْرِكُمْ ۚ قِيْلَ ارْجِعُوْا وَرَاۗءَكُمْ فَالْتَمِسُوْا نُوْرًا ۭ فَضُرِبَ بَيْنَهُمْ
بِسُوْرٍ لَّهٗ بَابٌ ۭ بَاطِنُهٗ فِيْهِ الرَّحْمَةُ وَظَاهِرُهٗ مِنْ قِبَلِهِ الْعَذَابُ ﴿١٣﴾
يُنَادُوْنَهُمْ اَلَمْ نَكُنْ مَّعَكُمْ ۭ قَالُوْا بَلٰى وَلٰكِنَّكُمْ فَتَنْتُمْ اَنْفُسَكُمْ وَتَرَبَّصْتُمْ
وَارْتَبْتُمْ وَغَرَّتْكُمُ الْاَمَانِيُّ حَتّٰى جَاۗءَ اَمْرُ اللّٰهِ وَغَرَّكُمْ بِاللّٰهِ الْغَرُوْرُ ﴿١٤﴾
فَالْيَوْمَ لَا يُؤْخَذُ مِنْكُمْ فِدْيَةٌ وَّلَا مِنَ الَّذِيْنَ كَفَرُوْا ۭ مَاْوٰىكُمُ النَّارُ ۭ هِيَ
مَوْلٰىكُمْ ۭ وَبِئْسَ الْمَصِيْرُ ﴿١٥﴾ اَلَمْ يَاْنِ لِلَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ تَخْشَعَ قُلُوْبُهُمْ لِذِكْرِ
اللّٰهِ وَمَا نَزَلَ مِنَ الْحَقِّ ۙ وَلَا يَكُوْنُوْا كَالَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلُ فَطَالَ
عَلَيْهِمُ الْاَمَدُ فَقَسَتْ قُلُوْبُهُمْ ۭ وَكَثِيْرٌ مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿١٦﴾ اِعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يُحْيِ
الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۭ قَدْ بَيَّنَّا لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿١٧﴾ اِنَّ الْمُصَّدِّقِيْنَ
وَالْمُصَّدِّقٰتِ وَاَقْرَضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا يُّضٰعَفُ لَهُمْ وَلَهُمْ اَجْرٌ كَرِيْمٌ ﴿١٨﴾
وَالَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖٓ اُولٰۗىِٕكَ هُمُ الصِّدِّيْقُوْنَ ڰ وَالشُّهَدَاۗءُ عِنْدَ رَبِّهِمْ ۭ لَهُمْ
اَجْرُهُمْ وَنُوْرُهُمْ ۭ وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰۗىِٕكَ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿١٩﴾ ع

**તરજુમો :**

*જે દિવસે તું જુએ ઈમાનવાળા પુરુષોને અને ઈમાનવાળી સ્ત્રીઓને કે દોડતી ચાલી જાય છે, તેમનો પ્રકાશ તેમની આગળ અને તેમના જમણે; તમને આજના દિવસે ખુશખબરી છે બગીચા છે કે જેની નીચે નહેરો વહે છે તેમાં સદાય રહો, આ જે છે તે જ મોટી સિદ્ધી છે. (૧૨) જે દિવસે દગાબાજ (મુનાફિક) પુરુષ અને સ્ત્રીઓ ઈમાનવાળાઓને કહેશે, અમારી રાહ જુઓ અમે પણ તમારા નૂરથી રોશની લઈએ; કોઈ કહેશે, પાછા વળી જાઓ પછી રોશની શોધી લો, પછી તેઓ મધ્યે એક દિવાલ ઊભી કરી દેવામાં આવે, તેમાં દરવાજો હશે, તેની અંદર રહેમત હશે અને બહારની બાજુએ અઝાબ. (૧૩) તેઓ તેમને પોકારશે, શું અમે તમારી સાથે ન હતા ? કહેશે, કેમ નહીં! પરંતુ તમે પોતાની જાતને ભટકાવી દીધી અને રાહ જોતા રહ્યા અને ધોકામાં પડયા અને બહેકી ગયા પોતાના વિચારો ઉપર એટલે સુધી કે અલ્લાહનો હુકમ આવી પહોંચ્યો અને તમને તે દગાબાજે અલ્લાહના નામથી ભટકાવી દીધા. (૧૪) બસ આજે તમારાથી ફિદિયો (બદલો) આપવો કબૂલ થશે નહીં અને ન જ ઈન્કારીઓથી, તમારા સૌનું ઘર દોઝખ છે, તે જ તમારી મિત્ર છે અને ખરાબ સ્થળે જઈ પહોંચ્યા. (૧૫) શું ઈમાનવાળાઓને સમય નથી આવ્યો કે તેમના દિલ અલ્લાહની યાદથી કરગરે અને જે સાચો દીન ઉતાર્યો છે અને ન જ તેમના જેવા થાય જેમને કિતાબ મળી હતી, આનાથી પહેલાં તેમના ઉપર લાંબો સમય પસાર થયો, પછી તેમના દિલ કઠણ થઈ ગયા અને તેમનામાં ઘણા નાફરમાન છે. (૧૬) જાણી રાખો કે અલ્લાહ જીવીત કરે છે જમીનને તેના મૃત્યુ પછી, અમે તમને સ્પષ્ટ નિશાનીઓ ખોલીને બતાવી દીધી જો તમને સમજ છે. (૧૭) ખરેખર જે લોકો ખયરાત કરનારા છે પુરુષ અને સ્ત્રી અને અલ્લાહને ભલી રીતે કરજ આપે છે તેમને બમણું મળે છે અને તેમને ઈજ્જતનો સવાબ છે. (૧૮) અને જે લોકો અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા અને તેના બધા રસૂલો ઉપર તે જ સાચા ઈમાનવાળા છે અને લોકોની ગવાહી આપનારા (શહીદો) પોતાના પરવરદિગારની પાસે, તેમના માટે તેમનો સવાબ છે અને તેમનો પ્રકાશ અને જે લોકો ઈન્કારી થયા અને અમારી વાતોને જૂઠાડી તે દોઝખના લોકો છે.(૧૯)*

**તફસીર :**

(તે દિવસ પણ યાદ કરવાપાત્ર છે) જે દિવસે તમે મુસલમાન પુરુષો અને મુસલમાન સ્ત્રીઓને જોશો કે તેમના નૂર તેમની આગળ અને તેમની જમણી બાજુ દોડતા હશે (એ તો પુલસિરાત ઉપરથી પસાર થવા માટે તેમની સાથે હશે અને એક રિવાયતમાં છે કે ડાબી બાજુએ પણ હશે. –દૂર્રે મન્સૂર –તો જમણી બાજુની વિશિષ્ટતા કદાચ એટલા માટે છે કે તે બાજુનો પ્રકાશ વધારે મજબૂત હશે અને આ વિશિષ્ટતા વર્ણન કરવામાં કદાચ એવું હોય કે આ તે નામએ આ'માલ જમણા હાથમાં આપવાની નિશાની છે અને સામે પ્રકાશ હોવો તો આવા પ્રસંગે સામાન્ય પ્રાકૃતિક નિયમ છે અને તેમને કહેવામાં આવશે કે) આજે તમને ખુશખબરી છે એવા બગીચાઓની જેની નીચે નહેરો વહેતી હશે જેમાં તેઓ હંમેશા રહેશે (અને) આ મોટી સફળતા છે (દેખીતું એ છે કે આ વાત પણ તે જ સમયે કહેવામાં આવશે અને અત્યારે ખબર સ્વરૂપે કહેવામાં આવી રહી છે અને بُشْرٰىكُمُ કહેનારો કદાચ ફરિશ્તો છે, અલ્લાહ તઆલાના ફરમાન પ્રમાણે تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ اَنْ لَا تَخَافُوْا وَلَا تَحْزَنُوْا وَاَبْشِرُوْا.... આ સંબોધનથી તેમને સંબોધવામાં આવશે અને આ તે દિવસ હશે) જે દિવસે મુનાફિક પુરુષ અને સ્ત્રીઓ મુસલમાનોને (પુલસિરાત ઉપર) કહેશે કે (જરા) અમારી રાહ જોઈ લો કે અમે પણ તમારા નૂરથી કંઈક રોશની પ્રાપ્ત કરી લઈએ (આ તે સમયે હશે જ્યારે કે મુસલમાનો પોતાના અમલો અને ઈમાનની બરકતથી ઘણા આગળ વધી જશે ભલે તેમની પાસે પ્રથમથી જ પ્રકાશ ન હોય અથવા જેમકે દૂર્રે મન્સૂરની એક રિવાયતમાં છે કે તેમની પાસે પણ થોડો પ્રકાશ હોય અને પછી તે પણ જતો રહે અને નૂર અર્પણ કરવાની હિકમતમાં એવું છે કે દુનિયામાં જાહેર અમલોના આધારે તેઓ મુસલમાનોની સાથે રહ્યા હતા પરંતુ અકીદહ અને માન્યતાઓના આધારે તેઓ દિલથી જુદા હતા એટલા માટે તેમને પ્રથમ તે જાહેર અમલોના કારણે થોડું નૂર મળી જશે પરંતુ પછી દિલમાં ઈમાન અને સચ્ચાઈ ન હોવાના કારણે તે નૂર દૂર થઈ જશે અને વળી તેમના દોગલાપણા અને ધોકાબાજીની સજા પણ એ જ છે કે પ્રથમ તેમને નૂર મળી જાય પછી તેમની અપેક્ષા વિરુદ્ધ તે દૂર થઈ જાય, મતલબ કે તેઓ મુસલમાનોને થોભવા માટે કહેશે) તેમને જવાબ આપવામાં આવશે (આ જવાબ દેનાર ભલે ફરિશ્તો હોય અથવા મો'મિન હોય) કે તમે પાછા વળી જાઓ

પછી (ત્યાંથી) પ્રકાશ શોધી લો (દૂર્રે મન્સૂરની રિવાયત પ્રમાણે તેમના પાછળ જવાથી ભાવાર્થ તે સ્થળ છે જ્યાં ગાઢ અંધકાર પછી પુલસિરાત ઉપર ચઢવાના સમયે પ્રકાશની વહેંચણી થઈ હતી, એટલે કે પ્રકાશ વહેંચવાની જગ્યા તે છે ત્યાં જઈને લઈ લો તેથી તેઓ તે બાજુ જશે, જ્યારે ત્યાં પણ કંઈ મળશે નહીં પછી ફરી પાછા આ બાજુ જ આવશે) પછી (મુસલમાનોની પાસે નહીં પહોંચી શકે બલકે) તે (બંને જૂથો) વચ્ચે એક દિવાલ ઊભી કરી દેવામાં આવશે જેમાં એક દરવાજો (પણ) હશે (જેનું સ્વરૂપ એ છે કે) તેની અંદરની બાજુએ રહમત હશે અને બહારની બાજુએ અઝાબ હશે (દૂર્રે મન્સૂરની રિવાયત પ્રમાણે આ દિવાલ એઅ્રાફ છે અને અંદરની બાજુ તે મો'મિનો તરફની બાજુ અને બહારની બાજુથી ભાવાર્થ કાફિરોવાળી બાજુ છે અને રહમતથી ભાવાર્થ જન્નત અને અઝાબથી ભાવાર્થ દોઝખ છે અને કદાચ આ દરવાજો વાતચીત માટે હોય અથવા આ જ દરવાજામાંથી જન્નતનો માર્ગ છે. આ બાબતની વધારે તહકીક સૂરએ અઅ્રાફના પાંચમાં રુકૂઅ્માં વર્ણન થઈ ચૂકી છે. મતલબ કે તેમની અને મુસલમાનોની વચ્ચે દિવાલ ઊભી થઈ જશે અને તે પોતે અંધકારમાં રહી જશે ત્યારે તે જ સમયે) આ (મુનાફિકો) તેમને (એટલે કે મુસલમાનોને) પોકારશે કે શું (દુનિયામાં) અમે તમારી સાથે ન હતા (એટલે કે અમલો અને આજ્ઞાપાલનમાં તમારી સાથે સામેલ રહ્યા કરતા હતા તો આજે પણ મિત્રતા કરવી જોઈએ) તે (મુસલમાનો) કહેશે કે (હા !) હતા તો ખરા પરંતુ (એવું થવું શું કામનું ? કારણ કે માત્ર તમે દેખાવમાં સાથે હતા અને તમારા મનની હાલત એ હતી કે) તમે પોતાને ગુમરાહીમાં ફસાવી રાખ્યા હતા અને (તે ગુમરાહી એ હતી કે તમે પયગમ્બર અને મુસલમાનો સાથે દુશ્મની રાખતા હતા અને તેમના ઉપર દુર્ઘટનાઓ આવવા માટે) તમે રાહ જોતા (અને તમન્ના કર્યા કરતા) હતા અને (ઈસ્લામના સત્ય હોવામાં) તમે શંકા રાખતા હતા અને તમને તમારી બેહૂદા તમન્નાઓએ ધોકામાં નાંખી રાખ્યા હતા એટલે સુધી કે તમારા ઉપર અલ્લાહનો હુકમ આવી પહોંચ્યો (આ બેહૂદા તમન્નાઓથી ભાવાર્થ એ છે કે ઈસ્લામ ખતમ થઈ જશે અને એ કે આપણો ધર્મ સત્ય છે અને છુટકારાપાત્ર છે અને અલ્લાહના હુકમથી ભાવાર્થ મોત છે, એટલે કે આખી જિંદગી આ જ કુફ્ર ઉપર કાયમ રહ્યા અને તવબહ પણ ન કરી) અને તમને ધોકો આપનારે (એટલે કે શયતાને) અલ્લાહની સાથે ધોકામાં નાંખી રાખ્યા હતા (તે એ

કે અલ્લાહ તઆલા અમારી પકડ કરશે નહીં. ખુલાસો એ છે કે તે કુફ્રના કારણે તમારું જાહેર સ્વરૂપ છુટકારા માટે પૂરતું નથી) મતલબ કે આજે ન તો તમારી પાસેથી કોઈ વળતર લેવામાં આવશે અને ન જ કાફિરો પાસેથી (એટલે કે પ્રથમ તો વળતર આપવા માટે તમારી પાસે કોઈ વસ્તુ નથી પરંતુ જો અગર હોત તો પણ સ્વીકાર્ય ન હોત, કારણ કે આ બદલાનું સ્થળ છે અમલનું સ્થળ નથી અને) તમારા સૌનું ઠેકાણું દોઝખ છે તે તમારી (સદાના માટે) મિત્ર છે અને તે (ખરેખર) ખરાબ ઠેકાણું છે (આ નિવેદન ...فَالْيَوْمَ યા તો મો'મિનોનું હોય અથવા તો અલ્લાહ તઆલાનું. આ બધી બાબતોથી સાબિત થઈ ગયું કે જે ઈમાનમાં જરૂરી આજ્ઞાપાલનની કમી હોય તે જો કે તદન અસ્વીકાર્ય નથી પરંતુ સંપૂર્ણ પણ નથી એટલા માટે આગલી આયતમાં તેની પૂર્તતામાં ક્રોધ સ્વરૂપે મુસલમાનોને હુકમ કરવામાં આવ્યો છે કે) શું ઈમાનવાળાઓ(માંથી જે લોકો જરૂરી આજ્ઞાપાલનમાં ઉણપ રાખે છે જેવી કે ગુનેહગાર મુસલમાનોની હાલત હોય છે તો શું તેઓ)ના માટે (હજુ પણ) એ વાતનો વખત નથી આવ્યો કે તેમના દિલ અલ્લાહની નસીહત માટે અને જે દીને હક્ક (અલ્લાહ તઆલા તરફથી) નાઝિલ થયો છે (કે તે જ અલ્લાહ તઆલાની નસીહત છે) તેની સામે ઝૂકી જાય ? (એટલે કે દિલથી જરૂરી હુકમોના આજ્ઞાપાલનનો અને ગુનાહો છોડવાનો પાકો નિર્ધાર કરી લે અને તેમનો ડર શાંત રહેવાના અર્થમાં એટલા માટે કરવામાં આવ્યો કે દિલની ઈચ્છિત પરિસ્થિતિ શાંત રહેવું હોય છે અને ગુનાહો તરફ જવું એ હલન ચલન કરવા સમાન છે) અને (અલ્લાહ તઆલાનો ડર પ્રસ્તુત અર્થના આધારે મોડું કરવાનો પણ છે જેનો ભાવાર્થ તવબહમાં મોડું કરવું થાય છે તે) એ લોકો જેવા ન થઈ જાય જેમને તેમનાથી પહેલાં (આસમાની) કિતાબ મળી હતી (એટલે કે યહૂદ અને નસારા કે તેમણે પણ પોતાની કિતાબોના તકાદાથી વિરુદ્ધ મનેચ્છાઓ અને ગુનાહોમાં ઓતપ્રોત થવાનું શરૂ કર્યું) પછી (આવી હાલતમાં) તેમના ઉપર એક લાંબો સમય પસાર થઈ ગયો (અને તવબહ પણ ન કરી) પછી (એ તવબહ ન કરવાના કારણે) તેમના દિલ (ખૂબ) કઠોર થઈ ગયા (કે પસ્તાવો અને શરમિંદગી પણ ન રહી) અને (નોબત એટલે સુધી પહોંચી કે આવી જ દિલની કઠોરતાના કારણે) તેમના ઘણા લોકો (આજે) કાફિર છે (કારણ કે ગુનાહો ઉપર કાયમ રહેવું, તેને સારું સમજવું અને સાચા નબી સાથે દુશ્મનાવટ માટે

ભાગે કુફ્રનું કારણ બની જાય છે. મતલબ એ કે મુસલમાનોએ જલ્દીથી તવબહ કરી લેવી જોઈએ કારણ કે અમુક સમય પછી તવબહની તવફીક નથી રહેતી અને અમુક સમયે કુફ્ર સુધી નોબત પહોંચી જાય છે. આગળ ફરમાવે છે કે જો તમારા લોકોના દિલોમાં ગુનાહોથી કોઈ ઓછીવત્તી ખરાબી પેદા થઈ ગઈ હોય તો તેને આ ભ્રમની બીનાએ તવબહથી અવરોધરૂપ ન સમજો કે હવે તવબહથી શું સુધારણા થવાની છે બલકે) આ વાત જાણી લો કે અલ્લાહ તઆલા(ની એવી શા'ન છે કે તે) જમીનને તેના સુકાઈ ગયા પછી જીવીત કરી આપે છે (બસ એ રીતે તવબહ કરનાર ઉપર પોતાની રહમતથી મૃત હૃદયને જીવીત અને ઠીક કરી આપે છે, બસ નિરાશ કે હતાશ ન થવું જોઈએ કારણ કે) અમે તમને (તેના) નજારાઓ વર્ણન કરી આપીએ છીએ જેથી તમે સમજો (નમૂના સ્વરૂપે અહીંયાં જમીનનું સુકાઈ જવું એટલે કે મૃત થઈ જવું અને પછી તેને સજીવન કરવું કહેવામાં આવ્યું છે. આગળ અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવાની વિશિષ્ટતા વિશે વર્ણન છે એટલે કે) નિઃશંક ! સદકહ આપનાર પુરુષો અને સદકહ આપનાર સ્ત્રીઓ; અને (આ સદકહ દેનારાઓ) અલ્લાહને નિખાલસતાથી કરજ આપી રહ્યા છે તે સદકહ (સવાબના આધારે) તેમના માટે વધારી દેવામાં આવશે અને (તેમના બદલા સ્વરૂપે) તેમના માટે ઈચ્છનીય બદલો (નક્કી કરવામાં આવ્યો) છે (તેની તફસીર ઉપર પસાર થઈ ચૂકી છે) અને (આગળ ઈમાનની શ્રેષ્ઠતા વિશે કહેવામાં આવ્યું કે) જે લોકો અલ્લાહ ઉપર અને તેના રસૂલો ઉપર (સંપૂર્ણ) ઈમાન રાખે છે (એટલે કે જેમનામાં ઈમાન અને સચ્ચાઈ તથા સંપૂર્ણ દરજ્જામાં આજ્ઞાપાલન હોય) એવા જ લોકો પોતાના પરવરદિગાર સમીપ સિદ્દીક અને શહીદ છે (જેમનું વર્ણન સૂરએ નિસાઅ્ના નવમાં રુકૂઅ્માં આવી ચૂક્યું છે, એટલે કે આ બાબતો ઈમાનમાં સંપૂર્ણ હોવાના પ્રતાપે જ પ્રાપ્ત થાય છે અને શહીદનો મતલબ અલ્લાહ તઆલાના હુકમથી ઊભા થઈ જવું છે એટલે કે જે પોતાના પ્રાણને અલ્લાહ તઆલાના માર્ગમાં રજુ કરી દે ભલે કતલ ન થાય, કારણ કે તે પોતાના અધિકારમાં હોતું નથી) તેમના માટે (જન્નતમાં) તેમનો (ખાસ) બદલો છે અને (પુલસિરાત ઉપર) તેમનો (વિશિષ્ટ પ્રકારનો) પ્રકાશ હશે અને (આગળ કાફિરોનું વર્ણન છે કે) જે લોકો કાફિર થયા અને અમારી આયતોને જૂઠાડી તે જ લોકો દોઝખી છે.

**મસ્અલા અને બોધપાઠ :**

يَوْمَ تَرَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ يَسْعٰى نُوْرُهُمْ بَيْنَ اَيْدِيْهِمْ وَبِاَيْمَانِهِمْ એટલે કે તે દિવસ યાદ રાખવાપાત્ર છે જે દિવસે તમે મો'મિન પુરુષો અને સ્ત્રીઓને જોશો કે તેમનું નૂર (પ્રકાશ) તેમની આગળ આગળ અને જમણી તરફ હશે....

"તે દિવસ"થી ભાવાર્થ કયામતનો દિવસ છે અને આ પ્રકાશ મળવાનો પ્રસંગ પુલસિરાત ઉપર ચાલવાથી થોડા સમય પહેલાં બનશે, તેની વિગત એક હદીષમાં જે હઝરત અબૂઉમામહ બાહલીથી રિવાયત થઈ છે ઇબ્ને કષીરે તેને ઇબ્ને અબી હાતિમના હવાલાથી નકલ કરી છે, હદીષ લાંબી છે જેમાં અબૂઉમામહ (રદિ.)નું દમાસ્કસમાં એક જનાઝામાં સામેલ થવું અને ફારેગ થઈને લોકોને મોત અને આખિરતને યાદ અપાવવા માટે મોત અને કબ્ર પછી હશ્ર સુધીની અમુક હાલતો વર્ણન કરવાનું પ્રસ્તુત છે, તેના અમુક વાક્યોનો અનુવાદ આ પ્રમાણે છે.

*"પછી તમે કબરોમાંથી મેદાને હશ્ર તરફ લઈ જવામાં આવશો જેમાં વિવિધ પ્રસંગો અને થોભવાના સ્થળો હશે, એક પ્રસંગ એવો આવશે કે અલ્લાહના હુકમથી અમુક ચહેરા સફેદ અને પ્રકાશિત કરી દેવામાં આવશે અને અમુક ચહેરા કાળા કરી દેવામાં આવશે પછી એક પ્રસંગ એવો આવશે કે મેદાને હશ્રમાં એકઠા થનારા બધા લોકો ઉપર જેમાં મો'મિન અને કાફિર બધા લોકો હશે એક ઘોર અંધકાર છવાઈ જશે, કોઈને કંઈ જ દેખાશે નહીં, ત્યારબાદ પ્રકાશ વહેંચવામાં આવશે, દરેક મો'મિનને પ્રકાશ આપવામાં આવશે (ઇબ્ને અબી હાતિમની બીજી રિવાયતમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ રદિ.થી નકલ થયેલ છે કે મો'મિનોમાં આ પ્રકાશ તેમના અમલો પ્રમાણે વહેંચાશે, કોઈનો પ્રકાશ પહાડ જેવો તો કોઈનો ખજૂરના ઝાડ જેવો હશે, કોઈને માનવના કદ સમાન હશે, સૌથી ઓછો પ્રકાશ તે વ્યક્તિનો હશે જેને માત્ર અંગૂઠામાં પ્રકાશ હશે અને તે પણ ક્યારેક પ્રકાશિત થઈ જશે તો ક્યારેક હોલવાઈ જશે. -ઇબ્ને કષીર) પછી અબૂઉમામહ બાહલી (રદિ.) ફરમાવે છે કે મુનાફિકો અને કાફિરોને કોઈ પ્રકાશ આપવામાં આવશે નહીં અને ફરમાવ્યું કે આ જ ઘટનાને કુર્આને કરીમે એક દૃષ્ટાંત સ્વરૂપે આ આયતમાં વર્ણન કર્યું છે*

اَوْ كَظُلُمٰتٍ فِىْ بَحْرٍ لُّجِّىٍّ يَّغْشٰهُ مَوْجٌ مِّنْ فَوْقِهٖ مَوْجٌ مِّنْ فَوْقِهٖ سَحَابٌ ظُلُمٰتٌۢ بَعْضُهَا فَوْقَ بَعْضٍ اِذَآ اَخْرَجَ يَدَهٗ لَمْ يَكَدْ يَرٰىهَا وَمَنْ لَّمْ يَجْعَلِ اللّٰهُ لَهٗ نُوْرًا فَمَا لَهٗ مِنْ نُّوْرٍ

*અને ફરમાવ્યું કે મો'મિનોને જે નૂર પ્રાપ્ત થશે (તેની પરિસ્થિતિ દુનિયાના અત્યારના પ્રકાશ જેવી હશે નહીં કે જ્યાં પણ પ્રકાશ હોય તેની આજુબાજુવાળા પણ તેનાથી લાભ ઉઠાવે છે) બલકે જે રીતે આંધળો વ્યક્તિ કોઈ જોનાર વ્યક્તિની આંખથી જોઈ શકતો નથી એ જ પ્રમાણે મો'મિનના આ પ્રકાશથી કાફિર અથવા ફાસિક લાભ ઉઠાવી શકશે નહીં." (ઈબ્ને કષીર)*

હઝરત અબૂઉમામહ (રદિ.)ની આ હદીષથી જાણ થાય છે કે જે થોભવાના સ્થળે ઘોર અંધકાર પછી અલ્લાહ તઆલા તરફથી મો'મિન પુરુષો અને સ્ત્રીઓને પ્રકાશની વહેંચણી થશે તે જ સમયે કાફિરો અને મુનાફિકો આ પ્રકાશથી વંચિત રહેશે અને તેમને કોઈ પ્રકારનો પ્રકાશ મળશે નહીં.

પરંતુ તબરાનીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક મરફૂઅ્ રિવાયત નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

*"પુલસિરાતની પાસે અલ્લાહ તઆલા દરેક મો'મિનને પ્રકાશ અર્પણ કરશે અને દરેક મુનાફિકને પણ પરંતુ જે વખતે તેઓ પુલસિરાત ઉપર પહોંચી જશે તો મુનાફિકોનો પ્રકાશ સમાપ્ત કરી નાંખવામાં આવશે." (ઈબ્ને કષીર)*

આથી જાણ થઈ કે મુનાફિકોને પણ શરૂઆતમાં નૂર આપવામાં આવશે પરંતુ પુલસિરાત ઉપર પહોંચીને આ નૂર ખતમ થઈ જશે ભલે શરૂઆતથી જ તેમને પ્રકાશ ન મળ્યો હોય અથવા તે મળ્યા પછી હોલવાઈ ગયો હોય, તે વખતે તેઓ મો'મિનોને દરખાસ્ત કરશે કે થોભો, અમે પણ તુમારા પ્રકાશથી કંઈક લાભ ઉઠાવી લઈએ કારણ કે અમે દુનિયામાં પણ નમાઝ, ઝકાત, હજ્જ, જિહાદ વગેરે વસ્તુઓમાં તમારી સાથે સામેલ રહ્યા કરતા હતા તો તેમની આ દરખાસ્તનો જવાબ નામંજૂરી સ્વરૂપે આપવામાં આવશે જેનું વર્ણન આગળ આવે છે અને મુનાફિકોને પરિસ્થિતિની યોગ્યતા તો એ જ હતી કે પ્રથમ તેમને પણ મુસલમાનોની જેમ નૂર મળે, પછી તેને સમાપ્ત કરી દેવામાં આવે જે રીતે તેઓ દુનિયામાં અલ્લાહ તઆલા અને રસૂલને ધોકો આપવાના પ્રયત્નોમાં લાગેલા રહેતા હતા તેમની સાથે કયામતમાં એવું જ કરવામાં આવશે, જેમકે કોઈને ધોકો

આપવા માટે થોડો પ્રકાશ બતાવીને હોલવી નાંખવામાં આવે જેમકે તેમના વિશે કુર્આને કરીમનો આ ઈરશાદ છે يُخٰدِعُوْنَ اللّٰهَ وَهُوَ خَادِعُهُمْ એટલે કે મુનાફિકો અલ્લાહ તઆલાને ધોકો આપવાનો પ્રયત્ન કરે છે અને અલ્લાહ તઆલા તેમને ધોકો આપનાર છે. ઈમામ બગવી (રહ.)એ ફરમાવ્યું કે આ ધોકામાં આ જ ભાવાર્થ છે કે પ્રથમ પ્રકાશ આપવામાં આવશે પરંતુ તે સમયે જ્યારે પ્રકાશની સખત જરૂરત હશે તે જ સમયે તેને સમાપ્ત કરી દેવામાં આવશે અને આ જ તે સમય હશે જ્યારે કે મો'મિનોને પણ ભય સતાવવા લાગશે કે ક્યાંક અમારો પ્રકાશ પણ સમાપ્ત ન થઈ જાય તેથી તેઓ અલ્લાહ તઆલાને દુઆ કરશે કે અમારો પ્રકાશ અંત સુધી બાકી રાખજે જેનું વર્ણન આ આયતમાં છે يَوْمَ لَا يُخْزِى اللّٰهُ النَّبِىَّ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ نُوْرُهُمْ يَسْعٰى بَيْنَ اَيْدِيْهِمْ وَبِاَيْمَانِهِمْ يَقُوْلُوْنَ رَبَّنَآ اَتْمِمْ لَنَا نُوْرَنَا.....(مَظْهَرِى)

મુસ્લિમ, અહમદ અને દારકુતનીમાં હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી મરફૂઅ્ હદીષમાં પણ આવ્યું છે કે શરૂઆતમાં મો'મિન અને મુનાફિક બંનેને પ્રકાશ આપવામાં આવશે, પછી પુલસિરાત ઉપર પહોંચીને મુનાફિકોનો પ્રકાશ સમાપ્ત થઈ જશે.

તફસીરે મઝહરીમાં આ બંને રિવાયતોનો ખુલાસો આ પ્રમાણે વર્ણન થયો છે કે અસલ મુનાફિકો જેઓ રસૂલે કરીમ ﷺના સમયકાળમાં હતા તેમને તો શરૂઆતથી જ કાફિરોની જેમ કોઈ જ પ્રકાશ મળશે નહીં પરંતુ તે મુનાફિકો જેઓ રસૂલે કરીમ ﷺ પછી આ ઉમ્મતમાં હશે જેમને મુનાફિકુનનું નામ તો એટલા માટે આપવામાં નહીં આવી શકે કે વહીનો ક્રમ રસૂલે કરીમ ﷺ ઉપર સમાપ્ત થઈ ચૂક્યો અને કોઈના વિશે વહીની ચોક્કસ ખબર વિના એ હુકમ નથી લગાવી શકાતો કે તે દિલથી મો'મિન નથી માત્ર મૌખિક એકરાર કરે છે એટલા માટે ઉમ્મતમાં કોઈને એ હક નથી કે કોઈને મુનાફિક કહે પરંતુ અલ્લાહ તઆલા તો જાણે છે કે કોના દિલમાં ઈમાન છે અને કોના દિલમાં નથી તો તેમનામાંથી જે લોકો અલ્લાહ તઆલાના જ્ઞાનમાં મુનાફિક છે, ભલે જાહેરમાં તેમની મુનાફિકત ખુલી નથી, તેમની સાથે એવો વ્યવહાર થશે કે શરૂઆતમાં તેમને પણ પ્રકાશ આપવામાં આવશે પાછળથી સમાપ્ત કરી નાંખવામાં આવશે.

આ પ્રકારના મુનાફિકો ઉમ્મતના તે લોકો છે જેઓ કુર્આન અને હદીષમાં

ફેરબદલ કરીને તેના અર્થને બગાડી પોતાના મતલબની વાત બનાવે છે. નઊઝુબિલ્લાહ.

**મેદાને હશરમાં પ્રકાશ અને અંધકારના કારણો :**

આ સ્થળે તફસીરે મઝહરીમાં કુર્આન અને હદીષમાં મહશરમાં પ્રકાશ અને અંધકારના કારણો પણ વર્ણન કરવામાં આવ્યા છે જે જ્ઞાનપૂર્ણ સંશોધનથી વધારે મહત્ત્વના સાબિત થયા છે તેને અત્રે પ્રસ્તુત કરવામાં આવે છે.

لَعَلَّ اللّٰهَ تَعَالٰى يَرْزُقُنَا نُوْرًا

(૧) અબૂદાવુદ અને તિરમિઝીએ હઝરત બુરયદહ (રદિ.) અને ઈબ્ને માજહે હઝરત અનસ (રદિ.)થી આ મરફૂઅ્ હદીષ રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "ખુશખબરી સંભળાવી આપો તે લોકોને કયામતના દિવસે સંપૂર્ણ પ્રકાશની જેઓ અંધારી રાતોમાં મસ્જિદ તરફ જાય છે." અને આ જ વિષયની રિવાયતો હઝરત સહલ બિન સઅદ, ઝૈદ બિન હારિષા, ઈબ્ને અબ્બાસ, ઈબ્ને ઉમર, હારિષા ઈબ્ને વહબ, અબૂઉમામહ, અૂબદરદાઅ્, અબૂસઈદ, અબૂમૂસા, અબૂહુરયરહ (રદિ.) અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.) વગેરે સહાબએ કિરામ (રદિ.)થી પણ નકલ થયું છે. *(મઝહરી)*

(૨) મુસ્નદે અહમદ અને તબરાનીમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَنْ حَافَظَ عَلَى الصَّلَوَاتِ كَانَتْ لَهُ نُوْرًا وَّبُرْهَانًا وَّنَجَاةً يَوْمَ الْقِيٰمَةِ وَمَنْ لَّمْ يُحَافِظْ عَلَيْهَا لَمْ يَكُنْ لَّهُ نُوْرًا وَّلَا بُرْهَانًا وَّلَا نَجَاةً وَّكَانَ يَوْمَ الْقِيَامَةِ مَعَ قَارُوْنَ وَهَامَانَ وَفِرْعَوْنَ જે વ્યક્તિ પાંચેય નમાઝોનું રક્ષણ કરશે (એટલે કે નમાઝોને સમય પ્રમાણે અને સંપૂર્ણ અદબોની પાબંદીની સાથે અદા કરશે) તેમના માટે આ નમાઝ કયામતના દિવસે પ્રકાશ, ગવાહી તથા છુટકારો બની જશે અને જે તેનું રક્ષણ નહીં કરે, ન તો તેમના માટે પ્રકાશ હશે અને ન જ ગવાહી કે છુટકારો હશે અને તેઓ કારૂન, હામાન અને ફિરઔનની સાથે હશે.

(૩) તબરાનીએ હઝરત અબૂસઈદ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે કોઈપણ સૂરએ કહફ પઢશે કયામતના દિવસે તેના

માટે એટલો પ્રકાશ હશે જે તેની જગ્યાએથી મક્કએ મુકર્રમહ સુધી ફેલાશે અને એક રિવાયતમાં છે કે જે વ્યક્તિ જુમ્અહના દિવસે સૂરએ કહફ પઢશે કયામતના દિવસે તેના પગલાંઓથી આસમાનની ઊંચાઈ સુધી પ્રકાશ ચમકશે.

(૪) ઈમામ અહમદ (રહ.)એ હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે "જે વ્યક્તિ કુર્આનની એક આયતની પણ તિલાવત કરશે તો તે આયત કયામતના દિવસે તેના માટે પ્રકાશ હશે."

(૫) વયલમીએ હઝરત અબૂહુરયરહ (રદિ.)થી મરફૂઅ્ રિવાયત કરી છે કે "મારા ઉપર દુરૂદ મોકલવું પુલસિલરાત ઉપર પ્રકાશનું કારણ બનશે."

(૬) તબરાનીએ હઝરત ઉબાદહ બિન સામિતથી આ હદીષ રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ હજ્જના હુકમો વર્ણન કરતાં કહ્યું કે "હજ્જ અને ઉમરહના અહેરામથી ફારેગ થવા માટે જે માથું મૂંડાવવામાં આવે છે તો તેમાં જે વાળ જમીન ઉપર પડે છે તે કયામતના દિવસે પ્રકાશ હશે."

(૭) મુસ્નદે બજારમાં હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી મરફૂઅન રિવાયત છે કે "મિનામાં જમરાતની રમી કરવી કયામતના દિવસે પ્રકાશ હશે."

(૮) તબરાનીએ મજબૂત સનદથી હઝરત અબૂહુરયરહ (રદિ.)થી મરફૂઅ્ હદીષ રિવાયત કરી છે કે "જે વ્યક્તિના વાળ ઈસ્લામની હાલતમાં સફેદ થઈ જાય તે તેના માટે કયામતના દિવસે પ્રકાશ હશે."

(૯) બજારે મજબૂત સનદથી હઝરત અબૂહુરયરહ (રદિ.)થી મરફૂઅ્ રિવાયત કરી છે કે "જે વ્યક્તિ અલ્લાહના માર્ગમાં જિહાદમાં એક તીર પણ ફેંકશે તેના માટે કયામતમાં પ્રકાશ હશે."

(૧૦) બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી મરફૂઅ્ રિવાયત કરી છે કે "બજારમાં અલ્લાહના ઝિક્ર કરનારને તેના દરેક વાળના બદલે કયામતના દિવસે એક પ્રકાશ મળશે."

(૧૧) તબરાનીએ હઝરત અબૂહુરયરહ (રદિ.)થી મરફૂઅ્ નકલ કર્યું છે કે "જે વ્યક્તિ કોઈ મુસલમાનની મુસીબત અને તકલીફને દૂર કરી દે તો અલ્લાહ

તઆલા તેના માટે પુલ સિરાત ઉપર પ્રકાશના બે વિભાગો બનાવી દેશે જેનાથી એક દુનિયા પ્રકાશિત થઈ જશે જેની સંખ્યા અલ્લાહ સિવાય કોઈ નથી જાણી શકતો."

(૧૨) બુખારી અને મુસ્લિમે હઝરત ઉમર (રદિ.)થી અને મુસ્લિમે હઝરત જાબિર (રદિ.)થી અને હાકિમે હઝરત અબૂહુરયરહ અને હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી અને તબરાનીએ હઝરત ઝિયાદથી રિવાયત કરી છે કે આ સૌએ વર્ણન કર્યું કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, إِيَّاكُمْ وَالظُّلْمَ فَإِنَّهُ هُوَ الظُّلُمَاتُ يَوْمَ الْقِيٰمَةِ એટલે કે તમે જુલમથી ખૂબ બચો કારણ કે જુલમ જ કયામતના દિવસે ઘોર અંધકાર હશે. نَعُوْذُ بِاللّٰهِ مِنَ الظُّلُمَاتِ وَنَسْأَلُهُ النُّوْرَ التَّامَّ يَوْمَ الْقِيَامَةِ.

يَوْمَ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالْمُنٰفِقٰتُ لِلَّذِيْنَ اٰمَنُوا انْظُرُوْنَا نَقْتَبِسْ مِنْ نُّوْرِكُمْ એટલે કે તે દિવસે જ્યારે મુનાફિક પુરુષો અને મુનાફિક સ્ત્રીઓ મો'મિનોને કહેશે કે જરા અમારી રાહ તો જુઓ અમે પણ તમારા પ્રકાશથી લાભ ઉઠાવી લઈએ.

قِيْلَ ارْجِعُوْا وَرَآءَكُمْ فَالْتَمِسُوْا نُوْرًا તેમને કહેવામાં આવશે કે પાછા વળી જાઓ જ્યાં આ પ્રકાશ વહેંચવામાં આવ્યો હતો ત્યાં જ પ્રકાશ શોધો. આ વાત યા તો મો'મિનો તેમને જવાબમાં કહેશે અથવા ફરિશ્તા જવાબ આપશે.

*(ઈબ્ને અબ્બાસ અને કતાદહ રદિ.ના નિવેદન પ્રમાણે)*

فَضُرِبَ بَيْنَهُمْ بِسُوْرٍ لَّهٗ بَابٌ بَاطِنُهٗ فِيْهِ الرَّحْمَةُ وَظَاهِرُهٗ مِنْ قِبَلِهِ الْعَذَابُ એટલે કે મો'મિનો અને ફરિશ્તાઓનો જવાબ સાંભળીને મુનાફિકો તે જ સ્થળ તરફ પાછા વળશે જ્યાં પ્રકાશ વહેંચવામાં આવ્યો હતો ત્યાં કંઈ પણ પામશે નહીં તો પછી આ જ તરફ પાછા આવશે તે સમયે તેઓ આ મો'મિનો સુધી પહોંચી શકશે નહીં બલકે તેમની અને મો'મિનોની વચ્ચે એક દિવાલ આડશ કરી દેવામાં આવશે જેની પેલી તરફ જ્યાં મો'મિનો હશે ત્યાં રહમત હશે અને આ તરફ જ્યાં મુનાફિકો હશે ત્યાં અઝાબ હશે.

રૂહુલ મઆનીમાં ઈબ્ને ઝૈદનું નિવેદન નકલ થયું છે કે આ દિવાલ "એઅ્‌રાફ" હશે જે મો'મિનો અને કાફિરો વચ્ચે ઊભી કરવામાં આવશે અને અમુક બીજા વિવરણકારોએ આ દિવાલને એઅ્‌રાફ સિવાય કોઈ બીજી દિવાલ

હોવાનું ઠરાવ્યું છે અને આ દિવાલમાં જે દરવાજા રાખવામાં આવશે તે યા તો એટલા માટે છે કે તે રસ્તેથી મો'મિનો અને કાફિરોમાં પરસ્પર વાતચીત થઈ શકશે અથવા મો'મિનોને આ જ દરવાજાએથી પસાર કર્યા પછી દરવાજો બંધ કરી દેવામાં આવશે.

**ખુલાસો :**

આ પ્રકાશ વિશે કાફિરોનું ક્યાંય વર્ણન આવ્યું નથી કારણ કે તેમનામાં પ્રકાશની કોઈ સંભાવના જ ન હતી, મુનાફિકોના પ્રકાશ વિશે બે રિવાયતો આવી કે પ્રથમથી જ તેમને પ્રકાશ મળશે નહીં અથવા તો મળ્યા પછી પુલસિરાત ઉપર જવાના સમયે હોલવી નાંખવામાં આવશે અને તેમની અને મો'મિનોની વચ્ચે એક દિવાલ ઊભી કરી દેવામાં આવશે. આ બધી બાબતોથી જાણ થાય છે કે પુલસિરાત દ્વારા જહન્નમને પાર કરવી એ માત્ર મો'મિનો માટે હશે, કાફિરો અને મુશ્રિકો પુલસિરાત ઉપર ચઢશે નહીં, તેઓ જહન્નમના દરવાજાના માર્ગે જહન્નમમાં નાંખી દેવામાં આવશે અને મો'મિનો પુલસિરાતના માર્ગેથી પસાર થશે, પછી ગુનેહગાર મો'મિનો જેમના માટે આ અમલોની સજા અમુક દિવસ જહન્નમમાં રહેવાનું છે તેઓ આ પુલસિરાત ઉપરથી પડી જઈ જહન્નમમાં પહોંચશે, બાકીના મો'મિનો સાજા નરવા પસાર થઈને જન્નતમાં દાખલ થશે.

(وَصَرَّحَ بِهِ الشَّاهُ عَبْدُ الْقَادِرِ الدِّهْلَوِىُّ وَيُؤَيِّدُهُ مَافِى الدُّرِّ هٰهُنَا وَ اللّٰهُ اَعْلَمُ)

اَلَمْ يَاْنِ لِلَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ تَخْشَعَ قُلُوْبُهُمْ لِذِكْرِ اللّٰهِ وَمَا نَزَلَ مِنَ الْحَقِّ એટલે કે શું હજુ પણ સમય નથી આવ્યો ઈમાનવાળાઓ માટે કે તેમના દિલો અલ્લાહ તઆલાના ઝિક્ર માટે ઝૂકી જાય અને નરમ થઈ જાય અને આ કુર્આન માટે જે તેમના ઉપર ઉતારવામાં આવ્યું.

દિલની નરમીથી ભાવાર્થ દિલ વિનમ્ર થઈ જવું છે અને શિખામણ કે નસીહતને સ્વીકારવું અને તેનું આજ્ઞાપાલન કરવું છે. (ઈબ્ને કષીર) કુર્આન માટે વિનમ્રતા એ છે કે તેના હુકમો અને તેણે પ્રતિબંધિત કરેલ વસ્તુઓના સંપૂર્ણ આજ્ઞાપાલન માટે તૈયાર થઈ જાય અને તેના ઉપર અમલ કરવામાં કોઈ આડશ કે કમજોરીને માર્ગ ન આપે. *(રૂહુલ મઆની)*

આ ચેતવણી મો'મિનોને છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે

કે અલ્લાહ તઆલાએ અમુક મો'મિનોના દિલોમાં અમલના આધારે અમુક આળસ જોઈ તેના ઉપર આ આયત નાઝિલ થઈ. *(ઈબ્ને કસીર)*

ઈમામ અઅ્મશ (રહ.)એ ફરમાવ્યું કે મદીના તય્યિબહ પહોંચીને અમુક સહાબએ કિરામ (રદિ.)ને અમુક આર્થિક છૂટછાટ અને આરામ મળ્યો તો અમુક લોકોમાં અમલનો સંઘર્ષ જે તેમની આદત હતી થોડો ઓછો થયો અને આળસ જોવા મળી તેના ઉપર આ આયત નાઝિલ થઈ. *(રૂહુલ મઆની)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) તરફથી નકલ થયેલ રિવાયતમાં એ પણ છે કે આ ચેતવણીની આયત કુર્આન શરીફના નાઝિલ થવાના ક્રમમાં તેર વર્ષ પછી ઊતરી છે. (રવાહુ ઈબ્ને અબી હાતિમ) અને સહીહ મુસ્લિમમાં હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે અમારા ઈસ્લામ લાવ્યાના ચાર વર્ષ પછી આ આયત દ્વારા અમને ચેતવણી આપવામાં આવી. વલ્લાહુ અઅ્લમુ.

અલબત્ત આ ચેતવણીનો ખુલાસો અને હેતુ મો'મિનોને સંપૂર્ણ વિનમ્રતા તથા નેક કાર્યો માટે તત્પર રહેવાની તા'લીમ છે અને દિલની વિનમ્રતા જ બધા કર્મોનો આધાર છે.

હઝરત સદાદ બિન ઔસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે સૌથી પ્રથમ જે વસ્તુ લોકોમાંથી ઉઠાવી લેવામાં આવશે તે ખુશૂઅ્ (વિનમ્રતા) છે. *(ઈબ્ને કસીર)*

**શું દરેક મો'મિન સિદ્દીક અને શહીદ છે ? :**

وَالَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖۤ اُولٰٓئِكَ هُمُ الصِّدِّيْقُوْنَ وَالشُّهَدَآءُ આ આયતથી જાણ થાય છે કે સિદ્દીક અને શહીદ દરેક મો'મિનને કહી શકાય છે અને હઝરત કતાદહ (રહ.) અને હઝરત અમ્ર બિન મયમૂને આ આયતની બીનાએ ફરમાવ્યું કે દરેક તે વ્યક્તિ જે અલ્લાહ તઆલા અને તેના રસૂલ ઉપર ઈમાન લાવ્યો તે સિદ્દીક અને શહીદ છે.

ઈબ્ને જરીર (રહ.)એ હઝરત બરાઅ્ બિન આઝિબ (રહ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, مُؤْمِنُوْ اُمَّتِىْ شُهَدَآءُ એટલે કે મારી ઉમ્મતના બધા મો'મિન શહીદ છે અને તેની દલીલમાં આપ ﷺએ આ પ્રસ્તુત આયત તિલાવત કરી.

ઈબ્ને અબી હાતિમે હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે એક દિવસે તેમની પાસે અમુક સહાબા (રદિ.) એકઠા થયા હતા, તેમણે કહ્યું كُلُّكُمْ صِدِّيْقٌ وَّشَهِيْدٌ એટલે કે તમારામાંથી દરેક સિદ્દીક પણ છે અને શહીદ પણ. લોકોએ આશ્ચર્યથી કહ્યું કે અબૂહુરયરહ ! તમે આ શું કહી રહ્યા છો ? તો હઝરત અબૂહુરયરહ (રદિ.)એ ફરમાવ્યું કે મારી વાતનો વિશ્વાસ ન આવતો હોય તો કુર્આનની આ આયત પઢી લો, وَالَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ اُولٰٓئِكَ هُمُ الصِّدِّيْقُوْنَ وَالشُّهَدَآءُ

પરંતુ કુર્આને કરીમની એક બીજી આયતથી દેખીતી રીતે એ જાહેર થાય છે કે સિદ્દીક અને શહીદ દરેક મો'મિનને નહીં બલકે મો'મિનીનમાંથી એક ઉચ્ચ વર્ગના લોકોને સિદ્દીક અને શહીદ કહેવામાં આવે છે, આયત આ છે فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ કારણ કે આ આયતમાં અંબિયા (અલૈ.)ની સાથે સામાન્ય મો'મિનીનમાં ત્રણ વર્ગોનું વિશિષ્ટતાપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે; સિદીકીન (સત્યનિષ્ઠ), શુહદા (અલ્લાહ તઆલાના માર્ગમાં પ્રાણ ન્યોછાવર કરનાર) અને સાલિહીન (ભલા કર્મો કરનાર) અને તેનાથી એ જ જાહેર થાય છે કે આ ત્રણેના ભાવાર્થમાં ફરક છે નહિતર આ ત્રણેને ભિન્ન ભિન્ન વર્ણન કરવાની આવશ્યકતા ન હતી, એટલા માટે અમુક લોકોએ કહ્યું કે સિદીકીન અને શુહદા તો વાસ્તવમાં મો'મિનીનના ખાસ ઉચ્ચ વર્ગના લોકોમાંથી છે જેઓ ઊંચા ગુણ લક્ષણો ધરાવે છે, અહીંયાં બધા મો'મિનોને સિદ્દીક અને શહીદ કહેવાનો હેતુ એ છે કે દરેક મો'મિન એક રીતે સિદ્દીક અને શુહદાના સ્વરૂપમાં તો છે જ અને તેમના વર્ગમાં સામેલ સમજવામાં આવશે.

રૂહુલ મઆનીમાં છે કે યોગ્ય એ જ છે કે આ આયતમાં اَلَّذِيْنَ اٰمَنُوْا નો ભાવાર્થ તે દરેક મો'મિન માટે લેવામાં આવે જે સંપૂર્ણ ઈમાન ધરાવતો હોય અને સંપૂર્ણ આજ્ઞાપાલક હોય નહિતર તે મો'મિન જે મનેચ્છાઓ અને ગફલતમાં ઓતપ્રોત રહે છે તેને સિદ્દીક અને શહીદ કહેવામાં આવી શકે નહીં.

તેનું સમર્થન આ હદીષથી થાય છે જેમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું اَللَّعَّانُوْنَ لَا يَكُوْنُوْنَ شُهَدَآءَ એટલે કે લોકો ઉપર લા'નત કરનાર શુહદામાં સામેલ થશે નહીં અને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક વખતે લોકોને કહ્યું કે તમારું

શું થશે કે હું તમને જોઉં છું કે કોઈ વ્યક્તિ લોકોની ઈજ્જત આબરૂના લીરે લીરા કરે છે અને તમે તેને રોકતા નથી, ન જ કોઈ તેને બુરું માને છે. તે લોકોએ વિનંતી કરી કે અમે તેની બદ્ઝુબાનીથી ડરીએ છીએ કે અમે કંઈક બોલીશું તો તે અમારી પણ ઈજ્જત આબરૂ ઉપર હુમલો કરશે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ કહ્યું કે જો વાત એમ જ છે તો તમે શુહદા નથી હોઈ શકતા. ઈબ્ને અષીરે આ રિવાયત નકલ કરીને તેનો ભાવાર્થ એ બતાવ્યો કે આવી નફ્ફટાઈ કરનારા તે શુહદામાં સામેલ હશે નહીં જેઓ કયામતના દિવસે પાછલા અંબિયા (અલૈ.)ની ઉમ્મતોના મુકાબલામાં ગવાહી આપશે. *(રૂહુલ મઆની)*

તફસીરે મઝહરીમાં છે કે આ આયતમાં الَّذِيْنَ اٰمَنُوْٓا થી ભાવાર્થ માત્ર તે લોકો છે જેઓ રસૂલે કરીમ ﷺના મુબારક સમયકાળમાં ઈમાન લાવ્યા અને રસૂલે કરીમ ﷺના સંગાથથી લાભવંત થયા.

આ આયતમાં શબ્દ هُمُ الصِّدِّيْقُوْنَ જે "કલિમએ હસ્ર" છે તે એ વાત ઉપર દલીલ કરે છે કે સિદ્દીકીયત (સાચી નિષ્ઠા) સહાબએ કિરામ (રદિ.)માં ભારોભાર ભરી પડી છે. હઝરત મુજદ્દીદ અલફે ષાની (રહ.)એ ફરમાવ્યું કે સૌ સહાબએ કિરામ (રદિ.) બધી જ નુબુવ્વતની વિશિષ્ટતાઓથી લાભવંત હતા જે વ્યક્તિએ એક વખતે રસૂલે કરીમ ﷺને ઈમાન સાથે જોઈ લીધા તે નુબુવ્વતની વિશિષ્ટતાઓમાં ડૂબી ગયો.

---

## આયતો : (સૂરએ હદીદ : આયત નં. ૨૦-૨૧)

اِعْلَمُوْٓا اَنَّمَا الْحَيٰوةُ الدُّنْيَا لَعِبٌ وَّلَهْوٌ وَّزِيْنَةٌ وَّتَفَاخُرٌۢ بَيْنَكُمْ وَتَكَاثُرٌ فِى الْاَمْوَالِ
وَالْاَوْلَادِ ۭ كَمَثَلِ غَيْثٍ اَعْجَبَ الْكُفَّارَ نَبَاتُهٗ ثُمَّ يَهِيْجُ فَتَرٰىهُ مُصْفَرًّا ثُمَّ يَكُوْنُ
حُطَامًا ۭ وَفِى الْاٰخِرَةِ عَذَابٌ شَدِيْدٌ ۙ وَّمَغْفِرَةٌ مِّنَ اللّٰهِ وَرِضْوَانٌ ۭ وَمَا
الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا مَتَاعُ الْغُرُوْرِ ⑳ سَابِقُوْٓا اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ وَجَنَّةٍ
عَرْضُهَا كَعَرْضِ السَّمَاۗءِ وَالْاَرْضِ ۙ اُعِدَّتْ لِلَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ ۭ
ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ㉑

**તરજુમો :**

*જાણી રાખો કે દુનિયાની જિંદગી આ જ છે ખેલ અને તમાશો અને શણગાર અને પરસ્પર બડાઈ હાંકવી અને માલ અને અવલાદ વધારવાની ઈચ્છા (હરિફાઈઓ) કરવી, જેમકે પરિસ્થિતિ એક વરસાદની કે ખેડૂતોને ભલી લાગી તેની હરિયાળી, પછી જોશભેર આવે છે, પછી તમે જુઓ તો પીળી થઈ ગઈ, પછી કચડાયેલું ઘાસ થઈ જાય છે અને આખિરતમાં કઠોર અઝાબ છે અને અલ્લાહથી મા'ફી પણ છે અને રાજીપો અને દુનિયાની જિંદગી તો આ જ છે છેતરામણો માલ. (૨૦) પોતાના રબ્બની મા'ફી તરફ દોડો અને જન્નત તરફ; જેનો વિસ્તાર છે જેમકે વિસ્તાર આસમાન અને જમીનનો, તેમના માટે તૈયાર રાખી છે જેઓ ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર અને તેના રસૂલો ઉપર, આ અલ્લાહની કૃપા છે તેને આપે જેને ઈચ્છે અને અલ્લાહની કૃપા ઘણી મોટી છે. (૨૧)*

**તફસીર :**

તમે સારી પેઠે જાણી રાખો (આખિરતના મુકાબલામાં) દુનિયાની જિંદગી (કદાપિ રચ્યાપચ્યા રહેવાની વસ્તુ નથી કારણ કે) તે માત્ર ખેલકૂદ અને (એક જાહેરી) શણગાર અને પરસ્પર એકબીજા ઉપર બડાઈ હાંકવી (તાકાત અને ખુબસૂરતી તથા દુનિયવી હુન્નર અને કળામાં) અને માલ તથા અવલાદમાં એકનું બીજા કરતાં પોતાને વધારે બતાવવું છે (એટલે કે દુનિયાનો મકસદ એ છે કે બચપનમાં ખેલકૂદ છવાયેલું રહે છે અને જવાનીમાં શણગાર તથા બડાઈ હાંકવી તથા ઘડપણમાં માલ અને દોલત તથા અવલાદને ગણાવવી, આ બધા મકસદો ફના થનાર અને માત્ર સ્વપ્નતિત્ કલ્પનાઓ છે જેનું ઉદાહરણ એવું છે) જેમકે વરસાદ (વરસે) છે કે તેનાથી (ખેતીનું) ઉત્પાદન ખેડૂતને સારું લાગે છે, પછી તે (ખેતી) સુકાઈ જાય છે, બસ તમે તેને જુઓ તો પીળી પડી જાય છે, પછી તે ભૂસું થઈ જાય છે (એ જ પ્રમાણે દુનિયા અમુક દિવસની વસંત છે, પછી અસ્ત થવું અને કરમાઈ જવું; આ તો દુનિયાની હાલત થઈ) અને આખિરત(ની પરિસ્થિતિ એ છે કે તે)માં (તે વસ્તુઓ છે, એક તો કાફિરો માટે) કઠોર અઝાબ છે અને (બીજી ઈમાનવાળાઓ માટે) અલ્લાહ તરફથી મા'ફી અને રજામંદી છે (અને આ

બંને કાયમી છે, બસ આખિરત તો કાયમી છે) અને દુનિયાની જિંદગી માત્ર (ફના થનાર છે જેમકે ધારી લો કે એક) છેતરામણો માલ છે (બસ જ્યારે દુનિયાનો માલ દોલત ફના થનાર અને આખિરત હંમેશા બાકી રહેનાર છે જે ઈમાનના કારણે પ્રાપ્ત થાય છે તો) તમે પોતાના પરવરદિગારની મા'ફી તરફ દોડો અને (વળી) એવી જન્નત તરફ જેની વિશાળતા આસમાન અને જમીનની વિશાળતા સમાન છે (એટલે કે ઓછી નથી બલકે અતિવિશાળ છે અને) તે એવા લોકો માટે તૈયાર કરવામાં આવી છે જેઓ અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન ધરાવે છે (અને) આ (મા'ફી અને રાજીપો) અલ્લાહની કૃપા છે, તે પોતાની કૃપા જેને ઈચ્છે અર્પણ કરે અને અલ્લાહ મહાકૃપાળુ છે (તેમાં ઈશારો એ છે કે પોતાના અમલો ઉપર કોઈ અભિમાન ન કરે અને પોતાના અમલોથી જન્નતનો હકદાર હોવાનો દા'વો ન કરે, આ માત્ર અલ્લાહ તઆલાની કૃપા છે જેનો આધાર માત્ર તેની ઈચ્છા ઉપર છે પરંતુ અમે પોતાની રહેમતથી આ અમલો કરનારાઓની સાથે અમારી ઈચ્છાનો સંબંધ જોડી દીધો છે, જો અમે ઈચ્છ્યું હોત તો આવો સંબંધ ન જોડયો હોત اَلْقُدْرَةُ تَتَعَلَّقُ بِالضِّدَّيْنِ)

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં જન્નતવાળા અને દોઝખવાળાઓની પરિસ્થિતિનું વર્ણન હતું જે આખિરતમાં સામે આવશે અને કાયમી હશે તથા આખિરતની નેઅ્મતોથી વંચિત અને અઝાબમાં સપડાવવાનું મોટું કારણ માનવો માટે દુનિયાનો ફના થનાર રસાસ્વાદ અને તેમાં ઓતપ્રોત રહીને આખિરતથી ગફલતમાં રહેવું છે, તેથી આ આયતોમાં દુનિયાનું ફના થનાર હોવું તથા તેનું ભરોસાપાત્ર ન હોવું સાબિત કરવામાં આવ્યું છે.

જિંદગીની શરૂઆતથી અંત સુધી જે કંઈ દુનિયામાં થાય છે અને જેમાં દુનિયાદાર ઓતપ્રોત અને પ્રવૃત્ત જોવા મળે છે અને તેના જ ઉપર ખુશ રહે છે તેનું વર્ણન ક્રમાનુસાર એ છે કે દુનિયાની જિંદગીનો ખુલાસો આ ક્રમશઃ અમુક વસ્તુઓ અને અમુક પરિસ્થિતિઓ છે, પ્રથમ ખેલકૂદ, પછી શણગાર, પછી ગર્વ અભિમાન, પછી માલ અને અવલાદના વધારે હોવા ઉપર ગર્વ અને ફખ્ર કરવો.

"લહ્વો લઅબ" એટલે કે વ્યર્થ ખેલકૂદ જેમાં કોઈ લાભ ન હોય જેમકે

ઘણા નાના બાળકોની પ્રવૃત્તિઓ અને એવી રમત જેનો મૂળ હેતુ માત્ર દિલને ખુશ રાખવું અને સમય પસાર કરવો હોય છે. કામચલાઉ ધોરણે કોઈ કસરત અથવા અન્ય લાભ તેનાથી પ્રાપ્ત પણ થઈ જાય છે જેમકે મોટા બાળકોની રમત દડાથી રમવું, નિશાનબાજી લગાવવી, આંબલી પીપળીની રમત વગેરે. હદીષમાં નિશાનબાજી અને તીરની પ્રેક્ટિસને સારી રમત ઠરાવવામાં આવી છે. શરીર અને પોષાકનો શણગાર વગેરે પ્રખ્યાત બાબત છે. દરેક માણસ આ પરિસ્થિતિમાંથી પસાર થાય છે કે જિંદગીની બિલકુલ શરૂઆતનો વિભાગ તો માત્ર ખેલકૂદમાં પસાર થાય છે, ત્યાર પછી રમત શરૂ થાય છે, ત્યાર પછી તેને પોતાના શરીર અને પોષાકના શણગારની ચિંતા રહે છે, ત્યાર પછી પોતાની સમાન ઉંમરના લોકોથી આગળ વધવાની ફિકર ચિંતા અને તેમના ઉપર મોટાઈ જતાવવાનો દા'વો પેદા થાય છે.

ઈન્સાન ઉપર જેટલા તબક્કાઓ આ ક્રમથી આવે છે વિચાર કરો તો દરેક પરિસ્થિતિમાં તે પોતાની આ જ હાલત ઉપર પ્રવૃત્ત અને તેને જ સૌથી ઉત્તમ સમજે છે, જ્યારે એક પરિસ્થિતિમાંથી બીજી તરફ જઈ રહ્યો હોય છે તો પાછલી પરિસ્થિતિની કમજોરી અને તેનું વ્યર્થપણું સામે આવે છે. બાળક શરૂઆતની પરિસ્થિતિમાં જે રમતોને પોતાની જિંદગીની સૌથી મોટી મૂડી સમજે છે તે તેનાથી ઝૂંટવી લેવામાં આવે તો તેને એવો જ આઘાત લાગે છે જેવી રીતે કોઈ મોટા વ્યક્તિને માન અને સન્માન, બંગ્લો અને ગાડી ઝૂંટવી લેવાથી થાય છે પરંતુ આ પરિસ્થિતિ આગળ વધ્યા પછી તેને વાસ્તવિકતાની જાણ થાય છે કે જે વસ્તુઓને અમે તે સમયે જિંદગીનો હેતુ બનાવ્યો હતો તે કંઈ જ ન હતું બધી રમત માત્ર હતી, બાળપણમાં રમત પછી ખેલકૂદમાં પ્રવૃત્ત રહેવું યુવાનીમાં શણગાર અને ગર્વ કરવાની વૃત્તિ એક મકસદ બનેલો રહ્યો, પછી ઘડપણ આવ્યું, આ માલ ભેગા કરવાની અને અવલાદના વધારે હોવા ઉપર ગર્વ કરવાની વૃત્તિ પણ આવી કે પોતાના માલ અને અવલાદના વધારા તથા અવલાદ અને વંશના વધારા ઉપર ખુશ થતો રહ્યો અને તેને ગણતો તથા ગણાવતો રહ્યો પરંતુ જેવી રીતે જવાનીના સમયમાં બાળપણની પ્રવૃત્તિઓ વ્યર્થ જણાવા લાગી હતી ઘડપણમાં પહોંચીને યુવાનીની પ્રવૃત્તિઓ વ્યર્થ અને ધ્યાન કેન્દ્રિત કરવા માટે અપાત્ર નજરે પડવા લાગી, હવે આ વૃદ્ધ વ્યક્તિની અંતિમ મંઝિલ વૃદ્ધાવસ્થા જ છે તેમાં માલ તથા

અવલાદનો વધારો તથા શક્તિ અને તેના હોદ્દા કે મોભ્મા ઉપર ગર્વ કરવો તેની જિંદગીની મૂડી અને મહાન હેતુ બની રહ્યો છે. કુર્આને કરીમ કહે છે કે આ પરિસ્થિતિ પણ પસાર થઈ જવાની છે અને તે પણ કાયમી નથી, હવે આગળની પરિસ્થિતિ બરઝખ પછી કયામતની છે તેની ફિકર કરો કે તે જ અસલ છે. કુર્આને કરીમે આ ક્રમ પ્રમાણે તે બધી પ્રવૃત્તિઓ અને દુનિયાના હેતુઓને અસ્ત થનાર અધૂરા તથા બિનભરોસાપાત્ર હોવાનું વર્ણન કર્યું છે અને આગળ તેને એક ખેતીનું ઉદાહરણ આપી વધારે સ્પષ્ટ કર્યું.

كَمَثَلِ غَيْثٍ اَعْجَبَ الْكُفَّارَ نَبَاتُهٗ ثُمَّ يَهِيْجُ فَتَرٰىهُ مُصْفَرًّا ثُمَّ يَكُوْنُ حُطَامًا માં શબ્દ غَيْثٌ (ગયૂષ)નો અર્થ "વરસાદ" થાય છે અને શબ્દ "કુફ્ફાર" જે મો'મિનોના મુકાબલામાં આવે છે તેનો એક અર્થ તો ઘણો પ્રખ્યાત છે પરંતુ તેનો એક બીજો શાબ્દિક અર્થ "ખેડૂત"નો પણ થાય છે. આ આયતમાં અમુક લોકોએ આ જ અર્થ ભાવાર્થ સ્વરૂપે લીધો છે અને આયતનો અર્થ એ ઠરાવ્યો છે કે જે રીતે વરસાદથી ખેતી અને પ્રકાર પ્રકારની વનસ્પતિ ઊગે છે અને જ્યારે તે હરિયાળી થઈ જાય છે તો ખેડૂત તેનાથી ખુશ થાય છે અને બીજા અમુક તફસીરકારોએ કુફ્ફારનો આ સ્થળે પણ પ્રખ્યાત અર્થ લીધો છે કે કાફિર લોકો તેનાથી ખુશ થાય છે અને તેના ઉપર જે શંકા કરવામાં આવે છે કે તે ખેતીની હરિયાળી જોઈને માત્ર કાફિર ખુશ નથી થતો મુસલમાન પણ તેનાથી ખુશ થાય છે, તેનો જવાબ તફસીરકારોએ એ આપ્યો છે કે મો'મિનની ખુશી અને કાફિરની ખુશીમાં ઘણો મોટો તફાવત છે, મો'મિન ખુશ થાય છે તો તેના ચિંતનનું વલણ અલ્લાહ તઆલા તરફ ફરી જાય છે અને વિશ્વાસ કરે છે કે આ બધું કંઈ તેની જ કુદરત, હિકમત અને રહેમતનું પરિણામ છે, તે આ વસ્તુને જિંદગીનો હેતુ નથી બનાવતો, પછી તેની ખુશીની સાથે તેને આખિરતની ફિકર પણ દરેક સમયે લાગેલી રહે છે તેથી જે મો'મિન ઈમાનના તકાદાને પૂરો કરે છે દુનિયાની મોટામાં મોટી દોલત ઉપર પણ તે એવો ખુશ અને મદમસ્ત નથી થતો જેમકે કાફિર થાય છે તેથી અહીંયાં ખુશીની જાહેરાતનો કાફિરો સાથે સંબંધ જોડયો છે.

આગળ આ ઉદાહરણનો ખુલાસો એ છે કે આ ખેતી અને બીજી વનસ્પતિ ફૂલો, ફળો જ્યારે હર્યું ભર્યું થાય છે તો બધા જોનારા ખાસ કરીને કાફિરો ઘણા ખુશ અને આનંદિત નજરે પડે છે પરંતુ અંતે પછી તે સુકાઈ જવાની શરૂઆત

થાય છે, પછી પીળું પડી જાય છે, પછી બિલકુલ સુક્કું થઈને ભૂસું થઈ જાય છે, આ જ ઉદાહરણ માણસનું છે કે તે શરૂઆતમાં તાજો માજો રૂપાળો હોય છે, બાળપણથી યુવાની સુધીનો તબક્કો આવી જ હાલતમાં રહેતો હોય છે પરંતુ અંતે ઘડપણ આવી જાય છે જે ધીરે ધીરે શરીરની તાજગી તથા ખુબસૂરતી બધું સમાપ્ત કરી દે છે અને અંતે મૃત્યુ પામી માટી બની જાય છે. અલ્પજીવી અને અસ્ત થનાર દુનિયાનું વર્ણન કર્યા પછી મૂળ હેતુ એટલે કે આખિરત તરફ ચિંતા અને ધ્યાન અપાવવા માટે આખિરતની પરિસ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું.

وَفِى الْاٰخِرَةِ عَذَابٌ شَدِيْدٌ وَّمَغْفِرَةٌ مِّنَ اللّٰهِ وَرِضْوَانٌ એટલે કે આખિરતમાં માનવી તેની બે પરિસ્થિતિઓમાંથી કોઈ એકમાં અવશ્ય પહોંચે છે, એક પરિસ્થિતિ કાફિરોની છે, તેમના માટે કઠોર અઝાબ છે, બીજી હાલત મો'મિનોની છે, તેમના માટે અલ્લાહ તઆલા તરફથી મા'ફી અને રહમત છે.

અહીંયાં અઝાબનું વર્ણન પહેલું કરવામાં આવ્યું કારણ કે દુનિયામાં મસ્ત અને મગરૂર બનવું જે પહેલી આયતમાં આવ્યું છે તેનું પરિણામ પણ કઠોર અઝાબ જ છે અને કઠોર અઝાબના મુકાબલામાં બે વસ્તુઓનું વર્ણન કર્યું, મા'ફી અને અલ્લાહ તઆલાનો રાજીપો; જેમાં ઈશારો છે કે ગુનાહો અને ભૂલોની મા'ફી એક નેઅ્મત છે જેના પરિણામે માનવી અઝાબથી બચી જાય છે પરંતુ અત્રે માત્ર એટલું જ નથી બલકે અઝાબથી બચીને પછી જન્નતની કાયમી નેઅ્મતોથી પણ નવાજવામાં આવે છે જેનું કારણ અલ્લાહ તઆલાનો રાજીપો અને તેની ખુશી હોય છે.

ત્યાર પછી દુનિયાની હકીકતને આ ટૂંકા શબ્દોમાં વર્ણન કરી وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا مَتَاعُ الْغُرُوْرِ એટલે કે આ બધી વાતોને જોઈ સમજ્યા પછી એક બુદ્ધિશાળી અને સમજુ માણસ માટે એના સિવાય કોઈ પરિણામ દુનિયા માટે સામે નથી રહી શકતું કે તે એક ધોકાની મૂડી માત્ર છે. અસલી મૂડી તે નથી જે આડા સમયે કામમાં આવી શકે, પછી આખિરતનો અઝાબ અને સવાબ તથા દુનિયાના અસ્થાયીપણાને વર્ણન કરવાથી આવશ્યક અસર એ હોવી જોઈએ કે માનવી દુનિયાના આનંદ પ્રમોદમાં ઓતપ્રોત ન રહે બલકે આખિરતની નેઅ્મતોની વધારે ફિકર કરે, તેનું વર્ણન આગલી આયતોમાં આ પ્રમાણે આવ્યું છે.

سَابِقُوْۤا اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ وَجَنَّةٍ عَرْضُهَا كَعَرْضِ السَّمَآءِ وَالْاَرْضِ એટલે કે પોતાના પરવરદિગારની મગફિરત તરફ અને તે જન્નત તરફ પહેલ કરો જેનો વિસ્તાર આસમાન અને જમીનના વિસ્તાર સમાન છે.

પહેલ કરવાનો અને દોડવાનો ભાવાર્થ એ હોઈ શકે છે કે ઉંમર અને તંદુરસ્તી તથા શારીરિક શકિતનો કોઈ ભરોસો નથી, નેક અમલોમાં સુસ્તી અને તેના પ્રત્યે બેદરકારી ન સેવો, એવું ન થાય કે પછી કોઈ બીમારી અથવા કારણ આવીને તમને એ અમલ કરવા લાયક જ ન છોડે અથવા મોત જ આવી જાય; તો પહેલ કરવાનો ભાવાર્થ એ છે કે લાચારી, કમજોરી કે મોત પહેલાં પહેલ કરો કે તેના આવવાથી પહેલાં પહેલાં આવા અમલોનો ભંડાર સંગ્રહી લો જે જન્નત સુધી પહોંચવાનું માધ્યમ બની શકે છે.

પહેલ કરવાનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે નેક અમલોમાં બીજાઓ કરતાં આગળ વધવાની કોશીશ કરો જેમકે હઝરત અલી (રદિ.)એ પોતાની નસીહતોમાં ફરમાવ્યું કે તમે મસ્જિદમાં સૌથી પહેલાં જનારા અને સૌથી અંતે નીકળનારા બનો, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે જિહાદની સફોમાં પ્રથમ સફમાં રહેવા માટે આગળ વધો, હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે નમાઝની જમાઅતમાં પ્રથમ તકબીરમાં હાજર રહેવાનો પ્રયત્ન કરો. (રૂહ)

જન્નતના પરિચયમાં કહ્યું કે તેનો વિસ્તાર પૃથ્વી અને આસમાન બરાબર હશે. સૂરએ આલિ ઈમ્રાનમાં પણ આ જ વિષયની આયત અગાઉ આવી ચૂકી છે, તેમાં શબ્દ سمٰوٰت (સમાવાત) બહુવચનની સાથે આવ્યું છે જેનાથી જાણ થાય છે કે આસમાનથી ભાવાર્થ સાતેય આસમાનો છે અને અર્થ એ થશે કે સાતેય આસમાનો અને જમીનના વિસ્તારને એક સ્થળે એકઠો કરો લો તો તે જન્નતનો વિસ્તાર થાય, એટલે કે તેની લંબાઈ પહોળાઈ અને એનાથી સાબિત થાય છે કે જન્નતની વિશાળતા સાતેય આસમાનો અને જમીનની વિશાળતા કરતાં પણ વધારે છે અને શબ્દ عَرْض (અર્જ) વિશાળતાના અર્થમાં પણ આવે છે, તેમાં લંબાઈ પહોળાઈનો મુકાબલો કરવાનો હેતુ નથી હોતો. બંને સ્વરૂપોમાં જન્નતની મહાન વિશાળતાનું વર્ણન સાબિત થાય છે.

ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ۚ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ આનાથી આગલી આયતમાં જન્નત અને તેની નેઅ્મતો માટે પહેલ કરવાનો અને પ્રયત્ન કરવાનો હુકમ હતો, એનાથી કોઈને એવો વિચાર પેદા થઈ શકતો હતો કે જન્નત અને તેની કદી સમાપ્ત ન થનાર નેઅ્મતો અમારા અમલનું પરિણામ છે અને અમારા અમલો એના માટે પૂરતા છે પરંતુ આયતમાં અલ્લાહ તઆલાએ આ ઈરશાદ ફરમાવ્યો કે તમારા અમલો જન્નતની પ્રાપ્તિ માટે પૂરતા નથી જેના ઉપર જન્નત મળવી આવશ્યક જ હોય. માનવીની સમગ્ર જિંદગીના અમલો પણ તે નેઅ્મતોનો બદલો નથી બની શકતો જે દુનિયામાં તેને મળી ચૂકી છે. અમારા આ અમલો જન્નતની કદી સમાપ્ત ન થનારી નેઅ્મતોની કિંમત નથી બની શકતી, જન્નતમાં જે પણ દાખલ થશે તે અલ્લાહ તઆલાની કૃપા અને અહેસાનથી જ દાખલ થશે જેમકે સહીહૈનમાં હઝરત અબૂહુરયરહ (રદિ.)થી મરફૂઅ્ હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તમારામાં કોઈને માત્ર તેનો અમલ છુટકારો નહીં અપાવી શકે. સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે શું તમે પણ ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હા ! હું પણ પોતાના અમલોથી જન્નત પ્રાપ્ત નથી કરી શકતો એ સિવાય કે અલ્લાહ તઆલાની કૃપા અને રહમત થઈ જાય. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ હદીદ : આયતં નં. ૨૨ થી ૨૪)

مَآ اَصَابَ مِنْ مُّصِيْبَةٍ فِي الْاَرْضِ وَلَا فِيْٓ اَنْفُسِكُمْ اِلَّا فِيْ كِتٰبٍ مِّنْ قَبْلِ
اَنْ نَّبْرَاَهَا ۭ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ﴿۲۲﴾ لِّكَيْلَا تَاْسَوْا عَلٰي مَا فَاتَكُمْ وَلَا تَفْرَحُوْا
بِمَآ اٰتٰىكُمْ ۭ وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرِۨ ﴿۲۳﴾ الَّذِيْنَ يَبْخَلُوْنَ وَيَاْمُرُوْنَ
النَّاسَ بِالْبُخْلِ ۭ وَمَنْ يَّتَوَلَّ فَاِنَّ اللّٰهَ هُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ﴿۲۴﴾

**તરજુમો :**

*કોઈ આફત નથી આવતી પ્રદેશમાં અને ન જ તમારી જાતમાં જે લખી ન હોય એક કિતાબમાં એના પહેલાં કે અમે તેને દુનિયામાં પેદા કરીએ, બેશક ! આ અલ્લાહ માટે સરળ છે. (૨૨) જેથી તમે ગમ ન કરો એના ઉપર જે હાથ*

*ન લાગ્યું અને ન જ બડાઈ હાંક્યા કરો એના ઉપર જે તેણે તમને આપ્યું અને અલ્લાહને કોઈ ઈતરાનારો બડાઈખોર પસંદ નથી. (૨૩) તે કે જે પોતે તો ન આપે અને લોકોને પણ ન આપવાનું શિખવાડે અને જે કોઈ મોઢું ફેરવે તો અલ્લાહ પોતે જ બેપરવા છે બધી ખુબીઓવાળો (વખાણપાત્ર). (૨૪)*

## તફસીર

કોઈ મુસીબત ન તો દુનિયામાં આવે છે અને ન જ ખાસ તમારા જાનવરોમાં પરંતુ તે (બધું) એક કિતાબમાં (એટલે કે લવહે મહફૂઝમાં) લખ્યું છે એનાથી પહેલાં કે અમે તે જીવોને પેદા કર્યા (એટલે કે બધી જ મુસીબતો બહારની હોય કે અંદરની તે બધી મુકદર થઈ ચૂકેલ છે અને) આ અલ્લાહ સમીપ સરળ કામ છે (કે તેના આવતાં પહેલાં તે લખી દેવામાં આવ્યું કારણ કે તેને ગય્બનું જ્ઞાન પ્રાપ્ત છે અને તમને આ વાત એટલા માટે બતાવી આપી) જેથી જે વસ્તુ તમારી પાસેથી જતી રહે (એટલે કે તંદુરસ્તી અથવા અવલાદ અથવા માલ) તમે તેના ઉપર (એટલો) રંજ ન કરો (જે અલ્લાહ તઆલાની મરજીને તલબ કરવા અને આખિરતના મા'મલામાં પ્રવૃત્ત થવામાં અડચણ બની જાય અને તેનાથી સ્વાભાવિક તકલીફનો કોઈ વાંધો નથી) અને જેથી જે વસ્તુઓ તમને આપવામાં આવી છે (તેના વિશે પણ એવું જાણી લો કે અલ્લાહ તઆલાએ પોતાની રહમત અને કૃપાથી તે આપવાનું નક્કી કર્યું હતું અને તેણે અમને આપી છે) તેના ઉપર ઈતરાવો નહીં (કારણ કે તે અલ્લાહ તઆલાની ઈચ્છા અને હુકમથી મળેલ છે પોતે પેદા કરેલ વસ્તુ નથી, પછી જે વસ્તુ અલ્લાહ તઆલાની ઈચ્છા અને હુકમના આધીન હોય તેના ઉપર માનવીને ઈતરાવાનો શું હક છે) અને (આગળ આ ઈતરાવા ઉપર ચેતવણી છે કે) અલ્લાહ તઆલા કોઈ ઈતરાનાર બડાઈ હાંકનારને પસંદ કરતો નથી (مُخْتَالٍ નો શબ્દ ખાસ કરી આંતરિક વિશેષતાઓ ઉપર ઈતરાનાર અને ગર્વ કરનાર માટે આવે છે અને બાહ્ય વસ્તુઓ માલ, દોલત, હોદ્દો વગેરે ઉપર ઈતરાનાર માટે પણ તેનો ઉપયોગ થાય છે, આગળ કંજૂસાઈની નીંદા છે કે) જે એવા છે કે (દુનિયાની મહોબ્બતના કારણે) પોતે પણ (અલ્લાહ તઆલા નજીક પસંદ કરવામાં આવેલ હકોમાં ખર્ચ કરવાથી) કંજૂસી કરે છે (ભલે પોતાની ઈચ્છાઓ અને ગુનાહોમાં કેટલોય ખર્ચ કરે) અને (તે ગુનાહમાં પણ સંડોવાતો રહે કે) બીજા લોકોને પણ કંજૂસી કરવાનું શિખવાડે (اَلَّذِيْنَ... આ

બાબતમાં એ તરફ ઈશારો પણ છે કે દુનિયાની મહોબ્બતથી મોટે ભાગે બુરી સિફતો એકઠી થઈ જ જાય છે તેમાં મોટાઈ, બડાઈ, કંજૂસી વગેરેમાં પણ આવી જાય છે) અને (આ જ દુનિયાની મહોબ્બત ક્યારેક હકથી મોઢું ફેરવવા સુધી પહોંચાડી દે છે જેના માટે આ ચેતવણી છે કે) જે વ્યક્તિ (દીને હકથી જેનો એક વિભાગ અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવો પણ છે) મોઢું ફેરવશે તો અલ્લાહ(ને કોઈ નુકસાન નથી, કારણ કે તે બધી ઈબાદતો અને માલથી) બેપરવા છે (અને પોતાની જાત અને વિશિષ્ટતાઓમાં સંપૂર્ણ અને) પ્રશસ્તીપાત્ર છે.

## મસ્અલા અને બોધપાઠ :

દુનિયાની બે વસ્તુઓ માનવીને અલ્લાહ તઆલાની યાદ અને આખિરતની ફિકરથી ગાફેલ કરનારી છે; એક રાહત અને એશ આરામ જેમાં ઓતપ્રોત થઈને માનવી અલ્લાહ તઆલાને ભૂલાવી બેસે છે, તેનાથી બચવાનું માર્ગદર્શન પાછલી આયતોમાં આવી ચૂક્યું છે. બીજી વસ્તુ મુસીબત અને ગમ છે તેમાં સંડોવાઈને પણ અમુક સમયે માનવી હતાશ, નિરાશ અને અલ્લાહ તઆલાની યાદથી ગાફેલ થઈ જાય છે; પ્રસ્તુત આયતોમાં તેનું વર્ણન છે,
مَآ اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فِى الْاَرْضِ وَلَا فِىْٓ اَنْفُسِكُمْ اِلَّا فِىْ كِتٰبٍ مِّنْ قَبْلِ اَنْ نَّبْرَاَهَا
એટલે કે જે કોઈ મુસીબત તમને જમીનમાં અથવા પોતાના પ્રાણોમાં પહોંચે છે તે બધું અમે કિતાબ એટલે કે લવ્હે મહફૂઝમાં સૃષ્ટિના સર્જન પહેલાં પણ લખી દીધું હતું. જમીનની મુસીબતથી ભાવાર્થ દુષ્કાળ, ધરતીકંપ, ખેતી અને બગીચામાં નુકસાન, વેપારમાં ખોટ, માલ અને દોલત બરબાદ થઈ જવી, દોસ્ત અને સંબંધીઓનું મૃત્યું થવું બધું તેમાં સામેલ છે અને પોતાના પ્રાણોની મુસીબતમાં દરેક પ્રકારની બીમારીઓ, ઘા વાગવા વગેરે સામેલ છે.

لِّكَيْلَا تَاْسَوْا عَلٰى مَا فَاتَكُمْ وَلَا تَفْرَحُوْا بِمَآ اٰتٰىكُمْ આ આયતનો ભાવાર્થ એ છે કે દુનિયામાં જે કોઈ મુસીબત અથવા રાહત ખુશી અથવા ગમ માનવી સામે આવે છે તે બધું અલ્લાહ તઆલાએ લવ્હે મહફૂઝમાં મનુષ્યના પેદા થતાં પહેલાં જ લખી રાખ્યું છે, તેની જાણકારી તમને એટલા માટે આપવામાં આવી જેથી તમે દુનિયાની સારી અને નરસી પરિસ્થિતિઓ ઉપર વધારે ધ્યાન ન આપો, ન તો અહીંયાંની તકલીફ અને મુસીબત કે નુકસાન અને ખોટ કંઈક વધારે હસરત અને અફસોસ કરવાની વસ્તુ છે અને ન જ રાહત અને એશ આરામ અથવા માલ અને

દોલત એટલી વધારે ખુશ અને મદમસ્ત થવાની વસ્તુ છે કે જેમાં ઓતપ્રોત થઈને અલ્લાહ તઆલાની યાદ અને આખિરતથી ગાફેલ થઈ જવાય.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે દરેક વ્યક્તિ સ્વાભાવિક રીતે અમુક વસ્તુથી ખુશ થાય છે અને અમુક વસ્તુથી ગમગીન થાય છે પરંતુ થવું એવું જોઈતું હતું કે જેને કોઈ મુસીબત પડે તે તેના ઉપર સબ્ર કરીને આખિરતનો સવાબ અને બદલો કમાય અને જે કોઈને રાહત અને ખુશી મળે તે તેના ઉપર અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરીને સવાબ અને બદલો પ્રાપ્ત કરે.

*(રવાહુ હાકિમ વ સહીહા અઝ રૂહ)*

આગલી આયતમાં રાહત અને આરામ અથવા માલ અને દોલત ઉપર ઈતરાનારા અને ગર્વ કરનારા લોકોની ટીકા કરવામાં આવી છે, وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرٍ એટલે કે અલ્લાહ તઆલા ઈતરાનારાઓને અને મિથ્યાભિમાનીઓને પસંદ નથી કરતો અને એ દેખીતું છે કે જે પસંદ નથી હોતો તેની સાથે દુશ્મનાવટ અને નફરત હોય છે. મતલબ એ છે કે દુનિયાની નેઅ્મતો ઉપર ઈતરાનાર અને મિથ્યાભિમાન કરનાર અલ્લાહ તઆલા નજીક નીંદનીય છે પરંતુ પસંદ ન કરવાના વિષયનું વર્ણન કરીને કદાચ એ તરફ ઈશારો કર્યો છે કે બુદ્ધિશાળી અને દિર્ઘદષ્ટિવાળા માનવીની ફરજ એ હોવી જોઈએ કે તે પોતાના દરેક કાર્યમાં એ બાબતની ચિંતા કરે કે તે અલ્લાહ તઆલા સમીપ પસંદ છે અથવા નહીં એટલા માટે અહીંયાં પસંદ નાપસંદનું વર્ણન કરવામાં આવ્યું.

---

**આયત : (સૂરએ હદીદ : આયત નં. ૨૫)**

لَقَدْ اَرْسَلْنَا رُسُلَنَا بِالْبَيِّنٰتِ وَاَنْزَلْنَا مَعَهُمُ الْكِتٰبَ وَالْمِيْزَانَ لِيَقُوْمَ
النَّاسُ بِالْقِسْطِ ۚ وَاَنْزَلْنَا الْحَدِيْدَ فِيْهِ بَاْسٌ شَدِيْدٌ وَّمَنَافِعُ لِلنَّاسِ
وَلِيَعْلَمَ اللّٰهُ مَنْ يَّنْصُرُهٗ وَرُسُلَهٗ بِالْغَيْبِ ۭ اِنَّ اللّٰهَ قَوِيٌّ عَزِيْزٌ ﴿٢٥﴾

**તરજુમો :**

*અમે પોતાના રસૂલ નિશાનીઓ આપી મોકલ્યા છે અને તેમની સાથે કિતાબ*

*ઉતારી અને ત્રાજવું જેથી લોકો ન્યાય ઉપર સીધા રહે અને અમે લોઢું ઉતાર્યું જેમાં સખત લડાઈ છે અને લોકોના કામ ચાલે છે અને જેથી અલ્લાહ જાણે કોણ તેની મદદ કરે છે અને તેના રસૂલોની જોયા વિના; બેશક ! અલ્લાહ જોરાવર મહાબળવાન છે. (૨૫)*

**તફસીર :**

અમે (તમારી આખિરતની સુધારણા માટે) પોતાના પયગમ્બરોને ખુલ્લા સ્પષ્ટ હુકમો આપીને મોકલ્યા અને અમે તેમની સાથે કિતાબોને અને (તે કિતાબોમાં ખાસ કરીને) ન્યાય કરવા(ના હુકમ)ને (જેનો સંબંધ હુકૂકુલ ઈબાદ સાથે છે) નાઝિલ કર્યા જેથી લોકો (હુકૂકુલ્લાહ અને હુકૂકુલ ઈબાદમાં) મધ્યમ માર્ગ ઉપર કાયમ રહે (તેમાં સમગ્ર શરીઅત આવી ગઈ જે મધ્યમમાર્ગી છે અને અતિરેક કે ઉણપ કરનાર નથી) અને અમે લોઢાને ઉતાર્યું છે જેમાં સખત માર છે (જેથી તેના દ્વારા દુનિયાની વ્યવસ્થા રહે અને ડરના કારણે દુનિયાની ઘણી બધી અવ્યવસ્થાઓ અટકી જાય છે) અને (તે સિવાય) લોકોને બીજા પણ જાતજાતના લાભો છે (જેથી મોટા ભાગના યંત્રો અને હથિયારો લોઢાથી બને છે) અને (એટલા માટે લોઢાને પેદા કર્યું) જેથી અલ્લાહ તઆલા (જાહેર રીતે) જાણી લે કે (અલ્લાહ તઆલાને) જોયા વિના તેની અને તેના રસૂલોની (એટલે કે દીનની) કોણ મદદ કરે છે (કારણ કે લોઢું જિહાદમાં પણ કામ આવે છે તો તે પણ આખિરતનો લાભ થયો અને જિહાદનો હુકમ એટલા માટે નથી કે અલ્લાહ તઆલા તેનો મોહતાજ છે ! બલકે) અલ્લાહ તઆલા (પોતે) ખૂબ જોરાવર મહાબળવાન છે (બલકે જિહાદ તો તમારા સવાબ માટે છે).

**મસ્અલા અને બોધપાઠ :**

**આસમાની કિતાબો અને અંબિયા (અલૈ.)ને મોકલવાનો મૂળ હેતુ લોકોને ન્યાય અને ઇન્સાફ ઉપર કાયમ રાખવાનો છે :**

لَقَدْ اَرْسَلْنَا رُسُلَنَا بِالْبَيِّنٰتِ وَاَنْزَلْنَا مَعَهُمُ الْكِتٰبَ وَالْمِيْزَانَ لِيَقُوْمَ النَّاسُ بِالْقِسْطِ وَاَنْزَلْنَا الْحَدِيْدَ فِيْهِ بَاْسٌ شَدِيْدٌ... આ આયતમાં શબ્દ بَيِّنٰت નો શાબ્દિક અર્થ સ્પષ્ટ અને ખુલ્લી વસ્તુઓનો છે, તેનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે સ્પષ્ટ હુકમો હોય જેમકે તફસીરના ખુલાસામાં આ જ તરજુમો લેવામાં આવ્યો છે

અને એવું પણ હોઈ શકે છે કે તેનાથી મોઅ્જિઝાઓ અને નુબુવ્વત તથા રિસાલત ઉપર સ્પષ્ટ દલીલો ભાવાર્થ સ્વરૂપે હોય. (ઈબ્ને કષીર, ઈબ્ને હય્યાન) અને બય્યિનાત પછી اَنۡزَلۡنَا مَعَهُمُ الۡكِتٰبَ કિતાબ નાઝિલ કરવાનું અલગથી વર્ણન દેખીતી રીતે એનું જ વિવરણ છે કે بَيِّنٰتِ (બય્યિનાત)થી ભાવાર્થ મોઅ્જિઝાઓ અને દલીલો હોય અને હુકમોની સ્પષ્ટતા માટે કિતાબ નાઝિલ કરવાનું વર્ણન કરવામાં આવ્યું.

કિતાબની સાથે એક બીજી વસ્તુ مِيۡزَانَ (મીઝાન) ઉતારવાનું પણ વર્ણન છે, "મીઝાન" અસલમાં તે વસ્તુને કહેવામાં આવે છે જેના દ્વારા કોઈ વસ્તુનું વજન કરવામાં આવે, જેમકે સામાન્ય સ્વરૂપમાં ત્રાજવું હોય છે અને ત્રાજવા સિવાય બીજી વિવિધ વસ્તુઓ જે માપવા માટે ઉપયોગ થાય છે અને તે માટે અનેક પ્રકારના યંત્રો શોધાતા રહે છે તે પણ મીઝાનમાં સામેલ છે, જેમકે આજકાલ પ્રકાશ, હવા વગેરે માપવાના યંત્રો પણ શોધાયા છે.

આ આયતમાં કિતાબની જેમ મીઝાન માટે પણ નાઝિલ કરવાનું વર્ણન કર્યું છે, કિતાબનું આસમાનથી નાઝિલ થવું અને ફરિશ્તાઓ દ્વારા પયગમ્બર સુધી પહોંચવું તો સૌને ખબર છે, મીઝાનને ઉતારવાનો શું અર્થ છે તેના વિશે તફસીરે રૂહુલ મઆની અને મઝહરી વગેરેમાં છે કે મીઝાનને ઉતારવાથી ભાવાર્થ તે હુકમો નાઝિલ કરવા છે જે ત્રાજવાનો ઉપયોગ કરવા વિશે અને ન્યાય કરવા વિશે નાઝિલ થયા તથા કુર્તુબીએ કહ્યું કે વાસ્તવમાં ઉતરાણ તો કિતાબનું જ થયું છે ત્રાજવું બનાવવું તેની સાથે જોડી દેવામાં આવ્યું છે જેમકે અરબના ભાષાપ્રયોગમાં તેના દૃષ્ટાંતો ઉપસ્થિત છે, આથી આ વાકયનો ભાવાર્થ એ છે કે اَنۡزَلۡنَا الۡكِتٰبَ وَوَضَعۡنَا الۡمِيۡزَانَ એટલે કે અમે કિતાબ ઉતારી અને ત્રાજવું બનાવ્યું, તેનું સમર્થન સૂરએ રહમાનની આયત وَالسَّمَآءَ رَفَعَهَا وَوَضَعَ الۡمِيۡزَانَ થી પણ થાય છે કે તેમાં મીઝાનની સાથે શબ્દ وَضۡعَ (વઝઅ-બનાવવું)નો ઉપયોગ થયો છે.

અમુક રિવાયતોમાં છે કે હઝરત નૂહ (અલૈ.) ઉપર સાચા અર્થમાં આસમાનથી ત્રાજવું નાઝિલ કરવામાં આવ્યું હતું અને હુકમ આપવામાં આવ્યો હતો કે તેનાથી વજન કરીને હકો પૂરા કરવા જોઈએ. વલ્લાહુ અઅ્લમુ.

કિતાબ અને મીઝાન પછી એક ત્રીજી વસ્તુ નાઝિલ કરવાનું વર્ણન છે

એટલે કે હદીદ (લોઢું), તેને ઉતારવાનો અર્થ પણ તેને પેદા કરવું છે જેમકે કુર્આને કરીમની એક આયતમાં ચોપગા પશુઓ વિશે પણ શબ્દ اِنْـــــــزَال (ઈન્ઝાલ) ઉપયોગ કરવામાં આવ્યો છે જ્યારે કે તે ક્યાંય આસમાનથી નાઝિલ નથી થતા, જમીન ઉપર જ પેદા થાય છે. આયત આ છે وَاَنْـزَلَ لَـكُمْ مِّنَ الْاَنْعَامِ ثَمٰنِيَةَ اَزْوَاجٍ અહીંયાં સર્વસહમતીએ اَنْـزَلْنَا (ઉતારવું)થી ભાવાર્થ خَـلَقْنَا (બનાવવું) છે. એટલે કે સર્જન કરવાને ઉતારવાના શબ્દથી ઓળખાવી દીધું છે જેમાં ઈશારો એ તરફ જોવા મળે છે કે દુનિયામાં જે કંઈ છે તે બધું એ આધારે આસમાનથી જમીન તરફ ઉતારેલું છે કે તેના પેદા થવાથી પણ ઘણા પહેલાં તે લવ્હે મહફૂઝમાં લખી લેવામાં આવ્યું હતું. *(૨૯)*

حَـــدِيْــدٌ (હદીદ) એટલે કે લોખંડના નાઝિલ કરવાની બે હિકમતો આ આયતમાં વર્ણન કરવામાં આવી છે, પ્રથમ એ કે વિરોધીઓ ઉપર તેનો રૂઆબ પડે છે અને બળવાખોરોને તેના દ્વારા અલ્લાહ તઆલાના હુકમો તથા ન્યાય અને ઈન્સાફના હુકમોના પાબંદ બનાવવામાં આવે છે. બીજું એ કે તેમાં લોકો માટે ઘણા લાભો અલ્લાહ તઆલાએ મૂક્યા છે કે જે પ્રમાણે ઉદ્યોગ અને સંશોધનો તથા કારીગીરી દુનિયામાં થઈ તથા ભવિષ્યમાં થતી રહેશે તે સૌમાં લોખંડની આવશ્યકતા અવશ્ય રહેલી છે, લોખંડ વિના ઉદ્યોગો કે કારખાનાની કલ્પના પણ શક્ય નથી.



**ખુલાસો :**

અત્રે એ બાબત પણ વિચારપાત્ર છે કે આ આયતનો મૂળ હેતુ પયગમ્બરો અને કિતાબો મોકલવા અને ન્યાયનું ત્રાજવું સ્થાપિત કરવા અને તેનો ઉપયોગ કરવા વિશે વર્ણન કરી છે કે لِيَـقُـوْمَ الـنَّـاسُ بِـالْقِسْطِ એટલે કે લોકો ઈન્સાફ ઉપર કાયમ થઈ જાય. ત્યાર પછી એક ત્રીજી વસ્તુ એટલે કે લોઢાને ઉતારવાનું એટલે કે પેદા કરવાનું વર્ણન પણ કરવામાં આવ્યું છે, એ પણ વાસ્તવમાં આ જ ન્યાય અને ઈન્સાફની પૂર્ણતા માટે છે જે પયગમ્બરો અને કિતાબને નાઝિલ કરવાનો મૂળ હેતુ છે કારણ કે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો ન્યાય અને ઈન્સાફ કાયમ કરવાની સ્પષ્ટ દલીલો આપે છે અને તે એવું ન કરવાના સ્વરૂપમાં આખિરતા અઝાબથી ડરાવે છે. મીઝાન તે મર્યાદાઓને બતાવે છે જેનાથી ઈન્સાફ કરવામાં આવે છે પરંતુ બળવાખોર બદમાશો કે જે ન તો કોઈ દલીલને માને છે

અને ન જ ત્રાજવાની વહેંચણી પ્રમાણે અમલ કરવા તૈયાર છે જો તેમને સ્વતંત્ર છોડી દેવામાં આવે તો તેઓ દુનિયામાં ન્યાય અને ઈન્સાફ સ્થાપિત થવા દેશે નહીં તેથી તેમને ન્યાયના પાબંદ કરવા માટે લોહું એટલે કે તલવારથી કામ લેવું પડે છે જે શાસનકર્તાઓ અને વહીવટ કરનારાઓ અંતે મજબૂરીના દરજ્જાનો ઉપયોગ કરે છે.

**ખુલાસો :**

અત્રે એ વાત પણ ધ્યાનપાત્ર છે કે કુર્આને કરીમે દુનિયામાં ન્યાય અને ઈન્સાફ સ્થાપિત કરવા માટે બે વસ્તુઓને તો મૂળ ઠરાવી છે, એક કિતાબ અને બીજું ત્રાજવું; કિતાબ દ્વારા હકોની અદાયગી અને તેમાં ઓછા વત્તા પ્રમાણની મનાઈના હુકમોની જાંણ થાય છે અને ત્રાજવા દ્વારા તે ભાગ નક્કી થાય છે જે બીજાઓનો હક છે. આ જ બે વસ્તુઓને ઉતારવાનો હેતુ لِيَقُوْمَ النَّاسُ بِالْقِسْطِ ઠરાવવામાં આવ્યો છે. હદીદનું વર્ણન ત્યાર પછી અંતે કર્યું જેમાં ઈશારો છે કે ન્યાયની સ્થાપના અને ઈન્સાફ માટે લોઢાનો ઉપયોગ મજબૂરીનો દરજ્જો છે, તે ન્યાયને સ્થાપિત કરવા માટેનું મૂળ માધ્યમ નથી.

આથી સાબિત થયું કે અલ્લાહ તઆલાના સર્જનનો મૂળ હેતુ સુધારણા અને તેમને ન્યાય અને ઈન્સાફ ઉપર કાયમ કરવું છે, વાસ્તવમાં માનસની કેળવણી અને શિક્ષણ હોય છે, શાસનની જોર જબરદસ્તી વાસ્તવમાં આ કામ માટે નથી બલકે માર્ગની અડચણો અને અવરોધો દૂર કરવા માટે મજબૂરીના દરજ્જામાં છે નહિતર મૂળ વસ્તુ માનસનું ઘડતર અને શિક્ષણ તથા પ્રોત્સાહન છે.

وَلِيَعْلَمَ اللّٰهُ مَنْ يَّنْصُرُهٗ وَرُسُلَهٗ بِالْغَيْبِ અત્રે وَلِيَعْلَمَ (વલિ—યઅ્લમ) શબ્દ عَطْف (અત્ફ)ની સાથે આવ્યો છે. રૂહુલ મઆનીમાં છે કે આ અત્ફ એક પુસુપ્ત વાક્ય ઉપર છે એટલે કે لِيَنْفَعَهُمْ અને આયતનો હેતુ એ છે કે અમે લોહું એટલા માટે પેદા કર્યું કે વિરોધીઓ ઉપર તેનાથી રૂઆબ પડે અને એટલા માટે કે કે લોકો તેનાથી ઉદ્યોગ અને કળા કારીગીરી દ્વારા લાભ ઉઠાવે અને એટલા માટે કે કાનૂની રીતે અને જાહેર સ્વરૂપે અલ્લાહ તઆલા એ જાણી લે કે કોણ લોકો લોઢાના હથિયારો દ્વારા અલ્લાહ તઆલા અને તેના રસૂલનો મદદગાર બને છે અને દીન માટે જિહાદ કરે છે. કાનૂની અને જાહેર સ્વરૂપે એટલા માટે કહેવામાં આવ્યું કે વ્યક્તિગત રીતે તો અલ્લાહ તઆલાને સઘળું પ્રથમથી જ જાણ છે પરંતુ માનવી

જ્યારે અમલ કરી લે છે તો તે નામએ આ'માલમાં લખવામાં આવે છે, તેની કાનૂની જાહેરાત તેનાથી જ થાય છે.

---

## આયતો : (સૂરએ હદીદ : આયત નં. ૨૬ થી ૨૯)

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا وَّاِبْرٰهِيْمَ وَجَعَلْنَا فِيْ ذُرِّيَّتِهِمَا النُّبُوَّةَ وَالْكِتٰبَ فَمِنْهُمْ
مُّهْتَدٍ ۚ وَكَثِيْرٌ مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿٢٦﴾ ثُمَّ قَفَّيْنَا عَلٰٓى اٰثَارِهِمْ بِرُسُلِنَا وَقَفَّيْنَا
بِعِيْسَى ابْنِ مَرْيَمَ وَاٰتَيْنٰهُ الْاِنْجِيْلَ ۙ وَجَعَلْنَا فِيْ قُلُوْبِ الَّذِيْنَ اتَّبَعُوْهُ
رَاْفَةً وَّرَحْمَةً ۭ وَرَهْبَانِيَّةَۨ ابْتَدَعُوْهَا مَا كَتَبْنٰهَا عَلَيْهِمْ اِلَّا ابْتِغَاۗءَ
رِضْوَانِ اللّٰهِ فَمَا رَعَوْهَا حَقَّ رِعَايَتِهَا ۚ فَاٰتَيْنَا الَّذِيْنَ اٰمَنُوْا مِنْهُمْ اَجْرَهُمْ ۚ
وَكَثِيْرٌ مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿٢٧﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَاٰمِنُوْا بِرَسُوْلِهٖ
يُؤْتِكُمْ كِفْلَيْنِ مِنْ رَّحْمَتِهٖ وَيَجْعَلْ لَّكُمْ نُوْرًا تَمْشُوْنَ بِهٖ وَيَغْفِرْ لَكُمْ ۭ وَاللّٰهُ
غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٨﴾ لِّئَلَّا يَعْلَمَ اَهْلُ الْكِتٰبِ اَلَّا يَقْدِرُوْنَ عَلٰي شَيْءٍ مِّنْ فَضْلِ
اللّٰهِ وَاَنَّ الْفَضْلَ بِيَدِ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ﴿٢٩﴾ ع

## તરજુમો :

*અને અમે નૂહ (અલૈ.)ને મોકલ્યા અને ઈબ્રાહીમ (અલૈ.)ને અને બંનેની અવલાદોમાં પયગમ્બરી ઠરાવી દીધી અને કિતાબ, પછી કોઈ તેમનામાં માર્ગ ઉપર છે અને ઘણા તેમનામાં નાફરમાન છે. (૨૬) પછી પાછળથી તેમના કદમો ઉપર પોતાના રસૂલ મોકલ્યા અને પછી અમે મરયમના પુત્ર ઈસા (અલૈ.)ને મોકલ્યા અને અમે તેમને ઇન્જીલ આપી અને તેમની સાથે ચાલનારાઓના દિલમાં વિનમ્રતા અને દયા રાખી દીધી અને એક દુનિયાને છોડવું જે તેમણે નવી વાત કાઢી હતી અમે તે તેમના ઉપર લખ્યું ન હતું પરંતુ અલ્લાહનો રાજીપો ઈચ્છવા માટે, પછી તેને નિભાવ્યું નહીં જેવું નિભાવવું જોઈતું હતું, પછી અમે તે લોકોને તેમનો બદલો આપ્યો જેઓ ઈમાનવાળા*

*હતા અને ઘણા તેમનામાં નાફરમાન છે. (૨૭) હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને ઈમાન લાવો તેના રસૂલો ઉપર, તમને પોતાની રહમતથી બે ભાગ આપશે અને તમારામાં પ્રકાશ મૂકી દેશે જેને લઈને ફરો અને તમને મા'ફ કરશે અને અલ્લાહ મા'ફ કરનારો મહેરબાન છે. (૨૮) જેથી કિતાબવાળા (એવું) ન જાણે કે કોઈ વસ્તુ અલ્લાહની કૃપામાંથી પામી નથી શકતા અને એ (જાણી લે) કે મોટાઈ અલ્લાહના હાથમાં છે, જેને ઈચ્છે આપે છે અને અલ્લાહની કૃપા ઘણી મોટી છે. (૨૯)*

**તફસીર :**

અને અમે (મખ્લૂકની આખિરતની સુધારણા માટે) નૂહ (અલૈ.) અને ઈબ્રાહીમ (અલૈ.)ને પયગમ્બર બનાવીને મોકલ્યા અને અમે તેમની અવલાદમાં પયગમ્બરી અને કિતાબ ચાલુ રાખી (એટલે કે તેમના વંશજોમાં પણ અમુક પયગમ્બર અને તેમનામાંથી અમુક કિતાબવાળા બનાવ્યા) જેથી (જે જે લોકોની પાસે આ પયગમ્બર આવ્યા) તે લોકોમાં અમુક તો હિદાયત પામ્યા અને ઘણા તેમનામાંથી નાફરમાન હતા (અને આ પ્રસ્તુત પયગમ્બર તો આગવી શરીઅતવાળા હતા અને તેમનામાં અમુક કિતાબવાળા પણ હતા જેમકે હઝરત મૂસા અલૈ. જેઓ હઝરત નૂહ અલૈ. અને ઈબ્રાહીમ અલૈ. બંનેની અવલાદમાંથી હતા અને અમુક જો કે કિતાબવાળા ન હતા જેમકે હૂદ અને સાલિહ અલૈ. કે તેમનું કિતાબવાળા હોવું સાબિત નથી થતું પરંતુ તેમની શરીઅત પણ એક આગવી શરીઅત હતી, મતલબ કે ઘણા બધા નબી તો આગવી શરીઅતવાળા મોકલ્યા) પછી તેમના પછી બીજા રસૂલોને (કે જેઓ આગવી શરીઅતવાળા ન હતા) એક પછી એક મોકલતા રહ્યા (જેમકે મૂસા અલૈ. પછી તવરાતના હુકમો ઉપર અમલ કરાવવા માટે ઘણા બધા પયગમ્બરો આવ્યા) અને તેમના પછી (ફરી એક આગવી શરીઅતવાળા એટલે કે) ઈસા ઇબ્ને મરયમને મોકલ્યા અને અમે તેમને ઈન્જીલ આપી અને (તેમની ઉમ્મતમાં બે પ્રકારના લોકો થયા, એક તેમનું અનુસરણ કરનારા એટલે કે તેમના ઉપર ઈમાન લાવનારા અને બીજા ઈન્કાર કરનારા) અને જે લોકોને તેમનું અનુસરણ કરનારા કર્યા હતા (એટલે કે પ્રથમ પ્રકાર) અમે તેમના દિલોમાં પ્રેમ અને રહમદિલી (એકબીજાની સાથે કે જે ઉચ્ચ શ્રેણીના સદ્વ્યવહારમાંથી હોય છે) પેદા કરી દીધી (અલ્લાહ તઆલાના ફરમાન

મુજબ فِي الصُّحُفِ رُحَمَاءُ بَيْنَهُمْ અને કદાચ એ કારણે કે તેમની શરીઅતમાં જિહાદ ન હતો, તેનાથી વિપરીત સિફત أَشِدَّاءُ عَلَى الْكُفَّارِ નું વર્ણન કરવામાં નથી આવ્યું, મતલબ કે તેમના ઉપર પ્યાર અને મહોબ્બત તથા રહમદિલી છવાયેલી હતી) અને (અમારી તરફથી તે લોકોને તો માત્ર હુકમોનું અનુસરણ કરવાનો હુકમ થયો હતો પરંતુ તે અનુયાયીઓમાંથી અમુક એવા થયા કે) તેમણે સન્યાસીપણાને પોતે ઘડી કાઢ્યું (સન્યાસીપણાનો ભાવાર્થ એ છે કે શાદી તથા બીજા જાઈઝ આનંદ પ્રમોદ અને લિજ્જતોને છોડી દેવી અને આવા રિવાજ ઘડી કાઢવાનું કારણ એ હતું કે ઈસા અલૈ. પછી જ્યારે લોકોએ અલ્લાહના હુકમોને છોડવાનું શરૂ કર્યું તો અમુક સાચા લોકો પણ હતા જેઓ સત્યની જાહેરાત કરતા રહેતા હતા, આ વાત મનેચ્છાઓ ઉપર ચાલનારાઓને ઘણી અઘરી લાગી અને તેમણે પોતાના રાજાઓને દરખાસ્ત કરી કે તે લોકોને મજબૂર કરવામાં આવે કે અમારા જેવા બનીને રહે. જ્યારે તેમને મજબૂર કરવામાં આવ્યા તો તેમણે પરવાનગી માંગી કે અમે તે લોકોની સાથે કોઈ વાસ્તો કે સંબંધ ન રાખીએ અને સ્વતંત્ર જિંદગી વિતાવીએ, ભલે અમારે કોઈ ખૂણામાં બેસીને અથવા મુસાફરી કે હરવા ફરવામાં જિંદગી પસાર કરી દેવી પડે તેથી તેમને આ જ હાલત ઉપર છોડી દેવામાં આવ્યા. –દૂર્રે મન્સૂર. –આ સ્થળે એનું જ વર્ણન છે કે તેમણે રુહબાનિયત એટલે કે સન્યાસીપણું ઘડી કાઢ્યું) અને તે તેમના ઉપર ફરજ કર્યું ન હતું પરંતુ તેમણે અલ્લાહ તઆલાના રાજીપા માટે (પોતાના દીનને સુરક્ષિત રાખવા માટે) તેને અપનાવી લીધું હતું, બસ (પછી તે રાહિબોમાં વધારે તે થયા કે) તેમણે એ (રુહબાનિયત)ની સંપૂર્ણ આમાન્યા ન રાખી (એટલે કે જે હેતુથી તેમણે તેને અપનાવી હતી અને તે હેતુ અલ્લાહ તઆલાનો રાજીપો પામવો હતો એની કાળજી ન રાખી અને મૂળ હુકમની અદાયગી પણ ન કરી બસ આ સન્યાસીપણાનો જાહેરમાં દેખાડો કરતા રહ્યા, એ રીતે રાહિબોમાં પણ બે પ્રકારના લોકો થઈ ગયા. એક હુકમોની અદાયગી કરનારા અને બીજા હુકમોનું પાલન ન કરનારા અને તેમનામાં જે રસૂલે કરીમ ﷺના સમકાલીન હતા તેમના માટે હુકમોની આમાન્યા રાખવાની એક શરત એ પણ છે કે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવે તેથી રસૂલે કરીમ ﷺના સમયકાળમાં હુકમોની આમાન્યા રાખનારા અને તેના ઉપર કાળજી રાખી અમલ કરનારા તે લોકો થયા જેઓ

રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવ્યા અને જેમણે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાથી ઈન્કાર કર્યો તેઓ હુકમોની આમાન્યા ન જાળવનારાઓમાં સામેલ થયા) બસ તેમનામાંથી જેઓ (રસૂલે કરીમ ﷺ ઉપર) ઈમાન લાવ્યા અમે તેમને તેમનો બદલો (વાયદો કરેલો) આપ્યો (પરંતુ આવા લોકો ઓછા હતા) અને તેમનામાં ઘણા નાફરમાન છે (કે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવ્યા નહીં અને કારણ કે બહુમતી નાફરમાનોની હતી તેથી સૌના માટે હુકમોની આમાન્યા જાળવવાનો સંબંધ ન જોડયો فَمَا رَعَوْهَا જાણ થઈ કે આ નકાર બહુમતીના આધારે છે અને જે લઘુમતી લોકો ઈમાન લાવ્યા હતા તેમનું વર્ણન આયતના અંતે فَاٰتَيْنَا الَّذِيْنَ اٰمَنُوْا مِنْهُمْ اَجْرَهُمْ માં આવ્યું છે.

અહીંયાં સુધી ઈસાઈઓમાંથી ઈમાન લાવનારા અને ન લાવનારા આ બે પ્રકારોનું વર્ણન હતું, આગળ ઈમાનવાળાઓને હુકમ છે કે) હે (ઈસા અલૈ. ઉપર) ઈમાન રાખનારાઓ ! તમે અલ્લાહથી ડરો અને (તે ડરના તકાદાઓ ઉપર અમલ કરો એટલે કે) તેના રસૂલ (ﷺ) ઉપર ઈમાન લઈ આવો, અલ્લાહ તઆલા તમને પોતાની રહમતથી (સવાબના) બે ભાગ આપશે (જેમકે સૂરએ કસસમાં اُولٰٓئِكَ يُؤْتَوْنَ اَجْرَهُمْ مَّرَّتَيْنِ આવ્યું છે અને તમને એવો પ્રકાશ અર્પણ કરશે કે તમે તેને લઈને ચાલતા ફરતા હશો, એટલે કે એવું ઈમાન આપશે જે દરેક સમયે સાથે રહેશે, એટલે સુધી કે પુલ સિરાત ઉપર પણ) અને તમને મા'ફ કરી દેશે (કારણ કે ઈસ્લામ લાવવાથી કુફ્રના સમયના બધા ગુનાહો મા'ફ થઈ જાય છે) અને અલ્લાહ મહાન મા'ફ કરનારો મહાદયાળુ છે (અને આ દોલત તમને એટલા માટે આપશે) જેથી (જે સમયે તે અર્પણ કરવાની જાહેરાત થશે એટલે કે કયામતના દિવસે તે સમયે) અહલે કિતાબને (એટલે કે જેઓ ઈમાન નથી લાવ્યા તેમને) આ વાત જાણ થઈ જાય કે તે લોકોને અલ્લાહની કૃપામાંથી કોઈ ભાગ પણ (ઈમાન ન લાવવાથી) પ્રાપ્ત નથી (અને એ પણ જાણ થઈ જાય) કે કૃપા અલ્લાહના હાથમાં છે તે જેને ઈચ્છે આપી દે (જેથી તેની ઈચ્છા તેની કૃપા સાથે મુસલમાનો વિશે થઈ તો તે તેમને અર્પણ કરી દીધી) અને અલ્લાહ મહાદયાળુ છે (મતલબ એ કે તેમનું અભિમાન અને ગર્વ તૂટી જશે કે તેઓ પોતાની અત્યારની પરિસ્થિતિમાં પણ પોતાને અલ્લાહ તઆલાની દયાના અને તેની મા'ફીના હકદાર સમજે છે).

**મસ્અલા અને બોધપાઠ :**

પાછલી આયતોમાં આ દુનિયાની હિદાયત અને તેમાં قِسْط (કિસ્ત) એટલે કે ન્યાય અને ઈન્સાફ કાયમ કરવા માટે અંબિયા અને રસૂલ તથા તેમની સાથે કિતાબ અને ત્રાજવું નાઝિલ કરવાનું વર્ણન હતું. પ્રસ્તુત આયતોમાં તેમાંથી ખાસ ખાસ અંબિયા અને રસૂલોનું વર્ણન છે. પ્રથમ હઝરત નૂહ (અલૈ.)નું કે તે "આદમે સાની" (બીજા આદમ) છે અને પછી નૂહ (અલૈ.)ના પ્રલયથી બાકી રહેનાર બધી મખ્લૂક તેમના વંશમાંથી છે, બીજા હઝરત ઈબ્રાહીમ (અલૈ.) છે જેઓ અંબિયા (અલૈ.)ના પિતા અને قُدْوَةُ الْخَلَائِق (દરેક આકાશી ધર્મોના આદરણીય) છે તે બંનેના વર્ણનની સાથે એવી જાહેરાત કરવામાં આવી કે હવે પછી જે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો દુનિયામાં આવશે તે બધા તેમના જ વંશમાંથી હશે, એટલે કે હઝરત નૂહ (અલૈ.)ની તે શાખા આ શ્રેષ્ઠતા માટે ખાસ કરી દેવામાં આવી જેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) છે, આ જ કારણ છે કે પાછળથી જેટલા અંબિયા (અલૈ.)નું આગમન થયું અને જેટલી કિતાબો નાઝિલ થઈ તે બધી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદમાંથી છે.

તેના વિશિષ્ટ વર્ણન પછી સમગ્ર અંબિયા (અલૈ.)ના ક્રમને એક ટૂંકા વાક્યમાં વર્ણન કર્યું, ثُمَّ قَفَّيْنَا عَلٰى آثَارِهِمْ بِرُسُلِنَا અંતે ખાસ સ્વરૂપે બની ઈસ્રાઈલના અંતિમ નબી હઝરત ઈસા (અલૈ.)નું વર્ણન કરીને હઝરત ખાતિમુલ અંબિયા ﷺ અને તેમની શરીઅતનું વર્ણન કરવામાં આવ્યું. હઝરત ઈસા (અલૈ.) ઉપર ઈમાન લાવનારા તેમના હવારિય્યિનનું ખાસ લક્ષણ આ બતાવવામાં આવ્યું, وَجَعَلْنَا فِي قُلُوبِ الَّذِينَ اتَّبَعُوهُ رَأْفَةً وَّرَحْمَةً એટલે કે જે લોકોએ હઝરત ઈસા (અલૈ.) અથવા ઈન્જીલનું અનુસરણ કર્યું અને તેમના દિલોમાં લાગણી અને કૃપા પેદા કરી દીધી એટલે કે આ લોકો પરસ્પર એકબીજા ઉપર મહેરબાન અને દયાળુ છે અથવા સમગ્ર સૃષ્ટિ સાથે તેમનો લાગણીભર્યો અને કૃપાનો સંબંધ છે. "રઅ્ફત અને રહમત" (લાગણી અને કૃપા) બંને શબ્દ એકબીજાના સમાનાર્થી અને પૂરક સમજવામાં આવે છે. અત્રે અમુક લોકોએ કહ્યું છે કે રઅ્ફત રહમતની પરાકાષ્ઠાને કહેવામાં આવે છે, જાણે કે સામાન્ય રહમત કરતાં તેમાં વધારે ઉચ્ચ કક્ષા છે અને અમુકે કહ્યું કે કોઈ વ્યક્તિ ઉપર કૃપા અને લાગણીના બે તકાદા સ્વાભાવિક રીતે હોય છે. એક એ કે જો કોઈ વ્યક્તિ તકલીફ

અને મુસીબતમાં સપડાય છે તો તેની તકલીફ દૂર કરવામાં આવે તેને રઅ્ફત કહેવામાં આવે છે અને બીજું એ કે તેને કોઈ વસ્તુની આવશ્યકતા પડે તો તેને આપી દેવામાં આવે એ રહમત છે. મતલબ કે રઅ્ફતનો સંબંધ નુકસાન દૂર કરવા સાથે છે અને રહમતનો સંબંધ લાભ પહોંચાડવા સાથે છે અને નુકસાન દૂર કરવું દરેક રીતે અગ્રિમ સમજવામાં આવે છે એટલા માટે સામાન્ય રીતે જ્યારે આ બે શબ્દો એકસાથે બોલવામાં આવે છે તો રઅ્ફતને રહમત કરતાં પહેલું બોલવામાં આવે છે.

અત્રે હઝરત ઈસા (અલૈ.)ના સાથીઓ જેમને હવારિય્યિન કહેવામાં આવે છે તેમની ખાસ સિફત રઅ્ફત અને રહમત વર્ણન કરવામાં આવી છે, જેમકે રસૂલે કરીમ ﷺના સહાબએ કિરામ (રદિ.)ની અમુક સિફતો સૂરએ ફતહમાં વર્ણન કરવામાં આવી છે જેમાં એક સિફત رُحَمَآءُ بَيْنَهُمْ (પરસ્પર રહમદિલ હોવું) પણ છે પરંતુ ત્યાં આ સિફત પહેલાં સહાબએ કિરામ (રદિ.)ની ખાસ સિફત أَشِدَّآءُ عَلَى الْكُفَّارِ (કાફિરો ઉપર ખૂબ કડક) પણ વર્ણન થઈ. આ તફાવતનું કારણ એ જણાય છે કે હઝરત ઈસા (અલૈ.)ની શરીઅતમાં કાફિરો સાથે જિહાદ અને લડાઈના હુકમો ન હતા તેથી કાફિરોના મુકાબલામાં કડકાઈ જાહેર કરવાની ક્યાંય કોઈ આવશ્યકતા ન હતી. વલ્લાહુ અઅ્લમુ.

**રહબાનિય્યત (Monasticism–સન્યાસીપણા)નો ભાવાર્થ અને જરૂરી ખુલાસો :**

وَرَهْبَانِيَّةَ ابْتَدَعُوهَا માં رَهْبَانِيَّتُ (રહબાનિય્યત) رُهْبَانُ (રુહબાન) સાથે સંબંધિત છે, રાહિબ અને રુહબાનનો અર્થ "ડરનાર" છે. હઝરત ઈસા (અલૈ.) પછી જ્યારે બની ઈસ્રાઈલમાં ગુનાહિત પ્રવૃત્તિઓ સામાન્ય થઈ પડી ખાસ કરીને રાજાઓ અને રઈસોએ ઇન્જીલના હુકમોથી ખુલ્લી બગાવત શરૂ કરી દીધી ત્યારે તેમનામાં જે અમુક ઉલમા અને નેક લોકો હતા તેમણે તેમને આવી દુષ્ટ પ્રવૃત્તિઓથી અટકાવ્યા તો તેમને કતલ કરી નાંખવામાં આવ્યા બાકીના જે બચેલા રહ્યા તેમણે જોયું કે હવે મનાઈ કરવાની અને મુકાબલો કરવાની શક્તિ નથી, જો આપણે તે લોકોમાં હળીમળીને રહીશું તો આપણો દીન પણ બરબાદ થઈ જશે તેથી તેમણે પોતાના ઉપર એ વાત જરૂરી ઠરાવી લીધી કે હવે દુનિયાની બધી જાઇઝ લિજ્જતો તથા આરામ પણ છોડી દેવામાં આવે, નિકાહ કરવામાં ન આવે,

ખાવા પીવાનો સામાન એકઠો કરવાની ચિંતા ન કરીએ, રહેવા સહેવા મકાન અને ઘર બનાવવાની પળોજણમાં ન પડીએ, લોકોથી દૂર કોઈ જંગલ કે પહાડમાં જીવન વ્યતિત કરીએ અથવા પછી વણજારાઓની જેમ જિંદગીને મુસાફરીમાં પસાર કરીએ તેથી દીનના હુકમો ઉપર આઝાદીથી પૂરેપૂરો અમલ કરી શકીએ, તેમની આ પ્રવૃત્તિ જો કે અલ્લાહ તઆલાના ડરના કારણે હતી એટલા માટે એવા લોકોને "રાહિબ અથવા રુહબાન" કહેવામાં આવ્યા, તેમના તરફ સંબંધ જોડીને તેમનો તરીકો રહબાનિયત તરીકે ઓળખાવા લાગ્યો.

તેમનો આ તરીકો કારણ કે પરિસ્થિતિઓથી મજબૂર થઈને પોતાના દીનની સુરક્ષા માટે હતો તેથી જોવામાં આવે તો કોઈ નીંદનીય બાબત ન હતી, અલબત્ત એક વસ્તુને અલ્લાહ તઆલા માટે પોતાના ઉપર આવશ્યક કરી લીધા પછી તેમાં ઉણપ રાખવી અને તેના વિરુદ્ધ કરવું મોટો ગુનોહ છે, જેમકે નજર અથવા મન્નતનો હુકમ છે કે તે મૂળે કોઈના ઉપર વાજિબ નથી હોતી, પોતે કોઈ વ્યક્તિ પોતાના ઉપર કોઈ વસ્તુને નજર કરીને હરામ અથવા વાજિબ ઠરાવી લે છે તો પછી શરઈ રીતે તેની પાબંદી તેના ઉપર વાજિબ થઈ જાય છે અને તેના વિરુદ્ધ કરવું ગુનોહ છે પરંતુ તેમનામાંથી અમુક લોકોએ રહબાનિયતનું નામ રાખીને તેને દુનિયાદારી અને અય્યાશીનું માધ્યમ બનાવી દીધું, કારણ કે સામાન્ય વ્યકિત આવા લોકોના અનુયાયીઓ અને ચેલાઓ થયા અને તેમને ભેટ સોગાતો આપવા લાગ્યા, આથી જ્યારે લોકો તેમના શરણે ગયા તો પછી નિર્લજ્જ દુષ્કૃત્યોની પણ નોબત આવી ગઈ.

કુર્આને કરીમે પ્રસ્તુત આયતમાં તેમની આ જ વાત ઉપર લગામ લગાવી છે કે પોતે જ તો પોતાના માટે લિજ્જતોને છોડવાનું જરૂરી કરી લીધું હતું જે અલ્લાહ તઆલા તરફથી તેમના માટે જરૂરી ઠરાવવામાં આવ્યું ન હતું અને જ્યારે જરૂરી ઠરાવી લીધું તો પછી તેની પાબંદી તેમણે કરવી જોઈતી હતી પરંતુ તેમણે તેનાથી ઊલટું કર્યું.

આ લોકોનો રહબાનિયતનો તરીકો મૂળેથી કોઈ નીંદનીય ન હતો, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ની હદીષ તેના ઉપર ગવાહ છે, ઈબ્ને કષીરે ઈબ્ને અબી હાતિમ અને ઈબ્ને જરીરની રિવાયતથી એક લાંબી હદીષ નકલ કરી છે જેમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે બની ઈસ્રાઈલ ૭૨ ફિરકાઓમાં

વહેંચાઈ ગયા હતા જેમાંથી માત્ર ત્રણ ફિરકાઓને છુટકારો મળ્યો જેમણે હઝરત ઈસા (અલૈ.) પછી જાલિમ અને બળવાખોર બાદશાહો અને માલદાર તથા શકિતશાળી દુષ્ટ લોકોને તેમના દુષ્ટ કૃત્યોથી અટકાવ્યા, તેમના મુકાબલામાં હકનો કલિમો બુલંદ કર્યો અને હઝરત ઈસા (અલૈ.)ના દીન તરફ આમંત્રણ આપ્યું. તેમનામાંથી પ્રથમ ફિરકાએ ખૂબ શકિતથી તેમનો મુકાબલો કર્યો પરંતુ તેઓ મુકાબલામાં પરાજિત થઈને કતલ થઈ ગયા તો પછી તેમની જગ્યાએ એક બીજો સમૂહ ઊભો થયો જેમનામાં મુકાબલાની એટલી પણ તાકાત ન હતી પરંતુ હકનો કલિમો પહોંચાડવા માટે પોતાના પ્રાણોની પરવા કર્યા વિના તેમને હક તરફ બોલાવ્યા, તે બધા પણ કતલ કરી નાંખવામાં આવ્યા, અમુકને આરીથી કાપી નાંખવામાં આવ્યા, અમુકને આગમાં જીવતા સળગાવી દેવામાં આવ્યા પરંતુ તેમણે અલ્લાહ તઆલાની ખુશી માટે તે બધી મુસીબતો ઉપર સબ્ર કરી, તેઓ પણ છુટકારો પામ્યા, પછી એક ત્રીજો સમૂહ તેમની જગ્યાએ ઊભો થયો જેમનામાં ન તો મુકાબલાની તાકાત હતી અને ન જ તેમની સાથે રહીને પોતે પોતાના દીન ઉપર અમલ કરવાનું સ્વરૂપ બનતું હતું તેથી તે લોકોએ જંગલો અને પહાડોનો માર્ગ લીધો અને રાહિબ બની ગયા. આ જ તે લોકો છે જેમનું અલ્લાહ તઆલાએ આ આયતમાં વર્ણન કર્યું છે. وَرَهْبَانِيَّةً ابْتَدَعُوهَا مَا كَتَبْنَاهَا عَلَيْهِمْ

આ હદીષથી જાણ થાય છે કે બની ઈસ્રાઈલમાંથી અસલ રહબાનિયત અપનાવનાર જેમણે રહબાનિયતના તકાદાઓનું પાલન કર્યું અને મુસીબતો ઉપર સબ્ર કરી તેઓ પણ છુટકારો પામનાર લોકોમાંથી છે.

પ્રસ્તુત આયતની તફસીરનો ખુલાસો એ થયો કે જે રીતે રહબાનિયત શરૂઆતમાં અપનાવનારાઓએ અપનાવી હતી તે પોતાની જાતમાં નીંદનીય અને ખરાબ વસ્તુ ન હતી, અલબત્ત તે કોઈ શરીઅતનો હુકમ પણ ન હતો, તે લોકોએ પોતાની મરજી અને ખુશીથી તેને પોતાના માટે જરૂરી ઠરાવી લીધું હતું, બુરાઈ અને નીંદાનું પાસું અહીંયાંથી શરૂ થયું કે આ બાબતમાં અમુક લોકોએ તેના તકાદાઓ નિભાવ્યા નહીં અને આવા જ લોકોની સંખ્યા પણ વધારે થઈ ગઈ હતી એટલા માટે لِلْأَكْثَرِ حُكْمُ الْكُلِّ એટલે કે બહુમતીની પ્રવૃત્તિને كُلْ (કુલ) બધા તરફ સંબંધ જોડી દેવો સામાન્ય રિવાજ છે. આ કાયદા પ્રમાણે કુર્આને કરીમે સામાન્ય બની ઈસ્રાઈલ તરફ તેનો સંબંધ જોડ્યો કે તેમણે જે રહબાનિયતને

પોતાના ઉપર જરૂરી ઠરાવી લીધી હતી તેને નિભાવી નહીં અને તેની શરતોનું પાલન ન કર્યું, તેને જ કહેવામાં આવ્યું فَمَا رَعَوْهَا حَقَّ رِعَايَتِهَا

તેનાથી એ પણ જાણ થઈ કે આ રહબાનિયત વિશે જે કુર્આને કરીમે ફરમાવ્યું, ابْتَدَعُوهَا એટલે કે તેને તેમણે શોધી કાઢી તેમાં શબ્દ اِبْتِدَاعٌ (ઇબ્તિદા) જે બિદ્અતથી બને છે આ સ્થળે પોતાના શાબ્દિક અર્થનો ભાવાર્થ "શોધવું અથવા ઘડી કાઢવું" થાય છે, અત્રે એનો ભાવાર્થ શરીઅતની બિદ્અતની વ્યાખ્યા સ્વરૂપે નથી જેના વિશે હદીષમાં ઇશારો છે كُلُّ بِدْعَةٍ ضَلَالَةٌ એટલે કે દરેક બિદ્અત ગુમરાહી છે.

કુર્આને કરીમની વર્ણનશૈલી અને ક્રમશૈલીમાં વિચાર કરીએ તો આ વાત બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે, સૌ પ્રથમ તો આ વાક્ય ઉપર નજર નાંખો وَجَعَلْنَا فِي قُلُوبِ الَّذِينَ اتَّبَعُوهُ رَأْفَةً وَّرَحْمَةً وَّرَهْبَانِيَّةً જેમાં અલ્લાહ તઆલાએ પોતાની નેઅ્મતની જાહેરાતના ક્રમમાં ફરમાવ્યું કે અમે તે લોકોના દિલોમાં રઅ્ફત (લાગણી અને હેત), રહમત (કૃપા) અને રહબાનિયત (Monasticism—સન્યાસીપણું) પેદા કર્યું, વર્ણનશૈલી બતાવે છે કે જે રીતે રઅ્ફત અને રહમત નીંદનીય નથી એ જ પ્રમાણે રહબાનિયત પણ પોતાની જાતમાં કોઈ નીંદનીય બાબત ન હતી, નહિતર અલ્લાહ તઆલા દ્વારા સ્વીકૃત સારી બાબતો સાથે તેનું વર્ણન થવાનું કોઈ કારણ ન હતું તેથી જે લોકોએ રહબાનિયતને સદંતર નીંદનીય અને પ્રતિબંધિત ઠરાવ્યું તેમને આ સ્થળે રહબાનિયતના ભાવાર્થમાં બિનજરૂરી બાંધછોડ કરવી પડી કે તેને રઅ્ફત અને રહમત સાથે વ્યાકરણના સંયોજક و (વાવ) સાથે વર્ણન કરેલ હોવા છતાં અલગ સુષુપ્ત વાક્ય માન્યું, એટલે કે ابْتَدَعُوا (કુર્તુબી) પરંતુ પ્રસ્તુત તફસીરમાં આવી બાંધછોડ કે તા'વીલ કરવાની જરૂર રહેતી નથી, આગળ પણ કુર્આને કરીમે તેમની આ શરૂઆતની પ્રવૃત્તિ ઉપર કોઈ રદિયો કે પ્રતિબંધ જાહેર કર્યો નથી, બલકે તેનો રદિયો એ બાબત ઉપર કરવામાં આવ્યો કે તેમણે તે અપનાવેલ રહબાનિયતને નિભાવી નહીં કે તેમણે તેના હકો અને શરતોની પાબંદી ન કરી, આ પણ ત્યારે જ થઈ શકે છે કે اِبْتِدَاعٌ (ઇબ્તિદા)ના શાબ્દિક અર્થને લેવામાં આવે. શરઈ અને પારિભાષિત અર્થ હોત તો કુર્આને પોતે તેનો રદિયો આપ્યો હોત કારણ કે પરિભાષામાં બિદ્અત પોતે એક ગુમરાહી છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ની પ્રસ્તુત હદીસથી બીજી વાત એ પણ સ્પષ્ટ થઈ ગઈ કે રહબાનિયત અપનાવનાર સમૂહને છુટકારો પામેલ સમૂહમાં ઠરાવવામાં આવ્યા. જો તેઓ પારિભાષિત બિદ્અતના ગુનેહગાર હોત તો છુટકારો પામેલામાં ગણવામાં આવ્યા ન હોત બલકે ગુમરાહોમાં ગણવામાં આવ્યા હોત.

**શું રહબાનિયત (Monasticism–સન્યાસીપણું) સદંતર નીંદનીય અને નાજાઈઝ છે અથવા તેમાં કોઈ વિગત છે ? :**

સાચી વાત એ છે કે શબ્દ રહબાનિયત સામાન્ય રીતે આનંદ પ્રમોદ છોડવાને તથા મબાહ વસ્તુઓથી અળગા રહેવાને લાગુ પડે છે, તેની અમુક કક્ષાઓ છે. એક એ કે કોઈ મબાહ અથવા હલાલ વસ્તુને અકીદહ સ્વરૂપે અથવા પોતાની પ્રવૃત્તિથી હરામ ઠરાવી દે, એ તો દીનમાં ફેરબદલ કરવી ગણાશે. આ અર્થના આધારે રહબાનિયત સદંતર હરામ છે અને કુર્આનની આ આયત يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تُحَرِّمُوا طَيِّبَاتِ مَا أَحَلَّ اللَّهُ لَكُمْ ના દષ્ટાંતમાં તે પ્રતિબંધિત અને હરામ હોવાનું વર્ણન છે. આ આયતનો વિષય لَا تُحَرِّمُوا પોતે એ બતાવી રહ્યો છે કે તેનો પ્રતિબંધ એટલા માટે છે કે તેઓ અલ્લાહ તઆલાની હલાલ કરેલ વસ્તુઓને અકીદહ સ્વરૂપે અથવા પોતાની પ્રવૃત્તિ વડે હરામ ઠરાવે છે જે અલ્લાહ તઆલાના હુકમોમાં ફેરબદલ કરવા સમાન છે.

બીજી કક્ષા એ છે કે મબાહ (હલાલ) પ્રવૃત્તિ કરવા ન કરવાને અકીદહ સ્વરૂપે અથવા પોતાની પ્રવૃત્તિથી હરામ ન ઠરાવે પરંતુ કોઈ દુનિયવી અથવા દીની જરૂરતના કારણે તેને છોડવાની પાબંદી કરે છે. દુનિયવી જરૂરત જેમકે કોઈ બીમારીના ભયથી કોઈ હલાલ વસ્તુથી પરહેઝ કરે અને દીની જરૂરિયાત એ છે કે એવું અનુભવે કે મેં આ હલાલને અપનાવ્યું તો પરિણામે હું કોઈ ગુનાહમાં સંડોવાઈ જઈશ જેમકે જૂઠ, ગીબત વગેરેથી બચવા માટે કોઈ વ્યક્તિ લોકોને હળવા મળવાનું જ છોડી દે અથવા કોઈ માનસિક ઈલાજ માટે અમુક દિવસ હલાલ વસ્તુઓને છોડી દે અને તેની પાબંદી ઈલાજ અથવા દવા સ્વરૂપે એ સમય સુધી કર્યા કરે જ્યાં સુધી તે બીમારી દૂર થઈ જાય જેમકે સુફિયાએ કિરામ પોતાના અનુયાયીઓને ઓછું ખાવાનું, ઓછું સૂવાનું, લોકો સાથે ઓછું હળવા મળવાનું

કહે છે કે આ પણ એક સંઘર્ષ હોય છે પોતાની મનેચ્છાઓને કાબૂમાં રાખવાની અને પોતાને મધ્યમ માર્ગ ઉપર લાવવાની રીત છે, જ્યારે મનેચ્છાઓ ઉપર સંપૂર્ણ કાબૂ થઈ જાય છે કે હવે નાજાઈઝ સુધી પહોંચવાનો ભય ન રહ્યો તો પછી આવી પરહેઝ કરવી છોડી દેવામાં આવે છે. આ વાસ્તવમાં રહબાનિયત નથી બલકે તકવો છે જે દીનમાં ઈચ્છનીય છે અને પુરોગામી સહાબએ કિરામ (રદિ.), તાબિઈન (રહ.) અને દીનના ઈમામોથી સાબિત છે.

ત્રીજો દરજ્જો એ છે કે કોઈ વ્યક્તિ હલાલને હરામ ઠરાવતો નથી પરંતુ તેનો ઉપયોગ જે રીતે સુન્નતથી સાબિત છે એ જ પ્રમાણે ઉપયોગ કરવાનું છોડી દેવું સવાબ અને શ્રેષ્ઠ સમજીને તેનાથી પરહેઝ કરે, આ એક પ્રકારની અતિશયોક્તિ છે જેની ઘણી બધી હદીસોમાં રસૂલે કરીમ ﷺએ મનાઈ કરી છે અને જે હદીષમાં لَا رَهْبَانِيَّةَ فِي الْإِسْلَامِ આવ્યું છે એટલે કે ઈસ્લામમાં રહબાનિયત નથી તેનો ભાવાર્થ આવી જ હલાલ વસ્તુઓને છોડવાનો છે કે તેના છોડવાને શ્રેષ્ઠ અને સવાબ સમજે, બની ઈસ્રાઈલમાં જે રહબાનિયત પ્રથમ શરૂ થઈ તે જો કે દીનના રક્ષણની જરૂરિયાત માટે થઈ હતી તે બીજો પ્રકાર એટલે કે તકવામાં સામેલ છે પરંતુ અહલે કિતાબમાં ગુલુ ફિદ્દીન (દીનમાં અતિશયોક્તિ)ની આફત ઘણી વધારે હતી, તેઓ આ ગુલુમાં પ્રથમ કક્ષાએ હલાલને હરામ બનાવવા સુધી પહોંચી ગયા તો હરામ બાબતમાં સંડોવાઈ ગયા અને જો ત્રીજી કક્ષા સુધી રહ્યા તો પણ એક નીંદનીય કૃત્યના અપરાધી બન્યા. વલ્લાહુ અઅ્લમુ.

يَٰٓأَيُّهَا الَّذِينَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَاٰمِنُوا بِرَسُولِهِ يُؤْتِكُمْ كِفْلَيْنِ مِن رَّحْمَتِهِ આ આયતમાં يَٰٓأَيُّهَا الَّذِينَ اٰمَنُوا થી ભાવાર્થ અહલે કિતાબ છે જેઓ ઈસા (અલૈ.) ઉપર ઈમાન લાવ્યા. કુર્આને કરીમની સામાન્ય ટેવ એ છે કે الَّذِينَ اٰمَنُوا નો શબ્દ દરેક મુસલમાન માટે બોલવામાં આવે છે, યહૂદી અને ઈસાઈઓ માટે અહલે કિતાબનો શબ્દ આવે છે, માત્ર હઝરત મૂસા (અલૈ.) ઉપર તેમનું ઈમાન પૂરતું અને ભરોસાપાત્ર નથી જ્યાં સુધી કે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન ન લાવે, તેથી તેઓ الَّذِينَ اٰمَنُوا થી સંબોધિત થવાના હકદાર નથી પરંતુ અત્રે આ સામાન્ય ટેવ વિરુદ્ધ આ શબ્દ ઈસાઈઓ માટે બોલવામાં આવ્યો. કદાચ તેમાં હિકમત એ હોય કે આગળ તેમને હુકમ કરવામાં આવ્યો છે કે ઈસા (અલૈ.) ઉપર સાચું ઈમાન

લાવવાનો તકાદો એ છે કે ખાતમુલ અંબિયા ﷺ ઉપર પણ ઈમાન લાવો અને જ્યારે તેઓ એવું કરી લે તો اَلَّـذِيْـنَ اٰمَـنُـوْا (હે ઈમાનવાળાઓ !)ના સંબોધનના હકદાર થઈ ગયા.

આગળ આ ઈમાનની પૂર્ણતા ઉપર તેમને એ વાયદો કરવામાં આવ્યો છે કે તેમને બમણો સવાબ અને બદલો મળશે, પ્રથમ સવાબ અને બદલો નબી હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લાવવાનો અને તેમની શરીઅત ઉપર અમલ કરવાનો અને બીજો ખાતમુલ અંબિયા ﷺ ઉપર ઈમાન લાવવાનો અને તેમની શરીઅત ઉપર અમલ કરવાનો; તેમાં ઈશારો એ તરફ છે કે જો કે યહૂદીઓ અને નસારા રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન ન લાવવાના સમય સુધી કાફિર હતા અને કાફિરની કોઈ ઈબાદત સ્વીકૃત નથી થતી, તેનો તકાદો એ હતો કે પાછલી શરીઅત ઉપર જે અમલ કર્યો બધો બેકાર ગયો પરંતુ આ આયતે એ બતાવી દીધું કે કાફિર જ્યારે મુસલમાન થઈ જાય તો કુફ્રના સમયકાળમાં કરેલ નેક અમલો પણ ફરી તેના માટે બહાલ કરી દેવામાં આવે છે તેથી તેના માટે બમણો સવાબ અને બદલો થઈ જાય છે.

لِئَلَّا يَعْلَمَ اَهْلُ الْكِتٰبِ તેમાં لا (લા) વધારે છે, لِيَعْلَمَ اَهْلُ الْكِتٰبِ નો ભાવાર્થ એ છે કે પ્રસ્તુત હુકમો એટલા માટે વર્ણન કરવામાં આવ્યા જેથી અહલે કિતાબ સમજી લે કે તેઓ પોતાની પ્રસ્તુત હાલત પ્રમાણે કે માત્ર ઈસા (અલૈ.) ઉપર તો ઈમાન છે અને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન નથી અલ્લાહ તઆલાની કોઈ કૃપાના હકદાર નથી જ્યાં સુધી કે હઝરત ખાતમુલ અંબિયા ﷺ ઉપર ઈમાન ન લઈ આવે. વલ્લાહુ અઅ્લમુ.

સૂરએ હદીદ પૂર્ણ થઈ. અલ્હમ્દુલિલ્લાહ.

تَمَّتْ سُوْرَةُ الْحَدِيْدِ بِحَمْدِ اللّٰهِ تَعَالٰى وَعَوْنِهٖ لِلسَّادِسِ وَالْعِشْرِيْنَ

مِنَ الرَّبِيْعِ الثَّانِىْ يَوْمَ الْاِثْنَيْنِ بَعْدَ الْعِشَاءِ وَيَتْلُوْهُ اِنْشَاءَ اللّٰهُ سُوْرَةُ الْمُجَادَلَةِ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ હદીદનો અનુવાદ પૂર્ણ થયો.



તારીખ : ૧૧ જાન્યુઆરી ૨૦૧૪ મુતાબિક ૯ રબિઉલ અવ્વલ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૫૮)

# સૂરએ મુજાદલહ

સૂરએ મુજાદલહ મદીનામાં નાઝિલ થઈ તેની ૨૨ આયતો અને ૩ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ મુજાદલહ : આયત નં. ૧ થી ૬)

પારહ (૨૮)

رُكُوعَاتُهَا ٣ (٥٨) سُوْرَةُ الْمُجَادَلَةِ مَدَنِيَّةٌ (١٠٥) آيَاتُهَا ٢٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

٢٨ قَدْ سَمِعَ اللّٰهُ قَوْلَ الَّتِيْ تُجَادِلُكَ فِيْ زَوْجِهَا وَتَشْتَكِيْٓ اِلَى اللّٰهِ ۖ وَاللّٰهُ يَسْمَعُ
تَحَاوُرَكُمَا ۭ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ (١) اَلَّذِيْنَ يُظٰهِرُوْنَ مِنْكُمْ مِّنْ نِّسَاۗىِٕهِمْ
مَّا هُنَّ اُمَّهٰتِهِمْ ۭ اِنْ اُمَّهٰتُهُمْ اِلَّا الّٰۗـِٔيْ وَلَدْنَهُمْ ۭ وَاِنَّهُمْ لَيَقُوْلُوْنَ مُنْكَرًا مِّنَ
الْقَوْلِ وَزُوْرًا ۭ وَاِنَّ اللّٰهَ لَعَفُوٌّ غَفُوْرٌ (٢) وَالَّذِيْنَ يُظٰهِرُوْنَ مِنْ نِّسَاۗىِٕهِمْ ثُمَّ
يَعُوْدُوْنَ لِمَا قَالُوْا فَتَحْرِيْرُ رَقَبَةٍ مِّنْ قَبْلِ اَنْ يَّتَمَاۗسَّا ۭ ذٰلِكُمْ تُوْعَظُوْنَ بِهٖ ۭ وَ
اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ (٣) فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ شَهْرَيْنِ مُتَتَابِعَيْنِ مِنْ قَبْلِ
اَنْ يَّتَمَاۗسَّا ۚ فَمَنْ لَّمْ يَسْتَطِعْ فَاِطْعَامُ سِتِّيْنَ مِسْكِيْنًا ۭ ذٰلِكَ لِتُؤْمِنُوْا بِاللّٰهِ
وَرَسُوْلِهٖ ۭ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ ۭ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ اَلِيْمٌ (٤) اِنَّ الَّذِيْنَ
يُحَاۗدُّوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ كُبِتُوْا كَمَا كُبِتَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ وَقَدْ اَنْزَلْنَآ اٰيٰتٍۢ
بَيِّنٰتٍ ۭ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ مُّهِيْنٌ (٥) يَوْمَ يَبْعَثُهُمُ اللّٰهُ جَمِيْعًا فَيُنَبِّئُهُمْ بِمَا
ع عَمِلُوْا ۭ اَحْصٰىهُ اللّٰهُ وَنَسُوْهُ ۭ وَاللّٰهُ عَلٰي كُلِّ شَيْءٍ شَهِيْدٌ (٦)

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને મહાકૃપાળુ છે.*

*અલ્લાહે તે સ્ત્રીની વાત સાંભળી લીધી જે તમારી સાથે ઝઘડતી હતી પોતાના ધણી વિશે અને અલ્લાહ સામે ફરિયાદ કરતી હતી અને અલ્લાહ તમારા બંનેના સવાલ જવાબ સાંભળતો હતો, નિઃશંક અલ્લાહ સઘળું સાંભળે છે બધું જુએ છે. (૧) જે લોકો તમારામાંથી પોતાની સ્ત્રીઓને માં કહી બેસે તે તેમની માતાઓ નથી થઈ જતી, તેમની માતાઓ તો તે જ છે જેમણે તેમને જન્મ આપ્યો અને તે એક અપ્રિય અને જૂઠી વાત બોલે છે અને અલ્લાહ મહાન મા'ફ કરનાર મોટો બખ્શનાર છે. (૨) અને જે લોકો પોતાની સ્ત્રીઓને માં કહી બેસે પછી તે જ કામ કરવા ઈચ્છે જેને કહ્યું છે (ઝિહૂર કરે) તો એક (ગુલામ) આઝાદ કરે એ પહેલાં કે પરસ્પર હાથ લગાવે, તેનાથી તમને બોધપાઠ મળશે અને અલ્લાહ બધી ખબર રાખે છે જે તમે કરો છો. (૩) પછી જેઓ કંઈ ન પામે (શક્તિશાળી ન હોય) તો બે મહિના લગાતાર રોઝા છે એ પહેલાં કે પરસ્પર એકબીજાને અડકે, પછી જે કોઈ એવું ન કરી શકે તો સાંઈઠ મોહતાજોને ખાવું આપવું છે, આ (હુકમ) એટલા માટે છે કે અલ્લાહના તાબેદાર થઈ જાઓ અને તેના રસૂલના અને આ હદો અલ્લાહની બાંધી છે અને કાફિરો માટે દર્દનાક અઝાબ છે. (૪) જે લોકો અલ્લાહનો વિરોધ કરે છે અને તેના રસૂલનો તેઓ અપમાનિત થયા છે જેમકે તે લોકો અપમાનિત થયા જેઓ તેમના પહેલાં હતા અને અમે ઘણી સ્પષ્ટ આયતો ઉતારી છે અને ઈન્કારીઓ માટે અપમાનનો અઝાબ છે. (૫) જે દિવસે અલ્લાહ તે સૌને ઉઠાવશે પછી તેમને તેમના કરેલા કર્મો બતાવશે અલ્લાહે તે બધું ગણી રાખ્યું છે અને તેઓ ભૂલી ગયા અને દરેક વસ્તુ અલ્લાહની સામે છે. (૬)*

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

આ સૂરતની શરૂઆતની આયતો ઊતરવાની પૂર્વભૂમિકા એક ખાસ ઘટના આધારિત છે કે હઝરત ઔસ બિન સામિત (રદિ.)એ એક વખતે પોતાની પત્ની ખવલાને એવું કહી દીધું કે أَنْتِ عَلَيَّ كَظَهْرِ أُمِّي "તું મારા માટે એવી છે જેમકે

મારી માંની પીઠ'' (એટલે કે હરામ છે). રસૂલે કરીમ ﷺના આગમન પહેલાંના જાહિલિયતકાળમાં આ શબ્દ કાયમી અને હંમેશા હરામ હોવા માટે બોલવામાં આવતો હતો જે તલાકે મુગલ્લઝા કરતાં પણ વધારે કઠોર છે. હઝરત ખવલા (રદિ.) સાથે આ ઘટના બની તો તેઓ રસૂલે કરીમ ﷺની સેવામાં એના વિશેનો શરઈ હુકમ જાણવા માટે હાજર થયા, તે સમય સુધી આ ખાસ મસ્અલા વિશે રસૂલે કરીમ ﷺ ઉપર કોઈ વહી નાઝિલ થઈ ન હતી તેથી રસૂલે કરીમ ﷺએ મશ્હૂર રિવાજ પ્રમાણે તેમને કહ્યું مَا اَرَاكِ اِلَّا قَدْ حَرُمْتِ عَلَيْهِ મારા અભિપ્રાય પ્રમાણે તો તમે પોતાના પતિ માટે હરામ થઈ ગયા, તેઓ આ સાંભળીને વિલાપ કરવા લાગ્યા કે મારી સમગ્ર જવાની તે પતિની સેવામાં સમાપ્ત થઈ ગઈ, હવે ઘડપણમાં તેમણે મારી સાથે આવો વર્તાવ કર્યો ? હું ક્યાં જઈશ !? મારું અને મારા બાળકોનું ગુજરાન કઈ રીતે થશે ? અને એક રિવાયતમાં છે કે ખવલાએ એવી વિનંતી કરી કે مَا ذَكَرَ طَلَاقًا એટલે કે મારા પતિએ તલાકનું તો નામ પણ નથી લીધું તો પછી તલાક કઈ રીતે થઈ ગઈ ? અને એક રિવાયતમાં છે કે ખવલાએ અલ્લાહ તઆલાને ફરિયાદ કરી اَللّٰهُمَّ اِنِّىْ اَشْكُوْ اِلَيْكَ અને એક રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺએ ખવલાને એવું કહ્યું مَا اُمِرْتُ فِىْ شَانِكِ بِشَىْءٍ حَتَّى الْاٰنَ એટલે કે હજુ સુધી તમારા મસ્અલા વિશે મારા ઉપર કોઈ હુકમ નાઝિલ નથી થયો. (આ બધી રિવાયતોમાં કોઈ વિરોધાભાસ નથી, બધા જ નિવેદનો સાચા હોઈ શકે છે) તેના ઉપર આ આયતો નાઝિલ થઈ. (દુર્રે મન્સૂર, ઈબ્ને કષીર) તેથી આ સૂરતની શરૂઆતની આયતોમાં આ ખાસ મસ્અલાનું જેનું નામ ظِهَار (ઝિહાર) છે તેનો શરઈ હુકમ વર્ણવવામાં આવ્યો છે જેમાં અલ્લાહ તઆલાએ હઝરત ખવલા (રદિ.)ની ફરિયાદ સાંભળી અને તેમના માટે સરળતા કરી દીધી, તેમના કારણે અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ આગવા હુકમો નાઝિલ કર્યા તેથી સહાબા (રદિ.) તેમનું ખૂબ સન્માન કરતા હતા, એક દિવસે ફારૂકે આ'ઝમ (રદિ.) એક સમૂહ સાથે ચાલતા જઈ રહ્યા હતા, આ સ્ત્રી ખવલા સામે આવીને ઊભી થઈ ગઈ, કંઈક કહેવા ઈચ્છતી હતી, હઝરત ઉમર (રદિ.)એ રસ્તામાં ઊભા રહી તેમની વાત સાંભળી, અમુક લોકોએ કહ્યું કે તમે આ ઘરડી સ્ત્રી માટે આટલા મોટા સમૂહને રોકી રાખ્યો તો તેમણે કહ્યું; ખબર છે આ કોણ છે ? આ તે સ્ત્રી છે જેની વાત અલ્લાહ તઆલાએ સાત આસમાનોની

ઉપર સાંભળી !? હું કોણ હતો કે તેની વાતને ટાળી દઉં ! અલ્લાહની કસમ જો તે પોતે જ રવાના ન થઈ ગઈ હોત તો હું રાત થતાં સુધી તેમની સાથે અહીંયાં જ ઊભો રહ્યો હોત ! *(ઈબ્ને કષીર)*

**તફસીર :**

બેશક ! અલ્લાહ તઆલાએ તે સ્ત્રીની વાત સાંભળી લીધી જે તમારી સાથે પોતાના પતિ વિશે ઝઘડતી હતી (દાખલા તરીકે એવું કહેતી હતી કે مَاذَكَرَ طَلَاقًا એટલે કે તેણે તલાકનો શબ્દ તો વાપર્યો નથી પછી હું હરામ કેવી રીતે થઈ ગઈ!?) અને (પોતાના રંજગમની) અલ્લાહ તઆલાને ફરિયાદ કરતી હતી (દાખલા તરીકે આવું કહ્યું હતું اَللّٰهُمَّ اِنِّىٓ اَشْكُوْ اِلَيْكَ) અને અલ્લાહ તઆલા તમારા બંનેની વાતચીત સાંભળી રહ્યો હતો (અને) અલ્લાહ તઆલા (તો) સઘળું સાંભળનારો બધું જોનારો છે (તો તેની વાતને કેમ ન સાંભળે અને قَدْ سَمِعَ اللّٰهُ થી અલ્લાહ તઆલાનો કહેવાનો હેતુ પોતાના માટે سَمْعٌ એટલે કે સાંભળવું સાબિત કરવાનો નથી પરંતુ સ્ત્રીની તકલીફને દૂર કરવાનો અને તેની કાકલૂદીને સ્વીકાર કરવાનો છે) તમારામાં જે લોકો પોતાનાં પત્નીઓથી ઝિહાર કરે છે (દાખલા તરીકે એવું કહી આપે છે اَنْتِ عَلَيَّ كَظَهْرِ اُمِّىْ) તે (પત્નીઓ) તેમની માતાઓ નથી, તેમની માતાઓ તો બસ તે જ છે જેમણે તેમને જણ્યા છે (એટલા માટે આવા શબ્દો કહેવાથી આ સ્ત્રીઓ તેમની માતાઓ નથી થઈ જતી જેથી માં જેમ હંમેશા માટે હરામ થઈ જાય અને કોઈ બીજું કારણ કે કાયમી હરામ હોવાનું કોઈ દલીલથી સાબિત નથી. દાખલા તરીકે નસબથી હરામ હોવું દૂધભાઈ હોવું અથવા અન્ય કોઈ રીતે, બસ કાયમી હરામ હોવાનો અત્રે નકાર થઈ ગયો) અને તે લોકો (જેઓ પત્નીઓને માં કહે છે) નિઃશંક ! એક અપ્રિય અને જૂઠી વાત કહે છે (એટલા માટે ગુનોહ અવશ્ય થશે) અને (જો આ ગુનાહની મા'ફી માંગવામાં આવે તો તે ગુનોહ અવશ્ય મા'ફ પણ થઈ જશે કારણ કે) નિશ્ચિત અલ્લાહ તઆલા મા'ફ કરનારો બખ્શી દેનારો છે અને (આગળ તેના મા'ફીના અન્ય સ્વરૂપોના આધારે વર્ણન છે કે) જે લોકો પોતાની પત્નીઓની સાથે ઝિહાર કરે છે પછી પોતાની કહેલી વાત(ના તકાદાઓ)ની (જે પત્નીના હરામ હોવા વિશે છે) મા'ફી કરવા ઈચ્છે છે (એટલે કે પત્નીઓથી લાભ પ્રાપ્ત કરવા ઈચ્છે છે) તો તેમના માટે એક ગુલામ અથવા બાંદીને આઝાદ કરવું છે એ પહેલાં કે બંને (પતિ પત્ની)

પરસ્પર હાથ લગાવે (એકાંતમાં હોય કે અન્ય રીતે), આ (કફ્ફારાના હુકમ)થી તમને નસીહત કરવામાં આવે છે (કફ્ફારા ઉપરાંત ગુનાહોથી બચવાનો એ પણ લાભ પ્રાપ્ત થાય છે કે હવે પછી તમને ચેતવણી મળી જશે) અને અલ્લાહ તઆલાને તમારા બધા અમલોની સંપૂર્ણ જાણકારી છે (કે કફ્ફારા વિશે સંપૂર્ણ અદાયગીનો હુકમ પૂરો કરો છો કે નહીં, બસ કફ્ફારામાં બે હિકમતો થઈ ગઈ, એક ગુનાહની મા'ફી જેના તરફ لَعَفُوٌّ غَفُوْرٌ ઈશારો છે, બીજી તાકીદ અને ચેતવણી જેનું تُوْعَظُوْنَ માં વર્ણન છે અને આ બીજી હિકમત પણ કફ્ફારાના ત્રણે પ્રકારોમાંથી છે પરંતુ ગુલામ અથવા બાંદી આઝાદ કરવું કારણ કે કફ્ફારાના પ્રકારોમાં અગ્ર કક્ષાએ છે એટલા માટે તેને તેની સાથે વર્ણન કરવામાં આવ્યું) પછી જેને (ગુલામ અથવા બાંદી) પ્રાપ્ત ન હોય તો તેના માટે લગાતાર બે મહિનાના રોઝા છે એ પહેલાં કે બંને (પતિ પત્ની) પરસ્પર એકબીજાને હાથ લગાવે, પછી જેનાથી એ પણ ન થઈ શકે તો તેના માથે સાંઈઠ મોહતાજોને ખાવું ખવડાવવું છે, (આગળ આ હુકમનું ઉદાહરણ બીજા હુકમોના વાજિબ હોવાનું સમર્થન કરે છે કે આ હુકમનો મકસદ જહાલતકાળના પ્રાચીન રિવાજના હુકમને તોડવા માટે છે તેથી તેની કાળજી યોગ્ય રીતે થાય એટલા માટે ફરમાવ્યું કે) આ હુકમ એટલા માટે (વર્ણન કરવામાં આવ્યો) છે જેથી (આ હુકમ સંબંધિત હિત પ્રાપ્ત કરવા ઉપરાંત) અલ્લાહ અને રસૂલ ઉપર ઈમાન (પણ) લઈ આવે (એટલે કે તે હુકમોમાં તેમનું સમર્થન પણ કરો કે ઈમાન વિશે લાભ પણ પ્રાપ્ત થાય) અને (આગળ વધારે તાકીદ માટે કહેવામાં આવ્યું છે કે) આ અલ્લાહની (બાંધેલી) હદો છે (એટલે કે અલ્લાહ તઆલાના કાયદાઓ છે) અને કાફિરો માટે (કે જે આ હુકમોનું સમર્થન નથી કરતા તેમને) કઠોર દર્દનાક અઝાબ થશે (અને અઝાબ અમલમાં ખલેલ ઊભો કરનારને પણ થઈ શકે છે અને અમુક આ જ હુકમ માટે તેની વિશિષ્ટતા નથી બલકે) જે લોકો અલ્લાહ અને રસૂલનો વિરોધ કરે છે (ભલે કોઈ હુકમમાં કરે જેમકે મક્કાના કાફિરો) તેઓ (દુનિયામાં પણ) એવા અપમાનિત થશે જેમકે તેમનાથી અગાઉના લોકો અપમાનિત થયા (એટલા માટે કેટલાય ગઝ્વાતમાં તે પ્રત્યક્ષ જાહેર થયું) અને (સજા કેમ ન થાય કારણ કે) અમે ખુલ્લા હુકમો (જે સત્ય હોવાનું આયતો દ્વારા સાબિત છે) નાઝિલ કર્યા છે (તો તેમનો ઈન્કાર અયોગ્ય અને સજાપાત્ર થયો અને આ તો દુનિયામાં સજા

થઈ) અને કાફિરોને (આખિરતમાં પણ) અપમાનનો અઝાબ થશે (અને આગળ આ અઝાબનો સમય બતાવવામાં આવે છે કે તે એ દિવસે થશે) જે દિવસે તે સૌને અલ્લાહ તઆલા ફરીવાર જીવતા કરશે પછી તે સૌનું કરેલું તેમને બતાવી આપશે, (કારણ કે) અલ્લાહ તઆલાએ તે સુરક્ષિત કરી રાખ્યું છે અને આ લોકો તેને ભૂલી ગયા છે (ભલે વાસ્તવિક રીતે ભૂલી ગયા હોય અથવા બેદરકારી અને ધ્યાન ન આપવાના કારણે) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી પેઠે જાણે છે (ભલે તે તેમના કર્મો હોય અથવા બીજું કંઈ).

## મસ્અલા અને બોધપાઠ :

قَدْ سَمِعَ اللّٰهُ... આ આયતોની ઊતરવાની પૂર્વભૂમિકા જે ઉપર વર્ણન કરવામાં આવી ચૂકી છે તેમાં એવું બતાવવામાં આવ્યું છે કે તે સ્ત્રી જેનું વર્ણન આ આયતમાં છે તે હઝરત ઔષ બિન સામિત (રદિ.)ની પત્ની ખવલા બિન્તે ષુઅૂલબા છે જેના પતિએ તેમની સાથે ઝિહાર કરી લીધો હતો અને એ તેની ફરિયાદ માટે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા હતાં.

અલ્લાહ તઆલાએ તેમને એ સન્માન બખ્શ્યું કે કુર્આનની આ આયતો નાઝિલ થઈ અને તેમાં માત્ર ઝિહારનો શરઈ હુકમ અને તેની તકલીફ દૂર કરવાની વ્યવસ્થા જ કરવામાં ન આવી બલકે તેની દિલદારી માટે વાતની શરૂઆતમાં કહેવામાં આવ્યું કે અમે તે સ્ત્રીની વાત સાંભળી રહ્યા હતા જે પોતાના શોહર વિશે રસૂલે કરીમ ﷺ સાથે વિવાદ કરી રહી હતી. વિવાદનો અર્થ તે ઝઘડો નથી જેનો ભાવાર્થ એક સમયે જવાબ આપ્યા છતાં પોતાની તકલીફને વારંવાર વર્ણન કરીને તેમનું ધ્યાન કેન્દ્રિત કરવાનું હોય છે અને અમુક રિવાયતોમાં એ પણ છે કે રસૂલે કરીમ ﷺએ જ્યારે તેમને એવો જવાબ આપ્યો કે તમારા વિશે મારા ઉપર અલ્લાહ તઆલાનો કોઈ હુકમ આવ્યો નથી તો તેના ઉપર તે રંજ અને ગમમાં જીભથી એવું બોલી પડી કે આમ તો તમારા ઉપર દરેક વસ્તુના હુકમ નાઝિલ થતા રહે છે પરંતુ મારા વિશે કેમ એવું કે વહી પણ અટકી ગઈ? (કુર્તુબી) અને અલ્લાહ તઆલાને ફરિયાદ શરૂ કરી, وَتَشْتَكِيْٓ اِلَى اللّٰهِ તેના ઉપર અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી.

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે પાક છે તે જાત જેનું

સાંભળવું બધા જ અવાજો ઉપર છવાયેલું છે, દરેકનો અવાજ સાંભળે છે, હું તે સમયે રસૂલે કરીમ ﷺ પાસે ઉપસ્થિત હતી જ્યારે ખવલા બિન્તે ષુઅ્લબા પોતાના પતિની ફરિયાદ વર્ણન કરી રહી હતી પરંતુ એટલા નજીક હોવા છતાં હું તેમની અમુક વાતો સાંભળી શકી ન હતી પરંતુ અલ્લાહ તઆલાએ તે બધું સાંભળ્યું અને કહ્યું, قَدْ سَمِعَ اللّٰهُ *(બુખારી, ઈબ્ને કષીર)*

اَلَّذِيْنَ يُظٰهِرُوْنَ مِنْكُمْ مِّنْ نِّسَآئِهِمْ માં શબ્દ يُظَاهِرُوْن એ ظِهَار (ઝિહાર) બ્ِكَسْرِ ظَاءْ થી બનેલ છે જે પત્નીને પોતાના ઉપર હરામ કરવાના એક ખાસ સ્વરૂપમાં બોલવામાં આવે છે અને આ ઈસ્લામના સમયકાળ પહેલાંથી જ એક પ્રખ્યાત રિવાજ હતો, તેનું સ્વરૂપ એ છે કે પતિ પોતાની પત્નીને એવું કહી દે કે اَنْتِ عَلَيَّ كَظَهْرِ اُمِّيْ એટલે કે તું મારા ઉપર એવી હરામ છે જેવી રીતે કે મારી માંની પીઠ. *(કુર્તુબી)*

**ઝિહારની વ્યાખ્યા અને શરઈ હુકમ :**

ઝિહારની વ્યાખ્યા શરીઅતમાં એ છે કે પોતાની પત્નીને પોતાના માટે કાયમી ધોરણે હરામ એટલે કે માં, બહેન, દિકરી વગેરે કોઈ એવા વ્યકિત કે તેના કોઈ અવયવ સાથે સરખાવી દે જે તેના માટે જાઈઝ નથી. માંની પીઠ પણ તેનું એક ઉદાહરણ છે. અજ્ઞાનતાના સમયકાળમાં આ શબ્દ કાયમી હરામ કરવા માટે કહેવામાં આવતો હતો અને તેને તલાકના શબ્દ કરતાં પણ વધારે કઠોર સમજવામાં આવતો હતો કારણ કે તલાક પછી તો પુનઃ સંબંધ સ્થાપિત કરવામાં અને નવા નિકાહ કરીને ફરી પત્ની બનાવવાની શકયતા બાકી રહેતી હતી પરંતુ ઝિહારના સ્વરૂપમાં જાહિલિયતના રિવાજમાં તેમની પરસ્પર પતિ પત્ની તરીકે રહેવાની કોઈ શકયતા કે સ્વરૂપ બાકી રહેતું ન હતું.

પ્રસ્તુત આયતો દ્વારા ઈસ્લામી શરીઅતે આ રિવાજની સુધારણા બે રીતે કરી, પ્રથમ તો પોતે આ ઝિહારના રિવાજને નાજાઈઝ અને ગુનોહ ઠરાવ્યો કે જેને પત્નીથી અલગ થવું હોય તો તેની રીત તલાક છે તેને અપનાવે, ઝિહારને તે કામ માટે ઉપયોગ ન કરે કારણ કે આ એક વ્યર્થ અને ખોટી વાત છે કે પત્નીને માં કહી દેવામાં આવે. કુર્આને કરીમે ફરમાવ્યું مَا هُنَّ اُمَّهٰتِهِمْ اِنْ اُمَّهٰتُهُمْ اِلَّا الّٰٓـِٔيْ وَلَدْنَهُمْ એટલે કે તેમની વાહિયાત વાતના કારણે પત્ની માં નથી બની જતી, માં તો તે જ

છે જેના પેટથી તે પેદા થાય. પછી وَإِنَّهُمْ لَيَقُولُونَ مُنكَرًا مِّنَ الْقَوْلِ وَزُورًا એટલે કે તેમનું આ નિવેદન જૂઠું પણ છે અને વાસ્તવિકતાથી વિપરીત પત્નીને માં કહી રહ્યો છે તે ગુનોહ છે.

બીજી સુધારણા એ કરી કે જો કોઈ અજાણ, અજ્ઞાન અથવા દીનના હુકમોથી ગાફેલ વ્યક્તિ એવું કરી જ બેસે તો આ શબ્દથી શરીઅતે ઈસ્લામમાં પત્ની કાયમી હરામ નથી થતી પરંતુ તેને ખુલ્લી છૂટ પણ આપવામાં આવતી નથી કે આવો શબ્દ કહ્યા પછી ફરીવાર પોતાની પત્ની સાથે પ્રથમ જેવો મેળમિલાપ અને સંબંધ રાખે બલકે તેના ઉપર એક શિક્ષા લગાવવામાં આવી કે જો ફરી તે પોતાની પત્ની સાથે પુનઃસંબંધ યથાવત્ કરવા ઈચ્છતો હોય અને પોતાની પત્ની સાથે પુનઃમિલન ઈચ્છતો હોય તો કફ્ફારો અદા કરીને પોતાના ગુનાહની ભરપાઈ કરે, કફ્ફારો અદા કર્યા વિના પત્ની હલાલ થશે નહીં. આગલી આયત وَالَّذِينَ يُظَاهِرُونَ مِن نِّسَائِهِمْ ثُمَّ يَعُودُونَ لِمَا قَالُوا નો આ જ અર્થ છે. يَعُودُونَ لِمَا قَالُوا માં શબ્દ لام ને عَنْ ના અર્થમાં લેવામાં આવ્યું. એટલે કે પોતાના નિવેદનથી પાછા ફરે છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા يَعُودُونَ ની તફસીર يَنْدَمُونَ શબ્દ પણ નકલ થઈ છે જેનો અર્થ એ છે કે આ નિવેદન કહ્યા પછી તે પોતાના કહ્યા ઉપર પસ્તાવો કરે અને ફરીવાર પોતાની પત્ની સાથે સંબંધો યથાવત્ કરવા ઈચ્છે. *(મઝહરી)*

આ આયતથી એ પણ જાણ થઈ કે કફ્ફારો વાજિબ હોવું પત્ની સાથે મિલન હલાલ હોવા માટે જરૂરી છે, તેના વિના હલાલ થશે નહીં. પોતે ઝિહાર આ કફ્ફારાની ઈલ્લત નથી બલકે ઝિહાર કરવો એક ગુનોહ છે જેનો કફ્ફારો તવબહ અને ઈસ્તિગફાર છે જેના તરફ આયતના અંતે وَإِنَّ اللَّهَ لَعَفُوٌّ غَفُورٌ થી ઈશારો કરવામાં આવ્યો છે તેથી જો કોઈ વ્યક્તિ ઝિહાર કરી બેસે અને પોતાની પત્ની સાથે સંબંધ રાખવા નથી ઈચ્છતો તો કોઈ કફ્ફારો જરૂરી નથી અલબત્ત પત્નીનો હક મારવો નાજાઈઝ છે, જો તે માંગણી કરે તો કફ્ફારો અદા કરીને સંબંધ બાંધવો અથવા પછી તલાક આપીને સ્વતંત્ર કરી આપવી વાજિબ છે. જો આ વ્યક્તિ પોતે એવું ન કરે તો પત્ની ઈસ્લામી શાસક પાસે દા'વો રજુ કરી પતિને આવું કરવા મજબૂર કરી શકે છે. આ બધા મસ્અલાઓ ફિક્હની કિતાબોમાં વિગતવાર લખવામાં આવ્યા છે.

...فَتَحْرِيْرُ رَقَبَةٍ એટલે કે ઝિહારનો કફ્ફારો એ છે કે એક ગુલામ અથવા બાંદી આઝાદ કરે, જો એવી શકિત ન હોય તો બે મહિના લગાતાર રોઝા રાખે અને કોઈ બીમારી અથવા કમજોરીના કારણે એટલા રોઝા રાખવાની શકિત ન હોય તો સાંઈઠ ગરીબોને ખાવું ખવડાવે એટલે કે બંને વખતનું પેટ ભરીને ભોજન સાંઈઠ ગરીબોને ખવડાવી આપે અને આવું ખાવું ખવડાવવાનો બદલો એ પણ હોઈ શકે છે કે સાંઈઠ ગરીબોને વ્યકિત દીઠ એક ફિત્રાના પ્રમાણ જેટલા ઘઉં અથવા કિંમત આપી દે. ફિત્રાનું પ્રમાણ આપણા હાલના વજનના આધારે પોણા બે શેર ઘઉં છે અને તેની કિંમત પણ આપી શકાય છે.

ઝિહાર વિશેના હુકમો અને તેના કફ્ફારાના વિગતવાર મસ્અલાઓ ફિક્હની કિતાબોમાં જોઈ શકાય છે.

હદીષમાં છે કે હઝરત ખવલા બિન્તે ષુઅ્લબાની ફરિયાદ અને બળાપા ઉપર જ્યારે પ્રસ્તુત આયતો અને ઝિહારના કફ્ફારાના હુકમો નાઝિલ થયા અને પત્ની પતિથી કાયમી અલગાવ અને હરામ હોવાથી બચવાનો માર્ગ નીકળી આવ્યો તો રસૂલે કરીમ ﷺએ તેમના પતિને બોલાવ્યા અને જોયું કે તે ખૂબ અશકત ઘરડા વ્યકિત છે, નબીએ કરીમ ﷺએ તેમને નાઝિલ થયેલી આયતો અને કફ્ફારાનો હુકમ સંભળાવ્યો કે એક ગુલામ અથવા બાંદી આઝાદ કરી દો, તેણે કહ્યું કે મારી એ શકિત નથી કે ગુલામ ખરીદીને આઝાદ કરી દઉં તો આપ ﷺએ ફરમાવ્યું કે પછી બે મહિના સતત રોઝા રાખો, તેણે કહ્યું કે કસમ છે તે જાતની જેણે તમને સાચા રસૂલ બનાવ્યા, મારી હાલત એવી છે કે જો દિવસમાં ત્રણ વખતે ખાવું ન ખાઉં તો મારી દૃષ્ટિ બિલકુલ જતી રહે છે. આપ ﷺએ ફરમાવ્યું, તો પછી સાંઈઠ મિસ્કીનોને ખાવું ખવડાવી દો, તેણે વિનંતી કરી કે એ પણ મારી શકિતમાં નથી એ સિવાય કે તમે જ મારી કંઈ મદદ કરી આપો. રસૂલે કરીમ ﷺએ તેમને થોડું અનાજ આપ્યું, પછી અમુક બીજા લોકોએ ભેગું કરી દીધું, આ રીતે સાંઈઠ ગરીબોને ફિત્રાનું પ્રમાણ આપી કફ્ફારો અદા થઈ ગયો.

*(ઇબ્ને કષીર)*

ذٰلِكَ لِتُؤْمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ اَلِيْمٌ આ આયતમાં لِتُؤْمِنُوْا કહેવાનો ભાવાર્થ ઈમાનથી શરીઅતના હુકમો ઉપર અમલ કરવાનો છે અને ફરમાવ્યું કે આ કફ્ફારા વગેરેના હુકમો અલ્લાહ તઆલાની

નિશ્ચિત કરેલી હદો છે, તેને ઓળંગવી હરામ છે. ઈશારો એ વાત તરફ છે કે ઈસ્લામે નિકાહ, તલાક, ઝિહાર અને બીજા બધા મા'મલાઓમાં અજ્ઞાનતાના કુરિવાજો મિટાવીને તેની જગ્યાએ ન્યાયોચિત અને સાચા તરીકાઓની તા'લીમ આપી છે, તમે તેના ઉપર કાયમ રહો અને જે લોકો શરીઅતના આ હુકમોના ઈન્કારી અને કાફિર છે તેમને દર્દનાક સજા મળશે. اِنَّ الَّذِيْنَ يُحَآدُّوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ كُبِتُوْا كَمَا كُبِتَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ પાછલી આયતમાં અલ્લાહ તઆલાની હદો અને શરીઅતે ઈસ્લામના હુકમોની પાબંદીની તાકીદ હતી, તેમાં તે લોકોને ચેતવણી છે જેઓ અલ્લાહ તઆલાની હદોના વિરોધી અને ઈન્કારી છે. આ ચેતવણીમાં તેમના માટે દુનિયામાં પણ પરિણામે અપમાન તથા તેમના કુફિયા ઈરાદાઓના નિષ્ફળતાનું વર્ણન છે અને આખિરતમાં કાયમી અઝાબ છે.

اَحْصٰىهُ اللّٰهُ وَنَسُوْهُ માં એ તાકીદ છે કે ગાફેલ માનવી દુનિયામાં ગુનાહ અને વ્યર્થ પાપી પ્રવૃત્તિઓ કરતો રહે છે જે તેને યાદ પણ નથી રહેતી અને ભૂલવાનું કારણ વાસ્તવમાં એ હોય છે કે તે એ કામને કોઈ મહત્ત્વ જ નથી આપતો તેથી દિમાગમાં રહેતી નથી. આ બધું અલ્લાહ તઆલાની પાસે લખેલું છે. એ તો કરીને ભૂલી ગયો પરંતુ અલ્લાહ તઆલાને બધું યાદ છે તે સૌનો હિસાબ થશે અને અઝાબ થશે.

---

## આયતો : (સૂરએ મુજાદલહ : આયત નં. ૭ થી ૧૩)

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ مَا يَكُوْنُ مِنْ نَّجْوٰى ثَلٰثَةٍ
اِلَّا هُوَ رَابِعُهُمْ وَلَا خَمْسَةٍ اِلَّا هُوَ سَادِسُهُمْ وَلَآ اَدْنٰى مِنْ ذٰلِكَ وَلَآ اَكْثَرَ اِلَّا هُوَ
مَعَهُمْ اَيْنَ مَا كَانُوْا ۚ ثُمَّ يُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ
عَلِيْمٌ ۞ اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نُهُوْا عَنِ النَّجْوٰى ثُمَّ يَعُوْدُوْنَ لِمَا نُهُوْا عَنْهُ وَيَتَنٰجَوْنَ
بِالْاِثْمِ وَالْعُدْوَانِ وَمَعْصِيَتِ الرَّسُوْلِ ۫ وَاِذَا جَآءُوْكَ حَيَّوْكَ بِمَا لَمْ يُحَيِّكَ بِهِ
اللّٰهُ ۙ وَيَقُوْلُوْنَ فِيْ اَنْفُسِهِمْ لَوْلَا يُعَذِّبُنَا اللّٰهُ بِمَا نَقُوْلُ ؕ حَسْبُهُمْ جَهَنَّمُ ۚ يَصْلَوْنَهَا ۚ

فَبِئْسَ الْمَصِيْرُ ۝٨ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا تَنَاجَيْتُمْ فَلَا تَتَنَاجَوْا بِالْاِثْمِ وَ
الْعُدْوَانِ وَمَعْصِيَتِ الرَّسُوْلِ وَتَنَاجَوْا بِالْبِرِّ وَالتَّقْوٰى ؕ وَاتَّقُوا اللّٰهَ الَّذِيْٓ اِلَيْهِ
تُحْشَرُوْنَ ۝٩ اِنَّمَا النَّجْوٰى مِنَ الشَّيْطٰنِ لِيَحْزُنَ الَّذِيْنَ اٰمَنُوْا وَلَيْسَ بِضَآرِّهِمْ
شَيْـًٔا اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝١٠ يٰٓاَيُّهَا الَّذِيْنَ
اٰمَنُوْٓا اِذَا قِيْلَ لَكُمْ تَفَسَّحُوْا فِي الْمَجٰلِسِ فَافْسَحُوْا يَفْسَحِ اللّٰهُ لَكُمْ ۚ وَاِذَا قِيْلَ
انْشُزُوْا فَانْشُزُوْا يَرْفَعِ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ ۙ وَالَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ
دَرَجٰتٍ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ۝١١ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا نَاجَيْتُمُ الرَّسُوْلَ
فَقَدِّمُوْا بَيْنَ يَدَيْ نَجْوٰىكُمْ صَدَقَةً ؕ ذٰلِكَ خَيْرٌ لَّكُمْ وَاَطْهَرُ ؕ فَاِنْ لَّمْ تَجِدُوْا
فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝١٢ ءَاَشْفَقْتُمْ اَنْ تُقَدِّمُوْا بَيْنَ يَدَيْ نَجْوٰىكُمْ
صَدَقٰتٍ ؕ فَاِذْ لَمْ تَفْعَلُوْا وَتَابَ اللّٰهُ عَلَيْكُمْ فَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَ
اَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ وَاللّٰهُ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ۝١٣ ع



**તરજુમો :**

*તમે જોયું નથી કે અલ્લાહને ખબર છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે કયાંય ત્રણનો મશ્વરો નથી થતો જ્યાં તે ન હોય તેમનામાં ચોથો; અને ન પાંચનો જ્યાં તે ન હોય તેમનામાં છઠ્ઠો અને ન જ તેનાથી ઓછા અને ન જ વધારે જ્યાં તે ન હોય તેમની સાથે, જ્યાં કંઈ પણ હોય, પછી તેમને કયામતના દિવસે બતાવી દેશે જે કંઈ તેમણે કર્યું, બેશક ! અલ્લાહને બધી વસ્તુ ખબર છે. (૭) તમે તે લોકોને જોયા નહીં જેમને કાનાફૂસી કરવાની મનાઈ થઈ તો પણ તે જ કરે છે જેની મનાઈ થઈ ચૂકી છે અને કાનમાં વાતો કરે છે ગુનાહની અને અતિરેકની અને રસૂલની નાફરમાનીની અને જ્યારે તમારી પાસે આવે તમને દુઆઓ આપે જે દુઆ તમને અલ્લાહે નથી આપી અને પોતાના દિલમાં કહે છે, અમને અલ્લાહ*

*એના ઉપર અઝાબ કેમ નથી કરતો જે અમે કહીએ છીએ, તેમને દોઝખ પૂરતી છે, તેમાં દાખલ થશે; કેટલી ખરાબ જગ્યા છે ! (૮) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે કાનમાં વાત કરો તો ગુનાહની વાત ન કરો અને અતિરેકની અને રસૂલની નાફરમાનીની અને વાત કરો અહેસાનની અને પરહેઝગારીની અને અલ્લાહથી ડરતા રહો જેની પાસે તમારે એકઠા થવાનું છે. (૯) આ જે કાનાફૂસી છે બસ શયતાનનું કામ છે જેથી ઈમાનવાળાઓને દિલગીર કરે અને તે તેમનું કંઈ જ બગાડશે નહીં અલ્લાહના હુકમ સિવાય અને મો'મિનોએ અલ્લાહ ઉપર જ ભરોસો કરવો જોઈએ. (૧૦) હે ઈમાનવાળાઓ ! જ્યારે કોઈ તમને કહે કે મજલિસોમાં ખુલીને બેસો તો ખુલી જાઓ અલ્લાહ તમને વિશાળતા આપે અને જ્યારે કોઈ કહે કે ઊભા થઈ જાઓ તો ઊભા થઈ જાઓ અલ્લાહ તેમના માટે બુલંદ કરશે કે જે તમારામાંથી ઈમાન ધરાવે છે અને ઈલ્મ તેમના દરજ્જા અને અલ્લાહને ખબર છે જે કંઈ તમે કરો છો. (૧૧) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે રસૂલને કાનમાં વાત કહેવા ઈચ્છો તો પોતાની વાત કહેતા પહેલાં આગળ ખયરાત મોકલો, આ તમારા માટે ઉત્તમ છે અને ઘણું પવિત્ર, પછી જો ન પામો તો અલ્લાહ બખ્શનારો મહેરબાન છે. (૧૨) શું તમે ડરી ગયા કે કાનમાં કહેવાની વાતથી પહેલાં ખયરાતો મોકલ્યા કરો ? બસ જ્યારે તમે ન કર્યું અને અલ્લાહે તમને મા'ફ કરી દીધા તો હવે તમે નમાઝ કાયમ રાખો અને ઝકાત આપતા રહો અને અલ્લાહના અને તેના રસૂલના હુકમ ઉપર ચાલો અને અલ્લાહને ખબર છે જે કંઈ તમે કરો છો. (૧૩)*

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :**

આયતો ઊતરવાની પૂર્વભૂમિકાના સંદર્ભમાં અમુક ઘટનાઓ છે.

પ્રથમ, યહૂદીઓ અને મુસલમાનોમાં સુલેહ હતી પરંતુ યહૂદીઓ જ્યારે કોઈ મુસલમાનને જોતા તો તેના વિચારોને પ્રભાવિત કરવા માટે પરસ્પર કાનાફૂસી કરવા લાગતા અને તે મુસલમાન એવું સમજતો કે મારા વિરુદ્ધ કોઈ ષડયંત્ર થઈ રહ્યું છે. રસૂલે કરીમ ﷺએ યહૂદીઓને એવું કરવાની મનાઈ કરી પરંતુ તેઓ એવું કરવાથી અટકયા નહીં તેના ઉપર اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نُهُوْا عَنِ النَّجْوٰى.. આયત નાઝિલ થઈ.

બીજું, એ જ રીતે મુનાફિકો પણ પરસ્પર કાનાફૂસી કર્યા કરતા હતા તેના ઉપર આયત ....اِذَا تَنَاجَيْتُمْ فَلَا تَتَنَاجَوْا અને ...اِنَّمَا النَّجْوٰی નાઝિલ થઈ.

ત્રીજું, યહૂદીઓ રસૂલે કરીમ ﷺની પાસે આવતા તો શરારતના હેતુથી અસ્સલામુ અલયકુમ કહેવાના બદલે અસ્સામુ અલયકુમ કહેતા, "સામ" એટલે કે મોત;

ચોથું, મુનાફિકો પણ એ જ પ્રમાણે કહેતા અને બંને ઘટનાઓ ઉપર وَاِذَا جَآءُوْكَ حَيَّوْكَ... આયત નાઝિલ થઈ. ઈબ્ને કષીરે ઈમામ અહમદની રિવાયતથી એ પણ નકલ કર્યું છે કે યહૂદીઓ આ પ્રમાણેની સલામ કરીને છાની રીતે કહેતા, لَوْ لَا يُعَذِّبُنَا اللّٰهُ بِمَا نَقُوْلُ એટલે કે જો અમે આ ગુનોહ કર્યો છે તો અમારા ઉપર અઝાબ કેમ નથી આવતો.

પાંચમું, એક વખતે રસૂલે કરીમ ﷺ મસ્જિદે સુફ્ફામાં ઉપસ્થિત હતા અને મજલિસમાં ભીડ વધારે હતી, અમુક સહાબા (રદિ.) જે ગઝ્વએ બદ્રના બહાદૂરોમાંથી હતા તેઓ આવ્યા તો તેમને ક્યાંય જગ્યા ન મળી અને ન જ મજલિસવાળાઓએ એવું કર્યું કે એકબીજા સાથે મળી જાય અને થોડી જગ્યા ખુલ્લી થઈ જાય. રસૂલે કરીમ ﷺએ જ્યારે આ જોયું તો અમુક વ્યક્તિઓને મજલિસમાંથી ઉઠવા માટે કહ્યું, મુનાફિકોએ કટાક્ષ કર્યો કે આ કેવા ઈન્સાફની વાત છે ! અને આપ ﷺએ એવું પણ કહ્યું કે અલ્લાહ તઆલા તે વ્યક્તિ ઉપર રહમ કરે જે પોતાના ભાઈ માટે જગ્યા કરી આપે. બસ લોકોએ જગ્યા કરી આપી તેના ઉપર આયત ....يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا قِيْلَ لَكُمْ تَفَسَّحُوْا નાઝિલ થઈ.

*(રવાહુ ઈબ્ને કષીર, અબી હાતિમ)*

ઉપરોક્ત રિવાયતથી જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺએ પ્રથમ જગ્યા કરવા માટે કહ્યું હશે, અમુકે તો જગ્યા કરી આપી હશે જે પૂરતી હશે નહીં અને અમુકે જગ્યા કરી નહીં હોય. રસૂલે કરીમ ﷺએ મદ્રસાના વિદ્યાર્થીઓને જે રીતે ઉસ્તાદ આગંતુક મહેમાનો માટે જગ્યા કરવાનું કહે એ રીતે ઉઠવાનું કહ્યું હશે જે મુનાફિકોને પસંદ પડ્યું નહીં.

છઠ્ઠું, અમુક માલદારો રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને ઘણીવાર સુધી આપ ﷺ સાથે વાતચીત કર્યા કરતા અને ગરીબોને સંગાથનો સમય ઓછો

મળતો. રસૂલે કરીમ ﷺને તે લોકોનું મોડે સુધી બેસવું અને મોડે સુધી વાતચીત કરવું નાપસંદ પડતું હતું, તેના ઉપર આ આયત ...إِذَا نَاجَيْتُمُ الرَّسُولَ નાઝિલ થઈ. ફત્હુલ બયાનમાં ઝૈદ બિન અસ્લમથી સનદ વિના નકલ થયેલ છે કે યહૂદીઓ અને મુનાફિકો આવશ્યકતા વિના રસૂલે કરીમ ﷺ સાથે વાતચીત કર્યા કરતા, મુસલમાનોને એ વિચારથી કે કદાચ કોઈ નુકસાન પહોંચાડનારી વાતચીત ન થતી હોય એટલા માટે તેમને આ વાત પસંદ પડતી ન હતી, તેના ઉપર તેમને મનાઈ કરવામાં આવી જે વાતનું વર્ણન نُهُوا عَنِ النَّجْوٰى માં છે પરંતુ જ્યારે તેઓ એવું કરવાથી અટક્યા નહીં તો આ હુકમ નાઝિલ થયો, ...إِذَا نَاجَيْتُمُ الرَّسُولَ જેનું પરિણામ એ આવ્યું કે બાતિલ લોકો આવી વાતચીત કરવાથી અટકી ગયા કારણ કે માલની મહોબ્બતના કારણે તેમને સદકહ આપવો પસંદ ન હતો.

સાતમું, જ્યારે રસૂલે કરીમ ﷺ સાથે આવી વાતચીત કરતા પહેલાં સદકહ દેવાનો હુકમ થયો તો ઘણા લોકો જરૂરી વાત કરવાથી રોકાઈ ગયા તેના ઉપર આયત ءَأَشْفَقْتُمْ નાઝિલ થઈ. હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ ફરમાવ્યું કે સદકહ દેવાના હુકમમાં પહેલાં પણ فَإِنْ لَّمْ تَجِدُوا માં નાદારોને છૂટ આપવામાં આવી હતી પરંતુ અમુક લોકો એવા હતા કે ન તો બિલકુલ નાદાર હતા અને ન જ સંપૂર્ણ છૂટછાટવાળા હતા બસ ભલે તે સાહિબે નિસાબ હોય. લગભગ એવા લોકોને મુશ્કેલીનો સામનો કરવો પડ્યો હશે કે ઓછી છૂટછાટના કારણે ખર્ચ કરવો ખૂબ ભારે હોય અને પોતાની નાદારી ઉપર પણ શંકા હોય તેથી ન સદકહ આપી શક્યા અને ન જ પોતાને આ છૂટમાં સામેલ સમજ્યા અને વાતચીત કરવી કોઈ ઈબાદત ન હતી કે તેના છોડવાથી નીંદાનું કારણ બને તેથી તેઓ તેનાથી રોકાઈ ગયા. *(દુર્રે મન્સૂર)*

આ આયતો ઊતરવાની પૂર્વભૂમિકાથી તફસીર સમજવાની મદદ અને સહૂલત મળશે. *(બયાનુલ કુર્આન)*

## તફસીર :

શું તમે તેના ઉપર દૃષ્ટિ નથી કરી ? (આ બીજાઓને સંભળાવવાનો હેતુ છે જે મનાઈ કરવામાં આવેલ વાતચીતથી અટકતા ન હતા) કે અલ્લાહ તઆલા સઘળું જાણે છે જે આસમાનોમાં છે અને જે જમીનમાં છે (અને તેમાં જ તેમની આ

વાતચીત કરવું પણ સામેલ છે, બસ) કોઈ વાતચીત ત્રણ વ્યક્તિઓમાં એવી નથી થતી જેમાં ચોથો તે (એટલે કે અલ્લાહ તઆલા) ન હોય અને પાંચની (વાતચીત) થાય છે જેમાં છઠ્ઠો તે ન હોય અને ન જ તે(સંખ્યા)થી ઓછા(માં થાય છે, જેમકે બે અથવા ચાર વ્યક્તિઓમાં થતી વાતચીત) અને ન જ તેનાથી વધારે (વ્યક્તિઓ વચ્ચે વાતચીત થાય છે જેમકે છ, સાત અથવા વધારે વ્યક્તિઓ વચ્ચે) પરંતુ તે (દરેક પરિસ્થિતિમાં તે) લોકોની સાથે હોય છે (ભલે) તે લોકો ક્યાંય પણ હોય પછી તેઓને કયામતના દિવસે તેમના કરેલા કામ બતાવવામાં આવશે, બેશક! અલ્લાહ તઆલાને દરેક વાતની પૂરેપૂરી ખબર છે (આ આયતનો વિષય સમગ્ર વિષય ઉપર એક પ્રસ્તાવના છે, એટલે કે આ મુસલમાનોને નુકસાન પહોંચાડવા માટે ફોગટની વાતચીત કરનારાઓ અલ્લાહથી ડરતા નથી કે અલ્લાહને આ બધું ખબર છે અને તેમને સજા આપશે !? આગળ તે વિષયો આ છે, એટલે કે) શું તમે તે લોકો ઉપર નજર ન કરી જેમને વાતચીત કરવાથી મનાઈ કરવામાં આવી હતી? (પરંતુ) તો પણ તેઓ તે જ કામ કરે છે જેનાથી તેમને અટકાવવામાં આવ્યા હતા અને ગુનાહ તથા અત્યાચાર અને રસૂલની નાફરમાનીની કાનાફૂસીઓ કરે છે (એટલે કે એવી કાનાફૂસી કરે છે જે પોતે પણ ગુનોહ છે અને મુસલમાનોને ગમગીન કરવાના કારણે અત્યાચાર પણ છે અને એવું કરવાની રસૂલે કરીમ ﷺ મનાઈ કરી ચૂક્યા હતા એટલા માટે રસૂલની નાફરમાની પણ છે, જેમકે પ્રથમ અને બીજી ઘટનામાં વર્ણન થયું) અને તે લોકો (એવા છે કે) જ્યારે તમારી પાસે આવે છે તો તમને એવા શબ્દથી સલામ કરે છે જેનાથી અલ્લાહે તમને સલામ નથી કરી (અલ્લાહ તઆલાના સલામના શબ્દો તો આ છે سَلَامٌ عَلَى الْمُرْسَلِيْنَ، سَلَامٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى، صَلُّوْا عَلَيْهِ وَسَلِّمُوْا تَسْلِيْمًا અને તેઓ કહે છે اَلسَّامُ عَلَيْكَ) અને પોતાના મનમાં (અથવા પરસ્પર) કહે છે કે (જો આ પયગમ્બર છે તો) અલ્લાહ તઆલા અમને અમારું આવું કહેવા ઉપર (જેમાં રસૂલે કરીમ ﷺની ઉઘાડું અપમાન છે તાત્કાલિક) સજા કેમ નથી આપતો ? (જેમકે ત્રીજી અને ચોથી ઘટનામાં આવી ચૂક્યું છે, આગળ તેમના આવા કૃત્યની ચેતવણી અને તેમના આવા નિવેદનનો જવાબ છે કે અમુક હિકમતોના કારણે અઝાબ તાત્કાલિક ન થવો એનાથી સદંતર અઝાબ જ થશે નહીં એવું આવશ્યક નથી) તેઓ(ની સજા) માટે જહન્નમ પૂરતી છે, તેમાં આ

લોકો (અવશ્ય) દાખલ થશે, બસ તે ઘણું જ ખરાબ ઠેકાણું છે (આગળ ઈમાનવાળાઓને સંબોધન છે જેનાથી મુનાફિકોની દેખાદેખી આવું કરવાની મનાઈ કરવામાં આવી છે અને મુનાફિકોને પણ આ વાત સંભળાવવી હતી કે તમે ઈમાનના દા'વેદાર છો તો ઈમાનના તકાદાઓ ઉપર અમલ કરો તેથી ફરમાવ્યું કે) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે (કોઈ જરૂરતના કારણે) વાતચીત કરો તો ગુનાહ અને અતિરેક તથા રસૂલની નાફરમાનીની વાતચીત ન કરો (આ શબ્દોનું વિવરણ ઉપરોક્ત પસાર થઈ ચૂક્યું છે) અને લાભ પહોંચાડવાની તથા પરહેઝગારીની વાતોની વાતચીત કરો. (بِرّ "બિર્ર" એ عُدْوَ "અદ્વ"નો વિરુદ્ધાર્થી છે, તેનાથી ભાવાર્થ તે લાભ છે જે બીજાઓને પહોંચે તથા تقوى، اثم، معصيت الرسول એ રસૂલની નાફરમાનીનું વિરુદ્ધાર્થી છે) અને અલ્લાહથી ડરો જેની પાસે તમે બધા એકઠા કરવામાં આવશો, આવી કાનાફૂસી માત્ર શયતાન તરફથી (એટલે કે તેના બહેકાવવાથી) છે જેથી મુસલમાનોને રંજ અને તકલીફમાં નાંખે (જેમકે પ્રથમ ઘટનામાં વર્ણન થયું) અને (આગળ તે મુસલમાનોને સાંત્વના છે કે ગમગીન ન થાઓ કારણ કે) તે (શયતાન) અલ્લાહના ઈરાદા વિના તેઓને (એટલે કે મુસલમાનોને) નુકસાન નથી પહોંચાડી શકતો (મતલબ એ કે જો ધારી લો કે તે શયતાનના બહેકાવવાથી તમારા વિરુદ્ધ જ કોઈ તદ્બીર કરી રહ્યા છે તો તે નુકસાન પણ અલ્લાહ તઆલાની મરજી વિના તમને પહોંચી શકતું નથી, પછી શા માટે ચિંતામાં પડો છો ?) અને મુસલમાનોએ (દરેક હાલતમાં) અલ્લાહ ઉપર જ ભરોસો કરવો જોઈએ (આગળ પાંચમી ઘટના વિશે હુકમ છે, એટલે કે મજલિસમાં અમુક લોકો પાછળથી આવી જાય તો તેમના માટે જગ્યા કરી આપવાનો હુકમ છે કે) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમને કહેવામાં આવે (એટલે કે રસૂલે કરીમ ﷺ કહી આપે અથવા તમારા મોટા અથવા જેનું આજ્ઞાપાલન કરવું વાજિબ છે તેવા લોકો કોઈને કહે) કે મજલિસમાં જગ્યા કરી આપો (જેમાં આવનારાઓને પણ જગ્યા મળી જાય) તો તમે જગ્યા કરી આપ્યા કરો (અને આવનારને જગ્યા આપી દો) અલ્લાહ તઆલા તમને (જન્નતમાં) ખુલ્લી જગ્યા આપશે અને જ્યારે (કોઈ જરૂરતથી) એવું કહેવામાં આવે કે (મજલિસમાંથી) ઊભા થઈ જાઓ તો ઊભા થઈ જાઓ (ભલે ઉઠવાનું એ હેતુથી કહેવામાં આવે કે આવનારાઓને જગ્યા મળી જાય અથવા એના કારણે કહેવામાં આવે કે

મજલિસના અમીરને તે સમયે કોઈ મસ્લિહત અથવા ખાસ મશવરો અથવા આરામ અથવા ઈબાદત વગેરેની જરૂરતથી એકાંતની આવશ્યકતા છે અને તે એકાંત વિના પ્રાપ્ત થઈ શકે એમ નથી અને ન જ પૂર્ણ થઈ શકે છે તો બસ મજલિસના સદર-અમીરના ઊભા થવાના હુકમથી ઊભું થઈ જવું જોઈએ અને આ હુકમ રસૂલ ન હોય એવા લોકો માટે પણ સામાન્ય છે. -રૂહૂલ મઆની -બસ મજલિસવાળાને જરૂરતના સમયે એની પરવાનગી છે કે કોઈ વ્યક્તિને ઊઠી જવા માટે કહી શકે છે અલબત્ત આવનારાઓએ કોઈને ઉઠાડીને તેની જગ્યાએ બેસવું ન જોઈએ જેમકે હદીષમાં છે. -રવાહુશ્શયખાન -મતલબ કે હુકમ એ આપવામાં આવ્યો કે મજલિસના અમીરના કહેવાથી ઊભા થઈ જાઓ) અલ્લાહ તઆલા (આ હુકમની આજ્ઞાથી) તમારામાં ઈમાનવાળાઓના અને (ઈમાનવાળાઓમાં) તે લોકોના (ઔર વધારે) જેમને (દીનનું) ઈલ્મ અતા થયું છે (આખિરતના) દરજ્જા બુલંદ કરશે (એટલે કે આ હુકમ ઉપર અમલ કરનાર લોકોના ત્રણ પ્રકારો છે, એક તે કાફિરો જે કોઈ દુનિયવી મસ્લિહત માટે એ હુકમ માની લે જેમકે મુનાફિકો તો તે مِنكُمْ ની બીના ઉપર આ વાયદાથી વંચિત છે, બીજા ઈમાનવાળાઓ જે જ્ઞાની ન હોય તેમના માટે માત્ર દરજ્જાઓનું વધવું છે, ત્રીજા તે ઈમાનવાળાઓ જે જ્ઞાની તો છે અને મઆરિફતના તથા જ્ઞાનના કારણે તેમના અમલનો ઈરાદો વધારે નિખાલસ અને અલ્લાહ તઆલાથી ડરવાનો છે જેનાથી અમલનો સવાબ વધી જાય છે તેમના માટે વિશેષ દરજ્જાઓ બુલંદ થાય છે) અને અલ્લાહ તઆલાને તમારા બધા અમલોની સંપૂર્ણ જાણકારી છે (કે કોનો અમલ ઈમાન સાથે છે અને કોનો ઈમાન વિના, પછી તેમાં કોના અમલમાં ઓછી નિખાલસતા છે અને કોના અમલમાં વધારે નિખાલસતા છે તેથી દરેકના બદલા અને વળતરમાં તફાવત રાખ્યો છે, આગળ છઠ્ઠી ઘટના વિશે હુકમ છે જે પ્રથમ અને બીજી ઘટના સાથે સંલગ્ન છે એટલે કે) હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે રસૂલ સાથે વાતચીત (કરવાનો ઈરાદો) કર્યા કરો તો પોતાની આ વાતચીતથી પહેલાં (ગરીબોને) અમુક ખયરાત આપ્યા કરો (જેનું પ્રમાણ આયતમાં નક્કી નથી કરવામાં આવ્યું અને હદીષની રિવાયતોમાં વિવિધ પ્રમાણ આવ્યું છે, દેખીતી રીતે કોઈ નિશ્ચિત પ્રમાણ જાણ થતી નથી પરંતુ સન્માનજનક ખયરાત હોવી જોઈએ) આ તમારા માટે (સવાબ પ્રાપ્ત કરવા માટે) ઉત્તમ છે અને (ગુનાહોથી)

પાક થવાનું ઉત્તમ માધ્યમ છે (કારણ કે આજ્ઞાપાલનથી ગુનાહોનો કફ્ફારો થાય છે, આ મસ્લિહત માલદાર મો'મિનોના આધારે છે અને ગરીબ મો'મિનોના આધારે એ કે તેમને આર્થિક લાભ પહોંચે છે જેમકે ફક્ત સદકહથી જાણ થાય છે, કારણ કે સદકહ ગરીબોને જ આપવામાં આવે છે અને રસૂલે કરીમ ﷺના આધારે એ કે તેમાં રસૂલે કરીમ ﷺની શા'ન બુલંદ થાય છે અને મુનાફિકોની કાનાફૂસીથી તમને જે તકલીફ થતી હતી તેનાથી છૂટકારો અને આરામ છે, કારણ કે તેમની જરૂરત તો માત્ર વાતચીત દ્વારા સમય વેડફવાની છે એટલે વિના કારણે માત્ર એટલા માટે માલ ખર્ચ કરવો તેમના માટે બેહદ મુશ્કેલ હતું અને કદાચ આ સદકહના હુકમ એ હશે કે સૌની સામે સદકહ કરે જેથી ન કરનાર ધોકો ન આપી શકે. આગળ કહેવામાં આવે છે કે આ હુકમ તો પોતાની શક્તિની પરિસ્થિતિમાં છે) પછી જો તમને સદકહ (દેવા)ની શક્તિ ન હોય (અને વાતચીતની) જરૂરત પડે તો અલ્લાહ તઆલા મા'ફ કરનાર છે (આવા સ્વરૂપમાં તેણે તમને મા'ફ કરી દીધા છે તેનાથી જાહેર રીતે ખબર પડે છે કે આ સદકહનો હુકમ વાજિબ હતો પરંતુ નાદારીનું સ્વરૂપ તે સદકહથી બાકાત હતું, આગળ સાતમી ઘટના વિશે કે જે છટ્ઠી ઘટના સાથે સંલગ્ન છે ઈશારો છે કે) શું તમે (એટલે કે તમારામાંથી અમુકનું વર્ણન સાતમી ઘટનાના સંદર્ભમાં આવ્યું છે) પોતાની વાતચીત પહેલાં ખયરાત આપવાથી ડરી ગયા? બસ (ખૈર) જ્યારે તમે (તેને) ન કરી શક્યા અને અલ્લાહ તઆલાએ તમારી હાલત ઉપર ઈનામ કર્યું (કે બિલકુલ તેને રદ કરીને મા'ફ કરી દીધું જેની હિકમત દેખીતી છે કે જ્યારે તે મસ્લિહતના કારણે આ હુકમ વાજિબ થયો હતો તો મસ્લિહત પ્રાપ્ત થઈ ગઈ, કારણ કે મસ્લિહત એ માધ્યમનો તોડ હતો જે રદ થયા પછી પણ ચાલુ રહ્યો કે લોકો કાળજી કરવા લાગ્યા, મતલબ કે ઈરશાદ છે કે જ્યારે અલ્લાહ તઆલાએ તેને રદ કરી દીધું) તો તમે (બીજી ઈબાદતના પાબંદ રહો એટલે કે) નમાઝના પાબંદ રહો અને ઝકાત આપ્યા કરો અને અલ્લાહ અને રસૂલનું કહ્યું માનો (મતલબ એ છે કે તેમાં રદ થયા પછી તમારા છુટકારા અને નિકટતા માટે બાકીના હુકમો ઉપર અડગ રહેવું અને તેના ઉપર કાયમ ટકી રહેવું પૂરતું છે) અને અલ્લાહ તઆલા તમારા બધા અમલોની (અને તેની જાહેર તથા ગુપ્ત હાલતની) સંપૂર્ણ જાણકારી ધરાવે છે.

**મસ્અલા અને બોધપાઠ :**

પ્રસ્તુત આયતો જો કે ખાસ ઘટનાઓ ઉપર નાઝિલ થઈ છે જેનું વર્ણન ઉપરોક્ત આયતો ઊતરવાની પૂર્વભૂમિકામાં આવી ચૂક્યું છે પરંતુ એ દેખીતું છે કે આયતો ઊતરવાની પૂર્વભૂમિકા જે કોઈ પણ હોય કુર્આનનું માર્ગદર્શન સર્વસામાન્ય હોય છે તેમાં અકીદાઓ, ઈબાદતો અને સામાન્ય સામાજિક વ્યવહારો વિશે બધા હુકમો હોય છે, આ આયતોમાં પણ પરસ્પર વાતચીત અને મશ્વરાઓ વિશે એવું જ માર્ગદર્શન છે.

**ગુપ્ત મશ્વરાઓ વિશે એક સૂચના :**

ગુપ્ત મશ્વરા સામાન્ય રીતે ખાસ રાઝદાર દોસ્તોમાં થાય છે જેના ઉપર એવો સંતોષ હોય છે કે આ રહસ્યને તે કોઈના ઉપર જાહેર કરશે નહીં તેથી આવી પરિસ્થિતિમાં એવી યોજનાઓ પણ બનાવવામાં આવે છે જેમાં કોઈના ઉપર જુલમ કરવાનો હોય અથવા કોઈને કતલ કરવાનો હોય અથવા કોઈની મિલકત ઉપર કબ્જો કરી લેવાનો હોય વગેરે. અલ્લાહ તઆલાએ આ આયતોમાં ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાનું જ્ઞાન સમગ્ર સૃષ્ટિ ઉપર છવાયેલું છે, તમે ક્યાંય પણ કેવો પણ ગુપ્ત મશ્વરો કરો અલ્લાહ તઆલા પોતાના જ્ઞાન તથા જોવા અને સાંભળવાના આધારે તમારી પાસે ઉપસ્થિત હોય છે અને તમારી દરેક વાતને જુએ સાંભળે છે અને જાણે છે, જો કોઈ તેમાં ગુનોહ કરશો તો સજાથી બચશો નહીં. તેમાં બતાવવું તો એ છે કે તમે કેટલાય ઓછા અથવા વધારે વ્યક્તિ મશ્વરા અને વાતચીતમાં સામેલ હોય અલ્લાહ તઆલા તેમાં ઉપસ્થિત હોય છે. દાખલા તરીકે બે વ્યક્તિઓ બતાવવામાં આવ્યા, ત્રણ અને પાંચ; એટલે કે જો તમે ત્રણ વ્યક્તિઓ મશ્વરો કરી રહ્યા છો તો સમજી લો કે ચોથો અલ્લાહ તઆલા ત્યાં ઉપસ્થિત છે અને પાંચ વ્યક્તિ મશ્વરો કરી રહ્યા છો તો સમજી લો કે છઠ્ઠો અલ્લાહ તઆલા ત્યાં ઉપસ્થિત છે. ત્રણ અને પાંચની સંખ્યા કદાચ એટલા માટે બતાવવામાં આવી કે સમૂહ માટે અલ્લાહ નજીક એકાંકી સંખ્યા પસંદ છે. مَا يَكُونُ مِنْ نَّجْوٰى ثَلٰثَةٍ... નો આ જ ભાવાર્થ છે.

**વાતચીત અને મશ્વરા વિશે એક સૂચના :**

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نُهُوْا عَنِ النَّجْوٰى પૂર્વભૂમિકાની ઘટનામાં બતાવવામાં

આવ્યું છે કે જે સમયમાં યહૂદીઓ સાથે રસૂલે કરીમ ﷺનો સુલેહનો કરાર થઈ ગયો હતો તે વખતે તેઓ ખુલ્લમ ખુલ્લા તો મુસલમાનો વિરુદ્ધ કોઈ કામ કરી શકતા ન હતા પરંતુ ઈસ્લામ અને મુસલમાનોથી દિલમાં રોષે ભરાયેલા હતા, કપટ અને કીનો કરવાની એક રીત આ અપનાવી હતી કે જયારે સહાબએ કિરામ (રદિ.)માંથી કોઈને પોતાની પાસે આવતો જોતા તો પરસ્પર કાનાફૂસી અને ગુપ્ત મશ્વરાનું સ્વરૂપ બનાવી લેતા અને આવનાર મુસલમાન તરફ એવા ઈશારા કરતા કે જેનાથી તેને એવો વિચાર પેદા થઈ જતો કે આ લોકો અમારા વિરુદ્ધ કોઈ ષડયંત્ર કરી રહ્યા છે અને તેનાથી તે મુસલમાનને તકલીફ અને પરેશાની થતી હતી. રસૂલે કરીમ ﷺએ તેમને આવી કાનાફૂસી કરવાની મનાઈ કરી, આયત نُهُوْا عَنِ النَّجْوٰی માં આ જ મનાઈનું વર્ણન છે.

આ મનાઈથી એ હુકમ મુસલનાનો માટે પણ નીકળી આવ્યો કે તેઓ પણ પરસ્પર કોઈ વાતચીત અથવા મશ્વરો એવી રીતે ન કરે કે બીજા કોઈ મુસલમાનને તકલીફ પહોંચે.

બુખારી અને મુસ્લિમ વગેરેમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِذَا كُنْتُمْ ثَلٰثَةً فَلَا يَتَنَاجٰى رَجُلَانِ دُوْنَ الْاٰخَرِ حَتّٰى يَخْتَلِطُوْا بِالنَّاسِ فَاِنَّ ذٰلِكَ يَحْزُنُهٗ એટલે કે તમે જે જગ્યાએ ત્રણ વ્યક્તિ એકઠા થયા હોય તો બે વ્યક્તિ ત્રીજાને છોડી પરસ્પર કાનાફૂસી અને છાની વાતો ન કરે કે જ્યાં સુધી કે બીજો વ્યક્તિ આવી ન જાય, કારણ કે તેનાથી તેને મનદુઃખ થશે (સ્વમાનભંગ અને અજનબીપણાની અનુભૂતિ થશે અને શક્ય છે કે એવી શંકા પેદા થઈ જાય કે કદાચ આ બંને કોઈ વાત મારા વિરુદ્ધ કરી રહ્યા છે જે મારાથી છુપાવે છે). *(મઝહરી)*

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا تَنَاجَيْتُمْ فَلَا تَتَنَاجَوْا بِالْاِثْمِ وَالْعُدْوَانِ وَمَعْصِيَةِ الرَّسُوْلِ وَتَنَاجَوْا بِالْبِرِّ وَالتَّقْوٰى પાછલી આયતોમાં કાફિરોને આવી વાતચીત ઉપર ચેતવણી આપવામાં આવી હતી, આ આયતમાં મુસલમાનોને સૂચના છે કે પોતાની વાતચીત અને મશ્વરાઓમાં એ બાબતનું ધ્યાન રાખે કે અલ્લાહ તઆલાને અમારી બધી વાતો હાલતો અને વાતચીતનું જ્ઞાન છે અને કાળજી સાથે એવો પ્રયત્ન કરે કે તેમના મશ્વરા અને વાતચીતમાં કોઈ વાત ગુનાહની અથવા અન્ય ઉપર અત્યાચાર કરવાની અથવા કોઈ શરીઅત વિરુદ્ધ કાર્ય કરવાની ન હોય બલકે જ્યારે પણ પરસ્પર મશ્વરો કરે નેક કામો માટે કરે.

**કાફિરોની શરારત ઉપર વિનમ્રતા અને સદ્‌ભાવયુક્ત બચાવ કરવાની સૂચના :**

પાછલી આયતોના સંદર્ભમાં યહૂદીઓ અને મુનાફિકોની એક શરારત એ પણ વર્ણન કરવામાં આવી કે તેઓ જ્યારે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થતા તો અસ્સલામુ અલયકુમના બદલે અસ્સામુ અલયકુમ કહેતા, "સામ"નો અર્થ મોત છે અને શબ્દોમાં વધારે ફરક ન હોવાના કારણે મુસલમાનોનું એ તરફ ધ્યાન જતું ન હતું, એક દિવસે એવું જ થયું. આયશા સિદ્દીકા (રદિ.) પણ સાંભળી રહ્યા હતા, જ્યારે તે યહૂદીઓએ રસૂલે કરીમ ﷺને અસ્સામુ અલયકુમ કહ્યું તો આયશા સિદ્દીકા (રદિ.)એ જવાબ આપ્યો اَلسَّامُ عَلَيْكُمْ وَلَعَنَكُمُ اللّٰهُ وَغَضِبَ عَلَيْكُمْ એટલે કે તમારો નાશ થાય અને અલ્લાહની લા'નત અને ક્રોધ. રસૂલે કરીમ ﷺએ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને આવું કહેવાથી અટકાવ્યા અને કહ્યું કે અલ્લાહ તઆલા ખોટા વાક્યોને પસંદ કરતો નથી, તમારે કડક અને કઠોર રીતે વર્તન કરવાથી બચવું જોઈએ અને વિનમ્રતા અપનાવવી જોઈએ, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! શું તમે સાંભળ્યું નથી કે આ લોકોએ તમને શું કહ્યું છે ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે હા સાંભળી પણ લીધું અને તેનો યોગ્ય બદલો પણ લઈ લીધો કે મેં જવાબમાં કહી દીધું "અલયકુમ" (એટલે કે તમારા ઉપર પણ હલાકત થાય) અને એ દેખીતું છે કે તેમની દુઆ કબૂલ થશે નહીં, મારી દુઆ કબૂલ થશે તેમની શરારતનો બદલો થઈ ગયો. *(રવાહુ બુખારી, મઝહરીમાંથી)*

**મજલિસના અમુક શિષ્ટાચાર :**

يَـٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا قِيْلَ لَكُمْ تَفَسَّحُوْا فِى الْمَجَالِسِ فَافْسَحُوْا.... આ હુકમ જાહેર મજલિસોનો છે જ્યાં મુસલમાનો એકઠા થયા હોય કે જ્યારે મજલિસમાં અમુક લોકો પાછળથી આવી જાય તો મુસલમાન તેમના માટે જગ્યા આપવાનો પ્રયત્ન કરે અને સમેટાઈને પાસે પાસે બેસી જાય. એવું કરવાથી અલ્લાહ તઆલાએ વાયદો કર્યો છે કે અલ્લાહ તઆલા તેમના માટે વિશાળતા પેદા કરશે, આ વિશાળતા તો આખિરતમાં જાહેર જ છે, કોઈ અશક્ય બાબત નથી કે દુનિયવી આર્થિક પરિસ્થિતિમાં પણ આ છૂટછાટ પ્રાપ્ત થાય. આ

આયતમાં બીજો હુકમ મજલિસના અદબો વિશે છે, اِذَا قِيْلَ لَكُمُ انْشُزُوْا فَانْشُزُوْا... એટલે કે જ્યારે તમારામાંથી કોઈને કહેવામાં આવે કે મજલિસમાંથી ઊઠી જાઓ તો તેણે ઉઠી જવું જોઈએ. આ આયતમાં શબ્દ قِيْلَ مَجْهُوْل (કીલ મજહૂલ) ઉપયોગ કરવામાં આવ્યો છે, તેનું વર્ણન કરવામાં નથી આવ્યું કે આ કહેનાર કોણ છે પરંતુ સહીહ હદીષોથી જાણ થાય છે કે પોતે આવનાર વ્યક્તિએ પોતાના માટે જગ્યા કરવા હેતુ કોઈને તેની જગ્યાએથી ઉઠાડવો જાઇઝ નથી.

સહીહેન અને મુસ્નદે અહમદમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَا يُقِيْمُ الرَّجُلُ الرَّجُلَ مِنْ مَجْلِسِهٖ فَيَجْلِسَ فِيْهِ وَلٰكِنْ تَفَسَّحُوْا وَتَوَسَّعُوْا એટલે કે કોઈ વ્યક્તિ કોઈ બીજા વ્યક્તિને તેની જગ્યાએથી ઉઠાડીને ન બેસે બલકે મજલિસમાં જગ્યા કરીને આવનાર માટે જગ્યા આપવામાં આવે. *(ઈબ્ને કસીર)*

આથી જાણ થઈ કે કોઈને તેની જગ્યાએથી ઉઠી જવા માટે કહેવું આવનાર વ્યક્તિ માટે તો જાઇઝ નથી તેથી દેખીતું છે કે આવું કહેનાર મજલિસનો અમીર અથવા મજલિસનો વ્યવસ્થાપક વ્યક્તિ હોઈ શકે છે તો આયતનો ભાવાર્થ એ થયો કે જો મજલિસનો અમીર અથવા તેના તરફથી નક્કી કરવામાં આવેલ વ્યવસ્થાપક કોઈને તેની જગ્યાએથી ઉઠી જવા માટે કહે તો મજલિસનો અદબ એ છે કે તેનો વિરોધ ન કરે, પોતાની જગ્યાએથી ઉઠી જાય, કારણ કે અમુક સમયે પોતે મજલિસવાળા કોઈ જરૂરતથી એકાંત અપનાવવા ઈચ્છે છે અથવા તો ખાસ લોકો સાથે મશ્વરો કરવા ઈચ્છે છે અથવા ભેદની વાત કરવા ઈચ્છે છે અથવા પાછળથી આવનારા લોકોના બેસવા માટે એ છૂટકો નથી કે અમુક પોતાના લોકોને મજલિસમાંથી ઉઠાડવા જ પડે અને જેના વિશે એવી જાણ હોય કે મજલિસમાં તેમના ન હોવાથી કોઈ નુકસાન થવાનું નથી અને તે લોકો બીજા વખતે આ લાભ લઈ શકે છે.

અલબત્ત મજલિસના અમીર અથવા મજલિસના વ્યવસ્થાપક માટે એ જરૂરી છે કે એવી રીત અપનાવે કે ઉઠનાર વ્યક્તિ પોતે પોતાને અપમાનિત થયાની અનુભૂતિ ન કરે અને તેને તકલીફ ન પહોંચે.

અને જે ઘટનાના સંદર્ભમાં આયત નાઝિલ થઈ છે કે રસૂલે કરીમ ﷺ

સુફફહ મસ્જિદમાં ઉપસ્થિત હતા, આ સ્થળ હાજરજનોથી ભરાઈ ચૂક્યું હતું, પાછળથી અમુક આગેવાન સહાબા (રદિ.) જેઓ બદ્રના બહાદૂરોમાંથી હોવાના કારણે વધારે સન્માનપાત્ર હતા તેઓ પહોંચ્યા અને જગ્યા ન હોવાના કારણે ઊભા રહ્યા, તે જ સમયે રસૂલે કરીમ ﷺએ પ્રથમ તો જાહેર હુકમ એ આપ્યો કે થોડા થોડા ખસીને મજલિસમાં જગ્યા કરો અને તેમને જગ્યા આપો અને અમુક સહાબા (રદિ.)ને ઉઠી જવાનું કહ્યું, જેમને મજલિસમાંથી ઉઠાડ્યા તેમના વિશે એ પણ શક્યતા છે કે તેઓ દરેક સમયે હાજર રહેનારા લોકો હશે જેમના તે સમયે મજલિસમાંથી ઉઠી જવાથી કોઈ નુકસાન ન હતું અને એ પણ શક્ય છે કે આપ ﷺએ જ્યારે મજલિસમાં જગ્યા કરવા અને પાસે પાસે એકઠા બેસવાનો હુકમ કર્યો તો અમુક લોકોએ તેના ઉપર અમલ ન કર્યો હોય તેમને અદબ ખાતર મજલિસમાંથી ઉઠી જવાનો હુકમ આપ્યો હોય.

મતલબ કે આ આયત અને હદીષોથી મજલિસના શિષ્ટાચાર વિશે એક તો એ વાત જાણ થઈ કે મજલિસવાળાઓએ પાછળથી આવનાર લોકો માટે બેસવાની જગ્યા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ અને બીજી વાત આવનારાઓ માટે એ સાબિત થઈ કે તેઓ કોઈને તેની જગ્યાએથી ઉઠાડીને ન બેસે, ત્રીજી વાત મજલિસના અમીર કે વ્યવસ્થાપક માટે એ સાબિત થઈ કે તેમને જરૂર પડે તો અમુક લોકોને મજલિસમાંથી ઉઠાડવાની પણ તેના માટે ગુંજાઈશ છે અને અમુક બીજી હદીષની રિવાયતોથી સાબિત થાય છે કે આવનારાઓ માટે સભ્યતા અને અદબની વાત એ છે કે બેઠેલા લોકોમાં ઘુસી જવાના બદલે કોઈ કિનારા ઉપર ઊભા થઈ જાય જેમકે સહીહ બુખારીની એક હદીષમાં ત્રણ આવનાર વ્યક્તિઓનું વર્ણન છે, તેમનામાં એક તે પણ છે જે મજલિસમાં જગ્યા ન મળવાના કારણે એક ખૂણામાં બેસી ગયા, રસૂલે કરીમ ﷺએ તેમના વખાણ અને પ્રસંશા કરી.

**મસ્અલો :**

મજલિસના શિષ્ટાચારમાંથી એક એ પણ છે કે બે વ્યક્તિઓ વચ્ચે તેમની પરવાનગી વિના સામેલ ન થાય. અમુક સમયે બે લોકોના કોઈ એક સ્થળે બેસી એકાંતમાં વાતચીત કરવાની કોઈ ખાસ મસ્લિહત હોય છે. હઝરત ઉસામા બિન ઝૈદ લયષી (રદિ.)ની રિવાયત અબૂ દાવુદ અને તિરમિઝીમાં છે કે રસૂલે કરીમ

ﷺએ ફરમાવ્યું, لَا يَحِلُّ لِرَجُلٍ اَنْ يُّفَرِّقَ بَيْنَ اثْنَيْنِ اِلَّا بِاِذْنِهِمَا એટલે કે કોઈ વ્યક્તિ માટે હલાલ નથી કે તે બે વ્યક્તિ એકાંતમાં બેઠા હોય તેમની વચ્ચે ખલેલ પાડે જ્યાં સુધી કે તેમની પરવાનગી ન મળે. (ઇબ્ને કષીર)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا نَاجَيْتُمُ الرَّسُوْلَ.... રસૂલે કરીમ ﷺ તા'લીમ અને સુધારણાના કામમાં તો રાત દિવસ મશ્ગૂલ રહેતા જ હતા, જાહેર મજલિસોમાં બધા હાજરજનો આપ ﷺના બોધવચનોથી લાભ ઉઠાવતા હતા, આ ક્રમમાં એક સ્વરૂપ એ પણ હતું કે અમુક લોકો આપ ﷺથી એકાંતમાં ખાનગી વાત કરવા ઇચ્છતા હતા અને તેમને આપ ﷺ થોડો સમય આપતા હતા. એ દેખીતું છે કે એક એક વ્યક્તિને અલગ અલગ સમય આપવા માટે ઘણો સમય જોઈએ અને મહેનત પણ ખૂબ જોઈએ જેમાં અમુક મુનાફિકોની શરારત સામેલ થઈ ગઈ કે નિખાલસ મુસલમાનોને ત્રાસ આપવા માટે રસૂલે કરીમ ﷺ સાથે ખાનગીમાં વાતચીતનો સમય માંગી લેતા અને તેમાં મજલિસને લાંબી કરી દેતા હતા, અમુક નાવાકેફ મુસલમાનો પણ વાત લાંબી કરીને મજલિસને લાંબી કરી દેતા હતા, અલ્લાહ તઆલાએ આપ ﷺ ઉપરથી આ ભાર હળવો કરવા માટે શરૂઆતમાં એવો હુકમ નાઝિલ કર્યો કે જેઓ રસૂલે કરીમ ﷺ સાથે ખાનગીમાં છાની વાત કરવા ઇચ્છે છે તેઓ પ્રથમ અમુક સદકહ કરે, આ સદકહનું કોઈ પ્રમાણ કુર્આનમાં નકલ થયું નથી પરંતુ જ્યારે આ આયત નાઝિલ થઈ તો સૌ પ્રથમ હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ તેના ઉપર અમલ કર્યો અને એક દિનાર સદકહ કરીને રસૂલે કરીમ ﷺ સાથે ખાનગીમાં વાત કરવાનો સમય લીધો.

**આ આયત ઉપર માત્ર અલી રદિ.એ અમલ કર્યો હતો પછી આ હુકમ રદ થઈ ગયો અને અન્ય કોઈને અમલ કરવાની નોબત આવી નહીં :**

અને એ પણ રસપ્રદ સંયોગ છે કે આ હુકમથી ઘણા બધા સહાબએ કિરામ (રદિ.)ને તકલીફ પડવા લાગી તેથી તે ઘણો જ જલ્દી રદ કરી દેવામાં આવ્યો. હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુ કહ્યા કરતા હતા કે કુર્આનમાં એક આયત એવી છે જેના ઉપર મારા સિવાય કોઈએ અમલ કર્યો નથી, ન તો મારા પહેલાં કોઈએ અમલ કર્યો અને ન જ મારા પછી કોઈ કરશે. પહેલાં ન કરવાનું તો દેખીતું છે પરંતુ પાછળથી અમલ ન કરવો એટલા માટે રદ થઈ ગયું કે તે આયત આ જ સદકહ વિશેની છે. (ઇબ્ને કષીર)

આ હુકમ જો કે રદ થઈ ગયો પરંતુ જે મસ્લિહત માટે આ હુકમ કરવામાં આવ્યો હતો તે એ રીતે પ્રાપ્ત થયું કે મુસલમાનો તો પોતાની દિલી મહોબ્બતના તકાદાથી આવી મજલિસો લાંબી કરવાથી બચી ગયા અને મુનાફિકો એટલા માટે કે સામાન્ય મુસલમાનોના અમલથી વિરુદ્ધ અમે એવું કર્યું તો અમે ઓળખાઈ જઈશું અને અમારું મુનાફિકપણું જાહેર થઈ જશે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ મુજાદલહ : આયત નં. ૧૪ થી ૨૨)

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ تَوَلَّوْا قَوْمًا غَضِبَ اللّٰهُ عَلَيْهِمْ ؕ مَا هُمْ مِّنْكُمْ وَلَا مِنْهُمْ ۙ
وَيَحْلِفُوْنَ عَلَى الْكَذِبِ وَهُمْ يَعْلَمُوْنَ ﴿۱۴﴾ اَعَدَّ اللّٰهُ لَهُمْ عَذَابًا شَدِيْدًا ؕ
اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۵﴾ اِتَّخَذُوْۤا اَيْمَانَهُمْ جُنَّةً فَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ
فَلَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿۱۶﴾ لَنْ تُغْنِيَ عَنْهُمْ اَمْوَالُهُمْ وَلَاۤ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا ؕ
اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ؕ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۱۷﴾ يَوْمَ يَبْعَثُهُمُ اللّٰهُ جَمِيْعًا فَيَحْلِفُوْنَ
لَهٗ كَمَا يَحْلِفُوْنَ لَكُمْ وَيَحْسَبُوْنَ اَنَّهُمْ عَلٰى شَيْءٍ ؕ اَلَاۤ اِنَّهُمْ هُمُ الْكٰذِبُوْنَ ﴿۱۸﴾
اِسْتَحْوَذَ عَلَيْهِمُ الشَّيْطٰنُ فَاَنْسٰىهُمْ ذِكْرَ اللّٰهِ ؕ اُولٰٓئِكَ حِزْبُ الشَّيْطٰنِ ؕ اَلَاۤ اِنَّ
حِزْبَ الشَّيْطٰنِ هُمُ الْخٰسِرُوْنَ ﴿۱۹﴾ اِنَّ الَّذِيْنَ يُحَآدُّوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗۤ اُولٰٓئِكَ فِي
الْاَذَلِّيْنَ ﴿۲۰﴾ كَتَبَ اللّٰهُ لَاَغْلِبَنَّ اَنَا وَرُسُلِيْ ؕ اِنَّ اللّٰهَ قَوِيٌّ عَزِيْزٌ ﴿۲۱﴾ لَا تَجِدُ
قَوْمًا يُّؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ يُوَآدُّوْنَ مَنْ حَآدَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَوْ كَانُوْۤا
اٰبَآءَهُمْ اَوْ اَبْنَآءَهُمْ اَوْ اِخْوَانَهُمْ اَوْ عَشِيْرَتَهُمْ ؕ اُولٰٓئِكَ كَتَبَ فِيْ قُلُوْبِهِمُ
الْاِيْمَانَ وَاَيَّدَهُمْ بِرُوْحٍ مِّنْهُ ؕ وَيُدْخِلُهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ
فِيْهَا ؕ رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ؕ اُولٰٓئِكَ حِزْبُ اللّٰهِ ؕ اَلَاۤ اِنَّ حِزْبَ اللّٰهِ
هُمُ الْمُفْلِحُوْنَ ﴿۲۲﴾ ع

**તરજુમો :**

*શું તમે તે લોકોને ન જોયા કે જેઓ તે કોમના મિત્રો બન્યા છે જેમના ઉપર અલ્લાહનો ક્રોધ થયો છે, ન તો તે તમારામાં છે અને ન જ તેમનામાં છે અને જૂઠી વાતો ઉપર કસમો ખાય છે અને તેમને ખબર છે. (૧૪) અલ્લાહે તેમના માટે કઠોર અઝાબ તૈયાર રાખ્યો છે, નિઃશંક ! તે ઘણા ખરાબ કામો છે જે તેઓ કરે છે. (૧૫) પોતાની કસમોને ઢાલ બનાવી રાખી છે પછી અલ્લાહના માર્ગથી રોકે છે તો તેમને અપમાનનો અઝાબ છે. (૧૬) તેમને તેમના માલ કામ આવશે નહીં અને ન જ તેમની અવલાદ અલ્લાહના હાથથી કંઈ પણ, તે લોકો દોઝખના છે તે તેમાં જ પડયા રહેશે. (૧૭) જે દિવસે અલ્લાહ તે સૌને એકઠા કરશે પછી તેની સામે કસમો ખાશે જેવી તમારી સામે ખાય છે અને એવું વિચારે છે કે તેઓ કોઈક ભલા માર્ગ ઉપર છે, સાંભળો છો !? તે જ અસલ જૂઠા છે. (૧૮) તેમના ઉપર શયતાને કાબૂ કરી લીધો છે પછી તેમને અલ્લાહની યાદ ભૂલાવી દીધી, તે લોકો શયતાનનું ટોળું છે, સાંભળો છો !? જે શયતાનનું ટોળું છે તે જ નુકસાનમાં હોય છે. (૧૯) બેશક ! જે અલ્લાહના અને તેના રસૂલના વિરુદ્ધ કરે છે તે લોકો સૌથી બેકદર લોકોમાં છે. (૨૦) અલ્લાહ લખી ચૂક્યો છે કે હું ઉપરવટ રહીશ અને મારા રસૂલ; બેશક ! અલ્લાહ મહાબળવાન જબરદસ્ત છે. (૨૧) તમે કોઈ કોમને પામશો નહીં કે જે યકીન રાખે છે અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર કે એવાઓ સાથે દોસ્તી કરે જે અલ્લાહના વિરોધી થયા અને તેના રસૂલના ભલે તે પોતાના બાપ હોય અથવા પોતાના બેટા અથવા પોતાના ભાઈ અથવા પોતાના ઘરવાળાઓ; તેમના દિલોમાં અલ્લાહે ઈમાન લખી દીધું છે અને પોતાના ગયૂબના ફૈઝથી તેમની મદદ કરી છે અને તેમને બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહેશે, અલ્લાહ તેમનાથી રાજી અને તેઓ તેનાથી રાજી, તે લોકો અલ્લાહની જમાઅત છે, સાંભળો છો !? જે અલ્લાહની જમાઅત છે તે જ સફળતા પામશે. (૨૨)*

**તફસીર :**

શું તમે તે લોકો ઉપર દૃષ્ટિ ન કરી જે એવા લોકો સાથે મિત્રતા કરે છે

જેમના ઉપર અલ્લાહે ક્રોધ કર્યો છે (પ્રથમ લોકોથી ભાવાર્થ મુનાફિકો છે અને બીજા લોકોથી ભાવાર્થ યહૂદીઓ અને મુહાજિર કાફિરો છે અને મુનાફિકો કારણ કે યહૂદી હતા એટલા માટે તેમની દોસ્તી યહૂદીઓથી અને એવી જ રીતે કાફિરો સાથે પણ ઘણી મશહૂર અને પ્રખ્યાત છે) આ (મુનાફિક) લોકો ન તો (સંપૂર્ણ) તમારામાં છે અને ન જ (પૂરેપૂરા) તેમનામાં છે (બલકે જાહેરમાં તો તમારાથી મળેલા છે અને ગુપ્ત રીતે અકીદાઓમાં કાફિરો સાથે છે) અને જૂઠી વાતો ઉપર કસમો ખાય છે (તે જૂઠી વાત એ જ કે અમે મુસલમાનોમાં સામેલ છે, અલ્લાહના ફરમાન મુજબ وَيَحْلِفُوْنَ بِاللّٰهِ اِنَّهُمْ لَمِنْكُمْ وَمَا هُمْ مِّنْكُمْ) અને તે (પોતે પણ) જાણે છે (કે અમે જૂઠા છે, આગળ તેમના માટે ચેતવણી છે કે) અલ્લાહ તઆલાએ તેમના માટે સખત અઝાબ નક્કી કરી રાખ્યો છે (કારણ કે) બેશક તે ઘણા ખરાબ કામો કર્યા કરતા હતા (એટલા માટે કુફ્ર અને નિફાકથી બીજું ખરાબ કામ કયું હોઈ શકે છે ! અને આ જ બુરા કામોમાંથી એક બુરું કામ એ છે કે) તેમણે પોતાની (આ જૂઠી) કસમોને (પોતાના બચાવ માટે) ઢાલ બનાવી રાખી છે (જેથી મુસલમાન તેમને મુસલમાન સમજીને તેમના જાન અને માલને નુકસાન ન પહોંચાડે) પછી (અન્યોને પણ) અલ્લાહના માર્ગ (એટલે કે દીન)થી રોકતા રહે છે (એટલે કે બહેકાવતા રહે છે) બસ (એ કારણે) તેમના માટે અપમાનનો અઝાબ થવાનો છે (એટલે કે તે અઝાબ જેટલો કઠોર હશે એટલો જ અપમાનિત કરનારો પણ હશે અને જ્યારે તે અઝાબ થવા લાગશે તો) તેમના માલ અને અવલાદ અલ્લાહ(ના અઝાબ)થી તેમને જરા પણ બચાવી શકશે નહીં (અને) આ લોકો દોઝખી છે (તેમાં નક્કી કરી આપ્યું કે સખત અઝાબ અને અપમાનિત કરનાર અઝાબ તે દોઝખ છે અને) તે લોકો એ(દોઝખ)માં હંમેશા રહેનારા છે (આગળ અઝાબનો સમય બતાવે છે કે તે અઝાબ તે દિવસે થશે) જે દિવસે અલ્લાહ તઆલા તે સૌને (બીજી મખ્લૂકો સાથે) ફરીવાર જીવીત કરશે, બસ તેઓ તેની રૂબરૂ પણ (જૂઠી) કસમો ખાશે જે રીતે તમારી સામે કસમો ખાતા રહે છે (જેમકે મુશ્રિકોની કયામતના દિવસની જૂઠી કસમો આયતમાં ઉપસ્થિત છે وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ) અને એવું વિચારશે કે અમે કોઈ સારી હાલતમાં છે (કે આ જૂઠી કસમોના લીધે અમે બચી જઈશું) સારી પેઠે સાંભળી લો ! આ લોકો ઘણા જૂઠા છે (કે અલ્લાહ તઆલાની સામે પણ જૂઠ બોલવાથી ચૂક્યા નહીં અને

તેમની જે પ્રવૃત્તિઓ ઉપરોક્ત વર્ણન થઈ છે તેનું કારણ એ છે કે) તેમના ઉપર શયતાને સંપૂર્ણ કાબૂ કરી લીધો (કે તેના કહેવા ઉપર અમલ કરી રહ્યા છે) બસ તેણે તેમને અલ્લાહની યાદ ભૂલાવી દીધી (એટલે તેના હુકમોને છોડી બેઠા, ખરેખર) આ લોકો શયતાનનું ટોળું છે, સારી પેઠે સાંભળી લો કે શયતાનનું ટોળું જરૂર બરબાદ થવાવાળું છે (આખિરતમાં તો અવશ્ય અને ક્યારેક દુનિયામાં પણ અને તેમની આવી હાલત કેમ ન થાય કે તેઓ અલ્લાહ અને રસૂલના વિરોધી છે અને સામાન્ય કાયદો છે કે) જે લોકો અલ્લાહ અને રસૂલનો વિરોધ કરે છે તે લોકો (અલ્લાહ તઆલા સમીપ) ખૂબ અપમાનિત લોકોમાંથી છે (જ્યારે અલ્લાહ નજીક અપમાનિત છે તો પ્રસ્તુત બાબતો ઘટવી અસંભવ નથી અને જે રીતે અલ્લાહ તઆલાએ તેમના માટે અપમાન નક્કી કરી રાખ્યું છે એ જ પ્રમાણે આજ્ઞાકારીઓ માટે ઈજ્જત; કારણ કે તે લોકો અલ્લાહ અને રસૂલના આજ્ઞાકારી છે અને) અલ્લાહ તઆલાએ આ વાત (પોતાના અજલી હુકમમાં) લખી દીધી છે કે હું અને મારા પયગમ્બર ઉપરવટ રહીશું (કે જે ઈજ્જતની હકીકત છે. અહીંયાં અંબિયા અલૈ.નું વર્ચસ્વ વર્ણન કરવાનો હેતુ છે, પોતાનું વર્ણન અંબિયા અલૈ.ની શ્રેષ્ઠતા માટે કર્યું. બસ જ્યારે રસૂલો ઈજ્જતવાળા છે તો તેમના આજ્ઞાકારીઓ પણ; અને વર્ચસ્વનો અર્થ સૂરએ માઈદહની إِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغَالِبُوْنَ અને સૂરએ મુઅ્મિનની આયત ...لَنَنْصُرُ رُسُلَنَا માં આવી ચૂક્યો છે) બેશક ! અલ્લાહ તઆલા શક્તિશાળી અને વર્ચસ્વવાળો છે (એટલા માટે તે જેને ઈચ્છે ઉપરવટ કરી દે, આગળ કાફિરોની દોસ્તીમાં મુનાફિકોની હાલત વિરુદ્ધ ઈમાનવાળાઓની હાલત વર્ણન કરવામાં આવી છે કે) જે લોકો અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર (સંપૂર્ણ) ઈમાન ધરાવે છે તમે તેમને જોશો નહીં કે તેઓ એવા લોકોની દોસ્તી રાખે જેઓ અલ્લાહ અને રસૂલના વિરોધી છે, બસ તેમના બાપ અને બેટા અથવા ભાઈ અથવા કુટુંબ જ કેમ ન હોય તે લોકોના દિલોમાં અલ્લાહ તઆલાએ ઈમાન જમાવી દીધું છે અને તેઓ(ના દિલો)ને પોતાના ફૈઝથી શક્તિ આપી છે (ફૈઝનો ભાવાર્થ નૂર છે એટલે કે હિદાયત અને જાહેર અમલ તથા છુપા અમલોમાં દિલની શાંતિ وَهُوَ الْمَذْكُوْرُ فِيْ قَوْلِهٖ تَعَالٰى فَهُوَ عَلٰى نُوْرٍ مِّنْ رَّبِّهٖ કારણ કે આ નૂર અદષ્ય છે, ભૌતિક જિંદગીમાં દેખાતું નથી એટલા માટે તેને રૂહથી ઓળખાવવામાં આવ્યું, આ દોલત તેમને દુનિયામાં મળી અને અલ્લાહ તઆલાના

ફરમાન મુજબ أُولَـٰئِكَ عَلَىٰ هُدًى مِّن رَّبِّهِمْ) અને (આખિરતમાં તેમને એ નેઅ્‌મત મળશે કે) તેમને એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચેથી નહેરો વ્હેતી હશે જેમાં તેઓ હંમેશા રહેશે, અલ્લાહ તઆલા તેમનાથી રાજી હશે અને તેઓ અલ્લાહથી રાજી હશે, આ લોકો અલ્લાહની જમાઅત છે, સારી પેઠે સાંભળી લો કે અલ્લાહની જમાઅત જ સફળતા પામનારી છે. (અલ્લાહના ફરમાન મુજબ أُولَـٰئِكَ هُمُ الْمُفْلِحُونَ، بعد قوله أُولَـٰئِكَ عَلَىٰ هُدًى مِّن رَّبِّهِمْ).

## મસ્અલા અને બોધપાઠ :

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ تَوَلَّوْا قَوْمًا غَضِبَ اللَّهُ عَلَيْهِمْ આ આયતમાં અલ્લાહ તઆલાએ તે લોકોની ખરાબ પરિસ્થિતિ અને ખરાબ પરિણામ એટલે કે સખત અઝાબનું વર્ણન કર્યું છે કે જેઓ અલ્લાહના દુશ્મન કાફિરોથી દોસ્તી રાખે, તે કાફિરો ભલે મુશ્રિક, યહૂદી, નસારા અથવા બીજા કોઈ પ્રકારના કાફિરો હોય; કોઈપણ મુસલમાન માટે આવા કોઈ વ્યક્તિ સાથે દિલી દોસ્તી જાઈઝ નથી અને તે તાર્કિક રીતે પણ શક્ય નથી બની શકતું, કારણ કે મો'મિનની અસલ મૂડી અલ્લાહ તઆલાની મહોબ્બત છે અને કાફિરો અલ્લાહ તઆલાના વિરોધી અને દુશ્મન છે અને જે વ્યક્તિના દિલમાં કોઈ વ્યક્તિની સાચી મહોબ્બત અને દોસ્તી હોય તેનાથી એ શક્ય નથી થઈ શકતું કે તે તેના દુશ્મન સાથે પણ મહોબ્બત અને દોસ્તી રાખે તેથી કુર્આને કરીમની ઘણી બધી આયતોમાં કાફિરો સાથે દિલી દોસ્તીની સખત મનાઈના હુકમો આવ્યા છે અને જે મુસલમાન કોઈ કાફિર સાથે દિલી દોસ્તી રાખે તો તેને કાફિરોના સમૂહમાં જ સમજવામાં આવશેની ચેતવણી પણ આવી છે પરંતુ આ બધા હુકમો દિલી અને ખૂબ ગાઢ દોસ્તીના સંદર્ભમાં છે.

કાફિરો સાથે સારી વર્તણૂક, લાગણી, તેમની ભલાઈ ઇચ્છવી, તેમના ઉપર ઉપકાર કરવો, તેમની સાથે સદ્‌વ્યવહાર કરવો, તેમની સાથે વેપાર કે ઉદ્યોગ ધંધો કરવો એ બધું દોસ્તીની વ્યાખ્યામાં સામેલ નથી. આ બધી પ્રવૃત્તિઓ કાફિરો સાથે જાઈઝ છે બલકે ઇચ્છનીય છે, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ના જાહેર અમલ આ બાબત ઉપર સાક્ષી છે, અલબત્ત આ બધી વસ્તુઓમાં એ બાબતનું ધ્યાન ચોક્કસ રાખવાનું છે કે તેમની સાથે એવો વ્યવહાર રાખવો જે પોતાના દીન માટે નુકસાનકારક ન હોય, પોતાના ઈમાન અને

અમલમાં આળસ પેદા ન કરે અને બીજા મુસલમાનો માટે પણ નુકસાનકારક ન હોય. (આ મસ્અલામાં موالات "મવાલાત" એટલે કે દિલી મનમેળ અને મિત્રતા તથા આર્થિક, સામાજિક વગેરે વ્યવહારોમાં તફાવતની સંપૂર્ણ વિગત સૂરએ આલિ ઈમ્રાનની لَا يَتَّخِذِ الْمُؤْمِنُوْنَ الْكَافِرِيْنَ اَوْلِيَآءَ આયત હેઠળ મઆરિફુલ કુર્આનના બીજા ભાગમાં આવી ચૂકી છે ત્યાં અભ્યાસ કરી લેવામાં આવે).

وَيَحْلِفُوْنَ عَلَى الْكَذِبِ અમુક રિવાયતોમાં છે કે આ આયત અબ્દુલ્લાહ બિન ઉબય અને અબ્દુલ્લાહ બિન નબતલ મુનાફિકો વિશે નાઝિલ થઈ, જેમની ઘટના એ છે કે એક દિવસે રસૂલે કરીમ ﷺ સહાબએ કિરામ (રદિ.)ની સાથે હાજર હતા તો ફરમાવ્યું કે હવે તમારી પાસે એક એવો વ્યક્તિ આવવાનો છે જેનું દિલ કલ્બે જબ્બાર (જાલિમનું દિલ) છે અને જે શયતાનની આંખોથી જુએ છે, ત્યાર પછી જ અબ્દુલ્લાહ બિન નબતલ મુનાફિક દાખલ થયો જે નીલા રંગની આંખોવાળો ઘઉંવર્ણો ઠીંગણો અને વામણો હતો. આપ ﷺએ તેને કહ્યું, તમે અને તમારા સાથીઓ મને કેમ ગાળો આપો છો? તેણે કસમ ખાઈને કહ્યું કે મેં એવું નથી કર્યું, પછી પોતાના સાથીઓને પણ બોલાવી લીધા, તેમણે પણ આ જૂઠી કસમો ખાધી. અલ્લાહ તઆલાએ આ આયતમાં તેમના જૂઠની ખબર આપી દીધી. *(કુર્તુબી)*

**મુસલમાનની દિલી દોસ્તી અને ગાઢ મૈત્રી કોઈ કાફિર સાથે નથી હોઈ શકતી :**

لَا تَجِدُ قَوْمًا يُّؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ يُوَآدُّوْنَ مَنْ حَآدَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَوْ كَانُوْٓا اٰبَآءَهُمْ.... આગલી આયતોમાં કાફિરો અને મુશ્રિકો સાથે દોસ્તી કરનારાઓ ઉપર અલ્લાહ તઆલાનો ક્રોધ અને તેના સખત અઝાબનું વર્ણન હતું, આ આયતમાં તેના મુકાબલામાં મુખ્લિસ મો'મિનોની હાલત વર્ણન કરવામાં આવી છે કે તેઓ કોઈ એવા વ્યક્તિ સાથે મિત્રતા અને દિલી સંબંધ નથી રાખતા જેઓ અલ્લાહના વિરોધી એટલે કે કાફિર છે, ભલે તે તેમના બાપ અથવા અવલાદ અથવા ભાઈ અથવા નજીકનો સગો જ કેમ ન હોય.

સહાબએ કિરામ (રદિ.)ની હાલત આવી હતી, આ સ્થળે વિવરણકારોએ ઘણા બધા સહાબા (રદિ.)ની ઘટનાઓ એવી વર્ણન કરી છે જેમાં બાપ, બેટા,

ભાઈ વગેરેથી કોઈ વાત ઈસ્લામ અથવા રસૂલુલ્લાહ ﷺ વિરુદ્ધ સાંભળી તો બધા જ સંબંધોને ભૂલાવી તેમને સજા આપી અને અમુકને કતલ કર્યા.

અબ્દુલ્લાહ બિન ઉબય મુનાફિકના પુત્ર અબ્દુલ્લાહની સામે તેના મુનાફિક બાપે રસૂલે કરીમ ﷺની શા'નમાં અપમાનજનક વાક્યો કહ્યા તો તેમણે રસૂલે કરીમ ﷺ પાસે પરવાનગી માંગી કે હું મારા બાપને કતલ કરી નાંખું. રસૂલે કરીમ ﷺએ મનાઈ કરી, હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) સામે તેમના બાપ અબૂકુહાફાએ રસૂલે કરીમ ﷺની શા'નમાં અપમાનજનક વાક્યો કહ્યા તો ઉમ્મતમાં સૌથી શ્રેષ્ઠ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને એટલો ગુસ્સો આવ્યો કે જોરથી તમાચો મારી દીધો જેનાથી અબૂકુહાફા પડી ગયા, રસૂલે કરીમ ﷺને આ બાબતની જાણ થઈ તો કહ્યું કે હવે પછી આવું ન કરશો. હઝરત અબૂઉબયદહ બિન જર્રાહ (રદિ.)ના પિતા જર્રાહ ગઝ્વએ ઉહદમાં કાફિરો સાથે મુસલમાનોના મુકાબલામાં આવ્યા, જિહાદના મેદાનમાં તેઓ વારંવાર અબૂઉબયદહની સામે આવતા, તે તેમની તાકમાં રહેતો તો તે પાછો હટી જતો. જ્યારે તેમણે વારંવાર આવું કર્યુ તો અબૂઉબયદહે તેમને કતલ કરી નાંખ્યા. આ અને આના જેવી ઘણી ઘટનાઓ સહાબએ કિરામ (રદિ.) સાથે બની તેના ઉપર પ્રસ્તુત આયત નાઝિલ થઈ. *(કુર્તુબી)*

**મસ્અલો :**

ઘણા ફુકૂહાએ આ જ હુકમ ફાસિકો અને ફાજિરો તથા દીનથી ફરી જનારા મુસલમાનોનો ઠરાવ્યો છે કે તેમની સાથે દિલી દોસ્તી કોઈપણ મુસલમાનની હોઈ શકતી જ નથી, કામકાજની જરૂરતોમાં ભાગીદારી અથવા સાથ સંગાથ જરૂરત પ્રમાણે અલગ બાબત છે, દીનમાં દોસ્તી કોઈ ફાસિક અને ફાજિરની તે જ સમયે થશે જ્યારે તે દુષ્ટતા અને અધમ કૃત્યોના વિષાણુઓ તેની પોતાની અંદર હશે, તેથી રસૂલે કરીમ ﷺ પોતાની દુઆઓમાં ફરમાવ્યા કરતા હતા اَللّٰهُمَّ لَا تَجْعَلْ لِفَاجِرٍ عَلَيَّ يَدًا એટલે કે હે અલ્લાહ ! મારા ઉપર કોઈ દુષ્ટ વ્યક્તિનું અહેસાન આવવા દઈશ નહીં, કારણ કે ભલો માણસ પોતાના ઉપકારકની મહોબ્બત માટે સ્વાભાવિક રીતે મજબૂર હોય છે તેથી દુષ્ટ અને અધમ વ્યક્તિનું અહેસાન કબૂલ કરવું જે તેમની મહોબ્બતનું કારણ બને રસૂલે કરીમ ﷺએ તેનાથી પણ પનાહ માંગી. *(કુર્તુબી)*

وَاَيَّدَهُمْ بِرُوْحٍ مِّنْهُ અત્રે "રૂહ"ની તફસીર અમુક લોકોએ "નૂર"ની કરી છે જે અલ્લાહ તઆલા તરફથી મો'મિનોને મળે છે અને તે જ તેના નેક કામો અને મનની શાંતિ તથા સંતોષને માન્ય માને છે અને આ શાંતિ અને સંતોષ જ સૌથી મોટી શક્તિ છે. અમુક લોકોએ રૂહની તફસીર કુર્આન અને કુર્આનની દલીલો કરી છે અને તે જ મો'મિનની અસલ શક્તિ અને તાકાત છે. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ

سُوْرَةُ الْمُجَادَلَةِ بِحَمْدِهٖ وَعَوْنِهٖ لِغُرَّةِ جُمَادَى الْاُوْلٰى ١٣٩١ھ يَوْمَ الْجُمُعَةِ وَلِلّٰهِ

الْحَمْدُ وَيَتْلُوْهُ اِنْشَآءَ اللّٰهُ تَعَالٰى تَفْسِيْرُ سُوْرَةِ الْحَشْرِ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ મુજાદલહનો અનુવાદ પૂર્ણ થયો.

❑❑❑❑❑❑❑❑❑❑❑❑

તારીખ : ૧૦ માર્ચ ૨૦૧૪ મુતાબિક ૮ જમાદિઉલ અવ્વલ ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઇલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૫૯)

# સૂરએ હશ્ર

સૂરએ હશ્ર મદીનામાં નાઝિલ થઈ, તેની ૨૪ આયતો અને ૩ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ હશ્ર : આયત નં. ૧ થી ૫)**

(٥٩) سُوْرَةُ الْحَشْرِ مَدَنِيَّةٌ (١٠١)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

سَبَّحَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ (١)
هُوَ الَّذِيْٓ اَخْرَجَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ مِنْ دِيَارِهِمْ لِاَوَّلِ
الْحَشْرِ ۭ مَا ظَنَنْتُمْ اَنْ يَّخْرُجُوْا وَظَنُّوْٓا اَنَّهُمْ مَّانِعَتُهُمْ حُصُوْنُهُمْ مِّنَ اللّٰهِ فَاَتٰىهُمُ اللّٰهُ
مِنْ حَيْثُ لَمْ يَحْتَسِبُوْا ۤ وَقَذَفَ فِيْ قُلُوْبِهِمُ الرُّعْبَ يُخْرِبُوْنَ بُيُوْتَهُمْ
بِاَيْدِيْهِمْ وَاَيْدِي الْمُؤْمِنِيْنَ ۤ فَاعْتَبِرُوْا يٰٓاُولِي الْاَبْصَارِ (٢) وَلَوْلَآ اَنْ كَتَبَ اللّٰهُ
عَلَيْهِمُ الْجَلَاۗءَ لَعَذَّبَهُمْ فِي الدُّنْيَا ۭ وَلَهُمْ فِي الْاٰخِرَةِ عَذَابُ النَّارِ (٣) ذٰلِكَ
بِاَنَّهُمْ شَاۗقُّوا اللّٰهَ وَرَسُوْلَهٗ ۚ وَمَنْ يُّشَاۗقِّ اللّٰهَ فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ (٤)
مَا قَطَعْتُمْ مِّنْ لِّيْنَةٍ اَوْ تَرَكْتُمُوْهَا قَاۗىِٕمَةً عَلٰٓي اُصُوْلِهَا فَبِاِذْنِ اللّٰهِ وَ
لِيُخْزِيَ الْفٰسِقِيْنَ (٥)



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અલ્લાહની પાકી વર્ણન કરે છે જે કંઈ છે આસમાનોમાં અને જમીનમાં અને*

*તે જ જબરદસ્ત હિકમતવાળો છે. (૧) તે જ છે જેણે તેમને તેમના ઘરોએથી કાઢી મૂક્યા જેઓ કિતાબવાળાઓમાં ઈન્કારી થયા લશ્કરના પ્રથમ ભેગા થતાંની સાથે જ; તમે ધારતા ન હતા કે તેઓ નીકળશે અને તેઓ એવું વિચારતા હતા કે તેમને તેમના કિલ્લા અલ્લાહના હાથથી બચાવી લેશે, પછી તેમના ઉપર અલ્લાહ પહોંચ્યો જ્યાંથી તેમને ખ્યાલ પણ ન હતો અને તેમના દિલોમાં ધાક નાંખી દીધી, પોતાના ઘરો પોતાના હાથે ઉજાડવા લાગ્યા અને મુસલમાનોના હાથે, બસ હે દષ્ટિવાળાઓ બોધપાઠ ગ્રહણ કરો. (૨) અને જો અલ્લાહે એ વાત લખી ન દીધી હોત તેમનું દેશનિકાલો થવું તો તેમને દુનિયામાં અઝાબ આપ્યો હોત અને આખિરતમાં તેમના માટે આગનો અઝાબ છે. (૩) આ એટલા માટે કે તેઓ અલ્લાહથી અને તેના રસૂલથી વિરોધી થયા અને જે કોઈ અલ્લાહથી વિરોધી થાય તો અલ્લાહનો અઝાબ ઘણો કઠોર છે. (૪) જે ખજૂરોના ઝાડ તમે કાપી નાંખ્યા અથવા ઊભા રહેવા દીધા પોતાના મૂળિયાંઓ ઉપર બસ અલ્લાહના હુકમથી અને જેથી નાફરમાનોને અપમાનિત કરે. (૫)*

## સૂરત ઊતરવાનો ક્રમ અને પૂર્વભૂમિકા :

પાછલી સૂરત યહૂદીઓની દોસ્તી જે મુનાફિકોએ અપનાવી રાખી હતી તેમની નીંદાનું વર્ણન હતું, આ સૂરતમાં યહૂદીઓ ઉપર દુનિયામાં દેશનિકાલાની સજા અને આખિરતનો અઝાબ પ્રસ્તુત છે અને યહૂદીઓનો કિસ્સો એ છે કે રસૂલે કરીમ ﷺ જ્યારે મદીના તય્યિબહમાં આવ્યા તો યહૂદીઓ સાથે સુલેહનો કરાર થઈ ચૂક્યો હતો અને તે યહૂદીઓના વિવિધ કબીલાઓમાં એક કબીલો બનુનજીરનો હતો તે પણ સુલેહના કરારમાં સામેલ હતો અને આ લોકો મદીના તય્યિબહથી બે માઈલના અંતરે રહેતા હતા. એક વખતે એક ઘટના બની કે અમ્ર બિન ઉમય્યા ઝમરીના હાથે બે વ્યક્તિઓ કતલ થઈ ગયા હતા જેનું વળતર સૌએ મળીને આપવાનું હતું રસૂલે કરીમ ﷺએ પોતાના મુસલમાનોમાંથી તેનો ચંદો મેળવ્યો, પછી એ ઈરાદો થયો કે યહૂદીઓ પણ સુલેહની રૂએ મુસલમાનોની સાથે છે વળતરની રકમમાં તેમને પણ સામેલ કરવામાં આવે. આ કામ માટે રસૂલે કરીમ ﷺ કબીલએ બનુનજીર પાસે તશરીફ લઈ ગયા, તેમણે એવું ષડયંત્ર કર્યું કે રસૂલે કરીમ ﷺની હત્યા કરી નાંખવાની તક આપણા હાથમાં

આવી છે તેથી રસૂલે કરીમ ﷺને એક જગ્યાએ બેસાડી દીધા અને કહ્યું કે અમે વળતરની રકમ એકઠી કરવાની વ્યવસ્થા કરીએ છીએ અને ગુપ્ત મશ્વરો કરીને એવું નક્કી કર્યું કે જે દિવાલની નીચે રસૂલે કરીમ ﷺ બેઠા છે કોઈ વ્યક્તિ ઉપર ચઢીને કોઈ મોટો ભારે પથ્થર તેમના ઉપર છોડી દે કે રસૂલે કરીમ ﷺનું કામ તમામ થઈ જાય. રસૂલે કરીમ ﷺને તરત જ વહી દ્વારા તેમના આ ષડયંત્રની જાણ થઈ ગઈ, રસૂલે કરીમ ﷺ ત્યાંથી ઊઠીને પાછા આવી ગયા અને તેમને કહેવાડયું કે તમે કરાર તોડીને સુલેહ તોડી નાંખી છે એટલા માટે હવે તમને દશ દિવસની મહોલત આપવામાં આવે છે તેમાં તમે જ્યાં ચાહો ત્યાં ચાલ્યા જાઓ, આ મુદત પછી જે વ્યક્તિ અહીંયાં દેખાશે તેને કતલ કરી નાંખવામાં આવશે. તેમણે ચાલ્યા જવાનો ઈરાદો કર્યો તો અબ્દુલ્લાહ બિન ઉબય મુનાફિકે તેમને રોકયા કે ક્યાંય ન જાઓ, મારી પાસે બે હજાર વ્યક્તિઓનું ટોળું છે જેઓ પોતાનો જીવ આપી દેશે પરંતુ તમારા ઉપર આંચ આવવા દેશે નહીં અને રૂહુલ મઆનીમાં ઈબ્ને ઈસ્હાકની રિવાયતથી તેમાં અબ્દુલ્લાહની સાથે વદીઆ બિન માલિક અને સુવયૂદ તથા રાઈસનું સામેલ થવું પણ લખવામાં આવ્યું છે. આ લોકો તેમના કહેવામાં આવી ગયા અને રસૂલે કરીમ ﷺને કહેવાડયું કે અમે ક્યાંય જવાના નથી તમારાથી જે થાય તે કરી લેજો. રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.) સાથે આ કબીલા ઉપર આક્રમણ કર્યું અને આ લોકો કિલ્લામાં બંધ થઈ ગયા અને મુનાફિકો મોઢું સંતાડી બેસી ગયા, રસૂલે કરીમ ﷺએ તેમનો ઘેરાવ કર્યો અને તેમના ઝાડ સળગાવી દીધા, અમુક કપાવી નાંખ્યા; અંતે તંગ થઈને તેમણે દેશનિકાલો થવાનું મંજૂર કરી લીધું. રસૂલે કરીમ ﷺએ આવી પરિસ્થિતિમાં પણ તેમની સાથે એ નરમી વર્તી કે હુકમ આપ્યો કે જેટલો સામાન તમે સાથે લઈ જઈ શકો છો લઈ જાઓ હથિયાર વિના, કારણ કે તે જપ્ત કરી લેવામાં આવશે. આ લોકો નીકળીને અમુક સિરીયા ચાલ્યા ગયા અને અમુક ખયબરમાં અને દુનિયાની લાલચના કારણે તેમણે પોતાના ઘરોની સાંકળો, તખ્તા અને દરવાજા સુદ્ધાં કાઢીને લઈ ગયા અને આ કિસ્સો ગઝ્વએ ઉહદ પછી રબીઉલ અવ્વલ સન હિજરી ૪ માં બન્યો, પછી હઝરત ઉમર (રદિ.)એ પોતાના ખિલાફતકાળમાં તેમને બીજા યહૂદીઓ સાથે સિરીયા તરફ કાઢી મૂક્યા, આ બંને દેશનિકાલા હશ્રે અવ્વલ અને હશ્રે ષાની કહેવાય છે. *(ઝાદૂલ મઆદ)*

**તફસીર :**

અલ્લાહની પાકી વર્ણન કરે છે સૌ જે કંઈ છે આસમાનોમાં અને (જે કંઈ મખ્લૂક છે) જમીનમાં અને તે જબરદસ્ત (અને) હિકમતવાળો છે (એટલા માટે તેની ઉચ્ચ શા'ન અને શકિત તથા હિકમતનો એક પ્રભાવ એ છે કે) તે જ છે જેણે (તે) કાફિર અહલે કિતાબ (એટલે કે બનૂનઝીર)ને તેમના ઘરોએથી પહેલીવાર એકઠા કરી કાઢી મૂક્યા (એટલે કે ઝહરીની રિવાયત પ્રમાણે આનાથી પહેલાં તેમના ઉપર આવી મુસીબત આવી ન હતી. આ મુસીબત તેમના ઉપર પ્રથમવાર આવી હતી જે તેમની દુષ્ટ પ્રવૃત્તિઓનું પરિણામ છે અને તેમાં એક રસપ્રદ ઈશારો એક ભવિષ્યવાણી તરફ પણ છે કે તેમના માટે ફરી પણ આવી ઘટના બનવાની છે તેથી બીજીવાર હઝરત ઉમર રદિ.એ બધા જ યહૂદીઓને અરબ ટાપુ ઉપરથી કાઢી મૂક્યા. *—ખાઝિન* —અને ઈશારાને રસપ્રદ એટલા માટે કહેવામાં આવ્યો કે પ્રથમ શબ્દ એ બાબતનો તકાદો નથી કરતો કે એના પછી કોઈ બીજું પણ હોય તેથી કહેવામાં આવે છે કે ફલાણી સ્ત્રીને પ્રથમવાર બાળક પેદા થયું છે, તેમનું ઘરોએથી કાઢી મૂકવું મુસલમાનોની શકિત અને વર્ચસ્વનો પ્રભાવ હતો. આગળ આ બોધપાઠ છે કે હે મુસલમાનો ! તેમનો સામાન અને દબદબો જોઈને) તમારું ધારવું એ ન હતું કે તેઓ (ક્યારેય પોતાના ઘરોએથી) નીકળશે અને (પોતે) તેમણે એવું ધારી રાખ્યું હતું કે તેમના કિલ્લા તેમને અલ્લાહ(ના બદલા)થી બચાવી લેશે (એટલે કે પોતાના કિલ્લાઓની મજબૂતી ઉપર એટલા સંતોષિત હતા કે તેમના દિલોમાં ગયૂબી બદલાનો ભય પણ આવતો ન હતો. બસ તેમની હાલત તે વ્યકિત જેવી હતી જેનું એવું વિચારવું હોય કે તેમના કિલ્લા તેમને અલ્લાહની પકડથી બચાવી લેશે અને ખાસ કબીલએ બનૂનઝીરના કિલ્લા એકથી વધારે ન હોય તો حُصُوْنُهُمْ ની ઝમીર બધા જ યહૂદીઓ તરફ હશે અને اِنَّهُمْ ની ઝમીર પણ અને માત્ર ظَنُّوْا ની ઝમીર બનૂનઝીર તરફ થઈ જશે, એટલે કે બનૂનઝીરનું ધારવું એવું હતું કે બધા યહૂદીઓને તેમના કિલ્લા દુર્ઘટનાઓથી બચાવી લેશે, આ બધા યહૂદીઓમાં તેઓ પણ આવી ગયા કે પોતાના કિલ્લાઓને પોતાના રક્ષક સમજતા હતા) બસ તેમના ઉપર અલ્લાહ(નો અઝાબ) એવી જગ્યાએથી પહોંચ્યો કે તેમની ધારણા (અને કલ્પના)માં પણ ન હતો (ભાવાર્થ આ સ્થળથી એ છે કે મુસલમાનોના હાથે કાઢવામાં આવ્યા જેમની વંચિતતા ઉપર

નજર કરીએ તો તેની સંભાવના પણ ન હતી કે આવા વંચિત અને સામાનવિહોણા લોકો તેમના ઉપર વર્ચસ્વ સ્થાપી દેશે) અને તેમના દિલોમાં (અલ્લાહ તઆલાએ મુસલમાનોનો) રુઆબ નાંખી દીધો કે (આ રુઆબના કારણે નીકળવાનો ઈરાદો કર્યો અને તે સમયે એવી હાલત હતી કે) પોતાના ઘરોને પોતે પોતાના હાથોથી પણ અને મુસલમાનોના હાથોએ પણ ઉજાડી રહ્યા હતા (એટલે કે પોતે પણ સાંકળો, તખ્તા વગેરે લઈ જવા માટે પોતાના મકાનોને જમીનદોસ્ત કરતા હતા અને મુસલમાનો પણ તેમના દિલોને આઘાત પહોંચાડવા માટે જમીનદોસ્ત કરતા હતા અને મુસલમાનોના જમીનદોસ્ત કરવાનું પણ તેમના તરફ એટલા માટે જોડવામાં આવ્યું કે આ જમીનદોસ્ત કરવાનું કારણ તે લોકો પોતે જ હતા, કારણ કે તેમણે કરારભંગ કર્યો અને એ પ્રવૃત્તિ યહૂદીઓની છે, બસ સનદ કારણ તરફ થઈ ગઈ અને મુસલમાનોનો હાથ ઉપરવટ થઈ ગયો) બસ હે બુદ્ધિશાળીઓ ! (આવી પરિસ્થિતિને જોઈને) બોધપાઠ ગ્રહણ કરો (કે અલ્લાહ તઆલા અને રસૂલના વિરોધનું પરિણામ અમુક વખતે દુનિયામાં પણ ઘણું બુરું થાય છે) અને જો અલ્લાહ તઆલા તેમની કિસ્મતમાં દેશનિકાલો થવાનું લખી ચૂક્યો ન હોત તો તેમને દુનિયામાં જ (કતલની) સજા આપી હોત (જે રીતે તેમના પછી બનૂકુરયઝા સાથે કરવામાં આવ્યું) અને (ભલે દુનિયામાં કતલના અઝાબથી બચી ગયા પરંતુ) તેમના માટે આખિરતમાં દોઝખનો અઝાબ (તૈયાર) છે (અને) આ (દેશનિકાલાની સજા દુનિયામાં તથા આગની સજા આખિરતમાં) એ કારણે છે કે તે લોકોએ અલ્લાહનો અને તેના રસૂલનો વિરોધ કર્યો અને જે વ્યક્તિ અલ્લાહનો વિરોધ કરે છે (અને તે જ રસૂલનો પણ વિરોધી હોય છે) તો અલ્લાહ તઆલા સખત સજા આપનારો છે (આ વિરોધ બે પ્રકારનો થયો, એક કરારભંગ કર્યો કે જેનાથી દેશનિકાલાની સજા થઈ અને બીજો ઈમાન ન હોવાના કારણે જે આખિરતના અઝાબનું કારણ છે, આગળ યહૂદીઓના એક મહેણાનો જવાબ છે જે ઝાડોના કાપવા અને સળગાવવા વિશે તેઓએ કહ્યું હતું કે આવું કરવું અરાજકતા છે અને અરાજકતા નીંદનીય છે. —દુર્રે મન્સૂર —વળી અમુક મુસલમાનો પરવાનગી હોવા છતાં એવું સમજીને કે તેને છોડવું જાઈઝ છે અને અંતે આ ઝાડ મુસલમાનોના જ થઈ જશે તો તેને રહેવા દેવા જ બહેતર છે આથી તેને કાપ્યા નહીં અને અમુકે એવું સમજીને કાપી નાંખ્યા કે યહુદીઓનું દિલ

દુ:ખશે. –દુર્રે મન્સૂર –તેના જવાબની સાથે આ બંને પ્રવૃત્તિઓને પણ સાંકળી લીધી, તેથી ઈરશાદ છે કે) જે ખજૂરોના ઝાડો તમે કાપી નાંખ્યા (એ જ પ્રમાણે જે સળગાવી દીધા) અથવા તેમને તેમના મૂળિયાં ઉપર (યથાવત્) ઊભા રહેવા દીધા બસ (બંને વાતો) અલ્લાહના હુકમ (અને મરજી) પ્રમાણે છે. (જેથી) કાફિરોને અપમાનિત કરે (એટલે કે બંને પ્રવૃત્તિઓમાં હિત છુપાયેલું છે, જેથી આ પ્રવૃત્તિ છોડી દેવામાં પણ મુસલમાનોની એક સફળતા અને કાફિરો માટે ક્રોધનું કારણ છે કે હવે મુસલમાનો આ વૃક્ષોને વાપરશે અને કાપી નાંખવામાં તથા સળગાવી દેવામાં પણ મુસલમાનોની બીજી સફળતા છે, એટલે કે તેનાથી મુસલમાનોનું વર્ચસ્વ સ્થાપિત થવાનું સાબિત થાય છે અને કાફિરોને ક્રોધમાં નાંખવાનું છે કે મુસલમાનો આપણી વસ્તુઓની સાથે શું કરી રહ્યા છે !? બસ બંને પ્રવૃત્તિઓ જાઈઝ છે અને હિત ઉપર હોવાના કારણે તેમાં કોઈ ખરાબી નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ હશ્રની વિશિષ્ટતાઓ અને કબીલએ બનુનઝીરનો ઇતિહાસ :

સૂરએ હશ્ર સંપૂર્ણ યહૂદીઓના કબીલા બનુનઝીર વિશે નાઝિલ થઈ છે. (ઈબ્ને ઈસ્હાકની રિવાયત પ્રમાણે) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) આ સૂરતનું નામ જ "સૂરએ બનુનઝીર" કહ્યા કરતા હતા. (ઈબ્ને કષીર) બનુનઝીર યહૂદીઓનો એક કબીલો છે જે હઝરત હારૂન (અલૈ.)ના વંશજોમાંથી છે, તેમના બાપદાદાઓ તવરાતના આલિમ હતા જેમાં હઝરત ખાતિમુન્નબિય્યિન ﷺની ખબર અને આપ ﷺનો હુલિયો તથા નિશાનીઓ પ્રસ્તુત હતી અને એ કે તેમની હિજરત યષરબ (મદીના) તરફ થશે. આ ખાનદાને ખાતિમુલ અંબિયા (અલૈ.) સાથે રહેવાની લાલચમાં સિરીયાથી મદીના તય્યિબહ સ્થળાંતર કર્યું હતું. તેમના ઉપસ્થિત લોકોમાંથી પણ અમુક તવરાતના આલિમો હતા અને રસૂલે કરીમ ﷺ મદીના આવ્યા પછી નિશાનીઓ જોઈને ઓળખી પણ લીધા હતા કે આ જ ખાતિમુલ અંબિયા (અલૈ.) છે પરંતુ તેમનો વિચાર હતો કે આ અંતિમ નબી હઝરત હારૂન (અલૈ.)ના વંશજોમાં તેમના ખાનદાનમાંથી હશે અને ખાતિમુલ અંબિયા ﷺ બની ઈસ્રાઈલના બદલે બની ઈસ્માઈલમાં આવ્યા તો આ અદેખાઈએ તે લોકોને ઈમાન લાવવાથી અટકાવી દીધા પરંતુ દિલમાં તેમના ઘણા

લોકો રસૂલે કરીમ ﷺને આખિરુલ અંબિયા હોવાનું જાણતા અને ઓળખતા હતા અને ગઝ્વએ બદ્રમાં મુસલમાનોની આશ્ચર્યજનક જીત અને મુશ્રિકોની હાર જોઈને તેમનો આ વિશ્વાસ કંઈક અંશે વધ્યો પણ હતો, તેનો એકરાર તેઓ મૌખિક રીતે કરવાનું સાંભળવામાં આવ્યું છે પરંતુ આ ઉઘાડી જીત અને હારને હક અને બાતિલ ઓળખવાનું માપદંડ બનાવી લેવું જ એક બોદી અને કમજોર બુનિયાદ હતી, પરિણામ એ આવ્યું કે ગઝ્વએ ઉહદમાં જ્યારે શરૂઆતમાં મુસલમાનોની હાર થઈ, અમુક સહાબા (રદિ.) શહીદ થયા તો તેમનો આ વિશ્વાસ તૂટી ગયો અને ત્યાર પછીથી તેમણે મક્કાના મુશ્રિકો સાથે સાંઠગાંઠ કરવાનું શરૂ કર્યું.

આથી પહેલાં એ ઘટના બની ચૂકી હતી કે રસૂલે કરીમ ﷺએ મદીના તય્યિબહ પહોંચીને ખૂબ હિકમતપૂર્ણ સિયાસતના તકાદાઓ ઉપર સૌ પ્રથમ કામ એ કર્યું હતું કે મદીના તય્યિબહમાં અને શહેરની આસપાસ યહૂદીઓના અમુક કબીલાઓ વસવાટ કરતા હતા તેમની સાથે સુલેહનો કરાર એ બાબત ઉપર કરી લીધો હતો કે આ લોકો ન તો મુસલમાનો સાથે યુદ્ધ કરશે અને ન જ કોઈ યુદ્ધ કરનારની મદદ કરશે, જો તેમના ઉપર કોઈ આક્રમણ થશે તો મુસલમાન તેમની મદદ કરશે. સુલેહનામામાં બીજી પણ ઘણી બધી શરતો હતી જેની વિગત "સિરતે ઈબ્ને હિશામ" વગેરેમાં ઉપસ્થિત છે. આ રીતે યહૂદીઓના બધા કબીલાઓની જેમાં બનુનઝીર પણ સામેલ હતો અને મદીના તય્યિબહથી બે માઈલના અંતર ઉપર તેમની વસ્તી અને મજબૂત કિલ્લા તથા બગીચાઓ હતા.

ગઝ્વએ ઉહદ સુધી તો આ લોકો જાહેર રીતે આ સુલેહનામાના પાબંદ રહેતા હતા પરંતુ ઉહદ પછી તેમણે ગદ્દારી અને ગુપ્ત ખયાનત શરૂ કરી દીધી. આ ગદ્દારી અને ખયાનતની શરૂઆત એનાથી થઈ કે બનુનઝીરનો એક સરદાર કઅ્બ બિન અશરફ ગઝ્વએ ઉહદ પછી પોતાના યહૂદીઓના ચાલીસ વ્યક્તિઓના એક કાફલા સાથે મક્કા મુઅઝ્ઝમા પહોંચ્યો અને અહીંયાંથી કાફિર કુરૈશ જે ગઝ્વએ બદ્રની હારનો બદલો લેવાની નિય્યતથી ગઝ્વએ ઉહદ ઉપર ગયા હતા અને તેમને અંતે હાર ખાઈને પાછા આવવું પડ્યું હતું, તેમની મુલાકાત કરી અને તે બંનેમાં રસૂલે કરીમ ﷺ અને મુસલમાનો વિરુદ્ધ યુદ્ધ કરવાનો એક કરાર થયો જેની પૂર્ણતા એ રીતે કરવામાં આવી કે કઅ્બ બિન અશરફ પોતાના

ચાલીસ યહૂદીઓ સાથે અને અબૂસુફિયાન પોતાના ચાલીસ કુરૈશીઓ સાથે હરમે બયતુલ્લાહમાં દાખલ થયા અને બયતુલ્લાહનો પડદો પકડીને એ કરાર કર્યો કે અમે એકબીજાનો સાથ આપીશું અને મુસલમાનો વિરુદ્ધ યુદ્ધ કરીશું.

કઅ્બ બિન અશરફ આ કરાર પછી મદીના તય્યિબહ પાછો આવ્યો તો હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ આ સમગ્ર ઘટના અને કરારની વિગત બતાવી દીધી. રસૂલે કરીમ ﷺએ કઅ્બ બિન અશરફને કતલ કરવાનો હુકમ કર્યો તેથી મુહમ્મદ બિન મુસ્લિમા સહાબી (રદિ.)એ તેને કતલ કરી દીધો.

ત્યાર પછી બનુનઝીરની વિવિધ ખયાનતો અને ષડયંત્રો રસૂલે કરીમ ﷺને જાણ થતી રહી જેમાં એક તે ઘટના છે જે શા'ને નુઝૂલના વિષય હેઠળ લખવામાં આવી છે કે તેમણે રસૂલે કરીમ ﷺને કતલ કરવાનું કાવતરું કર્યું અને જો તાત્કાલિક રસૂલે કરીમ ﷺને વહી દ્વારા આ કાવતરાની જાણ ન થઈ હોત તો આ લોકો પોતાના કાવતરામાં સફળ થઈ ગયા હોત, કારણ કે જે મકાનની નીચે રસૂલે કરીમ ﷺને તેમણે બેસાડયા હતા તેના છાપરા ઉપર ચઢીને એક ભારે પથ્થર રસૂલે કરીમ ﷺના માથા ઉપર છોડવાની યોજના લગભગ પૂર્ણ થઈ ચૂકી હતી, જે વ્યક્તિ આ યોજનાને પૂર્ણ કરનાર હતો તેનું નામ ઉમર બિન જહ્હાશ હતું, બીજો તેનો કાકો યામીન બિન અમ્ર બિન કઅ્બ હતો. *(ઈબ્ને કષીર)*

**અમ્ર બિન ઉમય્યા ઝમરીની ઘટના :**

આયતો ઊતરવાની ઘટના જે વર્ણન કરવામાં આવી છે કે અમ્ર બિન ઉમય્યા ઝમરીના હાથે બે વ્યક્તિઓ કતલ થઈ ગયા હતા તેમનું વળતર (ખૂન બહા) એકઠું કરવા માટેના પ્રયત્નો રસૂલે કરીમ ﷺ કરી રહ્યા હતા તેની ઘટના ઈબ્ને કષીરે એ વર્ણન કરી છે કે મુસલમાનો વિરુદ્ધ કાફિરોના ષડયંત્રો અને અત્યાચારની દાસ્તાનો તો ઘણી લાંબી છે તેમાંથી એક ઘટના "બીરે મઊના" ઈસ્લામના ઈતિહાસમાં ઘણી પ્રખ્યાત છે કે અમુક મુનાફિકો અને કાફિરોએ રસૂલે કરીમ ﷺ પાસે પોતાની વસ્તીમાં ઈસ્લામની તબ્લીગ માટે સહાબએ કિરામ (રદિ.)ની એક જમાઅત મોકલવાની દરખાસ્ત કરી. રસૂલે કરીમ ﷺએ સિત્તેર સહાબએ કિરામ (રદિ.)ને તેમની સાથે રવાના કર્યા, પાછળથી એ હકીકત સામે આવી કે આ માત્ર એક કાવતરું હતું અને તે સૌને ઘેરીને કતલ કરવાની યોજના

બનાવી હતી અને તેઓ એમાં સફળ થઈ ગયા. તેમાંથી માત્ર અમર બિન ઉમય્યા ઝમરી કોઈ રીતે નાસી છૂટવામાં સફળ રહ્યા જેઓ હજુ કાફિરોની આ ગદ્દારી અને ખયાનત તથા પોતાના ૬૯ સાથીઓની બેદર્દીથી કતલ થતી જોઈને આવી રહ્યા હતા, તેમની લાગણીઓ કાફિરોના મુકાબલા માટે કેવી હશે દરેક વ્યક્તિ પોતે અંદાજો લગાવી શકે છે. સંયોગ એવો થયો કે મદીના તય્યિબહ પાછા આવ્યા પછી માર્ગમાં તેમને બે કાફિરો સાથે વાસ્તો પડ્યો, તેમણે તે બંનેને કતલ કરી નાંખ્યા, પાછળથી ખબર થઈ કે બંને વ્યક્તિ કબીલએ બની આમિરના હતા જેમની સાથે રસૂલે કરીમ ﷺનો સુલેહનો કરાર હતો.

મુસલમાનોના કરારો આજકાલના રાજકરણી લોકોના કરારો જેવા તો હતા નહીં કે પ્રથમથી જ કરારભંગના માર્ગો શોધવાનો પ્રયાસ થતો રહે છે, અહીંયાં તો જે કંઈ મૌખિક અથવા કલમથી નીકળતું હતું દીન અને ધર્મ અને અલ્લાહ તઆલાના હુકમની હેસિયત ધરાવતું હતું અને તેની પાબંદી આવશ્યક હતી. જ્યારે રસૂલે કરીમ ﷺને આ ભૂલનું જ્ઞાન થયું તો આપ ﷺએ શરઈ નિયમ પ્રમાણે આ બંને કતલ થયેલાઓની દિય્યત (વળતર) અદા કરવાનો ફેંસલો કર્યો અને તેના માટે મુસલમાનોએ ચંદો કર્યો, તેમાં બનુનઝીર પાસે ચંદો કરવાના સિલસિલામાં જવાનું થયું. *(ઈબ્ને કષીર)*

**બનુનઝીરને દેશનિકાલો કરવાના સમયે ઇસ્લામ અને મુસલમાનોની માનવતા આજના રાજકરણીઓ માટે બોધપાઠ ગ્રહણ કરવા યોગ્ય છે:**

આજના મોટા શાસકો અને મોટી સરકારો જે માનવ અધિકારોના રક્ષણના મોટા મોટા લેક્ચરો આપે છે અને તેના માટે સંસ્થાઓ સ્થાપે છે અને દુનિયામાં માનવ અધિકારોના રક્ષણના ચૌધરી કહેવાય છે જરા આ ઘટના ઉપર નજર નાંખે કે બનુનઝીરના સતત કાવતરાંઓ, કરારભંગ, રસૂલે કરીમ ﷺની હત્યાની યોજના જે સામે આવતી રહી જો આજકાલના કોઈ શાસક અને કોઈ સરકારના વડાની સામે આવી બાબતો આવતી રહી હોય તો જરા દિલ ઉપર હાથ મૂકીને વિચારો કે તે લોકોની સાથે શું વ્યવહાર થયો હોત ! આજકાલ જીવતા લોકો ઉપર પેટ્રોલ છાંટીને મોટા શાસક કે હુકૂમત અમુક ગુંડા અને અસામાજિક તત્ત્વો દ્વારા મેદાન સાફ કરાવી નાંખે છે અને બાદશાહો કે રાજાઓના ક્રોધના કરિશ્માઓ તો આનાથી પણ આગળ વધેલા હોય છે.

પરંતુ આ અલ્લાહ તઆલાની હુકૂમત અને તેના રસૂલની હુકૂમત છે, જ્યારે કરારભંગ અને ગદ્દારીઓ તેની પરાકાષ્ઠાએ પહોંચી ગઈ તો તે સમયે પણ તેમના કત્લેઆમનો ઈરાદો કર્યો નહીં, તેમના માલ અને સામાનને ઝૂંટવી લેવાની કોઈ કલ્પના ન હતી બલકે (૧) પોતાનો બધો સામાન લઈને માત્ર શહેર ખાલી કરાવી દેવાનો ફેસલો કર્યો, (૨) અને તેના માટે પણ દશ દિવસની મુદ્દત આપી કે સરળતાથી પોતાનો સામાન સાથે લઈને શાંતિથી કોઈ બીજા સ્થળે ચાલ્યા જાય, જ્યારે તેનો પણ વિરોધ કર્યો તો પછી પગલાં લેવાની જરૂર પડી, (૩) એટલા માટે અમુક ઝાડ તો સળગાવવામાં આવ્યા અને અમુક કાપવામાં આવ્યા કે જેથી તેમના ઉપર અસર પડે પરંતુ કિલ્લાને આગ લગાવી દેવાનો તથા તેમના કત્લેઆમનો હુકમ તે વખતે પણ આપવામાં ન આવ્યો, (૪) પછી જ્યારે મજબૂર થઈને તે લોકોએ શહેર ખાલી કરી દેવું મંજૂર કરી લીધું તો આ લશ્કરી કાર્યવાહી હોવા છતાં તેમને એ અધિકાર આપવામાં આવ્યો કે એક ઊંટ ઉપર જેટલા પ્રમાણમાં સામાન એક વ્યક્તિ લઈ જઈ શકે છે લઈ જાય, તેનું જ એ પરિણામ હતું કે તેઓ પોતાના મકાનની સાંકળો, તખ્તા, દરવાજા અને કડીઓ સુદ્ધાં ઉતારીને લઈ ગયા, (૫) આ સરસામાનની સાથે સ્થળાંતર કરનારાઓને કોઈ મુસલમાને ત્રાંસી નજરે પણ ન જોયો, શાંતિ અને સલામતીથી બધો સામાન લઈને રવાના થઈ ગયા.

રસૂલે કરીમ ﷺએ આ વ્યવહાર તે સમયે કર્યો છે જ્યારે કે રસૂલે કરીમ ﷺને પોતાના દુશ્મનો સાથે બદલો લેવાનો પૂરેપૂરો અધિકાર અને શક્તિ પ્રાપ્ત હતી અને ગદ્દારો, ખયાનતકારો, ષડયંત્રો કરનાર દુશ્મનોની સાથે તે સમયે તેમનો આ વ્યવહાર એ જ બાબતનું દૃષ્ટાંત છે જે ફત્હે મક્કા પછી પોતાના જૂના દુશ્મનો સાથે રસૂલે કરીમ ﷺએ કર્યો.

لِأَوَّلِ الْحَشْرِ બનુનઝીરના આ દેશનિકાલાને કુર્આને કરીમે પ્રથમ "હશ્ર" કહ્યું, "હશ્ર"નો અર્થ ઊઠી જવાનો અથવા ઊભા થઈ જવાનો થાય છે. પ્રથમ હશ્ર કહેવાનું એક કારણ તફસીરના ખુલાસામાં વર્ણન થઈ ચૂક્યું છે કે આ લોકો જુના સમયમાં એક સ્થળે વસવાટ કરતા હતા, સ્થળાંતરની અને દેશનિકાલાની આ ઘટના તેમને પ્રથમ વખતે બની અને બીજું કારણ એ પણ છે કે ઈસ્લામનો મૂળ હુકમ હવે પછી એ આવવાનો હતો કે અરબ ટાપુને ગેરમુસ્લિમોથી ખાલી

કરાવી દેવામાં આવે જેથી તે ઇસ્લામનો એક મજબૂત કિલ્લો બની જાય તેના પરિણામે એક બીજો હશ્ર હવે પછી દેશનિકાલાના સ્વરૂપે આવનાર હતો જે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના ખિલાફતના સમયકાળમાં બન્યું, તેમાં જે લોકો સ્થળાંતર કરીને ખયબરમાં વસી ગયા હતા તેમને અરબ ટાપુથી બહાર નીકળી જવાનો હુકમ આપવામાં આવ્યો, આ આધારે બનુનઝીરનો આ દેશનિકાલો પ્રથમ હશ્ર અને બીજો દેશનિકાલો હઝરત ઉમર (રદિ.)ના સમયકાળમાં બીજો હશ્ર થયો.

فَاَتٰىهُمُ اللّٰهُ مِنۡ حَيۡثُ لَمۡ يَحۡتَسِبُوۡا તેનો શાબ્દિક અર્થ તો એ છે કે તેમની પાસે અલ્લાહ તઆલા એ રીતે છે કે તેમને તેની કલ્પના પણ ન હતી, અલ્લાહ તઆલાના આવવાનો ભાવાર્થ તેનો હુકમ અને તેના આજ્ઞાકારી ફરિશ્તાઓનું આવવું છે. يُخۡرِبُوۡنَ بُيُوۡتَهُمۡ بِاَيۡدِيۡهِمۡ وَاَيۡدِى الۡمُؤۡمِنِيۡنَ તેમનું પોતાના મકાનો પોતાના હાથે ખરાબ કરવું તો એ રીતે થયું કે પોતાના દરવાજા સાંકળો સાથે લઈ જવા માટે ઉખેડી નાંખ્યા અને મુસલમાનોના હાથોએ એ રીતે કે જ્યારે તેઓ કિલ્લામાં બંધ હતા તો કિલ્લાની બહાર મુસલમાનોએ તેમના ઉપર અસલ પ્રભાવ પાડવા માટે વૃક્ષો અને મકાનોને વેરાન કર્યા.

مَا قَطَعۡتُمۡ مِّنۡ لِّيۡنَةٍ اَوۡ تَرَكۡتُمُوۡهَا قَآئِمَةً عَلٰٓى اُصُوۡلِهَا فَبِاِذۡنِ اللّٰهِ وَلِيُخۡزِىَ الۡفٰسِقِيۡنَ માં શબ્દ لِيۡنَة એ ખજૂરના દરેક ઝાડ અથવા અઝ્વહ અથવા તે ઉપરાંત બાકી ઝાડો માટે બોલવામાં આવે છે. બનુનઝીરના ખજૂરના બગીચાઓ હતા જ્યારે તેઓ કિલ્લામાં બંધ થઈ ગયા તો અમુક સહાબએ કિરામ (રદિ.)એ તે લોકોને ક્રોધ અપાવવા અને તેમના ઉપર રુઆબ તથા પ્રભાવ પાડવા માટે તેમના ખજૂરોના અમુક ઝાડોને કાપી નાંખ્યા અથવા સળગાવીને નષ્ટ કરી દીધા અને અમુક સહાબએ કિરામ (રદિ.)એ વિચાર કર્યો કે ઇન્શાઅલ્લાહ જીત અમારી જ થશે અને આ ઝાડો અને બગીચાઓ મુસલમાનોના હાથ લાગશે તો શા માટે એને બરબાદ કરવા જોઈએ અને તેથી તેઓ તેને કાપવા અથવા સળગાવવાથી અળગા રહ્યા. આ એક અભિપ્રાયમાં મતભેદ હતો. અમુકમાં જ્યારે પરસ્પર વાતચીત થઈ તો જે લોકોએ અમુક ઝાડો કાપ્યા અથવા સળગાવ્યા હતા તેમને એવી ચિંતા થવા લાગી કે કદાચ અમે ગુનેહગાર થઈ ગયા કે જે માલ મુસલમાનોને મળવાનો હતો તેને નુકસાન પહોંચાડયું, આ પ્રસ્તુત આયત એ વિશે નાઝિલ થઈ જેણે બંને

પક્ષોના અમલને જાઇઝ અને ઠીક દર્શાવ્યો અને બંનેને અલ્લાહના હુકમમાં દાખલ કરીને અલ્લાહ તઆલાના હુકમનો અમલ હોવાનું ઠરાવ્યું.

**રસૂલુલ્લાહ ﷺનો હુકમ વાસ્તવમાં અલ્લાહ તઆલાનો જ હુકમ હોય છે; હદીષના ઇન્કારીઓ માટે ચેતવણી :**

આ આયતમાં તે ઝાડોને કાપવાના અથવા સળગાવવાના કે તેમને બાકી છોડી દેવાના બંને વિરોધાભાસી કૃત્યને અલ્લાહ તઆલાના હુકમથી હોવાનું ફરમાવ્યું છે, જ્યારે કે બંનેમાંથી કોઈપણ હુકમ કુર્આનમાં ઉપસ્થિત નથી. દેખીતું તો એ છે કે બંને પક્ષોએ જે અમલ કર્યો તે પોતાના ઈજ્તિહાદથી કર્યો, વધુથી વધુ એવું હોઈ શકે છે કે તેમણે રસૂલે કરીમ ﷺ પાસેથી પરવાનગી લીધી હતી પરંતુ કુર્આને આ પરવાનગીને કે જે એક હદીષ હતી અલ્લાહ તઆલાનો હુકમ ઠરાવી સ્પષ્ટ કરી દીધું કે રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલા તરફથી શરીઅતના હુકમોનો અધિકાર આપવામાં આવ્યો છે અને જે હુકમ રસૂલે કરીમ ﷺ કરે છે તે અલ્લાહ તઆલાના હુકમમાં જ સામેલ છે, તેના ઉપર અમલ કુર્આનની આયતો ઉપરના અમલની જેમ જ ફરજ છે.

**ઇજ્તિહાદી વિરોધાભાસથી બંને પક્ષોમાં કોઈને ગુનોહ નથી કહી શકતા:**

બીજો મહત્ત્વનો સિદ્ધાંત આયતથી એ જાણ થઈ કે જે લોકો શરીઅતમાં ઈજ્તિહાદની ક્ષમતા ધરાવે છે જો તેમનો ઈજ્તિહાદ કોઈ બાબતમાં વિરોધાભાસી થઈ જાય એટલે કે એક પક્ષ જાઇઝ ઠરાવે અને બીજો નાજાઇઝ તો અલ્લાહ સમીપ આ બંને હુકમો જાઇઝ અને દુરુસ્ત હોય છે, તેમાંથી કોઈને ગુનોહ અથવા ભૂલ કહી શકાય નહીં અને તેથી તેના ઉપર નહી અનિલ મુન્કરનો કાનૂન લાગુ પાડી શકાય નહીં, કારણ કે તેમનામાંથી કોઈપણ પક્ષ શરીઅતનો ઈન્કારી નથી અને وَلِيُخْزِىَ الْفَاسِقِيْنَ માં ઝાડો કાપવાના અથવા સળગાવવાના કૃત્યનો ખુલાસો વર્ણન કરવામાં આવ્યો છે કે તે પણ ફસાદમાં દાખલ નથી બલકે કાફિરોને અપમાનિત કરવાના હેતુથી કરેલ કૃત્ય હોવાના કારણે સવાબપાત્ર છે.

**મસ્અલો :**

યુદ્ધની પરિસ્થિતિમાં કાફિરોના ઘરોને જમીનદોસ્ત કરવા અથવા સળગાવવા અથવા એ જ રીતે ઝાડો કે ખેતીઓનો નાશ કરવો જાઇઝ છે અથવા

નહીં તેમાં ફિક્હના ઈમામોના વિવિધ નિવેદનો છે. ઈમામે આ'ઝમ અબૂહનીફહ (રહ.) દ્વારા યુદ્ધની પરિસ્થિતિમાં આ બધા કાર્યોને જાઈઝ હોવાનું કહ્યું છે પરંતુ શૈખ ઈબ્ને હમામ (રહ.)એ ફરમાવ્યું કે તે એવા સમયે જાઈઝ છે જ્યારે કે તેના વિના કાફિરો ઉપર વિજય પ્રાપ્ત કરવો મુશ્કેલ હોય અથવા એવી પરિસ્થિતિમાં જ્યારે કે મુસલમાનોની જીત નિશ્ચિત ન હોય તો આ બધા કાર્યો એટલા માટે જાઈઝ છે કે તેનાથી કાફિરોની શક્તિ અને દબદબાને તોડવાનો હેતુ હોય છે અથવા વિજયને પ્રાપ્ત ન કરવાના સ્વરૂપમાં તેમના માલને બરબાદ કરવો પણ તેમની શક્તિને કમજોર કરવામાં સામેલ છે. *(મઝહરી)*

---

**આયતો : (સૂરએ હશ્ર : આયત નં. ૬ થી ૧૦)**

وَمَآ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْهُمْ فَمَآ اَوْجَفْتُمْ عَلَيْهِ مِنْ خَيْلٍ وَّلَا رِكَابٍ وَّلٰكِنَّ
اللّٰهَ يُسَلِّطُ رُسُلَهٗ عَلٰى مَنْ يَّشَآءُ ۭ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٦﴾ مَآ اَفَآءَ اللّٰهُ
عَلٰى رَسُوْلِهٖ مِنْ اَهْلِ الْقُرٰى فَلِلّٰهِ وَلِلرَّسُوْلِ وَلِذِي الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ
وَابْنِ السَّبِيْلِ ۙ كَيْ لَا يَكُوْنَ دُوْلَةًۢ بَيْنَ الْاَغْنِيَآءِ مِنْكُمْ ۭ وَمَآ اٰتٰىكُمُ الرَّسُوْلُ
فَخُذُوْهُ ۤ وَمَا نَهٰىكُمْ عَنْهُ فَانْتَهُوْا ۚ وَاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿٧﴾
لِلْفُقَرَآءِ الْمُهٰجِرِيْنَ الَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاَمْوَالِهِمْ يَبْتَغُوْنَ
فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا وَّيَنْصُرُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ ۭ اُولٰۗىِٕكَ هُمُ
الصّٰدِقُوْنَ ﴿٨﴾ وَالَّذِيْنَ تَبَوَّؤُ الدَّارَ وَالْاِيْمَانَ مِنْ قَبْلِهِمْ يُحِبُّوْنَ مَنْ
هَاجَرَ اِلَيْهِمْ وَلَا يَجِدُوْنَ فِيْ صُدُوْرِهِمْ حَاجَةً مِّمَّآ اُوْتُوْا وَيُؤْثِرُوْنَ عَلٰٓى اَنْفُسِهِمْ
وَلَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ ۭ وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰۗىِٕكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٩﴾
وَالَّذِيْنَ جَاۗءُوْ مِنْۢ بَعْدِهِمْ يَقُوْلُوْنَ رَبَّنَا اغْفِرْ لَنَا وَلِاِخْوَانِنَا الَّذِيْنَ سَبَقُوْنَا
بِالْاِيْمَانِ وَلَا تَجْعَلْ فِيْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَآ اِنَّكَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٠﴾

**તરજુમો :**

*અને અલ્લાહે જે માલ (ફઈનો માલ) તેમની પાસેથી પોતાના રસૂલને અપાવ્યો બસ તમે તેના ઉપર ન તો ઘોડા દોડાવ્યા અને ન જ ઊંટ અને પરંતુ અલ્લાહ પોતાના રસૂલોને જેના ઉપર ચાહે વર્ચસ્વ આપે છે અને અલ્લાહ બધું જ કરી શકે છે. (૬) અલ્લાહે જે માલ (ફઈ) પોતાના રસૂલ ઉપર વસ્તીવાળાઓ પાસેથી અપાવ્યો બસ અલ્લાહના માટે છે અને રસૂલના માટે અને સંબંધીઓ માટે અને યતીમો માટે અને મોહતાજો માટે અને મુસાફર માટે છે જેથી તમારામાંથી (માત્ર) દોલતમંદોના લેવાદેવામાં ન આવે અને રસૂલ તમને જે આપે બસ લઈ લો અને જેનાથી અટકાવે બસ છોડી દો અને અલ્લાહથી ડરતા રહો બેશક ! અલ્લાહનો અઝાબ ઘણો કઠોર છે. (૭) તે વતન છોડનારા મુફલિસો (મુહાજિરો) માટે જે પોતાના ઘરોએથી અને પોતાના માલથી કાઢવામાં આવ્યા, અલ્લાહની કૃપા શોધતા આવ્યા છે અને તેનો રાજીપો અને અલ્લાહની મદદ કરવા માટે અને તેના રસૂલની; તે લોકો જ સાચા છે. (૮) અને જે લોકો તે ઘર (મદીના)માં સ્થાન પામી રહ્યા છે અને ઈમાનમાં તેમનાથી પહેલાં, તેઓ મહોબ્બત કરે છે તેમનાથી જે તેમની પાસે વતન છોડીને આવ્યા અને તેઓ તે વસ્તુથી પોતાના દિલમાં તંગી પામતા નથી જે તેઓ(મુહાજિરો)ને આપવામાં આવે અને તેમને પોતાની જાત ઉપર અગ્રક્રમે રાખે છે અને ભલે પોતાના ઉપર ફાકા હોય અને જે પોતાના નફસને લાલચથી બચાવી ગયો તે જ લોકો છે સફળતા પામનારા. (૯) અને તે લોકો માટે જેઓ તેમના પછી આવ્યા એવું કહેતા કહેતા, હે પરવરદિગાર ! અમને મા'ફ કરી દે અને અમારા ભાઈઓને જે અમારાથી પહેલાં ઈમાનમાં દાખલ થયા અને અમારા દિલોમાં કોઈ વૈમનસ્યભાવ ઈમાનવાળાઓ માટે રાખીશ નહીં, હે અમારા પરવરદિગાર તું જ છે નરમીવાળો મહેરબાન. (૧૦)*

**તફસીર :**

(ઉપરોક્ત જે વર્ણન થયું તે તો બનુનઝીરના પ્રાણોનો મા'મલો હતો) અને (તેમના માલની સાથે જે મા'મલો થયો તેનું વર્ણન એ છે કે) જે કંઈ અલ્લાહે

પોતાના રસૂલને તેમની પાસેથી અપાવ્યું બસ (તેમાં તેમને કોઈ મહેનત પડી નથી તેથી) તમે તેના ઉપર (એટલે કે તેના પ્રાપ્ત કરવા ઉપર) ન તો ઘોડા દોડાવ્યા અને ન જ ઊંટ (મતલબ એ કે ન તો મુસાફરી કરવાની મહેનત થઈ કારણ કે તે મદીનાથી બે માઈલના અંતરે છે અને ન જ યુદ્ધની, ફક્ત નામ પૂરતો જે મુકાબલો થયો જે ગણતરીપાત્ર નથી. –રૂહ –તેથી આ માલમાં તમારો હક વહેંચણીનો કે મિલકતનો નથી જે રીતે ગનીમતમાં હોય છે) પરંતુ અલ્લાહ તઆલા(ની ટેવ છે કે) પોતાના રસૂલોને (પોતાના દુશ્મનોમાંથી) જેના ઉપર ઇચ્છે (ખાસ રીતે) વર્ચસ્વ આપી દે છે (એટલે કે માત્ર રુઆબથી પરાજિત કરી દે છે જેમાં કોઈને કંઈ તકલીફ ઉઠાવવી પડતી નથી તેથી તે રસૂલોમાંથી અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ મુહમ્મદ ﷺ ઉપર બનુનઝીર ઉપર એ જ રીતે વિજયી કર્યા તેથી તમારામાંથી કોઈનો તેમાં હક નથી, બલકે તેમાં માલિકી તરીકે સંપૂર્ણ વર્તવાનો અધિકાર તમને જ છે) અને અલ્લાહ તઆલાને દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ શક્તિ છે (બસ તે જે રીતે ચાહે દુશ્મનોને પરાજિત કરે અને જે રીતે ઇચ્છે પોતાના રસૂલને અધિકાર આપે અને વર્તવા દે અને જેમકે બનુનઝીરના માલનો આ હુકમ છે, એ જ પ્રમાણે) જે કંઈ અલ્લાહ તઆલા (આ જ રીતે) પોતાના રસૂલોને બીજી વસ્તીઓના (કાફિર) લોકો પાસેથી અપાવે (જેમકે બાગે ફિદક અને એક ખયબરનો વિભાગ આ રીતે જ હાથ લાગ્યો) બસ (તેમાં પણ તમારા કોઈનો માલિકીનો હક નથી બલકે) તે (પણ) અલ્લાહનો હક છે (એટલે કે તે જે રીતે ઇચ્છે તેમાં હુકમ આપે જેમકે અન્ય બીજી વસ્તુઓમાં તેનો આ જ રીતે હક છે) અને રસૂલનો (આ હક છે કે અલ્લાહ તઆલાએ તેમને આ માલમાં માલિકી હક પોતાની મરજીથી આપી દીધો છે) અને (તમારા) સંબંધીઓનો (હક છે) અને યતીમોનો (હક છે) અને ગરીબોનો (હક છે) અને મુસાફરોનો (હક છે, એટલે કે આ બધું રસૂલ ﷺના કહેવાથી થશે અને તે સિવાય રસૂલુલ્લાહ ﷺ જેને પોતાના અભિપ્રાયથી દેવા ઇચ્છે તે પણ તેમાં સામેલ છે અને પ્રસ્તુત પ્રકારોને ખાસ રીતે વર્ણન કદાચ એટલા માટે કર્યા કે તેના વિશે એવી શંકા થઈ શકતી હતી કે જ્યારે જિહાદના યોદ્ધાઓનો આ માલમાં હક નથી તો જેઓ જિહાદમાં સામેલ પણ નથી તો તેમનો હક પણ હશે નહીં પરંતુ આયતમાં તેમનું ખાસ વર્ણન અને તેમના ખાસ પ્રકાર એટલે કે યતીમ, ગરીબ, મુસાફર વગેરે તરફ ઈશારો કરવામાં

આવ્યો કે પોતાની આવી પરિસ્થિતિના કારણે આ માલના હકદાર નબીએ કરીમ ﷺના અધિકારથી થઈ શકે છે, જિહાદમાં સામેલગીરી સાથે તેનો કોઈ સંબંધ નથી; પછી આ લક્ષણોમાં એક લક્ષણ ઝુલ્કુરબા એટલે કે રસૂલુલ્લાહ ﷺના નજીકના સગાંવહાલાંઓનો પણ છે તેમને તે માલમાંથી એટલા માટે આપવામાં આવતું હતું કે આ બધા રસૂલુલ્લાહ ﷺના મદદગાર હતા, દરેક મુશ્કેલીના સમયે કામ લાગતા હતા, આ હિસ્સો રસૂલે કરીમ ﷺની વફાત પછી કપાઈ ગયો જેમકે સૂરએ અન્ફાલમાં તેનું વર્ણન આવી ચૂક્યું છે અને આ પ્રસ્તુત હુકમ એટલા માટે નક્કી કરી દેવામાં આવ્યો) જેથી તે (ફઈનો માલ) તમારા માલદારોના કબ્જામાં ન આવી જાય (જેમકે અજ્ઞાનતામાં બધા ગનીમતનો માલ અને યુદ્ધમાંથી પ્રાપ્ત થયેલ વસ્તુઓ આગેવાનો ખાઈ જતા હતા અને ગરીબો બિલકુલ મહેરૂમ રહી જતા હતા તેથી અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺના અભિપ્રાય ઉપર આ બાબત રાખી અને તેને કોના ઉપર વાપરવું તે પણ બતાવી દીધું કે રસૂલે કરીમ ﷺ માલિક હોવા છતાં જરૂરતમંદો અને જાહેર હિતના કાર્યો માટે વાપરી શકે છે) અને (જ્યારે એ જાણ થઈ ગઈ કે રસૂલે કરીમ ﷺના અભિપ્રાય ઉપર હોવામાં હિકમત છે તો) રસૂલ (ﷺ) તમને જે કંઈ આપે તે લઈ લો અને જે વસ્તુ(લેવા)થી તમને અટકાવે તો અટકી જાઓ (અને સામાન્ય પરિસ્થિતિમાં આ જ હુકમ બધી જ પ્રવૃત્તિઓ અને હુકમોમાં પણ છે) અને અલ્લાહથી ડરો, બેશક ! અલ્લાહ તઆલા (વિરોધ કરવા ઉપર) સખત સજા આપનારો છે (અને આમ તો ફઈનો માલ સંપૂર્ણ બધા મિસ્કીનોનો હક છે પરંતુ) તે હાજતમંદ મુહાજિરોને (ખાસ રીતે) હક છે જેઓ પોતાના ઘરોએથી અને પોતાના માલથી (જબરદસ્તી અને અત્યાચારપૂર્વક) અલગ કરી દેવામાં આવ્યા (એટલે કે કાફિરોએ તેમને એટલો ત્રાસ આપ્યો કે તેઓ ઘરબાર છોડીને હિજરત કરવા મજબૂર થઈ ગયા અને આ હિજરતથી) તેઓ અલ્લાહ તઆલાની કૃપા (એટલે કે જન્નત) અને રજામંદીના ઈચ્છુક છે (કોઈ દુનિયવી સ્વાર્થ માટે હિજરત નથી કરી) અને તેઓ અલ્લાહ અને તેના રસૂલ(ના દીન)ની મદદ કરે છે (અને) આ જ લોકો (ઈમાનના) સાચા છે (વળી) તે લોકો(નો પણ હક છે) જેઓ દારુલ ઈસ્લામ (એટલે કે મદીના)માં અને ઈમાનમાં તેઓ(મુહાજિરો)ના (આવવા) પહેલાંથી સ્થાયી થઈ ચૂક્યા છે (તેનો ભાવાર્થ અન્સારી લોકો છે અને મદીનામાં

તેમનું પ્રથમ સ્થાયી થવું તો દેખીતું જ છે કે તેઓ અહીંયાંના જ નિવાસી હતા અને ઈમાનમાં પ્રથમ સ્થાયી થવાનો એવો અર્થ નથી કે આ અન્સારોનું ઈમાન બધા મુહાજિરો કરતાં જૂનું છે બલકે ભાવાર્થ એ છે કે મુહાજિરોના મદીનામાં આવવા પહેલાંથી જ આ લોકો ઈસ્લામ સ્વીકારી ચૂક્યા હતા, ભલે તેમનું ઈમાન અમુક મુહાજિરોના ઈમાન કરતાં પાછળનું હોય) જે તેમની પાસે હિજરત કરીને આવે છે (આ લોકો) મહોબ્બત કરે છે અને મુહાજિરોને (માલે ગનીમત વગેરેમાંથી) જે કંઈ મળે છે તેનાથી આ (અન્સાર લોકો મહોબ્બતના કારણે) પોતાના દિલોમાં કોઈ ઈર્ષ્યા કરતા નથી અને (બલકે તેનાથી પણ વધીને મહોબ્બત કરે છે કે ખાવા પીવા વગેરેમાં) તેમને પોતાનાથી અગ્રક્રમે રાખે છે, ભલે તેમના ઉપર ફાકા જ કેમ ન હોય ! (એટલે કે પોતે અમુક વખતે ભૂખ્યા બેસી રહે છે અને મુહાજિરોને ખવડાવે છે) અને (ખરેખર) જે લોકો પોતાના સ્વભાવને કંજૂસાઈથી સુરક્ષિત રાખી લે (જેમકે આ લોકો છે કે લાલચ અને તેના તકાદાઓ ઉપર અમલ કરવાથી અલ્લાહે તેમને પાક રાખ્યા છે) એવા જ લોકો સફળતા પામનારા છે અને તે લોકોનો (પણ આ ફઈના માલમાં હક છે) જેઓ (દારુલ ઈસ્લામમાં અથવા હિજરતમાં અથવા દુનિયામાં) તે (મુહાજિરો અને પ્રસ્તુત અન્સારો) પછી આવ્યા (અથવા આવશે) જેઓ દુઆ કરે છે કે હે અમારા પરવરદિગાર અમને બખ્શી દે અને અમારા તે ભાઈઓને (પણ) જે અમારાથી પહેલાં ઈમાન લાવી ચૂક્યા છે અને અમારા દિલોમાં ઈમાનવાળાઓ તરફથી કીનો ન થવા દેજે (આ દુઆ આગલા પાછલા બધાઓને સામેલ કરે છે) હે અમારા પરવરદિગાર તું ઘણો કૃપાળુ અને દયાળુ છે.



**મસ્અલા અને બોધપાઠ :**

وَمَآ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْهُمْ.... શબ્દ اَفَآءَ (અફાઅ) એ فَىْءٌ (ફઈ)થી બન્યો છે જેનો અર્થ "પાછું આપવાનો" થાય છે અને તેથી બપોર પછી જે વસ્તુઓનો પડછાયો પૂર્વ તરફ પાછો ફરે છે તેને પણ "ફઈ" કહેવામાં આવે છે. ગનીમતનો માલ જે કાફિરો પાસેથી પ્રાપ્ત થાય છે તે સૌની મૂળ હકીકત એ છે કે તેમના બાગી થઈ જવાના કારણે તેમનો માલ સરકારી હકથી જપ્ત થઈ જાય છે અને તેમની મિલકતમાંથી નીકળીને ફરી એકવાર સાચા માલિક અલ્લાહ રબ્બુલ ઈજ્જત તરફ પાછો ફરે છે તેથી તેના પ્રાપ્ત થવાને اَفَآءَ (અફાઅ)ના શબ્દથી

ઓળખાવવામાં આવ્યું, તેનો તકાદો એ હતો કે કાફિરો પાસેથી પ્રાપ્ત થનાર બધા જ પ્રકારના માલને ફઈ કહેવામાં આવે પરંતુ જે માલ જિહાદ અથવા લડાઈ દ્વારા પ્રાપ્ત થયો તેમાં માનવનું કાર્ય અને તેની મહેનત પણ એક પ્રકારે સામેલ છે તેથી તેને શબ્દ غَنِمْتُمْ (ગનીમત)થી ઓળખાવવામાં આવ્યો છે. وَاعْلَمُوْٓا اَنَّمَا غَنِمْتُمْ مِّنْ شَیْءٍ પરંતુ જેની પ્રાપ્તિમાં જિહાદ અથવા લડાઈની પણ કોઈ જરૂર પડી ન હોય તેને "ફઈ"ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું. આ આયતનો ખુલાસો એ થયો કે જે માલ જિહાદ અથવા યુદ્ધ વિના પ્રાપ્ત થયો છે તે મુજાહિદીન અથવા ગનીમતના હકદારોમાં માલે ગનીમતના કાયદા પ્રમાણે વહેંચવામાં આવશે નહીં બલકે તેનો સંપૂર્ણ અધિકાર રસૂલે કરીમ ﷺના હાથમાં હશે, જેને જેટલો ઈચ્છે આપે તથા પોતાની પાસે રાખે, અલબત્ત એ પાબંદી લગાવી દેવામાં આવી કે હકદારોના અમુક હકો નક્કી કરી દેવામાં આવ્યા કે આ માલની વહેંચણી એ જ પ્રકારોના વર્તુળમાં રહેવી જોઈએ જેનું વર્ણન આગલી આયતમાં આ રીતે થયું, مَآ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْ اَهْلِ الْقُرٰى તેમાં اهلِ قرى (અહલે કુરા)થી ભાવાર્થ બનુનઝીર અને તેના જેવા બીજા કબીલાઓ બનુકુરયઝા વગેરે છે જેમનો માલ યુદ્ધ વિના પ્રાપ્ત થયો, આગળ આ માલના વાપરનારા અને હકદારોના પાંચ પ્રકારો બતાવવામાં આવ્યા છે તેનું વર્ણન આગળ આવે છે.

પ્રસ્તુત આયતોમાં ફઈના હકો તેના હકદારો અને તેમનામાં વહેંચણીની રીતનું વર્ણન કરવામાં આવ્યું. સૂરએ અન્ફાલની શરૂઆતમાં માલે ગનીમત અને ફઈનો તફાવત સ્પષ્ટ રીતે વર્ણન થઈ ચૂક્યો છે કે ગનીમત તે માલને કહેવામાં આવે છે કે જે માલ કાફિરો પાસેથી યુદ્ધ અને જિહાદના પરિણામે મુસલમાનોના હાથમાં આવે છે અને ફઈ તે માલ છે જે યુદ્ધ કે જિહાદ વિના તેમની પાસેથી પ્રાપ્ત થયો હોય, ભલે એ રીતે કે તેઓ પોતાનો માલ છોડીને નાસી જાય અથવા રાજીખુશીથી જઝિયા અથવા ખિરાજ અથવા વેપારી ટેક્ષ વગેરે દ્વારા તેમની પાસેથી પ્રાપ્ત થાય.

તેની અમુક વિગત સૂરએ અન્ફાલની શરૂઆતમાં મઆરિફુલ કુર્આનના ચોથા ભાગમાં અને વધારે વિગત એ જ સૂરએ અન્ફાલની આયત ૪૧ હેઠળ મઆરિફુલ કુર્આનના ચોથા ભાગમાં આવી ચૂકી છે.

અત્રે એ વાત ધ્યાનપાત્ર છે કે સૂરએ અન્ફાલની આયત ૪૧માં જે શબ્દ

خمس (ખમ્સ) ગનીમત વિશે આવ્યો છે તે જ શબ્દ અહીંયાં "ફઈ"ના માલ વિશે આવ્યો છે, સૂરએ અન્ફાલમાં છે وَاعْلَمُوْا اَنَّمَا غَنِمْتُمْ مِّنْ شَيْءٍ فَاَنَّ لِلّٰهِ خُمُسَهٗ وَلِلرَّسُوْلِ وَلِذِي الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ અને બંને આયતોમાં માલના હકદારોના છ નામો વર્ણન કરવામાં આવ્યા; અલ્લાહ, રસૂલ, ઝુલ્કુરબા, યતીમ, મિસ્કીન અને મુસાફર. દેખીતું છે કે અલ્લાહ જલ્લ શા'નૂહુ તો દુનિયા અને આખિરત તથા સમગ્ર મખ્લૂકનો સાચો માલિક છે, તેનું નામ મુબારક આ હિસ્સામાં માત્ર બરકત અને એ ફાયદા માટે લેવામાં આવ્યું છે કે તેનાથી આ માલની પવિત્રતા અને શ્રેષ્ઠતા તથા હલાલ અને તય્યિબ હોવા તરફ ઈશારો થઈ જાય. હસન બસરી, કતાદહ, અતાઅ્, ઈબ્રાહીમ, શુઅ્બી (રહ.) અને તમામ વિવરણકારોનું આ જ નિવેદન છે. *(મઝહરી)*

અલ્લાહ જલ્લ શા'નૂહુના નામનું વર્ણન કરવાથી આ માલની બરકત અને શ્રેષ્ઠતા તરફ ઈશારો કઈ રીતે થયો તેનું વિગતવારનું વર્ણન સૂરએ અન્ફાલની તફસીરમાં થઈ ચૂક્યું છે જેનો ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાએ અંબિયા (અલૈ.) માટે સદકહનો માલ જે મુસલમાનો પાસેથી પ્રાપ્ત થાય છે તે પણ હલાલ ઠરાવ્યો નથી. ફરમાવ્યું, ગનીમતનો માલ અને ફઈનો માલ જે કાફિરો પાસેથી પ્રાપ્ત થાય તેના ઉપર એવી શંકા થઈ શકતી હતી કે તે રસૂલે કરીમ ﷺ માટે કઈ રીતે હલાલ થયો ? આ શંકાનું નિવારણ અલ્લાહ જલ્લ શા'નૂહુનું નામ આ સ્થળે વર્ણન કરીને એ રીતે કરવામાં આવ્યું કે વાસ્તવમાં દરેક વસ્તુનો માલિક અલ્લાહ તઆલા છે, તેણે પોતાની કૃપાથી એક ખાસ નિયમ હેઠળ માનવીને મિલકતનો હક આપ્યો છે પરંતુ જે માણસ બાગી થઈ જાય તેને સીધા માર્ગ ઉપર લાવવા માટે પ્રથમ તો અંબિયા (અલૈ.) અને આસમાની હિદાયતો મોકલવામાં આવી, જેઓ તેનાથી પણ પ્રભાવિત થયા નહીં, પછી તેમને એ હક આપવામાં આવ્યો કે ઓછામાં ઓછું ઈસ્લામી કાયદાઓના પાલનનો સ્વીકાર કરી લો અને નક્કી કરવામાં આવેલ જઝિયો કે ખિરાજ પોતાના માલમાંથી સરકારને આપો, જે લોકોએ તેમાં પણ બળવો કર્યો તો તેમના મુકાબલામાં જિહાદ અને લડાઈનો હુકમ આપવામાં આવ્યો જેનો ખુલાસો એ છે કે તેમના પ્રાણ અને માલ હવે સન્માનપાત્ર નથી, તેમનો માલ ઈલાહી હુકૂમતના હક હેઠળ જપ્ત થઈ જશે અને જિહાદ તથા કિતાલ દ્વારા જે માલ તેમની પાસેથી પ્રાપ્ત થાય તે હવે કોઈ

માણસની વ્યક્તિગત મિલકત નથી રહી બલકે સીધેસીધી અલ્લાહ તઆલાની મિલકતમાં પાછું ચાલ્યું ગયું અને શબ્દ "ફઈ"માં ભાવાર્થ તરફ આ ઈશારો પણ છે કે તેનો અસલી અર્થ "પાછા ફરવા"નો જ થાય છે. આ માલને ફઈ એટલા માટે કહેવામાં આવ્યો કે તે મૂળ માલિક અલ્લાહ તઆલાની મિલકત તરફ પાછો વાળવામાં આવ્યો, હવે તેમાં કોઈ માણસની મિલકતની કોઈ દખલગીરી નથી, ત્યાર પછી જે હકદારોને તેમાંથી જે કંઈ હિસ્સો આપવામાં આવશે તે સીધેસીધો અલ્લાહ તઆલા તરફથી હશે તેથી તે એવો જ પવિત્ર અને હલાલ હશે જેમકે પાણી અને આપમેળે ઊગી નીકળનાર ઘાસ જે સીધેસીધી અલ્લાહ તઆલા તરફથી માણસો માટે ભેટ છે અને હલાલ અને પવિત્ર છે.

ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાનું નામ આ સ્થળે વર્ણન કરવાથી એ તરફ ઈશારો છે કે આ બધો માલ વાસ્તવમાં અલ્લાહ તઆલાનો છે, તેના તરફથી હકદારોને આપવામાં આવે છે, આ કોઈનો સદકહ કે ખયરાત નથી.

આ માલના હકદારો કે જેમના ઉપર આ માલ ખર્ચ કરવાનો છે તે પાંચ પ્રકારના લોકો છે; રસૂલ, ઝુલ્કુરબા, યતીમ, મિસ્કીન અને મુસાફર; આ જ પાંચ લોકો ગનીમતના ખમ્સમાંથી છે જેનું વર્ણન સૂરએ અન્ફાલમાં આવ્યું છે અને આ જ પાંચ પ્રકારો ફઈના માલમાં પણ છે અને બંનેનો હુકમ એ છે કે આ બધો માલ વાસ્તવમાં રસૂલે કરીમ ﷺ અને આપ ﷺ પછી તેમના ખલીફાઓના સંપૂર્ણ અધિકારમાં હોય છે, તે ઈચ્છે તો તે બધા માલને બધા મુસલમાનોના લાભાર્થે રોકી લે અને બયતુલ માલમાં જમા કરાવી દે અને કોઈને કંઈ ન આપે અને ઈચ્છે તો વહેંચણી કરી દે. અલબત્ત વહેંચણી કરવામાં આવે તો આ પાંચ પ્રકારોના વર્તુળમાં કરવામાં આવે. *(કુર્તુબી)*

ખુલફાએ રાશિદીન (રદિ.) અને બીજા સહાબએ કિરામ (રદિ.)ના અમલથી સાબિત થયું કે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં તો ફઈનો માલ આપ ﷺના અધિકારમાં હતો, આપ ﷺની કોઠાસૂઝ પ્રમાણે ઉપયોગ કરવામાં આવતો હતો, તેમના પછી તેમના ખુલફા (રદિ.)ના અધિકાર અને કોઠાસૂઝ ઉપર અવલંબિત રહ્યો.

પછી રસૂલે કરીમ ﷺનો જે હિસ્સો આ માલમાં રાખવામાં આવ્યો હતો

આપ ﷺની વફાત પછી તે ખતમ થઈ ગયો, નજીકના સગાંઓને આ માલમાંથી આપવાના બે કારણો હતા. એક રસૂલે કરીમ ﷺની મદદ એટલે કે ઈસ્લામી કામોમાં રસૂલે કરીમ ﷺની મદદ કરવી, આ આધારે ઝુલ્કુરબા એટલે કે નબી ﷺના નજીકના સગાંઓ કે જેઓ માલદાર હતા તેમને પણ આમાંથી હિસ્સો આપવામાં આવતો હતો.

બીજું એ કે રસૂલે કરીમ ﷺના નજીકના સગાંઓ ઉપર સદકહનો માલ હરામ કરવામાં આવ્યો છે તો તેમનામાંના ગરીબ અને મિસ્કીનોને સદકહના બદલામાં ફઈના માલમાંથી ભાગ આપવામાં આવતો હતો, રસૂલે કરીમ ﷺની વફાત પછી મદદનો ક્રમ સમાપ્ત થઈ ગયો તો આ કારણ બાકી રહ્યું નહીં તેથી ઝુલ્કુરબાના માલદારોનો હિસ્સો પણ રસૂલે કરીમ ﷺના હિસ્સાની જેમ સમાપ્ત થઈ ગયો, અલબત્ત તેમનામાંના ગરીબોનો હિસ્સો તેમની ગરીબીના સ્વરૂપ પ્રમાણે આ માલમાં બાકી રહ્યો અને તેઓ આ માલમાં બીજા ફકીરો અને ગરીબોના મુકાબલામાં અગ્રક્રમે રાખવામાં આવશે. (હિદાયા) આ બાબતની સંપૂર્ણ વિગત સૂરએ અન્ફાલમાં આવી ચૂકી છે.

كَيْلَا يَكُونَ دُولَةً بَيْنَ الْأَغْنِيَاءِ مِنكُمْ માં શબ્દ دُولَةٌ بِضَمِّ دَال (દૂલતુ બ ઝમ્મે દાલ) તે માલને કહેવામાં આવે છે જેની પરસ્પર લેણદેણ કરી શકાય. (કુર્તુબી) આયતનો અર્થ એ છે કે ફઈના માલના હકદારો એટલા માટે નક્કી કરી દીધા જેથી આ માલ તમારા માલદારો અને તવંગરોમાં ફરનારી દોલત ન બની જાય. તેમાં ઈશારો અજ્ઞાનતાકાળના તે કુરિવાજને સમાપ્ત કરવા તરફ છે જેમાં આ પ્રકારના માલ ઉપર માલદારો પોતે કબ્જો જમાવી માલિક થઈ જતા હતા, ગરીબો અને મિસ્કીનોના હકમાં તેમાં કોઈ હિસ્સો રહેતો ન હતો.

**દોલતની વહેંચણી ઉપર ઇસ્લામના કાયદા કાનૂનની સમવાચી વ્યવસ્થાઃ**

અલ્લાહ રબ્બુલ આલમીન સમગ્ર દુનિયાનો પરવરદિગાર છે, તેની મખ્લૂક હોવાની હેસિયતથી માનવ જરૂરિયાતમાં બધા માનવીઓને સરખો હક છે, તેમાં મો'મિન અને કાફિરનો કોઈ તફાવત નથી. કુટુંબ કે જ્ઞાતિ કે અમીર અને ગરીબની કોઈ વિશેષતા નથી. અલ્લાહ તઆલાએ દુનિયામાં દોલતની વહેંચણીનો મોટો ભાગ જે માનવની પ્રાકૃતિક અને મૂળ જરૂરિયાતો ઉપર આધારિત છે તેની

વહેંચણી પોતે પોતાના કુદરતી કાનૂન હેઠળ એ રીતે રાખી કે તેનાથી દરેક વર્ગ, દરેક પ્રદેશ બધા જ કમજોર અને શક્તિશાળી સરખો લાભ ઉઠાવી શકે, એવી વસ્તુઓને અલ્લાહ જલ્લ શા'નૂહુએ પોતાની ઉચ્ચ હિકમત વડે સામાન્ય માણસને મળી શકે અને તેના ઉપર કબ્જો રાખી શકે એ પ્રમાણે બનાવી છે કે કોઈની મજાલ નથી કે તેના ઉપર વ્યક્તિગત કબ્જો જમાવી શકે, જેમકે હવા, અવકાશ, સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારાઓનો પ્રકાશ, વાતાવરણમાં પેદા થનાર વાદળો, તેનો વરસાદ; આ બધી વસ્તુઓ એવી છે કે તેના વિના માનવી થોડો સમય પણ જીવીત રહી શકતો નથી. આ બધાને અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાએ એવા સર્વસામાન્ય બનાવી દીધા કે કોઈ મોટામાં મોટી સરકાર કે શક્તિ પણ તેના ઉપર કબ્જો જમાવી શકતી નથી. આ વસ્તુઓ અલ્લાહ તઆલાની મખ્લૂકને દરેક સ્થળે સરખી મળે છે.

જરૂરિયાતની વસ્તુઓનો બીજો પ્રકાર જમીનથી નીકળનાર પાણી અને ખાવાપીવાની વસ્તુઓ છે, જો કે તે એટલી સર્વસામાન્ય નથી પરંતુ ઈસ્લામી કાયદા પ્રમાણે પહાડો અને વસ્તીવિહોણા જંગલો તથા કુદરતી ઝરણાઓ બધાની સામૂહિક મિલકતને છોડીને એક ખાસ કાનૂન હેઠળ અમુક અમુક માણસોને જમીનના અમુક હિસ્સાઓ ઉપર મિલકતનો જાઈઝ હક પણ આપવામાં આવ્યો છે અને નાજાઈઝ કબ્જો તથા ભોગવટો જમાવનાર પણ જમીન ઉપર કબ્જો જમાવી દે છે પરંતુ કુદરતી રીતે જમીનના લાભો કોઈ મોટો મૂડીવાદી પણ ગરીબો, ખેડૂતો અને મજૂરોના સાથ વિના પ્રાપ્ત નથી કરી શકતો, એટલા માટે એક પ્રકારે કબ્જો હોવા છતાં તેમાં બીજા કમજોર ગરીબોનો હિસ્સો દેવા તે મજબૂર છે.

ત્રીજો પ્રકાર સોનું, ચાંદી, રુપિયા, પૈસા વગેરે સ્થાવર મિલકતો છે જે મૂળ અને પ્રાકૃતિક જરૂરિયાતોમાં સામેલ નથી પરંતુ અલ્લાહ તઆલાએ તેને બધી જરૂરિયાતો પ્રાપ્ત કરવાનું માધ્યમ બનાવેલ છે અને આ વસ્તુઓ ખાસ કાનૂન હેઠળ ખાનગી મિલકત બનતી હોય છે અને તે માલિકીની વિવિધ રીતો થકી એકબીજા તરફ અદલા બદલી થતી રહે છે અને એ રીતે તે બધા માણસોમાં વ્યવસ્થિત રીતે ફરતી રહે તો કોઈ માણસ નાગો ભૂખો નથી રહી શકતો પરંતુ એવું થાય છે કે માલથી માત્ર પોતે જ લાભ ઉઠાવીએ, બીજાઓ સુધી તેનો લાભ

ન પહોંચે, આ કંજૂસી અને બખીલી તથા લાલચે દુનિયામાં મૂડીવાદ અને માલની પૂજાની જૂની અને નવી ઘણી બધી પદ્ધતિઓ શોધી કાઢી છે જેના દ્વારા આ માલની હેરાફેરી માત્ર મૂડીવાદીઓ અને મોટા લોકોના હાથો સુધી મર્યાદિત થઈને રહી ગઈ, સામાન્ય ગરીબો, જરૂરતમંદો તેનાથી વંચિત થઈ ગયા, જેના પરિણામે દુનિયામાં કૉમ્યુનિઝમ અને સોસ્યાલિઝમ જેવી અયોગ્ય વિચારસરણીઓએ જન્મ લીધો.

ઈસ્લામી કાયદાએ એક બાજુ તો વ્યક્તિગત મિલકતને એટલું સન્માન બખ્શ્યું કે એક વ્યકિતને તેના પ્રાણ બરાબર અને પ્રાણને બયતુલ્લાહના સન્માન બરાબર ઠરાવી દીધો, તેના ઉપર કોઈનો નાજાઇઝ કબ્જો કે ભોગવટો ખૂબ સખત રીતે રોક્યો અને બીજી બાજુ જે હાથ તેના તરફ નાજાઇઝ રીતે વધ્યો તે હાથને કાપી નાંખવામાં આવ્યો. ત્રીજી બાજુ એવા બધા જ દરવાજાઓ બંધ કરી દીધા જે કુદરતી સ્ત્રોતોથી પ્રાપ્ત થનારી વસ્તુઓ ઉપર કોઈ ખાસ વ્યકિત કે સમૂહ કબ્જો કરીને બેસી જાય અને સામાન્ય જનતાને તેનાથી વંચિત કરી દે.

આર્થિક ઉપાર્જનની પદ્ધતિઓમાં વ્યાજ, સટ્ટાખોરી અને જુગાર એવી વસ્તુઓ છે જેના દ્વારા દોલત સમેટીને માત્ર અમુક લોકોના સીમિત વર્તુળમાં રહી જાય છે, આ બધાને સખત હરામ ઠરાવીને બધા જ વ્યવહારોમાં એટલે કે વેપાર અને ભાડાપટા વગેરેમાં તેના મૂળિયાં કાપી નાંખવામાં આવ્યા અને જે દોલત કોઈ વ્યકિત પાસે જાઇઝ પદ્ધતિથી એકઠી થઈ હોય તેમાં પણ ગરીબો અને ફકીરોના હકો ઝકાત, ઉશ્ર, સદકએ ફિત્ર, કફ્ફારાની રકમ વગેરે શુદ્ધ ફરજોના સ્વરૂપમાં અને તેનાથી વિશેષ રાજી ખુશીના સ્વરૂપમાં કાયમ કરવામાં આવ્યું અને આ બધા ખર્ચ પછી પણ જે કંઈ માણસના મૃત્યુ સુધી બાકી રહી ગયું તેને એક ખાસ હિકમતપૂર્ણ કાયદા પ્રમાણે વહેંચી દેવામાં આવ્યું, તેનો હકદાર તે મૃત્યુ પામેલાના સગાંવહાલાંઓમાં સૌથી નજીકનો સગો પછી દૂરનો સગો એ સિદ્ધાંત બનાવી દેવામાં આવ્યો. તેને સામાન્ય ફકીરો અને ગરીબોમાં વહેંચી દેવાનો કાયદો એટલા માટે ન બનાવ્યો કે એવું થયું હોત તો મૃત્યુ પામનાર પોતાના મરતાં પહેલાં જ તેને યોગ્ય કે અયોગ્ય ઠેકાણે ખર્ચ કરીને ફારેગ થઈ જવાની દિલી ઈચ્છા ધરાવતો હોત, પોતાના જ સંતાનો અને નજીકના સગાંઓને આ માલ મળવાનો છે એવું વિચારીને તેના દિલમાં આવી ધારણા બંધાવા પામશે નહીં.

આ પદ્ધતિ તો આર્થિક ઉપાર્જનમાં સામાન્ય પદ્ધતિઓમાં માલ દોલતને એક જગ્યાએ સંગ્રહ થઈ જવાથી બચાવવા માટે અપનાવવામાં આવી. દોલત પ્રાપ્ત થવાની બીજી પદ્ધતિ યુદ્ધ અને જિહાદ છે, તેનાથી પ્રાપ્ત થનાર માલમાં તે શરઈ વહેંચણી નક્કી કરી જેનું વર્ણન સૂરએ અન્ફાલમાં થોડું આવી ચૂક્યું છે અને થોડું આ સૂરતમાં થયું છે. તે લોકો કેટલા બુદ્ધિહીન છે જેઓ ઈસ્લામની આ ન્યાયપૂર્ણ અને હિકમતયુક્ત વ્યવસ્થાને છોડીને નવા નવા અખતરાઓ અને વિચારસરણીઓ અપનાવીને જગતની શાંતિને બરબાદ કરી રહ્યા છે.

....مَا اٰتٰىكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ وَمَا نَهٰىكُمْ عَنْهُ فَانْتَهُوْا وَاتَّقُوا اللّٰهَ આ આયત જો કે ફઈના માલની વહેંચણી વિશે આવી છે અને તેના સંદર્ભમાં તેનો યોગ્ય ભાવાર્થ એ છે કે ફઈના માલમાં જો કે અલ્લાહ તઆલાએ હકદાર વર્ગોનું વર્ણન કરી દીધું છે પરંતુ તેમનામાં કોને અને કેટલું આપવું તે નક્કી કરવું રસૂલે કરીમ ﷺની મુન્સફી ઉપર રાખ્યું છે, એટલા માટે મુસલમાનોને આ આયતમાં સૂચના આપવામાં આવી કે જેને જેટલું રસૂલે કરીમ ﷺ આપે તેનાથી રાજી થઈને લઈ લે અને જો ન આપે તો તેની ચિંતામાં ન પડે, આગળ તેને اِتَّقُوا اللّٰهَ (ઈત્તકુલ્લાહ)ના હુકમ સાથે જોડી દીધું કે જો આ બાબતે કોઈ ખોટો હિલો હવાલો બનાવીને વધારે લઈ પણ લીધું તો અલ્લાહ તઆલાને બધી જ ખબર છે અને તે તેની સજા આપશે.

**રસૂલે કરીમ ﷺનો હુકમ કુર્આનના હુકમની જેમ વાજિબ છે :**

આયતના શબ્દો સર્વસામાન્ય છે, માત્ર માલ સાથે ખાસ નથી બલકે તેમાં હુકમો પણ સામેલ છે તેથી સામાન્ય અંદાજમાં આયતનો ભાવાર્થ એ છે કે જે કોઈ હુકમ અથવા માલ અથવા અન્ય કોઈ વસ્તુ રસૂલે કરીમ ﷺ કોઈને આપી દે તો તે તેણે લઈ લેવું જોઈએ અને તેના પ્રમાણે અમલ કરવા તૈયાર થઈ જવું જોઈએ અને જે વસ્તુથી અટકાવે તેનાથી અટકી જવું જોઈએ.

સહાબએ કિરામ رضي الله عنهمએ આ જ સામાન્ય અર્થ અપનાવીને રસૂલે કરીમ ﷺના દરેક હુકમને આ આયતની બીનાએ કુર્આનનો જ હુકમ અને તેના ઉપર અમલ કરવો વાજિબ હોવાનું ઠરાવ્યું છે. કુર્તુબીએ લખ્યું છે કે આ આયતમાં اٰتٰى (આતા)ના મુકાબલામાં نَهٰى (નહા)નો શબ્દ આવ્યો છે તેનાથી જાણ થાય છે કે

اَتٰی (આતા)નો અર્થ અહીંયાં اَمَرَ (અમર) છે, એટલે કે હુકમ જે نَهٰی (નહા)નો સાચો વિરુદ્ધાર્થી છે અને કુર્આને કરીમે نَهٰی (નહા)ના મુકાબલામાં اَمَرَ (અમર)ના શબ્દને છોડીને اَتٰی નો શબ્દ અપનાવ્યો છે, કદાચ એટલા માટે જેથી જે વિષયના સંદર્ભમાં આ આયત આવી છે એટલે કે "ફઈ"ના માલની વહેંચણી તો તેના ઉપર પણ આ આયતનો વિષય સામેલ રહે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ એક વ્યક્તિને અહેરામની હાલતમાં સીવેલા કપડાં પહેરેલો જોયો તો હુકમ આપ્યો કે આ કપડાં ઉતારી દો, તે વ્યક્તિએ કહ્યું કે તેના વિશે મને કુર્આનની કોઈ આયત બતાવી શકો છો જેમાં સીવેલા કપડાં પહેરવાની મનાઈ હોય ? હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)એ કહ્યું, હા એ આયત હું બતાવું છું; પછી આ આયત ...مَاۤ اٰتٰىكُمُ الرَّسُوْلُ પઢીને સંભળાવી દીધી. ઈમામ શાફઈ (રહ.)એ એક વખતે લોકોને કહ્યું કે હું તમારા દરેક સવાલનો જવાબ કુર્આને કરીમથી આપી શકું છું, પૂછો જે કંઈ પૂછવું હોય તે ! એક વ્યક્તિએ વિનંતી કરી કે એક વ્યક્તિએ અહેરામની હાલતમાં ભમરો મારી નાંખ્યો તો તેનો શું હુકમ છે ? ઈમામ શાફઈ (રહ.)એ આ જ આયત ...مَاۤ اٰتٰىكُمُ الرَّسُوْلُ તિલાવત કરીને હદીષથી તેનો હુકમ વર્ણન કર્યો.

(કુર્તુબી)

لِلْفُقَرَآءِ الْمُهٰجِرِيْنَ આ અમુક આયતોમાં અંતિમ રુકૂઅ્ સુધી મુહાજિર અને અન્સાર ફકીરો અને તેમના પછી આવનાર સામાન્ય ઉમ્મતના લોકોનું વર્ણન છે, નહ્વી વ્યાકરણના આધારે لِلْفُقَرَآءِ (લિલ્ ફુકરાઅ્-ફકીરો, મિસ્કીનો)ને لِذِی الْقُرْبٰی (લિઝિલ્કુરબા-નજીકના સગાંઓ)ની જગ્યાએ હોવાનું ઠરાવવામાં આવ્યું જે આનાથી આગલી આયતમાં પ્રસ્તુત છે. (મઝહરી) અને આયતનો ભાવાર્થ એ છે કે પાછલી આયતમાં જે સામાન્ય યતીમ, મિસ્કીનો અને મુસાફરોને તેમની ગરીબી અને ફકીરીની બીનાએ ફઈના માલના હકદાર હોવામાં સામેલ કરવામાં આવ્યા છે આ આયતમાં તેમનો વધારે ખુલાસો એ રીતે કરવામાં આવ્યો છે કે જો કે આ માલમાં બધા જ ફકીરો, મિસ્કીનો, હકદાર છે પરંતુ પછી તેમાં પણ આ લોકો અન્ય બધા લોકો કરતાં અગ્રક્રમે છે જેમની દીની સેવાઓ તથા વ્યક્તિગત ગુણો અને લક્ષણો જાણીતા છે.

**સદકહના માલમાં નેક લોકો તથા દીની સેવાઓ આપનાર જરૂરિયાતમંદોને અગ્રક્રમે રાખવામાં આવે :**

જાણ થાય છે કે સદકહનો માલ ખાસ કરીને ફઈનો માલ જો કે સામાન્ય મુસ્લિમ ફકીરોની જરૂરિયાત પૂરી કરવા માટે છે પરંતુ તેમાં પણ નેક અને દીનદાર લોકો ખાસ કરીને દીની સેવાઓ આપનાર વિદ્યાર્થીઓ, આલિમોને બીજાઓ કરતાં અગ્રક્રમે રાખવામાં આવે તેથી ઈસ્લામી સરકારોમાં તા'લીમ અને તબ્લીગ તથા મખ્લૂકની સુધારણામાં પ્રવૃત્ત ઉલમા, મુફતીઓ, કાઝીઓ વગેરેને તેમના ગુજરબસર માટેનો ખર્ચ ફઈના માલમાંથી આપવાનો રિવાજ હતો, કારણ કે આ આયતોમાં સહાબએ કિરામ (રદિ.)ને પ્રથમ બે વર્ગોમાં કાયમ કરવામાં આવ્યા, એક મુહાજિરો જેમણે સૌથી પહેલાં ઈસ્લામ કબૂલ કર્યો અને રસૂલે કરીમ ﷺ માટે મોટી કુર્બાનીઓ રજુ કરી અને ઈસ્લામ માટે ઘણી તકલીફો વેઠી, અંતે માલ અને જાયદાદ, વતન અને બધા જ સગાં સંબંધીઓને છોડીને મદીના તય્યિબહ તરફ હિજરત કરી અને બીજા મદીનાના અન્સારો છે જેમણે રસૂલે કરીમ ﷺ અને આપ ﷺની સાથે આવનાર મુહાજિરો સાથે ભેગા થવાથી પોતાને દુનિયાના વિરોધી બનાવી દીધા અને તે લોકોએ એવી મહેમાનગતી કરી કે જેનું દષ્ટાંત દુનિયામાં જોવા નથી મળતું, આ બંને વર્ગો પછી ત્રીજો વર્ગ તે મુસલમાનોનો ઠરાવવામાં આવ્યો જેઓ સહાબએ કિરામ (રદિ.) પછી ઈસ્લામ લાવ્યા અને તેમના પગલે ચાલ્યા જેમાં કયામત સુધી આવનાર બધા મુસલમાનો સામેલ છે. આગળ આ ત્રણે વર્ગોની અમુક શ્રેષ્ઠતા અને ગુણલક્ષણો તથા દીની સેવાઓનું વર્ણન છે.

**મુહાજિરોના ગુણલક્ષણો :**

اَلَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاَمْوَالِهِمْ يَبْتَغُوْنَ فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا وَّيَنْصُرُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ اُولٰٓئِكَ هُمُ الصّٰدِقُوْنَ તેમાં મુહાજિરોનો પ્રથમ ગુણ એ વર્ણન કર્યો કે તેમને તેમના વતન અને માલ તથા જાયદાદથી કાઢી મૂકવામાં આવ્યા, એટલે કે મક્કાના કાફિરોએ માત્ર એ ગુનાહમાં તેમને કાઢી મૂક્યા કે આ લોકો મુસલમાન થઈ ગયા તથા રસૂલે કરીમ ﷺના હિમાયત કરનાર અને મદદગાર થઈ ગયા હતા તેમના ઉપર અનેક પ્રકારના અત્યાચાર કર્યા, એટલે સુધી કે તેઓ પોતાના વતન અને માલ જાયદાદ છોડીને હિજરત

કરવા મજબૂર થઈ ગયા. અમુક લોકો ભૂખથી મજબૂર થઈને પેટ ઉપર પથ્થર બાંધી લેતા હતા અને અમુક લોકો ઠંડીનો સામાન ન હોવાના કારણે જમીનમાં ખાડો ખોદી તેમાં ઠંડીથી બચતા હતા. *(મઝહરી, કુર્તુબી)*

**એક મહત્ત્વનો મસ્અલોઃ મુસલમાનોના માલ ઉપર કાફિરોના કબ્જાનો હુકમઃ**

આ આયતમાં મુહાજિરોને فقرا (ફુકરા) કહેવામાં આવ્યા છે અને ફકીર તે વ્યક્તિ છે જેની મિલકતમાં કંઈ જ ન હોય અથવા ઓછામાં ઓછું નિસાબ પ્રમાણે કોઈ વસ્તુ ન હોય, જ્યારે કે મુહાજિર લોકોમાંથી ઘણા મક્કા મુકર્રમહમાં માલ અને જાયદાદ ધારણ કરતા હતા, જો હિજરત પછી પણ તે માલ તેમની મિલકતમાં હોત તો તેમને ફકીર કહેવું યોગ્ય ન હતું. કુર્આને કરીમે તેમને ફુકરા કહીને એ તરફ ઈશારો કર્યો કે હિજરત પછી જે જાયદાદ અને માલ તેઓ મક્કામાં છોડી આવ્યા હતા કાફિરોએ તેના ઉપર કબ્જો કરી લીધો, તે તેમની મિલકતમાંથી નીકળી ગયો.

આ જ કારણે ઈમામે આ'ઝમ અબૂહનીફહ (રહ.) અને ઈમામ માલિક (રહ.)એ કહ્યું કે જો મુસલમાન કોઈ જગ્યાએ હિજરત કરીને ચાલ્યા આવે અને તેમના માલ અને જાયદાદ ઉપર કાફિરોનો કબ્જો થઈ જાય અથવા અલ્લાહ ન ચાહે તેઓ કોઈ દારુલ ઈસ્લામ ઉપર વિજય પ્રાપ્ત કરીને મુસલમાનોના માલ અને જાયદાદ છીનવી લે તો આ માલ અને જાયદાદ કાફિરોના સંપૂર્ણ માલિકીપણાના કબ્જા પછી તેમની જ મિલકત થઈ જાય છે, તેના ખરીદ વેચાણ અને વપરાશમાં શરીઅતના કાયદા લાગુ પડે છે. હદીષની રિવાયતોથી પણ તેનું સમર્થન થાય છે. તફસીરે મઝહરીમાં આ સ્થળે તે બધી રિવાયતો નકલ કરી છે.

બીજો ગુણ મુહાજિરોનો આ આયતમાં આ વર્ણન કર્યો છે, يَبْتَغُونَ فَضْلًا مِّنَ اللَّهِ وَرِضْوَانًا એટલે કે તેમના ઈસ્લામમાં દાખલ થવાનો પછી માલ અને વતન છોડીને હિજરત કરી જવાનો કોઈ દુનિયવી સ્વાર્થ ન હતો, બલકે અલ્લાહ તઆલાની કૃપા અને ખુશી હેતુ હતી જેનાથી તેમની નિખાલસતાની વિશેષતા જાણ થઈ. શબ્દ فَضْل (ફઝ્લ) સામાન્ય રીતે દુનિયવી નેઅ્મત માટે અને رِضْوَان (રિદ્વાન) આખિરતની નેઅ્મત માટે બોલવામાં આવે છે તેથી ભાવાર્થ એ થયો કે આ લોકોએ પોતાના બધા જ પાછલા માલ સામાન અને રાહતની વસ્તુઓ

મકાન, જાયદાદ વગેરે તો છોડી દીધું હવે દુનિયવી જરૂરિયાતો પણ અને આખિરતની નેઅ્મતો પણ માત્ર ઈસ્લામની છત્રછાયામાં હેતુ સ્વરૂપે હતી અને દુનિયાની જિંદગીની જરૂરિયાતો પણ અલ્લાહ અને રસૂલુલ્લાહ ﷺની ખુશી હેઠળ પ્રાપ્ત કરવાનો હેતુ હતો.

ત્રીજો ગુણ મુહાજિર લોકોનો આ વર્ણન કર્યો, وَيَنْصُرُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ એટલે કે આ બધા કામો તેમણે એટલા માટે અપનાવ્યા કે અલ્લાહ અને તેના રસૂલની મદદ કરે. અલ્લાહ તઆલાની મદદથી ભાવાર્થ તેના દીનની મદદ છે જેમાં તેમણે આશ્ચર્યજનક કુરબાનીઓ રજુ કરી.

ચોથો ગુણ أُولٰٓئِكَ هُمُ الصّٰدِقُوْنَ એટલે કે આ જ તે લોકો છે જેઓ નિવેદન અને પ્રવૃત્તિમાં સાચા છે. ઈસ્લામનો કલિમો પઢીને જે કરાર અલ્લાહ અને રસૂલ ﷺ સાથે કર્યો હતો તેમાં બિલકુલ પૂરા ઊતર્યા. આ આયતે બધા જ મુહાજિર સહાબા (રદિ.)ના સાચા હોવાનું જાહેર એ'લાન કરી દીધું, જે વ્યક્તિ તેમનામાંથી કોઈને જૂઠો ઠરાવે તે મુસલમાન હોઈ શકતો નથી કારણ કે તે આ આયતનો ઈન્કારી છે નઊઝુબિલ્લાહ. રવાફિઝ લોકો કે જેઓ સહાબએ કિરામ (રદિ.)ને મુનાફિક કહે છે તેઓ આ આયતને ઉઘાડી રીતે જૂઠાડે છે, તે મુહાજિર લોકોને અલ્લાહ અને રસૂલ ﷺની નિકટતાનું એવું સ્થાન પ્રાપ્ત હતું કે પોતાની દુઆઓમાં અલ્લાહ તઆલા પાસે મુહાજિરોના ફકીરોનો વસીલો આપીને રસૂલે કરીમ ﷺ દુઆ કરતા હતા. *(રવાહુલ બગવી, મઝહરી)*

**અન્સાર (રદિ.)ની વિશેષતાઓ :**

وَالَّذِيْنَ تَبَوَّؤُ الدَّارَ وَالْاِيْمَانَ مِنْ قَبْلِهِمْ.... માં શબ્દ تَبَوُّءٌ (તબવ્વુઊન)નો અર્થ ઠેકાણું બનાવવાનો થાય છે અને دَارٌ (દાર)નો ભાવાર્થ دَارِ هِجْرَتْ (દારે હિજરત) એટલે કે دَارِ اِيْمَانْ (દારે ઈમાન) છે, જે મદીના તય્યિબહ છે.

**મદીના તય્યિબહની એક ખાસ વિશેષતા :**

હઝરત ઈમામ માલિક (રહ.) મદીના તય્યિબહને એક સ્વરૂપે બાકી દુનિયાના બધા શહેરો કરતાં શ્રેષ્ઠ ઠરાવતા હતા. ફરમાવતા હતા કે દુનિયાના બધા શહેરો અને દેશો જ્યાં ઈસ્લામ પહોંચ્યો અને ફેલાયો બધા જિહાદ દ્વારા ફતેહ થયા છે એટલે સુધી કે મક્કા મુકર્રમહ પણ, જ્યારે મદીના તય્યિબહ એ માત્ર ઈમાનથી ફતેહ થયું છે.

આ આયતમાં تَبَوَّءُ (તબવ્વુઅ્) હેઠળ دَارَ (દાર)ની સાથે ઈમાનનું પણ વર્ણન કર્યું છે જ્યારે કે ઠેકાણું મેળવવાનો સંબંધ કોઈ સ્થળ અથવા સ્થાન સાથે હોય છે. ઈમાન કોઈ એવી વસ્તુ નથી જેમાં ઠેકાણું મેળવી શકાય તેથી અમુક લોકોએ કહ્યું છે કે અહીંયાં એક શબ્દ સુષુપ્ત છે, એટલે કે اَخْلَصُوْا અથવા تَمَكَّنُوْا તેનો ભાવાર્થ એ થશે કે અહીંયાં તે લોકો છે જેમણે દારુલ હિજરત (હિજરતના સ્થાન)માં ઠેકાણું બનાવ્યું અને ઈમાનમાં નિખાલસ અને મજબૂત થયા. હવે એવું પણ હોઈ શકે છે કે અહીંયાં રૂપક સ્વરૂપે ઈમાનને એક સુરક્ષિત મકાન સાથે સરખાવીને તેમાં શરણાર્થી બની જવાનું વર્ણન થયું હોય અને શબ્દ مِنْ قَبْلِهِمْ એટલે કે "મુહાજિરોથી પહેલાં"નો ભાવાર્થ એ છે કે તે મદીનાના અન્સારોની વિશેષતા છે કે જે શહેર અલ્લાહ તઆલા સમીપ દારુલ હિજરત અને દારુલ ઈસ્લામ બનનારું હતું તેમાં તે લોકોનો નિવાસ અને વસવાટ મુહાજિરોથી પહેલાં થઈ ચૂક્યો હતો અને મુહાજિરોના અહીંયાં આવતા પહેલાં જ આ લોકો ઈમાન સ્વીકારીને તેમાં પરિપક્વ થઈ ગયા.

અન્સાર (રદિ.)નો બીજો ગુણ આ આયતમાં આ વર્ણન કરવામાં આવ્યો છે, يُحِبُّوْنَ مَنْ هَاجَرَ اِلَيْهِمْ એટલે કે આ લોકો તેમની સાથે મહોબ્બત રાખે છે જેઓ હિજરત કરીને તેમના શહેરમાં ચાલ્યા આવ્યા છે જે સામાન્ય દુનિયાના માણસોના સ્વભાવથી વિપરીત છે. આવા ઉજ્જડ, સુક્કા પ્રદેશમાં ગરીબીમાં સબડતા લોકોને પોતાના ત્યાં સ્થાન આપવું કોણ પસંદ કરે છે ? દરેક જગ્યાએ દેશી અને વિદેશીનો સવાલ ઊભો થાય છે પરંતુ આ અન્સાર (રદિ.)એ માત્ર એટલું જ કર્યું નહીં કે તે લોકોને પોતાની વસ્તીમાં સ્થાન આપ્યું બલકે પોતાના મકાનોમાં વસાવ્યા અને પોતાના માલમાંથી હિસ્સો આપ્યો અને એવી ઈજ્જત અને સન્માન સાથે તેમનું સ્વાગત કર્યું કે એક એક મુહાજિરને પોતાની પાસે સ્થાન આપવા માટે કેટલાય અન્સાર (રદિ.)ની દરખાસ્તો આવી, એટલે સુધી કે ચિઠ્ઠીઓ નાંખવી પડી, ચિઠ્ઠી દ્વારા જે મુહાજિર જે અન્સારી (રદિ.)ના ભાગ આવ્યા તે તેમને સોંપવામાં આવ્યા. *(મઝહરી)*

અન્સાર (રદિ.)નો ત્રીજો ગુણ આ વર્ણન કરવામાં આવ્યો, وَلَا يَجِدُوْنَ فِىْ صُدُوْرِهِمْ حَاجَةً مِّمَّآ اُوْتُوْا આ વાક્યનો સંબંધ તે ખાસ ઘટના સાથે છે જે

બનુનઝીરના દેશનિકાલો થવાના અને તેમના બગીચાઓ અને મકાનો ઉપર મુસલમાનોનો કબ્જો થવાના સમયે બની હતી.

**બનુનઝીરના માલની વહેંચણીની એક ઘટના :**

વાત એમ હતી કે જ્યારે આ આયતમાં "ફઈ"ના માલની વહેંચણી મુહાજિર અને અન્સાર વગેરેમાં કરવાનો અધિકાર નબીએ કરીમ ﷺને આપવામાં આવ્યો, આ તે વખત હતો કે મુહાજિરો પાસે ન તો પોતાનું કોઈ મકાન હતું, ન જ જાયદાદ. તે લોકો અન્સારોના મકાનોમાં રહેતા હતા અને તેમના જ માલ જાયદાદમાં મહેનત મજૂરી કરીને ગુજરબસર કરતા હતા, જ્યારે બનુનઝીર અને બનુ કેનકાઅ્નો માલ ફઈ સ્વરૂપે મુસલમાનોને પ્રાપ્ત થયો તો રસૂલે કરીમ ﷺએ મદીનાના અન્સારોના સરદાર ષાબિત બિન કૈસ બિન શમાસ (રદિ.)ને બોલાવીને કહ્યું કે પોતાની કોમ અન્સારને મારી પાસે બોલાવો. તેમણે પૂછ્યું, યા રસૂલુલ્લાહ ﷺ ! અન્સારના પોતાના કબીલા ખઝરજને અથવા બધા જ અન્સાર ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, બધાને જ બોલાવવાના છે. આ લોકો બધા એકઠા થઈ ગયા તો રસૂલે કરીમ ﷺએ એક વકતવ્ય આપ્યું જેમાં અલ્લાહના વખાણ પછી મદીનાના અન્સારોની એ વાત ઉપર તારીફ અને વખાણ કર્યા કે તેમણે જે વ્યવહાર પોતાના મુહાજિર ભાઈઓ સાથે કર્યો તે ખરેખર ખૂબ મોટી હિંમત અને ઈરાદાનું કામ હતું, ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ બનુનઝીરનો માલ તમને લોકોને આપ્યો છે જો તમે ઈચ્છો તો હું આ માલને મુહાજિર અને અન્સાર બધામાં વહેંચી દઉં અને મુહાજિરો પહેલાંની જેમ જ તમારા મકાનોમાં રહ્યા કરશે અને જો તમે ઈચ્છો તો એવું કરવામાં આવે કે આ બેઘર અને બેસરસામાન લોકો છે, આ માલ માત્ર તેમનામાં જ વહેંચવામાં આવે અને આ લોકો તમારા ઘરોને છોડીને પોતપોતાના અલગ ઘરો વસાવી લે.

આ સાંભળીને મદીનાના અન્સાર (રદિ.)ના બે મોટા સરદારો હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.) અને સઅદ બિન મઆઝ (રદિ.) ઊભા થયા અને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! અમારો અભિપ્રાય એવો છે કે આ બધો માલ માત્ર મુહાજિર ભાઈઓમાં જ વહેંચી દેવામાં આવે અને તો પણ તેઓ અમારા જ મકાનોમાં પહેલાંના જેમ જ રહ્યા કરે. તેમની એ વાત સાંભળીને બધા જ હાજર

અન્સાર બોલી ઊઠ્યા કે અમે આ ફેસલા ઉપર રાજી અને ખુશ છે, તે સમયે રસૂલે કરીમ ﷺએ બધા જ અન્સાર અને અન્સારોની અવલાદને દુઆ આપી અને તે માલ માત્ર મુહાજિરોમાં વહેંચી દીધો. અન્સારમાંથી માત્ર બે વ્યક્તિઓને જેઓ ખૂબ જ જરૂરિયાતમંદ હતા તેમાંથી ભાગ આપ્યો, એટલે કે સહલ બિન હનીફ (રદિ.) અને અબૂ દુજાના (રદિ.). સઅદ બિન મઆઝ (રદિ.)ને એક તલવાર આપી જે ઈબ્ને અબીલ હકીકની એક ખૂબ શ્રેષ્ઠ તલવાર હતી.

*(મઝહરી, સબીલુર્રશાદ મુહમ્મદ બિન યૂસુફ સાલિહીના હવાલાથી)*

પ્રસ્તુત આયતમાં જે એ ઈરશાદ થયો لَا يَجِدُوْنَ فِيْ صُدُوْرِهِمْ حَاجَةً مِّمَّآ اُوْتُوْا તેમાં જરૂરિયાતથી ભાવાર્થ દરેક જરૂરતની વસ્તુ છે અને مِمَّآ اُوْتُوْا (મિમ્મા ઊતૂ)ની ઝમીર મુહાજિરો તરફ ઢળેલી છે તેથી આયતનો ભાવાર્થ એ છે કે આ વહેંચણીમાં જે કંઈ મુહાજિરોને આપવામાં આવ્યું મદીનાના અન્સારોએ ખુશીથી તેને એ રીતે સ્વીકાર કર્યું કે જાણે તેમને તે વસ્તુઓની કોઈ આવશ્યકતા જ ન હતી, તે માલ મુહાજિરોને દેવાથી અન્સારોના બુરું માનવાની અથવા શિકાયત કરવાની દૂર દૂર સુધી સંભાવના જ ન હતી, તેના બદલે જ્યારે બહેરીન ફતેહ થયું તો રસૂલે કરીમ ﷺએ ઈચ્છ્યું કે સમગ્ર માલ માત્ર અન્સારોમાં વહેંચી દેવામાં આવે પરંતુ અન્સારોએ કબૂલ ન કર્યું બલકે વિનંતી કરી કે અમે આ માલ તે સમય સુધી લઈશું નહીં જ્યાં સુધી અમારા મુહાજિર ભાઈઓને પણ તેમાંથી હિસ્સો આપવામાં ન આવે.

*(રવાહુ બુખારી અનસ બિન માલિક, ઈબ્ને કસીર દ્વારા)*

મદીનાના અન્સાર (રદિ.)નો ચોથો ગુણ આ આયતમાં આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યો છે, وَيُؤْثِرُوْنَ عَلٰٓى اَنْفُسِهِمْ وَلَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ માં શબ્દ خَصَاصَة (ખસાસહ)નો અર્થ ગરીબી અને ભૂખમરાનો થાય છે અને ايثار (ઈષાર)નો અર્થ બીજાઓની ઈચ્છા તથા જરૂરિયાતોને પોતાની ઈચ્છા તથા જરૂરિયાતો ઉપર અગ્રક્રમે રાખવાનો થાય છે. આયતનો ભાવાર્થ એ છે કે અન્સાર લોકો પોતાના ઉપર બીજાઓને એટલે કે મુહાજિરોને અગ્રિમતા આપતા હતા કે તેઓ પોતાની જરૂરિયાતો અને હાજતને પૂરી કરવાથી પહેલાં તેમની જરૂરિયાત પૂરી કરતા હતા, ભલે પોતે હાજતમંદ હોય કે ગરીબી કે ભૂખમરામાં હોય.

**સહાબા (રદિ.) ખાસ કરીને અન્સાર (રદિ.)ની સદ્‌વર્તણૂકની અમુક ઘટનાઓ :**

જો કે આયતોની તફસીર માટે ઘટનાઓ વર્ણન કરવાની જરૂર નથી પરંતુ આ ઘટનાઓ દરેક માનવીને માનવતાનો ઉચ્ચ કક્ષાનો પાઠ આપનાર અને જીવનમાં ક્રાંતિ લાવનાર છે તેથી વિવરણકારોએ આ તકે તેની વિગતે ચર્ચા લખી છે, ખાસ કરીને કુર્તુબીએ; એ જ સંદર્ભમાં અત્રે અમુક ઘટનાઓ વર્ણન કરવામાં આવે છે.

તિરમિઝીમાં હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત છે કે એક અન્સારીના ઘરે રાત્રે કોઈ મહેમાન આવી ગયું, તેમની પાસે ફક્ત એટલું ભોજન હતું કે તેઓ પોતે અને તેમના બાળકો ખાઈ શકે, તેમણે પોતાની પત્નીને કહ્યું કે બાળકોને તો કોઈ રીતે સમજાવી પટાવી સૂવાડી દો અને ઘરનો દીવો હોલવી નાંખો, પછી મહેમાનોની સામે ભોજન મૂકીને સામે બેસી જાઓ જેથી મહેમાન એવું સમજે કે અમે પણ ભોજન જમી રહ્યા છે પરંતુ આપણે ખાઈશું નહીં જેથી મહેમાન છૂટથી ભોજન આરોગી શકે. તેના ઉપર આ પ્રસ્તુત આયત يُؤْثِرُوْنَ عَلٰٓى اَنْفُسِهِمْ નાઝિલ થઈ. *(તિરમિઝી)*

તિરમિઝીમાં એક બીજી રિવાયત અબૂહુરયરહ (રદિ.)થી આ નકલ થઈ છે કે એક વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો, મેં વિનંતી કરી કે હું ભૂખથી પરેશાન છું, રસૂલે કરીમ ﷺએ પવિત્ર પત્નીઓમાંથી એકની પાસે ખબર મોકલાવી તો ત્યાંથી જવાબ આવ્યો કે આપણી પાસે તો અત્યારે પાણી સિવાય કંઈ નથી. બીજા પત્ની પાસે સંદેશ પહોંચાડ્યો તો ત્યાંથી પણ એ જ જવાબ આવ્યો, પછી ત્રીજા, ચોથા દરેક ઉમ્મતની માતાઓ (રદિ.)ની પાસે સંદેશો મોકલ્યો અને સૌનો એક જ જવાબ આવ્યો કે પાણી સિવાય આપણી પાસે કંઈ નથી. હવે રસૂલે કરીમ ﷺએ મજલિસમાં હાજરજનોને સંબોધન કર્યું, કોણ છે જે આજે રાત્રે આ વ્યક્તિની મહેમાની કરે. એક અન્સારી (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! હું કરીશ. તે તેમને સાથે લઈ ગયા અને ઘરમાં જઈને પૂછ્યું કે ખાવા માટે શું છે ? તો પત્નીએ કહ્યું કે માત્ર એટલું છે કે આપણા બાળકો ખાઈ શકે. અન્સારી બુઝુર્ગે બાળકોને સૂવડાવી દેવા માટે કહ્યું અને કહ્યું કે

મહેમાનની સામે ખાવું ખાવાનું મૂકી દો અને પોતે સામે બેસી જાઓ પછી ઊઠીને દીવો હોલવી નાંખજો જેથી આપણે ખાતા નથી એવી મહેમાનને જાણ ન થાય. મહેમાને ભોજન જમી લીધું, જ્યારે તેઓ સવારે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા તો તેમણે કહ્યું કે અલ્લાહ તઆલાએ તમારા આ વ્યવહારને જે તમે પાછલી રાતે પોતાના મહેમાનની સાથે કર્યો ખૂબ પસંદ કર્યો.

મહેદીસ્ને એક એવી જ ઘટના એક અન્સારી (રદિ.)ની હઝરત ષાબિત બિન કૈસ (રદિ.)ની સાથે રાત્રે દીવો હોલવીને ખાવું ખવડાવવાની વર્ણન કરી છે અને બધી ઘટનાઓ સાથે રિવાયતમાં એ પણ છે કે પ્રસ્તુત આયત આ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે.

કુશયરીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ કર્યું છે કે સહાબએ કિરામ (રદિ.)માંથી એક બુઝુર્ગે કોઈ વ્યક્તિને એક બકરીનું માથું હદિયા તરીકે આપ્યું, આ બુઝુર્ગે વિચાર કર્યો કે ફલાણો ભાઈ અને તેના બાળકો મારાથી વધારે જરૂરિયાતમંદ છે તે માથું તેમની પાસે મોકલી દીધું અને બીજા સહાબી પાસે પહોંચ્યું તો તેમણે એ જ પ્રમાણે ત્રીજા પાસે અને ત્રીજાએ ચોથા પાસે મોકલી દીધું, એટલે સુધી કે સાત ઘરો ફર્યા પછી માથું મૂળ વ્યક્તિ પાસે જ પાછું આવી ગયું. આ ઘટના ઉપર પ્રસ્તુત આયત નાઝિલ થઈ. આ જ ઘટના ષુઅ્લબી (રહ.)એ પણ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે.

મુઅત્તા ઈમામ માલિક (રહ.)માં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે એક મિસ્કીને તેમને સવાલ કર્યો, તેમના ઘરમાં માત્ર એક રોટલી હતી અને તે દિવસે તેમનો રોઝો હતો, તેમણે પોતાની ખાદિમાને કહ્યું કે આ રોટલી તેને આપી દો, ખાદિમાએ કહ્યું કે જો એ આપી દેવામાં આવશે તો સાંજે તમારા ઈફતાર કરવા માટે કોઈ વસ્તુ રહેશે નહીં. હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ કહ્યું કે તો પણ આપી દો. ખાદિમા કહે છે કે જ્યારે સાંજ થઈ તો એક એવા વ્યક્તિએ જેના તરફથી હદિયો આપવાનો કોઈ રિવાજ ન હતો એક તંદુરસ્ત બકરી તળેલી આવી અને તેનો માંસ ઉપરથી આટા અને મેદાથી લોથેલો હતો જે અરબસ્તાનમાં સૌથી શ્રેષ્ઠ વાનગી સમજવામાં આવતી હતી; તેમની પાસે હદિયા સ્વરૂપે પહોંચાડવામાં આવી. હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ખાદિમાને બોલાવી કે આવો ! આ ખાઈ લો, આ તમારી તે રોટલી કરતાં વધારે ઉત્તમ છે.

નસાઈએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની ઘટના નકલ કરી છે કે તેઓ બીમાર હતા અને દ્રાક્ષ ખાવાનું મન થયું, તેમના માટે એક દિરહમમાં દ્રાક્ષનો એક લુમખો ખરીદી લાવવામાં આવ્યો, અચાનક એક મિસ્કીન આવી ગયો અને સવાલ કર્યો. તેમણે કહ્યું, આ દ્રાક્ષનો લુમખો તેમને આપી દો, હાજરજનોમાંથી એક વ્યક્તિ છાની રીતે તેની પાછળ ગયો અને દ્રાક્ષ તે મિસ્કીન પાસેથી ખરીદીને ફરી ઈબ્ને ઉમર (રદિ.)ની સેવામાં રજુ કરી પરંતુ તે સવાલ કરનારો ફરી પાછો આવ્યો અને સવાલ કર્યો તો હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ ફરી તેને આપી દીધો, ફરી કોઈ વ્યક્તિ છાની રીતે પાછળ ગયો અને એક દિરહમ આપીને તે લુમખો ખરીદી લાવ્યા અને હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર કર્યો, તે સવાલ કરનારો ફરી આવવા ઈચ્છતો હતો પરંતુ લોકોએ અટકાવી દીધો. હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને જો એ ખબર હોત કે આ તે જ દ્રાક્ષનો લુમખો છે જે તેમણે સદકહમાં આપી દીધો હતો તો તેમણે તે કદાપિ ખાધો ન હોત પરંતુ તેમને એવો વિચાર આવ્યો કે લાવનારો બજારથી લાવ્યો છે એટલા માટે તેનો ઉપયોગ કરી લીધો.

ઈબ્ને મુબારક (રહ.)એ પોતાની સનદ સાથે રિવાયત કરી છે કે એક વખતે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ચારસો દીનાર એક થેલીમાં ભરીને થેલી ગુલામને સોંપી કે અબૂઉબયદહ બિન જર્રાહ (રદિ.)ની પાસે લઈ જાઓ કે આ હદિયો છે સ્વીકારીને પોતાની જરૂરિયાતમાં ખર્ચ કરો અને ગુલામને સૂચના આપી કે હદિયો આપ્યા પછી થોડો સમય ઘરમાં થોભજે અને એવી ખબર રાખજે કે અબૂઉબયદહ (રદિ.) આ રકમનું શું કરે છે ? ગુલામે સૂચના પ્રમાણે આ થેલી હઝરત અબૂઉબયદહ (રદિ.)ની સેવામાં સોંપી દીધી અને થોડીવાર થોભ્યો. અબૂઉબયદહ (રદિ.)એ થેલી લઈને કહ્યું કે અલ્લાહ તઆલા તેમને એટલે કે ઉમર બિન ખત્તાબ (રદિ.)ને આનો બદલો આપે અને તેમના ઉપર રહેમ કરે અને તે જ સમયે પોતાની બાંદીને કહ્યું કે લ્યો, આ સાત ફલાણા વ્યક્તિને, પાંચ ફલાણા વ્યક્તિને આપી આવો, એટલે સુધી કે પૂરેપૂરા ચારસો દીનાર તે જ સમયે વહેંચી દીધા.

ગુલામે પાછા આવીને ઘટના કહી સંભળાવી, હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ એવી જ રીતે ચારસો દીનારની એક બીજી થેલી તૈયાર કરી અને

ગુલામને આપીને સૂચના આપી કે મઆઝ બિન જબલ (રદિ.)ની પાસે જાઓ અને ત્યાં પણ જુઓ તેઓ શું કરે છે ? તે ગુલામ લઈ ગયો, તેમણે થેલી લઈને હઝરત ઉમર (રદિ.)ના હકમાં દુઆ આપી, رَحِمَهُ اللّٰهُ وَوَصَلَهُ એટલે કે અલ્લાહ તેમના ઉપર રહેમ કરે અને તેમને સારો બદલો આપે અને તેઓ પણ થેલી લઈને તરત વહેંચવા માટે બેસી ગયા અને તેના ઘણા બધા હિસ્સા કરીને અનેક ઘરોએ પહોંચાડતા રહ્યા. હઝરત મઆઝ (રદિ.)ની પત્ની આ બધું જોતી હતી, છેલ્લે બોલી કે આપણે પણ તો મિસ્કીન જ છીએને, આપણને પણ કંઈક મળવું જોઈએ, તે સમયે થેલીમાં બે દીનાર રહી ગયા હતા તે તેમણે તેમને આપી દીધા. ગુલામ આ જોઈને પાછો ફર્યો અને હઝરત ઉમર (રદિ.)ને વર્ણન કર્યું તો તેમણે કહ્યું કે આ બધા ભાઈ ભાઈ છે અને તેમના બધાનો સ્વભાવ સરખો છે.

હુઝયફા અદી (રદિ.) કહે છે કે હું જંગે યરમૂકમાં મારા પિત્રાઈ ભાઈને શહીદોની લાશોમાં શોધવા માટે નીકળ્યો અને થોડું પાણી સાથે લાવ્યો હતો કે જો તેમનામાં કંઈક પ્રાણ બાકી હોય તો પાણી પીવાડીશ, તેમની પાસે પહોંચ્યો તો જિંદગીની કંઈક આછી પાતળી ઝલક બાકી હતી, મેં કહ્યું કે શું તમને પાણી પીવડાવું ? ઈશારાથી કહ્યું કે હા ! પરંતુ તરત જ બાજુમાંથી એક બીજા શહીદનો અવાજ આવ્યો, આહ ! આહ ! તો મારા ભાઈએ કહ્યું કે આ પાણી તેમને આપી દો, તેમની પાસે પહોંચ્યો અને પાણી આપવા ઈચ્છ્યું તો ત્રીજા વ્યક્તિનો અવાજ આવ્યો તો તેમણે પણ તે ત્રીજાને આપી દેવા માટે કહ્યું, એ જ પ્રમાણે એક પછી એક સાત શહીદોની સાથે આ જ ઘટના બની, જ્યારે સાતમાં શહીદ પાસે પહોંચ્યો તો તે દમ તોડી ચૂક્યા હતા, ત્યાંથી પોતાના ભાઈ પાસે પહોંચ્યા તો તેઓ પણ અલ્લાહની રહમતમાં પહોંચી ચૂક્યા હતા.

આ અમુક ઘટનાઓ છે જેમાંથી અમુક અન્સારની છે અમુક મુહાજિરોની છે જેના વિશે કહેવામાં આવ્યું છે કે આ "આયતે ઈષાર" આ ઘટનામાં નાઝિલ થઈ પરંતુ તેમાં કોઈ વિરોધાભાસ કે મતભેદ નથી કારણ કે જે રીતેની ઘટનામાં એક આયત નાઝિલ થઈ ચૂકી છે જો એ જ પ્રમાણેની બીજી કોઈ ઘટના બને તો એવું કહેવામાં આવે છે કે તેના સંદર્ભમાં આ આયત નાઝિલ થઈ છે અને હકીકત એ છે કે આ બધી જ ઘટનાઓ આયતો ઊતરવાનું કારણ હોઈ શકે છે.

**એક શંકાનો જવાબ :**

સહાબા (રદિ.)ની હમદર્દી અને ઈષારની ઘટનાઓ જે ઉપર વર્ણન થઈ છે તેના ઉપર એક શંકા હદીષની રિવાયતોથી એ થાય છે કે રસૂલે કરીમ ﷺએ પોતાનો સમગ્ર માલ સદકહ કરી દેવાની મનાઈ કરી છે જેમકે એક હદીષમાં છે કે એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺની સેવામાં એક ઈંડા જેટલો સોનાનો ટૂકડો સદકહ માટે રજુ કર્યો તો આપ ﷺએ તેને તેના જ તરફ ફેંકીને કહ્યું કે તમારામાંથી અમુક લોકો પોતાનો બધો માલ સદકહ કરવા માટે લઈ આવે છે પછી મોહતાજ થઈને લોકો પાસે ભીખ માંગે છે.

આ શંકાનો જવાબ આ જ રિવાયતોથી એ નીકળે છે કે લોકોની પરિસ્થિતિઓ ભિન્ન ભિન્ન હોય છે, દરેક પરિસ્થિતિનો હુકમ અલગ અલગ છે, સંપૂર્ણ માલ સદકહ કરી દેવાની મનાઈ તે લોકો માટે છે જેઓ પાછળથી ગરીબી અને ભૂખમરા ઉપર સબ્ર ન કરી શકે અને પોતાના સદકહ કરેલા ઉપર પસ્તાવો કરે અથવા પછી લોકો પાસે ભીખ માંગવા મજબૂર થઈ જાય અને તે લોકો કે જેઓ દૃઢ નિર્ધારવાળા અને હિંમતવાળા હોય છે, તેમની વેઠવાની પરિસ્થિતિ એવી હોય છે કે બધું ખર્ચ કરી નાંખ્યા પછી તેમને ગરીબી કે ભૂખમરાથી કોઈ પરેશાની ન થાય બલકે હિંમત સાથે તેના ઉપર સબ્ર કરી શકતા હોય તો તેમના માટે બધો માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરી નાંખવો જાઈઝ છે, જેમકે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ એક જિહાદના ચંદામાં પોતાનો બધો માલ રજુ કરી દીધો હતો તેના જ પ્રતિબિંબ સ્વરૂપે આ ઘટનાઓ છે જે આ સ્થળે વર્ણન થઈ છે, આ લોકોએ પોતાના બાળબચ્ચાંને પણ આ જ સબ્ર અને હિંમતના મજબૂત નમૂના બનાવ્યા હતા તેથી તેમાં તેમનો પણ કોઈ હક મરાઈ જવાની શંકા ન હતી, જો માલ પોતે તે સંતાનોના કબ્જામાં હોત તો તેઓએ પણ એવું જ કર્યું હોત. *(કુર્તુબી)*

**મુહાજિર (રદિ.) તરફથી અન્સાર (રદિ.)ની હમદર્દીઓનો બદલો :**

દુનિયામાં કોઈ સામૂહિક કામ એક તરફી હમદર્દી અથવા કુર્બાનીથી કાયમ નથી રહી શકતું જ્યાં સુધી કે બંને બાજુથી એ જ પ્રમાણેનો વ્યવહાર ન હોય, તેથી રસૂલે કરીમ ﷺએ જેમકે એ બાબતનું પ્રોત્સાહન આપ્યું છે કે મુસલમાનો પરસ્પર એકબીજાને હદિયો આપીને એકબીજાની મહોબ્બત વધાર્યા

કરે એ જ પ્રમાણે જેમને હદિયો આપવામાં આવ્યો છે તેમને પણ એવી તા'લીમ આપી કે તમે પણ હદિયો આપનારના અહેસાનનો બદલો ચૂકવો, જો આર્થિક છૂટછાટ અલ્લાહ તઆલા આપી દે તો માલથી નહિતર દુઆથી તે બદલો ચૂકવો, નફ્ફટાઈ સાથે કોઈના અહેસાનનો ભાર માથા ઉપર લેવો શરાફત અને ખાનદાનીના વિરુદ્ધ છે.

મુહાજિર (રદિ.)ના મામલામાં અન્સાર (રદિ.)એ ઘણી હમદર્દીથી અને કુરબાનીઓથી કામ લીધું, પોતાના મકાનો, દુકાનો, કારોબાર, જમીન અને જાયદાદમાં તેમને ભાગીદાર કરી લીધા પરંતુ જ્યારે અલ્લાહ તઆલાએ તે મુહાજિરોને છૂટછાટ આપી તો તેમણે પણ અન્સારોના અહેસાનો ચૂકવવામાં કોઈ કચાસ ન રાખી.

કુર્તુબીએ સહીહેનના હવાલાથી હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત કરી છે કે જ્યારે મક્કાના મુહાજિરો મક્કાથી મદીના તય્યિબહ આવ્યા તો તેમના હાથમાં કંઈ ન હતું મદીનાના અન્સારો જમીન જાયદાદવાળા હતા. અન્સારોએ તે લોકોની દરેક વસ્તુ અડધી અડધી વહેંચી દીધી, પોતાના બગીચાઓના અડધા ફળો દર વર્ષે આપવા લાગ્યા અને હઝરત અનસ (રદિ.)ની વાલિદહ ઉમ્મે સલીમ (રદિ.)એ પોતાના ખજૂરના અમુક ઝાડો રસૂલે કરીમ ﷺને આપી દીધા હતા જે રસૂલે કરીમ ﷺએ ઉસામા બિન ઝૈદ (રદિ.)ની વાલિદહ ઉમ્મે અયમન (રદિ.)ને આપી દીધા.

ઈમામ ઝહરી (રદિ.) કહે છે કે મને હઝરત અનસ બિન માલિક (રદિ.)એ ખબર આપી કે રસૂલે કરીમ ﷺ જ્યારે ખયબરની જિહાદથી સફળતા સાથે ફારેગ થઈને મદીના તય્યિબહ પાછા આવ્યા (આ ગઝ્વહમાં મુસલમાનોને ગનીમતનો માલ ખૂબ મોટા પ્રમાણમાં હાથ લાગ્યો હતો) તો બધા મુહાજિરોએ અન્સાર (રદિ.)ના બધા જ અહેસાનોનો હિસાબ કરીને તેમને પરત કરી દીધા અને રસૂલે કરીમ ﷺએ મારી વાલિદહના ઝાડ ઉમ્મે અયમન (રદિ.) પાસેથી લઈને તેમને પાછા આપી દીધા અને તેના બદલે ઉમ્મે અયમન (રદિ.)ને પોતાના બાગમાંથી ઝાડ આપ્યા.

وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ અન્સાર (રદિ.)ની હમદર્દી

અને અલ્લાહના માર્ગમાં બધું જ કુરબાન કરવાનું વર્ણન કર્યા પછી સામાન્ય નિયમ વર્ણન કર્યો કે જે લોકો પોતાના નફ્સને બખીલાઈથી બચાવી લે તો અલ્લાહ નજીક તેઓ જ સફળતા પામનારા છે. શબ્દ شُحّ (શુહ્હ) અને بُخل (બુખ્લ) લગભગ સમાનાર્થી છે. શબ્દ "શુહ્હ"માં અમુક અતિશયોક્તિ છે જે ખૂબ સખત બખીલાઈને કહેવામાં આવે છે. "બુખ્લ અને શુહ્હ" જો વાજિબ હકોમાં કરવામાં આવે ભલે તે અલ્લાહ તઆલાનો હક હોય જેમકે ઝકાત, સદકએ ફિત્ર, ઉશ્ર, કુરબાની વગેરે કે તેની અદાયગીમાં બખીલાઈના કારણે બેદરકારી દાખવે અથવા માણસના વાજિબ હકો હોય જેમકે બાળબચ્ચાંઓની પરવરિશ અથવા જરૂરિયાતમંદ માતા પિતા અને રિશ્તેદારોનું વાજિબ ભરણ પોષણ વગેરે, જે બખીલાઈ આ વાજિબ હકોની અદાયગીથી અટકાવે તે સદંતર હરામ છે અને જે કંજૂસાઈ મુસ્તહબ અમલો અને ભરણ પોષણની ફઝીલતોથી અટકાવે તે મકરૂહ અને નીંદનીય છે અને જે બખીલાઈ માત્ર રિવાજી વસ્તુઓમાં ખર્ચ કરવાથી અટકાવે તે શરઈ રીતે કંજૂસી નથી.

કંજૂસાઈ અને બીજાઓ ઉપર ઈર્ષ્યા કરવી એવી નીંદનીય આદતો છે કે કુર્આન અને હદીષમાં તેની ઘણી ટીકા આવી છે અને જો તેનાથી બચી જાય તો તેના માટે ઘણી મોટી ખુશખબરી છે. અન્સાર (રદિ.)ની જે સિફતો અત્રે વર્ણન થઈ છે તેનામાં તેમનું કંજૂસાઈ અને ઈર્ષ્યાથી પાક હોવું સ્પષ્ટ છે.

**કીનો (કપટ) અને ઈર્ષ્યાથી પાક હોવું જન્નતી હોવાની નિશાની છે**

ઈબ્ને કષીર (રહ.)એ ઈમામ અહમદના હવાલાથી હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે,

*"અમે રસૂલે કરીમ ﷺની સાથે બેઠા હતા, આપ ﷺએ કહ્યું કે હમણા તમારી સામે એક વ્યક્તિ આવનારો છે જે જન્નતીઓમાંથી છે તેથી એક અન્સારી આવ્યા જેમની દાઢીએથી તાજા વુઝૂના ટીપાં ટપકી રહ્યા હતા અને ડાબા હાથમાં પોતાની મોજડીઓ પકડેલી હતી. બીજા દિવસે પણ એવી જ ઘટના બની અને તે જ વ્યક્તિ એવી જ હાલતમાં સામે આવ્યા, ત્રીજા દિવસે પણ એવી જ ઘટના બની અને તે જ વ્યક્તિ પોતાની પ્રસ્તુત પરિસ્થિતિમાં દાખલ થયા, જ્યારે રસૂલે કરીમ ﷺ મજલિસમાંથી ઊઠી ગયા તો હઝરત*

અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)એ તે વ્યક્તિનો પીછો કર્યો (જેથી તેમના જન્નતવાળા હોવાનું રહસ્ય જાણે) અને તેમને કહ્યું કે મેં કોઈ ઝઘડાની કસમ ખાઈ લીધી છે કે ત્રણ દિવસ સુધી મારા ઘરે જઈશ નહીં, જો તમે યોગ્ય સમજો તો ત્રણ દિવસ મને તમારા ત્યાં રહેવાની જગ્યા આપો, તેમણે મંજૂર કરી લીધું. અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)એ ત્રણ રાતો તેમની સાથે પસાર કરી તો જોયું કે રાત્રે તહજ્જુદ માટે ઊઠતા ન હતા અલબત્ત જ્યારે સૂવા માટે બિસ્તર ઉપર જતા તો કંઈક અલ્લાહનો ઝિક્ર કરતા હતા પછી સવારની નમાઝ માટે ઊઠી જતા હતા. અલબત્ત આ સંપૂર્ણ સમયમાં મેં તેમની જીભથી ભલાઈના વાક્યો સિવાય કોઈ બીજી વાત સાંભળી નહીં, જ્યારે ત્રણ રાતો પસાર થઈ ગઈ અને નિકટ હતું કે મારા દિલમાં તેમની પ્રવૃત્તિની તુચ્છતા પેદા થાય ત્યારે મેં તેમના ઉપર મારું રહસ્ય ખોલી નાંખ્યું કે અમારા ઘેર કોઈ ઝઘડો થયો ન હતો પરંતુ હું રસૂલે કરીમ ﷺ પાસેથી ત્રણ દિવસ સુધી એવું સાંભળતો રહ્યો કે તમારી પાસે એક એવો વ્યક્તિ આવનારો છે જે જન્નતવાળાઓમાંથી છે અને ત્યાર પછી ત્રણે દિવસ તમે જ આવતા રહ્યા તેથી મેં ઈચ્છયું કે હું તમારી સાથે રહીને જોઉં કે તમારો તે કયો અમલ છે જેના કારણે તમને આ શ્રેષ્ઠતા પ્રાપ્ત થઈ પરંતુ આશ્ચર્યની વાત છે કે મેં તમને કોઈ મોટો અમલ કરતા જોયા નથી તો તે શું વસ્તુ છે જેણે તમને આ દરજ્જાએ પહોંચાડ્યા, તેમણે કહ્યું, મારી પાસે તો એના સિવાય કોઈ અમલ નથી જે તમે જોયા છે. હું આ સાંભળીને પાછો આવવા લાગ્યો તો મને બોલાવીને કહ્યું કે હા ! એક વાત છે કે હું મારા દિલમાં કોઈ મુસલમાન પ્રત્યે કીનો કે બુરાઈ રાખતો નથી અને કોઈના ઉપર અદેખાઈ નથી કરતો જેને અલ્લાહે કોઈ ભલાઈની વસ્તુ આપી હોય. અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.)એ કહ્યું, બસ આ જ તે ગુણ છે જેણે તમને આ ઉચ્ચ સ્થાન અર્પણ કર્યું છે. ઈબ્ને કષીરે આ ઘટના નકલ કરીને લખ્યું છે કે આને નસાઈએ પણ "અમલુલ્ યવ્મ વલ્લયલ"માં નકલ કર્યું છે અને તેની સનદ સહીહ છે."

**મુહાજિર અને અન્સાર પછી સામાન્ય ઉમ્મતના મુસલમાન :**

وَالَّذِيْنَ جَآءُوْا مِنْۢ بَعْدِهِمْ.. આ આયતના ભાવાર્થમાં સહાબએ કિરામ મુહાજિર અને અન્સાર (રદિ.) પછી પેદા થનાર કયામત સુધીના મુસલમાનો

સામેલ છે અને આ આયતથી તે સૌને ફઈના માલના હકદાર ઠરાવવામાં આવ્યા છે. આ જ કારણ હતું કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ દુનિયાના મોટા પ્રદેશો ઈરાક, સિરીયા, ઈજિપ્ત વગેરે ફતેહ કર્યું તો તેમની જમીનોને ગનીમતમાં વહેંચ્યું નહીં બલકે તેને આગળ આવનારી પેઢીઓ માટે જાહેર વકફ રાખ્યું કે તેની આવક ઈસ્લામી બયતુલ માલમાં આવતી રહે અને તેનાથી કયામત સુધી આવનાર મુસલમાનો લાભ ઉઠાવી શકે. અમુક સહાબએ કિરામ (રદિ.)એ જ્યારે તેમને જીતેલી જમીનોની વહેંચણીનો સવાલ કર્યો તો તેમણે આ જ આયતનો હવાલો આપીને કહ્યું કે જો મારી સામે આવનારી પેઢીઓનો મા'મલો ન હોત તો હું પ્રદેશ ફતેહ કરત અને તેની બધી જમીનોને ગનીમતમાં વહેંચી આપત જેમકે રસૂલે કરીમ ﷺએ ખયબરની જમીનોની વહેંચણી કરી હતી. જો આ બધી જમીનો હાલના મુસલમાનોમાં વહેંચાઈ ગઈ તો આવનારા મુસલમાનો માટે શું બાકી રહેશે !

*(રવાહુ માલિક, કુર્તુબી)*

**ઉમ્મત હક ઉપર હોવાની ઓળખ દિલમાં સહાબએ કિરામ (રદિ.)ની મહોબ્બત અને સન્માન છે :**

આ સ્થળે અલ્લાહ તઆલાએ સમગ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને ત્રણ વર્ગોમાં વહેંચ્યા; મુહાજિરો, અન્સાર અને બાકી સમગ્ર ઉમ્મત. મુહાજિર અને અન્સારના ખાસ ગુણ લક્ષણો અને તેમની શ્રેષ્ઠતા પણ આ સ્થળે વર્ણન કરી પરંતુ બાકી ઉમ્મતની શ્રેષ્ઠતા અને વિશેષતા તથા ગુણ લક્ષણોમાંથી માત્ર એક વસ્તુ એવી બતાવી કે તેઓ સહાબએ કિરામ (રદિ.)ના ઈમાનમાં અગ્રક્રમે હોવાનું તથા ઈમાન આપણા સુધી પહોંચાડવાનું માધ્યમ હોવાનું જાણે અને ઓળખે અને સૌના માટે મગફિરતની દુઆ કરે અને પોતાના માટે આ દુઆ કરે કે અમારા દિલોમાં કોઈ મુસલમાનથી કીનો અને નફરત ન રહે.

આથી જાણ થઈ કે સહાબએ કિરામ (રદિ.) પછી જેટલા મુસલમાન છે તેમનું ઈમાન અને ઈસ્લામ કબૂલ થવા અને છુટકારો પામવા માટે એ શરત છે કે તેઓ સહાબએ કિરામ (રદિ.)ની ઈજ્જત અને મહોબ્બત પોતાના દિલોમાં રાખતા હોય અને તેમના માટે દુઆ કરતા હોય જેમાં આ શરત જોવા નથી મળતી તે મુસલમાન કહેવાડવાના પાત્ર નથી તેથી હઝરત મુશઅબ બિન સઅદ

(રદિ.)એ ફરમાવ્યું કે ઉમ્મતના બધા મુસલમાનો ત્રણ વર્ગોમાં છે તેમાંથી બે વર્ગો તો પસાર થઈ ચૂક્યા, મુહાજિર અને અન્સાર; હવે માત્ર એક વર્ગ બાકી રહી ગયો એટલે કે જે સહાબએ કિરામ (રદિ.) સાથે મહોબ્બત રાખે, તેમની મોટાઈને ઓળખે અને જો તમારે ઉમ્મતમાં કોઈ સ્થાન પામવું હોય તો આ જ ત્રીજા વર્ગમાં સામેલ થઈ જાઓ.

હઝરત હુસૈન (રદિ.)ને કોઈએ હઝરત ઉસ્માન ગની (રદિ.) વિશે સવાલ કર્યો (જ્યારે કે તેમની શહાદતની ઘટના બની ચૂકી હતી) તો તેમણે સવાલ કરનારને પૂછ્યું કે તમે મુહાજિરીનમાંથી છો ? તેમણે ઈન્કાર કર્યો, પછી પૂછ્યું કે અન્સારમાંથી છો ? તેમણે તેનો પણ ઈન્કાર કર્યો તો કહ્યું કે બસ હવે ત્રીજી આયત اَلَّذِيْنَ جَآءُوْ مِنْۢ بَعْدِهِمْ... ની રહી ગઈ, જો તમે ઉસ્માન ગની (રદિ.)ની શા'નમાં શંકા પેદા કરવા ઈચ્છતા હોય તો આ વર્ગમાંથી પણ નીકળી જશો.

કુર્તુબીએ ફરમાવ્યું કે આ આયત એ બાબતની દલીલ છે કે સહાબએ કિરામ (રદિ.)ની મહોબ્બત આપણા ઉપર વાજિબ છે. હઝરત ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ કોઈ સહાબી (રદિ.)નું બુરું કહે અથવા તેમના વિશે બુરાઈની ધારણા રાખે તેને મુસલમાનોના ફઈના માલમાંથી કોઈ હિસ્સો મળશે નહીં. પછી આ જ આયતથી દલીલ કરી અને કારણ કે ફઈના માલમાં દરેક મુસલમાનનો હિસ્સો છે તો જેનો તેમાં હિસ્સો ન રહ્યો તેનો ઈસ્લામ અને તેનું ઈમાન શંકાસ્પદ બની ગયું.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ બધા મુસલમાનોને હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના સહાબા (રદિ.) માટે મગફિરતની દુઆ કરવાનો હુકમ આપ્યો જ્યારે કે અલ્લાહ તઆલાના જ્ઞાનમાં હતું કે તેમનામાં પરસ્પર યુદ્ધના ફિત્ના પણ પેદા થશે (એટલા માટે કોઈ મુસલમાનનું સહાબા રદિ.ના મતભેદોના કારણે તેમનાથી બદગુમાન થવું નાજાઈઝ છે).

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું કે મેં તમારા નબીએ કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે આ ઉમ્મત એ સમય સુધી નાશ પામશે નહીં જ્યાં સુધી તેમના આગલા લોકો ઉપર લા'નત અને ફિટકાર વરસાવવામાં આવશે નહીં.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે જ્યારે તમે જુઓ કે કોઈ વ્યક્તિ સહાબી (રદિ.)ને બુરું કહે છે તો તેને કહો કે જે તમારામાંથી સૌથી

વધારે બુરો છે તેના ઉપર અલ્લાહ તઆલાની લા'નત. આ દેખીતું છે કે જે વ્યક્તિ બુરાઈ કરી રહ્યો છે તેનાથી વધારે બુરા તો સહાબા (રદિ.) હોઈ શકતા નથી. ખુલાસો એ છે કે સહાબા (રદિ.)માંથી કોઈને બુરું કહેવું લા'નતનું કારણ છે.

અવામ બિન હુશબ (રદિ.) ફરમાવે છે કે મેં આ ઉમ્મતના પ્રથમ લોકોને એ વાત ઉપર કાયમ અને મજબૂત જોયા છે કે તેઓ લોકોને એવી તાકીદ કરતા હતા કે સહાબએ કિરામ (રદિ.)ની શ્રેષ્ઠતા અને તેમના વખાણ કર્યા કરો જેથી લોકોના દિલોમાં તેમની મહોબ્બત પેદા થાય અને તેઓના પરસ્પરના મતભેદો અને વિરોધ વંટોળ જે એમની વચ્ચે થયો હતો તેનું વર્ણન ન કરો જેનાથી લોકોની હિંમત વધી જાય (અને તેઓ બેઅદબ થઈ જાય)

*(આ બધી રિવાયતો તફસીરે કુર્તુબીમાંથી લેવામાં આવી છે)*

## આયતો : (સૂરએ હશ્ર : આયત નં. ૧૧ થી ૧૭)

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نَافَقُوْا يَقُوْلُوْنَ لِاِخْوَانِهِمُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ
الْكِتٰبِ لَئِنْ اُخْرِجْتُمْ لَنَخْرُجَنَّ مَعَكُمْ وَلَا نُطِيْعُ فِيْكُمْ اَحَدًا اَبَدًا ۙ وَّاِنْ
قُوْتِلْتُمْ لَنَنْصُرَنَّكُمْ ۭ وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ۝۱۱ لَئِنْ اُخْرِجُوْا لَا يَخْرُجُوْنَ
مَعَهُمْ ۚ وَلَئِنْ قُوْتِلُوْا لَا يَنْصُرُوْنَهُمْ ۚ وَلَئِنْ نَّصَرُوْهُمْ لَيُوَلُّنَّ الْاَدْبَارَ ۣ
ثُمَّ لَا يُنْصَرُوْنَ ۝۱۲ لَاَنْتُمْ اَشَدُّ رَهْبَةً فِيْ صُدُوْرِهِمْ مِّنَ اللّٰهِ ۭ ذٰلِكَ بِاَنَّهُمْ
قَوْمٌ لَّا يَفْقَهُوْنَ ۝۱۳ لَا يُقَاتِلُوْنَكُمْ جَمِيْعًا اِلَّا فِيْ قُرًى مُّحَصَّنَةٍ اَوْ مِنْ
وَّرَاۗءِ جُدُرٍ ۭ بَاْسُهُمْ بَيْنَهُمْ شَدِيْدٌ ۭ تَحْسَبُهُمْ جَمِيْعًا وَّقُلُوْبُهُمْ شَتّٰى ۭ ذٰلِكَ
بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُوْنَ ۝۱۴ۚ كَمَثَلِ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ قَرِيْبًا ذَاقُوْا وَبَالَ
اَمْرِهِمْ ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۝۱۵ۚ كَمَثَلِ الشَّيْطٰنِ اِذْ قَالَ لِلْاِنْسَانِ اكْفُرْ ۚ
فَلَمَّا كَفَرَ قَالَ اِنِّيْ بَرِيْۗءٌ مِّنْكَ اِنِّيْٓ اَخَافُ اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ ۝۱۶ فَكَانَ
عَاقِبَتَهُمَآ اَنَّهُمَا فِي النَّارِ خَالِدَيْنِ فِيْهَا ۭ وَذٰلِكَ جَزٰۗؤُا الظّٰلِمِيْنَ ۝۱۷ۧ

**તરજુમો :**

*શું તમે તે લોકોને જોયા નથી જેઓ દગાબાજ છે પોતાના ભાઈઓને કહે છે કે જેઓ અહલે કિતાબમાંથી કાફિર છે કે જો તમને કોઈ કાઢી મૂકશે તો અમે પણ તમારી સાથે નીકળી જઈશું અને તમારા વિશે ક્યારેય કોઈનું કહ્યું માનીશું નહીં અને જો તમારાથી લડાઈ થઈ તો અમે તમારી મદદ કરીશું; અને અલ્લાહ ગવાહી આપે છે કે તેઓ જૂઠા છે. (૧૧) અને જો તેઓ કાઢી મૂકવામાં આવે તો આ તેમની સાથે નીકળવાના નથી અને જો તેમની સાથે લડાઈ થઈ તો આ તેમની મદદ કરશે નહીં અને જો મદદ કરશે તો પીઠ ફેરવીને નાસી છૂટશે, પછી ક્યાંય મદદ પામશે નહીં. (૧૨) અલબત્ત તેમના દિલોમાં અલ્લાહના ડર કરતાં તમારો ડર વધારે છે, આ એટલા માટે કે તે લોકો સમજ ધરાવતા નથી. (૧૩) સૌ મળીને તમારી સાથે લડી શકશે નહીં પરંતુ વસ્તીઓના કોટમાં અથવા દિવાલોની ઓથમાં, તેમની લડાઈ માંહોમાંહે સખત છે, તમે સમજો છો કે તેઓ ભેગા છે અને તેમના દિલ અલગ અલગ થઈ રહ્યા છે, આ એટલા માટે કે તે લોકો બુદ્ધિ રાખતા નથી. (૧૪) જેવા કિસ્સા તેમનાથી અગાઉના લોકોના થઈ ચૂક્યા છે નિકટમાં જ તેમણે પોતાના કામની સજા પામી અને તેમના માટે કષ્ટદાયક અઝાબ છે. (૧૫) જેવો કિસ્સો શયતાનનો કે જ્યારે માણસને કહે કે તું ઈન્કારી થઈ જા, પછી જ્યારે તે ઈન્કારી થઈ ગયો તો કહે હું તારાથી અલગ છું, હું અલ્લાહથી ડરું છું જે સમગ્ર વિશ્વનો પરવરદિગાર છે. (૧૬) પછી બંનેનું પરિણામ એ જ છે કે તેઓ બંને આગમાં છે, તેમાં જ હંમેશા રહેશે અને આ જ અત્યાચારીઓની સજા છે. (૧૭)*

**તફસીર :**

શું તમે તે મુનાફિકો (એટલે કે અબ્દુલ્લાહ બિન ઉબય વગેરે)ની હાલત નથી જોઈ કે પોતાના (સહધર્મી) ભાઈઓને કે જે અહલે કિતાબ કાફિરો છે (એટલે કે બનુનઝીરને) કહે છે (એટલે કે એવું કહેતો હતો, કારણ કે આ સૂરત બનુનઝીરના દેશનિકાલા પછી નાઝિલ થઈ છે. —રૂહ) કે ખરેખર (અમે દરેક હાલતમાં તમારી સાથે છે બસ) જો તમને (પોતાના વતનમાંથી બળજબરીએ)

કાઢવામાં આવશે તો અમે (પણ) તમારી સાથે (પોતાના વતનથી) નીકળી જઈશું અને તમારા વિશે અમે ક્યારેય કોઈનું કહ્યું માનીશું નહીં (એટલે કે અમને ભલે કોઈ ગમે એવું સમજાવે કે દેશનિકાલા અને લડાઈમાં તમારો સાથ ન આપીએ પરંતુ અમે તેમની વાતો માનીશું નહી) અને જો તમારી સાથે કોઈને લડાઈ થાય તો અમે તમારી મદદ કરીશું અને અલ્લાહ ગવાહ છે કે તેઓ બિલકુલ જૂઠા છે (આ તો તેમના જૂઠા હોવાનું ટૂંકમાં વર્ણન હતું, આગળ વિગતવાર આવ્યું છે કે) ખરેખર જો અહલે કિતાબને કાઢી મૂકવામાં આવે તો આ (મુનાફિકો) તેમની સાથે નીકળશે નહીં અને જો તેમની સાથે લડાઈ થઈ તો આ તેમની મદદ કરશે નહીં અને જો (માની લો કે) તેમની મદદ પણ કરી (અને લડાઈમાં સામેલ પણ થયા) તો પીઠ ફેરવીને નાસી છૂટશે, પછી (તેમના નાસી છૂટ્યા પછી) તેઓની (અહલે કિતાબની) કોઈ મદદ થશે નહીં (એટલે કે જેઓ મદદગાર હતા તે તો નાસી છૂટ્યા અને બીજા પણ કોઈ સહાયક હશે નહીં, બસ તેઓ અંતે પરાજિત અને અપમાનિત થશે. મતલબ કે મુનાફિકોનો જે સ્વાર્થ છે કે પોતાના તે ભાઈઓ ઉપર કોઈ આફત ન આવવા દે તેમાં દરેક પ્રકારની નિષ્ફળતા રહેશે, તેથી એવું જ થયું કે જ્યારે અંતે બનુનઝીર કાઢી મૂકવામાં આવ્યા તો મુનાફિકો તેમની સાથે નીકળ્યા નહીં અને જ્યારે તેમનો ઘેરાવ કરવામાં આવ્યો જેમાં યુદ્ધની સંભાવના હતી તો તેમાં તેમણે કોઈ મદદ કરી નહીં અને પછી ઘટના બન્યા પછી આવું કહેવું ....لَئِنۡ اُخۡرِجۡتُمۡ જે હવે પછી બનવા ઉપર દલીલ કરે છે, યા તો મક્કામાં બનેલ ઘટનાનો ચિતાર આપે છે જેથી તેમની વાયદાખિલાફી અને તેમનું જૂઠા હોવું સારી પેઠે સામે આવી જાય અને હવે પછી જે સાથ દેવાની કોઈ સંભાવના હોય તેનો પણ નકાર થઈ જાય, આગળ આ સાથ ન દેવાનું કારણ બતાવવામાં આવે છે કે) બેશક ! તમારા લોકોનો ડર તેઓના (મુનાફિકોના) દિલોમાં અલ્લાહથી પણ વધારે છે (એટલે કે ઈમાનના દા'વાથી જે તેઓ અલ્લાહ તઆલાથી પોતાનું ડરવું વર્ણન કરે છે તો તે વિરોધાભાસી છે નહિતર કુફ્રને કેમ છોડી નથી દેતા ? અને તમારો ખરેખર તેમને ડર છે અને આ ડરના કારણે તેઓ બનુનઝીરનો સાથ આપી શકતા નથી અને) આ (તેમનું તમારાથી ડરવું અને અલ્લાહથી ન ડરવું) એ કારણે છે કે તે એવા લોકો છે કે (અલ્લાહ તઆલાની મોટાઈને પોતાના કુફ્રના કારણે) સમજતા નથી (અને આ બધા જ યહૂદીઓ માટે છે, બનુનઝીર ન હોય

એવા યહૂદીઓ તથા મુનાફિકો બધા જ અલગ અલગ તો તમારા મુકાબલાની કોઈ હિંમત રાખતા નથી) આ લોકો (તો) બધા મળીને પણ તમારા સામે લડશે નહીં પરંતુ સુરંક્ષિત વસ્તીઓમાં અથવા દિવાલ (એટલે કે કિલ્લામાંથી અથવા સુરક્ષિત ઠેકાણા)ની આડશમાં (સુરક્ષિતથી ભાવાર્થ જાહેર અર્થ છે, એટલે કે ખાઈ હોય અથવા કિલ્લો હોય વગેરે જે કંઈ પણ રક્ષણાર્થે બનાવેલ વસ્તુ હોય, તેનાથી એ જરૂરી નથી બનતું કે ક્યારેય એવી ઘટના બની હોય કે મુનાફિકોએ મુસલમાનોનો મુકાબલો કોઈ કિલ્લા અથવા સુરક્ષિત સ્થળેથી કર્યો હોય, કારણ કે હેતું એ છે કે જો ક્યારેક યહૂદીઓ અથવા મુનાફિકો એકલા અથવા ભેગા થઈને તમારા મુકાબલામાં આવે તો પણ તેમનો મુકાબલો સુરક્ષિત કિલ્લાઓમાંથી અથવા શહેરની દિવાલો પાછળથી હશે, કારણ કે યહૂદી બનુકુરયઝા અને ખયબરવાળા આ જ પ્રમાણે મુકાબલા માટે આવ્યા અને મુનાફિકો ન તો તેમની સાથે થયા અને ન જ તેમની ક્યારેય એવી હિંમત થઈ કે ખુલીને મુસલમાનોના મુકાબલામાં આવે. તેમાં મુસલમાનોની હિંમતની દાદ પણ છે કે તેઓ તેમનાથી કોઈ ભય ન સેવે અને તેમના અમુક કબીલાઓ જેમકે ઔષ અને ખજરજની યુદ્ધની ઘટનાઓ જોઈને એવી શંકા કરવામાં ન આવે, કદાચ તેઓ આ જ રીતે મુસલમાનો સાથે મુકાબલામાં કોઈ વખતે આવી શકે છે, વાત એમ છે કે) તેમની લડાઈ પરસ્પર (જ) ઘણી સખત છે (પરંતુ મુસલમાનોના મુકાબલામાં તે કોઈ વસ્તુ નથી અને એવી જ રીતે એ શંકા રાખવામાં ન આવે કે મુસલમાનોના મુકાબલામાં આ જ માત્ર કમજોરો નથી બીજા પણ છે, જો બધા કમજોરો ભેગા થઈને મજબૂત થઈ જાય તો ? કદાચ આ જ રીતે બધા મળીને મુસલમાનોનો મુકાબલો કરી શકે છે તો આવી સંભાવના એટલા માટે ધ્યાન આપવાપાત્ર નથી કે) હે શ્રોતા ! અને તમે તેમને (જાહેરમાં) ભેગા થયેલા સમજો છો જ્યારે કે તેમના દિલો અસહમત છે (એટલે કે સચ્ચાઈની દુશ્મનીમાં તેઓ બધા સરખા છે પરંતુ પોતે પણ તેમના પરસ્પર અકીદાઓના મતભેદોના કારણે પરસ્પર દુશ્મની અને અદાવત છે જેમકે સૂરએ માઈદહમાં આવી ચૂક્યું છે ...وَاَلْقَيْنَا بَيْنَهُمُ الْعَدَاوَةَ અને તેમની પરસ્પર ભેગા થવાની સંભાવનાનો નકાર પણ વધારે મજબૂત રીતે કરવામાં આવ્યો છે અને તેમનું પરાજિત થવું તથા અપમાનિત થવું બધું થઈ ચૂક્યું છે તો જો તેઓ ભેગા પણ થઈ જાય તો તે પણ કંઈ કામ લાગવાનું નથી અને આ

તેમની ફાટફૂટનું કારણ વર્ણન કરવામાં આવે છે કે) આ (દિલોમાં ફાટફૂટ) એ કારણે છે કે તેઓ એવા લોકો છે જેઓ (દીનની) અક્કલ ધરાવતા નથી (એટલા માટે દરેક પોત પોતાના વિચારના તા'બે છે અને જ્યારે વિરોધાભાસી વિચારસરણી અને નિહિત્ સ્વાર્થો ભેગા થાય તો દિલોમાં ફાટફૂટ પડવી આવશ્યક છે અને આ બાબતે એવી શંકા કરવામાં ન આવે કે બેદીન લોકોમાં ક્યારેક એકતા જોવા મળે છે, વાત એ છે કે અહીંયાં સામાન્ય કાયદો વર્ણન કરવાનો હેતુ નથી બલકે તેમનામાં જે ફાટફૂટ હતી તેનું કારણ વર્ણન કરવાનો હેતુ છે કે તેમના માટે આ જ કારણ થઈ ગયું હતું, તેથી દેખીતું છે આગળ ખાસ કરીને બનુનઝીર અને તે મુનાફિકો કે જેમણે મદદનો વાયદો કરીને તેમને ધોકામાં નાંખ્યા અને અણીના સમયે દગાબાજી કરી, તેમની હાલતનું વર્ણન એ છે કે તેમના માટે બે પ્રકારના દષ્ટાંત છે, એક દષ્ટાંત ખાસ બનુનઝીરનું અને બીજું મુનાફિકોનું, બનુનઝીરનું ઉદાહરણ તો) તે લોકોના કિસ્સા જેવું છે જેઓ તેમનાથી થોડા જ સમય પહેલાં થયા છે જેઓ (દુનિયામાં પણ) પોતાના કર્મોની મજા ચાખી ચૂક્યા છે (અને આખિરતમાં) તેમના માટે કષ્ટદાયક અઝાબ (થવાનો) છે (તેનાથી યહૂદી બનુકેનકાઅ્ ભાવાર્થ સ્વરૂપે છે, જેમની ઘટના એવી બની હતી કે બદ્રની ઘટના પછી તેમણે રસૂલે કરીમ ﷺ સાથે સન હિજરી ૨ માં કરારભંગ કરી યુદ્ધ કર્યું, પછી પરાજિત અને અપમાનિત થયા અને આપ ﷺના ફેંસલા ઉપર કિલ્લામાંથી બહાર નીકળ્યા અને સૌને કેદ કરવામાં આવ્યા, પછી અબ્દુલ્લાહ બિન ઉબયના આગ્રહ અને વિનંતીના કારણે તેમને એ શરતે છોડવામાં આવ્યા કે તેઓ મદીનાથી ચાલ્યા જાય, તેથી તેઓ "અઝરુઆત" સિરીયા તરફ નીકળી ગયા અને તેમનો માલ ગનીમતની જેમ વહેંચવામાં આવ્યો. —ઝાદુલ મઆદ —અને આ મુનાફિકોનું ઉદાહરણ) શયતાનના કિસ્સા જેવું છે (પ્રથમ તો) માણસને કહે છે કે તું કાફિર થઈ જા, પછી જ્યારે તે કાફિર થઈ જાય છે (અને કુફ્રના વબાલમાં સંડોવાય છે ભલે તે દુનિયામાં હોય કે આખિરતમાં) તો (તે વખતે ચોખ્ખો જવાબ આપી દે છે અને) કહે છે કે મારો તારી સાથે કોઈ વાસ્તો નથી, હું તો અલ્લાહ રબ્બુલ આલમીનથી ડરું છું (દુનિયામાં આવો અલગ થઈ જવાનો કિસ્સો સૂરએ અન્ફાલની આયત ....وَإِذْ زَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ માં આવી ચૂક્યો છે અને આખિરતમાં આવો અલગ થઈ જવાનો કિસ્સો ઘણી આયતોમાં આવ્યો છે) બસ

અંતે બંનેનું પરિણામ એ થયું કે તેઓ દોઝખમાં ગયા જ્યાં તેઓ હંમેશા રહેશે (એક ગુમરાહીના કારણે અને બીજો ગુમરાહ કરવાના કારણે) અને જાલિમોની આ જ સજા છે (બસ જે રીતે આ શયતાને જે રીતે પ્રથમ માણસને બહેકાવ્યો પછી સમય ઉપર સાથ ન આપ્યો અને બંને નુકસાનમાં પડ્યા તે જ પ્રમાણે આ મુનાફિકોએ બનુનઝીરને ખરાબ સલાહ આપી કે તમે ન નીકળો પછી અણીના સમયે તેમને દગો દીધો અને બંને મુસીબતમાં ફસાયા, બનુનઝીરને તો દેશનિકાલાની સજા સહન કરવી પડી અને મુનાફિકો નિષ્ફળતા અને અપમાનમાં સપડાયા).

## મસ્અલા અને બોધપાઠ :

كَمَثَلِ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ قَرِيْبًا.... આ બનુનઝીરનું ઉદાહરણ વર્ણન કરવામાં આવ્યું છે અને الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ની તફસીરમાં હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે બદ્રના કાફિરો ભાવાર્થ સ્વરૂપે છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું, યહૂદીઓના કબીલા બનુકેનકાઅ્ ભાવાર્થ સ્વરૂપે છે અને બંનેનું ખરાબ પરિણામ પરાજય અને કતલ થવાના તથા અપમાનિત થવાના સ્વરૂપે તે સમયે જાહેર થઈ ચૂક્યું હતું, કારણ કે બનુનઝીરના દેશનિકાલાની ઘટના ગઝ્વએ બદ્ર અને ઉહદ પછી બની હતી અને બનુકેનકાઅ્ની ઘટના પણ બદ્ર પછી બની ચૂકી હતી. બદ્રમાં અરબના મુશ્રિકોના સિત્તેર સરદારો માર્યા ગયા અને બાકીના ઘણા અપમાનિત થઈને પાછા આવ્યા અને ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે જો ભાવાર્થ એ છે તો આયતનો અર્થ સ્પષ્ટ છે કે તેમના વિશે આયતમાં જે આ કહેવામાં આવ્યું છે فَذَاقُوْا وَبَالَ اَمْرِهِمْ એટલે કે તેમણે પોતાના કરતૂતોનો બદલો ચાખી લીધો તે આખિરતથી પહેલાં દુનિયામાં જ આંખો સામે આવી ગયું, એ જ પ્રમાણે જો الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ થી ભાવાર્થ યહૂદીઓનો કબીલો બનુકેનકાઅ્ હોય તો તેમની ઘટના પણ એવી જ ઈબ્રતનાક છે.

### બનુકેનકાઅ્નો દેશનિકાલ :

ઘટના એ હતી કે જ્યારે નબીએ કરીમ ﷺ હિજરત કરીને મદીના તય્યિબહ પાછા આવ્યા તો મદીનાની આસપાસના જેટલા યહૂદી કબીલાઓ હતા સૌ સાથે સુલેહનો એક કરાર થઈ ગયો હતો, તેની શરતોમાં એ સામેલ હતું કે

તેમનામાંથી કોઈ રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોના કોઈ વિરોધીની મદદ કરશે નહીં, આ કરાર કરનારાઓમાં બનુકેનકાઅ્નો કબીલો પણ સામેલ હતો પરંતુ તેણે અમુક મહિનાઓ પછી જ ગદ્દારી અને કરારભંગ કરવાનું શરૂ કર્યું અને ગઝ્વએ બદ્રમાં મુશ્રિકો સાથે ગુપ્ત ષડયંત્રો રચવાની અને અમુક મદદ કરવાની ઘટનાઓ સામે આવી, તે જ સમયે કુર્આનની આ આયત નાઝિલ થઈ وَاِمَّا تَخَافَنَّ مِنۡ قَوۡمٍ خِيَانَةً فَانۡۢبِذۡ اِلَيۡهِمۡ عَلٰى سَوَآءٍ એટલે કે જો (કરાર અને સુલેહ પછી) કોઈ કોમની ખયાનતનો ખતરો આવી પડે તો તેમની સાથે સુલેહનો કરાર સમાપ્ત કરી શકો છો. બનુકેનકાઅ્ આ કરારને પોતાની ગદ્દારીથી પોતે તોડી ચૂક્યા હતા એટલા માટે રસૂલે કરીમ ﷺએ તેમના વિરુદ્ધ જિહાદનું એલાન કર્યું અને જિહાદનો ઝંડો હઝરત હમ્ઝા (રદિ.)ને આપ્યો અને મદીના તય્યિબહ શહેર ઉપર હઝરત અબૂલુબાબહ (રદિ.)ને પોતાના ખલીફા નક્કી કરીને રસૂલે કરીમ ﷺ પોતે પણ સામેલ થયા. આ લોકો મુસલમાનનું લશ્કર જોઈને પોતાના કિલ્લામાં બંધ થઈ ગયા. રસૂલે કરીમ ﷺએ કિલ્લાનો ઘેરાવ કર્યો, પંદર દિવસ સુધી આ લોકો કિલ્લામાં બંધ થઈને ધૈર્ય દાખવતા રહ્યા, અંતે અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં રુઆબ નાંખી દીધો અને આ લોકો સમજી ગયા કે મુકાબલો કરવાથી કામ બનશે નહીં અને કિલ્લાનો દરવાજો ખોલી નાંખ્યો અને કહ્યું કે અમે રસૂલે કરીમ ﷺના ફેસલા ઉપર રાજી છે, જે તમે અમારા વિશે નિર્ણય લેશો અમને મંજૂર છે.

રસૂલે કરીમ ﷺનો ફેસલો તેમના પુરુષોને કતલ કરવાનો થવાનો હતો કે અબ્દુલ્લાહ બિન ઉબય મુનાફિકે રસૂલે કરીમ ﷺ ઉપર અત્યંત આગ્રહ અને વિનંતી કરી તેમના પ્રાણો મા'ફ કરાવી દીધા. અંતે રસૂલે કરીમ ﷺએ એવો ફેસલો કર્યો કે આ લોકો પોતે વસ્તી ખાલી કરીને તડીપાર થઈ જાય અને તેમનો માલ મુસલમાનોનો માલે ગનીમત હશે. આ ઠરાવ પ્રમાણે આ લોકો મદીના છોડીને સિરીયાના અઝરુઆત પ્રદેશમાં ચાલ્યા ગયા અને તેમના માલને રસૂલે કરીમ ﷺએ માલે ગનીમતના કાયદા પ્રમાણે એ રીતે વહેંચ્યો કે પાંચમો ભાગ બયતુલ માલમાં રાખીને બાકીનો ચાર ભાગનો માલ ગનીમતના નિયમ પ્રમાણે વહેંચી લીધો.

ગઝ્વએ બદ્ર પછી આ પહેલી ખુમ્સ (ગનીમતનો પાંચમો ભાગ) હતો જે

બયતુલ માલમાં સામેલ થયો. આ ઘટના શનિવાર ૧૫ શવ્વાલ સન હિજરી ૦૨ માં રસૂલે કરીમ ﷺના હિજરતના ૨૦ મહિના પછી બની.

كَمَثَلِ الشَّيْطٰنِ اِذْ قَالَ لِلْاِنْسَانِ اكْفُرْ.... બીજો દાખલો તે મુનાફિકોનો છે જેમણે બનુનઝીરને તડીપારનો હુકમ ન માનવા અને રસૂલે કરીમ ﷺના મુકાબલામાં યુદ્ધ કરવા માટે ઉશ્કેર્યા અને તેમની મદદનો વાયદો કર્યો પરંતુ જ્યારે મુસલમાનોએ તેમનો ઘેરો ઘાલ્યો તો કોઈ મુનાફિક મદદ માટે આવ્યો નહીં, તેમનું ઉદાહરણ કુર્આને કરીમે શયતાનની એક ઘટનાથી આપ્યું છે. શયતાને માણસને કુફ્ર ઉપર પ્રોત્સાહિત કર્યો અને તેને જાતજાતના વાયદા કર્યા પરંતુ જ્યારે તે કુફ્રમાં સંડોવાઈ ગયો તો તે બધા વાયદાથી ફરી ગયો.

શયતાનની આવી ઘટનાઓ અલ્લાહ જાણે કેટલીય હશે, તેમાંથી એક ઘટના તો પોતે કુર્આને કરીમમાં વર્ણન થઈ છે, જેનું વર્ણન સૂરએ અન્ફાલની આ આયતમાં આવ્યું છે, وَاِذْ زَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ وَقَالَ لَا غَالِبَ لَكُمُ الْيَوْمَ مِنَ النَّاسِ وَاِنِّيْ جَارٌ لَّكُمْ فَلَمَّا تَرَآءَتِ الْفِئَتٰنِ نَكَصَ عَلٰى عَقِبَيْهِ وَقَالَ اِنِّيْ بَرِيْٓءٌ مِّنْكُمْ.. આ ઘટના ગઝ્વએ બદ્રની છે જેમાં શયતાને વસવસો નાંખીને અથવા માણસની શકલમાં સામે આવીને મક્કાના મુશ્રિકોને મુસલમાનોના મુકાબલા માટે ઉશ્કેર્યા અને પોતાની મદદનું યકીન અપાવ્યું પરંતુ જ્યારે મુસલમાનો સાથે મુકાબલો થયો તો મદદ કરવાનો સાફ ઈન્કાર કરી દીધો. આ ઘટનાનો સંપૂર્ણ ખુલાસો મઆરિફુલ કુર્આનની ત્રીજી જિલ્દમાં વિગતવાર આવી ચૂક્યો છે.

જો પ્રસ્તુત આયતમાં આ જ ઘટના તરફ ઈશારો છે તો આ વર્ણન કે શયતાન માણસને કુફ્ર કરવાનું કહે છે અને જ્યારે તે કરી લે છે તો તેનાથી અલગાવ જાહેર કરે છે, તેના ઉપર તો એવી શંકા થઈ શકે છે કે આ ઘટનામાં દેખીતી રીતે શયતાને તેને કુફ્ર માટે નથી કહ્યું, તેઓ કાફિર તો પહેલેથી જ હતા, શયતાન તો તેમને મુકાબલા માટે એકઠા કરવાનું કહી રહ્યો હતો, જવાબ સ્પષ્ટ છે કે કુફ્ર ઉપર ડટેલા રહેવું અને રસૂલે કરીમ ﷺના મુકાબલામાં યુદ્ધ કરવાનું કહેવું પણ આ જ હુકમમાં છે કે તેમને કુફ્ર માટે કહેવામાં આવ્યું.

તફસીરે મઝહરી, કુર્તુબી અને ઈબ્ને કષીર વગેરેમાં આ સ્થળે શયતાનના આ ઉદાહરણની ઘટનાઓ બની ઈસ્રાઈલના અનેક રાહિબો અને ઈબાદતગુઝારોને શયતાને બહેકાવીને કુફ્ર સુધી પહોંચાડી દેવા સંબંધિત નકલ કરી

છે. દાખલા તરીકે, બની ઈસ્રાઈલના એક ઈબાદતગુઝાર રાહિબે જે હંમેશા ઈબાદતમાં પ્રવૃત્ત રહેતો હતો અને રોઝા એ રીતે રાખતો હતો કે દશ દિવસમાં માત્ર એક વખતે ઈફતાર કરતો હતો, સિત્તેર વર્ષ આવી જ પરિસ્થિતિમાં પસાર થયા, મરદૂદ શયતાન તેની પાછળ પડ્યો અને પોતાના સૌથી વધારે મક્કાર હોશિયાર શયતાનને તેની પાસે રાહિબ ઈબાદતગુઝાર બનાવીને મોકલ્યો જેણે તેની પાસે જઈને આ રાહિબને પણ પોતાની વધારે ઈબાદતગુઝારીની સાબિતી આપી, એટલે સુધી કે એને તેના ઉપર ભરોસો થઈ ગયો.

અંતે આ બનાવટી રાહિબ શયતાન એ વાતમાં સફળ થઈ ગયો કે તેણે આ રાહિબને અમુક દુઆઓ એવી શીખવાડી જેનાથી બીમાર તંદુરસ્ત થઈ જતા હતા, પછી તેણે ઘણા લોકોને પોતાના પ્રભાવથી બીમાર કરીને તેને પોતે જ આ રાહિબનું ઠેકાણું બતાવ્યું જ્યારે આ રાહિબ તેના ઉપર દુઆ પઢતો તો આ શયતાન પોતાનો પ્રભાવ તેના ઉપરથી હટાવી દેતો હતો અને તે બીમાર તંદુરસ્ત થઈ જતો હતો. લાંબા સમય સુધી આ ક્રમ ચાલુ રાખ્યા પછી તેણે ઈસ્રાઈલના સરદારની એક અતિસ્વરૂપવાન છોકરી ઉપર પોતાનો આ અમલ કર્યો અને તેને પણ રાહિબ પાસે જવાની સલાહ આપી એટલે સુધી કે તેને રાહિબના ઠેકાણા સુધી પહોંચાડવામાં સફળ થઈ ગયો અને ધીરે ધીરે તે રાહિબને તે છોકરી સાથે વ્યભિચારમાં સંડોવી દેવામાં સફળ થઈ ગયો જેના પરિણામે તેને ગર્ભ રહી ગયો તો બદનામીથી બચવા માટે આ શયતાન રાહિબે તેને કતલ કરી નાંખવાની સલાહ આપી, તેના કતલ કર્યા પછી શયતાને જ બધાને આ ઘટના બતાવીને તે રાહિબ વિરુદ્ધ ઊભો થઈ ગયો, એટલે સુધી કે લોકોએ તેનું ઘર બાળી નાંખ્યું અને તેને કતલ કરીને સૂળીએ ચઢાવવાનો ફૈસલો કર્યો. તે સમયે શયતાન ફરી તેની પાસે પહોંચ્યો કે હવે તો તારો જીવ બચવાનું કોઈ સ્વરૂપ નથી, હા ! જો તું મને સિજ્દહ કરી દે તો હું તને બચાવી શકું છું. રાહિબ પ્રથમ બધા ગુનાહ કરી ચૂક્યો હતો, કુફ્રનો માર્ગ સમથળ થઈ ચૂક્યો હતો, તેણે સિજ્દહ પણ કરી લીધો, તે સમયે શયતાને તેને સ્પષ્ટ કહી દીધું કે તું મારા કબ્જામાં આવતો ન હતો, મેં આ બધી ધોકાબાજી કુફ્રમાં સંડોવવા માટે કરી હતી, હવે હું તારી કોઈ મદદ કરી શકતો નથી. આ ઘટના તફસીરે કુર્તુબી અને મઝહરીમાં વિગતવાર લખવામાં આવી છે. વલ્લાહુ અઅ્લમુ.

## આયતો : (સૂરએ હશ્ર : આયત નં. ૧૮ થી ૨૪)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا اتَّقُوا اللَّهَ وَلْتَنْظُرْ نَفْسٌ مَا قَدَّمَتْ لِغَدٍ ۖ وَاتَّقُوا اللَّهَ ۚ
إِنَّ اللَّهَ خَبِيرٌ بِمَا تَعْمَلُونَ ﴿١٨﴾ وَلَا تَكُونُوا كَالَّذِينَ نَسُوا اللَّهَ فَأَنْسَاهُمْ
أَنْفُسَهُمْ ۚ أُولَٰئِكَ هُمُ الْفَاسِقُونَ ﴿١٩﴾ لَا يَسْتَوِي أَصْحَابُ النَّارِ وَأَصْحَابُ الْجَنَّةِ ۚ
أَصْحَابُ الْجَنَّةِ هُمُ الْفَائِزُونَ ﴿٢٠﴾ لَوْ أَنْزَلْنَا هَٰذَا الْقُرْآنَ عَلَىٰ جَبَلٍ لَرَأَيْتَهُ
خَاشِعًا مُتَصَدِّعًا مِنْ خَشْيَةِ اللَّهِ ۚ وَتِلْكَ الْأَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ
لَعَلَّهُمْ يَتَفَكَّرُونَ ﴿٢١﴾ هُوَ اللَّهُ الَّذِي لَا إِلَٰهَ إِلَّا هُوَ ۖ عَالِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ ۖ هُوَ
الرَّحْمَٰنُ الرَّحِيمُ ﴿٢٢﴾ هُوَ اللَّهُ الَّذِي لَا إِلَٰهَ إِلَّا هُوَ ۖ الْمَلِكُ الْقُدُّوسُ السَّلَامُ الْمُؤْمِنُ
الْمُهَيْمِنُ الْعَزِيزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ ۚ سُبْحَانَ اللَّهِ عَمَّا يُشْرِكُونَ ﴿٢٣﴾ هُوَ اللَّهُ
الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ ۖ لَهُ الْأَسْمَاءُ الْحُسْنَىٰ ۚ يُسَبِّحُ لَهُ مَا فِي السَّمَاوَاتِ
وَالْأَرْضِ ۖ وَهُوَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿٢٤﴾



## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને દરેક જણ જાણી લે કે કાલના માટે શું મોકલી રહ્યો છે અને અલ્લાહથી ડરતા રહો, બેશક ! અલ્લાહને ખબર છે જે કંઈ તમે કરો છો. (૧૮) અને તેમના જેવા ન થાઓ જેમણે અલ્લાહને ભૂલાવી દીધો, પછી અલ્લાહે તેમને તેમની જાતને ભૂલાવી દીધી, તે જ લોકો નાફરમાન છે. (૧૯) દોઝખવાળા અને જન્નતવાળા એકસમાન નથી, જન્નતવાળા તે જ છે જે સફળતા પામનારા છે. (૨૦) જો અમે આ કુર્આન એક પહાડ ઉપર ઉતાર્યું હોત તો તમે જોઈ લીધું હોત કે તે અલ્લાહના ડરથી દબાઈ ગયો હોત, ફાટી ગયો હોત અને આ ઉદાહરણો અમે લોકોને સંભળાવીએ છીએ જેથી તેઓ વિચાર કરે. (૨૧) તે અલ્લાહ છે જેના સિવાય કોઈની બંદગી નથી જાણે છે જે ગુપ્ત છે અને જે જાહેર છે, તે*

*મોટો મહેરબાન દયાવાન છે. (૨૨) તે અલ્લાહ છે જેના સિવાય કોઈની બંદગી નથી, તે સર્વસત્તાધીશ છે, (બધી ખામીઓથી) પવિત્ર જાત, (બધી ખામીઓથી) સંપૂર્ણ સલામત, શાંતિ આપનારો, શરણમાં લેનારો, મહાબળવાન, (બધી ખરાબીઓને) દુરુસ્ત કરનાર, અતિ મહત્તાવાળો, અલ્લાહ પવિત્ર છે તેમના ભાગીદાર બતાવવાથી. (૨૩) તે અલ્લાહ છે સર્જન કરનારો, કાઢી ઊભા કરનારો, સ્વરૂપ બનાવનારો તેના જ ઘણા સારા નામો છે, તેની પવિત્રતા વર્ણન કરે છે જે કંઈ આસમાનો અને જમીનમાં છે અને તે જ છે જબરદસ્ત હિકમતોવાળો. (૨૪)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! (તમે નાફરમાનોનો અંજામ સાંભળી લીધો, બસ તમે) અલ્લાહથી ડરતા રહો અને દરેક વ્યક્તિ જોઈ લે કે કાલ (કયામત)ના માટે તેણે શું (ભાથું) મોકલ્યું છે (એટલે કે નેક અમલોમાં પ્રયત્ન કરો કે જે આખિરતનું ભાથું છે) અને (જે રીતે આજ્ઞાપાલન અને નેક અમલોમાં તકવાનો હુકમ છે એ જ રીતે ગુનાહોથી બચવા વિશે તમને હુકમ છે કે) અલ્લાહથી ડરતા રહો બેશક ! અલ્લાહ તઆલાને તમારા અમલોની બધી ખબર છે (બસ ગુનાહો થવાથી સજાનો ભય છે એટલા માટે પ્રથમ ઈત્તકુલ્લાહ اِتَّقُوا اللّٰهَ આજ્ઞાપાલન વિશે છે જેનો ઈશારો قَدَّمَتْ لِغَدٍ છે અને બીજું ગુનાહ વિશે છે જેનો ઈશારો خَبِيْرٌ بِمَا تَعْمَلُوْنَ છે) અને (આગળ આ હુકમોની વધારે તાકીદ માટે કહેવામાં આવ્યું કે) તમે તે લોકો જેવા ન થાઓ જેમણે અલ્લાહ(ના હુકમો)થી લાપરવાહી કરી (એટલે કે હુકમો ઉપર અમલ કરવાનું છોડી દીધું એ રીતે કે હુકમો વિરુદ્ધ કર્યું અને ગુનાહો કર્યા) બસ (તેની અસર એ થઈ કે) અલ્લાહ તઆલાએ પોતે તેમની જાતથી તેમને લાપરવા બનાવી દીધા (એટલે કે તેમની અક્કલ એવી મારી ગઈ કે પોતે પોતાના સાચા લાભને ન સમજ્યા અને તેને પ્રાપ્ત ન કર્યો) આ જ લોકો નાફરમાન છે (અને નાફરમાનીની સજા ભોગવશે અને ઉપર બે પ્રકારના લોકોનું વર્ણન થયું એટલે એક તે જે તકવાવાળા છે અને બીજા તે જે હુકમો છોડનાર થયા, તેમનામાં એક જન્નતવાળા છે અને બીજા દોઝખવાળા તથા) જન્નતવાળા અને દોઝખવાળા પરસ્પર સમાન નથી (બલકે) જે જન્નતવાળા છે તે લોકો સફળ છે અને (દોઝખવાળા નિષ્ફળ છે જેમકે ઉપર اُولٰٓئِكَ هُمُ الْفَاسِقُوْنَ થી જાણ થાય

છે, બસ તમારે જન્નતવાળા લોકોમાં હોવું જોઈએ અને દોઝખવાળામાંથી ન હોવું જોઈએ, આ અમુક નસીહતો છે જે કુર્આન દ્વારા તમને સંભળાવવામાં આવે છે તે એ રીતે કે) જો અમે કુર્આનને કોઈ પહાડ ઉપર ઉતાર્યું હોત (અને તેમાં સમજવાની શક્તિ મૂકી દીધી હોત અને મનેચ્છાઓ ન રાખી હોત) તો (હે શ્રોતા!) તેં તેને જોયો હોત કે અલ્લાહના ડરથી દબાઈ ગયો હોત અને ફાટી ગયો હોત (એટલે કે કુર્આન પોતે એવું પ્રભાવશાળી અને મજબૂત અસર ધરાવનારું છે પરંતુ માણસમાં પોતાની મનેચ્છાઓના કારણે આ ક્ષમતા જતી રહી જેના કારણે તે પ્રભાવિત નથી થતો, બસ માનવે માત્ર આજ્ઞાપાલનની ક્ષમતા કેળવવી જોઈએ અને ગુનાહોથી બચીને પોતાની મનેચ્છાઓને પરાજિત કરવી જોઈએ જેથી કુર્આનની નસીહતોની અસર તેના ઉપર થાય અને હુકમો ઉપર સ્થાપિત થાય તથા વિચાર કરવાની શક્તિ પ્રાપ્ત થાય જેનો ઉપરોક્ત હુકમ થયો છે) અને આ આશ્ચર્યકારક વિષયોને લોકોના (લાભ) માટે વર્ણન કરીએ છીએ જેથી તેઓ વિચારે (અને લાભવંત થાય, એટલા માટે આ વિષય لَوْ اَنْزَلْنَا... અત્રે વર્ણન કરવામાં આવ્યો. આગળ અલ્લાહ તઆલાની શ્રેષ્ઠ સિફતોનું વર્ણન કરવામાં આવે છે જેનાથી અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતા દિલ ઉપર છવાઈને તેના હુકમો અદા કરવામાં મદદગાર સાબિત થાય છે, ઈરશાદ છે) તે એવો મઅ્બૂદ છે કે તેના સિવાય કોઈ અન્ય મઅ્બૂદ (બનવા લાયક જ) નથી, તે ગુપ્ત વસ્તુઓને જાણનારો છે અને જાહેર વસ્તુઓને પણ, તે જ મોટો મહેરબાન દયા કરનારો છે (અને તવહીદ ખૂબ મહત્ત્વની વસ્તુ છે તેથી તેની તા'કીદ માટે પુનરાવર્તિત સ્વરૂપે કહેવામાં આવે છે કે) તે એવો મઅ્બૂદ છે કે તેના સિવાય કોઈ અન્ય મઅ્બૂદ (બનવાપાત્ર જ) નથી, તે બાદશાહ છે (બધી ખામીઓથી) પાકસાફ છે, પવિત્ર છે (એટલે કે ન તો ભૂતકાળમાં તેમાં કોઈ ખામી હતી જે قُدُّوسِی નો ભાવાર્થ છે અને ન જ હવે પછી કોઈ ખામીની સંભાવના છે જે سَلَامٌ નો ભાવાર્થ છે. —કઝ્ઝાફિલ કબીર. —પોતાના બંદાઓને ડર પમાડનારી વસ્તુઓથી) શાંતિ આપનારો છે (પોતાના બંદાઓને ભય પમાડનારી વસ્તુઓથી) દેખરેખ રાખનારો છે (એટલે કે આફત પણ નથી આવવા દેતો અને આવેલી આફતને પણ દૂર કરી દે છે) જબરદસ્ત છે, ખરાબીને ઠીક કરી દેનાર છે, મોટી ઈજ્જતવાળો છે અલ્લાહ તઆલા (જેની શા'ન એવી છે કે) લોકોના શિર્કથી પાક છે, તે (સાચો) મઅ્બૂદ

છે, પેદા કરનારો છે, ઠીક ઠીક બનાવનારો છે (એટલે કે દરેક વસ્તુને હિકમત પ્રમાણે બનાવી છે) સ્વરૂપ (શકલો સૂરત) બનાવનારો છે, તેના સારા સારા નામ છે (જે સારા સારા લક્ષણો ઉપર દલીલ કરે છે), બધી વસ્તુઓ તેના વખાણ (અને પવિત્રતા પોતાની પરિસ્થિતિ આધારે અથવા મૌખિક રીતે) વર્ણન કરે છે જે આસમાનો અને જમીનમાં છે અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે (બસ આવા ઈજ્જતવાળા અલ્લાહના હુકમોને અદા કરવા અતિઆવશ્યક છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ હશ્રની શરૂઆતથી કાફિરો અને અહલે કિતાબ તથા મુશ્રિકો અને મુનાફિકોની પરિસ્થિતિ અને વ્યવહાર તથા તેમના ઉપર દુનિયા અને આખિરતની આફતનું વર્ણન કર્યા પછી હવે સૂરતના અંત સુધી ઈમાનવાળાઓને જાગૃત કરવાનું અને નેક અમલોની પાબંદી કરવાનું માર્ગદર્શન છે.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં એ અતિઉચ્ચ શૈલીથી આખિરતની ચિંતા અને તેના માટે તૈયારીનો હુકમ છે જેમાં પ્રથમ કહેવામાં આવ્યું. يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَلْتَنْظُرْ نَفْسٌ مَّا قَدَّمَتْ لِغَدٍ એટલે કે હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને તમારામાંથી દરેક વ્યક્તિએ પોતાના ઉપર વિચાર કરવો જોઈએ કે તેણે આખિરત માટે શું સામાન મોકલ્યો છે.

અહીંયાં અમુક વાતો વિચારપાત્ર છે,

(૧) આ આયતમાં કયામતનો શબ્દ غَدْ (ગદ)થી ઓળખાવવામાં આવ્યો, જેનો અર્થ "આવતીકાલ" થાય છે. તેમાં બે વસ્તુઓ તરફ ઈશારો છે, પ્રથમ આખિરતના મુકાબલામાં સમગ્ર દુનિયાનું ખૂબ નાનું અને ટૂંકું હોવું છે કે સમગ્ર દુનિયા આખિરતના મુકાબલામાં એક દિવસના દૃષ્ટાંત સમાન છે અને હિસાબના આધારે તો આ સરખામણી કરવી પણ અતિમુશ્કેલ છે કારણ કે આખિરત કાયમી છે જેનો કોઈ અંત કે પૂર્ણવિરામ નથી. માનવની દુનિયાની ઉંમર તો અમુક હજાર વર્ષો જ બતાવવામાં આવે છે, જો જમીન અને આસમાનના સર્જનથી હિસાબ લગાવીએ તો અમુક લાખ વર્ષો થયા હશે પરંતુ તે પણ એક મર્યાદિત સમય છે, અમર્યાદિત અને અનંત સાથે તેની કોઈ સરખામણી શક્ય નથી.

હદીષની અમુક રિવાયતોમાં છે, اَلدُّنْيَا يَوْمٌ وَلَنَا فِيْهِ صَوْمٌ સમગ્ર દુનિયા એક દિવસ છે અને તે દિવસમાં આપણા રોઝા છે અને વિચાર કરો તો માણસની જિંદગીના સંદર્ભમાં આ દુનિયાની જિંદગીની અને જમીન આસમાનની જિંદગીની માણસની જિંદગી સાથે કોઈ સરખામણી નથી બલકે દરેક વ્યક્તિની દુનિયા તો તેની જિંદગીના દિવસો અને વર્ષો છે અને તે આખિરતના મુકાબલામાં કેટલો ટૂંકો સમય છે તેનો દરેક વ્યક્તિ અંદાજો લગાવી શકે છે.

(૨) તેમાં કયામત નિશ્ચિત હોવાનો ઈશારો છે જેમકે આજ પછી કાલનું આવવું નિશ્ચિત છે, કોઈને એમાં શંકા નથી હોતી; એ જ રીત દુનિયા પછી કયામત અને આખિરતનું આવવું નિશ્ચિત જ છે.

(૩) તેમાં ઈશારો એ છે કે કયામત ઘણી નજીક છે જેમકે આજ પછી કાલ કંઈ જ દૂર નથી, ઘણી નજીક સમજવામાં આવે છે એ જ પ્રમાણે દુનિયા પછી કયામત પણ ઘણી નજીક છે.

કયામત એક તો સમગ્ર દુનિયાની છે જ્યારે સમગ્ર જમીન અને આસમાન સૌ ફના થઈ જશે તે પણ જો કે હજારો લાખો વર્ષો પછી ભલે હોય પરંતુ આખિરતના મુકાબલામાં બિલકુલ નજીક જ છે, બીજી કયામત દરેક માનવીની પોતાની કયામત છે જે તેના મોતના સમયે આવી જાય છે, જેમકે કહેવામાં આવ્યું مَنْ مَّاتَ فَقَدْ قَامَتْ قِيَامَتُهٗ એટલે કે જે વ્યક્તિ મૃત્યુ પામ્યો તેની કયામત તો હમણા જ કાયમ થઈ ગઈ, કારણ કે કબરથી જ આખિરતની દુનિયાની અસરો શરૂ થઈ જાય છે અને અઝાબ તથા સવાબના નમૂના સામે આવી જાય છે, કારણ કે કબરની દુનિયા જેને "આલમે બરઝખ" કહેવામાં આવે છે તેનું ઉદાહરણ દુનિયાના થોભવાના સ્થળ (વેઈટીંગ રૂમ) જેવું હોય છે જે પ્રથમ શ્રેણીથી લઈ ત્રીજી શ્રેણીના બધા લોકો માટે અલગ અલગ પ્રકારના હોય છે અને ગુનેહગારોનો વેઈટીંગ રૂમ જેલખાનું હોય છે. આ જ થોભવાના સ્થળે દરેક વ્યક્તિ પોતાની શ્રેણી અને હેસિયત નક્કી કરી શકે છે તેથી મરતાંની સાથે જ દરેક વ્યક્તિની પોતાની કયામત આવી જાય છે અને માનવીનું મરવું અલ્લાહે એક એવી ઘટના બનાવી છે કે કોઈ મોટામાં મોટો ફિલોસોફર અને વૈજ્ઞાનિક તેનો નિશ્ચિત સમય નક્કી નથી કરી શકતો બલકે દરેક સમયે દરેક વખતે માનવી તેના ભયથી બાકાત નથી. કદાચ હવે પછીનો કલાક જિંદગીની હાલતમાં ન પણ આવે,

ખાસ કરીને આ વીજળીક ગતિથી ચાલનાર દુનિયામાં તો હાર્ટએટેક થવાની ઘટનાઓ દરરોજની બની ગઈ છે.

ખુલાસો તો એ છે કે આ આયતમાં કયામતને غَدٌ (ગદ)થી ઓળખાવીને બેફિકરા માનવીને ચેતવણી આપવામાં આવી કે કયામત કંઈ જ દૂર નથી, એવું સમજી લો કે આવતીકાલની જેમ ઘણી નજીક છે અને શકય છે કે આવતીકાલ કરતાં વહેલી આવી જાય.

બીજી વિચારપાત્ર વાત આ આયતમાં એ છે કે અલ્લાહ તઆલાએ તેમાં માણસોને તેના ઉપર વિચાર અને ચિંતન કરવાનું આમંત્રણ આપ્યું છે કે કયામત જેનું આવવું નિશ્ચિત પણ છે અને નજીક પણ તેના માટે તમે શું સામાન મોકલ્યો છે ? એનાથી જાણ થઈ કે માનવીનું મૂળ વતન અને સ્થાન આખિરત છે, દુનિયામાં તેનું રહેવું એક મુસાફર જેવું છે, મૂળ વતનમાં કાયમી થોભવા અને સ્થાયી થવા માટે અહીંયાંથી અમુક સામાન મોકલવો જરૂરી છે અને માનવીની આ મુસાફરીનો મૂળ હેતુ જ એ છે કે અહીંયાં રહીને કંઈક કમાઈ લે અને એકઠું કરી લે, પછી તેને પોતાના આખિરતના વતન તરફ મોકલી આપે અને એ પણ દેખીતું છે કે અહીંયાંથી દુનિયાનો સામાન માલ અને દોલત કોઈ ત્યાં સાથે નથી લઈ જઈ શકતું તો તેને મોકલવાનું એક જ સ્વરૂપ છે કે એક પ્રદેશથી બીજા પ્રદેશ તરફ માલ મોકલવાની જે પદ્ધતિ દુનિયામાં પ્રચલિત છે કે અહીંયાંની સરકારની બૅન્કમાં પૈસા જમા કરીને બીજા દેશની કરન્સી (ચલણી નોટો) પ્રાપ્ત કરી લેવામાં આવે છે અને તે જ ત્યાં ચાલે છે. આ જ પરિસ્થિતિ આખિરત વિશે છે કે અહીંયાં જે કંઈ અલ્લાહના માર્ગમાં અને અલ્લાહના હુકમોના આજ્ઞાપાલનમાં ખર્ચ કરવામાં આવે છે તે આસમાની હુકૂમતની બૅન્ક એટલે કે સર્વોચ્ચ બૅન્કમાં જમા થાય છે, ત્યાંની કરન્સી સવાબના સ્વરૂપમાં તેના માટે લખવામાં આવે છે અને ત્યાં પહોંચીને કોઈ દા'વા અને માંગણી વિના પણ તેને હવાલે કરી દેવામાં આવે છે.

શબ્દ مَا قَدَّمَتْ لِغَدٍ સામાન્ય છે, નેક અમલો ખરાબ અમલો બંને માટે; જેણે નેક અમલો આગળ મોકલ્યા છે તેને સવાબના સ્વરૂપે આખિરતમાં નકદ મળી જશે અને જેણે ખરાબ અમલો આગળ મોકલ્યા છે ત્યાં તેના ઉપર આરોપનામું થોપવામાં આવશે, ત્યારબાદ શબ્દ اتَّقُوا اللّٰهَ નો ઉપયોગ થયો, એ

તાકીદ માટે પણ હોઈ શકે છે અને એ ભાવાર્થ સ્વરૂપે પણ હોઈ શકે છે જેનું ઉપર તફસીરના ખુલાસામાં વર્ણન થયું છે કે પ્રથમ اتَّقُوا اللّٰهَ (ઈત્તકુલ્લાહ)થી વાજિબો અને ફરજોની પાબંદી શીખવાડવામાં આવી છે અને બીજા ઈત્તકુલ્લાહથી ગુનાહોથી બચવાની કાળજી બતાવવામાં આવી છે.

અને એ પણ શક્ય છે કે પ્રથમ ઈત્તકુલ્લાહથી અમલો અને અલ્લાહના હુકમોની પાબંદી કરીને આખિરત માટે કંઈક સામાન મોકલવાનો હુકમ હોય અને બીજા ઈત્તકુલ્લાહથી એ બાબતનું માર્ગદર્શન આપવામાં આવ્યું હોય કે જુઓ જે સામાન ત્યાં મોકલો છો તેને જોઈ લો કે જેનું સ્વરૂપ તો નેક અમલોનું હોય પરંતુ તેમાં નિખાલસતા અને અલ્લાહ તઆલાની ખુશી માટે ન હોય બલકે નામના અથવા અન્ય કોઈ સ્વાર્થ તેમાં સામેલ હોય અથવા તે અમલ જે દેખાવથી તો ઈબાદત લાગે છે પરંતુ દીનમાં તેની કોઈ સાબિતી ન હોવાના કારણે બિદઅત અને ગુમરાહી છે તો આ બીજા ઈત્તકુલ્લાહનો ખુલાસો એ થયો કે આખિરત માટે માત્ર સામાનનું સ્વરૂપ બનાવી દેવું પૂરતું નથી, જોઈને મોકલો કે ખોટો સામાન ન હોય જે ત્યાં લેવામાં ન આવે.

فَاَنْسٰهُمْ اَنْفُسَهُمْ એટલે કે તે લોકો અલ્લાહને ભૂલીને ગુનાહોમાં સંડોવાયા, વાસ્તવમાં તેમણે પોતે જ પોતાને તે ભૂલમાં નાંખી દીધા કે પોતાના લાભ અને નુકસાનની ખબર જ ન રહી.

لَوْ اَنْزَلْنَا هٰذَا الْقُرْاٰنَ عَلٰى جَبَلٍ આ એક દષ્ટાંત છે કે જો કુર્આન પહાડો જેવી કઠણ અને મજબૂત વસ્તુ ઉપર ઉતારવામાં આવ્યું હોત અને જે રીતે માનવને સમજ અને બુદ્ધિ આપવામાં આવી છે એને પણ આપવામાં આવી હોત તો આ પહાડ પણ કુર્આનની ઈજ્જત સામે ઝૂકી ગયો હોત બલકે ટૂકડે ટૂકડા થઈ ગયો હોત પરંતુ માણસ પોતાની મનેચ્છાઓ અને સ્વાર્થમાં સપડાઈને પોતાની સ્વાભાવિક સમજને પણ ખોઈ બેઠો અને તે કુર્આનથી પ્રભાવિત નથી થતો, જાણે આ એક કાલ્પનિક દષ્ટાંત છે કે પહાડોમાં પણ જો બુદ્ધિ અને સમજ હોત અને અમુક લોકોએ જે કહ્યું છે કે પહાડો અને વૃક્ષો તથા દુનિયાની દરેક વસ્તુમાં સમજ હોવું બૌદ્ધિક રીતે સાબિત છે તેથી આ કોઈ કાલ્પનિક દષ્ટાંત નથી બલકે વાસ્તવિક ઉદાહરણ છે. વલ્લાહુ અઅલમુ. *(મઝહરી)*

માણસને આખિરતની ફિકર અને કુર્આનની મહાનતા બતાવ્યા પછી અંતે અલ્લાહ તઆલાની અમુક મહાન સિફતોનું વર્ણન કરીને સૂરત સમાપ્ત કરવામાં આવી.

عَالِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ એટલે કે અલ્લાહ તઆલા દરેક છુપી અને જાહેર વસ્તુ તથા ગાયબ અને હાજરને સંપૂર્ણ રીતે જાણનારો છે. اَلْقُدُّوْسُ (અલ કુદુસ) બ ઝમ્મે કા'ફ તે જાત છે જે દરેક ખામીથી પાકસાફ છે અને દરેક એવી વસ્તુથી મોટી છે જે તેની શા'ન બરાબર નથી. اَلْمُؤْمِنُ (અલ મુઅ્મીનુ) આ શબ્દ જ્યારે માણસ માટે બોલવામાં આવે છે તો તેનો અર્થ ઈમાન લાવનાર અને અલ્લાહ તથા રસૂલ ﷺના ફરમાનોનું સમર્થન કરનાર માટે આવે છે અને જ્યારે આ શબ્દ અલ્લાહ તઆલા માટે બોલવામાં આવે છે તો તેનો અર્થ શાંતિ આપનાર તરીકે થાય છે. (ઈબ્ને અબ્બાસ રદિ.ના કથન પ્રમાણે) એટલે કે તે અલ્લાહ અને રસૂલ ﷺ ઉપર ઈમાન લાવનારાઓને દરેક પ્રકારના અઝાબ અને મુસીબતથી શાંતિ અને સલામતી આપનારો છે.

اَلْمُهَيْمِنُ (અલ મુહયમીનુ)નો અર્થ "દેખરેખ રાખનાર" થાય છે. (ઈબ્ને અબ્બાસ, મુજાહિદ અને કતાદહ રહ.) કામુસમાં છે કે هَيْمَنَ يُهَيْمِنُ (હમન યહ્મીનુ)નો અર્થ "જોઈ સંભાળીને દેખરેખ રાખવાનો" થાય છે. *(મઝહરી)*

اَلْعَزِيْزُ (અલ અઝીઝ)નો અર્થ "મજબૂત અને اَلْجَبَّارُ (અલ જબ્બાર) "મહાબળવાન અને શ્રેષ્ઠ" થાય છે અને એવું પણ હોઈ શકે છે કે શબ્દ جَبْر (જબર)થી આ શબ્દ બન્યો હોય જેનો અર્થ તૂટેલા હાડકાંને જોડવાનો થાય છે તેથી جَبِيْرَة (જબીરહ) તે પટ્ટીને કહેવામાં આવે છે જે તૂટેલા હાડકાને જોડ્યા પછી તેના ઉપર બાંધવામાં આવે છે તો આ શબ્દનો ભાવાર્થ એ થશે કે તે દરેક તૂટેલા હાડકાં અને નકામી થઈ ગયેલી વસ્તુઓની સુધારણા કરીને તેને ઠીકઠાક કરનારો છે. *(મઝહરી)*

اَلْمُتَكَبِّرُ (અલ મુતકબ્બીર) આ શબ્દ તકબ્બુર અને કિબ્રીયાઅ્થી બને છે જેનો અર્થ "મોટાઈ"નો થાય છે અને દરેક મોટાઈ વાસ્તવમાં અલ્લાહ જલ્લ શા'નુહૂ માટે ખાસ છે તે કોઈ પણ વસ્તુમાં કોઈનો પણ મોહતાજ નથી અને જે મોહતાજ હોય તે મોટો નથી હોઈ શકતો તેથી અલ્લાહ તઆલા સિવાય બીજાઓ

માટે આ શબ્દ ખામીયુક્ત અને ગુનોહ છે, કારણ કે વાસ્તવમાં મોટાઈ પ્રાપ્ત ન હોવા છતાં મોટાઈનો જૂઠો દા'વો કરી રહ્યો છે ત્યાં જ આ તે જાત જે વાસ્તવમાં સૌથી મોટી છે અને બેપરવા છે તેની ખાસ સિફતમાં ભાગીદારીનો દા'વો છે તેથી મુતકબ્બીરનો શબ્દ અલ્લાહ તઆલાની ખાસ સિફત છે અને અલ્લાહ તઆલા સિવાયનાઓ માટે માત્ર જૂઠો દા'વો.

اَلْمُصَوِّرُ (અલ મુસવ્વીરુ)નો અર્થ "સ્વરૂપ બનાવનાર" થાય છે, ભાવાર્થ એ છે કે બધી જ મખ્લૂકોને અલ્લાહ તઆલાએ ખાસ ખાસ શકલ સૂરત અર્પણ કરી છે જેના કારણે તે બીજી વસ્તુઓથી અલગ ઓળખવામાં આવે છે. દુનિયાની સામાન્ય મખ્લૂકો આસમાની અને જમીની ખાસ ખાસ સ્વરૂપોમાં જ ઓળખવામાં આવે છે, પછી તેની વિભિન્ન પ્રકારોમાં વહેંચણી અને દરેક પ્રકારની અલગ વિશિષ્ટ શકલ અને સ્વરૂપ હોય છે અને એક જ પ્રકારના માનવોમાં પણ પુરુષ અને સ્ત્રીની શકલ અને સ્વરૂપમાં તફાવત હોય છે, પછી બધા પુરુષો અને બધી સ્ત્રીઓના ચહેરાઓમાં પરસ્પર એવી વિશેષતા હોય છે કે અબજો અબજો માણસો દુનિયામાં પેદા થયા, એકનો ચહેરો સંપૂર્ણ રીતે બીજાને નથી મળતો કે તફાવત ન જ કરી શકાય. આ અલ્લાહ તઆલાની કુદરતની વિશિષ્ટતા છે અને માત્ર તે એક જ જાત ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂની બનાવટનો કરિશ્મો છે જેમાં તેનો કોઈ ભાગીદાર નથી. જે રીતે અલ્લાહ તઆલા સિવાયનાઓ માટે તકબ્બુર જાઈઝ નથી કે કિબ્રિયાઅ્ (મોટાઈ) માત્ર અલ્લાહ તઆલાની જ સિફત છે એ જ પ્રમાણે સ્વરૂપ બનાવવું (સજીવની તસવીર કે મૉડલ બનાવવું) અલ્લાહ તઆલા સિવાયની મખ્લૂક માટે જાઈઝ નથી કારણ કે તે પણ અલ્લાહ તઆલાની ખાસ સિફતમાં ભાગીદારીનો અમલી દા'વો છે.

لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى એટલે કે અલ્લાહ તઆલાના સારા સારા નામ છે, કુર્આને કરીમમાં તે નામોની સંખ્યા નિશ્ચિત નથી કરવામાં આવી. સહીહ હદીષોમાં નવ્વાણુંની સંખ્યા બતાવવામાં આવી છે. તિરમિઝીની એક હદીષમાં આ બધા એક સ્થળે ઉપસ્થિત છે અને ઘણા ઉલમાએ અસ્માઉલ હુસ્ના ઉપર આગવી કિતાબો લખી છે. નાચીઝની પણ એક નાની કિતાબ "અસ્માએ હુસ્ના"ના નામથી મુનાજાતે મકબૂલની શરૂઆતમાં પ્રકાશિત થઈ છે.

يُسَبِّحُ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ આ તસ્બીહ દરેક વસ્તુના અસ્તિત્વની

સ્થિતિ પ્રમાણે હોય તો દેખીતું છે કે સમગ્ર મખ્લૂક અને તેમાં ઉપસ્થિત આશ્ચર્યજનક કારીગીરી અને શકલો સૂરત વર્તમાન પરિસ્થિતિથી એટલે કે પોતાના અસ્તિત્વના આધારે પોતાને બનાવનારાની તા'રીફ અને વખાણમાં પ્રવૃત્ત છે અને બની શકે છે કે વાસ્તવિક વખાણ પણ ભાવાર્થ સ્વરૂપે હોય, કારણ કે વાસ્તવિકતા એ જ છે કે બધી જ વસ્તુઓને દુનિયામાં પોતપોતાના સ્વરૂપની બુદ્ધિ અને સમજ આપવામાં આવી છે અને બુદ્ધિ તથા સમજદારીનો સૌથી પહેલો તકાદો એ છે કે પોતાના બનાવનારને ઓળખે અને તેનો ઉપકાર માને, તેથી દરેક વસ્તુ વાસ્તવમાં અલ્લાહ તઆલાના વખાણ કરી રહી છે તો એવું કહેવામાં ક્યાંય ખોટું નથી. જો કે આપણે તેમની તસ્બીહને કાનોથી ન સાંભળી શકતા હોય તેથી કુર્આને કરીમે એક સ્થળે કહ્યું છે وَلٰكِنْ لَّا تَفْقَهُوْنَ تَسْبِيْحَهُمْ એટલે કે તમે તેમની તસ્બીહ (વખાણ કરવા)ને સાંભળી નથી શકતા.

**સૂરએ હશ્રની અંતિમ આયતોના લાભ અને બરકત :**

તિરમિઝીમાં હઝરત મઅ્કલ બિન યસાર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે સવારના સમયે ત્રણ વખતે اَعُوْذُ بِاللّٰهِ السَّمِيْعِ الْعَلِيْمِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ અને ત્યાર પછી ત્રણ વખતે સૂરએ હશ્રની અંતિમ ત્રણ આયતો هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ થી સૂરતના અંત સુધી પઢી લે તો અલ્લાહ તઆલા સિત્તેર હજાર ફરિશ્તાઓ નક્કી કરી આપે છે જે સાંજ સુધી તેના માટે રહમતની દુઆ કરતા રહે છે. જો તે એ દિવસે મૃત્યુ પામે તો શહાદતની મોત નસીબ થશે અને જેણે સાંજે આ જ વાક્યો ત્રણ વખતે પઢી લીધા તો આ જ દરજ્જો તેને પ્રાપ્ત થશે. *(મઝહરી)*

بِعَوْنِ اللّٰهِ تَعَالٰى سُبْحَانَهٗ وَحَمْدِهٖ تَمَّتْ سُوْرَةُ الْحَشْرِ

لِعَاشِرِ جُمَادَى الْاُوْلٰى ١٣٩١ھ ضُحٰى يَوْمِ الْاَحَدِ وَيَتْلُوْهَا اِنْشَاءَ اللّٰهُ تَعَالٰى سُوْرَةُ الْمُمْتَحِنَةِ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ હશ્રનો અનુવાદ પૂર્ણ થયો.



તારીખ : ૧૧ જૂન ૨૦૧૪ મુતાબિક ૧૨ શઅબાન ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

## પ્રકરણ (૬૦)

# સૂરએ મુમ્તહિનહ

સૂરએ મુમ્તહિનહ મદીનામાં નાઝિલ થઈ અને તેની ૧૩ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મુમ્તહિનહ : આયત નં. ૧ થી ૬)**

آياتها ١٣ ۞ ٦٠ سُوْرَةُ الْمُمْتَحِنَةِ مَدَنِيَّةٌ ٩١ ۞ رُكُوْعَاتُهَا ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْا عَدُوِّيْ وَعَدُوَّكُمْ اَوْلِيَآءَ تُلْقُوْنَ اِلَيْهِمْ
بِالْمَوَدَّةِ وَقَدْ كَفَرُوْا بِمَا جَآءَكُمْ مِّنَ الْحَقِّ ۚ يُخْرِجُوْنَ الرَّسُوْلَ وَاِيَّاكُمْ اَنْ
تُؤْمِنُوْا بِاللّٰهِ رَبِّكُمْ ؕ اِنْ كُنْتُمْ خَرَجْتُمْ جِهَادًا فِيْ سَبِيْلِيْ وَابْتِغَآءَ مَرْضَاتِيْ ۖ
تُسِرُّوْنَ اِلَيْهِمْ بِالْمَوَدَّةِ ۖ وَاَنَا اَعْلَمُ بِمَاۤ اَخْفَيْتُمْ وَمَاۤ اَعْلَنْتُمْ ؕ وَمَنْ يَّفْعَلْهُ
مِنْكُمْ فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ① اِنْ يَّثْقَفُوْكُمْ يَكُوْنُوْا لَكُمْ اَعْدَآءً وَّيَبْسُطُوْۤا
اِلَيْكُمْ اَيْدِيَهُمْ وَاَلْسِنَتَهُمْ بِالسُّوْٓءِ وَوَدُّوْا لَوْ تَكْفُرُوْنَ ② لَنْ تَنْفَعَكُمْ اَرْحَامُكُمْ
وَلَاۤ اَوْلَادُكُمْ ۛۚ يَوْمَ الْقِيٰمَةِ ۛۚ يَفْصِلُ بَيْنَكُمْ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ③ قَدْ كَانَتْ لَكُمْ
اُسْوَةٌ حَسَنَةٌ فِيْۤ اِبْرٰهِيْمَ وَالَّذِيْنَ مَعَهٗ ۚ اِذْ قَالُوْا لِقَوْمِهِمْ اِنَّا بُرَءٰٓؤُا
مِنْكُمْ وَمِمَّا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۫ كَفَرْنَا بِكُمْ وَبَدَا بَيْنَنَا وَبَيْنَكُمُ
الْعَدَاوَةُ وَالْبَغْضَآءُ اَبَدًا حَتّٰى تُؤْمِنُوْا بِاللّٰهِ وَحْدَهٗۤ اِلَّا قَوْلَ اِبْرٰهِيْمَ لِاَبِيْهِ

لَاَسْتَغْفِرَنَّ لَكَ وَمَآ اَمْلِكُ لَكَ مِنَ اللّٰهِ مِنْ شَیْءٍ ؕ رَبَّنَا عَلَیْكَ
تَوَكَّلْنَا وَاِلَیْكَ اَنَبْنَا وَاِلَیْكَ الْمَصِیْرُ ۝٤ رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلَّذِیْنَ كَفَرُوْا
وَاغْفِرْ لَنَا رَبَّنَا ۚ اِنَّكَ اَنْتَ الْعَزِیْزُ الْحَكِیْمُ ۝٥ لَقَدْ كَانَ لَكُمْ فِیْهِمْ اُسْوَةٌ
حَسَنَةٌ لِّمَنْ كَانَ یَرْجُوا اللّٰهَ وَالْیَوْمَ الْاٰخِرَ ؕ وَمَنْ یَّتَوَلَّ فَاِنَّ اللّٰهَ هُوَ الْغَنِیُّ الْحَمِیْدُ ۝٦ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*હે ઈમાનવાળાઓ ! મારા અને પોતાના દુશ્મનોને દોસ્ત ન બનાવો, તમે તેમને દોસ્તીથી સંદેશ મોકલો છો અને તેઓ ઈન્કારી થયા છે એનાથી જે તમારી પાસે સાચો દીન આવ્યો, રસૂલને અને તમને કાઢી મૂકે છે એ વાત ઉપર કે તમે અલ્લાહને માનો છો જે તમારો પરવરદિગાર છે, જો તમે મારા માર્ગમાં લડવા માટે નીકળ્યા છો અને મારી ખુશી પ્રાપ્ત કરવા માટે તમે તેમને ગુપ્ત રીતે દોસ્તીનો સંદેશ મોકલો છો !? અને મને સારી પેઠે ખબર છે જે તમે છુપાવ્યું અને જે તમે જાહેર કર્યું અને જે કોઈ તમારામાં આ કામ કરે તો તે સીધો માર્ગ ભૂલી ગયો. (૧) જો તમે તેમના હાથ લાગી જાઓ તો તમારા દુશ્મન થઈ જાય અને તમારા ઉપર પોતાના હાથ અને પોતાની જીભ બુરાઈ સાથે ચલાવે અને ઈચ્છે કે કોઈ પણ રીતે તમે પણ કાફિર થઈ જાઓ. (૨) કદાપિ તમારા કુટુંબ કામ લાગશે નહીં અને ન જ તમારી અવલાદ, કયામતના દિવસે તે તમારામાં ફેંસલો કરશે અને જે કંઈ તમે કરો છો અલ્લાહ સઘળું જુએ છે. (૩) તમારે ઈબ્રાહીમ (અલૈ.)ના (નમૂનાપાત્ર જીવન પ્રમાણે) સારા માર્ગે ચાલવું જોઈએ અને જેઓ તેમની સાથે હતા, જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, અમે તમારાથી અલગ છે અને તેમનાથી (પણ) જેમને તમે અલ્લાહના સિવાય પૂજો છો, અમે તમારાથી ઈન્કારી થયા અને અમારામાં અને તમારામાં દુશ્મની અને વેર હંમેશા માટે ઊભા થઈ ગયા ત્યાં સુધી કે તમે અલ્લાહ ઉપર ઈમાન લાવો જે એકલો છે પરંતુ એક ઈબ્રાહીમ (અલૈ.)નું પોતાના બાપને કહેવું કે હું તમારા માટે મા'ફી માંગીશ*

*અને હું તમારા લાભનો અલ્લાહના હાથથી કોઈ વસ્તુનો માલિક નથી, હે અમારા પરવરદિગાર ! અમે તારા ઉપર ભરોસો કર્યો અને તારા તરફ રુજૂઅ થયા અને તારા તરફ જ સૌએ પાછા આવવાનું છે. (૪) હે અમારા પરવરદિગાર ! તું અમને કાફિરો માટે કસોટીરૂપ ન બનાવ અને અમને મા'ફ કર, હે અમારા પરવરદિગાર ! તું જ જબરદસ્ત હિકમતવાળો છે. (૫) અલબત્ત, તમારે સારી ચાલ ચાલવી જોઈએ તે લોકોની જે કોઈ ઉમ્મીદ રાખે છે અલ્લાહની અને છેલ્લા દિવસની અને જે કોઈ મોઢું ફેરવશે તો અલ્લાહ તે જ છે બેપરવા બધા જ વખાણપાત્ર. (૬)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! તમે મારા દુશ્મનો અને પોતાના દુશ્મનોને મિત્ર ન બનાવો કે તેમની દોસ્તીની જાહેરાત કરવા લાગો (એટલે કે ભલે દિલથી મિત્રતા ન હોય પરંતુ એવો મિત્રતાપૂર્વક વર્તાવ પણ ન કરો) જ્યારે કે તમારી પાસે જે દીને હક્ક આવી ચૂક્યો છે તેઓ તેના ઇન્કારી છે (જેનાથી તેમનું અલ્લાહ તઆલાના દુશ્મન હોવું જાણ થઈ જે આયતમાં عَدُوِّیْ "અદુવ્વી" શબ્દથી વર્ણન કરવામાં આવ્યું) રસૂલને અને તમને એ બીનાએ કે તમે પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લઈ આવ્યા દેશનિકાલ કરી ચૂક્યા છે (આ عَدُوَّکُمْ "અદુવ્વકુમ"નું વર્ણન છે, એટલે કે તેઓ માત્ર અલ્લાહ તઆલાના જ દુશ્મન નથી તમારા પણ દુશ્મન છે, મતલબ કે એવા લોકો સાથે મિત્રતા ન કરો) જો તમે મારા માર્ગમાં જિહાદ કરવાના હેતુથી અને મારી ખુશી શોધવાના હેતુથી (પોતાના ઘરોએથી) નીકળ્યા છો (કાફિરોની દોસ્તી જેનો ખુલાસો કાફિરની ખુશીની ફિકર છે અને આ અલ્લાહ તઆલાની ખુશી તથા તેને યોગ્ય અમલોથી વિરુદ્ધ છે) તમે તેમની સાથે છાના છાના દોસ્તીની વાતો કરો છો ? (એટલે કે પ્રથમ તો દોસ્તી કરવી જ ખરાબ વસ્તુ છે પછી ગુપ્ત સંદેશા મોકલવા જે ખાસ લગાવ અને સંબંધની નિશાની છે એ તેનાથી પણ વધારે ખરાબ છે) જ્યારે કે મને બધી જ વસ્તુની સારી પેઠે જાણ છે તમે જે કંઈ છુપાઈને કરો છો અને જે જાહેર કરીને કરો છો (એટલે કે તેમની દોસ્તીની મનાઈના જે બીજા કારણો ઉપસ્થિત છે તે રીતે તેમની દોસ્તીની મનાઈનું આ કારણ પણ છે કે અલ્લાહ તઆલાને દરેક વસ્તુની ખબર છે) અને (આગળ તેના ઉપર ચેતવણી છે કે) જે વ્યક્તિ તમારામાંથી એવું કરશે તે સાચા માર્ગથી

ભટકી ગયો (અને ગુમરાહોનું પરિણામ ખબર જ છે, આગળ તેમની દુશ્મનીનું વર્ણન છે કે તેઓ તમારા એવા સખત દુશ્મન છે કે) જો તેમને તમારા ઉપર કાબૂ પ્રાપ્ત થઈ જાય તો (તરત જ) દુશ્મની જાહેર કરવા લાગે અને (એ દુશ્મનીની જાહેરાત એ છે કે) તમારા ઉપર બુરાઈ (અને નુકસાન પહોંચાડવા)ની સાથે હાથ ઉપાડે અને જીભ ઉપાડવા લાગે (આ તો દુનિયવી નુકસાન છે) અને (દીની નુકસાન એ છે કે) તેઓ એ વાતથી જ સંતોષ પામશે કે તમે કાફિર બની જાઓ (બસ એવા લોકો દોસ્તીપાત્ર નથી અને જો તમને દોસ્તી વિશે પોતાના બાળબચ્ચાંનો વિચાર હોય તો સારી પેઠે જાણી લો કે) તમારા સગાંવહાલા અને અવલાદ કયામતના દિવસે તમારા (કંઈ જ) કામ આવશે નહીં, અલ્લાહ તમારા દરમિયાન ઠીક ઠીક ફૈસલો કરશે અને અલ્લાહ તમારા સૌના અમલોને સારી પેઠે જુએ છે (બસ દરેક અમલનો ફૈસલો ઠીક ઠીક કરશે, બસ જો તમારા અમલો સજાપાત્ર હશે તો આ સજાથી અવલાદ અને સંબંધીઓ બચાવી શકશે નહીં, પછી તેમની સહાનુભૂતિમાં અલ્લાહના હુકમ વિરુદ્ધ કરવું ખૂબ જ નીંદનીય પ્રવૃત્તિ છે અને તેનાથી આવા પ્રસંગે માલ ધ્યાન આપવાપાત્ર નથી એ વધારે દેખીતું છે. આગળ પ્રસ્તુત હુકમની તાકીદ માટે હઝરત ઈબ્રાહીમ અલૈ.નો કિસ્સો વર્ણન કર્યો કે) તમારા માટે ઈબ્રાહીમ (અલૈ.)માં અને તે લોકોમાં જેઓ (ઈમાન અને આજ્ઞાપાલનમાં) તેમના જેવા જ હતા એક ઉમદા નમૂનો છે (એટલે કે આ વિશે કાફિરો સાથે એવો વર્તાવ રાખવો જોઈએ જેમકે હઝરત ઈબ્રાહીમ અલૈ. અને તેમના અનુયાયીઓએ કર્યું) જ્યારે કે તે સૌએ (વિવિધ પરિસ્થિતિમાં) પોતાની કોમ(ના લોકો)ને કહી આપ્યું કે અમે તમારાથી અને તમે જેને અલ્લાહના સિવાય મઅ્બૂદ સમજો છો તેનાથી અળગા છીએ (વિવિધ પરિસ્થિતિઓ એટલા માટે કહેવામાં આવ્યું કે ઈબ્રાહીમ અલૈ.એ જે સમયે પ્રથમ આ વાત પોતાની કોમને કહી હતી એ વખતે તેઓ બિલકુલ એકલા હતા, પછી જેમ જેમ લોકો તેમની સાથે થતા ગયા કાફિરો સાથે સંબંધવિચ્છેદ મૌખિક રીતે અને પોતાની પ્રવૃત્તિઓથી કરતા ગયા. આગળ આ જ અળગા થઈ જવાનું વર્ણન છે કે) અમે તમારા (એટલે કે કાફિરો અને તેમના મઅ્બૂદોના) ઈન્કારી છીએ (એટલે કે તમારા અકીદાઓ અને તમારા મઅ્બૂદોની પૂજાના ઈન્કારી છીએ, આ તો અકીદાના આધારે અલગાવ જાહેર થયો) અને (વ્યવહારથી અલગાવનો વર્તાવ એ છે કે) અમારામાં

અને તમારામાં હંમેશા માટે દુશ્મની અને વેર (ઘણું) જાહેર થઈ ગયું (કારણ કે દુશ્મનીનું કારણ અકીદાનો વિરોધ છે અને હવે તેની વધારે જાહેરાત થઈ ગઈ તો દુશ્મની પણ વધી ગઈ, દુશ્મની અને વેર આ બંનેનું એકઠું કરવું અત્રે તાકીદ માટે છે અને આ દુશ્મની અમને તમારી સાથે કાયમી ધોરણે રહેશે) જ્યાં સુધી કે તમે એક અલ્લાહ ઉપર ઈમાન ન લાવો (મતલબ કે ઈબ્રાહીમ અલૈ. અને તેમના અનુયાયીઓએ કાફિરો સાથે સ્પષ્ટ રીતે સંબંધવિચ્છેદ કરી નાંખ્યો) પરંતુ ઈબ્રાહીમ (અલૈ.)ની એટલી વાત તો પોતાના પિતા સાથે થઈ હતી (જેનાથી દેખીતી રીતે તેમની સાથે મહોબ્બત અને દોસ્તીની સંભાવના જાહેર થતી હતી) કે હું તમારા માટે મા'ફી માંગીશ અને તમારા માટે (મા'ફીથી વધારે) મને અલ્લાહ સામે કોઈ વાતનો અધિકાર નથી (કે દુઆ કબૂલ કરાવું અથવા ઈમાન ન લાવવા છતાં તમને અઝાબથી બચાવી લઉં. મતલબ એ છે કે આટલી વાત તો ઈબ્રાહીમ અલૈ.એ કહી હતી જેનો અર્થ તમારામાંથી અમુક લોકો સમુળગી મા'ફી સમજી ગયા, જ્યારે કે અહીંયાં મા'ફીનો બીજો અર્થ છે એટલે કે તેમના માટે એવી દુઆ કરવાનું કહેવામાં આવ્યું છે કે તેઓ ઈમાન લાવીને મા'ફીના હકદાર બની જાય જેની બધાને પરવાનગી છે અને વાસ્તવમાં તે સંબંધવિચ્છેદથી વિપરીત પણ નથી પરંતુ સંબંધનું જાહેર સ્વરૂપ અને મા'ફીના જાહેર અર્થ પ્રમાણે તેને શંકાસ્પદ કહી શકાય છે. આ વાતચીત તો હઝરત ઈબ્રાહીમ અલૈ.ની પોતાની કોમ સાથે થઈ, આગળ તેમની દુઆનો વિષય છે, એટલે કે કાફિરો સાથે સંબંધવિચ્છેદ કરીને તેમને એ વિશે અલ્લાહ તઆલાને વિનંતી કરી કે) હે અમારા પરવરદિગાર ! અમે (કાફિરો સાથે અલગાવનું એ'લાન અને દુશ્મનીના મા'મલામાં) તારા ઉપર ભરોસો કરીએ છીએ અને (તું જ અમારી બધી મુશ્કેલીઓ અને મુસીબતો દૂર કરનાર છે અને દુશ્મનોના ત્રાસથી સુરક્ષા પ્રદાન કરનારો છે અને વળી ઈમાન લાવવામાં) તારા જ તરફ રુજૂઅ્ કરીએ છીએ અને (ભરોસો રાખીએ છીએ કે) તારા જ તરફ (સૌને) પાછા વળવાનું છે (આ ભરોસાના કારણે અમે જે કંઈ કાફિરો સાથે અલગાવની જાહેરાત કરી છે તે માત્ર નિખાલસતાથી જ કરી છે તેમાં કોઈ દુનિયવી સ્વાર્થ સામેલ નથી અને એનાથી ગર્વ કે મિથ્યાભિમાનનો પણ હેતુ નથી) હે અમારા પરવરદિગાર ! અમને કાફિરો માટે કસોટીરૂપ ન બનાવ (એટલે કે અમારા ઉપર આ અલગાવથી આ કાફિરો જુલમ ન કરવા પામે) અને હે

અમારા પરવરદિગાર અમારા ગુનાહો મા'ફ કરી આપ, બેશક ! તું જબરદસ્ત હિકમતવાળો છે (અને દરેક પ્રકારની શક્તિ ધરાવે છે) બેશક ! તે લોકોમાં (એટલે કે ઈબ્રાહીમ અલૈ. અને તેમના અનુયાયીઓમાં) તમારા માટે એટલે કે એવા લોકો માટે ઉમદા નમૂનો છે જેઓ અલ્લાહ(ની સામે જવા)નો અને કયામતના દિવસ (આવવા)નો અકીદો ધરાવતા હોય (એટલે કે આ અકીદો ઈબ્રાહીમ અલૈ.ના અનુસરણ માટે આવશ્યક છે) અને (આગળ બીજી રીતે ચેતવણી આપવામાં આવી છે જેમકે આનાથી પહેલાં وَمَنْ يَّفْعَلْهُ માં ચેતવણી આવી ચૂકી છે એટલે કે) જે વ્યક્તિ (આ હુકમથી) મોઢું ફેરવશે, બસ (તેનું જ નુકસાન થશે કારણ કે) અલ્લાહ તઆલા તો બિલકુલ બેપરવા અને (સંપૂર્ણ સિફતો ધરાવનાર હોવાથી) વખાણપાત્ર છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતની શરૂઆતના ભાગમાં કાફિરો અને મુશ્રિકો સાથે ગાઢ મૈત્રી અને એવા મિત્રતાપૂર્ણ સંબંધ રાખવાની મનાઈ અને પ્રતિબંધ વિશે વર્ણન અને તેના ઊતરવાની એક ખાસ ઘટના છે.

### આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

તફસીરે કુર્તુબીમાં કુશયરી અને ષુઅ્લબીના હવાલાથી આવ્યું છે કે ગઝ્વએ બદ્ર પછી ફત્હે મક્કાથી પહેલા મક્કા મુકર્રમહની એક ગાયક સ્ત્રી જેનું નામ સારહ હતું, પહેલાં મદીના તય્યિબહ આવી, રસૂલે કરીમ ﷺએ તેને પૂછ્યું કે શું તમે હિજરત કરીને આવ્યા છો ? તો કહ્યું કે નહીં; પછી આપ ﷺએ પૂછ્યું કે પછી તમે મુસલમાન થઈને આવ્યા છો ? તેણે એનો પણ ઈન્કાર કર્યો. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે પછી અહીંયાં શું મકસદથી આવ્યા છો ? તેણે કહ્યું કે તમે લોકો મક્કા મુકર્રમહના ઊંચા ખાનદાનના લોકો હતા, તમારાથી જ મારું ગુજરાન ચાલતું હતું, હવે મક્કા મુકર્રમહના મોટા સરદારો પણ ગઝ્વએ બદ્રમાં માર્યા ગયા અને તમે લોકો અહીંયાં ચાલ્યા આવ્યા તો મારું ગુજરાન મુશ્કેલ થઈ ગયું છે, હું સખત તકલીફ અને જરૂરતમાં સપડાઈને તમારી મદદ લેવા માટે અહીંયાં આવી છું. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે તમે તો મક્કા મુકર્રમહના માલદાર ગાયક છો, તે મક્કાના નવયુવાનોનું શું થયું (જે તમારા ઉપર રૂપિયા પૈસાનો વરસાદ

કરતા હતા) ? તેણે કહ્યું કે બદ્રની ઘટના પછી (તેમની મહેફિલો અને જશ્ન બધું ખતમ થઈ ચૂક્યું છે) કોઈએ મને બોલાવી નથી, રસૂલે કરીમ ﷺએ બની અબ્દુલ મુત્તલીબને તેની મદદ કરવા માટે પ્રેર્યા, તેમણે તેને રોકડ અને પોશાક વગેરે આપીને રવાના કર્યા.

આ એ સમય હતો જ્યારે સુલહે હુદૈબિય્યહના કરારને તોડી નાંખવામાં આવ્યો હતો તથા રસૂલે કરીમ ﷺએ મક્કાના કાફિરો ઉપર આક્રમણ કરવાનો ઈરાદો કરીને તેની ગુપ્ત તૈયારીઓ શરૂ કરી રાખી હતી અને આ દુઆ પણ કરી હતી કે અમારું રહસ્ય મક્કાવાળાઓ ઉપર સમય પહેલાં જાહેર ન થાય, આ બાજુ પ્રથમ હરોળના મુહાજિરોમાં એક સહાબી હાતિબ બિન અબી બલ્તઆહ (રદિ.) હતા જેઓ વાસ્તવમાં યમનના નિવાસી હતા, મક્કા મુકર્રમહમાં આવીને સ્થાયી થઈ ગયા હતા, ત્યાં તેમનું કોઈ કુટુંબ કબીલો ન હતો, તેઓ ત્યાં જ મુસલમાન થઈ ગયા પછી હિજરત કરીને મદીના તય્યિબહ આવી ગયા. તેમના બાળબચ્ચાં પણ મક્કામાં જ હતા. રસૂલે કરીમ ﷺ અને ઘણા સહાબએ કિરામ (રદિ.)ની હિજરત પછી મક્કાના મુશ્રિકો તે મુસલમાનોને કે જેઓ મક્કા મુકર્રમહમાં રહી ગયા હતા ખૂબ સતાવતા હતા અને પરેશાન કરતા હતા, જે મુહાજિરોના સગાં સંબંધીઓ મક્કામાં મોજૂદ હતા તેમને તો કોઈપણ પ્રકારે સુરક્ષા પ્રાપ્ત ન હતી. હાતિબ (રદિ.)ને એવી ફિકર હતી કે મારા ઘરવાળાઓને દુશ્મનોના ત્રાસથી બચાવનાર ત્યાં કોઈ નથી, તેમણે પોતાના બાળબચ્ચાંના રક્ષણની તક ગનીમત જાણી કે મક્કાવાળાઓ ઉપર કંઈક અહેસાન કરી દેવામાં આવે તો તેઓ તેમના બાળકો ઉપર જુલમ કરશે નહીં.

તેમને પોતાની રીતે આવો વિશ્વાસ હતો કે રસૂલે કરીમ ﷺને તો અલ્લાહ તઆલા વિજય જ આપશે, તેમને અથવા ઈસ્લામને આ રહસ્ય જાહેર કરવાથી કોઈ નુકસાન પહોંચશે નહીં. જો હું તેમને કોઈ પત્ર લખીને તેની જાણકારી આપી દઉં કે રસૂલે કરીમ ﷺનો ઈરાદો તમારા લોકો ઉપર હુમલો કરવાનો છે તો આવું કરવાથી અમારા બાળકોનું રક્ષણ થઈ જશે, તેમનાથી એ ભૂલ થઈ ગઈ કે એક ગુપ્ત પત્ર મક્કાવાળાઓના નામે લખીને તે મક્કા જનારી સ્ત્રી સારહને સોંપી દીધો. *(કુર્તુબી અને મઝહરી)*

રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલાએ વહી દ્વારા આ બાબતની સૂચના

આપી દીધી અને તે પણ રસૂલે કરીમ ﷺને જાણ થઈ ગઈ કે આ સ્ત્રી અત્યારે રોઝએ ખાખના સ્થળ સુધી પહોંચી ચૂકી છે.

સહીહૈન, બુખારી અને મુસ્લિમમાં હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ મને અને અબૂ મુરષદ તથા ઝુબૈર બિન અવામને હુકમ આપ્યો કે ઘોડાઓ ઉપર સવાર થઈને તે સ્ત્રીનો પીછો કરો, તે તમને રોઝએ ખાખના સ્થળે મળશે અને તેની સાથે હાતિબ બિન અબી બલ્તઅહનો પત્ર મક્કાના મુશ્રિકોના નામે છે તેને પકડીને તે પત્ર પાછો લઈ લો. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ કહે છે કે અમે હુકમ પ્રમાણે ઝડપથી તેનો પીછો કર્યો અને ઠીક તે સ્થળે જ જેના માટે રસૂલે કરીમ ﷺએ ખબર આપી હતી તે સ્ત્રીને ઊંટ ઉપર સવાર થઈને જતાં પકડી લીધી અને અમે કહ્યું કે તે પત્ર કાઢો જે તમારી પાસે છે. તેણે કહ્યું કે મારી પાસે કોઈનો પત્ર નથી, અમે તેના ઊંટને બેસાડી દીધું અને તેની તલાશી લીધી પરંતુ પત્ર અમને મળ્યો નહીં પરંતુ અમે દિલમાં જ્યારે કહ્યું કે રસૂલે કરીમ ﷺની ખબર જૂઠી નથી હોઈ શકતી, અવશ્ય તેણે પત્રને ક્યાંક છુપાવી દીધો છે તો અમે તેને કહ્યું કે યા તો પત્ર કાઢો નહીં તો અમે તમારા કપડાં ઉતારાવીશું.

જ્યારે તેણે જોયું કે તેના છુટકારાનો કોઈ માર્ગ નથી તો પોતાની ઈજારમાંથી આ પત્ર કાઢ્યો, અમે આ પત્ર લઈને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા. હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ ઘટના સાંભળતા જ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે આ વ્યક્તિએ અલ્લાહ અને તેના રસૂલ તથા બધા મુસલમાનોની ખયાનત કરી કે આપણું રહસ્ય કાફિરોને લખી મોકલ્યું, મને પરવાનગી આપો કે હું તેની ગરદન ઉડાવી દઉં.

રસૂલે કરીમ ﷺએ હાતિબ બિન બલ્તઆહને પૂછ્યું કે તમને કઈ વસ્તુએ આવી પ્રવૃત્તિ માટે ઉભાર્યા, હાતિબ ઇબ્ને અબી બલ્તઆહ (રદિ.)એ કહ્યું કે યા રસૂલુલ્લાહ ﷺ ! મારા ઈમાનમાં અત્યારે પણ તસુમાત્ર ફરક નથી પરંતુ વાત એમ છે કે મારા દિલમાં એવો વિચાર આવ્યો કે હું મક્કાવાળાઓ ઉપર કંઈક અહેસાન કરી દઉં જેથી તે મારા બાળબચ્ચાંને કંઈ જ ન કહે, મારા સિવાય બીજા મુહાજિરોમાં કોઈ એવો નથી જેમનું કુટુંબ કબીલો ત્યાં ઉપસ્થિત ન હોય જે તેમના બાળકોનું રક્ષણ કરે છે.

રસૂલે કરીમ ﷺએ હાતિબ (રદિ.)નું નિવેદન સાંભળીને કહ્યું કે તેમણે સાચું કહ્યું છે, તેમના વિશે ભલાઈ સિવાય કંઈ ન કહો. હઝરત ફારૂક (રદિ.)એ (પોતાની ઈમાની ગયરતથી) ફરી પોતાની વાત દોહરાવી અને તેમને કતલ કરવાની પરવાનગી માંગી, આપ ﷺએ ફરમાવ્યું કે શું આ બદ્રવાળા (એટલે કે બદ્રમાં ભાગ લેનાર)માંથી નથી ? અલ્લાહ તઆલાએ ગઝ્વએ બદ્રમાં ભાગ લેનાર દરેકની મગફિરતનું અને તેમના માટે જન્નતના વાયદાનું એ'લાન કરી દીધેલ છે. આ સાંભળીને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની આંખોમાં આંસુ આવી ગયા અને વિનંતી કરી કે અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺને જ વાસ્તવિકતાનું જ્ઞાન છે. (આ બુખારીની રિવાયત "કિતાબુલ મગાઝી" ગઝ્વએ બદ્રમાં છે. —ઈબ્ને કષીર) અને અમુક રિવાયતોમાં હાતિબ (રદિ.)નું આ નિવેદન પણ છે કે મેં આ કામ ઈસ્લામ અને મુસલમાનોને નુકસાન પહોંચાડવા માટે કદાપિ નથી કર્યું, કારણ કે મારો વિશ્વાસ હતો કે રસૂલે કરીમ ﷺને જીત મળવાની જ છે. મક્કાવાળાઓને ખબર મળી જાય તો પણ કોઈ નુકસાન થવાનું નથી.

આ ઘટનાની બીનાએ સૂરએ મુમ્તહિનાની શરૂઆતની આયતો નાઝિલ થઈ જેમાં આ ઘટના ઉપર તાકીદ અને ચેતવણી તથા મુસલમાનોએ કાફિરો સાથે કોઈ પ્રકારની ગાઢ મિત્રતાનો સંબંધ રાખવાને હરામ ઠરાવવામાં આવ્યું છે.

يَـٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْا عَدُوِّىْ وَعَدُوَّكُمْ اَوْلِيَآءَ تُلْقُوْنَ اِلَيْهِمْ بِالْمَوَدَّةِ

એટલે કે હે ઈમાનવાળાઓ ! મારા દુશ્મન અને પોતાના દુશ્મનને મિત્ર ન બનાવો કે તમે તેમને દોસ્તીનો સંદેશ આપો, તેમાં આ જ ઉપરોક્ત ઘટના તરફ ઈશારો છે કે આ પ્રમાણેનો પત્ર કાફિરોને લખવો તેમને દોસ્તીનો સંદેશ આપવા સમાન છે અને આયતમાં શબ્દ કાફિરોને છોડીને عَـــدُوِّىْ (અદુવ્વી) અને عَـــدُوَّكُـــمْ (અદુવ્વકુમ)નો વિષય અપનાવવામાં પ્રથમ તો આ હુકમની દલીલ તરફ ઈશારો થઈ ગયો કે પોતાના અને અલ્લાહના દુશ્મનો સાથે દોસ્તીની અપેક્ષા રાખવી સખત ધોકો છે તેનાથી બચો. બીજું એ તરફ પણ ઈશારો થઈ ગયો કે કાફિર જ્યાં સુધી કાફિર છે તે કોઈ મુસલમાનનો જ્યાં સુધી કે તે મુસલમાન છે મિત્ર નથી હોઈ શકતો, તે અલ્લાહ તઆલાનો દુશ્મન છે તો મુસલમાન જે અલ્લાહ તઆલાની મહોબ્બતનો દા'વેદાર છે તેનાથી તેની દોસ્તી કેવી રીતે હોઈ શકે છે !

وَقَدْ كَفَرُوْا بِمَا جَآءَكُمْ مِّنَ الْحَقِّ يُخْرِجُوْنَ الرَّسُوْلَ وَاِيَّاكُمْ اَنْ تُؤْمِنُوْا بِاللّٰهِ رَبِّكُمْ માં حق (હક્ક)થી ભાવાર્થ કુર્આન અથવા ઈસ્લામ છે. આ આયતમાં તેમનું કુફ્ર જે દુશ્મનીનું મૂળ કારણ છે તેનું વર્ણન કર્યા પછી તેમની જાહેર દુશ્મનાવટને પણ બતાવવામાં આવી કે તેમણે તમને અને તમારા રસૂલને પોતાના પ્રિય વતનમાંથી કાઢ્યા અને આ કાઢવાનું કારણ કોઈ દુનિયવી હેતુ ન હતો બલકે માત્ર તમારું ઈમાન તેનું કારણ હતું તો આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે જ્યાં સુધી તમે મો'મિન છો તેઓ તમારા મિત્ર નથી બની શકતા. આ એ વાત તરફ ઈશારો છે કે જેમકે હાતિબ (રદિ.)ને એવો ખ્યાલ હતો કે તેમના ઉપર અમુક અહેસાન કરી આપીશું તો તેઓ મારા બાળબચ્ચાંનું રક્ષણ કરશે, આવું વિચારવું ખોટું છે કારણ કે તેઓ તમારા દુશ્મન ઈમાનના કારણે છે જ્યાં સુધી અલ્લાહ ન ચાહે તમારું ઈમાન સમાપ્ત ન થઈ જાય તેમની સાથે કોઈ દોસ્તી અને સંબંધની અપેક્ષા રાખવી નર્યો ધોકો છે.

اِنْ كُنْتُمْ خَرَجْتُمْ جِهَادًا فِىْ سَبِيْلِىْ وَابْتِغَآءَ مَرْضَاتِىْ તેમાં પણ એ તરફ ઈશારો છે કે જો તમારી હિજરત વાસ્તવમાં ખરેખર અલ્લાહ તઆલાના માટે અને તેની ખુશી માટે હતી તો કોઈ અલ્લાહ તઆલાના દુશ્મન કાફિરથી કેવી અપેક્ષા રાખવામાં આવી શકે છે કે તેઓ તમારી કોઈ મદદ કરશે ?

تُسِرُّوْنَ اِلَيْهِمْ بِالْمَوَدَّةِ وَاَنَا اَعْلَمُ بِمَا اَخْفَيْتُمْ وَمَا اَعْلَنْتُمْ તેમાં એ પણ બતાવવામાં આવ્યું કે જે લોકો કાફિરો સાથે છાની મિત્રતા રાખે તેઓ એવું ન સમજે કે તેમની આ પ્રવૃત્તિ ગુપ્ત રહેશે. અલ્લાહ તઆલાને તેમની જાહેર અને ગુપ્ત દરેક પરિસ્થિતિઓ અને પ્રવૃત્તિઓની ખબર છે, જેમકે પ્રસ્તુત ઘટનામાં અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺને વહી દ્વારા ખબર આપીને ષડયંત્રને પકડાવ્યું હતું.

اِنْ يَّثْقَفُوْكُمْ يَكُوْنُوْا لَكُمْ اَعْدَآءً وَّيَبْسُطُوْٓا اِلَيْكُمْ اَيْدِيَهُمْ وَاَلْسِنَتَهُمْ بِالسُّوْٓءِ એટલે કે તે લોકોથી એ આશા રાખવી કે તેઓ તક મળ્યા છતાં તમારી સાથે કોઈ નરમાશથી વર્તશે તેની કોઈ સંભાવના નથી, તેમને જ્યારે કદી પણ તમારા ઉપર વર્ચસ્વ પ્રાપ્ત થશે તો તેમના હાથ અને ઝુબાન તમારી બુરાઈ અને ખરાબી સિવાય કોઈ વસ્તુ તરફ ઉઠશે નહીં.

وَدُّوْا لَوْتَكْفُرُوْنَ તેમાં ઈશારો એ છે કે તમે જ્યારે તેમની સાથે દોસ્તીનો હાથ વધારશો તો તેમની દોસ્તી માત્ર તમારા ઈમાનની કિંમત ઉપર હશે, જ્યાં સુધી તમે કુફ્રમાં સંડોવાઈ ન જાઓ ત્યાં સુધી તેઓ કદાપિ તમારાથી રાજી થશે નહીં.

لَنْ تَنْفَعَكُمْ اَرْحَامُكُمْ وَلَا اَوْلَادُكُمْ يَوْمَ الْقِيَامَةِ يَفْصِلُ بَيْنَكُمْ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ એટલે કે કયામતના દિવસે તમારા સગપણ સંબંધો અને તમારી અવલાદ તમારા કામ લાગશે નહીં. અલ્લાહ તઆલા કયામતના દિવસે આ બધા સંબંધો સમાપ્ત કરી દેશે. અવલાદ માં બાપથી અને માં બાપ અવલાદથી નાસતા ફરશે. તેમાં હઝરત હાતિબ (રદિ.)ના કારણના બહાનાનો રદિયો છે કે જે અવલાદની મહોબ્બતમાં સંડોવાઈને તેમણે આ કામ કર્યું હતું તો સમજી લો કે કયામતના દિવસે તે અવલાદ તમારા કંઈ જ કામ આવશે નહીં અને અલ્લાહ તઆલાથી કોઈ છુપી વાત કે રહસ્ય છુપું રહેવાનું નથી.

આગલી આયતોમાં કાફિરો સાથે ગાઢ મૈત્રી છોડવાની તાકીદ અને સમર્થનમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું કે તેમનું તો સમગ્ર કુટુંબ મુશ્રિક હતું, તેમણે સૌની સાથે અલગાવ અને બેઝારી જાહેર કરી, એટલું જ નહીં બલકે અદાવતનું એ'લાન કર્યું અને બતાવ્યું કે જ્યાં સુધી તમે એક અલ્લાહ ઉપર ઈમાન લાવશો નહીં અને પોતાના શિર્કથી અટકશો નહીં અમારા અને તમારા વચ્ચે વેર અને અદાવતની દિવાલ ઊભી રહેશે. قَدْ كَانَتْ لَكُمْ اُسْوَةٌ حَسَنَةٌ فِىْٓ اِبْرَاهِيْمَ (તા) حَتّٰى تُؤْمِنُوْا بِاللّٰهِ وَحْدَهٗ નો આ જ અર્થ છે.

**એક શંકા અને તેનો જવાબ :**

ઉપરની આયતોમાં મુસલમાનોને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના નમૂના (ઉસ્વએ હસનહ) ઉપર અને તેમની સુન્નત ઉપર ચાલવાની તાકીદ કરવામાં આવી છે અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના પિતા કે જેઓ મુશ્રિક હતા જેમના માટે ઈસ્તિગફાર કરવાનું સાબિત છે જેનું વર્ણન સૂરએ તવબહ વગેરેમાં આવ્યું છે તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સુન્નતનું અનુસરણ કરવાના હુકમથી કોઈને એ શંકા ઉપજી શકે છે કે પોતાના મુશ્રિક માતા પિતા અથવા સગાં સંબંધીઓ માટે મગફિરતની દુઆ કરવી પણ તેમાં સામેલ છે તે જાઇઝ હોવું

જોઈએ, તેથી ઈબ્રાહીમ (અલૈ.)ના નમૂનાનું અનુસરણ કરવાના વર્ણનમાં આ બાબતને બાકાત કરી દીધી અને અન્ય બધી વસ્તુઓમાં ઈબ્રાહીમ (અલૈ.)ના ઉસ્વહ (નમૂના)નું વર્ણન કરવું જરૂરી છે પરંતુ આ પ્રવૃત્તિનું અનુસરણ મુસલમાન માટે જાઈઝ નથી કે મુશ્રિક માતા પિતા અને સંબંધીઓ માટે મગફિરતની દુઆ કરવા માંડે. આયત إِلَّا قَوْلَ إِبْرٰهِيمَ لِأَبِيهِ لَأَسْتَغْفِرَنَّ لَكَ નો આ જ મતલબ છે અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો ઉઝર સૂરએ તવબહમાં આવી ચૂક્યો છે કે તેમણે પિતા માટે મગફિરતનો વાયદો તેના ઉપરના પ્રતિબંધ આવતા પહેલાં કરી લીધો હતો અથવા એ અપેક્ષાએ કે તેમના દિલમાં ઈમાન આવી ગયું છે, જ્યારે ખબર થઈ કે તે તો અલ્લાહ તઆલાનો દુશ્મન છે તો તેનાથી પણ અલગાવ અને બેઝારીનું એ'લાન કરી દીધું. فَلَمَّا تَبَيَّنَ لَهُ أَنَّهُ عَدُوٌّ لِّلَّهِ تَبَرَّأَ مِنْهُ.... નો આ જ ભાવાર્થ છે.

અમુક તફસીરકારોએ إِلَّا قَوْلَ إِبْرٰهِيمَ ના બાકાત હોવાને استثناء منقطع (ઈસ્તિષ્નાએ મુન્કતઅ્) ઠરાવ્યું છે જેનો ખુલાસો એ છે કે ઈબ્રાહીમ (અલૈ.)નો પોતાના બાપ માટેનો ઈસ્તિગફાર એ આ ઉસ્વએ ઈબ્રાહીમીથી વિપરીત નથી, કારણ કે તેમણે તે બીનાએ ઈસ્તિગફાર કરી લીધો હતો કે તેમણે એવું અનુમાન કર્યું હતું કે તેઓ મુસલમાન થઈ ગયા પછી જ્યારે વાસ્તવિકતા જાણ થઈ ગઈ તો ઈસ્તિગફાર છોડી દીધો અને અલગાવ તથા બેઝારીની જાહેરાત કરી દીધી અને એવું કરવું અત્યારે પણ જાઈઝ છે કે જે વ્યક્તિને કોઈ કાફિર વિશે એવું ચોક્કસ અનુમાન થઈ જાય કે તે મુસલમાન થઈ ગયો છે તેના ઈસ્તિગફાર કરવામાં કોઈ વાંધો નથી. (કુર્તુબી) પ્રસ્તુત તફસીરના ખુલાસામાં આ જ સ્વરૂપ અપનાવીને તફસીર કરવામાં આવી છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ મુમ્તહિનહ : આયત નં. ૭-૮-૯)

| |
|---|
| عَسَى اللّٰهُ أَنْ يَّجْعَلَ بَيْنَكُمْ وَبَيْنَ الَّذِينَ عَادَيْتُمْ مِّنْهُمْ مَّوَدَّةً ۗ وَاللّٰهُ |
| قَدِيرٌ ۗ وَاللّٰهُ غَفُورٌ رَّحِيمٌ ⑦ لَا يَنْهٰكُمُ اللّٰهُ عَنِ الَّذِينَ لَمْ يُقَاتِلُوكُمْ فِي الدِّينِ |
| وَلَمْ يُخْرِجُوكُمْ مِّنْ دِيَارِكُمْ أَنْ تَبَرُّوهُمْ وَتُقْسِطُوا إِلَيْهِمْ ۗ إِنَّ اللّٰهَ يُحِبُّ |

الْمُقْسِطِينَ ۝٨ إِنَّمَا يَنْهَاكُمُ اللَّهُ عَنِ الَّذِينَ قَاتَلُوكُمْ فِي الدِّينِ وَأَخْرَجُوكُم

مِّن دِيَارِكُمْ وَظَاهَرُوا عَلَىٰ إِخْرَاجِكُمْ أَن تَوَلَّوْهُمْ ۚ وَمَن يَتَوَلَّهُمْ فَأُولَٰئِكَ

هُمُ الظَّالِمُونَ ۝٩

**તરજુમો :**

*આશા છે કે અલ્લાહ તમારામાં અને જે તમારા દુશ્મન છે તેમનામાં મિત્રતા કરી દે અને અલ્લાહ બધું જ કરી શકે છે અને અલ્લાહ મા'ફ કરનારો મોટો મહેરબાન છે. (૭) અલ્લાહ તમને તે લોકોથી મનાઈ નથી કરતો જે તમારી સાથે દીન વિશે લડયા નથી અને તમને તમારા ઘરોએથી નથી કાઢયા કે તેમની સાથે ભલાઈ અને ન્યાયની વર્તણૂક કરો, બેશક ! અલ્લાહ ન્યાયવાળાઓને ચાહે છે. (૮) બેશક ! અલ્લાહ તો તમને તેઓ(સાથે દોસ્તી કરવા)થી મનાઈ કરે છે જેઓ તમારી સાથે દીન વિશે લડયા અને (દીનના કારણે) તમને તમારા ઘરોએથી કાઢયા અને તમારા કાઢવામાં ભાગીદાર બન્યા કે તેમની સાથે દોસ્તી કરો અને જે કોઈ તેમની સાથે દોસ્તી કરે તે જ લોકો ગુનેહગાર (જાલિમ) છે.(૯)*

**તફસીર :**

(અને કારણ કે તેમની દુશ્મની સાંભળીને મુસલમાનોને ચિંતા થઈ શકતી હતી, અમુક સગાઈ સંબંધો તૂટવાના કારણે સ્વાભાવિક રીતે રંજ ગમ થઈ શકતો હતો તેથી ખુશખબરી સ્વરૂપે આગળ આગાહી કરવામાં આવે છે કે) અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે (એટલે કે તે બાજુથી વાયદો છે) કે તમારામાં અને તે લોકોમાં જેમની સાથે તમારી દુશ્મની છે મિત્રતા કરી આપે (ભલે અમુક જ હોય એટલે કે તેમને મુસલમાન કરી દે જેનાથી દુશ્મની દોસ્તીમાં પરિવર્તિત થઈ જાય) અને (એ પણ કંઈ અસંભવ ન સમજો કારણ કે) અલ્લાહ તઆલાની મોટી કુદરત છે (એટલા માટે ફત્હે મક્કાના દિવસે ઘણા લોકો ખુશીથી મુસલમાન થઈ ગયા, મતલબ એ કે પ્રથમ તો જો સંબંધ વિચ્છેદ હંમેશાના માટે હોત તો પણ તેના ઉપર કાયદા પ્રમાણે અમલ કરવો વાજિબ હોત પરંતુ જ્યારે કે તે થોડી મુદ્દત માટે જ

કરવું પડયું અને પછી તેમના ઈમાનમાં સામેલ થવાથી મિત્રતા અને સંબંધ કાયદેસર રીતે જોડાઈ ગયો તો તે કોઈ ચિંતાની વાત નથી) અને (અત્યાર સુધી જે કોઈનાથી પણ આ હુકમ વિરુદ્ધ ભૂલ થઈ ગઈ છે જેનાથી હવે તે તવબહ કરી ચૂકયા છે તો) અલ્લાહ તઆલા (તેમના માટે) મોટો મા'ફ કરનાર રહમ કરનાર છે (અને અહીંયાં સુધી તો મિત્રતાપૂર્ણ સંબંધ વિશે હુકમ હતો કે તેમની સાથે સંબંધ કાપવો વાજિબ છે, આગળ તે લોકો સાથેના સંબંધની વિગત આવે છે કે) અલ્લાહ તઆલા તમને તે લોકોની સાથે અહેસાન અને ઈન્સાફનો વર્તાવ કરવાથી અટકાવતો નથી જે તમારી સાથે દીન વિશે લડયા નહીં અને તમને તમારા ઘરોએથી કાઢયા નહીં (તેનાથી ભાવાર્થ તે કાફિરો છે જેઓ જિમ્મી છે અથવા તો શાંતિકરાર ધરાવનાર કાફિર છે, એટલે કે તેમની સાથે સદ્વ્યવહાર કરવો જાઈઝ છે, રહી વાત ન્યાયથી વર્તવાની તો તેમાં તો જિમ્મી હોવું કે શાંતિકરાર ધરાવનાર હોવું કોઈ શરત નથી બલકે તે તો દરેક કાફિર માટે કે પશુ માટે પણ વર્તવું વાજિબ છે. આ આયતમાં ન્યાય અને ઈન્સાફથી ભાવાર્થ સદ્વ્યવહાર કરવાનો છે તેથી તેને શાંતિકરાર ધરાવનારાઓ માટે ખાસ કરવામાં આવ્યું) અલ્લાહ તઆલા ન્યાયથી વર્તાવ કરનારાઓ સાથે મહોબ્બત કરે છે (અલબત્ત) માત્ર તે લોકો સાથે દોસ્તી (એટલે કે અહેસાન અને સદ્વ્યવહાર) કરવાથી અલ્લાહ તઆલા તમને રોકે છે જે તમારી સાથે દીન વિશે લડયા હોય (ભલે તે પ્રવૃત્તિ દ્વારા હોય અથવા એવો ઈરાદો ધરાવતા હોય) અને તમને તમારા ઘરોએથી કાઢયા હોય અને (જો કાઢયા ન પણ હોય પરંતુ) તમારા કાઢવામાં (કાઢનારાઓની) મદદ કરી હોય (એટલે કે તેમની સાથે ભાગીદાર થયા હોય, ભલે તેમની પ્રવૃત્તિમાં સામેલગીરી કરી હોય અથવા તો એવો ઈરાદો રાખતા હોય, તેમાં તે બધા જ કાફિરો આવી ગયા જેમની સાથે મુસલમાનોનો કોઈ સુલેહનો કરાર અથવા કોઈ જવાબદારીનો કરાર ન હતો, તેમની સાથે સદ્વ્યવહાર અને અહેસાન કરવો જાઈઝ નથી બલકે તેમની સાથે યુદ્ધ અને મુકાબલો ઈચ્છનીય છે) અને જે વ્યકિત એવા લોકો સાથે દોસ્તી (એટલે કે અહેસાન અને સદ્વ્યવહારનો વર્તાવ) કરશે બસ તે લોકો ગુનેહગાર થશે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કાફિરો સાથે મિત્રતાપૂર્ણ સંબંધ રાખવાની સખત

મનાઈ અને તે હરામ હોવાનું વર્ણન આવ્યું છે ભલે તે કાફિરો સગાંવહાલાં અથવા કેટલાય નજીકના સંબંધીઓ કેમ ન હોય ! સહાબએ કિરામ (રદિ.) અલ્લાહ તઆલા અને તેમના રસૂલના હુકમના મા'મલામાં ન તો વ્યક્તિગત ઈચ્છાની પરવા કરતા હતા ન જ કોઈ સગાં સંબંધીની, તેના ઉપર અમલ કરવામાં આવ્યો જેના પરિણામે દરેક ઘરમાં એવી પરિસ્થિતિ આવી કે બાપ મુસલમાન, પુત્ર કાફિર અને તેનાથી ઊલટું પણ છે તો મિત્રતાપૂર્ણ સંબંધ કાપી નાંખવામાં આવ્યો. દેખીતું છે કે માનવ સ્વભાવ અને માનવ પ્રકૃતિ માટે આ બાબત સરળ ન હતી તેથી પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાએ તેમની આ મુશ્કેલીની તાત્કાલિક સરળ કરી આપનારી ખબર સંભળાવી દીધી.

હદીષની અમુક રિવાયતોમાં છે કે કોઈ અલ્લાહ તઆલાનો બંદો જ્યારે અલ્લાહની ખુશી માટે પોતાની કોઈ પ્રિય વસ્તુને છોડી દે છે તો અમુક વખતે અલ્લાહ તઆલા તે જ વસ્તુને હલાલ કરીને તેના સુધી પહોંચાડી આપે છે અને અમુક સમયે તેનાથી વધારે સારી વસ્તુ પણ આપી દે છે.

આ આયતોમાં અલ્લાહ તઆલાએ તે તરફ ઈશારો કર્યો કે આજે જે લોકો કુફ્ર ઉપર છે અને તેના કારણે તેઓ તમારા દુશ્મન છે અને તમે તેમના દુશ્મન છો નિકટ છે કે અલ્લાહ તઆલા આ દુશ્મનીને દોસ્તીમાં પરિવર્તિત કરી દે. તેનો ભાવાર્થ એ છે કે તેમને ઈમાનની તવફીક આપીને તમારા પરસ્પરના સંબંધોને ફરીવાર સમથળ બનાવી દે. આ ખુશખબરીની જાહેરાત ફત્હે મક્કાના સમયે એ રીતે થઈ કે માત્ર તે કાફિરો સિવાય કે જેઓ કતલ કરવામાં આવ્યા અન્ય બીજા બધા જ મુસલમાન થઈ ગયા. (મઝહરી) કુર્આને કરીમમાં તેનું વર્ણન يَدْخُلُوْنَ فِيْ دِيْنِ اللّٰهِ اَفْوَاجًا માં કરવામાં આવ્યું છે. આ લોકો ટોળે ટોળાં મોટી સંખ્યામાં અલ્લાહ તઆલાના દીન ઈસ્લામમાં દાખલ થઈ જશે અને થયું પણ એવું જ.

સહીહ બુખારીમાં હઝરત અસ્મા બિન્તે અબીબક્ર (રદિ.)થી રિવાયત છે કે તેમની વાલિદહ કુફ્રની હાલતમાં મક્કા મુકર્રમહથી મદીના તય્યિબહ પહોંચી. (મુસ્નદે અહમદની રિવાયતમાં છે કે આ ઘટના તે વખતની છે જ્યારે ગઝ્વએ ઉહદ પછી મક્કાના કુરૈશ સાથે સુલેહનો કરાર થઈ ગયો હતો અને તેમની માતાનું નામ કબીલા છે, તેઓ પોતાની દિકરી અસ્મા માટે અમુક તોહફા અને ભેટ લઈને મદીના પહોંચી તો અસ્મા રદિ.એ તેમની ભેટ સ્વીકારવાથી ઈન્કાર કરી દીધો

અને પોતાના ઘરમાં આવવાની પણ પરવાનગી તે સમય સુધી ન આપી જ્યાં સુધી કે રસૂલે કરીમ ﷺને પૂછી ન લીધું). મતલબ કે હઝરત અસ્મા (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે મારી વાલિદહ મને મળવા માટે આવ્યા છે અને તે કાફિર છે હું તેમની સાથે કેવો વ્યવહાર કરું ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે પોતાની માતા સાથે સદ્વર્તાવ કરો એટલે કે તેમની સાથે સીલારહમી કરો અને તેના ઉપર આ આયત નાઝિલ થઈ لَا يَنْهٰكُمُ اللّٰهُ عَنِ الَّذِيْنَ لَمْ يُقَاتِلُوْكُمْ فِي الدِّيْنِ

અમુક રિવાયતોમાં છે કે હઝરત અસ્મા (રદિ.)ની માતા કબીલાને સિદ્દીકે અકબર (રદિ.)એ ઈસ્લામ પહેલાંની અજ્ઞાનતાકાળમાં જ તલાક આપી દીધી હતી. હઝરત અસ્મા (રદિ.) તેમના પેટથી હતી અને તેમની બહેન ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા (રદિ.) એ સિદ્દીકે અકબર (રદિ.)ની બીજી પત્ની ઉમ્મે રૂમાનના પેટથી હતા કે જેઓ મુસલમાન થઈ ગયા હતાં.

*(ઈબ્ને કષીર અને મઝહરી)*

આ આયતમાં એવા કાફિરો જેમણે મુસલમાનો સાથે મુકાબલો નથી કર્યો અને તેમને ઘરોમાંથી કાઢી નથી મૂક્યા અથવા કાઢી મૂકવામાં કોઈ ભાગ નથી ભજવ્યો તેમની સાથે અહેસાનનો વર્તાવ અને સદ્વર્તણૂંક તથા ન્યાય અને ઈન્સાફ કરવાની સૂચના આપવામાં આવી છે. ન્યાય અને ઈન્સાફ તો દરેક કાફિર સાથે જરૂરી છે જેમાં જિમ્મી કાફિર અથવા શાંતિકરાર ધરાવનાર કાફિર અથવા હરબી કાફિર અથવા દુશ્મન કાફિર બધા જ સમાન છે, બલકે ઈસ્લામમાં તો ન્યાય અને ઈન્સાફ પશુ સાથે પણ વાજિબ છે કે તેમની તાકાતથી વધારે તેમના ઉપર ભાર ન નાંખે અને તેમને ઘાસચારો પૂરતો આપે અને તેમના આરામની ખાસ સંભાળ રાખે. આ આયતમાં મૂળ હેતુ અહેસાન અને સદ્વ્યહાર કરવાની સૂચના છે.

**મસ્અલો :**

આ આયતથી સાબિત થયું કે નફલી સદકાઓ જિમ્મી અને મુસાલેહ કાફિર (શાંતિકરાર ધરાવનાર કાફિર)ને પણ આપી શકાય છે, માત્ર હરબી (જેમની સાથે યુદ્ધ ચાલુ છે એવા) કાફિરને આપવાની મનાઈ છે.

إِنَّمَا يَنْهٰكُمُ اللّٰهُ عَنِ الَّذِيْنَ قَاتَلُوْكُمْ فِي الدِّيْنِ (إِلَى) أَنْ تَوَلَّوْهُمْ આ આયતમાં એ કાફિરોનું વર્ણન છે જેઓ મુસલમાનોના મુકાબલામાં યુદ્ધ કરી રહ્યા

હોય અને મુસલમાનોને તેમના ઘરોએથી કાઢવામાં કોઈ ભાગ ભજવી રહ્યા હોય તેમના વિશે એવું કહેવામાં આવ્યું કે અલ્લાહ તઆલા તેમની સાથે ગાઢ સંબંધ અને મિત્રતાની મનાઈ કરે છે, તેમાં અહેસાન અને સદ્‌વર્તાવનો વ્યવહાર કરવાની મનાઈ નથી કરતો બલકે માત્ર દિલી દોસ્તી અને એવા મિત્રતાપૂર્ણ સંબંધની મનાઈ કરે છે અને આ મનાઈ કંઈ તેમનામાં યુદ્ધમાં પ્રવૃત્ત દુશ્મનો સાથે નથી બલકે જિમ્મી અને શાંતિકરાર ધરાવનાર કાફિરો સાથે પણ દિલી દોસ્તી અને ગાઢ મૈત્રી જાઇઝ નથી. તેથી તફસીરે મઝહરીમાં મસ્અલો છે કે હરબી એટલે કે યુદ્ધમાં પ્રવૃત્ત કાફિરો સાથે ન્યાય અને ઈન્સાફ તો ઈસ્લામમાં જરૂરી છે જ અને મનાઈ માત્ર દિલી દોસ્તી અથવા ગાઢ મૈત્રીની કરવામાં આવી, અહેસાન અને સદ્‌વ્યવહારની મનાઈ કરવામાં આવી નથી. એનાથી જાણ થાય છે કે ઉપકારયુક્ત વર્તણૂક તમારી સામે યુદ્ધમાં પ્રવૃત્ત કાફિરો સાથે પણ જાઇઝ છે અલબત્ત બીજી નુસૂસના આધારે એ શરત છે કે તેમની સાથે અહેસાનનો વર્તાવ કરવાથી મુસલમાનોને કોઈ નુકસાનનો ભય ન હોય, જ્યાં એવો ભય હોય ત્યાં અહેસાન અને સદ્‌વ્યવહાર તેમના માટે જાઇઝ નથી. હા ! ન્યાય અને ઈન્સાફ દરેક પરિસ્થિતિમાં દરેક વ્યક્તિ માટે આવશ્યક અને જરૂરી છે. વલ્લાહુ અઅ્‌લમુ.

---

## આયતો : (સૂરએ મુમ્તહિનહ : આયત નં. ૧૦ થી ૧૩)

| |
|---|
| يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا جَآءَكُمُ الْمُؤْمِنٰتُ مُهٰجِرٰتٍ فَامْتَحِنُوْهُنَّ ؕ |
| اَللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِهِنَّ ۚ فَاِنْ عَلِمْتُمُوْهُنَّ مُؤْمِنٰتٍ فَلَا تَرْجِعُوْهُنَّ اِلَى الْكُفَّارِ ؕ |
| لَا هُنَّ حِلٌّ لَّهُمْ وَلَا هُمْ يَحِلُّوْنَ لَهُنَّ ؕ وَاٰتُوْهُمْ مَّآ اَنْفَقُوْا ؕ وَلَا جُنَاحَ عَلَيْكُمْ |
| اَنْ تَنْكِحُوْهُنَّ اِذَآ اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ ؕ وَلَا تُمْسِكُوْا بِعِصَمِ الْكَوَافِرِ |
| وَسْئَلُوْا مَآ اَنْفَقْتُمْ وَلْيَسْئَلُوْا مَآ اَنْفَقُوْا ؕ ذٰلِكُمْ حُكْمُ اللّٰهِ ؕ يَحْكُمُ بَيْنَكُمْ ؕ |
| وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۱۰﴾ وَاِنْ فَاتَكُمْ شَيْءٌ مِّنْ اَزْوَاجِكُمْ اِلَى الْكُفَّارِ |

فَعَاقَبْتُمْ فَاٰتُوا الَّذِيْنَ ذَهَبَتْ اَزْوَاجُهُمْ مِّثْلَ مَآ اَنْفَقُوْا ۚ وَاتَّقُوا اللّٰهَ
الَّذِيْٓ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ ⑪ يٰٓاَيُّهَا النَّبِيُّ اِذَا جَآءَكَ الْمُؤْمِنٰتُ يُبَايِعْنَكَ
عَلٰٓى اَنْ لَّا يُشْرِكْنَ بِاللّٰهِ شَيْـًٔا وَّلَا يَسْرِقْنَ وَلَا يَزْنِيْنَ وَلَا يَقْتُلْنَ اَوْلَادَهُنَّ
وَلَا يَاْتِيْنَ بِبُهْتَانٍ يَّفْتَرِيْنَهٗ بَيْنَ اَيْدِيْهِنَّ وَاَرْجُلِهِنَّ وَلَا يَعْصِيْنَكَ
فِيْ مَعْرُوْفٍ فَبَايِعْهُنَّ وَاسْتَغْفِرْ لَهُنَّ اللّٰهَ ۗ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ⑫
يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَوَلَّوْا قَوْمًا غَضِبَ اللّٰهُ عَلَيْهِمْ قَدْ يَئِسُوْا مِنَ
الْاٰخِرَةِ كَمَا يَئِسَ الْكُفَّارُ مِنْ اَصْحٰبِ الْقُبُوْرِ ⑬ ع

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારી પાસે ઈમાનવાળી સ્ત્રીઓ વતન છોડીને આવે તો તેમને ચકાસી લો, અલ્લાહ તેમના ઈમાનને ખૂબ સારી રીતે જાણે છે, પછી જો એવું જાણી લો કે તે ઈમાન ઉપર છે તો તેમને કાફિરો તરફ પાછી ન મોકલો, ન તો તે સ્ત્રીઓ (કાફિરો માટે) હલાલ છે અને ન જ તેઓ (કાફિરો) તે સ્ત્રીઓ માટે હલાલ છે અને તેમને (કાફિરોને) જે તેમનો ખર્ચ થયો હોય આપી દો અને તમને ગુનોહ નથી કે તે સ્ત્રીઓ સાથે નિકાહ કરી લો જ્યારે તેમને તેમની મહર આપી દો અને પોતાના કબ્જામાં કાફિર સ્ત્રીઓના લગનનો કરાર કાયમ ન રાખો અને તમે તે ખર્ચ માંગી લો જે તમે કર્યો અને તે (કાફિરો) માંગી લે જે તેમણે ખર્ચ કર્યો, આ અલ્લાહનો ફેસલો છે; તમારામાં ફેંસલો કરે છે અને અલ્લાહ સઘળું જાણનારો મહાન હિકમતવાળો છે. (૧૦) અને જો તમારા હાથમાંથી અમુક સ્ત્રીઓ કાફિરો તરફ જતી રહે પછી તમે હાથ મારો તો તેમને આપી દો જેમની સ્ત્રીઓ જતી રહી છે જેટલો તેમણે ખર્ચ કર્યો હતો અને અલ્લાહથી ડરતા રહો જેના ઉપર તમને યકીન છે. (૧૧) હે નબી ! જ્યારે તમારી પાસે મુસલમાન સ્ત્રીઓ બયઅત કરવા માટે આવે એ વાત ઉપર કે અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવે અને ચોરી ન કરે અને વ્યભિચાર ન આચરે અને પોતાની*

*અવલાદને મારી ન નાંખે અને બોહતાન ન લગાવે પોતાના હાથો અને પગોમાં બાંધીને અને કોઈ ભલા કામમાં તમારી નાફરમાની ન કરે તો તમે તેમની સાથે બયઅત (કરાર) કરી લો અને તેમના માટે અલ્લાહ પાસે મા'ફી માંગો, બેશક ! 'અલ્લાહ મા'ફ કરનારો ઘણો મહેરબાન છે. (૧૨) હે ઈમાનવાળાઓ ! તે લોકોની દોસ્તી ન કરો કે અલ્લાહ જેમના ઉપર ગુસ્સે થયો છે અને તેઓ આખિરતના ઘરની આશા તોડી ચૂક્યા છે જેવી રીતે ઈન્કારીઓએ આશા તોડી નાંખી કબ્રવાળાઓથી. (૧૩)*

**આયતો ઊતરવાની પૂર્વભૂમિકા સ્વરૂપે ઘટેલ ઘટના :**

આ આયતો પણ એક ખાસ પરિસ્થિતિ વિશે છે અને તે પરિસ્થિતિ સુલહે હુદૈબિય્યહની છે જેનું વર્ણન સૂરએ ફતહની શરૂઆતમાં થયું છે. આ શરતોમાંથી કે જે સુલેહનામામાં લખવામાં આવી હતી તેમાંથી એક શરત એ પણ હતી કે જે વ્યક્તિ મુસલમાનોમાંથી કાફિરો તરફ ચાલ્યો જશે તે પાછો આપવામાં આવશે નહીં અને જે વ્યક્તિ કાફિરોમાંથી મુસલમાનો તરફ ચાલ્યો જાય તે પાછો આપવામાં આવશે, તેથી અમુક મુસલમાન પુરુષો આવ્યા અને પરત આપી દેવામાં આવ્યા, પછી અમુક સ્ત્રીઓ મુસલમાન થઈને આવી, તેમના સંબંધીઓએ તેમને પરત કરવાની દરખાસ્ત કરી તેના ઉપર આ આયતો હુદૈબિય્યહમાં નાઝિલ થઈ જેમાં સ્ત્રીઓને પરત કરવાની મનાઈ કરવામાં આવી. બસ, સુલેહનામાના વિષયનું સામાન્યપણું તેનાથી ખાસ અને મન્સૂખ થઈ ગયું અને આવી સ્ત્રીઓ વિશે અમુક ખાસ હુકમો નક્કી કરવામાં આવ્યા અને તેમની સાથે અમુક હુકમો આવી ઓરતો સાથે નક્કી થયા જે પહેલાં મુસલમાનોના નિકાહમાં હતી પરંતુ ઈસ્લામ ન લાવી અને મક્કામાં જ રહી ગઈ અને કારણ કે આ હુકમોનો આધાર તે સ્ત્રીઓનું મુસલમાન થવું છે તેથી તેને કસોટી સ્વરૂપ પણ બતાવવામાં આવ્યું. બસ જાહેર સંબોધન આ રીતે કરવામાં આવ્યું.

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમારી પાસે મુસલમાન સ્ત્રીઓ (દારુલ હરબમાંથી) હિજરત કરીને આવે (ભલે મદીનામાં કે જે દારુલ ઈસ્લામ છે અથવા ભલે હુદૈબિય્યહમાં કે તેનો હુકમ પણ દારુલ ઈસ્લામનો છે. –કઝા ફિ કિતાબ

અલ હુદૂદ મિનલ હિદાયા) તો તમે તેઓ(ના મુસલમાન થવા)ની કસોટી કરો (જેની રીત આગળ ખાસ સંબોધન સ્વરૂપે આવી છે يٰٓاَيُّهَا النَّبِيُّ અને આ કસોટીમાં જાહેર કસોટીને પૂરતી સમજો કારણ કે) તેમના (વાસ્તવિક) ઈમાનને (તો) અલ્લાહ જ સારી પેઠે જાણે છે (તમને તેની વાસ્તવિક પરિસ્થિતિની ખબર થઈ શકવાની જ નથી) બસ જો તેમને (આ કસોટીની રૂએ) મુસલમાન સમજો તો તેમને કાફિરો તરફ પાછી ન મોકલો (કારણ કે) ન તો તે સ્ત્રીઓ તે કાફિરો માટે હલાલ છે અને ન જ તે કાફિર તે સ્ત્રીઓ માટે હલાલ છે (કારણ કે મુસલમાન સ્ત્રીઓના નિકાહ કાફિર પુરુષો સાથે સદંતર કાયમ જ નથી રહેતા) અને (આ સ્વરૂપમાં) તે કાફિરોએ જે કંઈ (મહર તે સ્ત્રીઓ ઉપર) ખર્ચ કર્યો હોય તે તેમને અદા કરો અને તમને તે સ્ત્રીઓ સાથે નિકાહ કરવામાં કોઈ ગુનોહ થશે નહીં જ્યારે કે તમે તેમની મહર તેમને આપી દો અને (હે મુસલમાનો !) તમે કાફિર સ્ત્રીઓના સંબંધોને બાકી ન રાખો (એટલે કે જે તમારી પત્નીઓ દારુલ હરબમાં કુફ્રની હાલતમાં રહી ગઈ છે તેમના તમારી સાથેના નિકાહ સમાપ્ત થઈ ગયા છે, તેમની સાથે સંબંધની કોઈ અસર બાકી રહ્યાનું ન સમજો) અને (આવા સ્વરૂપમાં) જે કંઈ તમે (તે સ્ત્રીઓની મહરમાં) ખર્ચ કર્યું હોય (તે કાફિરો પાસેથી) માંગી લો અને (એ જ રીતે) જે કંઈ તે કાફિરોએ (મહર વગેરે) ખર્ચ કર્યો હોય તેઓ (તમારી પાસેથી) માંગી લે (જેમકે ઉપર વર્ણન થયું وَاٰتُوْهُمْ مَّآ اَنْفَقُوْا કદાચ આ પુનરાવર્તન સ્વરૂપે مَعْنُوْنَ એટલા માટે આવ્યું છે કે તમારા માથે બીજાઓનો હક હોય તેને વધારે જરૂરી સમજો) આ (જે કંઈ કહેવામાં આવ્યું) અલ્લાહનો હુકમ છે (તેનું પાલન કરો) તે તમારી વચ્ચે (આવા જ યોગ્ય) ફૈસલા કરે છે અને અલ્લાહ સર્વજ્ઞાની અને હિકમતવાળો છે (જ્ઞાન અને હિકમત આધારે યોગ્ય હુકમો નક્કી કરે છે) અને જો તમારી પત્નીઓમાંથી કોઈ પત્ની કાફિરોમાં રહી જવાથી (બિલકુલ જ) તમારા હાથ ન આવે (એટલે કે તમને ન મળે અને ન જ એનો મહર સ્વરૂપે બદલો મળે અને પછી કાફિરોને મહર આપવાની) તમારી નોબત આવે (એટલે કે તમારા માથે કોઈ કાફિરનો મહરનો હક આપવો વાજિબ હોય) તો (તમે તે મહર તે કાફિરોને ન આપો બલકે) જે (મુસલમાનો)ની પત્ની હાથથી નીકળી ગઈ (જેમનું હમણા فَاتَكُمْ માં વર્ણન થયું) તો જેટલું (મહર વગેરે) તેમણે (આ પત્નીઓ ઉપર) ખર્ચ કર્યું હતું તે બરાબર (આ વાજિબ રકમ જે અદા

કરવાની છે તેમાંથી) તમે તેમને આપી દો અને અલ્લાહથી ડરતા રહો કે તેના ઉપર તમે ઈમાન રાખો છો અને (વાજિબ હુકમોમાં ખલેલ ન નાંખો, આગળ ખાસ સંબોધનમાં ઈમાનની કસોટી કરવામાં આવે છે કે) હે પયગમ્બર (ﷺ) ! જ્યારે મુસલમાન સ્ત્રીઓ તમારી પાસે (એ હેતુથી) આવે કે તમારી તે વાતો ઉપર બય્‌અત કરે કે અલ્લાહની સાથે કોઈ વસ્તુને ભાગીદાર કરશે નહીં અને ન તો ચોરી કરશે અને ન જ વ્યભિચાર કરશે અને ન તો પોતાના બાળકોની હત્યા કરશે અને ન જ કોઈ બોહતાનની અવલાદ લાવશે જેને પોતાના હાથ અને પગો વચ્ચે (પોતાના પતિ દ્વારા જણેલી અવલાદનો દા'વો કરીને) બનાવી લે (જેમકે અજ્ઞાનતાના કાળમાં ઘણી ઓરતોની એવી ટેવ હતી કે અન્યનું બાળક ઉઠાવી લાવે અને કહી આપે કે આ મારા ધણીનું છે અથવા કોઈની સાથે વ્યભિચાર કરે અને આ દુષ્કૃત્યથી પેદા થયેલ હરામ બાળકને પોતાના પતિનું બતાવી આપે કે તેમાં વ્યભિચારના ગુનાહ સિવાય પોતાના ધણી સાથે અન્યના બાળકને ભેળવી દેવું પણ સામેલ છે જેના ઉપર હદીષમાં પણ ઘણી કઠોર ધમકી આવી છે. —રવાહુ અબૂ દાવુદ અને નસઈ) અને શરીઅતની વાતોમાં તે તમારા વિરુદ્ધ કરશે નહીં (તેમાં શરીઅતના બધા હુકમો આવી ગયા, બસ તે સ્ત્રીઓ જો આ શરતોને કબૂલ કરી લે જેના ઉપર અકીદહ રાખવો ઈમાનની શરત છે) તો તમે તેમની સાથે બય્‌અત કરી લો અને તેમના માટે અલ્લાહ પાસે (તેમના પાછલા ગુનાહોની) મા'ફી માંગો, બેશક ! અલ્લાહ મહાન મા'ફ કરનારો મહાદયાળુ છે. (મતલબ એ કે જ્યારે આ હુકમોને સાચા અને અમલ કરવા વાજિબ સમજવાની જાહેરાત કરે તો તેમને મુસલમાન સમજો અને તેમના આ ઈસ્લામ લાવવાથી પાછલા ગુનાહોની મા'ફી થઈ જાય છે પરંતુ અહીંયાં મા'ફી માંગવાનો હુકમ યા તો સંપૂર્ણ રીતે મા'ફી પ્રાપ્ત કરવા માટે છે અથવા તો આ દુઆ કરવાનો હેતુ એ છે કે ઈમાન કબૂલ થઈ જાય કે તેના ઉપર મા'ફીનો વાયદો છે) હે ઈમાનવાળાઓ ! તે લોકો સાથે (પણ) દોસ્તી ન કરો જેમના ઉપર અલ્લાહ તઆલાએ ક્રોધ કર્યો (તેનાથી ભાવાર્થ યહૂદીઓ છે ...مَنْ لَعَنَهُ اللّٰهُ وَغَضِبَ عَلَيْهِ) કે તેઓ આખિરતથી (ભલાઈ અને બદલાથી) એવા નાઉમ્મીદ થઈ ગયા છે જેમકે કાફિરો જે કબરોમાં (દફન થયેલા) છે (ભલાઈ અને આખિરતના બદલાથી) નાઉમ્મીદ છે (જે કાફિરો મૃત્યુ પામ્યા છે તેમને આખિરતની જાણ થઈ જાય છે અને વાસ્તવિકતા

નજરે જોઈને જાણી લે છે કે હવે મારી બખ્શીશ કદાપિ થશે નહીં તેથી આયત يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ પ્રમાણે આપ ﷺની નુબુવ્વતને અને એ જ રીતે નબી ﷺના વિરોધી તથા કાફિર પોતે છુટકારો પામેલ ન હોવાનું સારી પેઠે જાણે છે, ભલે તે ઈર્ષ્યા અને મિથ્યાભિમાનના કારણે અનુસરણ કરતા ન હતા પરંતુ દિલમાં તો તેમને યકીન હતું જ કે અમે છુટકારો પામવાના નથી, બસ બડાઈ હાંકવા માટે જાહેરમાં તેનાથી ઊલટું કરતા હતા. ખુલાસો એ છે કે જેમની ગુમરાહી એવી નિશ્ચિત છે કે તેઓ પોતે પણ તેનો દિલથી સ્વીકાર કરે છે આવા ગુમરાહો સાથે સંબંધ રાખવાની શું જરૂર ! અને એવું ન સમજવામાં આવે કે જે ગુમરાહ છેલ્લી કક્ષાનો ન હોય તેની સાથે દોસ્તી જાઈઝ છે, સદંતર કુફ્ર દોસ્તીના સંબંધો માટે જાઈઝ નથી પરંતુ આ સિફતથી તે પ્રતિબંધ વધારે કઠોર થઈ જશે અને યહૂદીઓનું ખાસ વર્ણન એટલા માટે આ સ્થળે થયું છે કે તેઓ મદીનામાં વધારે પ્રમાણમાં હતા અને બીજું કે તે લોકો બદમાશ અને ઘણા ફસાદખોર હતા).

## મસ્અલા અને બોધપાઠ :

### સુલહે હુદૈબિય્યહના કરારની અમુક શરતોની તહકીક :

સૂરએ ફત્હમાં સૂરએ હુદૈબિય્યહની ઘટના વિગતવાર આવી ચૂકી છે જેમાં અંતે મક્કાના કુરૈશ અને રસૂલે કરીમ ﷺ વચ્ચે એક કરાર દશ વર્ષ માટે લખવામાં આવ્યો, આ કરારની અમુક શરતો એવી હતી જેમાં દબાઈને સુલેહ કરવાની અને મુસલમાનો દેખીતી રીતે પરાજિત થયા હોવાની અનુભૂતિ થતી હતી તેથી સહાબએ કિરામ (રદિ.)માં આના ઉપર ક્રોધ અને રંજ જાહેર થયો પરંતુ રસૂલે કરીમ ﷺ રબ્બાની ઈશારાઓથી એવું અનુભવી રહ્યા હતા કે હાલની અમુક દિવસની પરાજિત જેવી પરિસ્થિતિ અંતે કાયમના માટે મહાન વિજયનું કારણ બનવાની છે તેથી તેને સ્વીકારી લેજો અને ત્યારપછી બધા સહાબએ કિરામ (રદિ.) સંતોષિત થઈ ગયા.

આ સુલેહનામાની એક શરત એ પણ હતી કે જો મક્કા મુકર્રમહથી કોઈ વ્યક્તિ મદીના જશે તો આપ ﷺ તેમને પાછા આપી દેશે ભલે તે મુસલમાન જ થઈ ગયો હોય અને જો મદીના તય્યિબહથી કોઈ વ્યક્તિ મક્કા મુકર્રમહ ચાલ્યો જશે તો મક્કાના કુરૈશીઓ તેને પાછો આપશે નહીં. આ કરારના શબ્દો જાહેર

હતા જેમાં દેખીતી રીતે પુરુષ અને સ્ત્રીઓ બંને સામેલ હતા એટલે કે કોઈ મુસલમાન પુરુષ અથવા સ્ત્રી જે કોઈ પણ મક્કા મુકર્રમહથી રસુલે કરીમ ﷺ પાસે જાય તેને આપ ﷺ પરત કરી આપશે.

જ્યારે આ કરાર સંપૂર્ણ થઈ ચૂક્યો અને રસૂલે કરીમ ﷺ હજુ હુદૈબિય્યહના સ્થળે થોભેલા હતા તો કેટલીય એવી ઘટનાઓ બની જે મુસલમાનો માટે ધીરજની કસોટી સ્વરૂપે હતી જેમાં એક ઘટના અબૂ જુન્દલ (રદિ.)ની છે જેમને મક્કાના કુરૈશીઓએ કેદમાં નાંખી રાખ્યા હતા, તેઓ કોઈ રીતે આ કેદમાંથી નીકળીને રસૂલે કરીમ ﷺ પાસે પહોંચી ગયા. સહાબએ કિરામ (રદિ.)માં તેમને જોઈને ઘણી ચિંતા થઈ કે કરારની રૂએ તેમને પાછા આપવા પડશે અને આપણે પોતાના આ મઝલૂમ ભાઈને જાલિમોના હાથમાં આપી દઈએ, આ તે કેવું !?

પરંતુ રસૂલે કરીમ ﷺ કરાર લખી ચૂક્યા હતા અને શરીઅતના કાયદાના રક્ષણ અને તેના પાકા હોવાને એક વ્યક્તિના કારણે છોડી શકતા ન હતા અને તેની સાથે આપ ﷺની દૂરગામી દૃષ્ટિ નિકટમાં આ બધા મઝલૂમોના છુટકારાને જાણે નજરે જોઈ રહી હતી, સ્વાભાવિક રંજ અને તકલીફ તો અબૂ જુન્દલને પરત કરવામાં આપ ﷺને પણ અવશ્ય થઈ હશે પરંતુ આપ ﷺએ કરારની પાબંદીની બીનાએ તેમને સમજાવી પટાવી રવાના કરી દીધા.

તેની સાથે એક બીજી ઘટના એ ઘટી કે સઈદહ બિન્તે હારિષ અલ અસ્લમીયા (રદિ.) જે મુસલમાન હતાં પરંતુ સઈફી બિન અનસફના નિકાહમાં હતાં જે કાફિર હતો. અમુક રિવાયતોમાં તેનું નામ મુસાફિરુલ મખ્ઝૂમી બતાવવામાં આવ્યું છે (તે સમય સુધી મુસલમાનો અને કાફિરોમાં બંને બાજુએ નિકાહના સંબંધો હરામ થયા ન હતા) આ મુસલમાન સ્ત્રી મક્કાથી નાસી છૂટી આપ ﷺની સેવામાં હાજર થયા ગયાં સાથે જ તેમના પતિ પણ હાજર થયા અને રસૂલે કરીમ ﷺ પાસે માંગણી કરી કે મારી પત્ની મને પાછી આપવામાં આવે. આપ ﷺ આ શરત સ્વીકારી ચૂક્યા હતા અને હજુ સુધી કરારની શાહી પણ સૂકાઈ ન હતી.

આ ઘટના પછી પ્રસ્તુત આયતો નાઝિલ થઈ જેમાં વાસ્તવમાં મુસલમાનો

અને મુશ્રિકો વચ્ચે નિકાહના સંબંધને હરામ ઠરાવવામાં આવ્યો છે અને તેના પરિણામે એ પણ કે જે મુસલમાન સ્ત્રી ભલે તેનું મુસલમાન હોવું પહેલેથી જાણ હોય જેમકે પ્રસ્તુત સઈદહ (રદિ.) હતા અથવા તો હિજરતના સમયે તેનું મુસલમાન હોવું સાચી રીતે સાબિત થઈ જાય, જો તે હિજરત કરીને રસૂલે કરીમ ﷺ પાસે પહોંચી જાય તો તેને કાફિરોના કબ્જામાં પાછી આપવામાં ન આવે કારણ કે તે પોતાના કાફિર પતિ માટે હલાલ નથી રહી. (તફસીરે કુર્તુબીમાં આ ઘટના હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયતથી નકલ થઈ છે) મતલબ કે આ આયતોના નાઝિલ થવાએ એ સ્પષ્ટ કરી આપ્યું કે સુલેહનામાની આ શરત કે જે પણ મુસલમાન આપ ﷺની પાસે પહોંચે તેને આપ ﷺ પરત કરશે પોતાના શાબ્દિક જાહેરપણા સાથે જેમાં પુરુષ અને સ્ત્રીઓ બંને સામેલ છે સાચું નથી. આ શરત માત્ર પુરુષો માટે કબૂલ કરી શકાય છે, સ્ત્રીઓના મા'મલામાં આ શરત સ્વીકારપાત્ર નથી તેના વિશે માત્ર એટલું કરી શકાય છે કે જે સ્ત્રી મુસલમાન થઈને હિજરત કરે તેમાં તેના કાફિર પતિએ જે કંઈ તેના ઉપર મહર સ્વરૂપે ખર્ચ કર્યો છે તે ખર્ચ તેને પાછો આપવામાં આવશે, આ આયતોની બીનાએ રસૂલે કરીમ ﷺએ આ શરતનો ખુલાસો સ્પષ્ટ કરી દીધો અને એ પ્રમાણે પ્રસ્તુત સઈદહ (રદિ.)ને પરત કર્યા નહીં.



અમુક રિવાયતોમાં છે કે ઉમ્મે કુલસુમ બિન્તે ઉત્બા બિન અબી મુઈત મક્કા મુકર્રમહથી આપ ﷺની પાસે પહોંચી ગયા, તેમના કુટુંબના લોકોએ તેમને શરત પ્રમાણે પરત કરવાની માંગણી રજુ કરી તેના ઉપર આ આયત નાઝિલ થઈ હતી અને તેમની સાથે તેમના બે ભાઈ પણ મક્કાથી નાસીને રસૂલે કરીમ ﷺની સેવામાં પહોંચી ગયા. આપ ﷺએ શરત પ્રમાણે તે બંને ભાઈ અમ્મારા અને વલીદને તો પાછા કરી દીધા પરંતુ ઉમ્મે કુલસુમને પરત કર્યા નહીં અને કહ્યું કે આ શરત પુરુષો માટે હતી સ્ત્રીઓ તેમાં સામેલ નથી, તેના ઉપર આ આયતો રસૂલે કરીમ ﷺના સમર્થન માટે નાઝિલ થઈ.

આ રીતે રસૂલે કરીમ ﷺની સેવામાં પહોંચનારી બીજી સ્ત્રીઓની પણ કંઈક આવી ઘટનાઓ રિવાયતોમાં ઉપસ્થિત છે અને એ દેખીતું છે કે તેમાં કોઈ વિરોધાભાસ નથી હોઈ શકતો કારણ કે આ પ્રકારની વિવિધ ઘટનાઓ તે સમયે બની હતી.

**પ્રસ્તુત શરતથી સ્ત્રીઓને કરારમાંથી બાકાત નથી કરી બલકે આ શરતનો એક ખુલાસો છે જે બંને પક્ષોને સ્વીકાર્ય હતો :**

પ્રસ્તુત કુર્તુબીની રિવાયતથી તો જાણ થઈ કે કરારની શરતોના શબ્દો જો કે સામાન્ય હતા પરંતુ રસૂલે કરીમ ﷺ નજીક તે સ્ત્રીઓ માટે સામાન્ય અને સામેલ ન હતા તેથી આપ ﷺએ તેનો ખુલાસો ત્યાં જ હુદૈબિય્યહના સ્થળ ઉપર કરી દીધો અને તેના જ સમર્થનમાં આ આયતો નાઝિલ થઈ.

અમુક રિવાયતોથી એ જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺએ તો આ શરતને સામાન્ય નિયમ પ્રમાણે સ્વીકારી લીધી હતી જેમાં સ્ત્રીઓ પણ સામેલ હતી પરંતુ આ આયતો નાઝિલ થવાથી તેનું સામાન્યપણું રદ ઠરાવવામાં આવ્યું અને રસૂલે કરીમ ﷺએ મક્કાના કુરૈશીઓ ઉપર તે જ વખતે સ્પષ્ટ કરી દીધું કે સ્ત્રીઓ આ શરતમાં સામેલ થશે નહીં તેથી સ્ત્રીઓને આપ ﷺએ પરત કરી નહીં. તેનાથી જાણ થાય છે કે આ સ્વરૂપ ન તો કરારભંગનું હતું જેની રસૂલે કરીમ ﷺ દ્વારા કોઈ શક્યતા જ નથી અને ન જ આ કરાર સમાપ્ત કરવાનું સ્વરૂપ હતું, એટલે કે કરાર જ સમાપ્ત કરી દીધો હોય બલકે આ એક શરતના ખુલાસાનો મા'મલો માત્ર હતો, ભલે રસૂલે કરીમ ﷺની પ્રથમથી જ ઈચ્છા એવી હોય અથવા તો આયતના નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺએ તેના સામાન્યપણાને માત્ર પુરુષો સુધી મર્યાદિત કરવા માટે કહ્યું હોય. મતલબ કે થયું એમ છે કે આ ખુલાસા પછી પણ સુલેહનો કરાર બંને પક્ષે સ્વીકાર કર્યો અને તેના ઉપર એક સમય સુધી બંને પક્ષો દ્વારા અમલ થતો રહ્યો, આ સુલેહના પરિણામે માર્ગો સુરક્ષિત થયા અને રસૂલે કરીમ ﷺએ દુનિયાના બાદશાહોના નામે પત્રો મોકલ્યા અને તેના જ પરિણામે અબૂ સુફિયાનનો કાફલો નચિંત થઈને સિરીયા સુધી પહોંચ્યો જ્યાં હરક્યુલસે તેમને પોતાના દરબારમાં બોલાવીને રસૂલે કરીમ ﷺની પરિસ્થિતિ અને ઘટનાઓની જાણકારી મેળવી.

ખુલાસો એ છે કે સુલેહની આ શરતના શબ્દો સામાન્ય છે, સ્ત્રીઓનું સામેલ ન હોવું ભલે પ્રથમથી જ રસૂલે કરીમ ﷺની નજરમાં હતું અથવા આયત ઊતર્યા પછી; રસૂલે કરીમ ﷺએ સ્ત્રીઓને આ જાહેર શબ્દોમાંથી બાકાત રાખ્યા, દરેક પરિસ્થિતિમાં કુરૈશ કાફિરો અને મુસલમાનો વચ્ચે આ કરાર આ ખુલાસા પછી પણ સંપૂર્ણ થયો જ સમજવામાં આવ્યો અને એક મુદત સુધી તેના

ઉપર અમલ થતો રહ્યો તેથી આ શરતની સ્પષ્ટતા કરારભંગ અથવા કરાર સમાપ્તિમાં સામેલ કરી શકાય નહીં. વલ્લાહુ અઅ્લમુ. આગળ આયતોનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا جَآءَكُمُ الْمُؤْمِنٰتُ مُهٰجِرٰتٍ فَامْتَحِنُوْهُنَّ ۭ اَللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِهِنَّ

આયતનો ભાવાર્થ એ છે કે સ્ત્રીઓને સુલેહની શરતમાં બાકાત રાખવાનું કારણ તેમનું મુસલમાન અને મો'મિન હોવું છે. મક્કાથી મદીના આવનારી સ્ત્રીઓમાં એ બાબતની સંભાવના પણ હતી કે એમનામાંથી કોઈ ઈસ્લામ અથવા ઈમાન માટે નહીં બલકે પોતાના પતિની નારાજગીના કારણે અથવા મદીનાના કોઈ વ્યક્તિ સાથે મહોબ્બતના કારણે અથવા કોઈ અન્ય દુનિયવી હેતુ માટે હિજરત કરીને આવી ગઈ હોય અને તે અલ્લાહ સમીપ આ શરતથી બાકાત નથી, બલકે તેને પરત કરવી સુલેહની શરત હેઠળ જરૂરી છે, તેથી મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો કે હિજરત કરીને આવેલી સ્ત્રીઓના ઈમાનની કસોટી કરો, તેની સાથે સાથે વાક્ય اَللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِهِنَّ કહ્યું, તેમાં ઈશારો એ છે કે વાસ્તવિક અને ઈમાનની સાચી પરિસ્થિતિ કે જેનો સંબંધ માણસના દિલ સાથે છે તેને અલ્લાહ તઆલા સિવાય કોઈ જાણતું નથી, અલબત્ત માણસના મૌખિક સ્વીકાર અને પરિસ્થિતિના સાંયોગિક પુરાવાઓ આધારે ઈમાનનો અંદાજો લગાવી શકાય છે, બસ મુસલમાનોએ આ જ બાબત આધારે નિર્ણય લેવો જોઈએ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે કસોટીની રીત એ હતી કે મુહાજિર ઓરતો પાસે સોગંદ લેવડાવવામાં આવતા હતા કે તેઓ પોતાના પતિ સાથે સુગ કે નફરતના કારણે તો નથી આવી અને ન તો કોઈ મદીનાના વ્યક્તિ સાથે મહોબ્બતના કારણે અને ન જ કોઈ એવા દુનિયવી હેતુ માટે; બલકે તેનું આવવું માત્ર અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺની મહોબ્બત અને તેમની ખુશી માટે છે. જ્યારે આ સોગંદ લઈ લેતી હતી તો રસૂલે કરીમ ﷺ તેને મદીનામાં રહેવાની પરવાનગી આપતા હતા અને તેની મહર વગેરે જે તેને પોતાના કાફિર પતિ પાસેથી લીધી હતી તે તેના પતિને પાછી આપી દેતા હતા.

(કુર્તુબી)

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી તિરમિઝીમાં રિવાયત છે જેને તિરમિઝીએ હસન સહીહ કહી છે, તેમણે કહ્યું કે તેમની કસોટીનું સ્વરૂપ તે

બયૂઅત હતી જેનું વર્ણન આગલી આયતમાં વિગતે આવ્યું છે. إِذَا جَآءَكَ الْمُؤْمِنٰتُ يُبَايِعْنَكَ... જાણે આવનાર મુહાજિર સ્ત્રીઓના ઈમાનની કસોટીનું સ્વરૂપ જ એ હતું કે તે રસૂલે કરીમ ﷺના હાથ મુબારક ઉપર તે વસ્તુઓનો કરાર કરે જે આ બયૂઅતમાં વર્ણન કરવામાં આવ્યો છે અને એ પણ કંઈ અસંભવ નથી કે શરૂઆતમાં પ્રથમ તે વાક્ય તેમની પાસે કહેવડાવવમાં આવતા હોય જે ઇબ્ને અબ્બાસ (રદિ.)ની ઉપરોક્ત રિવાયતમાં વર્ણન કરવામાં આવ્યા છે અને તેની પૂર્ણતા આ બયૂઅતથી થતી હોય જેનું આગળ વર્ણન છે. વલ્લાહુ અઅ્લમુ.

فَإِنْ عَلِمْتُمُوهُنَّ مُؤْمِنَاتٍ فَلَا تَرْجِعُوهُنَّ إِلَى الْكُفَّارِ એટલે કે જ્યારે પ્રસ્તુત પદ્ધતિ પ્રમાણે તે મુહાજિર સ્ત્રીઓના ઈમાનની કસોટી લઈને તેમને મુસલમાન ઠરાવવામાં આવે તો પછી તેમને કાફિરો તરફ પાછી મોકલવી જાઈઝ નથી.

لَا هُنَّ حِلٌّ لَّهُمْ وَلَا هُمْ يَحِلُّونَ لَهُنَّ એટલે કે ન તો આ સ્ત્રીઓ કાફિર પુરુષો માટે હલાલ છે અને ન જ કાફિર પુરુષો તેમના માટે હલાલ હોઈ શકે છે કે ફરી બીજીવાર તેમની સાથે નિકાહ કરી શકે.



**મસ્અલો :**

આ આયતે એ સ્પષ્ટ કરી દીધું કે જે સ્ત્રીઓ કોઈ કાફિરના નિકાહમાં હતી અને પછી તે મુસલમાન થઈ ગઈ તો કાફિર સાથે તેના નિકાહ આપમેળે જ તૂટી ગયા, તેઓ બંને એકબીજા માટે હરામ થઈ ગયા અને આ જ કારણે સ્ત્રીઓની સુલેહની શરતમાં પાછી આપવાથી બાકાત રાખવામાં આવી કે હવે તે તેના કાફિર પતિ માટે હલાલ નથી રહી.

وَآتُوهُم مَّا أَنفَقُوا એટલે કે મુહાજિર ઈમાનવાળી સ્ત્રીના કાફિર પતિએ નિકાહમાં જે મહર વગેરે તેને આપ્યું છે તે બધું તેના પતિને પાછું આપવામાં આવે કારણ કે સુલેહની શરતથી બાકાત માત્ર સ્ત્રીઓને પરત કરવાની વાત હતી, તે માલ પરત કરવાનું સંબોધન મુહાજિર સ્ત્રીઓને કરવામાં નથી આવ્યું કે તમે તે પાછું આપો બલકે દરેક મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો છે કે તે પાછું આપો, કારણ કે ઘણું જ શક્ય બલકે નિશ્ચિત છે કે જે માલ તેના પતિએ તેને આપ્યો હતો કદાચ તે સમાપ્ત થઈ ચૂક્યો હોય હવે તેને પાછું આપવાનું સ્વરૂપ જ ન હોય તેથી આ ફરજ દરેક મુસલમાન ઉપર નાંખી દેવામાં આવી કે સુલેહના

કરારને પૂરો કરવા માટે તેમના તરફથી કાફિર પતિઓને માલ પાછો આપી દો, જો બયતુલ માલમાંથી આપી શકાતો હોય તો ત્યાંથી નહિતર દરેક મુસલમાન પાસે ચંદો કરીને. (કુર્તુબી)

وَلَا جُنَاحَ عَلَيْكُمْ اَنْ تَنْكِحُوْهُنَّ اِذَآ اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ પાછલી આયતોમાં આ સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે હિજરત કરીને આવનારી મુસલમાન સ્ત્રીના નિકાહ તેના કાફિર પતિ સાથે તૂટી ચૂક્યા છે અને એ તેના ઉપર હરામ થઈ ચૂક્યો છે. આ આયતમાં આ જ હુકમની પૂર્ણતા એ રીતે છે કે હવે મુસલમાન પુરુષ સાથે તેના નિકાહ થઈ શકે છે ભલે પછી તેનો આગલો કાફિર પતિ જીવીત હોય અને તેણે તલાક પણ ન આપી હોય પરંતુ શરઈ હુકમ પ્રમાણે નિકાહ તૂટી ચૂક્યા છે તેથી બીજા પુરુષ સાથે તેના નિકાહ હલાલ થઈ ગયા.

કાફિર પુરુષની પત્ની મુસલમાન થઈ જાય તો નિકાહ તૂટી જાય છે તે પ્રસ્તુત આયતથી જાણ થઈ પરંતુ અન્ય કોઈ મુસલમાન સાથે તેના નિકાહ જાઈઝ ક્યારે થશે તેના વિશે ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) સમીપ અસલ નિયમ તો એ છે કે જે કાફિર પુરુષની પત્ની મુસલમાન થઈ જાય તો ઈસ્લામી શાસક તેના પતિને બોલાવીને કહે કે જો તમે પણ મુસલમાન થઈ જાઓ તો નિકાહ કાયમ રહેશે નહિતર નિકાહ તૂટી જશે. જો તે એના ઉપર પણ ઈસ્લામ લાવવાથી ઈન્કાર કરે તો હવે તે બંનેમાં છૂટા પડવાની પૂર્ણતા થઈ ગઈ. એવા સમયે તે કોઈ મુસલમાન પુરુષ સાથે નિકાહ કરી શકે છે પરંતુ એ દેખીતું છે કે ઈસ્લામી શાસકે તે પતિને હાજર કરવું ત્યાં જ થઈ શકે છે જ્યાં ઈસ્લામી શાસન હોય, દારુલ કુફ્ર અથવા દારુલ હરબમાં આવી ઘટના બને તો પતિને ઈસ્લામ માટે કહેવું અને તેના ઈન્કાર કરવાનું સ્વરૂપ સામે આવશે નહીં કે જેથી બંનેમાં છૂટા પડવાનો ફૈસલો કરી શકાય તેથી આવા સ્વરૂપમાં બંને પક્ષો વચ્ચે છુટા પડવાની બાબત એ સમયે પૂર્ણ થશે જ્યારે આ સ્ત્રી હિજરત કરીને દારુલ ઈસ્લામમાં આવી જાય અથવા મુસલમાનોના લશ્કરમાં આવી જાય, દારુલ ઈસ્લામમાં આવવાનું સ્વરૂપ પ્રસ્તુત ઘટનામાં મદીના તય્યિબહ પહોંચ્યા પછી જ થઈ શકે છે અને ઈસ્લામનું લશ્કર હુદૈબિય્યહમાં પણ ઉપસ્થિત હતું, ત્યાં પહોંચ્યા પછી પણ આ બાબત લાગુ પડે છે જેને ફુકહાની પરિભાષામાં "ઈખ્તેલાફે દારૈન" કહેવામાં આવે છે, એટલે કે જ્યારે કાફિર પુરુષ અને તેની મુસલમાન પત્ની વચ્ચે સ્થળનો ફૈસલો થઈ જાય

એટલે કે એક દારુલ કુફ્રમાં છે અને બીજું દારુલ ઈસ્લામમાં તો આ અલગાવ સંપૂર્ણ થઈને સ્ત્રી બીજા સાથે નિકાહ કરવા માટે આઝાદ થઈ જાય છે. *(હિદાયા)*

આ આયતમાં જે اِذَآ اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ ને શરત સ્વરૂપે કહ્યું કે તમે તેમની સાથે નિકાહ કરી શકો છો એ શરતે કે તેમની મહર આપી દો તે વાસ્તવમાં નિકાહની શરત નથી, કારણ કે ઉમ્મતની સહમતીથી નિકાહનો દારોમદાર મહરની અદાયગી ઉપર મોકૂફ અને શરત નથી અલબત્ત નિકાહ ઉપર મહરની અદાયગી વાજિબ અને જરૂરી અવશ્ય છે, અત્રે તેને શરત સ્વરૂપે કદાચ એટલા માટે વર્ણન કરવામાં આવ્યું છે કે હજુ એક મહર તો તેના કાફિર પતિને પાછી આપવામાં આવી ચૂકી છે, એવું ન થાય કે હવે તેની સાથે નિકાહ કરનાર મુસલમાન એવું સમજી બેસે કે મહર તો આપી ચૂક્યા અને નવી મહર આપવાની જરૂર નથી તેથી કહેવામાં આવ્યું કે આ મહરનો સંબંધ પાછલા નિકાહ સાથે હતો, આ બીજા નિકાહ થયા તો તેના ઉપર નવી મહર લાગુ પડે છે.

وَلَا تُمْسِكُوْا بِعِصَمِ الْكَوَافِرِ માં શબ્દ عِصَمٌ (ઈસમ) એ عِصْمَتٌ (ઈસ્મત)નું બહુવચન છે જેનો મૂળ અર્થ સુરક્ષા અને સ્થાયિત્વનો છે, તેનાથી ભાવાર્થ તે નિકાહનો કરાર છે જેનું રક્ષણ કરવામાં આવે છે.

كَوَافِرُ (કવાફિર) એ كَافِرَةٌ (કાફિરા)નું બહુવચન છે અને તેનો ભાવાર્થ મુશ્રિક સ્ત્રી છે, કારણ કે અહલે કિતાબ કાફિરા સાથે નિકાહની પરવાનગી કુર્આન શરીફની નુસૂસમાં છે. આયતનો ભાવાર્થ એ છે કે અત્યાર સુધી જે મુસલમાન અને મુશ્રિકો વચ્ચે નિકાહની પરવાનગી હતી તે સમાપ્ત કરવામાં આવી, હવે પછી કોઈ મુસલમાનના નિકાહ મુશ્રિક સ્ત્રી સાથે જાઈઝ નથી અને જે નિકાહ પહેલાં થઈ ચૂક્યા છે તે પણ સમાપ્ત થઈ ચૂક્યા, હવે કોઈ મુશ્રિક સ્ત્રીને પોતાના નિકાહમાં રાખવી હલાલ નથી.

જે સમયે આ આયત નાઝિલ થઈ તો જે સહાબએ કિરામ (રદિ.)ના નિકાહમાં કોઈ મુશ્રિક સ્ત્રી હતી તો તેમણે તેને છોડી દીધી. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના નિકાહમાં બે મુશ્રિક સ્ત્રીઓ તે સમય સુધી હતી જે હિજરતના સમયે મક્કા મુકર્રમહમાં રહી ગઈ હતી. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ આયત નાઝિલ થયા પછી બંનેને તલાક આપી દીધી. (રવાહુ બગવી ઝહરીની

સનદથી, મઝહરીમાંથી) અને તલાકથી ભાવાર્થ આ સ્થળે છોડી દેવું અથવા સંબંધ વિચ્છેદ કરી દેવું છે. પારિભાષિક તલાકની અહીંયાં આવશ્યકતા જ નથી અહીંયાં આ આયત દ્વારા નિકાહ તૂટી ચૂક્યા છે.

وَاسْـئَلُوْا مَآ اَنْفَقْتُمْ وَلْيَسْـئَلُوْا مَآ اَنْفَقُوْا એટલે કે જ્યારે વ્યવહાર એવો ઠરાવ્યો કે જે સ્ત્રી મુસલમાન થઈને હિજરત કરીને મદીના તય્યિબહ આવી જાય તો તેને મક્કા પાછી મોકલવામાં આવશે નહીં, અલબત્ત તેના પતિએ જે મહર વગેરે તેને આપ્યું છે તે તેના પતિને પાછું આપવામાં આવશે, એ જ રીતે જો કોઈ મુસલમાન સ્ત્રી અલ્લાહ ન ચાહે અને મુર્તદ થઈને મક્કા મુઅઝ્ઝમા ચાલી જાય અથવા પહેલેથી જ કાફિર હોય પરંતુ મુસલમાન પતિના કબ્જામાંથી નીકળી જાય (તફસીરના ખુલાસામાં આ જ સ્વરૂપ કદાચ એટલા માટે અપનાવવામાં આવ્યું કે આવી કોઈ ઘટના બની જ નથી કે કોઈ સ્ત્રી મુર્તદ થઈને મક્કા ચાલી ગઈ હોય અને પછી ત્યાં જ કાફિર થઈને રહી ગઈ હોય અથવા એવી ઘટના બને કે તે પ્રથમથી જ કાફિર હતી, તે પોતાના મુસલમાન પતિના કબ્જામાંથી નીકળીને મક્કામાં જ રહે) મક્કાના કાફિરો તેને પરત કરશે નહીં પરંતુ તેના મુસલમાન પતિએ જે મહર વગેરે તેને આપ્યું છે તે પાછું કરવું મક્કાના કાફિરોની જવાબદારી હશે તેથી આ ઘટનાઓનું સમાધાન પરસ્પર હિસાબ કિતાબથી કરવામાં આવે. બંને પક્ષે જે કંઈ મહર વગેરે ખર્ચ કરવામાં આવ્યું છે તે જાણી લઈને એ પ્રમાણે લેનદેન કરવામાં આવે.

આ હુકમ ઉપર મુસલમાનોએ તો સારી રીતે અમલ કર્યો કે કુર્આનના હુકમોની પાબંદી તેમના સમીપ ફરજ છે તેથી જેટલી સ્ત્રીઓ હિજરત કરીને આવી સૌની મહર વગેરે તેમના કાફિર પતિઓને પાછી મોકલાવી આપી પરંતુ મક્કાના કાફિરોનું કુર્આન ઉપર ઈમાન ન હતું તેથી તેમણે અમલ કર્યો નહીં તેના ઉપર આગલી આયત નાઝિલ થઈ. *(બગવી, ઝહરી અને મઝહરીમાંથી)*

وَاِنْ فَاتَكُمْ شَيْءٌ مِّنْ اَزْوَاجِكُمْ اِلَى الْكُفَّارِ فَعَاقَبْتُمْ.... માં શબ્દ عَاقَبْتُمْ (આકબતુમ) એ مُعَاقَبَه (મુઆકબહ)થી બને છે જેનો એક અર્થ બદલો લેવાનો પણ થાય છે, અત્રે આ અર્થ પણ ભાવાર્થ હોઈ શકે છે. (કતાદહ અને મુજાહિદની રિવાયત પ્રમાણે, કુર્તુબી) આ સ્વરૂપમાં આયતનો ભાવાર્થ એ થશે કે મુસલમાનોની અમુક સ્ત્રીઓ જો કાફિરોના કબ્જામાં આવી જાય તો સુલેહની

શરત હેઠળ બીજાઓ ઉપર જરૂરી હતું કે તેમના મુસલમાન પતિઓને તેમની આપેલી મહર વગેરે પાછી આપવામાં આવે જેમકે મુસલમાનો તરફથી મુહાજિર ઓરતોના કાફિર પતિઓને તેમની મહર પાછી આપવામાં આવી પરંતુ જ્યારે કાફિરોએ એવું ન કર્યું અને મુસલમાન સ્ત્રીઓની મહર તેમને ન આપી તો તેમની આ પ્રવૃત્તિનો જો તમે બદલો લઈ લો એ રીતે કે મક્કાના કાફિરોને જે રકમ મુહાજિર સ્ત્રીઓની મહર પેટે અદા કરવાની હતી તમે પણ તે પોતાના હક પ્રમાણે અટકાવી લો તો તેનો હુકમ એ છે કે فَاٰتُوا الَّذِيْنَ ذَهَبَتْ اَزْوَاجُهُمْ مِّثْلَ مَا اَنْفَقُوْا એટલે કે તમે આ રકમમાંથી જે મુહાજિર સ્ત્રીઓની મહર વગેરેની અટકાવી રાખી છે તેમાંથી મુસલમાન પતિઓની ખર્ચ કરેલી મહર વગેરે અદા કરી દો કે જેમની કાફિર સ્ત્રીઓ મક્કાના કાફિરોના કબ્જામાં આવી ગઈ છે.

બીજો અર્થ عَاقَبْتُمْ، عَقَّبْتُمْ، اَعْقَبْتُمْ નો યુદ્ધમાં માલે ગનીમત પ્રાપ્ત કરવાનો પણ થાય છે અને તે આયતમાં શબ્દ عَاقَبْتُمْ (આકબતુમ)ની આ ત્રણે કિરાઅતો પણ વિવિધ કારીઓ દ્વારા નકલ થયેલ છે. હઝરત કતાદહ અને મુજાહિદ (રહ.)એ આ ત્રણે શબ્દોના અર્થો ગનીમત હોવાનું પણ નકલ કર્યું છે. આવા સ્વરૂપમાં આયતનો ભાવાર્થ એ થશે કે જે મુસલમાન પતિઓની પત્નીઓ કાફિરોના કબ્જામાં ચાલી ગઈ અને સુલેહની શરત પ્રમાણે કાફિરોએ તેમની મહર મુસલમાન પતિઓને આપી નહીં પછી મુસલમાનોને ગનીમતનો માલ પ્રાપ્ત થયો તો તે પતિઓનો હક માલે ગનીમતમાંથી તેમને અદા કરવામાં આવે. *(કુર્તુબી)*

### શું મુસલમાનોની અમુક સ્ત્રીઓ મુર્તદ થઈને મક્કા ચાલી ગઈ હતી ?:

આ આયતમાં જે બાબતનો હુકમ વર્ણન કરવામાં આવ્યો છે તેની ઘટના અમુક લોકોએ માત્ર એક જ બની હોવાનું લખ્યું છે કે હઝરત અયાઝ બિન ગનમ કુરૈશીની પત્ની ઉમ્મે હકમ બિન્તે અબી સુફિયાન મુર્તદ થઈને મક્કા મુકર્રમહ ચાલી ગઈ હતી અને પછી તે પણ ઈસ્લામ તરફ પાછી વળી.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કુલ છ સ્ત્રીઓનું ઈસ્લામથી ફરી જવું અને કાફિરો સાથે મળી જવાનું વર્ણન કર્યું છે જેમાંથી એક તો આ જ ઉમ્મુલ હકમ બિન્તે અબી સુફિયાન હતી અને બાકી પાંચ સ્ત્રીઓ તે હતી જે હિજરત સમયે જ મક્કા મુકર્રમહમાં રોકાઈ ગઈ અને પહેલેથી જ કાફિર હતી. જ્યારે કુર્આનની

આયત નાઝિલ થઈ જેનાથી મુસલમાન અને કાફિરોના નિકાહ તોડી નાંખવામાં આવ્યા તે સમયે પણ તે મુસલમાન થવા તૈયાર ન થઈ, તેના પરિણામે તે પણ તે સ્ત્રીઓમાં સામેલ કરવામાં આવી જેમની મહર તેમના મુસલમાન પતિઓને મક્કાના કાફિરો તરફથી પાછી જોઈતી હતી, જ્યારે તેમણે તે મહર ન આપી તો રસૂલે કરીમ ﷺએ માલે ગનીમતમાંથી તેમનો હક અદા કર્યો.

આથી જાણ થઈ કે મદીનાથી મક્કા ચાલ્યા જવાની અને મુર્તદ થવાની માત્ર એક જ ઘટના હતી, બાકી પાંચ સ્ત્રીઓ પ્રથમથી જ કુફ્ર ઉપર હતી અને કુફ્ર ઉપર કાયમ રહેવાના કારણે તેઓ મુસલમાનના નિકાહમાંથી આ આયતની બીનાએ નીકળી ગઈ તેથી તેમને પણ આ જ સંદર્ભમાં ગણવામાં આવી છે અને એક સ્ત્રી જેનું મુર્તદ થઈને મક્કા ચાલ્યા જવું પ્રસ્તુત થયું છે તે પણ પાછળથી ફરીવાર મુસલમાન થઈ ગઈ. (કુર્તુબી) અને બગવીએ ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયતથી નકલ કર્યું છે કે બાકીની પાંચ સ્ત્રીઓ જે આમાં ગણવામાં આવી છે તે પણ પાછળથી મુસલમાન થઈ ગઈ. *(મઝહરી)*

**સ્ત્રીઓની બયૂઅત :**

يَـٰٓأَيُّهَا ٱلنَّبِىُّ إِذَا جَآءَكَ ٱلْمُؤْمِنَـٰتُ يُبَايِعْنَكَ.... આ આયતમાં મુસલમાન સ્ત્રીઓ પાસેથી એક વિગતવાર બયૂઅત લેવાનું વર્ણન છે જેમાં ઈમાન અને અકીદાઓની સાથે શરીઅતના હુકમોની પાબંદીનો પણ કરાર છે. પાછલી આયતો જેની વર્ણનશૈલીમાં આ આયતે બયૂઅત આવી છે તે જો કે તે મુહાજિર સ્ત્રીઓના ઈમાનની કસોટી કરવા વિશે છે અને આ બયૂઅત તેમના ઈમાનની કસોટીની પૂર્ણતા છે પરંતુ આયતના શબ્દો જાહેર છે, નવમુસ્લિમ મુહાજિર સ્ત્રીઓ સાથે ખાસ નથી બલકે બધી મુસલમાન સ્ત્રીઓ માટે સર્વસામાન્ય છે અને આ ઘટના પણ એ જ રીતે બની કે પ્રસ્તુત બયૂઅતમાં રસૂલે કરીમ ﷺ સાથે બયૂઅત કરનારી માત્ર નવમુસ્લિમ મુહાજિર સ્ત્રીઓ જ ન હતી દરેક બીજી સ્ત્રીઓ પણ તેમાં સામેલ હતી જેમકે સહીહ બુખારીમાં ઉમ્મે અતિય્યહ (રદિ.)થી અને બગવીની સનદથી ઉમયમહ બિન્તે રૂકય્યા (રદિ.)થી નકલ થયું છે. હઝરત ઉમયમહ (રદિ.)થી રિવાયત છે કે મેં અમુક બીજી સ્ત્રીઓની સાથે રસૂલે કરીમ ﷺથી બયૂઅત કરી તો આપ ﷺએ શરીઅતના જે હુકમોની પાબંદીનો કરાર આ બયૂઅતમાં લીધો તેની સાથે આ વાક્યો પણ તાકીદ સ્વરૂપે

કહ્યા કે 'فِيمَا اسْتَطَعْتُنَّ وَأَطَقْتُنَّ' એટલે કે અમે તે વસ્તુઓની પાબંદીનો વાયદો એ હદ સુધી કરીએ છીએ જ્યાં સુધી અમારી શક્તિ અને ક્ષમતામાં છે. ઉમયમહ (રદિ.)એ તેને નકલ કરીને કહ્યું કે તેનાથી જાણ થઈ કે રસૂલે કરીમ ﷺની દયા અને કૃપા પોતે અમારી જાત કરતાં પણ વધારે હતી કે અમે તો કોઈ શરત વિના જ કરાર કરવા ઈચ્છયું હતું પરંતુ આપ ﷺએ આ શરતની તાકીદ કરી જેથી કોઈ મજબૂરીની હાલતમાં શરતભંગ થઈ જાય તો તે કરારભંગમાં સામેલ ન થાય. *(મઝહરી)*

સહીહ બુખારીમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ આ સ્ત્રીઓની બયૂઅત વિશે કહ્યું છે કે સ્ત્રીઓની આ બયૂઅત માત્ર વાતચીત અને શબ્દો દ્વારા થઈ, પુરુષોની બયૂઅતમાં જે હાથ ઉપર હાથ રાખવાનો રિવાજ છે સ્ત્રીઓની બયૂઅતમાં એવું રાખવામાં આવ્યું નથી અને રસૂલે કરીમ ﷺના હાથ મુબારકે ક્યારેય કોઈ ગેરમહરમને અડક્યો નથી. *(મઝહરી)*

હદીષની રિવાયતોથી સાબિત છે કે આ સ્ત્રીઓની બયૂઅત માત્ર આ હુદૈબિય્યહની ઘટના પછી જ નથી બલકે વારંવાર થતી રહી, એટલે સુધી કે ફત્હે મક્કાના દિવસે રસૂલે કરીમ ﷺએ પુરુષોની બયૂઅતથી ફારેગ થયા પછી સફા પર્વત ઉપર સ્ત્રીઓની બયૂઅત લીધી અને પહાડની તળેટીમાં હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) રસૂલે કરીમ ﷺ તરફથી તેમના શબ્દો પુનરાવર્તિત કરીને નીચે એકઠી થનારી સ્ત્રીઓને પહોંચાડતા રહેતા હતા જે આ બયૂઅતમાં સામેલ હતી.

તે સમયે બયૂઅત કરનારી સ્ત્રીઓમાં અબૂસુફિયાનની પત્ની હિન્દા પણ સામેલ હતી જે શરૂઆતમાં શરમના કારણે પોતાને છુપાવવા ઈચ્છતી હતી પછી બયૂઅતમાં અમુક હુકમોની વિગત આવી તો બોલવા અને પૂછવા ઉપર મજબૂર થઈ ગઈ, કેટલાય સવાલો કર્યા. આ ઘટના તફસીરે મઝહરીમાં વિગતવાર વર્ણન થયેલ છે.

**પુરુષોની બયૂઅત ટૂંકી અને સ્ત્રીઓની બયૂઅત લાંબી ખુલાસાવાર :**

પુરુષોની જે બયૂઅત લેવામાં આવી તે સામાન્ય રીતે ઈસ્લામ અને જિહાદ ઉપર લેવામાં આવી, અમલી હુકમોની વિગત તેમાં નથી. એનાથી વિપરીત સ્ત્રીઓની બયૂઅત કે તેમાં તે વિગત પણ છે જે આગળ આવી રહી છે. આ

તફાવતનું કારણ એ છે કે પુરુષો પાસેથી ઈમાન અને આજ્ઞાપાલનની બયૂઅત લેવામાં આ બધા હુકમો સામેલ હતા તેથી વિગતપૂર્વકની છણાવટ જરૂરી સમજવામાં ન આવી અને સ્ત્રીઓ સામાન્ય રીતે બુદ્ધિ અને સમજદારીમાં પુરુષો કરતાં ઓછા દરજજે હોય છે તેથી તેમની બયૂઅતમાં વિગતવારની છણાવટ યોગ્ય સમજવામાં આવી. આ બયૂઅતની શરૂઆત છે જે સ્ત્રીઓથી શરૂ થઈ પરંતુ આગળ આ સ્ત્રીઓ સાથે ખાસ ન રહી, પુરુષો સાથે પણ તે જ વસ્તુની બયૂઅત લેવાની રિવાયતો હદીષમાં સામેલ છે. (ઉબાદહ બિન સામિત રદિ.ની રિવાયતથી, કુર્તુબી) તદુપરાંત જે હુકમોની પાબંદીનો કરાર સ્ત્રીઓ પાસેથી લેવામાં આવ્યો સામાન્ય રીતે સ્ત્રીઓ તેમાં નિષ્કાળજી દાખવવાની ટેવ ધરાવતી હોય છે તેથી પણ ખાસ સ્વરૂપે તેને બયૂઅતમાં આ વિગત સાથે يُبَايِعْنَكَ عَلٰٓى اَنْ لَّا يُشْرِكْنَ بِاللّٰهِ شَيْـًٔا... કહેવામાં આવ્યું. તેમાં પ્રથમ વાત તો તે જ ઈમાનની અને શિર્કથી બચવાની છે જે દરેક પુરુષ સાથેની બયૂઅતમાં પણ આવે છે, બીજી વાત ચોરી ન કરવાની છે, ઘણી સ્ત્રીઓ પોતાના પતિના માલમાં ચોરી કરવાની આદત ધરાવતી હોય છે તેથી આ વાત વર્ણન કરવામાં આવી. ત્રીજી વાત વ્યભિચારથી બચવું છે જેમાં સ્ત્રીઓ પાકી થઈ જાય તો પુરુષોને પણ સરળતાથી છુટકારો મળી જાય. ચોથી વાત એ છે કે પોતાના બાળકોની હત્યા ન કરે, અજ્ઞાનતાકાળમાં છોકરીઓને જીવતી દફન કરીને મારી નાંખવાનો રિવાજ હતો તેને રોકવામાં આવ્યો. પાંચમી વાત એ છે કે આક્ષેપ અને બોહતાન ન લગાવે અને આ બોહતાનની મનાઈ સાથે આ શબ્દો પણ છે, بَيْنَ اَيْدِيْهِنَّ وَاَرْجُلِهِنَّ એટલે કે પોતાના હાથ અને પગ વચ્ચે બોહતાન ન બાંધે, તેનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું કે કયામતના દિવસે ઈન્સાનના હાથ અને પગ જ તેના અમલોની ગવાહી આપશે. ભાવાર્થ એ થયો કે ગુનાહો કરતી વખતે એવો ખ્યાલ કરવો જોઈએ કે હું ચાર ગવાહો વચ્ચે આ કામ કરું છું જે મારા વિરુદ્ધ ગવાહી આપશે.

અહીંયાં શબ્દ "બોહતાન" સામાન્ય છે તે પોતાના પતિ ઉપર હોય કે કોઈ અન્ય ઉપર, કારણ કે બોહતાન અને આક્ષેપ દરેક વ્યક્તિ ઉપર એટલે સુધી કે કાફિર ઉપર લગાવવું પણ હરામ છે. ખાસ કરીને પોતાના પતિ ઉપર બોહતાન ખૂબ મોટો ગુનોહ છે અને પતિ ઉપર બોહતાન લગાવવાનું એક સ્વરૂપ એ પણ છે કે સ્ત્રી કોઈ અન્ય વ્યક્તિના બાળકને લઈ આવે અને તેને પોતાના પતિનું

બાળક જાહેર કરે અને તેને તેના વંશમાં સામેલ કરે અને એ પણ કે નઉઝુબિલ્લાહ કુષ્કૃત્ય આચરે અને ગર્ભ રહી જાય જેના પરિણામે પતિના વંશમાં સામેલ સમજવામાં આવે.

છઠ્ઠી વાત એક જાહેર નિયમ છે કે وَلَا يَعْصِينَكَ فِي مَعْرُوفٍ એટલે કે તે કોઈ નેક કામમાં તમારા હુકમનો વિરોધ કરશે નહીં. અહીંયાં "મઅ્રૂફ" એટલે કે નેક કામની શરત લગાવવી જ્યારે કે એ નિશ્ચિત છે કે રસૂલે કરીમ ﷺનો કોઈ હુકમ મઅ્રૂફ અને નેકી સિવાય હોઈ જ નથી શકતો, યા તો એટલા માટે છે કે દરેક મુસલમાન સારી પેઠે સમજી લે કે અલ્લાહ તઆલાના હુકમ વિરુદ્ધ કોઈ મખ્લૂકનું આજ્ઞાપાલન જાઈઝ નથી, એટલે સુધી કે રસૂલનું આજ્ઞાપાલન પણ આ શરતની સાથે શરતી કરી દેવામાં આવ્યું.

એવું પણ હોઈ શકે છે કે અહીંયાં સ્ત્રીઓ વિશેનો મા'મલો છે, તેમના સામાન્ય આજ્ઞાપાલન કે તેઓ જાહેર આજ્ઞાપાલનમાં કોઈ હુકમનું ઉલ્લંઘન કરશે નહીં, આ શરત જેમકે કોઈના દિલમાં શયતાન ગુમરાહીના વસવસા પેદા કરી શકે છે તેને રોકવા માટે લગાવવામાં આવી. વલ્લાહુ અઅ્લમુ.

સૂરએ મુમ્તહિનહ પૂર્ણ થઈ. અલ્હમ્દુલિલ્લાહ !

تَمَّتْ

سُوْرَةُ الْمُمْتَحِنَةِ بِعَوْنِ اللّٰهِ تَعَالٰى وَحَمْدِهٖ

لِعِشْرِيْنَ خَلَتْ مِنْ جُمَادَى الْاُوْلٰى ١٣٩١هـ

يَوْمَ الثُّلٰثَاءِ وَيَتْلُوْهَا اِنْشَاءَ اللّٰهُ سُوْرَةُ الصَّفِّ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મુમ્તહિનહનો અનુવાદ પૂર્ણ થયો.

□□□□□□□□□□□

તારીખ : ૧૭ જૂન ૨૦૧૪ મુતાબિક ૧૮ શાબાન ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૬૧)

# સૂરએ સફ્ફ

સૂરએ સફ્ફ મદીનામાં નાઝિલ થઈ તેની ૧૪ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ સફ્ફ : આયત નં. ૧ થી ૯)**

آیاتها ١٤ ‏ ٦١ سُوْرَةُ الصَّفِّ مَدَنِيَّةٌ ١٠٩ ‏ رکوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

سَبَّحَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا
لِمَ تَقُوْلُوْنَ مَا لَا تَفْعَلُوْنَ ﴿٢﴾ كَبُرَ مَقْتًا عِنْدَ اللّٰهِ اَنْ تَقُوْلُوْا مَا لَا تَفْعَلُوْنَ ﴿٣﴾ اِنَّ
اللّٰهَ يُحِبُّ الَّذِيْنَ يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِهٖ صَفًّا كَاَنَّهُمْ بُنْيَانٌ مَّرْصُوْصٌ ﴿٤﴾ وَاِذْ قَالَ
مُوْسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ لِمَ تُؤْذُوْنَنِيْ وَقَدْ تَّعْلَمُوْنَ اَنِّيْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ ۭ فَلَمَّا
زَاغُوْٓا اَزَاغَ اللّٰهُ قُلُوْبَهُمْ ۭ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿٥﴾ وَاِذْ قَالَ
عِيْسَى ابْنُ مَرْيَمَ يٰبَنِيْٓ اِسْرَاۗءِيْلَ اِنِّيْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ مُّصَدِّقًا لِّمَا بَيْنَ
يَدَيَّ مِنَ التَّوْرٰىةِ وَمُبَشِّرًۢا بِرَسُوْلٍ يَّاْتِيْ مِنْۢ بَعْدِي اسْمُهٗٓ اَحْمَدُ ۭ فَلَمَّا
جَاۗءَهُمْ بِالْبَيِّنٰتِ قَالُوْا هٰذَا سِحْرٌ مُّبِيْنٌ ﴿٦﴾ وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى
اللّٰهِ الْكَذِبَ وَهُوَ يُدْعٰٓى اِلَى الْاِسْلَامِ ۭ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿٧﴾
يُرِيْدُوْنَ لِيُطْفِــُٔـوْا نُوْرَ اللّٰهِ بِاَفْوَاهِهِمْ وَاللّٰهُ مُتِمُّ نُوْرِهٖ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ﴿٨﴾
هُوَ الَّذِيْٓ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ كُلِّهٖ
وَلَوْ كَرِهَ الْمُشْرِكُوْنَ ﴿٩﴾ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અલ્લાહની પવિત્રતા વર્ણન કરે છે જે કંઈ પણ છે આસમાનોમાં અને જે કંઈ પણ છે જમીનમાં અને તે જ છે જબરદસ્ત હિકમતવાળો. (૧) હે ઈમાનવાળાઓ ! જે કરતા નથી તે મોંઢેથી કેમ કહો છો ? (૨) અલ્લાહના ત્યાં ઘણી બેઝારીની વાત છે કે જે કરતા નથી તે વસ્તુ કહો. (૩) નિઃશંક અલ્લાહને પ્રિય છે તે લોકો જેઓ તેના માર્ગમાં હાર બાંધીને લડે છે જાણે કે તે શીશું પીગળાવેલી દિવાલ છે. (૪) અને જ્યારે મૂસા (અલૈ.)એ પોતાની કોમને કહ્યું, હે મારી કોમ ! મને કેમ સતાવો છો ? અને તમને ખબર છે કે હું તમારી પાસે અલ્લાહનો મોકલેલો આવ્યો છું ! પછી જ્યારે તેઓ ફરી ગયા તો અલ્લાહે તેમના દિલ ફેરવી દીધા અને અલ્લાહ નાફરમાન લોકોને માર્ગ નથી આપતો. (૫) અને જ્યારે મરયમપુત્ર ઈસા (અલૈ.)એ કહ્યું, હે બની ઈસ્રાઈલ ! હું તમારી પાસે અલ્લાહનો મોકલેલો આવ્યો છું તેના ઉપર યકીન કરવાવાળો જે મારાથી આગળ છે તવરાત અને ખુશખબરી સંભળાવનારો એક રસૂલની જે મારા પછી આવશે તેનું નામ અહમદ છે, પછી જ્યારે તેમની પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યો તો કહેવા લાગ્યા આ તો ઉઘાડું જાદૂ છે ! (૬) અને તેનાથી વધારે અન્યાયી કોણ જે અલ્લાહ ઉપર આક્ષેપ ઘડે અને (જ્યારે કે) તેને મુસલમાન થવા માટે બોલાવવામાં આવે છે અને અલ્લાહ ઝુલ્મી (અન્યાયી) લોકોને માર્ગ નથી આપતો. (૭) ઈચ્છે છે કે અલ્લાહના પ્રકાશને પોતાના મોંઢાથી (ફૂંકોથી) હોલવી નાંખે અને અલ્લાહે પોતાનો પ્રકાશ સંપૂર્ણ કરવો છે અને ભલે કાફિરોને ઘણું ખરાબ લાગે. (૮) તે જ છે જેણે પોતાનો રસૂલ મોકલ્યો માર્ગદર્શન આપીને અને સાચો દીન કે તેને બધા ધર્મોથી ઉપરવટ કરે અને ભલે શિર્ક કરનારાઓને ઘણું ખરાબ લાગે ! (૯)*

**તફસીર :**

બધી જ વસ્તુઓ અલ્લાહની પાકી ' ર્ણન કરે છે (મોંઢાથી અથવા પોતાની પરિસ્થિતિ આધારે) જે કંઈ પણ આસમાનોમાં છે અને જે કંઈ પણ જમીનમાં છે

અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે (બસ જે આટલી મોટાઈવાળો અને મોભાવાળો હોય તેનું આજ્ઞાપાલન દરેક હુકમમાં જરૂરી છે જેમાંથી એક હુકમ જિહાદનો પણ છે જે આ સૂરતમાં આપવામાં આવ્યો છે જેના ઊતરવાની પૂર્વભૂમિકા એ છે કે એક વખતે અમુક મુસલમાનોમાં પરસ્પર ચર્ચા ચાલી કે જો આપણને કોઈ એવો અમલ ખબર હોય જે અલ્લાહ તઆલા પાસે અત્યંત પ્રિય છે તો આપણે તેના ઉપર અમલ કરીએ અને આનાથી પંહેલાં ઉહદની લડાઈમાં અમુક લોકો જિહાદથી ભાગી છૂટ્યા હતા જેનો કિસ્સો સૂરએ આલિઈમ્રાનમાં છે અને વળી આ સૂરત ઊતરતી વખતે જિહાદનો હુકમ આવી ગયા પછી તે હુકમ અમુકને ભારે લાગ્યો હતો જેનો કિસ્સો સૂરએ નિસાઅ્માં છે તેના ઉપર આ ઈરશાદ નાઝિલ થયો) હે ઈમાનવાળાઓ ! એવી વાતો કેમ કહો છો જે કરતા નથી, અલ્લાહ નજીક એ વાત ઘણી નારાજગીની છે કે એવી વાતો કહો જે કરતા નથી, અલ્લાહ તઆલા તો તે લોકોને (ખાસ રીતે) પસંદ કરે છે જે તેના માર્ગમાં એ રીતે મળીને લડે છે કે જાણે તે એક ઈમારત છે જેમાં શીશુ પીગાળવામાં આવ્યું છે (એટલે કે જે રીતે તે ઈમારત મજબૂત અને તૂટી શકે એવી નથી હોતી એ જ પ્રમાણે તે મુજાહિદો દુશ્મનોના મુકાબલાથી દૂર નથી ભાગતા. મતલબ એ થયો કે તમે જે કહો છો કે અમને જો તે કામ ખબર હોત જે અલ્લાહ તઆલા સમીપ સૌથી વધારે પ્રિય છે તો તે અમલ તો જિહાદ છે પછી તેના નાઝિલ થવાના સમયે તે ભારે કેમ લાગતી હતી અને ઉહદમાંથી કેમ નાસી ગયા હતા ? આ બધી બાબતો નજર સમક્ષ હોવા છતાં તે અયોગ્ય વાતો અલ્લાહને ખૂબ જ નાપસંદ છે કે એવો દા'વો કરવામાં આવે કે જેનાથી વિપરીત કરવું જાણ થઈ ચૂકી છે તો આમાં બડાઈ હાંકવાનો અને ખોટા દા'વા કરવાનો રદિયો આપવામાં આવ્યો) અને (આગળ કાફિરો ક્યારે કતલ થવાના હકદાર થાય છે તેની શરતો એટલે કે ત્રાસ આપવો, જૂઠાડવું, રસૂલનો વિરોધ કરવો વગેરે વર્ણન કરવાનો હેતુ છે અને તેના સંદર્ભમાં હઝરત મૂસા અલૈ. અને ઈસા અલૈ.નો કિસ્સો વર્ણન કર્યો છે. બસ ફરમાન છે કે તે સમય વર્ણન કરવાપાત્ર છે) જ્યારે મૂસા (અલૈ.)એ પોતાની કોમને કહ્યું કે હે મારી કોમ ! મને કેમ ત્રાસ આપો છો જ્યારે કે તમને ખબર છે કે હું તમારી પાસે અલ્લાહનો મોકલેલો આવ્યો છું ! (તે ત્રાસ વિવિધ પ્રકારનો હતો જેમાંથી અમુક અમુક કુર્આન મજીદમાં પણ ખાસ કરીને સૂરએ બકરહમાં

ઉપસ્થિત છે અને તે બધાનો ખુલાસો તેમની બળવાખોર વૃત્તિ અને વિરોધ છે) પછી જ્યારે (આ વિનંતી ઉપર પણ) તે લોકો વાંકા જ રહ્યા (અને માર્ગ ઉપર ન આવ્યા) તો અલ્લાહ તઆલાએ તેમના દિલોને ઔર (વધારે) વાંકા કરી દીધા (એટલે કે તેમની વિરોધ કરવાની વૃત્તિ અને ગુનાહ કરવાની વૃત્તિ ઔર વધી ગઈ જેનો નિયમ છે કે ગુનાહ કરવાથી અફસોસ અને અલ્લાહ તઆલા તરફ દિલનું જોડાણ અને તેની આજ્ઞાપાલનની ભાવના ઓછી થતી જાય છે) અને અલ્લાહ તઆલા(નો આ નિયમ છે કે તે) આવા નાફરમાનોને હિદાયત(ની તવફીક) નથી આપતો. (એ જ રીતે આ લોકો રસૂલે કરીમ ﷺને અનેક પ્રકારની તકલીફો અને પીડાઓ પહોંચાડે છે તેથી તેમનું વાંકાપણું અને તેમની દુષ્ટતામાં વધારો થતો જાય છે કે તેમની સુધરવાની આશા પણ રહી નથી, બસ તેમના આ ફસાદને સમાપ્ત કરવા માટે લડાઈનો હુકમ આપવો એક પ્રકારની મસ્લિહત છે) અને (એ જ પ્રમાણે તે સમય પણ વર્ણનપાત્ર છે) જ્યારે કે ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)એ કહ્યું કે હે બની ઈસ્રાઈલ ! હું તમારી પાસે અલ્લાહનો મોકલેલો આવ્યો છું કે મારાથી પહેલાં જે તવરાત (આવી ચૂકી) છે હું તેની ખરાઈ કરનારો છું અને મારા પછી જે એક રસૂલ આવનાર છે જેમનું (મુબારક) નામ **અહમદ** (ﷺ) હશે, હું તેમની ખુશખબરી આપનારો છું (આ ખુશખબરીનું ઈસા અલૈ. દ્વારા નકલ થવું પોતે અહલે કિતાબે વર્ણન કરેલ હદીસોથી પણ સાબિત છે તેથી ખાઝિનમાં બરદાતિયા અબૂદાવુદ હફસાના બાદશાહ નજ્જાસીએ કે જે નસારાના આલિમ પણ હતા એવું નિવેદન આવ્યું છે કે ખરેખર રસૂલે કરીમ ﷺ જ છે કે જેમની ખુશખબરી હઝરત ઈસા અલૈ.એ આપી હતી અને ખાઝિનમાં જ તિરમિઝીથી અબ્દુલ્લાહ ઈબ્ને સલામ કે જેઓ યહૂદીઓના આલિમોમાંથી છે તેમનું નિવેદન છે કે તવરાતમાં રસૂલે કરીમ ﷺની સિફત લખવામાં આવેલ છે અને તે એ કે ઈસા અલૈ. રસૂલે કરીમ ﷺની સાથે દફન થશે અને કારણ કે ઈસા અલૈ. તવરાતના પ્રચારક હતા એટલા માટે તવરાતમાં આ ખુશખબરીનું હોવું વળી ઈસા અલૈ.થી નકલ કરવામાં આવેલું કહેવાશે. મવલાના રહમતુલ્લાહ સાહેબે "ઈઝહારે હક્ક"માં પોતે હાલના તવરાતના ઉપસ્થિત નુસ્ખામાંથી અનેક ખુશખબરીઓ નકલ કરી છે, બીજો ભાગ, પેજ ૧૬૪, પ્રકાશન કૉન્સ્ટન્ટીનૉપલથી અને તેના વિષયોનું હાલની ઈન્જીલમાં ઉપસ્થિત ન હોવું

એટલા માટે નુકસાનકારક નથી કે ઉલમાના સંશોધન પ્રમાણે ઈન્જીલની હાલની પ્રતો સુરક્ષિત નથી રહી પરંતુ જે કંઈ પણ ઉપસ્થિત છે તેમાં પણ આ પ્રકારના વિષયો મોજૂદ છે તેથી યુહન્નાની ઈન્જીલનો અરબી તરજુમો લંડન ૧૮૩૧ અને ૧૮૩૩ ઈસ્વીના ૧૪માં ભાગમાં છે કે તમારા માટે મારું જવું જ બહેતર છે, કારણ કે જો હું જઈશ નહીં તો ફાર્કલીટ તમારી પાસે આવશે નહીં, બસ જો હું જઈશ તો તેને હું તમારી પાસે મોકલી દઈશ. ફાર્કલીટનો તરજુમો "અહમદ" થાય છે. અહલે કિતાબની ટેવ છે કે તે નામોનો પણ તરજુમો કરી દે છે, ઈસા અલૈ.એ હિબ્રુ ભાષામાં અહમદ કહ્યું હતું જ્યારે ગ્રીક ભાષામાં હિબ્રુમાં તરજુમો કર્યો તો તેનું "ફાર્કલીટ" કરી નાંખ્યું અને અમુક હિબ્રુ પ્રતોમાં અત્યાર સુધી આ મુબારક નામ "અહમદ" ઉપસ્થિત છે અને આ ફાર્કલીટના સંદર્ભમાં યુહન્નાની ઈન્જીલમાં આવા શબ્દો આવેલા છે "તે તમને બધું જ કંઈ શીખવી આપશે, આ દુનિયાનો સરદાર આવે છે, તે આવીને દુનિયાને ગુનાહ ઉપર અને સચ્ચાઈ અને ન્યાય વિરુદ્ધ કરનારને સજા આપશે." આ છે તે શબ્દો જે ભવિષ્યના નબી હોવા ઉપર દલીલ છે અને આ વિશે સંપૂર્ણ ચર્ચા તફસીરે હક્કાનીમાં છે. મતલબ કે ઈસા અલૈ.એ આવું કહ્યું) પછી જ્યારે (આ બધા વિષયો કહીને પોતાની નુબુવ્વતની સાબિતી માટે) તેઓ તે લોકોની પાસે ખુલ્લી દલીલો લાવ્યા તો તે લોકો (આ દલીલો અને મોઅજિઝાઓ વિશે) કહેવા લાગ્યા કે આ તો ઉઘાડો જાદૂ છે (અને જાદૂ બતાવીને નુબુવ્વતને જૂઠાડી. —સૂરએ માઈદહમાં આ પ્રમાણે વર્ણન છે وَاِذْ كَفَفْتُ بَنِىٓ اِسْرَآءِيْلَ عَنْكَ اِذْ جِئْتَهُمْ بِالْبَيِّنٰتِ એ જ પ્રમાણે ઈસા અલૈ. પછી રસૂલે કરીમ ﷺના રિસાલતકાળમાં ઉપસ્થિત કાફિરોએ રસૂલે કરીમ ﷺને જૂઠાડ્યા અને તેમનો વિરોધ કર્યો અને આ ઘણો મોટો જુલમ છે. બસ આ જુલમને ખતમ કરવા માટે લડાઈનો હુકમ આપવો એક મસ્લિહત થઈ) અને (વાસ્તવમાં) એ વ્યક્તિથી વધારે કોણ જાલિમ હશે જે અલ્લાહ ઉપર આક્ષેપ ઘડે છે જ્યારે કે તેને ઈસ્લામ તરફ બોલાવવામાં આવે અને અલ્લાહ એવા જાલિમ લોકોને હિદાયત(ની તવફીક) નથી આપતો (અલ્લાહ ઉપર આક્ષેપ ઘડવો એ છે કે નુબુવ્વતને જૂઠાડી, જે વસ્તુ અલ્લાહ તઆલા તરફથી ન હોય તેને અલ્લાહ તઆલા તરફથી હોવાનું બતાવવું અને વાસ્તવમાં જે અલ્લાહ તઆલા તરફથી હોય તેનો ઈન્કાર કરવો તે બંને અલ્લાહ તઆલા ઉપર આક્ષેપ ગણાય છે અને

وَهُوَ يُدْعٰى શબ્દ એટલા માટે વધાર્યો કે તેમાં તેઓ વધારે નીંદાપાત્ર ઠર્યા, એટલે કે પોતે તો ચેતવણી આપવાથી પણ ચેત્યા નહીં અને وَاللّٰهُ لَا يَهْدِي એટલા માટે વધાર્યું કે તેમની હાલની પરિસ્થિતિ સુધારણાથી દૂર થઈ ગઈ અને એટલા માટે તેઓની સજા તેમની સાથે લડાઈ સૂચવવામાં આવી અને આ એક મસ્લિહત ગણાશે તેથી જેને હજુ પણ ઈસ્લામની ખબર ન પહોંચી હોય પ્રથમ તો તેને ઈસ્લામની દા'વત આપવી જોઈએ, જ્યારે તેનાથી ઈન્કાર કરે કે જે જાહેરમાં નાઉમ્મીદીની નિશાની હોય ત્યારે શરઈ જિહાદ છે. આગળ જિહાદના પ્રોત્સાહન માટે મદદનો વાયદો તથા સચ્ચાઈનું વર્ચસ્વ સ્થાપિત થવાનું અને જૂઠના પરાજિત થવાનું વર્ણન છે) આ લોકો એવું ઈચ્છે છે કે અલ્લાહના પ્રકાશ (એટલે કે દીને ઈસ્લામ)ને પોતાના મોંઢાથી (ફૂંક મારીને) હોલવી નાંખે (એટલે કે પોતાની પ્રવૃત્તિઓની યુક્તિઓ સાથે સાથે મોંઢેથી તેના રદિયાની વાતો એવા હેતુથી કરે છે કે સાચા દીનનો પ્રસાર ન થાય અને અમુક સમયે તો શંકાસ્પદ વાતો કરવાથી તે પ્રભાવી પણ બની જતી હોય છે. આ તે બાબતોનું ઉદાહરણ છે જેમકે કોઈ મોંઢાથી અલ્લાહના પ્રકાશને હોલવવા ઈચ્છતો હોય એટલે કે આ પ્રકાશને હોલવવાની એવી પદ્ધતિ અપનાવે જેમાં બિલકુલ જ નિષ્ફળ રહેવાના છે) જ્યારે કે અલ્લાહ પોતાના પ્રકાશને પૂર્ણતા સુધી પહોંચાડીને રહેશે ભલે કાફિર લોકો કેટલાય નાખુશ કેમ ન હોય ! (તેથી) તે અલ્લાહ એવો છે જેણે (આ નૂરની પૂર્ણતા માટે પોતાના) રસૂલને હિદાયત(નો સામાન એટલે કે કુર્આન) અને સાચો દીન (એટલે કે ઈસ્લામ) આપીને (દુનિયામાં) મોકલ્યા છે જેથી તે (દીન)નું (કે તે પ્રકાશ છે) બધા (બાકીના) ધર્મો ઉપર વર્ચસ્વ સ્થાપિત કરી દે (કે આ જ તેની પૂર્ણતા છે) ભલે મુશ્રિક કેટલાય નાખુશ કેમ ન હોય !



## મસ્અલા અને બોધપાઠ :

### આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

તિરમિઝીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.)થી રિવાયત કરી છે અને હાકિમે તેને રિવાયત કરીને તેની સનદને સાચી ઠરાવી છે કે સહાબએ કિરામ (રદિ.)ના એક ગ્રુપે પરસ્પર એવી ચર્ચા કરી કે જો આપણને એવી જાણ થઈ જાય કે અલ્લાહ તઆલા નજીક સૌથી વધારે પ્રિય પ્રવૃત્તિ કઈ છે તો આપણે તેના ઉપર

અમલ કરીએ. બગવીએ તેમાં એ પણ નકલ કર્યું છે કે આ લોકોમાંથી અમુકે કંઈક એવા શબ્દો પણ કહ્યા કે જો આપણને અલ્લાહ સમીપ સૌથી વધારે પ્રિય પ્રવૃત્તિ જાણ થઈ જાય તો આપણે પોતાના જાન અને માલ બધું તેના માટે કુરબાન કરી દઈએ. *(મઝહરી)*

ઈબ્ને કષીરે મુસ્નદે અહમદના હવાલાથી રિવાયત કરી છે કે આ અમુક લોકોએ પરસ્પર એકઠા થઈને આ ચર્ચા કરી અને ઈચ્છયું કે કોઈ વ્યક્તિ જઈને રસૂલે કરીમ ﷺને તેનો સવાલ કરે પરંતુ કોઈની હિંમત ન થઈ, હજુ આ લોકો આવી જ હાલતમાં હતા કે રસૂલે કરીમ ﷺએ તે સૌના નામ લઈને તેમને પોતાની પાસે બોલાવ્યા (જેનાથી જાણ થઈ કે આપ ﷺને વહી દ્વારા તેમના એકઠા થવાની અને વાતચીત કરવાની જાણ થઈ ગઈ હતી) જ્યારે આ લોકો સેવામાં હાજર થયા તો રસૂલે કરીમ ﷺએ સંપૂર્ણ સૂરએ સફ્ફ પઢીને સંભળાવી જે તે જ સમયે રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થઈ હતી.

આ સૂરતે એ પણ બતાવી દીધું કે અલ્લાહ તઆલા નજીક સૌથી પ્રિય પ્રવૃત્તિ કે જેની શોધખોળમાં આ લોકો લાગેલા હતા તે ''જિહાદ ફિ સબિલિલ્લાહ'' છે અને સાથે જ તે લોકોએ એવા શબ્દો કહ્યા હતા કે જો અમને જાણ થઈ જાય તો અમે તેના ઉપર અમલ કરવામાં એવી એવી જાંબાઝી બતાવીશું વગેરે જેમાં એક પ્રકારનો એ દા'વો છે કે અમે એવું કરી શકીએ છીએ, આ બાબતે તે લોકોને ચેતવણી આપવામાં આવી કે કોઈ મો'મિન માટે આવો દા'વો કરવો ઠીક નથી, તેને શું ખબર કે સમય આવ્યે પોતાના ઈરાદાને પૂરો કરી શકશે કે નહીં? તેના કારણોનું એકઠું થવું અને તેના અવરોધોનું દૂર થવું તે વ્યક્તિના અધિકારમાં નથી હોતું પછી પોતે તેના હાથ પગ અને શરીરના અવયવો બલકે તેના ઈરાદા અને નિર્ધારમાં કોઈપણ વસ્તુ તેના કબ્જામાં નથી એટલા માટે પોતે રસૂલે કરીમ ﷺને પણ કુર્આને કરીમમાં આ સૂચન કરવામાં આવ્યું છે કે જે કામ તમારે આવતીકાલે કરવાનું હોય જો તેને વર્ણન કરવાનું છે તો ઈન્શાઅલ્લાહની સાથે વર્ણન કરો કે જો અલ્લાહે ઈચ્છયું તો હું ફલાણું કામ કાલે કરીશ. وَلَا تَقُولَنَّ لِشَيْءٍ إِنِّي فَاعِلٌ ذَٰلِكَ غَدًا إِلَّا أَن يَشَاءَ اللَّهُ સહાબએ કિરામ (રદિ.)ની નિય્યત અને ઈરાદો ભલે દા'વો કરવાનો ન હોય પરંતુ તેનું સ્વરૂપ દા'વા જેવું હતું જે અલ્લાહ તઆલા સમીપ પસંદ નથી કે કોઈ વ્યક્તિ કોઈ કામ કરવાનો દા'વો કરે એના

સિવાય કે તે અલ્લાહ તઆલાની મરજીના હવાલે કરે અને ઇન્શાઅલ્લાહની સાથે કહે. આ ચેતવણી માટે પ્રસ્તુત આયતો નાઝિલ થઈ

يَـٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لِمَ تَقُولُونَ مَا لَا تَفْعَلُونَ، كَبُرَ مَقْتًا عِندَ ٱللَّهِ أَن تَقُولُوا۟ مَا لَا تَفْعَلُونَ

માં مَا لَا تَفْعَلُونَ નો ભાવાર્થ તો એ છે કે જે કામ તમારે કરવાનું નથી તેનો દા'વો કેમ કરો છો ? જેનાથી એવા કામના દા'વાની મનાઈ સ્પષ્ટ રીતે થઈ ગઈ જેને કરવાનો ઈરાદો માણસે પોતે ન કર્યો હોય કારણ કે આ તો માત્ર એક જૂઠો દા'વો છે, નામના વગેરે માટે હોઈ શકે છે પરંતુ દેખીતું છે કે આયતો ઊતરવાની પૂર્વભૂમિકામાં જે સહાબએ કિરામ (રદિ.)એ ચર્ચા કરી તેઓ એવા ન હતા કે દિલમાં કંઈ કરવાનો ઈરાદો જ ન હોય અને માત્ર દા'વો કરે, તેથી એના ભાવાર્થમાં એ પણ સામેલ છે કે જો કે દિલમાં ઈરાદો અને કામ કરવાનો નિશ્ચય હોય તો પણ પોતાની જાત ઉપર ભરોસો કરીને દા'વો કરવો કે અમે ફલાણું કામ કરીશું તે બંદાની શા'ન વિરુદ્ધ છે. પ્રથમ તો એવું કહેવાની જ શું જરૂર છે ! જ્યારે તક મળે ત્યારે કરી છૂટવું જોઈએ. જો કોઈ મસ્લિહતના કારણે કહેવું પડે તો તેને ઇન્શાઅલ્લાહ સાથે કહે તો પછી તે દા'વો રહેશે નહીં.

**મસ્અલો :**

આથી જાણ થઈ કે એવા કામનો દા'વો કરવો જેને કરવાનો ઈરાદો જ ન હોય અને તે કરવાનો જ ન હોય તો તે ગુનાહે કબીરહ અને અલ્લાહ તઆલાની સખત નારાજગીનું કારણ છે. كَبُرَ مَقْتًا عِندَ ٱللَّهِ નો આ જ ભાવાર્થ છે અને જ્યાં એવું સ્વરૂપ ન હોય બલકે કામ કરવાનો ઈરાદો હોય ત્યાં પણ પોતાની શકિત અને ક્ષમતા ઉપર ભરોસો કરીને દા'વો કરવાની મનાઈ અને મકરૂહ છે.

**કોઈ વસ્તુનો દાવો કરવામાં અને પ્રચાર કરવામાં તફાવત :**

પ્રસ્તુત તફસીરથી એ જાણ થઈ કે આ આયતોનો સંબંધ દાવો કરવા સાથે છે કે જે કામ વ્યક્તિએ કરવાનું નથી તેનો દાવો કરવો અલ્લાહ તઆલાની નારાજગીનું કારણ છે, રહી એ વાત પ્રચાર પ્રસાર અને વઅ્ઝ કે નસીહતની તો જે કામ કોઈ વ્યક્તિ પોતે નથી કરતો તેની નસીહત કે શિખામણ બીજાને આપે અને તેના તરફથી બીજા મુસલમાનોને આમંત્રણ આપે તે આ આયતના ભાવાર્થમાં સામેલ નથી, તેના હુકમો બીજી આયતો અને હદીષોમાં ઉપસ્થિત છે.

દાખલા તરીકે, કુર્આને કરીમે કહ્યું, اَتَاْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ اَنْفُسَكُمْ એટલે કે તમે લોકોને તો નેક કામનો હુકમ આપો છો અને પોતે પોતાને ભૂલાવી દો છો કે પોતે તે નેકી ઉપર અમલ નથી કરતા. આ આયતે અમ્ર બિલ મઅ્રૂફ એટલે કે ભલાઈનો હુકમ કરવો તથા વઅ્ઝ અને નસીહત કરનારાઓને એ વાત ઉપર શરમ અપાવી છે કે લોકોને એક નેક કામનું આમંત્રણ આપો છો અને પોતે તેના ઉપર અમલ નથી કરતા અને તેનો હેતુ એ છે કે જયારે બીજાઓને નસીહત કરો છો તો પોતે પોતાની જાતને નસીહત કરવી એના કરતાં અગ્રસ્થાને છે કે જે કામ તરફ લોકોને આમંત્રણ આપો છો એના ઉપર પોતે પણ અમલ કરો.

પરંતુ એવું નથી કહ્યું કે જયારે પોતે નથી કરતા તો બીજાઓને કહેવાનું પણ છોડી દો, એનાથી જાણ થઈ કે જે નેક કામ પોતે કરવાની હિંમત અને તવફીક નથી તેના તરફ બીજાઓને આમંત્રણ આપવાનું અને નસીહત કરવાનું છોડવું જોઈએ નહીં. આશા છે કે આ વઅ્ઝ અને નસીહતની બરકતથી કોઈ સમયે તેને પણ અમલની તવફીક થઈ જાય જેમકે ઘણું ખરું અનુભવથી જોવામાં આવ્યું છે. અલબત્ત તે કામ જો વાજિબ અથવા સુન્નતે મુઅક્કિદહના દરજ્જામાં છે તો પ્રસ્તુત આયતો ઉપર નજર કરીને પોતાની જાત ઉપર અફસોસ કરવો અને શરમિંદા થવું પણ વાજિબ છે અને જો મુસ્તહબો વિશે છે તો આ પસ્તાવો કે અફસોસ પણ મુસ્તહબ છે.

આગલી આયતોમાં તે અસલ બાબતનું વર્ણન છે જે આ સૂરત ઊતરવાનું કારણ બન્યું, એટલે કે તેનું વર્ણન અલ્લાહ તઆલા સમીપ કયો અમલ સૌથી વધારે પ્રિય છે એના વિશે ફરમાવ્યું, اِنَّ اللّٰهَ يُحِبُّ الَّذِيْنَ يُقَاتِلُوْنَ فِىْ سَبِيْلِهٖ صَفًّا كَاَنَّهُمْ بُنْيَانٌ مَّرْصُوْصٌ એટલે કે અલ્લાહ તઆલા સમીપ પ્રિય તે પવિત્ર યુદ્ધ છે જે અલ્લાહના દુશ્મનોના મુકાબલામાં અલ્લાહ તઆલાનો કલિમો બુલંદ કરવા માટે કરવામાં આવે અને મુજાહિદોની હિંમત તથા ઈરાદાઓના કારણે તે એક શીશુ પીગળાવેલી દિવાલ જેવા હોય કે તેમના કદમોમાં કોઈ પીછેહઠ કે ધ્રુજારી ન આવવા પામે.

ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.)ના અલ્લાહ માટેના જિહાદનું અને અલ્લાહના માર્ગમાં દુશ્મનોનો ત્રાસ સહન કરવાનું વર્ણન છે અને ત્યારબાદ ફરી મુસલમાનોને જિહાદની તાકીદ કરવામાં આવી. હઝરત

મૂસા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.)ની ઘટનાઓ જેનું વર્ણન આ સ્થળે આવ્યું છે તેમાં પણ ઘણા ઈલ્મી અને અમલી ફાયદાઓ અને માર્ગદર્શન છે. હઝરત ઈસા (અલૈ.)ના કિસ્સામાં છે કે તેમણે જ્યારે બની ઈસ્રાઈલને પોતાની નુબુવ્વત માનવાનું અને આજ્ઞાપાલન કરવાનું આમંત્રણ આપ્યું તો બે વસ્તુઓનું વિશિષ્ટ રીતે વર્ણન કર્યું. એક એ કે તે કોઈ અનોખા રસૂલ નથી, અનોખી વાતો લઈને નથી આવ્યા બલકે તે વાતો છે જે આગળ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) કહેતા આવ્યા છે અને અગાઉની આસમાની કિતાબોમાં તે ઉપસ્થિત છે અને પાછળથી પણ જે અંતિમ નબી આવવાના છે તેઓ પણ આ જ પ્રકારનું માર્ગદર્શન લઈને આવશે.

અહીંયાં આગલી કિતાબોમાંથી તવરાતનું ખાસ સ્વરૂપે વર્ણન લગભગ એટલા માટે કર્યું કે બની ઈસ્રાઈલ ઉપર નાઝિલ થનારી સૌથી નજીકના ભૂતકાળની કિતાબ તે જ હતી નહિતર અંબિયા (અલૈ.)નું સમર્થન તો બધી પાછલી કિતાબોમાં સામેલ અને જાહેર બાબત છે. વળી તેમાં એ તરફ પણ ઈશારો છે કે ઈસા (અલૈ.)ની શરીઅત જો કે આગવી શરીઅત છે પરંતુ તેમના ઘણા હુકમો મૂસા (અલૈ.)ની શરીઅત અને તવરાતના હુકમો પ્રમાણે જ છે, માત્ર અમુક હુકમો છે જે બદલવામાં આવ્યા છે. આગળ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની કિતાબોના સમર્થનનો વિષય હતો, બીજી વસ્તુ એ કે પાછળથી આવનાર રસૂલની ખુશખબરી સંભળાવી તેમાં પણ એ રીતે ઈશારો છે કે તેમનું માર્ગદર્શન પણ એ જ પ્રમાણે હશે એટલા માટે તેમના ઉપર ઈમાન લાવવું બુદ્ધિ અને સમજદારીનો તકાદો છે.

સાથે જ જે આવનારા રસૂલની ખુશખબરી હઝરત ઈસા (અલૈ.)એ બની ઈસ્રાઈલને સંભળાવી તેમનું નામ ઠેકાણું પણ ઈન્જીલમાં બતાવી દેવામાં આવ્યું, તેમાં બની ઈસ્રાઈલને એ બાબતનું માર્ગદર્શન છે કે જ્યારે તે રસૂલ આવશે તો તમારી ઉપર ફરજ બનશે કે તેમના ઉપર ઈમાન લાવો અને તેમનું આજ્ઞાપાલન કરો, مُبَشِّرًا بِرَسُوْلٍ يَّاْتِيْ مِنْ بَعْدِى اسْمُهٗ اَحْمَدُ માં એનું જ વર્ણન છે. તેમાં આવનારા રસૂલનું નામ અહમદ (ﷺ) બતાવવામાં આવ્યું. આપણા અંતિમ નબી ﷺનું નામ મુહમ્મદ પણ હતું અને અહમદ પણ હતું અને બીજા પણ ઘણા નામો હતા પરંતુ ઈન્જીલમાં આપ ﷺનું નામ અહમદ બતાવવામાં કદાચ મસ્લિહત એ હોય કે મુહમ્મદ ﷺનું નામ રાખવાનો અરબોમાં પ્રાચીન રિવાજ

હતો તેથી તે નામના બીજા વ્યક્તિઓ પણ અરબમાં હતા, તેનાથી વિપરીત અહમદ નામ કે તે નામ અરબોમાં મશહૂર ન હતું, તે આપ ﷺની જાત સાથે જ ખાસ હતું.

**ઇન્જીલમાં રસૂલે કરીમ ﷺની ખુશખબરી :**

આ બાબત બધાને ખબર છે અને યહૂદ તથા નસારાએ પણ તેનો સ્વીકાર કરવો પડ્યો છે કે તવરાત અને ઈન્જીલમાં ફેરબદલ થઈ છે અને વાસ્તવિકતા તો એ છે કે આ બંને કિતાબોમાં ફેરબદલ એટલી બધી થઈ છે કે અસલ કલામનું ઓળખવું પણ સરળ નથી રહ્યું. પ્રસ્તુત ફેરબદલ કરેલ ઈન્જીલની બીનાએ આજકાલના ઈસાઈઓ કુર્આનની આ ખબરનો સ્વીકાર નથી કરતા કે ઈન્જીલમાં ક્યાંય રસૂલે કરીમ ﷺનું નામ અહમદ કહીને ખુશખબરી આપવામાં આવી હોય. તેનો ટૂંકો જવાબ એ પૂરતો છે જે ઉપર તફસીરના ખુલાસામાં આવી ચૂક્યો છે.

અને વિસ્તૃત જવાબ માટે હઝરત મવલાના રહમતુલ્લાહ કેરાનવી (રહ.)ની કિતાબ "ઈઝ્હારે હક્ક"નો અભ્યાસ કરવામાં આવે જે ઈસાઈ ધર્મની વાસ્તવિકતા અને ઈન્જીલમાં ફેરબદલ કર્યા છતાં તેમાં રસૂલે કરીમ ﷺની ખુશખબરી ઉપસ્થિત હોવા વિશે એક અજોડ કિતાબ છે, પોતે મોટા મોટા ઈસાઈઓના નિવેદનો છપાયેલા છે કે જો દુનિયામાં આ કિતાબ પ્રગટ થતી રહી તો ઈસાઈયતનો ક્યારે પણ પ્રસાર થઈ શકશે નહીં.

આ કિતાબ અરબીમાં લખવામાં આવી હતી, પછી તૂર્કી અને અંગ્રેજીમાં તેના તરજુમા છપાયા પરંતુ એવી ગવાહીઓ ઉપસ્થિત છે કે ઈસાઈ મિશને આ કિતાબને ગુમ કરી દેવામાં પોતાની સંપૂર્ણ કોશીશ લગાવી દીધી છે તેનો ઉર્દૂ તરજુમો અત્યાર સુધી થયો ન હતો, તેનો ઉર્દૂ તરજુમો હાલમાં જ દારુલ ઉલૂમ કરાચીના ઉસ્તાદ મવલાના અકબર અલી સાહેબે અને આધુનિક યુગની પ્રકાશિત ઈન્જીલોમાંથી મવલાના મુહમ્મદ તકી સાહેબ, ઉસ્તાદે દારુલ ઉલૂમ કરાચીએ લખ્યું છે જે ત્રણ જિલ્દોમાં પ્રકાશિત થઈ ચૂકી છે, તેની ત્રીજી જિલ્દમાં પેજ ૧૮૨ થી પેજ ૩૬૨ સુધી આ જ ખુશખબરીઓની વિગત હાલની ઉપસ્થિત ઈન્જીલોના હવાલાઓથી અને શંકાઓના જવાબો ઉપસ્થિત છે.

## આયતો : (સૂરએ સફ્ફ : આયત નં. ૧૦ થી ૧૪)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا هَلْ أَدُلُّكُمْ عَلَىٰ تِجَارَةٍ تُنجِيكُم مِّنْ عَذَابٍ أَلِيمٍ ﴿١٠﴾
تُؤْمِنُونَ بِاللَّهِ وَرَسُولِهِ وَتُجَاهِدُونَ فِي سَبِيلِ اللَّهِ بِأَمْوَالِكُمْ وَأَنفُسِكُمْ ۚ
ذَٰلِكُمْ خَيْرٌ لَّكُمْ إِن كُنتُمْ تَعْلَمُونَ ﴿١١﴾ يَغْفِرْ لَكُمْ ذُنُوبَكُمْ وَيُدْخِلْكُمْ جَنَّاتٍ تَجْرِي
مِن تَحْتِهَا الْأَنْهَارُ وَمَسَاكِنَ طَيِّبَةً فِي جَنَّاتِ عَدْنٍ ۚ ذَٰلِكَ الْفَوْزُ الْعَظِيمُ ﴿١٢﴾ وَأُخْرَىٰ
تُحِبُّونَهَا ۖ نَصْرٌ مِّنَ اللَّهِ وَفَتْحٌ قَرِيبٌ ۗ وَبَشِّرِ الْمُؤْمِنِينَ ﴿١٣﴾ يَا أَيُّهَا الَّذِينَ
آمَنُوا كُونُوا أَنصَارَ اللَّهِ كَمَا قَالَ عِيسَى ابْنُ مَرْيَمَ لِلْحَوَارِيِّينَ مَنْ أَنصَارِي
إِلَى اللَّهِ ۖ قَالَ الْحَوَارِيُّونَ نَحْنُ أَنصَارُ اللَّهِ ۖ فَآمَنَت طَّائِفَةٌ مِّن بَنِي إِسْرَائِيلَ
وَكَفَرَت طَّائِفَةٌ ۖ فَأَيَّدْنَا الَّذِينَ آمَنُوا عَلَىٰ عَدُوِّهِمْ فَأَصْبَحُوا ظَاهِرِينَ ﴿١٤﴾ ع

### તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! હું તમને એવી સોદાગરી બતાવું જે તમને એક દર્દનાક અઝાબથી બચાવે. (૧૦) અલ્લાહ ઉપર ઈમાન લાવો અને તેના રસૂલ ઉપર અને અલ્લાહના માર્ગમાં લડો પોતાના માલથી અને પોતાના પ્રાણથી આ તમારા હકમાં ઉત્તમ છે જો તમે સમજ ધરાવતા હોય. (૧૧) તે તમારા ગુનાહ મા'ફ કરશે અને તમને બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહે છે અને વસવાના સ્વચ્છ ઘરોમાં કાયમી બગીચાઓની અંદર, આ છે મોટી સફળતા પ્રાપ્ત કરવી ! (૧૨) અને એક બીજી વસ્તુ આપે જેની તમે અલ્લાહ તરફથી મદદ ઈચ્છો છો અને જલદી વિજય અને ઈમાનવાળાઓને ખુશખબરી સંભળાવી દો. (૧૩) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહના મદદગાર થઈ જાઓ જેમકે મરયમપુત્ર ઈસા (અલૈ.)એ પોતાના સાથીઓને (હવારીઓને) કહ્યું કે કોણ છે જે મારી અલ્લાહના માર્ગમાં મદદગારી કરે ? સાથીઓ બોલ્યા, અમે છે અલ્લાહના મદદગાર ! પછી બની ઈસ્રાઈલનો એક ફિરકો ઈમાન લાવ્યો અને એક ફિરકો ઇન્કારી થયો, પછી અમે તમને*

*શક્તિ આપી જેઓ ઈમાન લાવ્યા હતા તેમના દુશ્મનો ઉપર, પછી તેઓ વર્ચસ્વવાળા થઈને રહ્યા. (૧૪)*

**તફસીર :**

(આગળ પ્રથમ જિહાદનો આખિરતનો બદલો પછી દુનિયાના બદલાનો વાયદો કરીને તેનું પ્રોત્સાહન આપીને કહેવામાં આવે છે કે) હે ઈમાનવાળાઓ ! શું હું તમને એવી સોદાગરી બતાવું જે તમને એક દર્દનાક અઝાબથી બચાવી લે ? (તે એ છે કે) તમે લોકો અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો અને અલ્લાહના માર્ગમાં પોતાના માલ અને પ્રાણથી જિહાદ કરો, આ તમારા માટે ઘણું જ ઉત્તમ છે જો તમે કંઈ સમજ ધરાવતા હોય (જ્યારે એવું કરશો તો) અલ્લાહ તઆલા તમારા ગુનાહ મા'ફ કરશે અને તમને (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે કે જેની નીચે નહેરો વહેતી હશે અને ઉમદા મકાનોમાં (દાખલ કરશે) જે હંમેશા રહેનારા બગીચાઓમાં (બનેલા) હશે, આ મોટી સફળતા છે અને (આ આખિરતના વાસ્તવિક બદલા સિવાય) એક અન્ય બદલો (દુનિયામાં) પણ છે કે તમે તેને (પણ ખાસ રીતે) પસંદ કરો છો (એટલે કે) અલ્લાહ તરફથી મદદ અને જલદી વિજય અને (તેનું ખાસ રીતે પ્રિય હોવું એટલા માટે છે કે માણસનો સ્વભાવ કાયમી બદલો પણ ઈચ્છતો હોય છે અને હે પયગમ્બર ﷺ) તમે (તે બધી જ બાબતોની) મો'મિનોને ખુશખબરી આપી દો (એટલા માટે વિજય અને મદદની ખુશખબરીની જાહેરાત ઈસ્લામી વિજયોથી જાહેર થઈ. આગળ ઈસા અલૈ.ના સાથીઓનો કિસ્સો યાદ અપાવીને દીનની મદદનું પ્રોત્સાહન આપવામાં આવે છે કે) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહના (દીનના) મદદગાર થઈ જાઓ (એ રીતે કે જે તમારા માટે શરીઅત પ્રમાણે છે, એટલે કે જિહાદ) જેમકે (ઈસા અલૈ.ના હવારીઓ પોતાની શરીઅત પ્રમાણે દીનના મદદગાર બન્યા હતા જ્યારે કે લોકો મોટે ભાગે ઈસા અલૈ.ના દુશ્મન અને તેમના વિરોધી હતા અને જ્યારે કે) ઈસા ઈબ્ને મરયમે (તે) હવારીઓને કહ્યું કે અલ્લાહના માટે મારો કોણ મદદગાર થાય છે ? તે હવારી બોલ્યા, અમે અલ્લાહ(ના દીન)ના મદદગાર છીએ (એટલા માટે તે હવારીઓએ દીનની એવી મદદ કરી કે તેના પ્રચારના પ્રયત્નો કર્યા) પછી (આ કોશીશ પછી) બની ઈસ્રાઈલમાંથી અમુક લોકો ઈમાન લાવ્યા અને અમુક લોકો ઈન્કારી છે (પછી

તેમનામાં પરસ્પર ધાર્મિક મતભેદોથી દુશ્મની અને ગૃહયુદ્ધો થયા અથવા ધાર્મિક ચર્ચાઓ થઈ) બસ અમે ઈમાનવાળાઓનું તેમના દુશ્મનોના મુકાબલામાં સમર્થન કર્યું, બસ તેઓ વર્ચસ્વવાળા થઈ ગયા (એ જ રીતે તમે દીને મુહમ્મદી ﷺ માટે પ્રયત્ન કરો અને જિહાદ કરો અને જો ગૃહયુદ્ધની શરૂઆત કાફિરો તરફથી થાય તો તેનાથી ઈસા અલૈ.ના દીનમાં જિહાદનું હોવું જરૂરી નથી બનતું).

## મસ્અલા અને બોધપાઠ :

تُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتُجَاهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ આ આયતમાં ઈમાન અને માલ અને પ્રાણથી સંઘર્ષ કરવાને વેપાર કહ્યો છે, કારણ કે જે રીતે વેપારમાં પણ અમુક માલ ખર્ચ કરવાથી અને મહેનત કરવાથી બદલામાં નફો પ્રાપ્ત થાય છે એ જ રીતે ઈમાનની સાથે અલ્લાહના માર્ગમાં પ્રાણ અને માલ ખર્ચ કરવાના બદલામાં અલ્લાહ તઆલાની ખુશી અને આખિરતની કાયમી નેઅ્મતો પ્રાપ્ત થાય છે જેનું વર્ણન આગળની આયતોમાં છે કે જેણે આ વેપાર અપનાવ્યો અલ્લાહ તઆલા તેના ગુનાહો મા'ફ કરી દેશે અને જન્નતમાં તેને પવિત્ર અને ઉત્તમ રહેઠાણ અને મકાન અર્પણ કરશે જેમાં દરેક પ્રકારના આરામ અને આનંદના સામાન ઉપસ્થિત હશે જેમકે હદીષમાં "મસાકિને તય્યિબહ" (ઉત્તમ પવિત્ર રહેઠાણ)ની તફસીરમાં તેનું વર્ણન આવ્યું છે. આગળ આખિરતની નેઅ્મતોની સાથે અમુક દુનિયાની નેઅ્મતોનો પણ વાયદો કરવામાં આવે છે.

وَاُخْرٰى تُحِبُّوْنَهَا نَصْرٌ مِّنَ اللّٰهِ وَفَتْحٌ قَرِيْبٌ માં શબ્દ اُخْرٰى (ઉખરા) નેઅ્મતની સિફત છે, અર્થ એ છે કે આખિરતની નેઅ્મતો અને જન્નતના મકાનો તો મળશે જ જેમકે વાયદો કરવામાં આવ્યો છે, દુનિયાની એક રોકડી નેઅ્મત પણ મળનારી છે તે અલ્લાહની મદદ છે અને તેના દ્વારા નિકટનો વિજય એટલે કે દુશ્મનોના પ્રદેશોનો વિજય થવો અહીંયાં નિકટ જો આખિરતના મુકાબલામાં લેવામાં આવે તો પાછળથી અરબ અને બિનઅરબમાં થનારા ઈસ્લામી વિજયો બધા તેમાં સામેલ છે અને નિકટના વિજયનો જો સામાન્ય અર્થ લેવામાં આવે તો ખયબરનો વિજય એ તેની પ્રથમ ઘટના છે અને ત્યાર પછી મક્કા મુકર્રમહનો વિજય છે અને આ નિકટના વિજય વિશે تُحِبُّوْنَهَا (તુહિબ્બુનહા) કહ્યું, એટલે કે આ રોકડી નેઅ્મત તમને પ્રિય અને પસંદ છે, કારણ કે માણસની પ્રકૃતિ સામાન્ય

રીતે ઉતાવળિયાપણાની હોય છે. કુર્આને કરીમમાં છે કે وَكَانَ الْاِنْسَانُ عَجُوْلًا એટલે કે માનવી ઉતાવળિયો છે, તેનો ભાવાર્થ એ નથી કે આખિરતની નેઅ્‌મતો તેમને પસંદ ન હતી બલ્કે ભાવાર્થ એ છે કે આખિરતની નેઅ્‌મતોની તલબ અને મહોબ્બત તો દેખીતી છે પરંતુ સ્વાભાવિક રીતે અમુક રોકડી નેઅ્‌મતો દુનિયામાં પણ તમે ઈચ્છો છો જે તમને પ્રિય છે એ પણ અર્પણ કરવામાં આવશે.

كَمَا قَالَ عِيْسَى ابْنُ مَرْيَمَ لِلْحَوَارِيّٖنَ مَنْ اَنْصَارِىٓ اِلَى اللّٰهِ (હવારિય્યિન) એ حواری (હવારી)નું બહુવચન છે જેનો અર્થ નિખાલસ મિત્રનો થાય છે જે દરેક ખામીથી પવિત્ર અને સ્વચ્છ હોય. (રૂહ, ઝહરીમાંથી) એટલા માટે જે લોકો ઈસા (અલૈ.) ઉપર ઈમાન લાવ્યા તેમના "હવારી" કહેવામાં આવે છે અને તે બાર વ્યક્તિઓ હતા, જેમકે સૂરએ આલિ ઈમ્રાનમાં આવી ચૂક્યું છે. આ આયતમાં ઈસા (અલૈ.)ના યુગની એક ઘટનાનું વર્ણન કરીને મુસલમાનોને તેનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાના દીનની મદદ માટે તૈયાર થઈ જાઓ, જેમકે હઝરત ઈસા (અલૈ.) જ્યારે દુશ્મનોથી તંગ આવી ગયા તો લોકોને કહ્યું, مَنْ اَنْصَارِىٓ اِلَى اللّٰهِ એટલે કે અલ્લાહના દીનના પ્રચારમાં કોણ મારો મદદગાર બને છે ? જેના ઉપર બાર વ્યક્તિઓએ વફાદારીનો કરાર કર્યો અને પછી ઈસા (અલૈ.)ના દીનના પ્રચારની સેવામાં લાગી ગયા તો મુસલમાનોએ પણ અલ્લાહના દીનની મદદ અને સહાય કરવી જોઈએ.

સહાબએ કિરામ (રદિ.)એ આ હુકમની પૂર્ણતા એવી રીતે કરી કે પાછલી ઉમ્મતોમાં તેનો દાખલો જોવા નથી મળતો. રસૂલે કરીમ ﷺની મદદ અને દીન માટે બધા અરબ અને બિનઅરબથી દુશ્મનો વહોરી લીધી, તેમનો ત્રાસ અને પીડાઓ સહન કરી, પોતાના જાન અને માલ તથા અવલાદને તેના ઉપર કુરબાન કર્યા અને અંતે અલ્લાહ તઆલાએ પોતાના વિજય અને મદદથી નવાજ્યા અને બધા દુશ્મનો ઉપર તેમને વર્ચસ્વવાળા કર્યા, તેમના પ્રદેશો તેમના હાથ લાગ્યા અને દુનિયાની સત્તા પણ તેમને નસીબ થઈ.

فَاٰمَنَتْ طَّآئِفَةٌ مِّنْۢ بَنِىْٓ اِسْرَآءِيْلَ وَكَفَرَتْ طَّآئِفَةٌ فَاَيَّدْنَا الَّذِيْنَ اٰمَنُوْا عَلٰى عَدُوِّهِمْ

فَاَصْبَحُوْا ظٰهِرِيْنَ

**ઈસાઈઓના ત્રણ ફિરકા :**

બગવીએ આ આયતની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે જ્યારે ઈસા (અલૈ.)ને આસમાનમાં ઉઠાવી લેવામાં આવ્યા તો ઈસાઈઓમાં ત્રણ ફિરકા થઈ ગયા. એક ફિરકાએ કહ્યું કે તે ખુદા જ હતો જે આસમાનમાં ચાલ્યો ગયો, બીજા ફિરકાએ કહ્યું કે તેઓ ખુદા તો નથી બલકે ખુદાના બેટા હતા અલ્લાહે તેમને ઉઠાવી લીધા અને દુશ્મનો ઉપર વિજય અપાવ્યો, ત્રીજા ફિરકાએ તે વાત કહી જે સાચી અને હક છે કે તેઓ ન તો ખુદા હતા અને ન જ ખુદાના બેટા બલકે અલ્લાહના બંદા અને તેના રસૂલ હતા. અલ્લાહ તઆલાએ તેમને દુશ્મનોથી હિફાઝત અને તેમના દરજજાઓ ઊંચા કરવા માટે ઉઠાવી લીધા, આ લોકો સાચા મો'મિન હતા, ત્રણે ફિરકાઓની સાથે અમુક સામાન્ય લોકો થઈ ગયા અને પરસ્પર મતભેદ વધતા ચાલ્યા અને મતભેદ વધતા વધતા પરસ્પર યુદ્ધની નોબત આવી ગઈ. સંજોગવસાત્ બંને કાફિર ફિરકાઓ મો'મિન ફિરકાઓ ઉપર વિજયી બની ગયા એટલે સુધી કે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ખાતમુલ અંબિયા ﷺને મોકલ્યા જેમણે આ મો'મિન ફિરકાનું સમર્થન કર્યું. આ રીતે પરિણામે તે મો'મિન ફિરકો દલીલ અને હુજ્જતની હેસિયતે વર્ચસ્વવાળો બની ગયો. *(મઝહરી)*

આ તફસીર પ્રમાણે الَّذِينَ آمَنُوا થી ઈસા (અલૈ.)ની ઉમ્મતના મો'મિનો જ ભાવાર્થ સ્વરૂપે છે જેઓ હઝરત ખાતમુલ અંબિયા (અલૈ.)ના સમર્થન અને હિમાયતથી લાભવંત થશે. (મઝહરી) અને અમુક લોકોએ કહ્યું કે ઈસા (અલૈ.)ને ઉઠાવી લીધા પછી ઈસાઈઓમાં બે ફિરકાઓ થઈ ગયા. એક ઈસા (અલૈ.)ને ખુદા અથવા ખુદાના બેટા ઠરાવીને મુશ્રિક થઈ ગયા અને બીજા સાચા દીન ઉપર કાયમ રહ્યા કે તેઓ તેમના વિશે અલ્લાહના બંદા અને રસૂલ હોવાની માન્યતા ધરાવતા હતા, પછી તે મુશ્રિકો અને મો'મિનોમાં પરસ્પર યુદ્ધ થયું તો અલ્લાહ તઆલાએ ઈસા (અલૈ.)ની ઉમ્મતના મો'મિનોને તે ઉમ્મતના કાફિરો ઉપર વિજયી કરી દીધા પરંતુ પ્રખ્યાત એ છે કે હઝરત ઈસા (અલૈ.)ના ધર્મમાં જિહાદ અને યુદ્ધનો હુકમ ન હતો તેથી મો'મિનોનું યુદ્ધ કરવું અસંભવ જણાય છે. (રૂહુલ મઆની) પરંતુ ઉપરોક્ત તફસીરના ખુલાસામાં તેના જવાબમાં ઇશારો કરવામાં આવ્યો છે કે એવી પણ સંભાવના છે કે યુદ્ધની શરૂઆત કાફિર નસારાઓ તરફથી

થઈ હોય અને તે સમયના મો'મિનો પોતાના સ્વબચાવ માટે મજબૂર થઈ ગયા હોય તો એ યુદ્ધ અને જિહાદના હુકમમાં નથી આવતું. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ

سُوْرَةُ الصَّفِّ بِحَمْدِ اللّٰهِ وَعَوْنِهٖ لِلْحَادِیْ وَالْعِشْرِیْنَ مِنْ جُمَادَی الْاُوْلٰی

١٣٩١ھ یَوْمَ الْخَمِیْسِ وَیَتْلُوْهَا اِنْشَآءَ اللّٰهُ سُوْرَةُ الْجُمُعَةِ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ સફ્ફનો અનુવાદ પૂર્ણ થયો.

□□□□□□□□□□□□

તારીખ : ૦૩ જુલાઈ ૨૦૧૪ મુતાબિક ૦૪ રમઝાન ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૬૨)

# સૂરએ જુમ્અહ

સૂરએ જુમ્અહ મદીનામાં નાઝિલ થઈ, તેની ૧૧ આયતો અને બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ જુમ્અહ : આયત નં. ૧ થી ૮)**

(٦٢) سُوْرَةُ الْجُمُعَةِ مَدَنِيَّةٌ (١١٠) ركوعاتها ٢ — اياتها ١١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

يُسَبِّحُ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ الْمَلِكِ الْقُدُّوْسِ الْعَزِيْزِ
الْحَكِيْمِ ۝١ هُوَ الَّذِيْ بَعَثَ فِي الْاُمِّيّٖنَ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ
وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ۗ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ۝٢
وَّاٰخَرِيْنَ مِنْهُمْ لَمَّا يَلْحَقُوْا بِهِمْ ۭ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝٣ ذٰلِكَ فَضْلُ اللّٰهِ
يُؤْتِيْهِ مَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ۝٤ مَثَلُ الَّذِيْنَ حُمِّلُوا التَّوْرٰىةَ
ثُمَّ لَمْ يَحْمِلُوْهَا كَمَثَلِ الْحِمَارِ يَحْمِلُ اَسْفَارًا ۭ بِئْسَ مَثَلُ الْقَوْمِ الَّذِيْنَ
كَذَّبُوْا بِاٰيٰتِ اللّٰهِ ۭ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝٥ قُلْ يٰٓاَيُّهَا الَّذِيْنَ هَادُوْٓا
اِنْ زَعَمْتُمْ اَنَّكُمْ اَوْلِيَاۗءُ لِلّٰهِ مِنْ دُوْنِ النَّاسِ فَتَمَنَّوُا الْمَوْتَ اِنْ كُنْتُمْ
صٰدِقِيْنَ ۝٦ وَلَا يَتَمَنَّوْنَهٗٓ اَبَدًۢا بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ ۭ وَاللّٰهُ عَلِيْمٌۢ
بِالظّٰلِمِيْنَ ۝٧ قُلْ اِنَّ الْمَوْتَ الَّذِيْ تَفِرُّوْنَ مِنْهُ فَاِنَّهٗ مُلٰقِيْكُمْ ثُمَّ تُرَدُّوْنَ
ع اِلٰى عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۝٨ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*અલ્લાહની પવિત્રતા વર્ણન કરે છે જે કંઈ છે આસમાનોમાં અને જે કંઈ છે જમીનમાં, બાદશાહ, પવિત્ર જાત, જબરદસ્ત હિકમતોવાળો. (૧) તે જ છે જેણે ઉમ્મીઓમાં (નિરક્ષરોમાં) એક રસૂલ તેમનામાંનો જ ઉઠાવ્યો, તેમને તેની આયતો પઢીને સંભળાવે છે અને તેમને પવિત્ર કરે છે અને તેમને કિતાબ અને હિકમત શિખવાડે છે અને એનાથી પહેલાં તેઓ ઉઘાડી ભૂલમાં પડ્યા હતા. (૨) અને (તે રસૂલને ઉઠાવ્યા એક) બીજા લોકો માટે પણ તેમનામાંથી જ જે હજુ તેમનામાં ભળ્યા નથી અને તે જ છે જબરદસ્ત હિકમતોવાળો. (૩) આ અલ્લાહની મોટાઈ છે જેને ઈચ્છે આપે છે અને અલ્લાહની કૃપા ઘણી મોટી છે. (૪) તે લોકોનું દૃષ્ટાંત જેમના ઉપર તવરાત લાદી, પછી તેમણે ન ઉઠાવી જેમકે ઉદાહરણ ગધેડાનું કે પીઠ ઉપર કિતાબો લઈને ચાલે છે, ઘણું ખરાબ દૃષ્ટાંત છે તે લોકોનું જેમણે અલ્લાહની વાતોને જૂઠાડી અને અલ્લાહ અન્યાયી (જુલ્મી) લોકોને માર્ગ નથી આપતો. (૫) તમે કહો, હે યહૂદી થનારાઓ ! જો તમારો દા'વો છે કે તમે અલ્લાહના મિત્ર છો બીજા બધા લોકો સિવાય તો પોતાના મૃત્યુને ઈચ્છો જો તમે સાચા છો. (૬) અને તેઓ પોતાનું મરવું ક્યારેય ઈચ્છશે નહીં તે કામોના કારણે જેને તેમના હાથ આગળ મોકલી ચૂક્યા છે અને અલ્લાહને બધા ગુનેહગાર (જાલિમ) સારી પેઠે ખબર છે. (૭) તમે કહો ! મોત તે છે જેનાથી તમે ભાગો છો, બસ તે તમને અવશ્ય મળનારું છે, પછી તમે તે છુપું અને જાહેર (બધું) જાણનારા તરફ લઈ જવામાં આવશો, પછી તે તમને બતાવી આપશે જે તમે કરતા હતા. (૮)*

**તફસીર :**

બધી વસ્તુઓ જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે (મૌખિક રીતે અથવા પોતાની પરિસ્થિતિ આધારે) અલ્લાહની પવિત્રતા વર્ણન કરે છે કે જે બાદશાહ છે, (ખામીઓથી) પાક છે, જબરદસ્ત છે, હિકમતવાળો છે, તે જ છે જેણે (અરબના) નિરક્ષર લોકોમાં તેમના(લોકો)માંથી (એટલે કે અરબમાંથી)

એક પયગમ્બર મોકલ્યો જે તેમને અલ્લાહની આયતો પઢી પઢીને સંભળાવે છે અને તેમને (ખોટી માન્યતાઓ અને દુષ્ટ કર્મોથી) પવિત્ર કરે છે અને તેમને કિતાબ અને સમજદારી(ની વાતો જેમાં બધું જરૂરી દીની જ્ઞાન આવી ગયું) શિખવાડે છે અને આ લોકો (આપના આગમનથી) પહેલાં ઉઘાડી ગુમરાહીમાં હતા (એટલે કે શિર્ક અને કુફ્રમાં અને ભાવાર્થ આથી બહુમતી લોકોનો છે, કારણ કે અજ્ઞાનતામાં પણ અમુક લોકો તવહીદના માનનારા હતા પરંતુ હિદાયતની પૂર્ણતાના તે પણ અભિલાષી હતા) અને (આ ઉપસ્થિત લોકો ઉપરાંત) બીજાઓ માટે પણ (આપ ﷺ નું આગમન થયું) જેઓ (ઈસ્લામ લાવીને) તેમનામાંથી થવાના છે પરંતુ હજુ તેમનામાં સામેલ થયા નથી (ભલે એ કારણે કે ઉપસ્થિત છે પરંતુ ઈસ્લામ નથી લાવ્યા અથવા એ કારણે કે હજુ પેદા જ નથી થયા, આ બધી ઉમ્મત કયામત સુધી અરબી અને બિનઅરબીમાં સામેલ છે અને તેમને مِنْهُمْ એટલા માટે કહ્યું કારણ કે મુસલમાન બધા ઈસ્લામના સંબંધમાં ભેગા અને એકઠા છે. –કઝા ફિલ ખાઝિન) અને તે જબરદસ્ત હિકમતવાળો છે (કે પોતાની કુદરત તથા હિકમતથી આવા નબી મોકલ્યા અને પહેલી આયતમાં તે સિફતોની સાબિતી આપવાનો હેતુ હતો અથવા આ પુનરાવર્તન થયું નથી અને) આ (રસૂલ દ્વારા ગુમરાહીમાંથી નીકળીને કિતાબ અને હિકમત તરફ આવવું) અલ્લાહની કૃપા છે, તે કૃપા જેને ઈચ્છે છે આપી દે છે અને અલ્લાહ મોટો કૃપાવંત છે (જો સૌને આપે તો વિશાળતા છે પરંતુ તે પોતાની હિકમતથી જેને ઈચ્છે ખાસ કરી લે છે અને જેને ઈચ્છે દૂર રાખે છે જેમકે ઉપર اُمِّيِّيْن ના ઈમાન લાવવાથી અને હવે પછીની આયતમાં યહૂદીઓના ઉલમાના ઈમાન ન લાવવાથી આ બાબત જાહેર થઈ છે. આગળ અમુક રિસાલતના જૂઠાડનારાઓનો રદિયો છે કે) જે લોકોને તવરાત ઉપર અમલ કરવાનો હુકમ આપવામાં આવ્યો, પછી તેમણે તેના ઉપર અમલ ન કર્યો તેમની હાલત તે ગધેડા જેવી છે જે ઘણી બધી કિતાબો લાદેલો હોય છે (પરંતુ તે કિતાબના લાભથી વંચિત છે, એ જ પ્રમાણે અસલ હેતુ અને ઈલ્મનો લાભ અમલ છે, જ્યારે તે જ ન હોય અને માત્ર ઈલ્મ હોય અને તેમાં અમલ ન હોય તો તેનું ઉદાહરણ પણ બિલકુલ આ જ પ્રમાણે થઈ ગયું અને ગધેડાનો ખાસ ઉલ્લેખ એટલા માટે છે કે તે રૂઢિપ્રયોગ આધારે પશુઓમાં બેવકૂફ તરીકે પ્રખ્યાત છે તો તેમાં તે બાબતની વધારે સ્પષ્ટતા થઈ ગઈ, મતલબ કે) તે લોકોની ઘણી ખરાબ

પરિસ્થિતિ છે જેમણે અલ્લાહની આયતોને જૂઠાડી (જેમકે આ યહૂદીઓ છે) અને અલ્લાહ તઆલા એવા જાલિમોને હિદાયત(ની તવફીક) નથી આપતો (કારણ કે જાણીબૂઝી દુશ્મનાવટ કરે છે અને જો હિદાયત હશે તો તે ગુનાહ છોડ્યા પછી હશે અને તવરાતના તકાદાઓમાંથી છે કે રસૂલે કરીમ ﷺ ઉપર એ પ્રમાણે ઈમાન લાવો જેવો કે તેમાં હુકમ છે. બસ ઈમાન ન લાવવું તે એક આરોપ છે તવરાત ઉપર અમલ ન કરવાનો અને આ લોકો એવું કહે કે અમે આ પરિસ્થિતિ છતાં પણ અલ્લાહ તઆલાના ત્યાં સ્વીકૃત છે તો) તમે (તેમને) કહી આપો કે હે યહૂદીઓ ! જો તમારો આ દા'વો છે કે તમે બીજાઓ કરતાં અલ્લાહના સ્વીકૃત (અને પસંદ કરેલા) છો તો તમે (તેના સમર્થન માટે જરા) મોતની તમન્ના કરો જો તમે (આ દા'વામાં) સાચા છો અને (અમે સાથે સાથે એવું પણ કહી આપીએ છીએ કે) તે (ખાસ દા'વેદારો) ક્યારેય પણ આ (મૃત્યુ)ની તમન્ના કરશે નહીં તે (સજાના ડરપાત્ર કુફ્રિયા) અમલોના કારણે જે પોતાના હાથોથી સમેટે છે અને અલ્લાહ તઆલાને તે જાલિમો(ની પરિસ્થિતિ)ની સારી પેઠે ખબર છે (જ્યારે મુકદમાની તારીખ આવશે ત્યારે તેમના અપરાધ સાબિત કરી તેમને સજાનો હુકમ કરવામાં આવશે અને આ સજાની તાકીદ માટે) તમે (તેમને એ પણ) કહી આપો કે જે મોતથી તમે દૂર ભાગો છો (અને તેની તમન્ના વલીનો દા'વો હોવા છતાં એટલા માટે નથી કરતા કે સજા ભોગવવાથી ડરો છો) તો તે (મોત એક દિવસે) તમને અવશ્ય પકડશે, પછી તમે ગુપ્ત અને જાહેરને જાણનાર (અલ્લાહ તઆલા)ની પાસે લઈ જવામાં આવશો, પછી તે તમને તમારું કરેલું કામ બતાવી આપશે (અને સજા આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

يُسَبِّحُ لِلّٰهِ مَافِي السَّمٰوٰتِ وَمَافِي الْاَرْضِ કુર્આને કરીમની જે સૂરતો سَبَّحَ (સબ્બહ) અથવા يُسَبِّحُ (યુસબ્બિહુ)થી શરૂ થાય છે તેને "મુસબ્બિહાત" કહે છે, તે બધામાં બધા જમીન અને આસમાન તથા જે કંઈ તેમનામાં છે સૌના માટે અલ્લાહ તઆલાની પવિત્રતા વર્ણન કરવું સાબિત કરવામાં આવ્યું છે. આ પવિત્રતા "તસ્બિહે હાલી" એટલે કે મૌખિક રીતે જીભથી કહેવું તો દરેક માનવી સમજી શકે છે કે અલ્લાહ તઆલાની મખ્લૂકનો કણે કણ પોતાના કર્તા હકીમની હિકમત અને કુદરત ઉપર ગવાહી આપે છે, આ જ તેની તસ્બીહ છે અને સાચી

વાત એ છે કે દરેક વસ્તુ પોતપોતાની રીતે વાસ્તવિક તસ્બીહ કરે છે, કારણ કે વાસ્તવિકતા એ છે કે સમજદારી અને ક્ષમતા અલ્લાહ તઆલાએ દરેક વૃક્ષ અને જીવને આપી છે તથા દરેક વસ્તુમાં તેની પરિસ્થિતિ આધારિત સમજ અને ક્ષમતા હોય છે. આ તેની સમજ અને બુદ્ધિનો આવશ્યક તકાદો એ અલ્લાહ તઆલાની તસ્બીહ છે પરંતુ આ વસ્તુઓની તસ્બીહ કરવાને લોકો સાંભળતા નથી તેથી કુર્આને કરીમે ફરમાવ્યું, وَلٰكِنْ لَّا تَفْقَهُوْنَ تَسْبِيْحَهُمْ ઘણી સૂરતોની શરૂઆત سَبَّحَ (સબ્બહ) ભૂતકાળના ક્રિયાપદથી આવ્યું છે, માત્ર સૂરએ જુમ્આ અને સૂરએ તગાબૂનમાં يُسَبِّحُ (યુસબ્બિહુ) આજ્ઞાર્થ સ્વરૂપે લાવવામાં આવ્યું છે. વિષયના આ પરિવર્તનની એક રસપ્રદ બાબત એ કારણે પણ છે કે ભૂતકાળનું ક્રિયાપદ નિશ્ચિતતા અને ચોક્કસ હોવા ઉપર દલીલ કરે છે તેથી મોટે ભાગે તે જ અપનાવવામાં આવ્યું અને આજ્ઞાર્થનું ક્રિયાપદ એ કાયમીપણા ઉપર દલીલ કરે છે, બે જગ્યાએ આ માટે આજ્ઞાર્થનું ક્રિયાપદ અપનાવવામાં આવ્યું.

هُوَ الَّذِىْ بَعَثَ فِى الْاُمِّيّٖنَ رَسُوْلًا مِّنْهُمْ માં શબ્દ اُمِّيّٖنَ (ઉમ્મિય્યિન) એ اُمِّى (ઉમ્મી)નું બહુવચન છે જે નિરક્ષર લોકોને કહેવામાં આવે છે. અરબના લોકો આ લકબથી મશ્હૂર હતા કારણ કે એમનામાં લખવા વાંચવાનો રિવાજ ન હતો. ઘણા ઓછા લોકો ભણેલા ગણેલા હતા. આ આયતમાં અલ્લાહ તઆલાની મહાન કુદરતની જાહેરાત માટે ખાસ રીતે અરબો માટે આ લકબ અપનાવવામાં આવ્યો અને એ પણ કે જે રસૂલ મોકલવામાં આવ્યા તે પણ તેમનામાંથી જ છે એટલે કે ઉમ્મી છે તેથી આ બાબત ઘણી આશ્ચર્યજનક છે કે સમગ્ર કોમ ઉમ્મી છે અને જે રસૂલ મોકલવામાં આવ્યા તે પણ ઉમ્મી છે અને જે ફરજો આ રસૂલને સોંપવામાં આવી જેનું વર્ણન આગલી આયતમાં આવી રહ્યું છે તે બધી ઇલ્મી અને તા'લીમી સુધારણા એવી છે કે ન તો કોઈ ઉમ્મી તેને શીખવાડી શકે છે અને ન જ કોઈ ઉમ્મી કોમ તેને શીખવાના પાત્ર હોય છે.

એ અલ્લાહ તઆલા જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરતથી માત્ર રસૂલે કરીમ ﷺનું સન્માન જ હોઈ શકે છે કે આપ ﷺએ જ્યારે તા'લીમ અને સુધારણાનું કામ શરૂ કર્યું તો આ જ ઉમ્મિય્યિનમાં તે ઉલમા અને બૌદ્ધિકો પેદા થયા જેમનું ઇલ્મ અને હિકમત, બુદ્ધિ અને સમજદારી અને દરેક કામની ઉત્તમ ક્ષમતાએ સમગ્ર દુનિયાને પોતાનું ખમીર બતાવી દીધું.

**નબીએ કરીમ ﷺના આગમનનો મૂળ હેતુ :**

يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ આ આયતમાં રસૂલે કરીમ ﷺના ત્રણ લક્ષણો તેમના આગમનના સંદર્ભમાં બતાવવામાં આવ્યા છે. એક કુર્આનની આયતોની તિલાવત એટલે કે કુર્આન પઢીને ઉમ્મતને સંભળાવવું, બીજું તેમના જાહેર અને અંતરમનને દરેક પ્રકારની ગંદકી અને બુરાઈથી પવિત્ર કરવું જેમાં શરીર અને પોશાક વગેરેની જાહેર પાકી પણ સામેલ છે તથા અકીદાઓ, માન્યતાઓ, અમલો, અખ્લાક અને આદતોની પવિત્રતા પણ. ત્રીજું, કિતાબ અને હિકમતની તા'લીમ.

આ ત્રણે વસ્તુઓ ઉમ્મત માટે અલ્લાહ તઆલાના ઈનામો પણ છે અને રસૂલે કરીમ ﷺના આગમનના મૂળ હેતુ પણ છે.

يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ તિલાવતનો મૂળ અર્થ આજ્ઞાપાલન અને અનુસરણ છે, પરિભાષામાં આ શબ્દ અલ્લાહ તઆલાના કલામને પઢવા માટે ઉપયોગ થાય છે અને આયાતથી ભાવાર્થ કુર્આનની આયતો છે અને શબ્દ عَلَيْهِمْ (અલયહિમ)થી એ બતાવવામાં આવ્યું કે રસૂલે કરીમ ﷺના હોદ્દા અને તેમના આગમનનો એક હેતુ એ પણ છે કે કુર્આનની આયતો પઢીને લોકોને સંભળાવે.

પ્રસ્તુત આયતોમાં નબીએ કરીમ ﷺના આગમનનો બીજો હેતુ يُزَكِّيْهِمْ (યુઝક્કીહિમ) બતાવવામાં આવ્યો છે. આ શબ્દ تَزْكِيَة (તઝકિયહ)થી બને છે જેનો અર્થ "પાક કરવાનો" થાય છે. મોટા ભાગે અંતરમનની પવિત્રતા માટે કહેવામાં આવે છે, એટલે કે કુફ્ર અને શિર્ક તથા ખરાબ અખ્લાક અને ખરાબ ટેવોથી પાક થવું અને ક્યારેક બંને એટલે કે જાહેર હાલત અને મનની પવિત્રતા બંને માટે પણ ઉપયોગ થાય છે, અહીંયાં આ જ બાબત ભાવાર્થ સ્વરૂપે છે.

નબીએ કરીમ ﷺના આગમનનો ત્રીજો હેતુ يُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ છે, તેમાં શબ્દ كِتَاب (કિતાબ)નો ભાવાર્થ "કુર્આને કરીમ" અને હિકમતથી ભાવાર્થ તે શિક્ષણ અને માર્ગદર્શન છે જે રસૂલે કરીમ ﷺ દ્વારા મૌખિક અથવા તેમના દ્વારા અમલ સ્વરૂપે સાબિત છે, તેથી ઘણા તફસીરકારોએ અહીંયાં હિકમતની તફસીર "સુન્નત" કરી છે.

**એક સવાલ અને તેનો જવાબ :**

અત્રે એ સવાલ પેદા થાય છે કે જાહેર ક્રમનો તકાદો એ હતો કે તિલાવત

પછી તા'લીમનું વર્ણન કરવામાં આવે ત્યાર પછી પવિત્રતાનું, કારણ કે આ ત્રણે બાબતોનો ક્રમ સ્વાભાવિક રીતે એ જ પ્રમાણે હોય છે કે પ્રથમ તિલાવત, પછી શબ્દની તા'લીમ પછી અર્થોની તા'લીમ અને પછી તે બંનેના પરિણામે અમલો અને અખ્લાકની દુરુસ્તી જે તઝકિયહ (પવિત્રતા)નો ભાવાર્થ છે, પરંતુ કુર્આને કરીમમાં આ આયત ઘણે ઠેકાણે આવી છે. ઘણી જગ્યાએ ક્રમ બદલીને તિલાવત અને તા'લીમની વચ્ચે તઝકિયહનું વર્ણન કર્યું છે.

રૂહુલ મઆનીમાં તેની પરિસ્થિતિ એ વર્ણન કરવામાં આવી કે જો સ્વાભાવિક ક્રમ પ્રમાણે આ ત્રણે વસ્તુઓ રાખવામાં આવી હોત તો તે ત્રણે સાથે મળીને એક જ વસ્તુ બની ગઈ હોત, જેમકે દવાના નુસ્ખાઓ (ફોર્મ્યુલા)માં ઘણી બધી દવાઓ મળીને એક જ દવા કહેવાય છે પરંતુ અહીંયાં વાસ્તવિકતાને સ્પષ્ટ કરવા માટે કે આ ત્રણે વસ્તુઓ ભિન્ન ભિન્ન અને આગવી અલ્લાહ તઆલાની નેઅ્મતો છે અને ત્રણેને અલગ અલગ સ્વરૂપે જ રિસાલતની ફરજો ઠરાવવામાં આવી છે. આ ક્રમ બદલવાથી એ બાબત તરફ ઈશારો હોઈ શકે છે.

આ આયતની સંપૂર્ણ તફસીર અને ખુલાસો ઘણા મહત્ત્વના મસ્અલાઓ તથા લાભો ઉપર આધારિત સૂરએ બકરહમાં આવી ચૂક્યો છે, ત્યાં જોઈ લેવામાં આવે.

وَاٰخَرِيْنَ مِنْهُمْ لَمَّا يَلْحَقُوْا بِهِمْ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ માં શબ્દ اٰخَرِيْنَ (આખરીન)નો શાબ્દિક અર્થ "બીજા લોકો" અને لَمَّا يَلْحَقُوْا بِهِمْ નો અર્થ છે કે "જે લોકો હજુ સુધી તેમની સાથે એટલે કે ઉમ્મિય્યિનની સાથે ભળ્યા નથી" તેનો ભાવાર્થ તે બધા જ મુસલમાનો છે જે કયામત સુધી ઈસ્લામમાં દાખલ થતા રહેશે. (ઈબ્ને ઝૈદ અને મુજાહિદ વગેરેની રિવાયતથી) તેમાં ઈશારો છે કે કયામત સુધી આવનાર મુસલમાન બધા જ મો'મિનીન અવ્વલીન એટલે કે સહાબએ કિરામ (રદિ.)ની સાથે જ ભળેલા સમજવામાં આવશે અને આ પાછળથી આવનાર મુસલમાનો માટે મોટી ખુશખબરી છે. *(રૂહુલ મઆની)*

શબ્દ આખરીન કોને લાગુ પડે છે તેના વિશે બે નિવેદનો છે, એટલે કે કેટલાક લોકોએ તેને ઉમ્મિય્યિન (નિરક્ષર) ઉપર લાગુ પડેલ બતાવ્યું છે જેનો ખુલાસો એ થાય છે કે અલ્લાહે પોતાના રસૂલ ઉમ્મિય્યિનમાં મોકલ્યા અને

તેમનામાં જે લોકો હજુ નથી ભળ્યા તેના ઉપર જે શંકા થાય છે કે ઉમ્મિય્યિન એટલે કે તે ઉપસ્થિત લોકોમાં રસૂલનું મોકલવું તો જાહેર છે પરંતુ જે લોકો હજુ આવ્યા જ નથી તેમનામાં મોકલવાનો શું મતલબ હશે ? તેનો જવાબ બયાનુલ કુર્આનમાં આ રીતે આપવામાં આવ્યો છે કે તેમનામાં મોકલવાથી ભાવાર્થ તેમના માટે મોકલવાનો છે, કારણ કે શબ્દ فِي (ફી) અરબી ભાષામાં આ અર્થ માટે પણ આવે છે.

અને અમુક લોકોએ કહ્યું કે આખરીન એ يُعَلِّمُهُمْ (યુઅલ્લિમુહુમ) ઉપર લાગુ પડે છે જેનો ભાવાર્થ એ થશે કે રસૂલે કરીમ ﷺ ઉમ્મિય્યિનને પણ તા'લીમ આપે છે અને તે લોકોને પણ જેઓ હજુ તેમની સાથે ભળ્યા નથી.

*(મઝહરીમાંથી)*

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે અમે રસૂલે કરીમ અની પાસે બેઠા હતા કે સૂરએ જુમ્આ રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થઈ (અને તેમણે અમને સંભળાવી), જ્યારે આપ ﷺએ આ આયત પઢી وَاٰخَرِيْنَ مِنْهُمْ لَمَّا يَلْحَقُوْا بِهِمْ તો અમે વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! આ કોણ લોકો છે જેનું વર્ણન આખરીનના શબ્દ સાથે કરવામાં આવ્યું છે ? તો રસૂલે કરીમ ﷺએ તે સમયે મૌન ધારણ કર્યું. પછી જ્યારે વારંવાર પ્રશ્ન કર્યો તો રસૂલે કરીમ ﷺએ પોતાનો હાથ મુબારક હઝરત સલમાન ફારસી (રદિ.) ઉપર મૂકી દીધો (તેઓ તે સમયે મજલિસમાં હાજર હતા) અને ફરમાવ્યું કે જો ઈમાન સુરય્યા તારાની ઊંચાઈએ પણ હશે તો તેમની કોમના અમુક લોકો ત્યાંથી પણ ઈમાનને લઈ આવશે. *(મઝહરી)*

આ રિવાયતમાં પણ ફારસ (ઈરાન)ના લોકોને ખાસ કરવાની કોઈ સાબિતી નથી બલકે એટલું સાબિત થયું કે આ પણ اٰخَرِيْنَ (આખરીન)ના સમૂહમાં સામેલ છે. આ હદીષમાં બિનઅરબ લોકોની મોટી શ્રેષ્ઠતા છે.

*(મઝહરી)*

مَثَلُ الَّذِيْنَ حُمِّلُوا التَّوْرٰىةَ ثُمَّ لَمْ يَحْمِلُوْهَا كَمَثَلِ الْحِمَارِ يَحْمِلُ اَسْفَارًا માં શબ્દ اَسْفَارًا (અસ્ફાર) એ سِفْر (સિફ્ર) બ કસરે સીનનું બહુવચન છે, તે મોટા પુસ્તકને કહેવામાં આવે છે. પાછલી આયતોમાં રસૂલે કરીમ ﷺનું આગમન

અને નુબુવ્વત ઉમ્મિય્યિનમાં હોવું અને આપ ﷺના આગમનના ત્રણ હેતુઓ જે શબ્દોમાં વર્ણન કરવામાં આવ્યા છે પાછલી આસમાની કિતાબો તવરાત વગેરેમાં પણ રસૂલે કરીમ ﷺનું વર્ણન લગભગ આવા જ શબ્દો અને લક્ષણો સાથે આવ્યું છે જેનો તકાદો એ હતો કે યહૂદીઓ રસૂલે કરીમ ﷺને જોતાંની સાથે જ તેમના ઉપર ઈમાન લઈ આવે પરંતુ તેમને દુનિયાના હોદ્દાઓ અને માલ વગેરેએ તવરાતના હુકમોથી આંધળા કરી રાખ્યા હતા અને તવરાતના હુકમનું જ્ઞાન હોવા છતાં અમલના આધારે એવા થઈ ગયા જેમકે બિલકુલ અભણ અને અજ્ઞાન હોય, તે લોકોની ટીકા પસ્તુત આયતમાં આ રીતે કરવામાં આવી કે આ લોકો જેમના ઉપર તવરાત લાદવામાં આવી હતી એટલે કે તેમને માંગ્યા વિના અલ્લાહની આ નેઅ્મત આપી દેવામાં આવી હતી પરંતુ તેમણે તેને ઉઠાવવાનો હક અદા ન કર્યો એટલે કે તવરાતના હુકમોની પરવા ન કરી, તેમનું ઉદાહરણ એવું છે જેમકે ગધેડાની પીઠ ઉપર જ્ઞાન અને કળાના મોટા મોટા પુસ્તકો લાદવામાં આવ્યા હોય. આ ગધેડો ભાર તો ઉઠાવે છે પરંતુ તેના વિષયોની ન તો તેને સમજ છે ન જ કંઈ ગતાગમ પડે છે અને ન તો તેનાથી કંઈ લાભ ઉઠાવી શકે છે. યહૂદીઓની હાલત પણ એવી જ છે કે દુનિયા બનાવવા માટે તવરાતને તો લઈને ફરે છે અને લોકોમાં તેના દ્વારા હોદ્દો અને પોતાનું સ્થાન પણ પેદા કરવા ઈચ્છે છે પરંતુ તેના માર્ગદર્શનથી કોઈ લાભ નથી ઉઠાવતા.

**બેઅમલ આલિમનું ઉદાહરણ :**

તફસીરકારોએ કહ્યું કે અત્રે જે ઉદાહરણ યહૂદીઓ માટે આપવામાં આવ્યું છે તે જ દીનના આલિમોનું ઉદાહરણ પણ છે કે જેઓ પોતાના ઈલ્મ ઉપર અમલ ન કરે.

نہ محقق بود نہ دانش مند      چار پائے برو کتابے چند

ન તો સંશોધનકાર હોય છે ન જ બુદ્ધિશાળી પરંતુ એક પશુ છે જેના ઉપર અમુક પુસ્તકોનો ભાર મૂકી દેવામાં આવ્યો છે.

قُلْ يٰٓاَيُّهَا الَّذِيْنَ هَادُوْٓا اِنْ زَعَمْتُمْ اَنَّكُمْ اَوْلِيَآءُ لِلّٰهِ مِنْ دُوْنِ النَّاسِ فَتَمَنَّوُا الْمَوْتَ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ યહૂદીઓ પોતાના કુફ્ર તથા શિર્ક અને સમગ્ર બુરાઈઓ છતાં એવો દા'વો પણ રાખતા હતા કે نَحْنُ اَبْنٰٓؤُا اللّٰهِ وَاَحِبَّآؤُهٗ એટલે કે

અમે તો અલ્લાહની અવલાદ અને તેના પ્રિય છે અને પોતાના સિવાય કોઈને જન્નતના હકદાર કહેતા ન હતા બલકે એવું કહ્યા કરતા હતા لَنْ يَّدْخُلَ الْجَنَّةَ اِلَّا مَنْ كَانَ هُوْدًا જાણે તેઓ આખિરતના અઝાબથી પોતાને બિલકુલ જ સુરક્ષિત અને મહફૂઝ સમજતા હતા અને જન્નતની નેઅ્મતોને પોતાની વ્યક્તિગત જાગીર સમજતા હતા અને એ દેખીતું છે કે જે વ્યક્તિનું એવું ઈમાન હોય કે આખિરતની નેઅ્મતો દુનિયાની નેઅ્મતોથી હજારો દરજ્જે શ્રેષ્ઠ અને ઉત્તમ છે અને દુનિયામાં દરેક વખતે તે જોતો પણ રહે છે કે દુનિયાની જિંદગી રંજ, ગમ, તકલીફો અને મહેનતોથી ખાલી નથી અને બીમારીઓ પણ આવતી રહે છે અને તેને એ પણ વિશ્વાસ હોય કે મોત આવતાં જ મને તે મહાન અને કાયમી નેઅ્મતો અવશ્ય મળી જ જશે તો તેનો તકાદો એ છે કે જો તેમાં જરા પણ બુદ્ધિ અને સમજદારી છે તો તેના દિલમાં મોતની તમન્ના પેદા થાય અને તેણે દિલથી એવું ઈચ્છવું જોઈએ કે મોત જલદીથી આવી જાય જેથી દુનિયાની તકલીફો રંજ અને ગમ વગેરેથી ભરપૂર જિંદગીથી નીકળીને માત્ર અને માત્ર રાહત અને આરામની કાયમી જિંદગીમાં પહોંચી જાય.

તેથી પ્રસ્તુત આયતમાં રસૂલે કરીમ ﷺને સૂચના આપવામાં આવી કે તમે યહૂદીઓને કહો કે જો આ દા'વો કે સમગ્ર મખ્લૂકમાં તમે જ અલ્લાહના પ્રિય અને લાડલા છો તો તમને એ ભય બિલકુલ નથી કે આખિરતમાં તમને કોઈ અઝાબ નથી થઈ શકતો તો પછી બુદ્ધિનો તકાદો એ છે કે તમે મોતની તમન્ના કરો અને તેના માટે હંમેશા અભિલાષી રહો.

પછી કુર્આને પોતે તેનો રદિયો આપ્યો અને કહ્યું, وَلَا يَتَمَنَّوْنَهٗ اَبَدًا بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ એટલે કે આ લોકો કદાપિ મોતની તમન્ના કરશે નહીં, એ કારણે કે તેમણે પોતાના હાથોએ (આખિરત માટે કુફ્ર, શિર્ક અને દુષ્કૃત્યોનું ભાથું) આગળ મોકલી રાખ્યું છે, તેઓ સારી પેઠે જાણે છે કે આખિરતમાં આપણા માટે જહન્નમના અઝાબ સિવાય કંઈ જ નથી અને અલ્લાહના સ્વીકૃત અને પ્રિય હોવાનો દા'વો બિલકુલ જૂઠો છે. પોતે તેમના ઉપર પણ એ બાબત જાહેર થઈ ચૂકી છે પરંતુ દુનિયાના અમુક લાભ પ્રાપ્ત કરવા માટે આવા દા'વા કરતા ફરે છે અને તેઓ એ પણ જાણે છે કે જો અમે રસૂલે કરીમ ﷺના કહેવા ઉપર મોતની

તમન્ના જાહેર કરી દીધી તો તે જરૂર કબૂલ થઈ જશે અને અમે મરી જઈશં તેથી ફરમાવ્યું કે તેઓ આવી તમન્ના કદાપિ કરશે નહીં.

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જો તે સમયે તેમનામાંથી કોઈએ મોતની તમન્ના કરી હોત તો એ તે જ સમયે મૃત્યુ પામ્યો હોત. *(રૂહુલ મઆની)*

**મોતની ઇચ્છા કરવી જાઇઝ છે કે નહીં ? :**

આ ચર્ચાની વિગત સૂરએ બકરહમાં આવી ચૂકી છે. હદીષમાં મોતની તમન્ના કરવાની મનાઈ કરવામાં આવી છે, તેનું મોટું કારણ એ છે કે દુનિયામાં કોઈ વ્યક્તિને એવો વિશ્વાસ અને યકીન કરવાનો હક નથી કે તે મરતાંની સાથે જ જન્નતમાં અવશ્ય જશે અને કોઈ પ્રકારના અઝાબનો તેને ભય નથી તો એવી હાલતમાં મોતની તમન્ના કરવી અલ્લાહ તઆલા સામે પોતાની બહાદૂરી બતાવવા સમાન છે.

قُلْ اِنَّ الْمَوْتَ الَّذِىْ تَفِرُّوْنَ مِنْهُ فَاِنَّهٗ مُلٰقِيْكُمْ એટલે કે યહૂદીઓ જે આ દા'વો હોવા છતાં મોતની તમન્નાથી દૂર ભાગે છે તેનો ખુલાસો મોતથી ભાગવું અથવા દૂર રહેવું છે, તમે તેમને કહી આપો કે જે મોતથી તમે દૂર ભાગો છો તે તો આવીને જ રહેશે, અત્યારે નહીં તો અમુક દિવસો પછી ! તેથી મોતથી કોઈને છુટકારો નથી અને તેનાથી ભાગવું કોઈના બસની વાત નથી.

**મોતના કારણોથી દૂર રહેવાના હુકમો :**

જે વસ્તુઓ સ્વાભાવિકપણે મોતનું કારણ હોય છે તેનાથી દૂર રહેવું બુદ્ધિનો તકાદો પણ છે અને શરીઅતનો તકાદો પણ. રસૂલે કરીમ ﷺ એક નમી ગયેલી ભીંત પાસેથી પસાર થયા તો ખૂબ ઝડપથી નીકળી ગયા, એ જ પ્રમાણે ક્યાંક આગ લાગી જાય ત્યાંથી દૂર ન ભાગવું બુદ્ધિ અને શરીઅત બંનેના વિરુદ્ધ છે પરંતુ તે મોતથી દૂર ભાગવું કે જેની ટીકા પ્રસ્તુત આયતમાં છે તે આ બાબતમાં સામેલ નથી, જ્યારે કે તમારી માન્યતા અને અકીદાઓ સાચા હોય અને એવું જાણતા હોય કે જે સમયે મોત આવશે ત્યારે મારું ભાગવું પણ મને બચાવી શકશે નહીં પરંતુ કારણ કે તેને એ ખબર નથી કે આ આગ અથવા ઝેર અથવા કોઈ બીજી નુકસાનકારક વસ્તુ નિશ્ચિત રીતે મારા મોત માટે લખવામાં આવી છે તેથી

તેનાથી ભાગવું એ મોતથી દૂર ભાગવામાં સામેલ નથી અને ઉપરોક્ત ટીકામાં સામેલ નથી.

બાકી રહી પ્લેગ અથવા કોઈ ચેપી બીમારી કે જે વસ્તીમાં તે ફેલાઈ જાય એ વસ્તીથી દૂર ભાગવું એ એક આગવો મસ્અલો છે જેની વિગત ફિક્હની કિતાબો અને હદીષમાં આવી છે ત્યાં જોઈ લેવામાં આવે. તફસીરે રૂહુલ મઆનીમાં આ આયત હેઠળ તેની વિસ્તૃત ચર્ચા કરીને આ મસ્અલાને સ્પષ્ટ કરવામાં આવ્યો છે. અત્રે તેની નકલ કરવાની ગુંજાઈશ નથી.

---

## આયતો : (સૂરએ જુમ્અહ : આયત નં. ૯ થી ૧૧)



يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا نُوْدِيَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ فَاسْعَوْا اِلٰى ذِكْرِ
اللّٰهِ وَذَرُوا الْبَيْعَ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿۹﴾ فَاِذَا قُضِيَتِ الصَّلٰوةُ
فَانْتَشِرُوْا فِي الْاَرْضِ وَابْتَغُوْا مِنْ فَضْلِ اللّٰهِ وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ
تُفْلِحُوْنَ ﴿۱۰﴾ وَاِذَا رَاَوْا تِجَارَةً اَوْ لَهْوَا ِۨانْفَضُّوْۤا اِلَيْهَا وَتَرَكُوْكَ قَآئِمًا ؕ
قُلْ مَا عِنْدَ اللّٰهِ خَيْرٌ مِّنَ اللَّهْوِ وَمِنَ التِّجَارَةِ ؕ وَاللّٰهُ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿۱۱﴾ ع

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્અહની નમાઝની અઝાન થાય તો અલ્લાહની યાદ માટે દોડો અને ખરીદ વેચાણ છોડી દો, આ તમારા માટે ઉત્તમ છે જો તમને સમજ છે. (૯) પછી જ્યારે નમાઝ પૂરી થઈ ચૂકે તો જમીનમાં ફેલાઈ જાઓ અને અલ્લાહની કૃપા (રોજી) શોધો અને અલ્લાહને ખૂબ યાદ કરો જેથી તમારું ભલું થાય. (૧૦) અને જ્યારે સોદો વેચાતો જુએ અથવા કોઈ તમાશો તો તેના તરફ (દોડતા) વિખેરાય જાય અને તમને ઊભેલા છોડી જાય તો.કહો જે અલ્લાહની પાસે છે બસ તમાશા અને સોદાગરીથી ઉત્તમ છે અને અલ્લાહ બહેતર છે રોજી આપનારો. (૧૧)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્અહના દિવસે (જુમ્અહની) નમાઝ માટે અઝાન કહેવામાં આવે તો તમે અલ્લાહની યાદ (એટલે કે નમાઝ અને ખુત્બા) તરફ (તરત જ) ચાલી પડો અને ખરીદ વેચાણ (અને એ જ પ્રમાણેની પ્રવૃત્તિઓ) છોડી દો (અને ખરીદ વેચાણનો એટલા માટે કાળજીપૂર્વક ઉલ્લેખ કરવામાં આવ્યો કે તેને છોડવાને નફો નહીં મળવાનું કારણ સમજવામાં આવે છે) આ (સોદાગરી વગેરેને છોડીને નમાઝ માટે ચાલી પડવું) તમારા માટે વધારે ઉત્તમ છે જો તમને કંઈક સમજ હોય (કારણ કે તેનો નફો કાયમી અને બાકી રહેનાર છે અને ખરીદ વેચાણનો નફો ફના થનાર છે) પછી જ્યારે (જુમ્અહની) નમાઝ પૂરી થઈ ચૂકે (અને નમાઝ તથા ખુત્બો પૂરો થઈ જાય તો તે સમયે તમને પરવાનગી છે કે) તમે જમીન ઉપર હરો ફરો અને અલ્લાહની રોજીને શોધો (એટલે કે તે સમયે દુનિયાના કામો માટે હરવા ફરવાની પરવાનગી છે) અને (તેમાં પણ) અલ્લાહને ખૂબ યાદ કરતા રહો જેથી તમને સફળતા પ્રાપ્ત થાય (એટલે કે દુનિયાની પ્રવૃત્તિઓમાં એવા ઓતપ્રોત ન થઈ જાઓ કે હુકમો અને જરૂરી ઈબાદતોથી ગાફેલ થઈ જાઓ. અમુક લોકોની એવી પરિસ્થિતિ હોય છે કે) તે લોકો જ્યારે કોઈ વેપાર અથવા મશ્ગૂલીની વસ્તુને જુએ છે તો તેના તરફ દોડવા માટે વિખેરાય જાય છે અને તમને ઊભેલા છોડી જાય છે, તમે કહી આપો કે જે વસ્તુ (સવાબના પ્રકારમાં વધારે નિકટ) અલ્લાહની પાસે છે તે એવી પ્રવૃત્તિ અને વેપાર કરતાં અનેકઘણી ઉત્તમ છે અને (જો તેનાથી રોજી રોટીની લાલચ હોય તો સમજી લો કે) અલ્લાહ સૌથી ઉત્તમ રોજી પહોંચાડનાર છે (તેના આવશ્યક આજ્ઞાપાલનમાં પ્રવૃત્ત રહેવાથી તે રોજી પહોંચાડી દે છે પછી શા માટે તેના હુકમોને છોડી દેવામાં આવે).

**મસ્અલા અને બોધપાઠ :**

يَـٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا نُوْدِيَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ وَذَرُوا الْبَيْعَ

આયતમાં શબ્દ يَوْمِ الْجُمُعَةِ (યવ્મિલ જુમ્અહ) "જુમ્અહનો દિવસ" એટલા માટે કહેવામાં આવે છે કે તે મુસલમાનોના એકઠા થવાનો દિવસ છે તથા આસમાનો અને જમીન અને સમગ્ર સૃષ્ટિનું સર્જન જે અલ્લાહ તઆલાએ છ દિવસમાં કર્યું છે

તે છમાંથી છેલ્લો દિવસ જુમ્અહ છે જેમાં સર્જન સંપૂર્ણ થયું, તે જ દિવસે આદમ (અલૈ.) પેદા કરવામાં આવ્યા, તે જ દિવસે તેમને જન્નતમાં દાખલ કરવામાં આવ્યા પછી તે જ દિવસે તેમને જમીન તરફ ઊતારવામાં આવ્યા, પછી તે જ દિવસે કયામત આવશે અને તે જ દિવસમાં એક ઘડી એવી આવે છે કે તેમાં માનવી જે કંઈ પણ દુઆ કરે છે કબૂલ થઈ જાય છે. આ બધી બાબતો સહીહ હદીષોથી સાબિત છે. *(ઈબ્ને કષીર)*

અલ્લાહ તઆલાએ લોકો માટે આ જુમ્અહનો દિવસ અઠવાડિયામાં ઈદનો અને એકઠા થવાનો રાખ્યો હતો પરંતુ પાછલી ઉમ્મતોને તેની તવફીક ન મળી, યહૂદીઓએ યવ્મુશ્શબ્ત એટલે કે શનિવારના દિવસને પોતાના એકઠા થવાનો દિવસ બનાવી લીધો, નસારાએ રવિવારને અને અલ્લાહ તઆલાએ આ ઉમ્મતને તેની તવફીક બખ્શી કે તેમના માટે જુમ્અહનો દિવસ નક્કી કર્યો. (રવાહુલ બુખારી અને મુસ્લિમ અબી હુરયરહ રદિ.થી, ઈબ્ને કષીર) અજ્ઞાનતાકાળમાં આ દિવસને "યવ્મુલ અરુબહ" કહેવામાં આવતો હતો. સૌથી પહેલાં અરબમાં કઅ્બ બિન લૂઈએ તેનું નામ જુમ્અહ રાખ્યું અને કુરૈશ તે દિવસે એકઠા થતા અને કઅ્બ બિન લૂઈ ખુત્બો આપતા હતા. આ ઘટના રસૂલે કરીમ ﷺના આગમનથી ૫૬૦ વર્ષ પહેલાંની છે.

કઅ્બ બિન લૂઈ રસૂલે કરીમ ﷺના બાપદાદાઓમાંથી છે, તેમને અલ્લાહ તઆલાએ અજ્ઞાનતાકાળમાં પણ મૂર્તિપૂજાથી બચાવ્યા હતા અને તવહીદની તવફીક આપી, તેમણે નબીએ કરીમ ﷺના આગમનની ખુશખબરી પણ લોકોની સંભળાવી હતી. કુરૈશમાં તેમના સન્માનની પરિસ્થિતિ એવી હતી કે તેમનું મૃત્યુ કે જે રસૂલે કરીમ ﷺના આગમનથી ૫૬૦ વર્ષ પૂર્વે થયું તેનાથી જ પોતાની તારીખની ગણતરી કરવા લાગ્યા. અરબની તારીખ શરૂઆતમાં કા'બાના બાંધકામ પ્રમાણે લેવામાં આવતી હતી. કઅ્બ બિન લૂઈના મૃત્યુ પછી તારીખ તેમનાથી શરૂ થઈ, પછી જ્યારે "અસ્હબે ફીલ" (હાથીઓવાળા)ની ઘટના રસૂલે કરીમ ﷺની પેદાઈશના વર્ષે બની તો આ ઘટનાથી અરબની તારીખનો ક્રમ શરૂ થઈ ગયો. ખુલાસો એ છે કે જુમ્અહની કાળજી અરબમાં ઈસ્લામ પહેલાં કઅ્બ બિન લૂઈના સમયકાળથી જ શરૂ થઈ ચૂકી હતી અને તે દિવસનું નામ જુમ્અહ રાખવાનું પણ તેમના તરફ જ જોડવામાં આવે છે. *(મઝહરી)*

અમુક રિવાયતોમાં છે કે મદીનાના અન્સારોએ હિજરત પહેલાં જુમ્અહનું ફરજ થવાનું નાઝિલ થતાં પહેલાં પોતાના ઈજ્તેહાદથી જુમ્અહના દિવસે એકઠા થવાની અને ઈબાદત કરવાની પ્રથા કાયમ કરી રાખી હતી.

*(રવાહુ અબ્દુર્રઝ્ઝાક મુહમ્મદ બિન સીરીનની સનદથી, મઝહરી)*

نُوْدِىَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ માં نِدَاء (નિદાઅ)નો ભાવાર્થ "અઝાન" છે અને مِنْ يَّوْمِ الْجُمُعَةِ જુમ્અહના દિવસના અર્થમાં છે, فَاسْعَوْا اِلٰى ذِكْرِ اللّٰهِ માં "સઈ"નો અર્થ દોડવાનો પણ થાય છે અને કોઈ કામને કાળજીપૂર્વક કરવાનો પણ થાય છે. આ સ્થળે આ જ બીજો અર્થ ભાવાર્થ સ્વરૂપે છે, કારણ કે નમાઝ માટે દોડતા દોડતા આવવાની રસૂલે કરીમ ﷺએ મનાઈ કરી છે અને એવું કહ્યું છે કે જ્યારે નમાઝ માટે આવો તો શાંતિપૂર્વક અને સભ્યતાથી આવો. આયતનો અર્થ એ છે કે જ્યારે જુમ્અહના દિવસે જુમ્અહની અઝાન આપવામાં આવે તો અલ્લાહ તઆલાના ઝિક્ર તરફ દોડો એટલે કે નમાઝ અને ખુત્બા માટે મસ્જિદ તરફ ચાલવાની કાળજી રાખો, જેમકે દોડનારો કોઈ બીજા કામ તરફ ધ્યાન નથી આપતો તે રીતે અઝાન પછી તમે પણ કોઈ અન્ય કામ તરફ નમાઝ અને ખુત્બા સિવાય ધ્યાન ન આપો. (ઈબ્ને કષીર) ذِكْرِ اللّٰهِ (ઝિક્રિલ્લાહ)થી ભાવાર્થ જુમ્અહની નમાઝ પણ હોઈ શકે છે અને જુમ્અહનો ખુત્બો પણ; જે નમાઝની શરતો અને ફરજોમાં સામેલ છે તેથી બંનેને ભેગું ભાવાર્થ તરીકે લેવામાં આવે તે સારું છે. *(મઝહરી વગેરે)*

وَذَرُوا الْبَيْعَ એટલે કે વેચાણ છોડી દો. અત્રે માત્ર بَيْع (બયૂઅ) કહેવાને પૂરતું ગણવામાં આવ્યું અને તેનો ભાવાર્થ ખરીદ અને વેચાણ બંને છે. આ માત્ર વેચાણ શબ્દ એટલા માટે પૂરતો સમજવામાં આવ્યો કે જો વેચાણ બંધ થશે તો ખરીદી આપોઆપ બંધ થઈ જશે, જ્યારે કોઈ વેચનારો વેચશે જ નહીં તો ખરીદનારા માટે ખરીદવાનો માર્ગ રહેશે નહીં.

તેમાં ઈશારો એ તરફ જણાય છે કે જુમ્અહની અઝાન પછી જે ખરીદ વેચાણને આ આયતે હરામ કર્યું છે તેના ઉપર અમલ કરવો તો વેચનાર અને ખરીદનાર બધા ઉપર ફરજ છે પરંતુ તેની વ્યવસ્થા એ રીતે કરવામાં આવે કે દુકાનો બંધ કરી દેવામાં આવે તો ખરીદી આપોઆપ બંધ થઈ જશે, તેમાં હિકમત એ છે કે ગ્રાહકો અને ખરીદી કરનારાઓની તો કોઈ હદ નક્કી નથી થઈ શકતી,

તે સૌને રોકવાની વ્યવસ્થા સરળ નથી. વેચનારા દુકાનદાર નિશ્ચિત અને ઓછી સંખ્યામાં હોય છે અને તેમને વેચાણથી રોકવામાં આવે તો બાકી બધી ખરીદી આપોઆપ અટકી જશે. એટલા માટે وَذَرُوا الْبَيْعَ માં માત્ર વેચાણ છોડી દેવાના હુકમને પૂરતો ગણાવામાં આવ્યો.

**ખુલાસો :**

જુમ્અહની નમાઝ પછી બધી જ પ્રવૃત્તિઓ પ્રતિબંધિત જાહેર કરવું હેતુ સ્વરૂપે હતું જેમાં ખેતી, વેપાર, મજૂરી, ઉદ્યોગ, ધંધા બધું જ સામેલ છે પરંતુ કુર્આને કરીમે માત્ર વેચાણનું વર્ણન કર્યું, તેનાથી એ તરફ પણ ઈશારો હોઈ શકે છે કે જુમ્અહની નમાઝનું શહેરો અને કસ્બાઓના લોકો માટે સંબોધન છે. નાના ગામડાંઓ અને જંગલોમાં જુમ્અહ થશે નહીં એટલા માટે શહેરો અને કસ્બાઓમાં જે પ્રવૃત્તિઓ સામાન્ય લોકો કરતા હોય છે તેનો પ્રતિબંધ કરવામાં આવ્યો તે ખરીદ વેચાણ હોય છે, એનાથી વિપરીત ગામના લોકો કે તેમની પ્રવૃત્તિ ખેતી અને જમીન વિશે હોય છે અને ફુકૂહાની સહમતીથી અહીંયાં વેચાણથી ભાવાર્થ ફક્ત વેચાણ કરવું નહીં પરંતુ દરેક તે કામ કે જે જુમ્અહ તરફ જવાની કાળજીમાં દખલગીરી કરતું હોય તે બધું જ તેના ભાવાર્થમાં સામેલ છે તેથી જુમ્અહની અઝાન પછી ખાવું, પીવું, સૂવું, કોઈની સાથે વાત કરવી, એટલે સુધી કે પુસ્તકનો અભ્યાસ કરવો વગેરે બધું પ્રતિબંધિત છે, માત્ર જુમ્અહની તૈયારી વિશે જે કામ હોય તે કરી શકાય છે.

જુમ્અહની અઝાન શરૂઆતમાં માત્ર એક જ હતી જે ખુત્બાના સમયે ઈમામની સામે કહેવામાં આવે છે. રસૂલે કરીમ ﷺના સમય પછી સિદ્દીકે અકબર (રદિ.) અને ફારૂકે આ'ઝમ (રદિ.)ના સમયમાં એ જ પ્રમાણે રહ્યું. હઝરત ઉસ્માન ગની (રદિ.)ના સમયમાં જ્યારે મુસલમાનોની સંખ્યા ખૂબ વધી ગઈ અને મદીનાની ચારે બાજુ ફેલાઈ ગયા ત્યારે ઈમામની સામેવાળી ખુત્બાની અઝાન દૂર સુધી સંભળાતી ન હતી તો ઉસ્માન ગની (રદિ.)એ બીજી અઝાન મસ્જિદથી બહાર પોતાના મકાન અઝ્ઝવરા ઉપર શરૂ કરાવી જેનો અવાજ આખા મદીનામાં પહોંચવા લાગ્યો. સહાબએ કિરામ (રદિ.)માંથી કોઈએ તેનો વાંધો ઉઠાવ્યો નહીં તેથી આ પ્રથમ અઝાન સહાબા (રદિ.)ના ઈજ્માઅ્થી શરઈ

સ્વરૂપ ધારણ કરે છે અને જુમ્અહની અઝાનના સમયે ખરીદ અને વેચાણ બધી જ પ્રવૃત્તિઓ હરામ થવાનો હુકમ જે પહેલાં ખુત્બાની અઝાન પછી થતો હતો હવે પહેલી અઝાન પછીથી શરૂ થયો, કારણ કે કુર્આનના શબ્દો نُوْدِيَ لِلصَّلٰوةِ مِنْ يَّوْمِ الْجُمُعَةِ તેના ઉપર લાગુ પડે છે. આ બધી જ વાતો હદીષ, તફસીર અને ફિક્હની સામાન્ય કિતાબોમાં કોઈપણ પ્રકારના મતભેદ વિના ઉપસ્થિત છે.

એ બાબત ઉપર સમગ્ર ઉમ્મતનો ઈજ્માઅ્ અને સહમતી છે કે જુમ્અહના દિવસે ઝુહ્રના બદલે જુમ્અહની નમાઝ ફરજ છે અને એ બાબત ઉપર પણ ઈજ્માઅ્ અને સહમતી છે કે જુમ્અહની નમાઝ સામાન્ય પાંચ નમાઝો જેવી નથી તેના માટે અમુક વધારે શરતો છે. પાંચેય નમાઝો એકલા વિના જમાઅતે પણ પઢી શકાય છે. બે વ્યક્તિની જમાઅતથી પણ અને જુમ્અહ જમાઅત વિના અદા થઈ શકતી નથી અને જુમ્અહની નમાઝની જમાઅતમાં સામેલ વ્યક્તિઓની સંખ્યામાં ફુક્હાના વિવિધ નિવેદનો છે, એ જ રીતે પાંચ વખતની નમાઝ દરેક સ્થળે દરિયો, પહાડ, જંગલ કોઈપણ સ્થળે અદા થઈ શકે છે પરંતુ જુમ્અહ જંગલ કે રણમાં અદા નથી થઈ શકતી. સ્ત્રીઓ, બીમારો, મુસાફરો ઉપર જુમ્અહ ફરજ નથી, તે જુમ્અહના બદલે ઝુહ્રની નમાઝ પઢે. જુમ્અહ કેવા પ્રકારની વસ્તી ઉપર ફરજ છે તેમાં ફુક્હાના વિવિધ અભિપ્રાયો છે. ઈમામ શાફઈ (રહ.) નજીક જે વસ્તીમાં ચાલીસ પુરુષ તંદુરસ્ત હોશ હવાસ ધરાવનાર પુખ્ત વયના વસતા હોય ત્યાં જુમ્અહની નમાઝ થઈ શકે છે તેનાથી ઓછા ન હોય. ઈમામ માલિક (રહ.) નજીક એવી વસ્તી હોવી જરૂરી છે જેના મકાનો હારબંધ હોય અને તેમાં બજાર પણ હોય. ઈમામે આ'ઝમે અબૂ હનીફહ (રહ.) નજીક જુમ્અહ માટે એ શરત છે કે તે શહેર અથવા મોટું ગામ હોય જેમાં ગલીઓ અને બજાર હોય અને કોઈ કાઝી અથવા હાકિમ ફેસલા માટે ઉપસ્થિત હોય. આ મસ્અલો અને તેની દલીલોની વિગતનો અત્યારે મોકો નથી, ઉલમાએ આ વિષય ઉપર આગવી કિતાબો લખીને બધી વસ્તુ સ્પષ્ટ કરી દીધી છે.

ખુલાસો એ છે કે يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا અને فَاسْعَوْا જમહૂર ઉમ્મતની સહમતીએ આમ અને ખાસ પ્રમાણે લાગુ પડે છે, કારણ કે દરેક મુસલમાન ઉપર જુમ્અહ ફરજ નથી બલકે તેના માટે અમુક શરતો હોવી જરૂરી છે. મતભેદ માત્ર શરતો નક્કી કરવામાં છે, અલબત્ત જ્યાં ફરજ છે તેમના માટે આ ફરજનું ઘણું

મહત્ત્વ અને તાકીદ છે અને તે લોકોમાંથી કોઈ નક્કર કારણ વિના જુમ્અહ છોડી દે તો તેના ઉપર સખત ચેતવણીઓ સહીહ હદીષોમાં આવેલ છે અને જુમ્અહની નમાઝ તેની શરતો અને અદબો સાથે અદા કરનારાઓ માટે વિશેષ પ્રકારની બરકતો અને કૃપાનો વાયદો છે.

فَاِذَا قُضِيَتِ الصَّلٰوةُ فَانْتَشِرُوْا فِى الْاَرْضِ وَابْتَغُوْا مِنْ فَضْلِ اللّٰهِ પાછલી આયતોમાં જુમ્અહની અઝાન પછી ખરીદ વેચાણ વગેરે બધી જ દુનિયવી પ્રવૃત્તિઓને પ્રતિબંધિત કરવામાં આવી હતી. આ આયતમાં એ પરવાનગી આપવામાં આવી છે કે જુમ્અહની નમાઝથી ફારેગ થયા પછી વેપાર, કારોબાર અને પોતપોતાની રોજી પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ બધા જ કરી શકે છે.

**જુમ્અહ પછી વેપાર અને રોજી રોજગારમાં બરકત :**

હઝરત ઈરાક ઈબ્ને માલિક (રદિ.) જુમ્અહની નમાઝથી ફારેગ થઈને બહાર આવતા તો મસ્જિદના દરવાજા ઉપર ઊભા થઈને આ દુઆ કરતા હતા.

اَللّٰهُمَّ اِنِّىْ اَجَبْتُ دَعْوَتَكَ وَصَلَّيْتُ فَرِيْضَتَكَ وَانْتَشَرْتُ كَمَا اَمَرْتَنِىْ فَارْزُقْنِىْ مِنْ فَضْلِكَ وَاَنْتَ خَيْرُ الرّٰزِقِيْنَ (رواه ابن ابى حاتم، از ابن كثير)

*"હે અલ્લાહ ! મેં તારા હુકમનું પાલન કર્યું અને તારો ફરજ અદા કર્યો અને જેવો કે તેં હુકમ આપ્યો છે નમાઝ પઢીને હું બહાર જાઉં છું, તું પોતાની કૃપાથી મને રોજી અર્પણ કર અને તું તો સૌથી ઉત્તમ રોજી આપનારો છે."*

અમુક પુરોગામી બુઝૂર્ગોથી નકલ થયું છે કે જે વ્યક્તિ જુમ્અહની નમાઝ પછી વેપારી કારોબાર કરે છે અલ્લાહ તઆલા તેના માટે સિત્તેર ઘણી બરકતો નાઝિલ કરે છે. *(ઈબ્ને કષીર)*

وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ تُفْلِحُوْنَ એટલે કે જુમ્અહની નમાઝથી ફારેગ થઈને વેપાર ધંધા વગેરેમાં લાગી જાઓ પરંતુ કાફિરો જેમ અલ્લાહથી ગાફેલ ન થશો. ખરીદ વેચાણ સમયે અથવા મજૂરીના સમયે પણ અલ્લાહની યાદ ચાલુ રાખો.

وَاِذَا رَاَوْا تِجَارَةً اَوْ لَهْوَا انْفَضُّوْا اِلَيْهَا وَتَرَكُوْكَ قَائِمًا قُلْ مَا عِنْدَ اللّٰهِ خَيْرٌ مِّنَ اللَّهْوِ وَمِنَ التِّجَارَةِ وَاللّٰهُ خَيْرُ الرّٰزِقِيْنَ

આ આયતમાં તે લોકોને ચેતવણી આપવામાં આવી છે જેઓ જુમ્અહનો ખુત્બો છોડીને વેપારી કામ તરફ કેન્દ્રિત થઈ ગયા હતા. ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે આ ઘટના તે સમયની છે જ્યારે કે નબીએ કરીમ ﷺ જુમ્અહનો ખુત્બો જુમ્અહની નમાઝ પછી આપ્યા કરતા હતા જેમકે આજે પણ ઈદોની નમાઝમાં આ પ્રથા ચાલુ છે. એક જુમ્અહના દિવસે એવી ઘટના બની કે જુમ્અહની નમાઝથી ફારેગ થઈને રસૂલે કરીમ ﷺ જુમ્અહનો ખુત્બો આપી રહ્યા હતા કે અચાનક એક વેપારી કાફલો મદીના તય્યિબહના બજારમાં પહોંચ્યો અને ઢોલ નગારાં વગેરેથી તેનું એ'લાન થવા માંડયું. તે સમયે લોકો જુમ્અહની નમાઝથી ફારેગ થઈ ચૂક્યા હતા, જુમ્અહનો ખુત્બો થઈ રહ્યો હતો, ઘણા સહાબા (રદિ.) બજારમાં ચાલ્યા ગયા અને આપ ﷺની સાથે થોડા લોકો જ રહી ગયા જેમની સંખ્યા બાર બતાવવામાં આવી છે. (આ રિવાયત અબૂદાવુદે મરાસીલમાં વર્ણન કરી છે) અમુક હદીષની રિવાયતોમાં છે કે રસૂલે કરીમ ﷺએ આ ઘટના ઉપર કહ્યું કે જો તમે બધા ચાલ્યા ગયા હોત તો મદીનાની સમગ્ર ખીણ અઝાબની આગથી ભરાઈ ગઈ હોત. *(રવાહુ અબૂલ યઅ્લા, ઈબ્ને કષીર)*

તફસીરના ઈમામ મકાતિલનું વર્ણન છે કે આ વેપારી કાફલો દિહ્યા બિન ખલફ કલ્બિનો હતો જે સિરીયાથી આવ્યો હતો અને મદીનાના વેપારીઓમાં આ કાફલો સામાન્ય રીતે બધી જ જરૂરી ચીજવસ્તુઓ લઈને આવ્યા કરતો હતો અને જ્યારે મદીનાના લોકોને તેના આવવાની ખબર મળતી હતી તો બધા જ સ્ત્રી પુરુષો તેના તરફ દોડતા હતા. આ દિહ્યા બિન ખલફ તે સમય સુધી મુસલમાન ન થયા હતા, પાછળથી ઈસ્લામમાં દાખલ થયા.

હસન બસરી (રહ.) અને અબૂ માલિક (રહ.)એ કહ્યું કે આ તે સમય હતો જ્યારે કે મદીનામાં જીવન જરૂરી ચીજવસ્તુઓની ભયંકર તંગી અને કટોકટી હતી. (તફસીરે મઝહરી) આ કારણ હતું કે સહાબા (રદિ.)ના ઘણા લોકો વેપારી કાફલાનો અવાજ સાંભળી મસ્જિદમાંથી નીકળી ગયા. પ્રથમ તો ફરજ નમાઝ અદા થઈ ચૂકી હતી, ખુત્બા વિશે એવી ખબર ન હતી કે તે પણ જુમ્અહની ફરજ નમાઝનો એક ભાગ છે. બીજું, વસ્તુઓની તંગી, ત્રીજું વેપારી કાફલાઓ ઉપર લોકોનું તૂટી પડવું; તેનાથી દરેકને એવો વિચાર આવી શકતો હતો કે જો મોડું કરીશ તો પોતાની જરૂરી વસ્તુ મેળવી શકશે નહીં.

મતલબ કે આ બધા કારણોના લીધે સહાબએ કિરામ (રદિ.)થી આવી ભૂલ થઈ જેના ઉપર પ્રસ્તુત હદીષમાં ચેતવણીના શબ્દો આવ્યા કે જો બધા ચાલ્યા ગયા હોત તો અલ્લાહનો અઝાબ આવ્યો હતો. આ જ બાબત ઉપર ચેતવણી આપવા માટે અને તેમને યાદ અપાવવા માટે પ્રસ્તુત આયત નાઝિલ થઈ. وَتَرَكُوْكَ قَآئِمًا અને એ જ કારણે રસૂલે કરીમ ﷺએ ખુત્બા વિશે પોતાની રીત બદલી નાંખી કે જુમ્અહની નમાઝ પહેલાં ખુત્બો આપવાનો ક્રમ શરૂ કર્યો અને હવે એ જ સુન્નત છે. *(ઈબ્ને કષીર)*

પ્રસ્તુત આયતોમાં રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો છે કે તમે તે લોકોને બતાવી આપો કે જે કંઈ અલ્લાહની પાસે છે તે આ વેપાર અને ઢોલ ધમાકાથી ઉત્તમ છે જેમાં આખિરતનો સવાબ તો ભાવાર્થ સ્વરૂપે છે જ, એ પણ અસંભવ નથી કે નમાઝ અને ખુત્બા માટે વેપાર અને ઉદ્યોગ ધંધાને છોડનારાઓ માટે અલ્લાહ તઆલા તરફથી દુનિયામાં ખાસ બરકતો નાઝિલ થાય, જેમકે ઉપર પુરોગામી બુઝૂર્ગોની ઈબ્ને કષીરની રિવાયત નકલ કરી છે.

اَلْحَمْدُلِلّٰهِ تَمَّتْ سُوْرَةُ الْجُمُعَةِ يَوْمَ الْخَمِيْسِ ٢٨ جُمَادَى الْأُوْلٰى ١٣٩١ھ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ જુમ્અહનો અનુવાદ પૂરો થયો.



તારીખ : ૦૭ જુલાઈ ૨૦૧૪ મુતાબિક ૦૮ રમઝાન ૧૪૩૫ હિજરી.

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

પ્રકરણ (૬૩)

# સૂરએ મુનાફિકૂન

સૂરએ મુનાફિકૂન મદીનામાં નાઝિલ થઈ, તેની ૧૧ આયતો તથા બે રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મુનાફિકૂન : આયત નં. ૧ થી ૮)**

آياتها ١١ — ٦٣ سُوْرَةُ الْمُنٰفِقُوْنَ مَدَنِيَّةٌ ١٠٤ — ركوعاتها ٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝

إِذَا جَآءَكَ الْمُنٰفِقُوْنَ قَالُوْا نَشْهَدُ إِنَّكَ لَرَسُوْلُ اللّٰهِ ۘ وَاللّٰهُ يَعْلَمُ إِنَّكَ
لَرَسُوْلُهٗ ۗ وَاللّٰهُ يَشْهَدُ إِنَّ الْمُنٰفِقِيْنَ لَكٰذِبُوْنَ ۚ ﴿١﴾ اِتَّخَذُوْٓا أَيْمَانَهُمْ جُنَّةً
فَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ ۗ إِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٢﴾ ذٰلِكَ بِأَنَّهُمْ اٰمَنُوْا ثُمَّ
كَفَرُوْا فَطُبِعَ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَفْقَهُوْنَ ﴿٣﴾ وَإِذَا رَأَيْتَهُمْ تُعْجِبُكَ
أَجْسَامُهُمْ ۗ وَإِنْ يَّقُوْلُوْا تَسْمَعْ لِقَوْلِهِمْ ۗ كَأَنَّهُمْ خُشُبٌ مُّسَنَّدَةٌ ۗ يَحْسَبُوْنَ كُلَّ
صَيْحَةٍ عَلَيْهِمْ ۗ هُمُ الْعَدُوُّ فَاحْذَرْهُمْ ۗ قٰتَلَهُمُ اللّٰهُ ۡ أَنّٰى يُؤْفَكُوْنَ ﴿٤﴾ وَإِذَا
قِيْلَ لَهُمْ تَعَالَوْا يَسْتَغْفِرْ لَكُمْ رَسُوْلُ اللّٰهِ لَوَّوْا رُءُوْسَهُمْ وَرَأَيْتَهُمْ يَصُدُّوْنَ
وَهُمْ مُّسْتَكْبِرُوْنَ ﴿٥﴾ سَوَآءٌ عَلَيْهِمْ أَسْتَغْفَرْتَ لَهُمْ أَمْ لَمْ تَسْتَغْفِرْ لَهُمْ ۗ لَنْ
يَّغْفِرَ اللّٰهُ لَهُمْ ۗ إِنَّ اللّٰهَ لَا يَهْدِي الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿٦﴾ هُمُ الَّذِيْنَ يَقُوْلُوْنَ لَا
تُنْفِقُوْا عَلٰى مَنْ عِنْدَ رَسُوْلِ اللّٰهِ حَتّٰى يَنْفَضُّوْا ۗ وَلِلّٰهِ خَزَآئِنُ السَّمٰوٰتِ وَالْأَرْضِ
وَلٰكِنَّ الْمُنٰفِقِيْنَ لَا يَفْقَهُوْنَ ﴿٧﴾ يَقُوْلُوْنَ لَئِنْ رَّجَعْنَآ إِلَى الْمَدِيْنَةِ لَيُخْرِجَنَّ الْأَعَزُّ
مِنْهَا الْأَذَلَّ ۗ وَلِلّٰهِ الْعِزَّةُ وَلِرَسُوْلِهٖ وَلِلْمُؤْمِنِيْنَ وَلٰكِنَّ الْمُنٰفِقِيْنَ لَا يَعْلَمُوْنَ ﴿٨﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*જ્યારે તમારી પાસે મુનાફિક આવે, કહે, અમે તો માનીએ છીએ કે તમે અલ્લાહના રસૂલ છો અને અલ્લાહ જાણે છે કે તમે તેના રસૂલ છો અને અલ્લાહ ગવાહી આપે છે કે આ મુનાફિક જૂઠા છે. (૧) તેમણે પોતાની કસમોને ઢાલ બનાવી રાખી છે, પછી અલ્લાહના માર્ગથી રોકે છે, નિઃશંક ! આ લોકો ઘણા અધમ કૃત્યો કરી રહ્યા છે. (૨) આ એટલા માટે કે તેઓ ઈમાન લાવ્યા, પછી ઈન્કારી થયા, પછી તેમના દિલો ઉપર સીલ વાગી ગયું, બસ હવે તેઓ કંઈ જ સમજતા નથી. (૩) અને જ્યારે તમે તેમને જુઓ તો તમને તેમની કદકાઠી સારી લાગે અને જો વાત કહે તો તેમની વાતો સાંભળવા લાગો, કેવા છે જેમકે ભીંતે લગાવેલું લાકડું, તેઓ દરેક શોર પુકારને (કાયરતાના કારણે) પોતાના ઉપર (આવી પડેલ બલા) સમજે છે, તેઓ જ દુશ્મન છે, તેમનાથી બચતા રહો, અલ્લાહ તેમનો સત્યાનાશ કરે ! ક્યાં ઊંધા જઈ રહ્યા છે !? (૪) અને જ્યારે તેમને કહેવામાં આવે, આવો ! તમને અલ્લાહના રસૂલ મા'ફ કરાવી આપે તો પોતાના માથાં હલાવે છે અને તમે જુઓ કે તેઓ રોકે છે અને અભિમાન કરે છે. (૫) સરખું છે તેમના ઉપર તમે તેમની મા'ફી ઈચ્છો અથવા મા'ફી ન ઈચ્છો, અલ્લાહ તેમને કદાપિ મા'ફ કરશે નહીં, બેશક ! અલ્લાહ નાફરમાન લોકોને માર્ગ નથી આપતો. (૬) તેઓ જ છે જેઓ કહે છે કે તેમના ઉપર ખર્ચ ન કરો જેઓ રસૂલુલ્લાહ (ﷺ)ની પાસે રહે છે એટલે સુધી કે વિખેરાઈ જાય અને અલ્લાહના ખજાના છે આસમાનોના અને જમીનના અને પરંતુ મુનાફિક સમજતા નથી. (૭) કહે છે, અલબત્ત જો અમે મદીના પાછા ફર્યા તો જેનું જોર છે (જેઓ ઈજ્જતવાળા છે) તે ત્યાંથી કમજોર (ઝિલ્લતવાળા) લોકોને કાઢી મૂકશે અને જોર તો અલ્લાહનું છે અને તેના રસૂલ અને ઈમાનવાળાઓનું અને પરંતુ મુનાફિક જાણતા નથી. (૮)*

**તફસીર :**

જ્યારે તમારી પાસે આ મુનાફિકો આવે છે તો કહે છે કે અમે (દિલથી)

ગવાહી આપીએ છીએ કે તમે બેશક ! અલ્લાહના રસૂલ છો અને એ તો અલ્લાહને ખબર છે કે તમે અલ્લાહના રસૂલ છો (તેમાં તો તેમના નિવેદનનો રદિયો નથી આપી શકાતો) અને (તે છતાં) અલ્લાહ તઆલા ગવાહી આપે છે કે આ મુનાફિકો (આવું કહેવામાં) જૂઠા છે (કે તેઓ એવું કહે છે કે અમે દિલથી ગવાહી આપીએ છીએ પરંતુ તે ગવાહી માત્ર મૌખિક છે, દિલની માન્યતા એવી નથી) તે લોકોએ પોતાની કસમોને (પોતાના જાન અને માલ બચાવવા માટે) ઢાલ બનાવી રાખી છે (કારણ કે કુફ્રની જાહેરાત કરી હોત તો તેમની હાલત પણ બીજા કાફિરો જેવી થઈ ગઈ હોત કે તેમની સાથે જિહાદ કરવામાં આવ્યો હોત કે તેઓ માર્યા ગયા હોત કે બરબાદ થઈ ગયા હોત) પછી (આ નિશ્ચિત ખરાબીની સાથે સાથે તેમની દુષ્ટતા એવી પણ છે કે) આ લોકો (બીજા લોકોને પણ) અલ્લાહના માર્ગથી અટકાવે છે, બેશક ! તેમની આ પ્રવૃત્તિઓ ઘણી જ ખરાબ છે (અને અમારું) આ (કહેવું કે તેમની પ્રવૃત્તિઓ ઘણી ખરાબ છે) એ કારણે છે કે આ લોકો (પ્રથમ તો જાહેરમાં) ઈમાન લઈ આવ્યા, પછી (પોતાના શયતાનો પાસે જઈને કુફ્રના શબ્દો إِنَّا مَعَكُمْ إِنَّمَا نَحْنُ مُسْتَهْزِءُونَ કહીને) કાફિર થઈ ગયા (મતલબ એ કે તેમના ઉપર બુરા અમલોનો હુકમ કરવો તેમના દોગલાપણાના કારણે છે, કારણ કે તે સૌથી ખરાબ પ્રકારનું કુફ્ર છે) બસ (આ દોગલાપણાના કારણે) તેમના દિલો ઉપર સીલ મારી દેવામાં આવ્યું તો (સાચી વાતને) સમજતા નથી અને (જાહેરમાં આ એવા ભપકાદાર છે કે) તમે તેમને જુઓ (તો જાહેર જાહોજલાલીના કારણે) તેમની કદકાઠી તમને સારી લાગે અને (વાતો કરવામાં એવા પાવરધા છે કે) જો તેઓ વાત કરવા લાગે તો તમે તેમની વાત (ખૂબ લચ્છેદાર હોવાના કારણે) સાંભળી લો (પરંતુ કારણ કે ભીતરમાં રાખ પણ નથી તેથી જાહેર કદકાઠીની સાથે અંદરની વિશેષતાઓથી ખાલી હોવાના કારણે તેમનું દૃષ્ટાંત એવું છે કે) જાણે તે લાકડાં છે જે (દિવાલના) સહારે ટેકવીને (ઊભેલા) છે (કે દેખાવમાં તો લાંબું પહોળું લાગે છે પરંતુ નિર્જીવ માત્ર છે અને સામાન્ય રીતે મોટે ભાગે આવું લાકડું હાલમાં ઉપયોગમાં નથી જે દિવાલના ટેકે ઊભું કરી દેવામાં આવે છે, આમ આ લોકો પણ જાહેર દેખાવમાં તો કામદાર અને ભપકાદાર છે પરંતુ અંદરથી માત્ર બેકાર છે અને કારણ કે તેમનામાં નિખાલસતા અને ઈમાનનો અભાવ છે તેથી દરેક સમયે તેમને એવો ભય રહે છે કે મારી

પરિસ્થિતિની જાણ કોઈ બાબતથી અથવા વહી દ્વારા મુસલમાનોને ન થઈ જાય અને બીજા કાફિરની જેમ અમારા ઉપર પણ જિહાદ વગેરેનો હુકમ લાગુ ન થઈ જાય, આવી શંકાથી તેઓ હંમેશા ભયભીત રહે છે) કે દરેક શોર પુકારને (ભલે તે કોઈપણ કારણે હોય) પોતાના જ ઉપર (પડનારી બલા) વિચાર કરવા લાગે છે (એટલે કે જ્યારે કોઈ કોલાહલ થાય છે ત્યારે તેઓ એવું જ સમજે છે કે ક્યાંક અમારા ઉપર ગાજ ન પડે, વાસ્તવમાં) આ જ લોકો (તમારા પૂરા) દુશ્મન છે, તમે તેમનાથી સાવચેત રહો (એટલે કે તેમની કોઈ વાત ઉપર ભરોસો ન કરજો) અલ્લાહ તેમનું સત્યાનાશ કરે (દીને હક્કથી) ક્યાં અવળા ચાલ્યા જાય છે ? (એટલે કે દરરોજ જ દૂર થતા ચાલ્યા જાય છે) અને (તેમના તકબ્બુર અને શરારતની પરિસ્થિતિ એવી છે કે) જ્યારે તેમને કહેવામાં આવે છે કે (રસૂલુલ્લાહ ﷺની પાસે) આવો, તમારા માટે રસૂલુલ્લાહ મા'ફ કરાવી દે તો તેઓ પોતાનું માથું ફેરવી લે છે અને તમે તેમને જોશો કે તેઓ (આ ભલાઈ અને રસૂલના ઈસ્તેગફારથી) તકબ્બુર કરીને બેરૂખી બતાવે છે (જ્યારે તેમના કુફ્રની આવી હાલત છે તો) તેમના હકમાં બંને વાતો સમાન છે ભલે તમે તેમના માટે મા'ફી માંગો અથવા મા'ફી ન માંગો, અલ્લાહ તેમને કદાપિ મા'ફ કરશે નહીં (મતલબ એ કે જો તેઓ તમારી પાસે આવે તો પણ અને તમે તેમની જાહેર હાલતના આધારે મા'ફી પણ માંગો તો પણ તેમને કંઈ લાભ થશે નહીં, આ તો ભૂતકાળના આધારે તેમની પરિસ્થિતિ થઈ અને હવે પછી ભવિષ્ય માટે એ છે કે) બેશક ! અલ્લાહ તઆલા આવા નાફરમાન લોકોને હિદાયત(ની તવફીક) નથી આપતો, આ તે છે જેઓ કહે છે કે જે લોકો રસૂલુલ્લાહ (ﷺ)ની પાસે (એકઠા) છે તેમના ઉપર ખર્ચ ન કરો, એટલે સુધી કે તેઓ પોતે જ વિખેરાઈ જશે અને (તેમનું આવું કહેવું માત્ર જહાલત છે કારણ કે) અલ્લાહની જ પાસે બધા આસમાનો અને જમીનના ખજાના છે પરંતુ મુનાફિકો સમજતા નથી અને (કે રોજીનો આધાર ધંધા રોજગારને સમજે છે અને) આ (લોકો) એવું કહે છે કે જો અમે મદીનામાં પાછા ફરીને જઈશું તો ઈજ્જતવાળા ત્યાંથી ઝિલ્લતવાળાઓને બહાર કાઢી મૂકશે (એટલે કે અમે તે મુસાફર પરદેશીઓને બહાર કાઢી મૂકીશું) અને (આ નિવેદનમાં જે પોતાને ઈજ્જતવાળા અને મુસલમાનોને ઝિલ્લતવાળા એટલે કે અપમાનિત કહ્યા છે તે તેમની અજ્ઞાનતા માત્ર છે બલકે) અલ્લાહની જ ઈજ્જત

છે અને તેના રસૂલની (અલ્લાહ સાથે સંબંધ હોવાના કારણે અને) મુસલમાનોની (અલ્લાહ સાથે અને રસૂલ સાથે સંબંધ હોવાના કારણે) પરંતુ મુનાફિક જાણતા નથી (બલકે ફના થનાર કારણોને આધાર સમજે છે).

**મસ્અલા અને બોધપાઠ :**

**સૂરએ મુનાફિકૂન નાઝિલ થવાની વિગતવાર ઘટના :**

આ ઘટના મુહમ્મદ બિન ઈસ્હાકની રિવાયત પ્રમાણે શાબાન ૬ હિજરીમાં અને કતાદહ તથા ઉર્વહની રિવાયત પ્રમાણે શાબાન ૫ હિજરીમાં ગઝ્વએ બની મુસ્તલિકના પ્રસંગે બની છે. (મઝહરી) મુહમ્મદ બિન ઈસ્હાક અને ઘણા ઉલમા મગાઝી અને સીરની રિવાયત પ્રમાણે રસૂલે કરીમ ﷺને એવી ખબર મળી કે બની મુસ્તલિકના સરદાર હારિષ બિન જરાર રસૂલે કરીમ ﷺ વિરુદ્ધ યુદ્ધની તૈયારી કરી રહ્યા છે. આ હારિષ બિન જરાર હઝરત ઝુવૈરિયા (રદિ.) જે પાછળથી મુસલમાન થઈને રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓમાં સામેલ થયા તેમના પિતા છે અને પોતે હારિષ જરાર પણ પાછળથી મુસલમાન થઈ ગયા.

રસૂલે કરીમ ﷺને જ્યારે તેમની યુદ્ધની તૈયારીઓની ખબર મળી તો રસૂલે કરીમ ﷺ મુસલમાનોના એક ગ્રુપ સાથે તેમની મુલાકાત માટે નીકળ્યા અને જિહાદ માટે નીકળનાર મુસલમાનોની સાથે ઘણા બધા મુનાફિકો પણ એવી લાલચે નીકળ્યા કે અમને પણ ગનીમતના માલમાંથી ભાગ મળશે, કારણ કે આ લોકો દિલથી કાફિર અને મુન્કિર હોવા છતાં એવો વિશ્વાસ ધરાવતા હતા કે અલ્લાહ તઆલાની મદદ આપ ﷺની સાથે છે અને તેઓ જ વિજયી થશે.

રસૂલે કરીમ ﷺ જ્યારે બની મુસ્તલકના સ્થળે પહોંચ્યા તો હારિષ બિન જરારના લશ્કર સાથે તે પાણીના ઝરણા અથવા કૂવા ઉપર સામનો થયો જે મુરાઈસીના નામથી પ્રખ્યાત હતો, એટલા માટે આ ગઝ્વહને "ગઝ્વએ મુરાઈસી" પણ કહેવામાં આવે છે. બંને તરફથી યુદ્ધની હરોળ તૈયાર થઈને તીરોથી મુકાબલો થયો જેમાં બની મુસ્તલિકના ઘણા માણસો માર્યા ગયા, બાકી બચેલા નાસવા લાગ્યા. અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને વિજય આપ્યો, તેમનો અમુક ગનીમતનો માલ તથા અમુક પુરુષો તથા સ્ત્રીઓ કેદ થઈને મુસલમાનોના હાથ લાગ્યાં. આ જિહાદનો કિસ્સો તો ખતમ થયો.

**પ્રાદેશિકતા કે વંશવાદના આધાર ઉપર મદદ અને સહાયતા કુફ્ર અને અજ્ઞાનતાનો નારો છે :**

પરંતુ ત્યાર પછી હજુ મુસલમાનોનું લશ્કર આ જ મુરાઈસીના પાણી પાસે એકઠું થયું હતું કે એક અપ્રિય ઘટના બની કે એક મુહાજિર અને એક અન્સારીમાં આ જ પાણી ઉપર પરસ્પર ઝઘડો થઈ ગયો અને પરસ્પર લડાઈ અને મારામારીની નોબત આવી. મુહાજિરોએ પોતાની મદદ માટે મુહાજિરોને પોકાર્યા અને અન્સારીએ અન્સારને, બંનેની મદદ માટે અમુક લોકો પહોંચી ગયા અને એવું લાગતું હતું કે મુસલમાનોમાં પરસ્પર એક ફિત્નો ઊભો થઈ જાય, રસૂલે કરીમ ﷺને તેની જાણ થઈ તો તરત જ તે સ્થળ ઉપર હાજર થયા અને ખૂબ નારાજગીની સાથે કહ્યું, مَا بَالُ دَعْوَى الْجَاهِلِيَّةِ એટલે કે આ અજ્ઞાનતાનો નારો કેવો છે કે વતન અને વંશને આધાર બનાવીને મદદ અને બચાવનો મા'મલો થવા લાગ્યો ? અને કહ્યું, دَعُوهَا فَإِنَّهَا مُنْتِنَةٌ આ નારાને છોડી દો, આ દુર્ગંધયુક્ત નારો છે અને કહ્યું કે દરેક મુસલમાને પોતાના મુસલમાન ભાઈની મદદ કરવી જોઈએ ભલે તે જાલિમ હોય કે મજલૂમ અને મજલૂમની મદદ કરવી તો દેખીતું છે કે તેને જુલમથી બચાવે અને જાલિમની મદદનો અર્થ એ છે કે તેને જુલમ કરતા રોકે, કારણ કે તેની સાચી મદદ એ જ છે. ભાવાર્થ એ હતો કે દરેક બાબતમાં એવું જોવું જોઈએ કે મજલૂમ કોણ છે અને જાલિમ કોણ છે, પછી દરેક મુસલમાન માટે ભલે તે મુહાજિર હોય કે અન્સાર અને કોઈપણ કુટુંબ કે ખાનદાનનો હોય એ ફરજ થઈ જાય છે કે મજલૂમને જુલમથી છોડાવે અને જાલિમનો હાથ રોકે, ભલે તે પોતાનો સગો ભાઈ અથવા બાપ કેમ ન હોય. આ વંશ અને પ્રદેશવાદ અજ્ઞાનતા અને દુર્ગંધયુક્ત નારો છે જેનાથી ગંદકી સિવાય કંઈ જ હાથ નથી લાગતું.

રસૂલે કરીમ ﷺનું આ ફરમાન સાંભળતા જ ઝઘડો સમાપ્ત થઈ ગયો. આ બાબતમાં અતિરેક જહજાહ મુહાજિરીએ કર્યો હતો, તેમના મુકાબલામાં સિનાન ઈબ્ને વબરા અલ જુહાની અન્સારીને ઘા વાગ્યો હતો, હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)ના સમજાવવાથી સિનાન બિન વબરાએ પોતાનો હક મા'ફ કરી દીધો અને ઝઘડનારા જાલિમ અને મજલૂમ ફરી પાછા ભાઈ ભાઈ બની ગયા.

મુનાફિકોનું એક ગ્રુપ જે ગનીમતના માલની લાલચમાં મુસલમાનો સાથે લાગી ગયું હતું તેમનો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય હતો જે દિલમાં રસૂલે કરીમ ﷺ અને મુસલમાનો સાથે દુશ્મની રાખતો હતો પરંતુ દુનિયવી લાભ માટે પોતાને મુસલમાન કહેતો હતો, તેને જ્યારે મુહાજિર અને અન્સારના પરસ્પર ઝઘડાની ખબર મળી તો તેને મુસલમાનોમાં વિખવાદ નાંખવાનો સારો મોકો મળ્યો અને પોતાની મજલિસમાં જેમાં મુનાફિકો પણ એકઠા હતા અને મો'મિનોમાંથી માત્ર ઝૈદ બિન અરકમ (રદિ.) મોજૂદ હતા તેણે અન્સારને મુહાજિરો વિરુદ્ધ ઉશ્કેર્યા અને કહેવા લાગ્યો કે તમે તેમને પોતાના વતનમાં બોલાવીને પોતાના માથાંઓ ઉપર થોપી દીધા, પોતાના માલ અને જાયદાદ તેમની સાથે વહેંચણી કરી, તેઓ તમારી રોટીઓ ઉપર જીવ્યા અને હવે તમારા જ મુકાબલા માટે આવી ગયા છે. જો તમે હજુ પણ પોતાના પરિણામને ન સમજ્યું તો આગળ આ તમારું જીવવું મુશ્કેલ કરી દેશે તેથી તમારે હવે પછી તેમની આર્થિક મદદ ન કરવી જોઈએ જેથી તેઓ પોતે જ આમતેમ વિખરાઈ જશે અને હવે તમે મદીના પહોંચી જાઓ તો તમારામાંથી જે ઇજ્જતવાળા છે તેઓ ઝલીલ લોકોને બહાર કાઢી મૂકશે.

ઈજ્જતવાળાથી તેનો ભાવાર્થ પોતે પોતાનું ગ્રુપ અને અન્સારો હતા અને ઝલીલથી ભાવાર્થ નઊઝુબિલ્લાહ રસૂલે કરીમ ﷺ અને મુહાજિર સહાબા (રદિ.) હતા. હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.)એ તેની આ વાત સાંભળી તો તરત જ બોલી ઉઠ્યા કે અલ્લાહની કસમ તું જ ઝલીલ અને અપમાનિત તથા ધૃણાસ્પદ છે અને રસૂલે કરીમ ﷺ અલ્લાહ તરફથી આપેલી ઈજ્જત અને મુસલમાનોની દિલી મહોબ્બતથી સફળ છે.

અબ્દુલ્લાહ બિન ઉબય કારણ કે પોતાના નિફાક ઉપર પડદો નાંખવા ઈચ્છતો હતો એટલા માટે એ ચોખ્ખા શબ્દોમાં ન બોલ્યો હતો તે સમયે ઝૈદ બિન અરકમ (રદિ.)ના ગુસ્સે થવાથી તેને હોશ આવ્યો કે મારું કુફ્ર જાહેર થઈ જશે તો હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.)ની મા'ફી માંગી કે મેં તો આ વાત હંસી મજાકમાં કહી હતી, મારો મતલબ રસૂલે કરીમ ﷺ વિરુદ્ધ કંઈ જ કરવાનો નથી.

હઝરત ઝૈદ બિન અરકમ (રદિ.) આ મજલિસમાંથી ઉઠીને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને ઇબ્ને ઉબયની આ સમગ્ર ઘટના કહી સંભળાવી.

રસૂલે કરીમ ﷺને આ ખબર ઘણી ભારે લાગી, તેમના ચહેરા ઉપર બદલાવના ભાવ નજરે પડવા લાગ્યા (ઝૈદ બિન અરકમ રદિ. નાની ઉંમરના સહાબી હતા), રસૂલે કરીમ ﷺએ તેમને કહ્યું, હે છોકરા ! તમે જૂઠું તો નથી બોલી રહ્યા ? ઝૈદ બિન અરકમ (રદિ.)એ કસમ ખાઈને કહ્યું કે નહીં ! મેં પોતાના કાનોથી આ વાક્યો સાંભળ્યા છે. રસૂલે કરીમ ﷺએ ફરી કહ્યું કે તમને કોઈ ભ્રમ તો નથી થઈ ગયો ને ? ઝૈદ બિન અરકમ (રદિ.)એ ફરી તે જ જવાબ આપ્યો અને પછી ઈબ્ને ઉબય (રદિ.)ની આ વાત મુસલમાનોના સમગ્ર લશ્કરમાં ફેલાઈ ગઈ અને પરસ્પર આ વાત સિવાય કોઈ બીજી વાત ન રહી. આ બાજુ બધા અન્સારો ઝૈદ બિન અરકમ (રદિ.)ને બુરુભલું કહેવા લાગ્યા કે તમે કોમના સરદાર ઉપર તોહમત લગાવી અને તેમની સાથે સંબંધ કાપ્યો. ઝૈદ ઈબ્ને અરકમ (રદિ.)એ કહ્યું કે અલ્લાહની કસમ સમગ્ર કબીલએ ખજરજમાં મને અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયથી વધારે પ્રિય કોઈ નથી (પરંતુ જ્યારે તેણે રસૂલે કરીમ ﷺ વિરુદ્ધ આવા શબ્દો કહ્યા તો મારાથી બરદાશ્ત ન થયું) અને જો મારા બાપે પણ આવી વાત કહી હોત તો હું તેમને પણ અવશ્ય રસૂલે કરીમ ﷺ સુધી પહોંચાડત.

બીજી બાજુ હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મને પરવાનગી આપો કે હું તે મુનાફિકનું ડોકું ઉડાવી દઉં અને અમુક રિવાયતોમાં છે કે ફારૂકે આ'ઝમ (રદિ.)એ એવી વિનંતી કરી કે તમે ઉબાદ બિન બશરને હુકમ આપો કે તેનું માથું કાપીને આપ ﷺની સામે રજુ કરે.

રસૂલે કરીમ ﷺએ કહ્યું કે હે ઉમર ! એનું શું થશે કે લોકોમાં એવો પ્રચાર થશે કે હું પોતાના સાથીઓને કતલ કરું છું, તેથી રસૂલે કરીમ ﷺએ ઈબ્ને ઉબયને કતલ કરવાથી રોકી લીધા. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની આ વાતચીતની ખબર અબ્દુલ્લાહ બિન ઉબય મુનાફિકના પુત્ર સુધી પહોંચી, તેનું નામ પણ અબ્દુલ્લાહ હતું અને તેઓ પાક્કા મુસલમાન હતા. તેઓ તરત જ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે જો તમારો ઈરાદો મારા પિતાને તેમની આ વાતચીતના પરિણામે કતલ કરવાનો છે તો તમે મને હુકમ કરો હું મારા પિતાનું માથું કાપીને તમારી સેવામાં એથી પહેલાં કે તમે આ મજલિસથી ઉઠો રજુ કરીશ અને વિનંતી કરી કે સમગ્ર કબીલએ ખજરજ એ

વાતનો ગવાહ છે કે તેમનામાં કોઈ પણ મારાથી વધારે મારા પિતાની સેવા અને આજ્ઞાપાલન કરનારો નથી પરંતુ અલ્લાહ અને તેના રસૂલ વિરુદ્ધ તેમની કોઈપણ વસ્તુ બરદાશ્ત નથી થઈ શકતી અને મને ભય છે કે જો તમે કોઈ અન્યને મારા પિતાને કતલ કરવાનો હુકમ આપ્યો અને તેણે કતલ કરી નાંખ્યા તો એવું ન થાય કે જ્યારે હું પોતાના પિતાના કાતિલને ચાલતો ફરતો જોઉં તો મારા ઉપર વંશની ગયરત ગાલિબ આવે અને હું તેને કતલ કરી બેસું જે મારા માટે અઝાબનું કારણ બને. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે ન તો મારો ઈરાદો તેમને કતલ કરવાનો છે અને ન જ મેં કોઈને તેનો હુકમ આપ્યો છે.

આ ઘટના પછી રસૂલે કરીમ ﷺએ પોતાની સામાન્ય ટેવ વિરુદ્ધ કસમયે મુસાફરી કરવાનું જાહેર એ'લાન કર્યું અને પોતે કસ્વા ઊંટણી ઉપર સવાર થઈ ગયા. જ્યારે બધા સહાબએ કિરામ (રદિ.) રવાના થઈ ગયા તો આપ ﷺએ અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયને બોલાવ્યો અને પૂછ્યું કે શું તેં આવું કહ્યું છે ? તેઓ કસમો ખાવા લાગ્યા કે મેં એવું કદાપિ કહ્યું નથી. આ છોકરો (ઝૈદ બિન અરકમ રદિ.) જૂઠો છે. અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયની પોતાની કોમમાં ઈજ્જત હતી, બધાએ એવું ઠરાવ્યું કે કદાચ ઝૈદ બિન અરકમ (રદિ.)ને કોઈ ભ્રમ થઈ ગયો હશે, અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયે એવું નથી કહ્યું.

અંતે રસૂલે કરીમ ﷺએ ઈબ્ને ઉબયની કસમ અને તેના બહાનાને કબૂલ કરી લીધું અને લોકોમાં ઝૈદ ઈબ્ને અરકમ (રદિ.) ઉપર ક્રોધ અને ટીકા વધારે તેજ થઈ ગઈ અને તેઓ આ અપમાનના કારણે લોકોથી છુપાઈને રહેવા લાગ્યા, પછી રસૂલે કરીમ ﷺએ સમગ્ર ઈસ્લામી લશ્કર સાથે આખો દિવસ અને આખી રાત મુસાફરી કરી અને બીજા દિવસે સવારે પણ બરાબર મુસાફરી કરતા રહ્યા, એટલે સુધી કે તડકો ખૂબ તેજ થવા લાગ્યો તે સમયે આપ ﷺએ કાફલાને એક સ્થળે થોભાવ્યો. આખો એક દિવસ અને એક રાત સતત મુસાફરી કરીને થાકેલા સહાબએ કિરામ (રદિ.) જ્યારે તે મંઝિલ ઉપર ઊતર્યા તો બધા જ ઊંઘી ગયા.

રિવાયત કરનાર કહે છે કે રસૂલે કરીમ ﷺની મુસાફરી કરવાની સામાન્ય ટેવ વિરુદ્ધ તાત્કાલિક કસમયે મુસાફરી શરૂ કરવી અને પછી મુસાફરીને આટલી લાંબી કરવામાં મકસદ એ હતો કે ઈબ્ને ઉબયની ઘટનાની ચર્ચા જે બધા

મુસલમાનોમાં ફેલાઈ ગઈ હતી, મુસલમાનોને મુસાફરીની એવી પ્રવૃત્તિમાં લગાવી દેવામાં આવે કે આ ચર્ચા આપોઆપ સમાપ્ત થઈ જાય.

ત્યાર પછી રસૂલે કરીમ ﷺએ મુસાફરી શરૂ કરી તે જ દરમિયાન જ્યાં સુધી ઈબ્ને ઉબય વિશે કુર્આનમાં આયતો નાઝિલ ન થઈ હતી ત્યાં સુધી ઉબાદા બિન સામિત (રદિ.)એ અબ્દુલ્લાહ બિન ઉબયને એ વાતની નસીહત કરી કે તમે પોતે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને પોતાના અપરાધનો સ્વીકાર કરો તો રસૂલે કરીમ ﷺ પોતે તારા માટે ઈસ્તેગફાર કરશે અને તારો છુટકારો થઈ જશે. ઈબ્ને ઉબયે તેમની નસીહત સાંભળીને પોતાનું માથું તે તરફથી ફેરવી લીધું, હઝરત ઉબાદાએ તે જ સમયે કહ્યું કે જરૂર તારા આવા નકારાત્મક વર્તન વિશે કુર્આનમાં નાઝિલ થશે.

આ બાજુ રસૂલે કરીમ ﷺ મુસાફરીમાં હતા અને ઝૈદ બિન અરકમ (રદિ.) વારંવાર આપ ﷺ પાસે આવતા હતા કારણ કે તેમને પોતાની રીતે પાકો વિશ્વાસ હતો કે આ મુનાફિક વ્યક્તિએ મારી સમગ્ર કોમને જૂઠા ઠરાવીને અપમાન કર્યું છે, જરૂર મારા સાચા હોવા અને આ વ્યક્તિના જૂઠા હોવા વિશે કુર્આન નાઝિલ થશે. અચાનક ઝૈદ બિન અરકમ (રદિ.)એ જોયું કે રસૂલે કરીમ ﷺ ઉપર તે પરિસ્થિતિ છવાઈ જે વહી વખતે થતી હતી કે શ્વાસ ચઢવા લાગ્યો અને માથા ઉપર પરસેવો વહેવા લાગ્યો અને રસૂલે કરીમ ﷺની સવારીની ઊંટણી ભારથી દબાવા લાગી તો તેમને આશા થઈ કે હવે કોઈ વહી આ વિશે નાઝિલ થશે ત્યાં સુધી કે રસૂલે કરીમ ﷺની આ પરિસ્થિતિ દૂર થઈ મારી સવારી કારણ કે રસૂલે કરીમ ﷺની પાસે હતી, આપ ﷺએ પોતાની સવારી ઉપર બેઠા બેઠા જ મારો કાન પકડ્યો અને કહ્યું, يَا غُلَامُ صَدَّقَ اللّٰهُ حَدِيْثَكَ وَنَزَلَتْ سُوْرَةُ الْمُنٰفِقِيْنَ فِيْ ابْنِ اُبَيٍّ مِنْ اَوَّلِهَا اِلٰى اٰخِرِهَا હે છોકરા ! અલ્લાહે તારી વાતની ખરાઈ કરી દીધી અને સમગ્ર સૂરએ મુનાફિકૂન આ જ ઈબ્ને ઉબયની ઘટના વિશે નાઝિલ થઈ.

આ રિવાયતથી જાણ થઈ કે સૂરએ મુનાફિકૂન મુસાફરી દરમિયાન જ નાઝિલ થઈ ગઈ હતી પરંતુ બગવીની રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺ મદીના તય્યિબહ પહોંચી ગયા અને ઝૈદ બિન અરકમ (રદિ.) અપમાનના ડરે ઘરમાં જ બેસી રહ્યા તે સમયે આ સૂરત નાઝિલ થઈ. વલ્લાહુ અઅ્લમુ.

એક રિવાયતમાં છે કે જ્યારે રસૂલે કરીમ ﷺ મદીના તય્યિબહની નજીક વાદીએ અકીકમાં પહોંચ્યા તો અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયના મો'મિન પુત્ર આગળ વધ્યા અને બધી જ સવારીઓમાં શોધખોળ કરતા કરતા પોતાના પિતા અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયની સવારી પાસે પહોંચીને પિતાની ઊંટણીને બેસાડી દીધી અને તેના ઘૂંટણ ઉપર પગ મૂકીને પિતાને સંબોધન કર્યું કે અલ્લાહની કસમ ! તમે મદીનામાં પ્રવેશ નહીં કરી શકશો જ્યાં સુધી કે રસૂલે કરીમ ﷺ તમને દાખલ થવાની પરવાનગી ન આપે અને જ્યાં સુધી તમે એ વાત સ્પષ્ટ ન કરો કે તમે જે વાત કહી છે કે ઈજ્જતવાળા ઝિલ્લતવાળાઓને કાઢી મૂકશે તેમાં ઈજ્જતવાળા કોણ છે ? રસૂલે કરીમ ﷺ અથવા તમે ? અબ્દુલ્લાહ પોતાના બાપ ઈબ્ને ઉબયનો માર્ગ રોકીને ઊભા હતા અને પાસેથી પસાર થનાર લોકો અબ્દુલ્લાહની ટીકા કરી રહ્યા હતા કે પિતા સાથે આવું વર્તન કરે છે ? અંતે જ્યારે રસૂલે કરીમ ﷺની સવારી તેમની પાસે આવી તો ઘટના વિશે પૂછ્યું તો લોકોએ કહ્યું કે અબ્દુલ્લાહ મો'મિને પોતાના પિતાનો માર્ગ એટલા માટે રોક્યો છે કે જ્યાં સુધી રસૂલે કરીમ ﷺ તેને મદીનામાં દાખલ થવાની પરવાનગી આપશે નહીં ત્યાં સુધી તે મદીનામાં દાખલ થઈ શકશે નહીં અને રસૂલે કરીમ ﷺએ જોયું કે ઈબ્ને ઉબય મુનાફિક પોતાના દિકરાથી મજબૂર થઈને એવું કહી રહ્યો હતો કે હું તો બાળકો અને સ્ત્રીઓથી પણ વધારે ઝલીલ છું, રસૂલે કરીમ ﷺએ આ સાંભળીને તેમના પૂત્રને કહ્યું કે તેમનો માર્ગ છોડી દો, મદીનામાં જવા દો, ત્યારે પૂત્રે તેમનો માર્ગ છોડ્યો.

સૂરએ મુનાફિકૂનના નાઝિલ થવાનો કિસ્સો તો આટલો જ હતો જે ઉપર લખવામાં આવ્યો. કિસ્સાની શરૂઆતમાં એ પણ ટૂંકમાં વર્ણન થયું કે ગઝ્વએ બનુ મુસ્તલીકના અસલ જવાબદાર ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઝુવૈરિયા (રદિ.)ના પિતા હારિષ બિન જરાર હતા, પાછળથી હઝરત ઝુવૈરિયા (રદિ.)ને અલ્લાહ તઆલાએ ઈસ્લામથી માલામાલ કર્યા અને સાથે સાથે ઉમ્મહાતુલ મુઅ્મિનીન (ઉમ્મતની માતાઓ)માં સામેલ થવાની ઈજ્જત બખ્શી અને તેમના પિતા પણ મુસલમાન થઈ ગયા.

આ ઘટના મુસ્નદે અહમદ, અબૂ દાવુદ વગેરેમાં એ નકલ થઈ છે કે જ્યારે બનુ મુસ્તલીકની હાર થઈ તો ગનીમતના માલની સાથે તેમના અમુક

કેદીઓ પણ હાથ લાગ્યા. ઈસ્લામી કાયદા પ્રમાણે બધા કેદીઓ અને ગનીમતનો માલ મુસલમાનોમાં વહેંચી દેવામાં આવ્યો. કેદીઓમાં હારિષ બિન જરારની પુત્રી ઝુવૈરિયા પણ હતા. તેઓ હઝરત સાબીત ઈબ્ને કેસ બિન શમ્માસના હિસ્સામાં આવ્યા. એમણે ઝુવૈરિયાને શરતી આઝાદી કરાર કરી આઝાદ કરવાનો ઈરાદો જાહેર કર્યો, જેનું સ્વરૂપ એવું હોય છે કે ગુલામ અથવા કનીઝ ઉપર અમુક રકમ નક્કી કરી દેવામાં આવે અને તેને મહેનત મજૂરી અથવા વેપારની મંજૂરી આપવામાં આવે, તે નક્કી રકમ કમાઈને માલિકને આપી દે તો તે આઝાદ થઈ જાય.

ઝુવૈરિયા (રદિ.) ઉપર જે રકમ નક્કી કરવામાં આવી હતી તે મોટી રકમ હતી જેને આપવી તેમના માટે સરળ ન હતું. તેઓ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને દરખાસ્ત કરી કે હું મુસલમાન થઈ ચૂકી છું, હું ગવાહી આપું છું કે અલ્લાહ એક છે અને તેની સાથે કોઈ ભાગીદાર નથી અને તમે અલ્લાહ તઆલાના રસૂલ છો. પછી પોતાની ઘટના સંભળાવી કે સાબીત બિન કેસના હિસ્સામાં હું આવી છું, તેમણે મને મકાતબ (શરતી આઝાદી કરાર) લખી આપ્યો છે પરંતુ આ શરતી કરારની કિંમત મારા સામર્થ્યમાં નથી, તમે તેમાં મારી કંઈક મદદ કરો.

રસૂલે કરીમ ﷺએ તેમની દરખાસ્ત કબૂલ કરી લીધી અને સાથે જ તેમને આઝાદ કરીને પોતાના પત્ની તરીકે રાખવાનો ઈરાદો જાહેર કર્યો. ઝુવૈરિયા (રદિ.) માટે આ ઘણી મોટી નેઅ્મત હતી, તે કેમ તેને કબૂલ ન કરે. તેમણે તેને ખુશીથી સ્વીકારી લીધું અને તેઓ ઉમ્મતની માતાઓમાં સામેલ થઈ ગયા. ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઝુવૈરિયા (રદિ.)નું નિવેદન છે કે ગઝ્વએ બની મુસ્તલીકમાં રસૂલે કરીમ ﷺના આવવાથી ત્રણ દિવસ પહેલાં મેં એક સ્વપ્ન જોયું હતું કે યશરબ બાજુથી એક ચાંદ ચાલીને મારા ખોળામાં આવી પડ્યો, તે સમયે તો મેં આ સ્વપ્નનું કોઈને વર્ણન કર્યું ન હતું પરંતુ હવે તેની તા'બીર આંખોથી જોઈ લીધી.

તેઓ કોમના સરદારના દિકરી હતા, તેમનાં ઉમ્મતની માતાઓમાં સામેલ થવાથી સમગ્ર કબીલા ઉપર પણ તેનો સારો પ્રભાવ પડ્યો અને તેનો એક લાભ તે તમામ સ્ત્રીઓને પહોંચ્યો જે તેમની સાથે કેદ પકડાયા હતા અને તેમના સગાં

વહાલાં હતા, કારણ કે તેમનું ઉમ્મુલ મુઅ્મિનીન થઈ જવું જાણ્યા પછી જે જે પણ મુસલમાનની પાસે તેમની કોઈ સગાં સંબંધી કનીઝ હતી સૌએ તેમને આઝાદ કરી દીધા કે તેમની પ્રિય કોઈ સ્ત્રીને કનીઝ બનાવીને પોતાની પાસે રાખવું અદબ અને સભ્યતા વિરુદ્ધ લેખાશે. આ રીતે સો કનીઝો તેમની સાથે આઝાદ થઈ ગઈ અને પછી તેમના પિતા પણ રસૂલે કરીમ ﷺનો એક મોઅ્જિઝો જોઈને મુસલમાન થઈ ગયા.

**પ્રસ્તુત ઘટનામાં મહત્ત્વનું માર્ગદર્શન અને લાભાલાભ :**

સૂરએ મુનાફિકૂનના નાઝિલ થવાની ઘટના તેની તફસીર સમજવામાં તો મદદરૂપ છે જ તેના સંદર્ભમાં ઘણા મહત્ત્વના માર્ગદર્શન, મસ્અલાઓ, નૈતિકતા, રાજકરણ અને સામાજિક નિયમો વિશે ઘણું બધું આવ્યું છે તેથી મુજ નાચીઝે આ ઘટનાની સમગ્ર વિગત અહીંયાં વર્ણન કરી છે તે માર્ગદર્શન આ પ્રમાણે છે.

**ઇસ્લામી રાજકરણનો પાયો માત્ર ઇસ્લામી બિરાદરી ઉપર કાયમ કરવાનો છે જેમાં રંગ, વંશ, ભાષા કે પ્રદેશ વગેરે બધી જ વિશેષ ઓળખ બિલકુલ સમાપ્ત કરી દેવામાં આવે :**

ગઝ્વએ બની મુસ્તલિકમાં ઘટનારી એક અન્સારી અને એક મુહાજિરના ઝઘડાની ઘટના અને બંને બાજુથી અન્સાર અને મુહાજિરોને પોતાના માણસોને પોતપોતાની મદદ માટે પોકારવું તે એક અજ્ઞાનતાની મૂર્તિ હતી જેને રસૂલે કરીમ ﷺએ તોડી નાંખી હતી અને કોઈપણ મુસલમાન જ્યાંનો પણ નિવાસી હોય, કોઈપણ રંગનો, ભાષાનો કે કોઈપણ વંશ કે કોમનો હોય બધાને પરસ્પર ભાઈ ભાઈ બનાવી દીધા. અન્સાર અને મુહાજિરોમાં કાયદેસર ફરી ભાઈચારો કરાવીને તેમની આગવી ઈસ્લામિક બિરાદરી બનાવી દીધી હતી પરંતુ શયતાનની એ જૂની જાળ છે કે જેમાં લોકો ફસાઈને પરસ્પરના ઝઘડા સમયે કોમ અને વતન, ભાષા અને રંગ વગેરેને મદદ અને સહાયતાનો આધાર બનાવી દે છે જેનું આવશ્યક પરિણામ એ હોય છે કે મદદ કે સહાયતાનું ઈસ્લામી માપદંડ સચ્ચાઈ અને ન્યાય સૌના દિમાગોમાંથી અદષ્ય થઈ જાય છે, માત્ર બિરાદરી અને કોમના આધાર ઉપર એકબીજાની મદદ કરવાના નિયમો બની જાય એ જ રીતે તે શયતાન મુસલમાનોને પરસ્પર ભિડાવી દે છે. આ ઘટનામાં પણ કંઈક એવું જ સ્વરૂપ

બની રહ્યું હતું પરંતુ રસૂલે કરીમ ﷺએ તાત્કાલિક સ્થળ ઉપર પહોંચીને આ ફિત્નાને સમાપ્ત કરી દીધો અને સાબિત કરી દીધું કે આ નારો અજ્ઞાનતા અને કુફ્રની દુર્ગંધવાળો છે, તેનાથી બચો અને પછી સૌને મદદ અને સહકારના કુર્આની સિદ્ધાંતો ઉપર કાયમ કરી દીધા જેમાં ઈરશાદ છે وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ એટલે કે મુસલમાનો માટે કોઈની મદદ કરવાનું અને મદદ લેવાનું માપદંડ એ હોવું જોઈએ કે જે વ્યક્તિ ન્યાય, ઈન્સાફ અને નેકી ઉપર છે તેની મદદ કરો ભલે તે વંશ અને કુટુંબ, ભાષા અને વતનમાં તમારાથી ભિન્ન હોય અને જે વ્યક્તિ કોઈ ગુનાહ અને જુલમ ઉપર છે તેની કદાપિ મદદ ન કરો ભલે તે તમારો બાપ અથવા ભાઈ જ કેમ ન હોય. આ જ તે યોગ્ય અને ન્યાયોચિત્ આધાર છે જેને ઈસ્લામે કાયમ કર્યો અને રસૂલે કરીમ ﷺએ દરેક કદમ ઉપર તેની પોતે કાળજી રાખી અને સૌને તેના તા'બે રહેવાની તાકીદ કરી અને પોતાના અંતિમ ખુત્બા હજ્જતુલ વદાઅમાં એ'લાન કર્યું કે અજ્ઞાનતાના બધા રિવાજો મારા પગો નીચે કચડી નાંખવામાં આવ્યા છે, હવે અરબી, અજમી (બિનઅરબ), કાળા, ગોરા, દેશ, પ્રદેશ વગેરે વિશેષતાઓની મૂર્તિઓ તૂટી ચૂકી છે, પરસ્પર સહકાર અને મદદનો ઈસ્લામી આધાર માત્ર સચ્ચાઈ અને ન્યાય છે, સૌએ તેના તા'બે ચાલવાનું છે.

આ ઘટનાએ આપણને એ બોધપાઠ આપ્યો છે કે ઈસ્લામના દુશ્મન આજથી નહીં બલકે હંમેશાથી મુસલમાનોનો સમૂહ વિખેરવા માટે આ જ વંશ અને વતન તથા કોમી ઓળખનું હથિયાર ઉપયોગ કરે છે અને જ્યારે જે સમયે પણ મોકો મળી જાય છે તેઓ એનાથી કામ લઈને મુસલમાનોમાં ફૂટ નાંખે છે.

અફસોસ છે કે લાંબા સમયથી ફરી મુસલમાનો પોતાનો આ બોધપાઠ ભૂલી ગયા અને પારકાઓએ મુસલમાનોની ઈસ્લામી એકતાને ટૂકડા કરવા તે જ શયતાની જાળ ફેલાવી દીધું અને દીન તથા દીનના નિયમોથી નિષ્કાળજીની બીનાએ સામાન્ય દુનિયાના મુસલમાન આ જાળમાં ફસાઈને પરસ્પર ગૃહયુદ્ધના શિકાર બની ગયા તથા કુફ્ર અને ઈલ્હાદના મુકાબલા માટે તેમની મજબૂત એકતા તૂટીફૂટી ગઈ, માત્ર અરબી કે બિનઅરબી જ નહીં અરબોમાં પણ મિસ્રી, શામી, હિજાઝી, યમની એકબીજા સાથે એકઠા ન રહ્યા. ભારત અને પાકિસ્તાનમાં પંજાબી, બંગાળી, સિંધી, હિન્દી, પઠાણ અને બલુચી પરસ્પર મતભેદોના શિકાર

થઈ ગયા. ઈસ્લામના દુશ્મનો આપણા આ મતભેદો સાથે રમી રહ્યા છે તેના પરિણામે તેઓ દરેક મેદાનમાં આપણા ઉપર વર્ચસ્વ સ્થાપિત કરતા જાય છે અને આપણે દરેક જગ્યાએ હાર ખાઈને માનસિક ગુલામીમાં સપડાઈને તેમનું જ શરણ લેવા મજબૂર થતા નજરે પડીએ છીએ. કાશ ! આજે પણ મુસલમાનો પોતાના કુર્આની નિયમો અને રસૂલે કરીમ ﷺના સૂચનો ઉપર વિચાર કરે, ગેરોના સહારે જીવવાના બદલે પોતે ઈસ્લામી બિરાદરીને મજબૂત બનાવે, રંગ અને વંશ, ભાષા અને વતનની મૂર્તિઓને ફરી એક વખતે તોડી નાંખે તો આજે પણ અલ્લાહ તઆલાની મદદ અને સહાયતાનો સાક્ષાત્કાર ખુલ્લી આંખોએ જોઈ લેશે.

**સહાબએ કિરામ (રદિ.)નું ઇસ્લામી નિયમો ઉપર અડગ રહેવું અને તેમનું ઉચ્ચ સ્થાન :**

આ ઘટનાએ એ પણ બતાવી દીધું કે જો કે થોડા સમય માટે શયતાને અમુક લોકોને અજ્ઞાનતાના નારામાં સંડોવી દીધા હતા પરંતુ વાસ્તવમાં સૌના દિલોમાં ઈમાન વસી ચૂક્યું હતું. થોડી ચેતવણી ઉપર બધાએ આ વિચારથી તવબહ કરી લીધી અને તેમના દિલો ઉપર અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺની મહોબ્બત અને સન્માનનું એવું વર્ચસ્વ હતું જેમાં કોઈ સગાઈ સંબંધો, બિરાદરી કે કોમ અવરોધ સ્વરૂપ ન હતી, તેની ગવાહી પોતે આ ઘટનામાં પ્રથમ ઝૈદ બિન અરકમ (રદિ.)ના વર્ણનથી સ્પષ્ટ થઈ કે તેઓ પોતે પણ કબીલએ ખજરજના વ્યક્તિ હતા અને ઇબ્ને ઉબય તે કબીલાનો સરદાર હતો અને ઝૈદ બિન અરકમ પણ તેમની ઈજ્જત અને સન્માન કરતા હતા પરંતુ જે સમયે તેમની જીભ ઉપર મુહાજિર મો'મિનો અને પોતે રસૂલે કરીમ ﷺના વિરુદ્ધ શબ્દો સાંભળ્યા તો વેઠી શક્યા નહીં, તે જ મજલિસમાં ઇબ્ને ઉબયને સણસણતો જવાબ આપી દીધો. પછી રસૂલે કરીમ ﷺ સામે ફરિયાદ રજુ કરી દીધી પરંતુ આજકાલની કુટુંબપરસ્તી હોત તો પોતાના કુટુંબના સરદારની આ વાત તે ક્યારેય રસૂલે કરીમ ﷺ સુધી પહોંચાડત નહીં.

આ ઘટનામાં પોતે ઇબ્ને ઉબયના પુત્ર અબ્દુલ્લાહની ઘટનાએ તેને કેવી રીતે સ્પષ્ટ કરી દીધું કે તેમની મહોબ્બત અને સન્માનનો અસલ સંબંધ ફક્ત

અલ્લાહ તઆલા અને તેના રસૂલથી હતો. જ્યારે પોતાના પિતાએ તેમના વિરુદ્ધ વાત કરી હોવાનું સાંભળ્યું તો રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને પોતે તેમના પિતાનું માથું કાપવાની દરખાસ્ત કરી અને પરવાનગી માંગી. રસૂલે કરીમ ﷺએ તેમને અટકાવી દીધા તો મદીનાની પાસે પહોંચીને પિતાની સવારીને બેસાડી દીધી અને મદીના જવાનો રસ્તો રોકીને પિતાને મજબૂર કર્યા કે તે એવો એકરાર કરે કે ઈજ્જતદાર માત્ર રસૂલે કરીમ ﷺ છે અને તે પોતે ઝલીલ અને અપમાનિત છે. પછી આપ ﷺની પરવાનગી મળ્યા પછી જ પિતાનો રસ્તો છોડયો જેને જોઈને જીભ ઉપર આપોઆપ આ શે'ર આવે છે,

تو نخلِ خوش ثمر کیستی کہ سرو و سمن    ہمہ ز خویش بریدند و با تو پیوستند

તદુપરાંત બદ્ર અને ઉહદની લડાઈઓએ તો તલવાર દ્વારા આ કોમપરસ્તી અને વતનપરસ્તીની મૂર્તિના ટૂકડે ટૂકડા કરી નાંખ્યા છે જેણે સાબિત કરી દીધું કે મુસલમાન કોઈપણ કોમ, વતન, રંગ, નસલ કે ભાષાનો હોય તે બધા પરસ્પર ભાઈ ભાઈ છે અને જે અલ્લાહ અને રસૂલને ન માને તે ભલે સગો ભાઈ અને બાપ જ કેમ ન હોય તે દુશ્મન છે.

ہزار خویش کہ بیگانہ از خدا باشد    فدائے یک تنِ بیگانہ کآشنا باشد

**મુસલમાનોની જાહેર સુધારણાની અને તેમને ગેરસમજથી બચાવવાની કાળજી રાખવી :**

આ ઘટનાએ આપણને એક બોધપાઠ એ આપ્યો છે કે જે કામ વાસ્તવમાં જાઈઝ અને ઠીક હોય પરંતુ તેના કરવાથી કોઈને એવો ભય થાય કે કોઈ મુસલમાનને કોઈ ગેરસમજ પેદા થઈ જશે અથવા દુશ્મનોને ગેરસમજ ફેલાવવાનો મોકો મળશે તો તે કામ ન કરવામાં આવે, જેમકે રસૂલે કરીમ ﷺએ મુનાફિકોના સરદાર ઈબ્ને ઉબયનું નિફાક ખુલી ગયા પછી પણ ફારૂકે આ'ઝમ (રદિ.)નો એ મશ્વરો સ્વીકાર્યો નહીં કે તેને કતલ કરવામાં આવે, કારણ કે તેમાં ભય એવો હતો કે દુશ્મનોને સામાન્ય લોકોમાં એવી ગેરસમજ ફેલાવવાનો મોકો મળી જશે કે રસૂલે કરીમ ﷺ પોતાના સહાબાને પણ કતલ કરી નાંખે છે.

પરંતુ બીજી રિવાયતોથી એ સાબિત છે કે ગેરસમજના ભયથી એવા

કામોને છોડી દઈ શકાય છે જે શરીઅતના હેતુઓમાંથી ન હોય, ભલે મુસ્તહબ અને તેનું કરવું સવાબ હોય. કોઈ શરઈ હેતુને એવા ભયથી છોડવામાં નથી આવી શકતો બલકે ભયને ખાળવાની ચિંતા કરવામાં આવશે અને તે કામને કરવામાં આવશે.

સૂરતનો તરજુમો અને તફસીરનો ખુલાસો ઉપર લખવામાં આવી ચૂક્યો છે, હવે તેના ખાસ ખાસ વાકયોની વધારે વિગત જોઈ લઈએ.

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا يَسْتَغْفِرْ لَكُمْ رَسُوْلُ اللّٰهِ... અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિકોનો સરદાર જેના સંદર્ભમાં આ સૂરત નાઝિલ થઈ છે જેમાં તેની કસમોનું જૂઠું હોવું સ્પષ્ટ કરવામાં આવ્યું તો લોકોએ તેને ભલાઈ ઈચ્છવા સ્વરૂપે એવું કહ્યું કે તને ખબર છે કે તારા વિશે કુર્આનમાં શું નાઝિલ થયું છે ? હજુ પણ સમય નથી ગયો, રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈ જા (અને પોતાનો ગુનોહ કબૂલી લે) તો રસૂલે કરીમ ﷺ તારા માટે ઈસ્તેગફાર કરશે. તેણે જવાબમાં કહ્યું કે તમે લોકોએ મને કહ્યું કે ઈમાન લઈ આવો, મેં ઈમાન અપનાવી લીધું. પછી તમે મને પોતાના માલમાંથી ઝકાત દેવાનું કહ્યું, હું દેવા લાગ્યો. હવે એના સિવાય શું રહી ગયું કે હું મુહમ્મદને સિજ્દહ કર્યા કરું. તેના ઉપર પ્રસ્તુત આયત નાઝિલ થઈ જેમાં સ્પષ્ટ કરવામાં આવ્યું કે જ્યારે તેના દિલમાં ઈમાન જ નથી તો તેના માટે કોઈનો ઈસ્તેગફાર લાભદાયક નથી હોઈ શકતો.

هُمُ الَّذِيْنَ يَقُوْلُوْنَ لَا تُنْفِقُوْا عَلٰى مَنْ عِنْدَ رَسُوْلِ اللّٰهِ حَتّٰى يَنْفَضُّوْا આ તે જ નિવેદન છે જે جَهْجَاه મુહાજિર અને سنان અન્સારના ઝઘડા વખતે કહ્યું હતું જેનો જવાબ અલ્લાહ તઆલાએ એ આપ્યો હતો કે આ બેવકૂફ એવું સમજી રહ્યો છે કે મુહાજિરો અમારી સહાયતાના મોહતાજ છે, અમે જ તેમને આપીએ છીએ, જ્યારે કે સમગ્ર આસમાન અને જમીનના ખજાના તો અલ્લાહના હાથમાં છે. તે ઈચ્છે તો મુહાજિરોને તમારી સહાયતા વિના જ સર્વ કાંઈ આપી શકે છે, તેનું આવું સમજવું બુદ્ધિહિનતા અને બેવકૂફીની દલીલ છે. તેથી કુર્આને કરીમે આ સ્થળે لَا يَفْقَهُوْنَ શબ્દ અપનાવીને બતાવી દીધું કે આવો વિચાર કરનારો મૂર્ખ અને નાસમજ છે.

يَقُوْلُوْنَ لَئِنْ رَّجَعْنَا اِلَى الْمَدِيْنَةِ لَيُخْرِجَنَّ الْاَعَزُّ مِنْهَا الْاَذَلَّ આ પણ તે જ

મુનાફિક અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયનું નિવેદન છે, તેમાં જો કે શબ્દો સ્પષ્ટ નથી કક્ષા પરંતુ અર્થ સ્પષ્ટ હતો કે તેણે પોતાને અને મદીનાના અન્સારને ઈજ્જતવાળા અને તેમના મુકાબલામાં રસૂલે કરીમ ﷺ અને મુહાજિરીન સહાબા (રદિ.)ને નઊઝુબિલ્લાહ ઝલીલ ઠરાવી દીધા અને મદીનાના અન્સારને આ બાબતે ઉશ્કેરવા ઈચ્છ્યું કે તેઓ કમજોર અને ઝલીલ લોકોને મદીનાથી બહાર કાઢી મૂકે. અલ્લાહ તઆલાએ તેના જવાબમાં તેની વાતને તેના જ ઉપર ઉલાટાવી દીધી કે જો ઈજ્જતવાળાઓએ ઝિલ્લતવાળાઓને કાઢી મૂક્યા તો તેનું નુકસાન તમારે જ ભોગવવું પડશે, કારણ કે ઈજ્જત તો અલ્લાહ અને અલ્લાહના રસૂલ તથા મો'મિનોનો હક છે પરંતુ તમે પોતાની અજ્ઞાનતાના કારણે તેનાથી બેખબર છો. અહીંયાં કુર્આને કરીમે لَا يَعْلَمُوْنَ (લા યઅ્લમૂન)નો શબ્દ અપનાવ્યો અને તેનાથી પહેલાં لَا يَفْقَهُوْنَ (લા યફ્કહૂન) કહ્યું હતું. આ ફરકનું કારણ એ છે કે કોઈ માનવી પોતાને બીજા માનવીનો રોજી આપનાર સમજી બેસે તો તે તદ્દન બુદ્ધિ વિરુદ્ધ વાત છે. તેનું આવું સમજવું બેવકૂફી અને મૂર્ખતાની નિશાની છે તથા ઈજ્જત અને ઝિલ્લત ક્યારેક કોઈને તો ક્યારેક બીજાને દુનિયામાં મળતું રહે છે, તેથી તેમાં ભ્રમમાં રહેવું તે આ ઘટનાથી અજ્ઞાનતા અને નાવાકેફીની દલીલ છે તેથી અહીંયાં لَا يَعْلَمُوْنَ (લા યઅ્લમૂન) કહ્યું.

---

## આયતો : (સૂરએ મુનાફિકૂન : આયત નં. ૯-૧૦-૧૧)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُلْهِكُمْ اَمْوَالُكُمْ وَلَآ اَوْلَادُكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ ۚ وَمَنْ يَّفْعَلْ
ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ۝٩ وَاَنْفِقُوْا مِنْ مَّا رَزَقْنٰكُمْ مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَ اَحَدَكُمُ
الْمَوْتُ فَيَقُوْلَ رَبِّ لَوْلَآ اَخَّرْتَنِيْٓ اِلٰٓى اَجَلٍ قَرِيْبٍ ۙ فَاَصَّدَّقَ وَاَكُنْ مِّنَ
الصّٰلِحِيْنَ ۝١٠ وَلَنْ يُّؤَخِّرَ اللّٰهُ نَفْسًا اِذَا جَآءَ اَجَلُهَا ۭ وَاللّٰهُ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ۝١١ ع

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! બેદરકાર ન બનાવી દે તમને તમારો માલ અને તમારી અવલાદ અલ્લાહની યાદથી અને જે કોઈ એવું કામ કરે તો તે જ લોકો*

*નુકસાનમાં છે. (૯) અને અમારું આપેલું ખર્ચ કરો એ પહેલાં કે તમારામાં કોઈને મોત આવી પહોંચે ત્યારે કહે, હે પરવરદિગાર ! તેં થોડી મુદ્દતની ઢીલ કેમ ન આપી કે હું ખયરાત કરી લેત અને નેક લોકોમાં થઈ જાત. (૧૦) અને કદાપિ અલ્લાહ કોઈ વ્યક્તિને ઢીલ આપશે નહીં જ્યારે તેનો વાયદો આવી પહોંચે અને અલ્લાહને બધી જ ખબર છે જે કંઈ તમે કરો છો. (૧૧)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! તમને તમારો માલ અને અવલાદ (તેનો ભાવાર્થ દુનિયાની બધી વસ્તુઓ છે) અલ્લાહની યાદ(અને આજ્ઞાપાલન)થી (તેનો ભાવાર્થ સમગ્ર દીન છે) ગાફેલ ન કરવા પામે (એટલે કે દુનિયામાં એવા ઓતપ્રોત અને રચ્યા પચ્યા ન થઈ જાઓ કે દીનમાં ખલેલ પડવા માંડે) અને જે એવું કરશે એવા લોકો નિષ્ફળ રહેનારા છે (કારણ કે દુનિયાનો નફો તો સમાપ્ત થઈ જશે અને આખિરતનું નુકસાન અને ખોટ કાયમી રહી જશે) અને (આજ્ઞાપાલનમાંથી એક આર્થિક બાબતોના આજ્ઞાપાલન માટે હુકમ આપવામાં આવે છે કે لَا تُلْهِكُمْ એટલે કે સામાન્ય વિષયમાંથી એક ખાસ કલમ આ છે કે) અમે જે કંઈ તમને આપ્યું છે તેમાંથી (વાજિબ હકોને) તે પહેલાં પહેલાં આપી દો કે તમારામાંથી કોઈને કોઈની મોત આવી જાય, પછી તે (અફસોસ અને તમન્ના જાહેર કરી) કહેવા લાગે કે હે મારા પરવરદિગાર ! મને હજુ થોડા દિવસોની મહોલત કેમ ન આપી કે હું ખૈર ખયરાત કરી લેત અને નેક કામ કરવાવાળાઓમાં સામેલ થઈ જાત (અને તેની આ તમન્ના તથા આરઝુ એટલા માટે લાભ વિનાની છે કે) અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને જ્યારે કે તેનો સમય (ઉંમરનો સમાપ્ત થવા ઉપર) આવી જાય છે કદાપિ મહોલત નથી આપતો અને અલ્લાહને તમારા બધા કામોની સંપૂર્ણ ખબર છે (એ જ કર્મો પ્રમાણે બદલાના હકદાર થશો).

**મસ્અલા અને બોધપાઠ :**

يَـٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تُلْهِكُمْ أَمْوَٰلُكُمْ આ સૂરતના પ્રથમ રુકૂઅમાં મુનાફિકોની જૂઠી કસમો અને તેમના ષડયંત્રોનું વર્ણન હતું અને તે સૌનો ખુલાસો દુનિયાની મહોબ્બત તેમનામાં ભારોભાર ભરેલી હોવું હતો, તે જ કારણે જાહેરમાં તેઓ ઈસ્લામનો દા'વો કરતા હતા કે મુસલમાનોના મારથી પણ બચે અને માલે

ગનીમત વગેરેમાં ભાગ પણ મળે. આ જ કારણે તેમનું ષડયંત્ર એ હતું કે મુહાજિરીન સહાબા (રદિ.) ઉપર ખર્ચ કરવાનું બંધ કરી દો. આ બીજા રુકૂઅ્માં નિખાલસ મો'મિનોને સંબોધન છે જેમાં તેમને ડરાવવામાં આવ્યા છે કે દુનિયાની મહોબ્બતમાં એવા ગળાડૂબ ન થઈ જાઓ કે જેમકે મુનાફિકો થઈ ગયા છે. દુનિયાની સૌથી મોટી બે વસ્તુઓ છે જે માણસને અલ્લાહથી ગાફેલ કરે છે, એક છે માલ અને બીજું છે અવલાદ. તેથી આ બંનેનું નામ લેવામાં આવ્યું નહિતર ભાવાર્થ સમગ્ર દુનિયાની માલમત્તા છે અને આ ફરમાનનો ખુલાસો એ છે કે માલ અને અવલાદથી મહોબ્બત એક મર્યાદા સુધી નીંદનીય નથી, તેમની સાથે એક મર્યાદા સુધી લગાવ ન જ માત્ર જાઈઝ છે બલકે વાજિબ પણ થઈ જાય છે પરંતુ તેની આ મર્યાદા હંમેશા સામે રહેવી જોઈએ કે આ વસ્તુઓ માનવીને અલ્લાહ તઆલાની યાદથી ગાફેલ ન કરી દે. અહીંયાં ذِکْر (ઝિક્ર)નો ભાવાર્થ કેટલાક તફસીરકારોએ પાંચ વખતની નમાઝ અને અમુકે હજ્જ, રોઝા અને અમુકે કુર્આન ઠરાવ્યું છે. હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે ઝિક્રનો ભાવાર્થ અહીંયાં બધા જ પ્રકારનું આજ્ઞાપાલન અને ઈબાદતો છે અને આ જ નિવેદન સૌથી વધારે મજબૂત છે. *(કુર્તુબી)*

ખુલાસો એ છે કે આ દુનિયાના આર્થિક સરસામાનમાં એટલા પ્રવૃત્ત રહેવાની તો ઈજાઝત છે કે તે અલ્લાહ તઆલાના ઝિક્ર એટલે કે તેના આજ્ઞાપાલનથી માનવીને ગાફેલ અને બેદરકાર ન બનાવી દે કે તેની મહોબ્બતમાં સંડોવાઈને ફરજ અને વાજિબો અદા કરવામાં ઉણપ રાખવા માંડે અથવા હરામ અને મકરૂહમાં સપડાઈ જાય અને જે એવું કરે તેમના વિશે اُولٰٓئِکَ هُمُ الْخٰسِرُوْنَ આવ્યું છે, એટલે કે આ જ તે લોકો છે જેઓ નુકસાનમાં પડનારા છે, કારણ કે તેમને આખિરતની મહાન અને હંમેશા બાકી રહેનાર નેઅ્મતોના બદલામાં દુનિયાની તુચ્છ અને નષ્ટ થનાર નેઅ્મતોને અપનાવી લીધી તેનાથી મોટું નુકસાન શું હોઈ શકે છે !?

وَاَنْفِقُوْا مِمَّا رَزَقْنٰكُمْ مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَ اَحَدَكُمُ الْمَوْتُ આ આયતમાં મોતના આવવાથી ભાવાર્થ મોતના ચિહ્નો જાહેર થવા માંડવા છે અને ભાવાર્થ એ છે કે મોતના ચિહ્નો જાહેર થતા પહેલાં તંદુરસ્તી અને શકિતની હાલતમાં પોતાનો માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરીને આખિરતના દરજ્જાઓ પ્રાપ્ત કરી લો

નહિતર મોત પછી આ માલ વગેરે તમારા કંઈ જ કામ આવશે નહીં. ઉપરોક્ત જાણ થઈ ચૂકી છે કે "ઝિક્ર"થી ભાવાર્થ બધા જ પ્રકારના આજ્ઞાપાલન અને શરીઅતના હુકમોની પાબંદી છે જેમાં જરૂરતના સમયે માલ ખર્ચ કરવો પણ સામેલ છે. પછી અહીંયાં માત્ર માલ ખર્ચ કરવાને જૂદુ કરીને વર્ણન કરવાના બે કારણો હોઈ શકે છે. પ્રથમ એ કે અલ્લાહ તઆલા અને તેના હુકમો ઉપર અમલથી માનવીને બેદરકાર બનાવનાર સૌથી મોટી વસ્તુ માલ જ છે તેથી તે વસ્તુઓમાં માલ ખર્ચ કરવાનો હોય છે જેમકે ઝકાત, ઉશ્ર, હજ્જ વગેરે, તેથી તેને અલગથી વર્ણન કરી દીધું. બીજું કારણ એ પણ હોઈ શકે છે કે મોતના ચિહ્નો જાહેર થવાના સમયે એ ન તો કોઈના હાથમાં છે અને ન જ કોઈ તેની કલ્પના કરી શકે છે કે તે સમયે પોતાની કઝા નમાઝો અદા કરે અથવા તો પોતાની છૂટી ગયેલી ફરજ હજ્જ અદા કરે અથવા રમઝાનના છૂટી ગયેલા રોઝા રાખી લે પરંતુ પોતાનો માલ પોતાની સામે હોય છે અને એવો વિશ્વાસ થઈ જ જાય કે હવે આ માલ પણ મારા હાથમાંથી ચાલ્યો તો તે સમયે પણ એવી તમન્ના થઈ શકે છે કે જલદી જલદી માલ ખર્ચ કરીને આર્થિક ઈબાદતોની ઉણપની ભરપાઈ કરીને છુટકારો પ્રાપ્ત કરી લઉં, વળી એ કે બધા જ સદકાઓ બીજી બલાઓ અને અઝાબને ટાળવામાં પણ અસરકારક હોય છે.

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે કયો સદકહ સૌથી વધારે સવાબ અને બદલો ધારણ કરે છે ? રસૂલે કરીમ ﷺએ કહ્યું કે એવા સમયે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવો જ્યારે કે માનવી તંદુરસ્ત હોય અને પોતાની હવે પછીની જરૂરિયાતોના સંદર્ભમાં એ ડર પણ હોય કે માલ ખર્ચ કરી નાંખીશ તો ક્યાંક પાછળથી હું પોતે મોહતાજ ન થઈ જાઉં અને કહ્યું કે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાને એવા સમય સુધી ન ટાળો જ્યારે કે રૂહ તમારા ગળામાં આવી જાય અને મરવા લાગો તો તે સમયે કહો કે આટલો માલ ફલાણાને આપી દો, આટલો ફલાણા કામમાં ખર્ચ કરી દો.

فَيَقُوْلَ رَبِّ لَوْلَآ اَخَّرْتَنِيْٓ اِلٰٓى اَجَلٍ قَرِيْبٍ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ આયતની તફસીરમાં કહ્યું કે જે વ્યક્તિના માથે ઝકાત વાજિબ હતી અને તેણે અદા ન કરી અથવા હજ્જ ફરજ હતી અને અદા ન કરી તે મોત સામે આવી ગયા

પછી અલ્લાહ તઆલા પાસે એવી તમન્ના કરશે કે હું ફરી પાછો દુનિયામાં જાઉં, એટલે કે મોતમાં મને કંઈક મહોલત મળી જાય જેથી હું સદકહ અને ખયરાત કરી લઉં અને ફરજથી મુક્તિ પ્રાપ્ત કરી લઉં, أَكُنْ مِّنَ الصّٰلِحِيْنَ એટલે કે તે મરવાના સમયે એવી પણ તમન્ના કરશે કે કંઈક મહોલત મળી જાય તો એવા અમલો કરી લઉં જેના કારણે સાલિહીનમાં સામેલ થઈ જાય. એટલે કે જે ફરજો અને વાજિબો છૂટી છે તેને કઝા કરી લઉં અને જે હરામ કામો અને મકરૂહ કામોમાં સંડોવાયો હતો તેનાથી તવબહ અને ઈસ્તિગફાર કરીને નચિંત થઈ જાઉં, પરંતુ અલ્લાહ તઆલાએ આગલી આયતમાં બતાવી દીધું કે મોત આવી ગયા પછી કોઈને આવી મહોલત આપવામાં આવતી નથી માટે આવી તમન્નાઓ વ્યર્થ અને બેકાર છે.

بِحَمْدِ اللّٰهِ تَعَالٰى تَمَّتْ سُوْرَةُ الْمُنَافِقُوْنَ قَبْلَ صَلٰوةِ الْجُمُعَةِ لِلثَّالِثِ عَشَرَ مِنْ

جُمَادَى الثَّانِيَةِ ١٣٩١ھ

સૂરએ મુનાફિકૂનનો અનુવાદ પૂર્ણ થયો, અલ્હમ્દુલિલ્લાહ !

□□□□□□□□□□□□

તારીખ : ૧૮ જુલાઈ ૨૦૧૪ મુતાબિક ૧૯ રમઝાન ૧૪૩૫ હિજરી

ગુજરાતી અનુવાદક : ઈલ્યાસ પટેલ ખાનપુરી

□□□□□□□

જિલ્દ ૧૦ સમાપ્ત

અલ્હમ્દુલિલ્લાહ !